ૐ

જેઓશ્રીની અમોઘ
કૃપાવડે અનેકના
અંતરમાં સ્ફુરિત
થયેલા, અનેકની
શુદ્ધભાવનામાં
પોષણ પામેલા,
અને
અત્યારે સાકાર સ્વરૂપે
પ્રગટ થતા,
નાથજીવનના ભવ્ય
આદર્શનો
આ
સ્મારક ગ્રંથ
નાથપ્રભુના
પાવન
ચરણકમલોમાં
સમર્પણ



પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્મા–આચાર્યજી

પ્રાગટ્ય
સં. ૧૯૧૪ના આશ્વિન સુદિ ૪

સ્વરૂપાવસ્થાન
સં. ૧૯૮૭ના આશ્વિન વદિ ૧૧



# પૂર્વભૂમિકા

મહાત્માશ્રી શ્રીમન્ નથુરામશર્માજીના શુભનામથી કયા મુમુક્ષુ અજાણ્યા છે ? સૌરાષ્ટ્રમાં ઝાલાવાડ વિભાગના લીંબડી શહેર નજીક આવેલા ગોજીદડ ગામમાં વિક્રમ સંવત્ ૧૯૧૪ના આશ્વિન સુદિ ત્રીજ ઉપરાંત ચોથ રવિવાર રાત્રિના આશરે આઠ વાગ્યે તેઓશ્રીનું પ્રાકટ્ય થયું હતું. શુક્લ યજુર્વેદની માધ્યંદિનશાખાના ઔદીચ્ય વિપ્ર રાવળ પીતાંબરજી તેઓશ્રીના પિતા થાય, અને નંદુબા માતા થાય ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ ગોજીદડમાં, છઠ્ઠું ધોરણનો અભ્યાસ મોસાળના ગામ સુદામાં, જ્યોતિષનો અભ્યાસ ચોટીલાપાસે ગેવાસા ગામમાં અને ટ્રેનિંગ કોલેજ-અધ્યાપન મંદિરનાં બે વર્ષનો અભ્યાસ તેઓશ્રીએ રાજકોટમાં કર્યો હતો ત્રીજા વર્ષના સિનિયર કલાસના અભ્યાસમાટે અમદાવાદ જવું હતું, પણ પિતાનું અવસાન થતાં એ વિચાર બંધ કરી કુટુંબની જવાબદારી વહન કરવા પોરબંદર તાબાના અડવાણા ગામમાં શિક્ષક તરીકે જોડાયા. ત્યાંથી લીંબુડા બદલી થઈ, અને લીંબુડાથી જાફરાબાદ બદલી થઈ. આ ત્રણ સ્થાને શિક્ષક હતા. જાફરાબાદથી માંગરોળ જવું થયું, પણ ત્યાં રાજ્યની, નોકરી મળી. માંગરોળથી વરલમાં કારભારી થયા. આટલો વ્યવહાર કાળનો સમય ગણાય.

અવલોકનની દૃષ્ટિએ જ્યારે ગોજીદડથી માંડી વરલસુધીની જીવનચર્યા જોવામાં આવે તે ત્યારે તેમાં પણ પારમાર્થિક સાધનાની તમન્ના નજરે પડે છે. ગોજીદડની શેરીઓમાં રમવાને બદલે વાંસલનદીના જલતરંગો નિહાળતા, પ્રકૃતિનું સૌંદર્ય નિહાળતા અને કોઈ પરમ સુખદ તત્ત્વની શોધમાં હોય એમ જણાતું. એ સમયે પણ શાળાના કોઇ એકાંતભાગમાં બેસી આંખો બંધ કરી તેઓશ્રી બેસવાનું પસંદ કરતા, અને ગોજીદડના મઢિયલ મકાનની ઓટલીપર બેસી ધ્યાન ધરતા રાજકોટમાં ચિંતનનું પ્રમાણ વધ્યું, અને જીવનમાં અનેરું ગાંભીર્ય દેખાવા લાગ્યું. તેઓશ્રીનું સાધુ જેવું વર્તન જોઈને તેઓશ્રીના એક મિત્રે તેઓશ્રીનું "સાંઈ" (સ્વામી) એવું નામ પાડેલું, અને ત્યારથીજ મહાત્માપણાનાં બીજ સ્પષ્ટ જણાતાં હતાં.

અડવાણામાં તેઓશ્રીએ સ્વતંત્રપણે અંગ્રેજી અને ઉર્દૂનો અભ્યાસ કરી લીધો, અને કામપૂરતું કાયદાનું જ્ઞાન પણ મેળવી લીધું વ્યવહાર જ્ઞાનસાથે શાસ્ત્રનો અભ્યાસ પણ આરંભ્યો. પવિત્ર સોમપરા બ્રાહ્મણ વાસુદેવગોરપાસે વેદાંત, યોગ ને કર્મકાંડનો અભ્યાસ શરૂ કર્યો અને સાધુ આત્મારામ, સાધુ કલ્યાણદાસજી માતાજી રામબાઈ આદિ સાથે કથા, સત્સંગ, તથા ધ્યાન આદિ કરી જીવનનું આધ્યાત્મિક ઘડતર આરંભ્યુ. દિનચર્યા એ વખતથીજ બહુ નિયમિત અને વ્યવસ્થિત. જમવાનું પણ એક વખત. રાત્રિએ થોડું દૂધ લેતા. ખાટલા અથવા ઢોલિયાપર પથારી નહિ ત્રિકાલ સ્નાનસંધ્યા ચાલતાં-સવારસાંજ સોરઠી નદીને કાંઠે અને બપોરે ઘરે.

લીંબુડામાં તો આધ્યાત્મિક જીવનની માત્રાએ અજબ પલટો લીધો. અડવાણામાં

કથા સાંભળતા, લીંબુડામાં કથા સંભળાવતા. રાત્રિના ત્રણથી સવારના સાતસુધી ધ્યાન ચાલવા લાગ્યું, અને રજાના દિવસે દિવસના ભાગમાં પણ ઘરનાં બારણાં બંધ કરી તેઓશ્રી ધ્યાનમાં બેસતા. સાથે સાથે મુખ્ય મુખ્ય ધર્મોના ગ્રંથો વાંચી વિચારી લીધા, અને અનેક-વિધ સ્વાધ્યાયના ફલરૂપે "સ્વાભાવિક ધર્મ"નામક પ્રથમ પુસ્તક પ્રકાશમાં આવ્યું. લીંબુડાથી અમુક સમયની રજા લઈ મોજીદડ જવાનું થયું. વ્યવહારમાટે જવું થયું હતું, પણ તેને સ્થાને એ બધું ભૂલીને નિવાસના ઘરમાંજ ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ સતત ધ્યાનમાં બિરાજી ગયા, અને મોજીદડથી લીંબુડા પાછા વળતાં લીંબુડા જવાને બદલે જૂનાગઢ આવી ગિરનારપર ચડ્યા, પાસેનું બધું-દ્રવ્ય વસ્ત્રો આદિ સાધુસંતોને આપી દઈ ત્યાગીની પેઠે શેષાવનમાં હનુમાનધારા પાસેના કોઈ નિર્જન ને એકાંત સ્થાનમાં યોગસાધનામાટે પધાર્યા, અને સમાધિમાં બિરાજી ગયા. અમુક દિવસે એ સાધન જીવને જોખમે સિદ્ધ કર્યા પછી લીંબુડા ગયા. તેઓશ્રીની સંતતાએ લીંબુડામાંજ ઘણાને ખેંચ્યા, અને કેટલાક સુભાગીઓ તેઓશ્રીના શિષ્યો બન્યા.

જાફરાબાદ તો આધ્યાત્મિક ચિંતનનું કેન્દ્ર બની ગયું. પ્રભુની પરીક્ષામાં પાસ થવાની તડામાર તૈયારી ચાલી. દિવસ અને રાત્રિ એકજ ચિંતન, એકજ વિચારધારા, એકજ અનુસંધાન. અહીં ધર્મમંથનના સારરૂપ બીજો ગ્રંથ બહાર પડ્યો-"મનુષ્યમિત્ર" અને લીંબુડાની પેઠે અહીં પણ કેટલાક શરણમાં આવ્યા. જાફરાબાદ જીવનમાટે સમરભૂમિ બની. એકતરફ માતા નંદુબા પુત્રને સંસારી બનાવવા મથે છે, અને બીજી તરફ શિક્ષકતા જીવનમાં જાગેલી તન્મયતા પ્રભુમિલનમાટે તલસે છે. એક ઝટકે લગ્નજીવનની સોનેરી જાળ ફગાવી દઈ નાથ ત્યાંથી પ્રભુને શોધવા હિમગિરિને માર્ગે પ્રયાણ કરે છે.

હિમગિરિના કોઈ ભીષણ અરણ્યમાં આસન નાંખે છે, અને પદ્માસને બેસી જાય છે. એકજ નિશ્ચય છે. "મરણ અથવા મિલન." કંપાવી નાંખે એવી શિયાળાની કડકડતી ઠંડી, પવનના કાતિલ ઝપાટા, અરણ્યની ભયાનકતા. હિંસક પશુઓની હાજરી, રાત્રિનું મરણજેવું ઘાટું અંધારું અને માજા મૂકાવે એવું પ્રકૃતિનું તાંડવ-આ બધાંએ એક બની મોરચો માંડ્યો, પણ તેઓશ્રીનો શિવસંકલ્પ ચલાયમાન ન થયો. દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ જતા જાય છે, તોય મૂર્તિની અચલતા ધારણ કરી બેઠેલા નાથનું ધ્યાન તૂટતું નથી, સમાધિ તૂટતી નથી. મને માયાસાથે સંગ્રામ માંડ્યો છે. આખરે માયાના અંધકારમાંથી પ્રકાશ ફૂટે છે-એ પ્રકાશ સૂર્યનો નહિ, ચંદ્રનો નહિ, અગ્નિનો નહિ, પણ એ ત્રણેને પ્રકાશનારનો પ્રકાશ-શુભ્ર અને શાંત. એ પ્રકાશમાં પ્રભુનાં નિર્ગુણ નિરાકાર સ્વરૂપનાં દર્શન થયાં, અને પછી એજ પ્રકાશે પ્રભુનું સગુણસાકાર સ્વરૂપ ધર્યું. એ દર્શન થતાં જાફરાબાદના શિક્ષક સાચા સંત બન્યા અને મોજીદડના એ બ્રાહ્મણ બ્રહ્મદર્શન કરી બ્રહ્મર્ષિ બન્યા. રોમેરોમમાં પ્રભુતા પ્રસરી ગઈ-આંખોમાં, મુખમાં, વાણીમાં, અરે! આખા દેહમાં. સાક્ષાત્ પ્રભુ એ દેહમાં બિરાજી ગયા હોય એટલી અલૌકિકતા, એટલી પ્રભુતા, એટલો પ્રતાપ ત્યાં આવી વસ્યાં.

માંગરોળે તેઓશ્રીની અલૌકિકતાનો, પ્રભુતાનો અને પ્રતાપનો અનુભવ કર્યો. તેઓશ્રીની આધ્યાત્મિક શક્તિએ ત્યાં અનેક ચમત્કારો સર્જ્યા-કોઈ વિરોધીને વશ કર્યા, કોઈ સેવકને મરણપથારીએથી બેઠા કર્યા, કોઈને યોગપ્રતિભાથી વિનમ્ર બનાવ્યા, અને અનેકના જીવનમાં આસ્તિકતાનો, શાસ્ત્રશ્રદ્ધાનો અને ધર્મપ્રેમનો વાસો કરાવ્યો.

વરસનરેશ હરિસિંહજીએ તો યોગની હુંફ મેળવવા તેઓશ્રીને પોતાના કારભારી બનાવ્યા અને તેમ કરી રાજ્યનું અને પ્રજાનું અને પોતાનું હિત સાધ્યું. વરસથી વ્યવહાર છોડી તેઓશ્રી કાશી પધાર્યા.

કાશીપુરીમાં રામઘાટપર અને પછી ગંગાકિનારે "આનંદગુહા"માં નાથે નિવાસ કર્યો. જેમ જાફરાબાદમાં મરાઠી ભાષા શિખી લીધી તેમ અહીં હિંદી, બંગાલી અને સંસ્કૃતનો ઉચ્ચ અભ્યાસ કરી લીધો. માંગરોળમાં જેમ તેઓશ્રીનો ત્રીજો ગ્રંથ "પરમપદ-બોધિની" બહાર પડ્યો, તેમ કાશીપુરીમાં સિદ્ધયોગેશ્વરના યોગગ્રંથો "યોગકૌસ્તુભ" "નાથસ્વરોદય" "યોગપ્રભાકર" પ્રકટ થયા અને "પાતંજલયોગદર્શન" પર વિશુદ્ધ ગુજરાતી ટીકા લખી નાંખી.

તેઓશ્રીની તપશ્ચર્યાનું છેલ્લું સ્થાન છે. જૂનાગઢથી ગિરનાર જતાં દામોદરજીને સામે કાંઠે આવેલ "મુચકુંદગુફા." આ સ્થાને રાજા મુચકુંદનું નામ અમર કર્યું છે, અને તેનીપાસે કાળયવનનો નાશ કરાવનાર ભગવાન્ કૃષ્ણચંદ્રનો પૌરાણિક ઇતિહાસ સંગ્રહી રાખ્યો છે. આ સ્થાનમાં ગુરુદેવે સાત-આઠ માસ ભીષણ તપ કર્યું. આ તપ દેહનું હતું, ઇન્દ્રિયોનું હતું, પ્રાણનું હતું, મનનું હતું. આત્મજ્ઞાન પછી જ્ઞાનીએ મનોનાશ અને વાસના-ક્ષય કેમ કરવાં તેનું રહસ્ય રાજયોગની નિર્વિકલ્પ સમાધિદ્વારા તેઓશ્રીએ અહીં દાખવ્યું. અહીં ત્રણ માસનું અખંડ મૌન સેવેલું. એ મૌન એવું કે જેમાં પરમાત્મદર્શનજ થાય, અને એમનો અભેદ અનુભવાય. આ નિર્વિકલ્પ સમાધિ એટલે વિકાસની અંતિમ સ્થિતિ-એ વિકાસ એટલે પૂર્ણતા અને પરમાનંદની નિત્યપ્રાપ્તિ આ સ્થાનમાંજ પ્રકટ આચાર્યરૂપે તેઓશ્રીનું પ્રથમ પૂજન થયું, અને તેઓશ્રીએ બરાબર ચાળીશ વર્ષસુધી આચાર્યરૂપે જન-કલ્યાણ કર્યું. લીંબુડાથીજ એટલે સં. ૧૯૩૬ના વર્ષથીજ અપ્રકટ આચાર્ય તો હતા, અને એ વર્ષો ગણીએ તો આચાર્યકાર્ય બરાબર પાંચ દાયકાનું ગણાય.

તેઓશ્રીએ ગામેગામ પ્રવાસદ્વારા, પ્રવચનદ્વારા, વાર્તાલાપદ્વારા, ગ્રંથોદ્વારા અને આપશ્રીના ધર્મમય પ્રત્યક્ષ જીવનદ્વારા માનવજાતને શુભ સંસ્કાર આપ્યા છે-સદાચારના, નૈતિક જીવનના, ધર્મના, તત્ત્વજ્ઞાનના તેઓશ્રીએ શરીરની શુદ્ધિ શિખવી છે, વાણીની શુદ્ધિ શિખવી છે, વિચારની શુદ્ધિ શિખવી છે, વર્તનની શુદ્ધિ શિખવી છે.

તેઓશ્રીએ એકસો ઉપરાંત ગુજરાતી ગ્રંથો લખ્યા છે. તેઓશ્રીએ વૈદિક કર્મકાંડનું રહસ્ય સમજાવનારા ગ્રંથો રચી ચિત્તમાં ચોટેલાં પાપની મલિનતા ટાળી ચિત્ત શુદ્ધ કેમ કરવું તે બતાવ્યું છે; તેઓશ્રીએ વૈદિક ઉપાસના, ભક્તિ અને યોગ ઉપર અનુભવ ગ્રંથો લખી ચિત્તની ચંચળતા ટાળવાના અને ચિત્તને સ્થિર કરવાના ઉપાય બતાવ્યા છે, અને ચિત્તને પરમ વિશુદ્ધ-પરમ સાત્ત્વિક બનાવી નિદિધ્યાસનદ્વારા આત્મદર્શન કેમ કરવું એ માર્ગ દેખાડનારા જ્ઞાનગ્રંથો પણ લખ્યા છે. તેઓશ્રીરચિત ધર્મસાહિત્ય બહુ વિપુલ છે. એ જ્ઞાનભંડાર સુંદર પુષ્પવાટિકા છે. તેમાં પ્રવેશતાં મન શાંત બને છે અને સંસાર ભૂલે છે.

સાહિત્યની દૃષ્ટિએ વિભાગ પાડીએ તો એમાં ટીકાગ્રંથો છે, પત્રગ્રંથો છે, નિબંધગ્રંથો છે, વ્યાખ્યાનગ્રંથો છે, કાવ્યગ્રંથો છે, ચિત્રપટો છે. વિષયની દૃષ્ટિએ વિભાગ પાડીએ તો તેમાં કર્મકાંડના ગ્રંથો છે, ઉપાસના-ભક્તિના ગ્રંથો છે, યોગગ્રંથો છે, જ્ઞાનના અલૌકિક ગ્રંથો છે. એ ગ્રંથોમાંથી ગમે તે ગ્રંથ વાંચો, પછી એ નાનો હોય કે મોટો તો તમને સમાધાન મળશે, માર્ગદર્શન મળશે, નવું જાણવાનું મળશે, અને સૌથી વધારે મનની શાંતિ મળશે.

તે બધામાં એકજ સંદેશો છે, અને એ બધાનું વહન આત્મા અથવા પરમાત્માના પ્રદેશભણી છે. તે ગ્રંથો એક દેશમાટે અથવા એક કાળમાટેજ નથી, પણ સર્વ દેશ અને સર્વ કાળમાટે છે. તટસ્થ ભાવથી અને અવધાનપૂર્વક તેમાંનું ગમે તે એક વાંચો અને અનુભવો એટલે કે જાણે તમે હતા એ નથી–તમે બદલી ગયેલા જણાશો. તેમાં તન્મય થયા પછી તમને જે અનુભવાય તેનો તમેજ ન્યાય આપજો. તમે જ્યારે જીવનની કોઈ પણ મુંઝવણમાં હો ત્યારે તમારી આતુર આંખો એ ગ્રંથનાં પાનાંપર ફેરવજો. મનને ક્ષુબ્ધ કરનારા વિચારો પલાયન થશે, અને તેને સ્થાને તમારા અંતઃકરણમાં શાંતિનું પુષ્પ ખીલશે.

તે બધાં પુસ્તકો તમને એક વાત કરશેઃ–"અમે એ મહર્ષિનાં આંદોલનો છીએ, અને અમારામાં પ્રેરણા આપવાનું બલ છે અમારી પાસેથી સત્ય જાણવા ઇચ્છનારને અમે સત્ય સમજાવશું, અને સત્યનો અનુભવ કરવા ઇચ્છનારને અમે સત્યનો અનુભવ કરાવશું." એ ગ્રંથો દિવ્યપુષ્પોનો બગીચો છે–તે બધાં દિવ્ય પુષ્પો જોવામાં રમણીય છે, રંગમાં રમણીય છે. સૌરભમાં રમણીય છે. તેમને પાને પાને પરમાત્માનો પ્રસાદ ભર્યો છે અને એ બધામાં ચેતનનો પ્રકાશ ચમકે છે.

તેઓશ્રીના ગ્રંથોમાં છે એજ તેઓશ્રીના જીવનમાં હતું, અને જે જીવનમાં હતું એ બધું ગ્રંથોમાં બનાવ્યું છે આ ગ્રંથો તેઓશ્રીનો અક્ષરદેહ છે. આ ગ્રંથોમાં અને વિદ્યમાન હતા ત્યારે તેઓશ્રીએ ઘોષણા કરી છે કે "અલ્પ મટીને મહાન્ થવું હોય તો અંગત સ્વાર્થના ઘેરા વમળમાંથી બહાર આવી ત્યાગને માર્ગે વળવું પડશે અને પ્રભુની પરમશાંતિ પામવી હોય તો તેમાં અંતરાય નાંખનારી મલિન આસક્તિને દૂર કરવી પડશે."

માનવજીવનમાં ધન, સત્તા અને પદવીને સ્થાને તેઓશ્રી "સુબુદ્ધિ"ની પ્રાપ્તિને અગ્રસ્થાન આપતા. સુબુદ્ધિની પ્રાપ્તિવડે મનુષ્ય સુલભતાથી સુખની પ્રાપ્તિ કરી શકે છે, અને કુબુદ્ધિની પ્રાપ્તિવડે મનુષ્ય સુલભતાથી દુઃખની પ્રાપ્તિ કરી શકે છે. રાવણપાસે 'બધું' હતુંઃ અતુલ સામર્થ્ય હતું, વિપુલ વૈભવ હતો, અમાપ લક્ષ્મી હતી, અને અજોડ સત્તા હતી, પરંતુ તેની પાસે હતું શું નહિ? "સુબુદ્ધિ." તેની કુબુદ્ધિએ તેના સામર્થ્યનો દુરુપયોગ કરાવ્યો, તેની સત્તાને પરપીડનમાં પ્રેરી અને તેને લંપટ બનાવ્યો. રાવણનું સર્વસ્વ તે ભરખી ગઈ ત્યારેજ એ કુબુદ્ધિ શાંત પડી. ત્યારે સુબુદ્ધિના સામર્થ્યે પ્રભુ રામચંદ્રજીના જીવનને ઓપાવ્યું છે રાજ્યગાદી મળવાની હતી અને જે આનંદ હતો તેજ આનંદ રાજ્યગાદીના ત્યાગપ્રસંગે પણ મુખપર શોભતો હતો. રાજ્યનો વૈભવ તેઓશ્રીને લોભાવી શક્યો નહિ, અને પિતાની આજ્ઞાના પાલનમાંથી ચલાયમાન કરી શક્યો નહિ તેમ ભાઈ ભરતપ્રતિ વૈરબુદ્ધિ અને માતા કૈકેયીપ્રતિ તિરસ્કારવૃત્તિ ઉપજાવી શક્યો નહિ. ભરતમાટે રાજ્યગાદી માગનાર માતા કૈકેયીપ્રતિ એજ પૂજ્યભાવ, અને નાનાભાઈ ભરતપ્રતિ એજ વિશુદ્ધ પ્રેમ. જોયો રાવણની કુબુદ્ધિ અને રામચંદ્રજીની સુબુદ્ધિનો પ્રભાવ? જો રાવણ જેવા દંભી, કપટી ને દુરાચારી બનવું હોય તો કુબુદ્ધિને શરણે જવું, અને ભગવાન્ રામજીજેવા વચનપાલક, નિર્વૈર અને પવિત્ર બનવું હોય તો સુબુદ્ધિને શરણે જવું. ગુરુદેવે સુમતિ મેળવવા નીચેના મંત્રજપની આજ્ઞા આપી છેઃ—

"શ્રેષ્ઠ પ્રતાપી પ્રભુતણું, ધરું છું મનમાં ધ્યાન,
જે પ્રભુ દે છે સુજને, સદા "સુમતિ" નું દાન."

આમ પ્રતિપાદન કરી તેઓશ્રીએ જીવનની એક અનોખી દૃષ્ટિ આપી છે અને જીવન

જીવવાની એક અદ્ભુતકલા શિખવી છે તેઓશ્રી એમ પ્રશ્ન કરતા કે જો સત્તામાં સાચું સુખ હોય તો પછી સમ્રાટોનાં ચિત્તમાં ઊંડે ઊંડે અશાંતિની ચિનગારી શામાટે દાહ આપ્યા કરતી હશે? જો લક્ષ્મીમાં સાચું સુખ સમાયેલું હોય તો પછી લક્ષ્મીનંદનો શામાટે અપૂર્ણતાનું દુઃખ અનુભવ્યા કરતા હશે? જો સાક્ષરતામાં સાચું સુખ રહેલું હોય તો પછી જ્ઞાનના ભંડાર વિદ્વાનોમાં તેજોદ્વેષનો અગ્નિ કેમ બળ્યા કરતો હશે? આનો જવાબ એજ છે કે આ પદાર્થોમાં સાચું સુખ છેજ નહિ. ચિત્તમાં રહેલી આવી અશાંતિને, આવી અપૂર્ણતાને, આવા તેજોદ્વેષને સદાને માટે મટાડવા તેઓશ્રીએ અનુપમ માર્ગદર્શન આપ્યું છે:—

આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અવ્યવસ્થા, મોહ, પરનિંદા, ભય અને શોક-આટલા તમોગુણના ધર્મોને અથવા તામસ અસુરોને સાધકે પ્રથમ પોતાના ચિત્તમાંથી નિવૃત્ત કરવાના છે, અને તે પછી કામ, ક્રોધ, લોભ, મત્સર, દંભ, કુતૂહલ અને અટ્ટહાસ્ય-આટલા રજોગુણના ધર્મોને અથવા રાજસ અસુરોને પણ સાધકે પોતાના ચિત્તમાંથી નિવૃત્ત કરવાના છે. તે પછી જ્ઞાનનું અભિમાન અને સુખનું અભિમાન એટલે સત્ત્વગુણના ધર્મોને અથવા અહંભાવરૂપ સૂક્ષ્મબેડીને તોડવાની છે—સાધકે ચિત્તમાંથી નિવૃત્ત કરવાની છે. આમ કરતાં સમુદ્રમંથન થતાં જેમ અમૃત સાંપડ્યું હતું તેમ ચિત્તનું સંશોધન થતાં, ચિત્તના સાગરમાંથી શુદ્ધ સત્ત્વગુણદ્વારા અમરતત્ત્વનું અમૃત સાધકને સાંપડે છે, અને જીવન્મુક્તિની આ સ્થિતિ પ્રાપ્ત થતાં જીવનની બધી અશાંતિ, બધી અપૂર્ણતા, બધી અતૃપ્તિ, બધો ચણચણાટ મટી જઈ અર્જુનને ભગવાન્ દ્વારા જેવી દિવ્યદૃષ્ટિ સાંપડી હતી તેવી દિવ્યદૃષ્ટિ સાંપડી જાય આ દિવ્ય દૃષ્ટિ એટલે જીવનની પરમસિદ્ધિ. પછી એ મહાપુરુષને જીવનની બધી સ્થિતિઓમાં આનંદ, આનંદ, ને આનંદજ અનુભવાય. ધનવાન્ હોય તોય આનંદ અને નિર્ધન હોય તોય આનંદ. રાજા જનકજેવો રાજ્યવૈભવ હોય તોય આનંદ અને ભિક્ષુકની ઝોળી હોય તોય આનંદ. સાક્ષરતા હોય તોય આનંદ અને નિરક્ષરતા હોય તોય આનંદ. માન મળે તોપણ આનંદ અને અપમાન થાય તોપણ આનંદ. સ્તુતિમાંય આનંદ નિંદામાંય આનંદ. આનંદ એ જીવન બની જાય છે અને જીવન એ આનંદ બની જાય છે.

મનુષ્યમાં બુદ્ધિવૈભવની બહુ અગત્ય નથી, બુદ્ધિની શુદ્ધિની ખરી અગત્ય છે. માનવસમાજમાં જો સુબુદ્ધિ અથવા બુદ્ધિની શુદ્ધિ આવી જાય તો ભાઈ ભાઈ વચ્ચેના, વર્ગ વર્ગ વચ્ચેના, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના કલેશો-ઝગડાઓ-સાઠમારીઓ ન રહે. સ્વાર્થના ગંદા કીચડમાં ખૂંચેલું જીવન પરોપકારી બની જાય, પરકલ્યાણ કરનારું બની જાય, ત્યાગની ભાવનાવાળું બની જાય. પછી તેને બીજાનાં ધન, સંપત્તિ અને સત્તા પચાવી લેવાનું મન ન થાય, પણ પોતાનું બધું દીન, દુઃખી અસહાયને આપી દેવાનું મન થાય. બીજાને પીડવા તે ન ઇચ્છે, પણ બીજાનું દુઃખ દેખી તેનું હૃદય દ્રવી ઊઠે. તેનામાં એવી ત્યાગબુદ્ધિ આવી જાય કે તે સાચો સેવક બની પરકલ્યાણમાં સ્વજીવનના કણેકણ ખર્ચી નાંખે.

જીવનની આ અનોખી દૃષ્ટિ દેનાર બીલખા-આનંદાશ્રમના અવતારી આચાર્યપ્રવર શ્રીમન્નાથપ્રભુના પ્રાકટ્યને સં. ૨૦૧૪ના આશ્વિનમાસની સુદિ ચોથને શુભ દિવસે સો વર્ષ પૂરાં થશે અથવા પૂરાં સો વર્ષ થશે એટલે શિષ્યસમુદાયે સં. ૨૦૧૩ના આશ્વિનમાસની સુદિ ચોથે-સોમા વર્ષના પ્રારંભદિનથીજ "નાથશતાબ્દી મહોત્સવ" ઊજવી "નાથશતાબ્દી વર્ષ"ના ઉત્સવોનો પ્રારંભ કર્યો અને ત્યારથી એ આખું વર્ષ ગામડે ગામડે અને મોટાં શહેરોમાં શિષ્ય-અશિષ્ય સૌ ઉત્સવ યોજી પ્રજાને તેઓશ્રીનાં જીવન અને સંદેશનું રહસ્ય

સમજાવી રહ્યા છે, અને શતાબ્દીવર્ષની સમાપ્તિનો મહોત્સવ ભીલખા-આનંદાશ્રમમાં સં ૨૦૧૯ના આશ્વિનમાસની શુદિ ચોથ અને ગુરુવારે ઊજવાશે-ઊજવાય છે.

આ મંગલપ્રસંગે "નાથશતાબ્દી મહોત્સવ મહાસમિતિ"એ "નાથશતાબ્દી-સ્મારકગ્રંથ"ની પ્રસિદ્ધિની પણ વિચારણા કરી રાખી છે, અને તેના સંપાદનનું કાર્ય અને એટલે મહાસમિતિના એક મંત્રીને સોંપ્યું છે.

આ કાર્ય જેઓશ્રીમાટે છે તેઓશ્રીની મહત્તા ક્યાં ? અને સંપાદકની અલ્પતા ક્યાં ? કવિવર કાલિદાસે રઘુવંશના પ્રારંભમાં જે ઉચ્ચાર્યું છે તેજ શબ્દો ઉચ્ચારી લઉં. "સૂર્યમાંથી ઉત્પન્ન થયેલ રઘુવંશ ક્યાં અને અલ્પ મર્યાદાવાળી મારી બુદ્ધિ ક્યાં ? તેમ ગુરુદેવનું અદ્‌ભુત જીવન ક્યાં અને મારી અલ્પ શક્તિ ક્યાં ?

શ્રીમન્ નાથપ્રભુના જીવનવિષે અને સર્જનવિષે એટલું બધું રુચિભેદે અને દૃષ્ટિભેદે લખાયું છે કે તેમાંથી શું લેવું અને શું મૂકી દેવું એ વિકટ પ્રશ્ન છે. જેમ સાકરના રમકડાંમાં બધે મિઠાશ હોય તેમ ગુરુદેવના જીવનનાં અંગપ્રત્યંગમાં મિઠાશ ભરી છે, એટલે કશું મૂકી દેતાં મન ન થાય. પણ અમુક મર્યાદામાં રહીનેજ આ કાર્ય કરવાનું હોઈ બહુ સાવધાનતા રાખવી પડી છે ભિન્ન ભિન્ન રુચિના અને ભિન્ન ભિન્ન વિચારધારાના વાચકોને પણ આ ગ્રંથમાંથી કાંઇક પ્રાપ્ત થાય એ દૃષ્ટિ મુખ્ય રાખી છે. ગ્રંથસ્થ કરેલા લેખોમાં અર્ઘ્ય કે અંજલિ પણ છે, નવું વિવેચન પણ છે, અભ્યાસની દૃષ્ટિએ લખાયેલા લેખો પણ છે, તટસ્થ અને તલસ્પર્શી ચિંતન પણ છે. જેને જે રુચિકર જણાય તે લઈ શકે.

આ ગ્રંથ એટલે યુગપુરુષના જીવનનો અર્ક, શુભ સંસ્કારનો સંભાર, જ્ઞાનનો પ્રકાશ. આ ગ્રંથમાં લાગણી હકીકતોનો ઇતિહાસ નથી, પણ તેઓશ્રીના જીવનમાં મૂર્તિમંત થયેલી ભાવનાઓનું રસદર્શન છે, સંસ્કારિતાનો વારસો છે, જીવન કેટલું ઉન્નત, કેટલું દિવ્ય, કેટલું અલૌકિક બની શકે છે તેનું દર્શન છે. કેટલાક લેખોમાં પૂજનની ભાવના દેખાશે, પણ તે સદ્‌ગુણોનું પૂજન છે, ધાર્મિકતાનું પૂજન છે, જીવનની પવિત્રતાનું પૂજન છે, અને પૂજન એટલામાટે છે કે પૂજક કીટભ્રમરન્યાયે પૂજ્યજેવો સદ્‌ગુણી, પૂજ્યજેવો ધાર્મિક, પૂજ્યજેવો પવિત્ર બની શકે સાચું પૂજન એમતુંજ થઈ શકે કે જેમનામાં નૈતિક જીવનની સુંદરતા વસી ગઈ હોય, જેમના રોમેરોમમાં પ્રભુનો પ્રકાશ દેખાતો હોય, અને જેમનું જીવન માનવ-પ્રેમ અને અનુકંપાથી છલકાતું હોય.

આ સ્મારકગ્રંથ જો વિદ્વાનને વિચાર આપી શકે, અભ્યાસનિષ્ઠને અધ્યયન આપી શકે, જિજ્ઞાસુને જીવનનું મૂલ્ય સમજાવી શકે, વાચકને નાથપ્રભુનો મહિમા અલ્પસ્વલ્પ પણ સમજાવી તેઓશ્રી રચિત ગ્રંથોના સ્વાધ્યાયમાં પ્રેરી શકે, અને નાનામોટા સૌમાં તેઓશ્રીએ દર્શાવેલા માર્ગપર ચાલવાની અભિરુચિ પ્રકટાવી શકે તો તેમાંજ આ પ્રયત્નની સફલતા છે.

આ સ્મારકગ્રંથનો અમુક ભાગ નાથશતાબ્દી મહોત્સવ-મહાસમિતિના પ્રમુખશ્રી હીરાલાલભાઇએ ધ્યાનપૂર્વક વાંચી જઈ પ્રસન્નતા દેખાડી હતી. તેજ પ્રમાણે નાથશતાબ્દી મહોત્સવ પ્રકાશનસમિતિના પ્રમુખશ્રી ભાવનગરનિવાસી મુરબ્બી જીવનરામભાઇએ, મુરબ્બી કેશુભાઈ ચંદારાણાએ તથા શ્રીમાન્ કૃપાશંકરભાઈએ પણ શ્રમ લઈ એ ભાગનું અભ્યાસદૃષ્ટિએ અવલોકન કરી મને સુંદર માર્ગદર્શન આપ્યું હતું. આ સૌ મુરબ્બીઓનો પણ હું અંતઃકરણપૂર્વક ઋણી છું.

પ્રકાશન પામતા આ ગ્રંથનાં પ્રુફો જોવાનું કપરું કામ પૂ. સ્વામી ચિદાનંદજીએ

અથવા પૂર્વાશ્રમના મારા લઘુબંધુ દયાળસિંહજીએ બહુ ઉત્સાહ, ખંત અને તન્મયતાથી કર્યું છે. અમે બંને ભિન્ન છતાં એટલા બધા એક છીએ કે તેમને માટે આભારનો એક પણ શબ્દ ઉચ્ચારવો એ મને લાગુ પડી જાય એવા ભયથી હું બંધ રહું છું

ગોંડલના શ્રીભગવતસિંહજી પ્રેસના માલિક શ્રી. કેવળચંદભાઈએ નિવૃત્તજીવન ગાળતા હોવા છતાં કૃપાનાથમાટેના પૂજ્યભાવથી પ્રેરાઈ અને પ્રકાશનના કામમાં પ્રેસઅંગેનું માર્ગદર્શન આપ્યું છે, તેમના સુપુત્રો શ્રી. મનહરભાઈ તથા શ્રી. હરકિશોરભાઈ પણ પિતાજેવાજ સરલ અને સહૃદયી છે અને કૃપાનાથના આ કાર્યને પોતાનું ગણી સારી સગવડતા આપી છે; તેમજ પ્રેસસ્ટાફે ગહૃદયી બની કામમાં સહાનુભૂતિ આપી છે તે માટે આ બધાનો પણ હું અંતરથી ઉપકાર માનું છું

આ ગ્રંથ પ્રકાશનનું કામ ત્વરિતગતિએ થઈ શકે એ મારા પ્રસ્તાવને ધ્યાનમાં લઈ બીલખા-આનંદાશ્રમના ટ્રસ્ટીમંડળના માનનીય મંત્રીશ્રી કેશુભાઈ ઓઝાએ બીલખા-આનંદાશ્રમમાં વ્યવસ્થાપકને સ્થાને કામ કરતા શ્રી અંબાશંકર જોશીને પ્રેસના કામમાં પ્રુફો વાંચવામાટે મદદરૂપ થવા ગોંડલ રહેવા દેવાની પ્રેમભરી અનુમતિ આપી તેમાટે તેમનો પણ અહીં હું સપ્રેમ આભાર માનું છું.

ભાઈ અંબાશંકર જોશી તો આશ્રમના નોકર છે એટલે ફરજ બજાવે, પણ ગુરુદેવના આ કામમાં તેમનો રસ અને સેવાનો ઉમળકો ખરેખર સંતોષ આપે છે.

બીલખા-આનંદાશ્રમમાં ભાઈ અંબાશંકર જોશીનું કામ ઉપાડી લેનાર અને એ રીતે પ્રકાશનમાં મદદરૂપ થનાર પૂજારી દલપતભાઈ અને આશ્રમમાં નિવૃત્તજીવન ગાળનાર શ્રી. જટાશંકરભાઈ પણ ધન્યવાદને પાત્ર છે.

એ બંનેને બીલખા-આનંદાશ્રમના વહીવટમાં માર્ગદર્શન આપી ગોંડલમાં ચાલતા પ્રકાશનકાર્યમાં અપ્રત્યક્ષ પણ સાહાય્ય આપનાર પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજીનો ઉપકાર માનવાનું પણ હું ન ભૂલી શકું.

આ સ્મારકગ્રંથ માટે જે જે લેખો અને કાવ્યો ઉપલબ્ધ થયાં છે તેના તેના લેખકોનો અને રચયિતાઓનો હું હૃદયથી આભાર માનું છું.

આનંદાશ્રમ-બીલખા
વિક્રમ સંવત્ ૨૦૧૪
આશ્વિન સુદિ ચોથ

લિ. સંપાદક
કરણસિંહજી લાલસિંહજી ઠાકોર



॥ ૐ ॥

# અનુક્રમણિકા

મળવાનું સ્થળ:— આનંદાશ્રમ-બીલખા (સૌરાષ્ટ્ર)



મુદ્રણસ્થાન . શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
મુદ્રક : પારેખ કેવળચંદ કાળાભાઈ-ગોંડલ (સૌરાષ્ટ્ર) ૨૯૦

# ચિત્રસૂચી



# નાથશતાબ્દી મહોત્સવ

[ નાથશતાબ્દી મહોત્સવ મહાસમિતિ-આનંદાશ્રમ-બીલખા ]

સૌરાષ્ટ્રને આંગણે લીંબડી શહેર પાસે નાના ગોજીટ્ટ ગામમાં નાથ ભગવાનનું પ્રાકટ્ય સં. ૧૯૧૪ ના આશ્વિન સુદિ ચોથને દહાડે થયું હતું. તેઓશ્રી મનુષ્યરૂપમાં મહેશ્વર હતા એટલે એ જીવન પ્રભુની પ્રભુતાથી ભરેલું હતું. એટલે એ જીવન પ્રભુની દયાથી ભરેલું હતું, એ જીવન પ્રભુની શાંતિથી ભરેલું હતું. તેઓશ્રીની પ્રભુતાએ અનેકનું કલ્યાણ કર્યું હતું. તેઓશ્રીની દયાએ અનેક દુઃખીના દિલમાં હુંફ ભરી હતી. એઓશ્રીના જીવનની શાંતિએ ત્રિવિધતાપથી તપેલા જીવાત્માઓને પરમ શાંતિ આપી હતી.

તેઓશ્રીએ જગતને માનવપ્રેમનો સંદેશો આપ્યો છે: માનવમાત્ર એક પિતાનો પરિવાર છે એવો પણ સંદેશો આપ્યો છે; આ સંદેશો તેઓશ્રીએ જીવનકાળમાં પ્રત્યક્ષ જીવનદ્વારા આપ્યો હતો; પ્રવાસદ્વારા, પ્રવચનદ્વારા અને વાતોદ્વારા આપ્યો હતો અને આ દિવ્યસંદેશો આપશ્રી રચિત એકસો ઉપરાંતના નાના મોટા ગ્રંથોમાં ભરી જગત્ સમક્ષ મૂક્યો છે.

આ અવતારી મહાપુરુષના પ્રાકટ્યને સં. ૨૦૧૪ના આશ્વિન માસની સુદિ ચોથને શુભ દિવસે સો વર્ષ પૂરાં થાય છે એટલે તેઓશ્રીના શિષ્યોએ, પૂજકોએ અને પ્રશંસકોએ "નાથશતાબ્દી મહોત્સવ" ઊજવવા નિર્ણય કર્યો હતો. ૨૦૧૩ના આશ્વિન માસની સુદિ ચોથથી આ મહોત્સવનો પ્રારંભ બીલખા-આનંદાશ્રમમાં થયો, અને સં. ૨૦૧૪ના આશ્વિન માસની સુદિ ચોથે બીલખા-આશ્રમમાં તેની સમાપ્તિ થાય ત્યાંસુધીના સમયને "શતાબ્દી વર્ષ" ગણવામાં આવ્યું.

આ આખું વર્ષ ઉત્સવનું હોવાથી જૂનાગઢ જામજોધપુર, ભાયાવદર, ગોંડલ, ધ્રાફા, ઉપલેટા, માંગરોળ, કેશોદ, બીલખાગામ, ઘાંટવડ, આદ્યપુષ્કર, પોરબંદર, અમદાવાદ, મુંબઈ, રાજકોટ, ભાવનગર, ઉમરાળા, વલ્લભીપુર, ગોજીટ્ટ, કારોલ, કલકત્તા, લીંબડી, જામનગર, દ્વારકા આદિ ગામો અને શહેરોએ પણ બહુ ઉત્સાહથી આ મહોત્સવ ઉજવ્યો છે, અને અન્ય ગામો ઊજવશે.

આ મહોત્સવ ઊજવવાનો એ આશય કે જગત્ આ સંતશ્રીને જાણી શકે, તેઓશ્રીનો મહિમા સમજી શકે, તેઓશ્રીનો જીવનસંદેશ મેળવી શકે આ અમર સંદેશ ફક્ત સૌરાષ્ટ્ર પૂરતો જ નથી, માત્ર ગુજરાતી ભાષા જાણનાર માટે જ નથી, માત્ર ભારતવાસીઓ માટે જ નથી. આ સંદેશો તો દુનિયાના બધા ખંડો માટે હતો, છે અને રહેશે. આ સંદેશો જગત્ આખામાટે સદાને માટે છે અને રહેશે. એને જાણો અને દુઃખી જીવનને સુખમય બનાવો. એને જાણો અને અશાંત જીવનને પરમ આનંદમય બનાવો. અસ્તુ.

# બીલખાનું એક દૃશ્ય



બીલખાને કોઈ બલિસ્થાન માને છે અને ખરેખર જો એમજ હોય તો પછી બલિરાજાના યજ્ઞને પાવન કરવા ભગવાન્ વિષ્ણુ વામનરૂપ ધરીને અહીંજ પધાર્યા હશે એમ માનવું પડશે, અથવા શ્રીશંકરના પ્રાચીન સ્થાન બિલ્વનાથ-બિલ્વેશ્વર-બીલનાથના નામપરથી જો બીલખા નામ પડ્યું હોય તો બીલખાને શ્રી શંકરનું પ્રિયક્ષેત્ર માનવું પડશે; અથવા બીલખાને ભક્તરાજ ચંદ્રહાસની બિલ્વપુરનામક રાજધાનીનું શહેર માનીએ તો બીલખાને ભક્તની પ્રિયભૂમિ કહી શકાય. સત્ય ગમે તે હોય, પણ બીલખા ભક્ત અને ભગવાનને બહુ પ્રિય છે, એટલેજ શ્રીઉપમન્યુએ પોતાનો આશ્રમ આ સ્થાનમાં બાંધ્યો કહેવાય છે, અને એટલેજ ભગવાન્ સાધુનું સ્વરૂપ લઈ પીપળા નીચે બિરાજ્યા હતા. આ પીપળો અત્યારે પણ આ વાતની સાક્ષીરૂપે "પ્રભુનો પીપળો" નામ ધારણ કરી ઊભો છે, અને એ ભગવાન્ ભક્ત સગાળશાની કસોટી કરવા આવ્યા હતા તેના પ્રત્યક્ષ પુરાવારૂપે હજુ "સગાળશા"નું સ્થાન અહીં છે.

ગિરનારની ગોદમાં ઊભેલા "રામનાથ મહાદેવ" બીલખાનું ઉત્તરમાં રક્ષણ કરે છે; "રાવનેશ્વર મહાદેવ" દક્ષિણમાં રક્ષણ કરે છે; પૂર્વમાં "બીલનાથ મહાદેવ" બીલખાને રક્ષે છે; અને "બીડભંજન મહાદેવ" પશ્ચિમમાં રહી બીલખાના રક્ષક બન્યા છે. ધન્ય-બીલખા!



॥ श्रीदक्षिणामूर्ति नाथसद्गुरुर्विजयतेतराम् ॥

# નાથશતાબ્દી
# સ્મારક ગ્રંથ



— મંગલાચરણ —

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदाद्विभागिने ।
व्योमवद्व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

શ્રીઈશ્વર, શ્રીસદ્ગુરુ ને જીવાત્મા એ પ્રમાણેના મૂર્તિના ભેદથી કલ્પિત વિભાગને પામેલા અને વાસ્તવિકરીતે આકાશની પેઠે વ્યાપક સ્વરૂપવાળા શ્રીઅંતર્યામિરૂપ શ્રીદક્ષિણામૂર્તિ નાથપ્રભુને નમસ્કાર કરું છું.

## શુભસંદેશ

[ અર્પનાર: પૂજ્ય શ્રી રણછોડદાસજી મહારાજ—ચિત્રકૂટ. ]

અખિલ બ્રહ્માંડનાયક સર્વેશ્વર ભગવાનકે વિભૂતિઅવતારોંમેં શ્રીમન્નાથકા પ્રાદુર્ભાવકા ભી સમાવેશ હોતા હૈ। આપશ્રીકા આજ વહ શુભદિન હૈ કિ જિસકે લિયે હમ શતવર્ષોત્સવ મના રહે હૈં।

આપશ્રીને આર્યસંસ્કૃતિકે લિયે જો કુછ ભી મહાન્ કાર્ય કિયા હૈ ઉસકે લિયે તો આપશ્રીકા સાહિત્યહી સાક્ષિભૂત હૈ। ઈતના હી નહિ, અપિતુ માનવકો અપને ચર્મલક્ષ્યતક પહોંચનેકે લિયે સરલ ભાષામેં અતિ ઉત્તમ માર્ગ નિર્ધારિત કિયા હૈ। મૈં તો યહ સમજતા હૂં કિ આપશ્રીકે નામસ્મરણમાત્રસેં યા આપશ્રીકે ચારિત્ર્ય અનુસરણસેં મનુષ્ય આત્મકલ્યાણ સહજહીમેં કર સકતા હૈ। ઔર આપશ્રીકે કૃપાપાત્રોંમેં ભી પ્રત્યક્ષરૂપમેં દેખા જા રહા હૈ।

બસ જો યહ મહોત્સવ હો રહા હૈ, ઔર આપશ્રીહીકી પ્રેરણાસે જિસકા પ્રારંભ હુઆ હૈ ઔર આપશ્રીહી ઈસકો સફલ બનાવેં યહી સતત્ પ્રાર્થના હૈ।



# મહાત્માશ્રી નથુરામશર્માજી

[ વ્યાખ્યાતા : શ્રીશારદાપીઠના અધિષ્ઠાતા પૂજ્યપાદ જગદ્‌ગુરુ શ્રીશંકરાચાર્યજી શ્રીરાજરાજેશ્વરાશ્રમજી સ્વામી મહારાજ ]

ગુજરાત કાઠિયાવાડને બ્રાહ્મણધર્મનું ખરું તત્ત્વ શીખવી જાગૃતિ આપવાનું કામ બ્રહ્મીભૂત મહાત્માશ્રી નથુરામશર્માજીએ કર્યું હતું પૂ આદ્યશંકરાચાર્યજીએ વૈદિક કર્મકાંડ, ઉપાસના અને જ્ઞાનનો જે પ્રચાર કર્યો હતો તેની પુન જાગૃતિ કરવામાટે તેઓશ્રીએ પ્રવૃત્તિ કરી હતી તેઓશ્રીએ પણ વૈદિક કર્મ, ઉપાસના અને જ્ઞાનનુ ખરુ રહસ્ય સમજાવી ધાર્મિક પ્રજાને જાગૃત્ કરી હતી, અને સનાતનધર્મને ટકાવી રાખવા યથાર્થ રીતે કાર્ય કર્યું છે.

આવા મહાપુરુષનું પ્રયાણ થતાં આજના દુર્ઘટ વાતાવરણમાં સપડાયેલી યુવાન્ વર્ગની ધાર્મિક પ્રજાને યોગ્ય બોધ આપનાર મહાપુરુષની ખરેખરી ખોટ પડી છે! એટલું જ નહિ પણ ધર્મ અને તત્ત્વજ્ઞાનનો બોધ આપનાર વ્યક્તિનો અભાવ થયો છે મનુષ્યશરીર જોકે મરણમાટે સરજાયેલું છે તોપણ આવા સમર્થ મહાપુરુષની આવા દુર્ઘટ સમયમાં બહુ આવશ્યકતા હતી તેઓશ્રીએ પુરુષાર્થથી બ્રાહ્મણધર્મનુ પાલન કરી લોકોને વર્ણાશ્રમધર્મ બતાવી, સમજાવી, પળાવી ધીરેધીરે ગુજરાત-કાઠિયાવાડના બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો આદિ સર્વને ઉત્તમ માર્ગે ચઢાવ્યા છે

# મહાપુરુષનો મહિમા

[ વ્યાખ્યાતા : શ્રીરામકૃષ્ણમીશનના પૂજ્ય સ્વામી શ્રીજપાનંદજી મહારાજ ]

આજે પૂજ્ય મહાત્માશ્રીનો જયંતી-ઉત્સવ છે, મહાપુરુષોના સમકાલમાં તેમના શરીરના પ્રત્યક્ષપણાને લીધે તેમની ખરી ઓળખાણ તેમની હયાતીમાં થવી દુર્ઘટ છે તેમના અંતર્ધાન થયા પછી તેમના અક્ષરદેહવડે તેમના ગુણોનુ જ દર્શન-સ્મરણ થતું હોવાથી તેમની સાચી ઓળખાણ વિશેષપણે પાછળથીજ થાય છે । આજે મહાત્માશ્રીનો જન્મદિવસ હોવાથી તમે માત્ર તેમની છબીની સ્વારી ફેરવો એટલુંજ પૂરતું નથી. જનસમૂહનું આકર્ષણ કરવામાટે તે ઉપયોગી છે, અને જનસમૂહનું આકર્ષણ કરવામાટે પૂર્વનાં ધર્માનુરાગીઓએ પણ એવા પ્રયાસો કરેલા છે, કેમકે સાધારણ જનસમૂહને એવાં આકર્ષણો વિના પોતાના કલ્યાણની દિશા પણ સૂઝતી નથી

એકવાર હું ઋષીકેશ જતો હતો હરદ્વારથી ગાડીમાં બેઠો ત્યારે એક વયોવૃદ્ધ મહાત્મા મને ગાડીમાં મળી ગયા તેમણે મને પૂછ્યુ કે તમે ક્યાં જાઓ છો? મે કહ્યુ કે હું ઋષીકેશ જાઉં છુ, ત્યારે તેમણે કહ્યુ કે ત્યાં તમને મહાપુરુષોના દર્શનસમાગમનો સારોલાભ મળશે મે તેમને પૂછ્યુ કે મહારાજ! કોઈ સાધુ પુરુષનુ દર્શન કરવાથી તે મહાપુરુષજ છે એવી ખાત્રી શી રીતે થાય? તેમને ઓળખવાની કોઈ કસોટી છે? તેમણે કહ્યુ કે હા, જેમની સમીપ જઈને બેસવાથી તમારા મનમાં સંશયો ન સ્ફુરે, ને આનંદ આનંદ અનુભવાય,

ત્યારે તમારે સમજવું કે એ મહાપુરુષ છે. ઋષીકેશ ગયા પછી હું એવા મહાત્માની શોધમાં નીકળ્યો, તો એવા એક વૃદ્ધ સાધુ પુરુષનાં મને દર્શન થયાં. તેઓ બીલકુલ દિગંબર અવસ્થામાં ને ખુલ્લી જગામાં બેઠા હતા તે વેળા ઘણી ઠંડી પડતી હતી. તેઓ બેઠા હતા તે સ્થાનની સમીપ એક મંદિર હતું, તેના પૂજારીએ વાતચીતના પ્રસંગમાં મને કહ્યું કે તેઓ કાંઈ ખાતાપીતા નથી, તમે સમજાવો, ને કાંઈ ખવરાવો તો ઠીક. હું તેમની પાસે જઈને બેઠો, પણ તેઓએ કાંઈ વાતચીત કરી નાહિ. આમ છતાં હું તેમની પાસે બેસી રહ્યો, તો પેલા વૃદ્ધ મહાત્માના કહેવા પ્રમાણે મારા હૃદયમાં સ્વાભાવિક શાંતિ જણાવા લાગી, ને આનંદ પણ સ્ફુરવા માંડ્યો, ને તેથી મને લાગ્યું કે આ પહોંચેલા પુરુષ છે; પરંતુ વળી શંકા થઈ કે મને પેલા વૃદ્ધ મહાત્માએ મહાપુરુષને ઓળખવાનાં લક્ષણ કહ્યાં હતાં, ને તે મારા સ્મરણમાં છે તેથી તેના સંસ્કારોપર દોરાવાથી મને શાંતિ ને આનંદનો અનુભવ કદાચ થતો હોય, પણ એ લક્ષણોની જેને ખબર નથી એવા અજાણ્યા માણસને અહીં તેડી લાવીને બેસારું ને તેને પણ મારા જેવો અનુભવ થાય તો નિશ્ચય થાય કે આ સાચા મહાપુરુષ છે; એટલે બીજે દિવસે તેવા માણસને મારી સાથે તેડી ગયો. પેલા મહાત્મા તો ગઈ કાલની સ્થિતિમાંજ જ્યાં બેઠા હતા ત્યાં બેઠા હતા. અમે કેટલીકવાર તેમની પાસે બેઠા ને પછી ઊઠ્યા થોડે દૂર જઈ મારી સાથે આવેલા માણસને મેં પૂછ્યું કે એ મહાત્માની પાસે બેસવાથી તમને કોઈ જાતનો અનુભવ થયો? તેના ઉત્તરમાં તેણે કહ્યું કે હા, તેમની પાસે બેઠો તેટલો સમય મને ચિત્તની શાંતિ ને આનંદનો અનુભવ થતો હતો. આથી ઉપનિષદ્‌માં કહ્યું છે તેમ—भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः। क्षीयंते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ (તે બ્રહ્મસ્વરૂપનું દર્શન થવાથી આ જ્ઞાની મહાપુરુષના હૃદયની ગ્રંથિ ભેદાઈ જાય છે, સર્વે સંશયો છેદાઈ જાય છે, અને પ્રારબ્ધથી ભિન્ન સંચિત કર્મોનો ક્ષય થઈ જાય છે) એવા એ સાચા મહાપુરુષ છે તેઓ ખાનપાન છોડી એકજ જગોએ એકજ સ્થિતિમાં બેસી રહેતા હતા, તેથી એમ લાગ્યું કે તેઓ હવે પોતાનું શરીર છોડવાના વિચારમાં હશે, ને પાછળથી મેં સાંભળ્યું કે તેમણે તે સ્થળે શરીર છોડ્યું હતું.

વૃદ્ધ મહાત્માએ સાચા મહાપુરુષનાં લક્ષણો મને કહ્યાં હતાં તેવો લક્ષણવાળા મહાપુરુષ એક એ ઋષીકેશમાં જોયા, ને બીજા અહીં બીલખા-આનંદાશ્રમમાં જોયા. અમને તેમનો અનુભવ થયો છે. તે સાચા મહાપુરુષના તમે અનુયાયીઓ છો.



# પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નાથશર્માજીને અર્ઘ્યાંજલિ

[ લેખિકા : ગં. સ્વ. જશાબા–સુરત ]

શર્મા શ્રીનથુરામજી, શોધકના સરદાર;
વ્યક્ત અવ્યક્તે જઈ મળ્યું, ધન્ય ધર્યો અવતાર. ૧

જીવન જન્મી જીવાડીયું, સાધ્યું સાધવું જેહ;
ગયા ગયા સૌ કો કહે, પણ તે અત્રે છેજ. ૨

જગ જગાડ્યું ઊંઘતું, વિવિધ કરી વિચાર;
જનને જેણે શીખવ્યું, રે'ણી કે'ણી ધ્યેય* સાર. ૩

તત્ત્વચિંતનમાં ગાળીઉં, આખું જીવન જાણ;
ભારતના દુર્ભાગ્યથી, અસ્ત થયો એ ભાણ. ૪

ભાષાંતર ભરપુર કર્યાં, શીખવાને નરનાર;
સમષ્ટિની સેવા કરી, તેજ અમર રહેનાર. ૫

પુરુષારથ પૂરણ કર્યો, જનહિતમાટે જેહ;
તેને કયમ કહું તે ગયા, ત્રણે કાળમાં છેજ. ૬

તિરોધાન તમદષ્ટિથી, તેથી તે કયમ જાય?
બોધ્ય બોધનો જાણજે, કાળે કેમ હણાય? ૭

સમભાવે પોતે રહ્યા, સૌપર સરખો સ્નેહ;
અમીભરી દષ્ટિ સદા, આળસના રિપુ એહ. ૮

જિજ્ઞાસુ જન ઓળખે, મુદિત થાય મનમાંહી;
શાંતિ પમાડે સર્વને, વાક્ય ચારની+ માંહી. ૯

પરોપકાર કર્યા ઘણા, દલીલ દાખલા દઈ;
નિજસ્વરૂપના લાભથી, શાંતિ પામ્યા સોઇ. ૧૦

પ્રભુ કહે પ્રભુતાવડે, પ્રભુ થાય જે વાર;
વિભૂતિરૂપે વ્યક્તિને, વંદન વારંવાર. ૧૧

---

* પોતાના સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન.

\+ ચાર મહાવાક્યઃ—अहं ब्रह्मास्मि, अयमात्मा ब्रह्म, प्रज्ञानं ब्रह्म, तत्त्वमसि.

# વ્યવહારશુદ્ધિ અને પરમાર્થપ્રાપ્તિ

[ લેખકઃ શ્રેયાર્થી શ્રી. ભીમજી વૈજનાથ જોષી ]

મંગલાચરણ

(ઘોળ)

આપે ઓળખો આત્મારામ, પૂજન પરિબ્રહ્મનું;
શુદ્ધવૃત્તિએ સ્નાન કરાવવું, ચારુ ચંદન નિજ વિષે ચિત્ત. પૂજન૦ ૧
પ્રેમભક્તિનાં પુષ્પો ચઢાવવાં, ધૂપ દીપ નિયમ થાયે નિત્ય. પૂજન૦ ૨
એક આવિર્ભાવની આરતી, ધરો નિષ્કામ કર્મો નૈવેદ્ય. પૂજન૦ ૩
મન વશ એજ મંત્રપુષ્પાંજલિ, ધ્યાન આપ અવરમાં ન ભેદ. પૂજન૦ ૪
નથી ધાતુ કે કાષ્ઠ પાષાણમાં, નથી જળ સ્થળ જડમાં વિશેષ. પૂજન૦ ૫
વેદ વચન વારવાર વર્ણવે, નથી નામ ને રૂપમાં લેશ પૂજન૦ ૬
આખી સૃષ્ટિમાં સઘળે સમાન છે, આપ ઓળખે પામશો પાર. પૂજન૦ ૭
જો તું તેનો તો તે થશે તાહરો, નથી ભેદ તે તુંમાં લગાર. પૂજન૦ ૮

આ પ્રમાણે પરિબ્રહ્મનું વાસ્તવિક પૂજન થવા માટે વ્યવહારશુદ્ધિની અતિ અગત્ય છે. વ્યવહારશુદ્ધિ વિના પરમાર્થપ્રાપ્તિની દુર્લભતા છે. પૂ. ઉદયનાચાર્ય ભાર મૂકીને કહે છે કેઃ—

"परमार्थस्य कांक्षा चेत् व्यवहारं विशोधयेत्।
व्यवहारेऽविशुद्धे तु परमार्थो न हि सिद्ध्यति ॥"

ભાવાર્થઃ—જો પરમાર્થની આકાંક્ષા હોય તો વ્યવહાર વિશેષે કરીને શુદ્ધ કરો. જેનો વ્યવહાર અશુદ્ધ હોય તેને કદીપણ પરમાર્થની પ્રાપ્તિ થતી નથી

તે માટે પ્રભુની પ્રાર્થના કરી આગળ વધીએઃ—

"अग्ने नय सुपथा राये अस्मान्विश्वानि देव वयुनानि विद्वान्।
युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥"

॥ ई० उ० १८ ॥

ભાવાર્થઃ—હે અગ્ને! હે દેવ! અમારાં સર્વ કર્મોને જાણનાર આપ અમને કર્મફલના ભોગમાટે સન્માર્ગે દોરો. અમારાં કુટિલ પાપને અમારાથી દૂર કરો. આપને વારવાર પ્રાર્થના કરીએ છીએ.

પ્રથમ થોડુંક પ્રાસ્તાવિક કહું છુંઃ—

આગળ હું થોડા સમય આનંદાશ્રમમાં રહી ગયો હતો. આ વેળા પણ લગભગ એક માસ આનંદાશ્રમમાં નિવાસ કરવાનો લાભ મેં લીધો છે. મારા નિવાસદરમ્યાન મને જે એકાંત અને શાંતિનો લાભ મળ્યો છે, તે માટે આ સંસ્થાનો હું ઋણી છું.

મહાત્માશ્રીની પરોપકારવૃત્તિ અને કૃપા તો જુઓ ! પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામશર્માજી મહારાજે પોતાના જીવનદરમ્યાન પોતાના ઉપદેશામૃતથી જિજ્ઞાસુ-જનતા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે એટલુ જ નહિ, પણ ભવિષ્યમાં ધર્મભાવી પ્રજાના ઉત્કર્ષના સદ્દહેતુથી પોતાને પોતાના શિષ્યો, અનુયાયીઓ અને પ્રશંસકો તરફથી જે પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક ભેટો મળેલ તેનો સંગ્રહ કરી, આ "આનંદાશ્રમ"ની સુંદર સંસ્થા સ્થાપી, સનાતની પ્રજાપર અનન્ય ઉપકાર કર્યો છે.

આ સંસ્થાની વિશેષતા એ છે કે—

૧ આ સંસ્થામાં ચારે વર્ણવાળાઓને (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રને અને ચારે આશ્રમવાળાઓને (બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યાસીને) તેમના તેમના ધ્યેયની પ્રાપ્તિ કરવા યોગ્ય સગવડતા અને અવકાશ આપવામાં આવે છે.

વળી એટલુંજ નહિ પણ,—

૨ બીજી આવી સંસ્થાઓમાં જઈએ ત્યારે "લાવો લાવો-ધર દો-ધર દો,"ના પોકારો સંભળાય છે, જ્યારે આ સંસ્થામાં "લ્યો લ્યો-ગ્રહણ કરો-ગ્રહણ કરો" એવા સૌમ્ય શબ્દો સંભળાય છે. એ આ સસ્થા પોતાની ખાસ અપૂર્વતા સૂચવે છે

આવી સુંદર અને સદ્ધર સંસ્થાના સંચાલકો અને વ્યવસ્થાપકોને ખરેખર અભિનંદન ઘટે છે ટ્રસ્ટીમહાશયો સદ્‌ગુરુશ્રીના કૃપાપાત્ર અને વિશ્વાસપાત્ર સજ્જનો છે, અને અને સંપૂર્ણ ભરોસો છે કે પૂ મહારાજશ્રીએ જે શુભ ઉદ્દેશથી ધર્મપ્રચારની જ્યોત પ્રગટાવી છે તેને તેઓ નિરંતર ઉજ્જવલ રાખશે.

આ સંસ્થાના પૂર્ણિમાના મહોત્સવો (આષાઢ સુદિ ૧૫ અને કાર્તિક સુદિ ૧૫ના) થાય છે તે શુભપ્રસંગે સારો સત્સંગ થાય છે, એટલુ જ નહિ પણ તે વેળાએ અનુભવી વક્તાઓનાં વ્યાખ્યાનો થાય છે. તેમાંથી ઘણું જાણવાનું અને ગ્રહણ કરવાનું મળે છે; એટલે આવા ઉત્સવોની ખાસ આવશ્યકતા છે. આ (કાર્તિકી) પૂર્ણિમાના પ્રસંગે ભિન્ન ભિન્ન વક્તાઓએ યોગઉપર, વેદાંતદર્શનના અમુક સૂત્રો ઉપર, નિષ્કામ કર્મયોગઉપર, શ્રીસદ્‌ગુરુપ્રત્યે અનન્યભક્તિ ઉપર, અને સ્વરૂપાવસ્થિત સદ્‌ગુરુશ્રીના આદર્શ ઉપર, તેમજ અન્ય ધાર્મિક વિષયો ઉપર જે મનનીય વ્યાખ્યાનો કર્યા છે તેમાંથી ચોરી કરાય તો મોટું પુણ્ય થાય તેમ છે. જો કે ચોરી કરવી એ પાપ છે, પણ આ ચોરી તો ભારે પુણ્યને આપનારી છે. એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખનારને અથવા વજ્ર જેવું કઠણ હૃદય રાખી સાંભળનારને વ્યાખ્યાનથી કાંઈ ફાયદો થતો નથી, પણ જે વ્યાખ્યાનનું મનન કરી તેમાંથી જરૂરનો ભાગ પોતાના આચરણમાં ઊતારવા પ્રયત્ન કરે છે તેને લાભ થાય છે, એ પ્રસિદ્ધ વાત છે.



# શ્રીસદ્ગુરુનો કાગળ

[ અખા ભક્ત ]

( ધોળ )

કાગળ સદ્ગુરુ લખે, જેના વિરલા છે વાંચણહાર; કાગળ૦ ટેક
જ્ઞાનવૈરાગ્યનો દેહ ધર્યો, માંહી જોગપણાનો જીવ;
ભક્તિ આભૂષણ પે'રિયાં રે, એવા કોઈ એક સેવક શિવ. કાગળ૦ ૧
શીલતણો ખડિયો કર્યો, માંઈ પ્રેમતણી રૂશનાઈ;
કલમ બુદ્ધિ સંતની રે, ત્યાં તો અદ્વૈત આંક ભરાય. કાગળ૦ ૨
સુરત નુરતની દોરી લીટી, માંહી વિવેકતણી ઓળ;
વિચારી અક્ષર ત્યાં લખ્યા રે, તેમાં ઊતારી પારણ પોળ. કાગળ૦ ૩
સમજણ કાનો માતરા રે, માયા ઉપર શૂન્ય;
તેમાં પરિપૂરણ બ્રહ્મ છે રે, ત્યાં નહિ પાપ ને પુન્ય. કાગળ૦ ૪
કોટી કોટી પંડિત મથી મુવા રે, પઢી પઢી વેદ પુરાણ;
તોએ અક્ષર એકે ન ઊકલ્યો રે, સર્વે થાક્યા છે જાણ સુજાણ. કાગળ૦ ૫
અંધે તે અક્ષર વાંચીયા રે, બેરે સુણી વાત;
મૂંગે ચરચા બહુ કરી રે, તેની વેદ પૂરે છે સાખ. કાગળ૦ ૬
જોગપણું જુગતે લહ્યું રે, મન મળી મંગળ ગાય;
વિચારી અક્ષર સૌ લખે રે, તોયે કાગળ કોરો કેવાય. કાગળ૦ ૭
અમરાપુરી નિજ ઘાટમાં રે, ત્યાંહા છે તેહનો વાસ;
કર જોડીને અખો કહે રે, એવા નિરમળ હરિના દાસ. કાગળ૦ ૮

# મુંબઇના શ્રીઆનંદાશ્રમ—મુમુક્ષુમંડલ મધ્યે પ્રસિદ્ધ પંડિત શ્રી ફત્તેહચંદ કપૂરચંદ લાલનજીએ કરેલા વ્યાખ્યાનનો સાર

ભારતવર્ષ ધર્મપ્રધાન દેશ છે.

યુરોપ આદિ ખંડોમાં હેરત પમાડે એવા વિજ્ઞાનની શોધો થઈ રહી છે, એમાં આપણાથી ના પહાય એમ નથી, પરંતુ વિચાર કરતાં તથા હાલની યુરોપની પરિસ્થિતિ નિરખતાં જણાય છે કે આ વિજ્ઞાનનો પશ્ચિમવાસીઓ માનવસંહારમાં કેમ જાણે ઉપયોગ કરવાના હોય ?

પશ્ચિમનું વિજ્ઞાન જગતને શાંતિને બદલે અશાંતિના વમળમાં કેમ જાણે ખેંચી જતું હોય એમ પ્રતીત થાય છે.

ભારતવર્ષના મહાત્માઓના જ્ઞાનની કિતાબોપર નજર નાંખતાં તેમાંથી અશાંતિને બદલે જગતની શાંતિના સૂર સંભળાય છે.

ભારતવર્ષના મહાન્ પુરુષો ભિન્નભિન્ન સંપ્રદાયોના હોવા છતાં જગતના કલ્યાણનું તેઓ સર્વનું ધ્યેય એક જ જણાય છે.

પરમ પૂજ્ય મહાત્મા શ્રીમન્નાથ ભગવાનનાં ઘણાં પુસ્તકોનું મેં અધ્યયન કર્યું છે. તેઓશ્રીએ જગતને બહોળું ધાર્મિક સાહિત્ય આપ્યું છે. વેદાંતનો ગહનવિષય ગુજરાતી ભાષામાં નાના નાના ગ્રંથોમાં ગુંથીને તેઓશ્રીએ જનતાને સુબોધ્ય કરી આપેલો છે. એઓશ્રીનો જનતાપ્રતિનો એ મોટો ઉપકાર છે.

પૂજ્યપાદ મહાત્માશ્રીનું સદુપદેશદિવાકર નામનું પુસ્તક હું એક અંગ્રેજ જિજ્ઞાસુ બાનુને સંભળાવતો હતો. એના શ્રવણથી એ બાનુને પૂજ્યપાદ મહાત્માશ્રીનાં દર્શન કરવાની તીવ્ર ઈચ્છા થઈ, ને તેણે તેનો સદાગ્રહ દેખાડવાથી હું તેને એમનાં દર્શનાર્થે રાજકોટ લઈ ગયો હતો. પૂજ્યપાદ મહાત્માશ્રીનાં દર્શનથી તથા એઓશ્રીના સદુપદેશથી એ આંગ્લબાઈને પરમ સંતોષ થયો હતો.

ભારતના તત્ત્વજ્ઞાનીઓએ જગતને સુખની સમસ્યા સમજાવી છે. તેનો યથાવત્ ઉપયોગ કરનારાજ વિરલ હોય છે. મનુષ્યોનો મોટો ભાગ સુખ મેળવવા અર્થે બહારની પ્રવૃત્તિઓમાં મનુષ્યજીવનની અણમોલ ઘડીઓ વ્યર્થ ખર્ચી નાંખે છે. તેઓ સાચા સુખથી તો વંચિતજ રહે છે. અપવાદ તરીકે કોઈને સાંસારિક સુખનાં વિપુલસાધનો સાંપડેલાં હોય છે, ને તે વડે તેને કદી કાંઈ સુખનો ભાસ થાય તેનું તે સુખ પણ સાંસારિક ઘણાં દુ:ખવડે મિશ્રિત હોય છે. સાચું સુખ તો તેને હોતુંજ નથી. સાચું સુખ શોધ્યે જડે એમ નથી. સાચું સુખ આપણા અંતરમાંજ છે, અને તે આપણો પોતાનો આત્મા છે, આપણે પોતેજ છીએ, આપણું યથાર્થરૂપ છે. આપણું એ યથાર્થરૂપ ને પરમાત્માનું યથાર્થરૂપ અભિન્ન એકજ છે. તે સુખસ્વરૂપ છે. એ સુખને પામી રહેવા આપણે આપણા અંત:કરણને બહારના પદાર્થોમાં અટવાતું અટકાવી અંતર્મુખ કરવું જોઇએ. સદ્દગુરુ ને શાસ્ત્રમાં ઉત્કટ શ્રદ્ધા રાખવી જોઇએ. એમની આજ્ઞાનુસાર સદાગ્રહપૂર્વક પ્રયત્ન કર્યા કરવો જોઇએ. એમ કરતાં કોઈ ધન્ય દિવસે આપણે સાચા સુખના ભોક્તા થઈ શકીએ એમ છીએ.

સદ્દગુરુદેવના શરણથી પછી કઈ અસાધ્ય વસ્તુ અસાધ્ય રહે છે ? અસાધ્ય વસ્તુ પણ એઓશ્રીના શરણથી પછી સુસાધ્ય થઇ જાય છે.

એઓશ્રીની આપણાપર અમોઘ કૃપા ઊતરતાં આપણું દેહાભિમાન સહેજે ટળી જાય છે, ને સુખસ્વરૂપ થઈ રહીએ છીએ.

પરમાત્મા સર્વેને સદ્દગુરુદેવના શરણમાં સુયોગ ને સુભાગ્ય આપવા કૃપા કરો, અને સદ્દગુરુદેવના સદુપદેશને અનુસરવાનું સર્વેને બળ તથા ઉત્સાહ આપવા કૃપા કરો એમ મારા અંતરના ઊંડાણનો અભિલાષ છે.

# અદ્‌ભુત મહાપુરુષ

[ વ્યાખ્યાતા : પૂજ્ય સ્વામીશ્રી કૈવલ્યાનંદ સરસ્વતી ]

જેમ બ્રાહ્મણોમાટે બળેવનો ઉત્સવ, ક્ષત્રિયો માટે દશેરાનો ઉત્સવ તથા વૈશ્યોમાટે દિવાળીનો ઉત્સવ મુખ્ય મનાય છે, તેમ સંસારચક્રમાંથી છૂટવાની ઈચ્છાવાળા કોઈપણ વર્ણના મુમુક્ષુ પુરુષમાટે શ્રીવ્યાસપૂર્ણિમાનો ઉત્સવ મુખ્ય મનાય છે. શ્રીવ્યાસભગવાન્ પાંચ હજાર ઉપરાંત વર્ષો પહેલાં આપણા દેશમાં બિરાજતા હતા. તેઓ જન્મીને તુરતજ સત્યવતી માતાને પગે લાગી વનમાં તપ કરવા ચાલ્યા ગયા. તેમના પુત્ર શુકદેવજીએ પણ પિતાની જેમ જન્મતાં જ તપ કરવામાટે વનપ્રતિ ગમન કર્યું. આવા અદ્‌ભુત મહાપુરુષો ભાગ્યે જ બીજા કોઈ થયા હશે. શ્રીવ્યાસજીને ઘણા તપ પછી વિચાર કરતાં જણાયું કે હવે પછી શરૂ થનાર કલિયુગમાં માણસોની બુદ્ધિ બહુ ઘટી જશે, માટે તેઓને મુક્તિનો માર્ગ સહેલાઈથી પ્રાપ્ત થઈ શકે તે માટે સહેલા ને ઉપયોગી ગ્રંથો અવશ્ય રચવા જોઈએ. આ પહેલાં વેદના વિભાગ ન હોતા. કલિયુગના મંદબુદ્ધિ મનુષ્યોને સરલતા થાય તે માટે તેઓએ વેદના ઋક્, યજુષ્, સામ અને અથર્વ એવા ચાર વિભાગ કરી પોતાના ચાર શિષ્યોને તે ભણાવ્યા પછી, તેઓએ બ્રહ્મસૂત્ર, અષ્ટાદશ પુરાણો, મહાભારત વગેરે અત્યારના જમાનામાં મનુષ્યોથી આખા જીવનમાં વાંચી પણ ન શકાય એવા મહાન્ અદ્‌ભુત ગ્રંથો રચ્યા. શ્રીવ્યાસજી જેવા મહાન્, બુદ્ધિશાળી મહાપુરુષ તેમના પછી કોઈ થયા નથી. તેઓશ્રી ઈશ્વરાવતારરૂપ હોવાથી આજ દિને તેમનું પ્રથમ પૂજન કરવામાં આવે છે. તે પછી પોતપોતાના સંપ્રદાયની ગુરુપરંપરાનું પૂજન પણ થાય છે. શ્રીવ્યાસજીસ્વરૂપ પોતાના શ્રીસદ્‌ગુરુનું પૂજન પણ આજ દિવસે કરાય છે.

મહાત્માશ્રી નથુરામશર્માજી પણ એવા અદ્‌ભુત મહાપુરુષ હતા. તેમના સમાગમમાં આવેલા ને તેમણે રચેલા બહોળા ધાર્મિક સાહિત્યનું પરિશીલન કરનારને આ વાતની સ્પષ્ટ પ્રતીતિ થાય છે. મહાત્માશ્રીએ પોતાનું આખું જીવન વાંચ્યું, વિચાર્યું ને લખ્યું. તેઓએ રચેલા ગ્રંથોનું અધ્યયન કરનારને જણાશે કે તેઓએ પોતાના ગ્રંથોમાં પરમપદની પ્રાપ્તિ-માટે ક્રમપૂર્વક કેવી રીતે આગળ વધવું એ સ્પષ્ટ દર્શાવ્યું છે. દીક્ષાવિચાર નામના ઉપદેશ-ગ્રંથાવલિના અંકમાં જિજ્ઞાસુએ પ્રાવેશિક દીક્ષા, પ્રાથમિક દીક્ષા, દ્વિતીય દીક્ષા, તૃતીય દીક્ષા ને ચતુર્થ દીક્ષાનાં સ્વરૂપો સમજી તેમાં ક્રમપૂર્વક આગળ વધવામાટે કેવી રીતે અભ્યાસ કરવો તે દર્શાવ્યું છે. ઘણાં માણસો સંધ્યાવંદન કે ભજન આખું જીવન કર્યા કરે છે, પણ જીવન પૂરું થતાં સુધીમાં પોતે કંઈપણ આગળ વધ્યાં હોય એમ અનુભવતાં નથી એ ઠીક ન ગણાય. મનુષ્ય ક્રમપૂર્વક પોતાની યોગ્યતા વધારતો રહે તો જ તે સુખને શિખરે પહોંચી શકે:

તેઓએ પોતાના છેલ્લા ઉપદેશગ્રંથાવલિના અંકોમાં શ્રીવ્યાસભગવાનનો સિદ્ધાંત શું છે તે સુંદર રીતે લખ્યું છે. ભાષા સાદી હોવા છતાં તેમાં દર્શાવેલા વિચારો ગોરા પંડિતોએ પણ સમજવા જેવા છે. શ્રીવ્યાસજીનો સિદ્ધાંત શું છે તે સમજવા માટે સર્વ સંપ્રદાયના વિદ્વાનોને કોઈ ધર્મપ્રેમી મહારાજા એકત્ર કરી, શાસ્ત્રાર્થ કરાવી, કોઈ સમર્થ મધ્યસ્થ મહાપુરુષદ્વારા નિર્ણય કરાવે તો થઈ શકે; પરંતુ આ સમયમાં તેવા સનાતનધર્મા-

નુરાગી મહારાજા મળવા અસંભવિત છે. કદાચ તેવા મહારાજા મળી આવે તો પણ આવા ઉંચા શાસ્રાર્થને બરાબર સમજી શકે તેવા ખાસ કરીને પોતાને કોઈપણ મતમાં આગ્રહ ન હોય એવા સર્વમાન્ય મધ્યસ્થ મળવા અત્યંત દુર્લભ છે આ પ્રમાણે હોવાથી શ્રી-વ્યાસજીનો સિદ્ધાંત જાણવાનો માત્ર એકજ ઉપાય છે, ને તે એ છે કે તેમના સમકાલીન વિદ્વાનોમાંથી જેઓ તેમના સિદ્ધાંતથી વિરુદ્ધ મતના હતા તેઓએ શ્રી વ્યાસજીના સિદ્ધાંતને જાણી તેનું ખંડન કર્યું છે તે જોવું જોઈએ આમ કરતાં સ્પષ્ટ જણાશે કે ન્યાય સાંખ્યાદિમાં શ્રીવ્યાસજીના સિદ્ધાંતને કેવલાદ્વૈતમતરૂપે માની તેનું ખંડન કરવામાં આવ્યું છે આથી શ્રી-વ્યાસ ભગવાનનો સિદ્ધાંત કેવલાદ્વૈતજ હતો, જેનું નિરૂપણ ભગવાન્ ભાષ્યકારે સુંદરરીતે કરેલુ છે આ સર્વ બાબત મહાત્માશ્રીએ ઉપદેશગ્રંથાવલિના અંકોમાં લખી છે

અત્યારસુધીમાં શાસ્રીયરીતે ગુજરાતમાં કોઈ આચાર્ય થયા હોય તો તે મહાત્માશ્રીજ છે. પ્રસ્થાનત્રય અર્થાત્ શ્રીઉપનિષદો, શ્રીવ્યાસસૂત્રો-વેદાંતદર્શન અને શ્રીગીતાજીપર ભાષ્ય લખનારને ધર્મશાસ્ર આચાર્યપદવી આપે છે શર્માજીએ ગુજરાતી ભાષામાં પ્રસ્થાનત્રયપર સુંદર ટીકાઓ લખી હોવાથી ગુજરાતના આચાર્ય હોવાનું માન તેઓને જ ઘટે છે મહાત્માશ્રી શિષ્યોના તથા અન્ય જિજ્ઞાસુઓના પત્રોનાં પ્રત્યુત્તરો પેન્શીલથી લખી શ્રી ત્રિભુવન વિઠ્ઠલજી દવેને આપતા, જે તેઓ શાહીથી લખી મોકલાવતા, પરંતુ કેટલાક કૃપાપાત્ર શિષ્યોને મહાત્માશ્રી પોતાના હસ્તાક્ષરથી પત્રો લખતા આવો પત્ર મે જોયેલો છે, તેમાં લખેલા ઉત્તમ પારમાર્થિક વિષય ઉપરાંત પત્રનુ બહારનું સ્વરૂપ પણ કેટલું બધુ સુંદર ને આકર્ષક હતું! મોતીના દાણા જેવા સુંદર અક્ષરો, તથા લીટીઓ વચ્ચે સમાંતર, અક્ષરોનું માપ પણ સળંગ સરખું, તથા ક્યાંય પણ છેકછાક કે ડાઘનું નામ ન મળે એ રીતે લખવું કેમ તે પણ મહાત્માશ્રીપાસેથી મનુષ્યને શીખવાનું મળતું.

શ્રીવ્યાસજીની જેમ મહાત્માશ્રીએ એવા ગ્રંથ રચ્યા છે કે તે પ્રમાણે વર્તનાર મનુષ્યને ક્યારે પણ કોઈપણ પ્રકારના દુ:ખનો અનુભવ ન કરવો પડે વ્યવહાર તથા પરમાર્થમાં મનુષ્ય અવશ્ય પ્રગતિશીલ રહી પરમપદને પામી શકે

શ્રી વ્યાસજીએ તે શર્માજીએ જેમ પોતાના જીવનની એક ક્ષણ પણ વ્યર્થ ન ગુમાવી તેમ તમારે પણ તમારા જીવનનો સમય નકામા કાર્યમાં ન ગાળતા શીખવું જોઈએ નકામુ બોલવુ નહિ, નકામુ સાંભળવું નહિ, નકામુ વાચવું નહિ, તથા મનમાં પણ નકામા વિચાર ન આવે એવો અભ્યાસ દૃઢ કરવો જોઇએ મનુષ્યથી વ્યર્થ વાણી ન બોલવી. એટલુંએ નથી થઈ શકતું તો તે બીજા અઘરાં સાધનો કેમ સાધી શકે? વળી મહાત્માશ્રીમાં નિય-મિતતા, ને વ્યવસ્થા પણ અદ્ભુત હતાં નિયમિતતામાં આખા હિંદુસ્તાનમાં તેઓનો જોટો મળવો દુર્લભ છે ઉત્થાનથી માંડીને શયનપર્યંતનાં સર્વ કાર્યો તેઓ હમેશાં નિયમિતપણે કરતા. આવુ નિયમિત જીવન તેમણે જીવનની છેલ્લી ક્ષણસુધી જીવી બતાવ્યુ વળી વ્યવહાર-પરમાર્થનાં સર્વકાર્યો તેઓ વ્યવસ્થાપૂર્વક કરતા વ્યવસ્થા વિનાનું કંઈપણ તેમને પસંદ ન પડતું

આવી રીતે જીવનનુ ધ્યેય નક્કી કરી આપણે પણ પરમાનંદ પ્રાપ્ત થતાં સુધી આગળ વધતા રહીએ તો જ આજે કરેલું શ્રીસદ્ગુરુપૂજન સાર્થક થયેલુ ગણાય

# પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યનું ગુજરાતના ધાર્મિક ઇતિહાસમાં સ્થાન.

[ વ્યાખ્યાતા: સાક્ષરશ્રી શ્રી જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ એ ]

પૂજ્યપાદ શ્રીમન્ નથુરામશર્માજી મહાગુજરાતના એક દિવ્ય જ્યોતિર્ધર હતા એમ કહેવામાં કંઈ અતિશયોક્તિ નથી તેમણે સાહિત્યવડે, સદાચારવડે, સદસત્ વિવેકવડે સનાતન વૈદિકધર્મની દિવ્ય જ્યોતિને દેદીપ્યમાન રાખી હતી તેઓ ઋષિમુનિઓની પરંપરાથી ઊતરી આવેલા સનાતનધર્મના ઉપાસક, સંરક્ષક અને પ્રચારક હતા જે સમયે પશ્ચિમાવિદ્યા પોતાની માયાનો પ્રભાવ દેશમાં ચારે તરફ પ્રસારી રહી હતી, જે સમયે સ્વામી દયાનંદના આર્યસમાજના અને રા બ ભોળાનાથભાઈવાળા મંડળના પ્રાર્થનાસમાજનાં દરિયાઈ મોજાં ગુજરાતને ખળભળાવી રહ્યાં હતાં, તે સમયે આર્યોના શાસ્ત્રીય સાહિત્યની નિર્મળ ગંગા એમણે ગુજરાતમાં વહાવી હતી, અને એ નિર્મળ ગંગાના જળમાં જેઓએ પુનઃપુનઃ સ્નાન કર્યું હતું તેમને જે શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિ મળી હતી તેની શાખ આનંદાશ્રમની મહાગુજરાતમાંની અનેક સંસ્થાઓ પૂરે છે એની અસર નીચે આવેલાંઓને પેલાં દરિયાઈ મોજાંનો આશ્રય લેવો પડ્યો નહોતો એક વિદ્વાને નોંધ્યું છે કે, ભારતવર્ષનો ઇતિહાસ દર્શાવે છે કે, એના ચિરંતન સમયમાં સુધારાનાં, ફેરફારોનાં, ને વિરોધીનાં અનેક મોજાં આવ્યાં છે અને તેમાં પ્રત્યેક વખતે છેવટે પાછો ભારતના સનાતન શાસ્ત્રીય પક્ષનોજ વિજય થયો છે ભગવાન્ બુદ્ધના સમય પછીની દેશવ્યાપી તથાપિ ધારવામાં આવે છે તેના કરતાં ઓછા બળવાળી મહાક્રાંતિ પછી ભગવાન્ શંકરાચાર્યનો વિજય થયો હતો, તેનું દૃષ્ટાંત તેમાં આપવામાં આવે છે, તેમજ કાઠિયાવાડના સ્વામી દયાનંદજીના, ગુજરાતના પ્રાર્થનાસમાજવાળા વગદાર મંડળના અને થીઓસોફિકલ સોસાયટીના પાશ્ચાત્ય ઝગઝગાટ ભર્યા પ્રસારા પછી શ્રીમન્નથુરામશર્માજી, શ્રીમન્નૃસિંહાચાર્યજી તથા શ્રીમદ્ જયકૃષ્ણ વ્યાસ જેવા પુરાતન પરંપરાના અનુયાયીઓનો ગુજરાતમાં વિજય એ પણ એની સાક્ષી પૂરે છે.

ગુજરાતને વિષે બીજાઓએ થોડીઘણી વ્યક્તિઓના અનુભવથી કે માત્ર "શું શાં" બોલવાની વિશુદ્ધિથી કંટાળીને કે ગુંચવાઈને ગુજરાતસંબંધે ગમે તે અભિપ્રાય ઉચ્ચાર્યો હોય પણ આપણે વિદ્યમાન પુરાવાઓથી કહી શકીએ એમ છીએ કે, ગુજરાતની ભૂમિ એ પણ કંઈ જેવી તેવી નથી, અને એણે દુનિયાને આશ્ચર્યચકિત કરે એવાં સંતાનો સમર્પ્યાં છે. પંજાબાદિ પ્રાંતોમાં અને એકરીતે સમગ્ર હિંદમાં વેદઉપર શ્રદ્ધાનાં આંદોલનો જગાડનાર સ્વામી દયાનંદજીનો ઉલ્લેખ આપણે કરી દીધો છે રમતગમતના વધારે લોકપ્રિય ક્ષેત્રમાં જામસાહેબ શ્રીરણજીતસિંહજીના કળાવૈભવે તેમનું નામ દુનિયાને મોખરે મૂકી દીધું છે, અને રાજનીતિના મૌલિક સિદ્ધાંતોના ક્ષેત્રમાં શ્રીયુત ગાંધીજીએ દુનિયામાં કેવું સ્થાન મેળવ્યું છે તે માટે આપની પાસે કહેવું પડે એમ નથી વધારે શું કહેવું? લીલાવતાર ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પણ ગોકુળ-મથુરા છોડીને દ્વારકા પધારી ગુજરાતની ભૂમિને મહાને માટે ધર્મોદિત કરી હતી હું તો માનું છું કે પ્રભુએ પોતાના શ્યામલ ચરણકમલોવડે ગુજરાતની ભૂમિને દુનિયાની કસોટી બનાવી દીધી છે. જેટલા ટચનું સોનું તેની સાથે ઘર્ષણમાં આવે

તેને એ તુરત ઝવેરીઓને કસ ઊતારી આપે છે. ઝવેરીઓ એટલે વિદ્યાપીઠના પદવીધારીઓ નહિ; પણ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહેલા સ્થિતપ્રજ્ઞ પંડિતો અને નિર્મલ અંતઃકરણવાળી, સદાચારને અનુસરનારી અને પોતાના સાદા નિર્મલ જીવનવડે કૃતકૃત્ય થયેલી સંસ્કારી પ્રજા.

ગુજરાતનો ધાર્મિક ઇતિહાસ તો પુરાણોથી પણ પુરાતન છે, અને તેનાં આદિ પ્રકરણોમાં ભગવાન્ કપિલદેવ અને માતા દેવહુતિ જેવી કારક વિભૂતિઓનાં દર્શન થાય છે. આપણી નજીકનાં આશરે પાંચેક હજાર વર્ષ ઉપરના ઇતિહાસ પ્રકરણનું દર્શન કરીએ તોપણ તેમાં ભૂમિનો ભાર ઊતારનાર અને ધર્મસંસ્થાપનને અર્થે અવતાર ધારણ કરનાર આનંદકંદ ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રની તેમજ સરસ્વતીને તીરે સમાધિમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનને પ્રત્યક્ષ કરનાર ભગવાન્ વેદવ્યાસની પરમ જ્યોતિઓની આપણને ઝાંખી થાય છે. ત્યાંથી ઐતિહાસિક કાળમાં એક વિશાળ ફાળ લેતાં પંદરમા સોળમા સૈકાની નજીક આવી પહોંચતાં નરસિંહ મહેતા અને મીરાંબાઇની અદ્‌ભુત સાહિત્યમય દિવ્ય વિભૂતિઓનાં આપણે દર્શન કરીએ છીએ. એમનાં જીવનચરિત્રોજ એવાં હતાં કે જેમણે સમગ્ર ગુજરાતમાં આંદોલનો પ્રસાર્યાં હશે, એમ કહેવામાં કાંઇજ અતિશયોક્તિ નથી. નરસિંહ મહેતાએ તેમજ મીરાંબાઇએ જગતની જંજાળને તોડીફોડી શ્રીકૃષ્ણ પ્રભુમાંજ ચિત્તને પરોવી દીધું હતું. નરસિંહ મહેતાએ મુસદ્દી નાગરિકની પેઠે ધીમે ધીમે ફૂતવા બળવા વિના બધું છોડી દીધું, ત્યારે મીરાંબાઈએ શુદ્ધ રજપૂતાણીની પેઠે એક ઘાને બે કટકા કરીને પોતાના ચિત્તને વીંધી નાંખ્યું, અને બંને ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રના પરમરાસમાં લીન થઈ ગયાં. ગુજરાતનું સમગ્ર ગુજરાતી સાહિત્ય મોટે ભાગે ધાર્મિક સાહિત્ય છે, કારણ કે લોકોનું જીવન ધાર્મિક હતું, અને સામાન્ય રીતે સાહિત્ય જીવનમાંથી ઉત્પન્ન થાય છે.

છેલ્લા ત્રણ ચાર સૈકામાં ગુજરાતમાં સનાતન ધર્મના રાજમાર્ગનો જે મહાપ્રવાહ ચાલતો હતો, તેમાં કવિઓ, સંતો, સાધુઓ, સંન્યાસીઓ, મહંતો તેમજ શાસ્ત્રીઓ, કીર્તનકારો અને પુરાણીઓ મુખ્યત્વે કરીને સંગીન ફાળો આપી રહ્યા હતા; પણ તે ઉપરાંત આ સમયમાં બે વિશિષ્ટ સંપ્રદાયોએ ગુજરાતના ધાર્મિક જીવન ઉપર ઘણી અસર કરી. પૂજ્ય ગોસ્વામી શ્રીવલ્લભાચાર્યજીના પુષ્ટિસંપ્રદાયે વૈશ્યવર્ગમાં તથા સ્ત્રીવર્ગમાં સારું સ્થાન મેળવ્યું, અને પૂજ્યશ્રી સ્વામીનારાયણના સંપ્રદાયે રજપૂતો તેમજ કેટલીક શુદ્ર જાતિઓનો ઉદ્ધાર કર્યો. પહેલા સંપ્રદાયમાં પ્રાધાન્ય ભક્તિનું હતું, ત્યારે બીજામાં પ્રાધાન્ય વૈરાગ્યનું હતું. શ્રીકૃષ્ણ ભગવાનને બાળભાવે પૂજનારા સંપ્રદાયનો આદર્શ સ્રીઓમાં પ્રિય થાય, અને કાઠિયાવાડના જુદા જુદા દરેક વર્ગોમાં તથા કાંઠિયાવર્ણોમાં વૈરાગ્યનો ઉપદેશ સફળ થાય એ સ્વાભાવિક હતું. લૂંટવા આવેલા લૂંટારા પણ કાઠિયાવાડના સંતના વૈરાગ્યના ઊંઘાડા બોધપાસે લાંબા થઇને પ્રણામ કરે, એમાં આશ્ચર્ય નથી, તથાપિ આ બંને સનાતનધર્મના અંગભૂત સંપ્રદાયો હતા. એકે એક તત્ત્વઉપર ભાર મૂક્યો, બીજાએ બીજા તત્ત્વઉપર ભાર મૂક્યો. એકે દશમસ્કંધને પ્રિય કર્યો, બીજાએ એકાદશને પ્રિય કર્યો, પણ તે બંનેમાંથી કોઇએ સનાતનધર્મના કોઈ અંગનો, શાસ્ત્રનો, વ્યવસ્થાનો કે સિદ્ધાંતોનો વિરોધ કર્યો નહોતો. દરમ્યાનમાં વિલાયતની કેળવણીના ઝેરી ઝંઝાવાતો દેશમાં ફેલાવા લાગ્યા. "હિંદુ ધર્મ વહેમોનો, ઘેલછાઓનો, ન માની શકાય એવી વાતોનો અને ન પળાય એવાં વિધાનોનો ભરેલો છે," એવી અસર તેનાથી ફેલાવા લાગી,

એટલે શંકાશીલ કે શ્રદ્ધાવિહીન જનોનો સમૂહ વધવા માંડ્યો. બીજી તરફ ખ્રિસ્તિ પાદરીઓના પ્રચાર કાર્યે પણ કેટલાક ભણેલાઓની શ્રદ્ધાને લૂંટી લીધી. ખ્રિસ્તિધર્મ કરતાં તેના ભાષાંતર જેવો હોય, પણ આપણે બનાવેલો તળપદો ધર્મ હોય તો ઠીક એ ભાવનાને પોષનારો બ્રહ્મોસમાજ બંગાળમાં નીકળ્યો. તેણે શાસ્ત્રોને પ્રમાણરૂપ માનવાનું કાઢી નાંખી બુદ્ધિના અને ઇચ્છાશક્તિના ઘોડાને છૂટા મૂકી દીધા. એમાં દૈવીશાસ્ત્રનું તત્ત્વ ન હોવાથી તે આર્યબુદ્ધિને બહુ આકર્ષી શક્યો નહિ. સ્વામી દયાનંદજીએ પોતાનો નવો પંથ કાઢ્યો, તેમાં બે ધારી તલવારની યોજના હતી. વેદના સંહિતાભાગને ઈશ્વરી શબ્દના પ્રમાણરૂપે સ્વીકારીને નાસ્તિક અથવા વેદનિંદકની કોટિમાંથી તેઓ અલગ ઊભા રહ્યા, એટલુંજ નહિ પણ તેને વફાદારીથી તેમણે હોમહવન ઈત્યાદિના કર્મકાંડ ઉપર સારો ભાર મૂક્યો. બીજી તરફથી વર્તનની વિલાસિતા તરફની જે છૂટછાટ અને સ્વતંત્રતાનો શોખ વિલાયતી કેળવણીએ લોકોમાં પ્રસાર્યો હતો તેને અનુકૂળ જીવનવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા તેમણે સ્વીકારી, એટલે સામાન્ય દૃષ્ટિમાં, ધર્મ રહેલો હોય અને જે કરવું હોય તે કરવાની છૂટ મળતી હોય તો "સાપ મરે નહિ અને લાઠી ભાંગે નહિ" એવી ગોઠવણ લોકોને સહેલાઈથી રુચતી આવે એમ હતું, અને તેથી શ્રદ્ધા વિનાનાને સારુ પણ આર્યસમાજ એક નવા ધાર્મિક આકર્ષણરૂપ થયો, પણ તેમાં એવા કેટલાક સિદ્ધાંતો હતા, કે જેનો સનાતનધર્મના સિદ્ધાંતોની સાથે મૌલિક વિરોધ હતો, જેમકે તેણે પ્રતિમાપૂજાનો વિરોધ કર્યો, અવતારને સ્વીકાર્યો નહિ, વર્ણાશ્રમવ્યવસ્થાનો પરંપરાથી ચાલતો આવેલો સિદ્ધાંત પણ ન સ્વીકાર્યો, શ્રાદ્ધ તથા તીર્થોને વહેમરૂપે જણાવ્યાં, અને વિધવાવિવાહને તથા શિષ્ટપરંપરાની વિરુદ્ધનાં આંતરજાતીય ખાનપાનને સ્વીકાર્યાં. આ પ્રચારને પરિણામે આર્યસમાજના વિરોધમાં ઘણો કોલાહલ થયો, અને ત્યારબાદ આર્યસમાજનો વિશેષ પ્રચાર ગુજરાતમાં થઈ શક્યો નહિ. સનાતનધર્મના રાજમાર્ગનો પ્રવાહ અખંડિત રહ્યો તેનું માન આપણી પાસેના જમાનામાં થઈ ગયેલા ત્રણ મહાશક્તિશાળી મહાનરવીરોને ફાળે મોટે ભાગે જાય છે. તેમાં પહેલા શ્રીનૃસિંહાચાર્ય થયા, અને ત્યાર પછી શ્રી મણિલાલ નભુભાઈ અને મહાત્મા શ્રીમન્નથુરામશર્માજી. તેઓએ લોકસમાજને જીવંત અને જાગ્રત્ કરી દીધો.

પૂ. શ્રીનૃસિંહાચાર્ય, મહાત્માશ્રી શ્રીમન્ નથુરામશર્માજી અને અભેદમાર્ગપ્રવાસી શ્રી. મણિલાલ નભુભાઈ એ ત્રણેનું કાર્ય ધર્મસંરક્ષણ અને ધર્મપ્રચારનું હોવા છતાં જુદા જુદા પ્રકારનું હતું. શ્રીમન્ નૃસિંહાચાર્યજીએ શિક્ષિતોને સુશિક્ષિતો કર્યા. પૂજ્યપાદ મહાત્માશ્રીએ સંસ્કારીઓને સુસંસ્કારી કર્યા, અને સાક્ષર શ્રી. મણિલાલભાઈએ કેટલાક સુધારકોને સંરક્ષકો કર્યા. પહેલાએ ભજનનું તેમજ ધાર્મિક વિચારણાનું સાહિત્ય ઊભું કર્યું, બીજાએ શાસ્ત્રીય સાહિત્યનો ગુજરાતી ભાષામાં પ્રચાર કર્યો, અને ત્રીજાએ વિવિધ ધર્મો, સંપ્રદાયો, તથા પંથોની સમીક્ષાનું સાહિત્ય ઊભું કર્યું. એકે પુરુષાર્થવડે શ્રેયસ્‌ની સિદ્ધિ ઉપર ભાર મૂક્યો, બીજાએ સંયમ અને કર્મયોગ ઉપર ભાર મૂક્યો, અને ત્રીજાએ વિચાર-વિનિમય ઉપર ભાર મૂક્યો. શ્રીમન્ નૃસિંહાચાર્યજીના શિષ્યોમાં નામાંકિત વિદ્વાનો પણ છે, ત્યારે પૂજ્યપાદ મહાત્માશ્રીના અનુયાયીઓમાં અદ્‌ભુત સંયમની શાંતમુદ્રા દેખાય છે. જીવનની ઉત્કૃષ્ટતામાં પહેલા બે મહાનુભાવોસાથે શ્રી. મણિલાલભાઈની સરખામણી નથી, તેમ જ અનેક શિષ્યોના સુપૂજિત આચાર્ય થવાને શ્રી મણિલાલ શક્તિમાન્ થયા ન હતા, તોપણ તેમણે અંગ્રેજી કેળવણી પામેલા સમાજ ઉપર એટલી બધી અસર કરી છે કે તે બંનેની

સાથે તેમનું નામ મૂકવામાં આપણને સંકોચ થતો નથી. પ્રાર્થના સમાજના અને ઉચ્છેદક સુધારાના સિદ્ધાંતો સાથે બાથ ભીડવામાં અને સનાતનધર્મપ્રત્યેની લોકશ્રદ્ધાને સુદૃઢ કરવામાં મણિલાલભાઈના "સુદર્શને" અને અન્ય ગ્રંથોએ થોડું કાર્ય કર્યું નથી, તોપણ તેમના લેખો મોટેભાગે વિદ્વદ્‌ભોગ્ય હતા, ત્યારે મહાત્માશ્રીએ તો ઉપનિષદો ઇત્યાદિની શાસ્ત્રગંગા સામાન્ય સંસ્કારીજનોમાં પણ સરલ અને વિશાળરૂપમાં વહાવી છે.

મહાત્મા શ્રીમન્ નથુરામશર્માજી એક મહાન્ પ્રચારક હોવા છતાં નાનામાં નાના અને મોટામાં મોટાને સરખા પ્રેમથી બોધ કરતા. એમનામાં મહાપુરુષોમાં મહાવિરલ એવી ક્રિયાશક્તિ હતી, જેની સાક્ષી એમના આશરે સો એક ગ્રંથોથી પૂરાય છે. એમનું વ્યવસ્થા-કૌશલ્ય, એમનું નર્મહાસ્ય અને એમનો સર્વાત્મભાવ જે એક એક પણ બીજા મનુષ્યોમાં સવિશેષ પ્રશંસા કરાવે તે એમના લોકોત્તર માહાત્મ્યમાં જાણે નમ્રભાવે ગલિત થઈ જાય છે. અંગ્રેજ ધાર્મિક લેખક હૂકરે એક ઠેકાણે લખ્યું છે કે:-"સિદ્ધ સ્થાપિત વ્યવસ્થામાં ભૂલો કાઢવી સહેલ છે," કેમકે દુરુપયોગ વગેરે કારણથી છિદ્રો પૂરી શકાય છે, પણ તેની વિશુદ્ધ ભાવે રક્ષા અને પુષ્ટિ કરવી એ અઘરું કામ છે આ ખોટું છે કે તે ખોટું છે એમ કહીને ભૂલ કાઢી શકાય છે, પણ તેને બદલે ઘણીવાર ખોટ કાઢનારાઓ. કાર્લાઇલ કહે છે તેમ. "એક વળી મોટું જૂઠ દાખલ કરે છે, અને તે જૂઠાણું જતે દહાડે પોત પ્રકાશે છે." મહાત્માશ્રીની મહત્તા એ હતી કે તેમણે નવો પંથ કે નવો સંપ્રદાય કાઢવાનો વિચાર સરખો કર્યો ન હોતો, અને ઈશ્વરના નિઃશ્વાસરૂપ વેદના અને શાસ્ત્રો, પુરાણ, મહાભારત ઇત્યાદિ ધર્મગ્રંથોના પરિશીલનમાં અને તદુદિત જીવનમાં તેમણે કૃતકૃત્યતા અને જીવનસિદ્ધિ અનુભવ્યાં હતાં. ભગવાન્ શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાંતના તેઓ અનુયાયી હતા. સંસારની ભસ્મની મહાવિભૂતિ એમને ભાલે સદા વિરાજતી હતી, અને સંપ્રદાય કે પંથોને ન વિસ્તારતાં આનંદાશ્રમમાં જીવનને પ્રેરીને "एकमेवाद्वितीयं ब्रह्म, नेह नानास्ति किंचन।" એ મહાવાક્યને એમણે ચરિતાર્થ કર્યું હતું.

——[o]——

## સંસ્મરણો

[ લેખક: પૂજ્ય દંડીસ્વામી શ્રીશંકરભૂમાનંદતીર્થજી મહારાજ
જગતહિત આશ્રમ-હળવદસમીપ-સુંદરીભવાની. ]

(૧)

પૂર્વાશ્રમમાં અમારી ઉંમર આશરે પચીશ વર્ષની હતી તે અરસામાં એટલે સને ૧૮૯૭ની આસપાસ મહાત્માશ્રીનો મુકામ રાજકોટમાં કોટડાસાંગાણી દરબારના ઉતારામાં હતો, તે વખતે સ્વાધ્યાય ઉપર પ્રવચન ચાલતું હતું, ત્યારે અમારું ત્યાં જવું થયું હતું. ગત-જન્મના સંસ્કારાનુસાર ત્યાગવૃત્તિના વિચારો અમારી યુવાવસ્થામાં અમને આવ્યા કરતા હતા, એટલે જ્યાં સંતોની સ્થિતિ હોય ત્યાં જવાનું મન ઉત્સુક રહ્યા કરતું હતું. આ વ્યાખ્યાનની અસર મારા મન ઉપર ગુપ્ત થઈ અને તેજ દિવસથી ગીતાજી તથા ઉપનિષદોનો સ્વાધ્યાય કરવાનું શરુ કરી દીધું. એ વ્યાખ્યાનમાં "સંતોને પ્રણામ શા માટે કરવા ?"

એ બાબત પણ મહાત્માશ્રીએ દૃષ્ટાંતપૂર્વક શ્રોતાજનોને ખૂબ ઠસાવી દીધી હતી પ્રણામ કરવાથી અભિમાન ગલિત થાય છે એ રહસ્ય બરાબર સમજાવ્યું હતું.

મહાત્માશ્રી પ્રત્યે તે વ્યાખ્યાનથીજ અમને અસાધારણ પ્રેમ અને માન ઉત્પન્ન થયાં, જેથી તેમની સેવામાં રહેવાનો સંકલ્પ કર્યો તેમની સેવામાં રહેવા ઉત્કટ ઇચ્છા થઈ એટલે સને ૧૯૪૯માં મહાત્માશ્રીનો મુકામ બાંટવા હતો, તે વખતે અગાઉથી પત્ર લખી આજ્ઞા મંગાવી લીધી. આજ્ઞા મળતાંજ અમે બાંટવા મુકામે ગયા, અને તેઓશ્રીની સેવામાં હાજર થયા. મહાત્માશ્રીના સમાગમનો ફક્ત એક દિવસ લાભ લીધો, તેટલામાં તો અમારા પૂર્વાશ્રમના ભાઈ છગનલાલ ત્યાં આવી પહોંચ્યા, તેમને ભીતિ લાગી કે રખેને આ સંસાર છોડીને ત્યાગી થઈ જશે. તેમણે મહાત્માશ્રીને અમને ઘેર પાછા મોકલવાની વિનતિ કરી, એ ઉપરથી મહાત્માશ્રીની આજ્ઞા થતાં અમારે ઘેર પાછું ફરવું પડયુ. આ વખતે બાંટવામાં શ્રીમાન લાલસિંહજી તથા એક નાગર ગૃહસ્થ હાજર હતા

અમે સંન્યસ્ત ગ્રહણ કર્યું ત્યારપછી જસદણવાળા શ્રીનાગશર્મા મારફત મહાત્માશ્રીને મળવા નક્કી કર્યું હતું અમુક જગાએ મળવાની તેઓશ્રીએ અનુમતિ પણ આપી હતી, પણ કોઈ મંદ પ્રારબ્ધયોગે તેમ બની શકયુ નહિ

મહાત્માશ્રીનાં બધાં પુસ્તકો અમે મંગાવી અમારા આશ્રમના સરસ્વતીભવનમાં દાખલ કરેલ છે, અને એ બધાં પુસ્તકોનું અવલોકન કરીને અમે એવા નિર્ણયપર આવ્યા છીએ કે ગુજરાતીભાષામાં મુમુક્ષુમાટે જેટલુ જોઇએ તેટલુ સાહિત્ય સરલ ગુજરાતીમાં તેમણે પ્રકાશમાં મૂકયું છે, અને ધર્મસંબંધી સાહિત્યમાં અત્યાર સુધીમાં જે જે ત્રુટીઓ હતી તે બધી તેઓશ્રીએ પૂરી પાડી છે ધર્મ તથા તત્ત્વસબંધી શાસ્ત્રપદ્ધતિપ્રમાણે ધર્મનું રહસ્ય શું છે તે જાણવા માટે ગુજરાતીમાં હજુ સુધી તેવું પરિપૂર્ણ સાહિત્ય, ભક્તિ, યોગ, અને વેદાંતસંબંધી કોઈએ બહાર પાડયુ નથી, એવી અમારી માન્યતા છે. ભગવાન્ શંકરાચાર્યજીની શૈલી અનુસાર તે સાહિત્યની યોજના તેમણે ઘડેલી છે પુસ્તકોની ભાષા તથા શૈલી સર્વ સાધારણબુદ્ધિવાળી જનતા સમજી શકે તેવી છે

સ્કૂલો, કોલેજો તથા પાઠશાળાઓમાં ધર્મશિક્ષણ માટે તે બધાં પુસ્તકો દાખલ કરવાજેવાં છે. અમારી માન્યતા પ્રમાણે હાલના શિક્ષણમાં ધર્મશાસ્ત્રના શિક્ષણની ત્રુટી છે, તે ત્રુટી આ પુસ્તકોમાંથી દૂર કરી શકાય તેમ છે

પોતેશ્રી સાક્ષાત્ ધર્મનું મૂર્તિમાન્ સ્વરૂપ હતા. તેઓશ્રીનું આખું જીવન ધર્મથી ઓતપ્રોત હતું

લગભગ બે વર્ષ પૂર્વે અમે ઉત્તર અને પૂર્વ ભારતની યાત્રા કરી હતી, તે વખતે પાછા વળતાં છેવટની અમારી યાત્રા પૂર્ણ કરવા અમે ખીલખા-આનંદાશ્રમમાં દર્શનાર્થે આવ્યા હતા, અને ત્યાં બેત્રણ દિવસ નિવાસ કરીને આશ્રમસંબંધી અનુભવપૂર્વક માહિતી મેળવી હતી

અમે અખિલભારતવર્ષમાં યાત્રાનિમિત્તે ભ્રમણ કર્યું છે, પણ એવા એક પણ મંડળેશ્વર કે શંકરાચાર્ય અમારા જોવામાં આવ્યા નથી, કે જેમણે મહાત્માશ્રી જેટલું ધર્મની સતત્ જાગૃતિ રાખવાનું કાર્ય કર્યું હોય.

જગત્ હજી મહાત્માશ્રીને બરાબર ઓળખી શક્યું નથી. તેને હજી થોડાં વર્ષની મુદત લાગશે. ભવિષ્યમાં બીલખા આનંદાશ્રમ એ યાત્રાનું ધામ થઇ પડશે, અને કાશી-બનારસ જેવું ભવિષ્યમાં નાથવિશ્વવિદ્યાલય બનશે એવી અમને અંતઃસ્ફુરણા થાય છે.

(૨)

બીલખાના આચાર્ય શ્રીમન્નથુરામશર્માજી સનાતનધર્મનું મૂર્તિમાન્ સ્વરૂપ હતા. આધુનિક જમાનામાં ધર્મનાં સર્વાંગ સ્વરૂપને અનુભવીને આચારમાં મૂકનાર, પ્રથમ પંક્તિના તે મહાત્મા હતા. ધર્મનાં એકાદ અંગ કર્મ, ઉપાસના કે જ્ઞાનને જાણનારા અને તેનેજ સંપૂર્ણ ધર્મ સમજનારા ઘણા વિદ્વાનો કે સાક્ષરો હમણાં મળી આવે છે, પણ કર્મ, ઉપાસના-યોગ, ને જ્ઞાનની ત્રિપુટીજ સર્વાંગ ધર્મ બની શકે છે. આ રહસ્યને સમજનારા અને આચારમાં મૂકનાર બહુ થોડા વિદ્વાનો ને મહાત્માઓ મળી આવશે નાથ ભગવાને અખિલ ધર્મને એટલે કર્મ, ઉપાસના યોગ, ને જ્ઞાનની ત્રિપુટીરૂપ ધર્મને-જાણીને આચારમાં મૂક્યો હતો, એટલું જ નહિ પણ શિષ્યવર્ગને તે પ્રમાણે વર્તનમાં ઉતારવાને વારંવાર ઉપદેશ આપતા

આદ્ય શંકરભગવાનને અનુસરીને ગુજરાતી ભાષામાં પ્રસ્થાનત્રય-ગીતા, ઉપનિષદ્, અને વેદાંતદર્શનનો મૂળ સાથે ગુજરાતીમાં અનુવાદ કરનારા તેઓશ્રી પ્રથમ પંક્તિના વિદ્વાન્ હતા એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. સંસ્કૃત નહિ જાણનારા જિજ્ઞાસુ કે મુમુક્ષુને તેઓશ્રીના ગ્રંથોથી અલભ્ય લાભ મળે છે આ ઉપરાંત વેદાંતના પ્રખર ગ્રંથો પંચદશી, વિચારસાગર આદિના અનુવાદો પણ તેઓશ્રીએ કર્યા છે. તે મુમુક્ષુઓને ઘણાજ ઉપયોગી છે.

પાશ્ચાત્યસંસ્કાર આપતી કેળવણીને લીધે પ્રજામાં સનાતનધર્મમાટે શિથિલતા આવી ગઈ હતી અને કેળવાયેલી પ્રજા પ્રકૃતિવાદી-જડવાદી-નાસ્તિક બનવાની તૈયારી કરતી હતી, તે સમયે પ્રભુપ્રેરણાથી નાથભગવાનનું પ્રાકટ્ય થયું હતું એ ખાસ કરીને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતની પ્રજાનું અહોભાગ્ય ગણાય. જેના પ્રારબ્ધમાં હતું તેમણે તેઓશ્રીનો લાભ લીધો, લે છે અને લેશે. પ્રજાને નાસ્તિકતામાંથી ઉગારવામાટે ધર્મના મૂર્તિમાન્ સ્વરૂપની જરૂર રહે છે. નાથભગવાન્ જેવા મહાત્માઓ વખતોવખત પ્રકટ થઈને જગતને જડવાદના પ્રવાહમાંથી બચાવી લે છે, અને માનવજીવનનું અંતિમ લક્ષ્ય-આત્મા-ઈશ્વર-સ્વરૂપ પ્રાપ્તિનો શાસ્ત્રોક્ત સાચો માર્ગ બતાવે છે આ કાર્ય મહાત્મા કે અવતારી મહાપુરુષોનું છે.

પુણ્યકર્મભૂમિ ભારતનું અહોભાગ્ય છે કે વખતોવખત નાથભગવાન્ જેવા મહાત્મા પુરુષો પ્રકટ થઈને સનાતનધર્મનો ઉદ્ધાર કરે છે

——[૦]——

# નાથ સદ્ગુરુદેવનું માહાત્મ્ય

[ વ્યાખ્યાતાઃ-શ્રીદત્તચરણ જ્યોતિર્વિદ્ શાસ્ત્રી શિવલાલ બહેચરલાલ મહેતા ]

શ્રીમન્મહેશ્વરસ્વરૂપાભિન્ન સદ્ગુરુના પૂજનનો ઉત્સવ ઉજવવા અને અમુકાંશે કૃતકૃત્યતા સાધવા આપણે આજે કૈલાસવત્ શ્રીબીલખા-આનંદાશ્રમમાં એકત્રિત થયા છીએ. આજનો દિવસ સાર્વભૌમ ભારતવર્ષમાં ઘણાજ આદરભાવ અને ઉત્સાહથી ઉજવાય છે. આજનો

દિવસ ગુરુપૂર્ણિમાના નામે પ્રશસ્ત-સ્તુત્ય-છે, આરાધ્ય છે, યજનીય છે. ગુરુનું પૂજન કરી માનવજીવનની સાર્થકતા સિદ્ધ કરવા, કૃતકૃત્યતા સાધવા આજની અણમોલી પળ છે. બ્રહ્માદિક દેવો પણ ગુરુપૂજન કરે છે, ત્યારે આપણે માટે તો તે વિહિતજ હોય. ગુરુની મહત્તા કંઈ ઓછી નથી-અગાધ અપાર અને અવર્ણનીય છે. બ્રહ્માંડમાં ગુરુનું સ્થાન - સર્વલોકના શિરોભાગે સત્યલોક-બ્રહ્મલોકમાં છે. પિંડમાં શિરોભાગે, મસ્તિષ્કમાં સહસ્રદલ કમલમાં છે. ગુરુવિના જ્ઞાન મળતું નથી, ગુરુવિના સિદ્ધિ નથી. ઈશ્વર પ્રસન્ન થાય તો સદ્‌ગુરુ મેળવી આપે છે, પણ ગુરુ પ્રસન્ન થાય તો ઈશ્વરને ઓળખાવે છે, અને તે દ્વારા સિદ્ધિઓ અપાવે છે. ઈશ્વરને ઓળખાવનારાજ ગુરુ છે. એથી ગુરુને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશસ્વરૂપ કહેવાય છે. સંસારમાંથી તારનાર ગુરુ છે. ગુરુનાં ચરણરૂપી નૌકા છે, ગુરુ કર્ણધાર છે માયાપાશ-કર્મપાશ-થી બદ્ધ જીવોને મુક્ત કરાવનાર, પાપ દોષથી મુક્ત કરાવનાર ગુરુ છે, અને આપણી માનવ બુદ્ધિથી વૈખરી વાણીમાં કહીએ તો ઈશ્વરની સભામાં-કોર્ટમાં-ગુરુ જીવોના બેરીસ્ટર છે. જગતના માયિક વકીલો નાણાં લઇને સાચાં ખોટાં કરીને કોર્ટમાં કેસો જિતે છે કે હારે છે, પણ ગુરુ તો એક પણ પાઈ લીધા વિના કેવલ જીવની શરણાગતિથીજ જીવોને મુક્ત કરાવે છે, કારણ કે ગુરુ તો કૃપાનિધાન છે, કરુણાના સાગર, કરુણાના 'આલય' છે. આબ્રહ્મસ્તંબપર્યંત સર્વે જીવો માયાપાશથી બદ્ધ પશુ છે, તેના સ્વામી પશુપતિ મહાદેવ છે, તે બ્રહ્માદિક દેવોના-બ્રહ્માંડભરના-ગુરુ છે. "ॐ नम शिवाय गुरवे सच्चिदानंदमूर्तये।" આ શ્રુતિ છે. જગદ્‌ગુરુ શંકર છે, તેમના શિષ્ય વિષ્ણુ-તેમના બ્રહ્મા, તેમના વસિષ્ઠ, તેમના શક્તિ, પારાશર-વ્યાસ-શુકદેવ-ગૌડપાદ-ગોવિંદાચાર્ય અને તેમના શિષ્ય શ્રીશંકરાચાર્ય છે. જગદ્‌ગુરુનું બિરુદ શાંકરપીઠના આચાર્યોનું છે.

દીક્ષામંત્ર આપી શિષ્યપરંપરા વધારી વ્યાપાર જમાવી લેવો એ કંઈ ખરું કર્તવ્ય નથી, અને એવાઓ વેદાંતને વગોવે છે. અધુના એવા ઠેકેદારો ઘણા છે. કેવલ શાસ્રજ્ઞ, કે શબ્દાર્થજ્ઞ હોય તેનાથી શિષ્યનું કલ્યાણ થતું નથી એવાઓ તો આપણા જેવાજ બદ્ધ મનુષ્ય છે, પણ જે ઉદારચરિત શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ હોય, શાસ્રજ્ઞ અને બ્રહ્મજ્ઞ હોય, અને પોતે મુક્ત હોય તેવાજ પુરુષ સદ્‌ગુરુ કહેવાય, અને તે શિષ્યોને પણ મુક્ત કરે.

જે ધર્મ માણસ માણસને ભાઈ ગણતાં શીખવવાને બદલે માણસ માણસને દુશ્મન બનાવે તે ધર્મજ નથી ધર્મને નામે કે ઈશ્વરને નામે લડનારનો કદિ વિજય આ લોક કે પરલોકમાં પણ નથી. જે ધર્મોની જજાળમાંથી છૂટો થઈને—સાંપ્રદાયિક વાડામાંથી મુક્ત થઈને—જે પોતાના અંતરના અવાજને વફાદાર રહેશે તે પરમાત્માને માર્ગે છે, બીજા બધા કરોળિયાની માફક પોતે બાંધેલી જાળમાંજ ગુંચવાઇ જવાના.

પરંતુ આનંદની વાત તો આપણા આ આનંદાશ્રમમાં છે. આપણું આ આનંદાશ્રમ તો સાક્ષાત્ કૈલાસભવનવત્ જ છે. સાચેજ ! આત્માનંદ-બ્રહ્માનંદના આલયરૂપ છે. આપણા આનંદસ્વરૂપ સદ્‌ગુરુદેવે તો પ્રાચીન પ્રણાલિકાને ઉજ્જ્વલ કરી છે, આદર્શમયી બનાવી છે, પ્રાચીન સનાતનધર્મસંસ્કૃતિને સજીવન કરી છે, ચૈતન્યવંતી બનાવી છે, પ્રાણ અર્પ્યા છે, વૈદિક સંપત્તિને રક્ષી છે, પ્રાણવંતી બનાવી છે વિદ્યાલય સ્થાપ્યાં, ગ્રંથો રચ્યા, નિત્યકર્મના ગ્રંથો વિનામૂલ્યે આપવાનો પ્રબંધ કર્યો, વિદ્યાર્થીઓને પોષણ અપાય છે, આ આદર્શ અન્ય આશ્રમધારીઓને આદરણીય ને અનુકરણીય છે

ગુરુ તો આપણા સદ્‌ગુરુ નાથભગવાન્ જેવાજ હોવા જોઇએ. એઓશ્રી તો દયાના સાગર, કરુણાના આલય અને કૃપાનિધાન હતા અને છે. સર્વજ્ઞ અને અંતર્યામી છે. શું વખાણું ? જે છે તે જ છે, આ તે ગુરુ તે સદ્‌ગુરુ. તેઓશ્રીને ભક્તિ પુર:સર અંતરના હજારોવાર વારંવાર વંદન હો!

# આદર્શ ધર્મગુરુ

[ વ્યાખ્યાતા : પૂજ્ય પંડિત શ્રીમાયાપ્રસાદજી–જામનગર ]

" यो ब्रह्माणं विदधाति पूर्वं, यो वै वेदांश्च प्रहिणोति तस्मै।
तं ह देवमात्मबुद्धिप्रकाशं, मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ "

( જે પરમાત્મા પ્રથમ શ્રી બ્રહ્માજીને પ્રકટાવે છે અને જે પરમાત્મા તેમના હૃદયમાં વેદોને સ્ફુરાવે છે, તે જીવાત્માની બુદ્ધિને પ્રકાશ આપનાર સ્વયંપ્રકાશ અંતર્યામી પરમાત્માનું શરણ હું મોક્ષાર્થી થયો છતો પામ્યો છું. )

આજે અમારું આનંદાશ્રમમાં આવવું થતાં આનંદાશ્રમની પવિત્રતા અને શાંતિ જોઇને અમને ઘણો આનંદ થયો છે, ને અમો પવિત્ર થયા છીએ. આનંદાશ્રમ કેમ જાણે સનાતનધર્મની શાળારૂપ હોય તેમ અમને જણાયું છે.

જીવનું વાસ્તવિક કલ્યાણ પોતાના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનથી થાય છે, પણ જ્યાં-સુધી જીવના હૃદયમાં મલ, વિક્ષેપ ને આવરણ આ દોષો હોય ત્યાંસુધી તેને સ્વસ્વરૂપનું જ્ઞાન થતું નથી, એ દોષોને દૂર કરવામાટે જીવે પ્રયત્ન કરવો જોઇએ

મલદોષની (પાપસંસ્કારની) નિવૃત્તિ ફલેચ્છારહિત નિત્યનૈમિત્તિકકર્મ કરવાથી થાય છે, તેથી અંત:કરણની શુદ્ધિ થાય છે. પોતાના ઇષ્ટદેવની નિષ્કામભાવે ઉપાસના કરવાથી વિક્ષેપ દોષની નિવૃત્તિ થઇ ચિત્તની ચંચળતા શમે છે. ચિત્ત શાંત થાય છે.

શુદ્ધ અને શાંત થયેલા ચિત્તમાં રહેલા આવરણ દોષને દૂર કરવામાટે સ્વસ્વરૂપના જ્ઞાનની આવશ્યકતા છે. એ જ્ઞાન શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાપુરુષદ્વારા પ્રાપ્ત થાય છે. એવા પુરુષની ઓળખ બરોબર થવી જોઇએ. એવા મહાપુરુષ આનંદાશ્રમમાં બિરાજ્યા છે કે જેમણે આનંદાશ્રમ સ્થાપી પોતાના જીવનની પવિત્રતાવડે આનંદાશ્રમને અને સર્વ શરણાગતોને પવિત્ર કર્યાં છે. એ મહાપુરુષની ઓળખ આપવામાટે તેઓશ્રીનું નામાભિધાન ઉચ્ચારવું જોઇએ. મહાપુરુષનું નામ ન બોલવું જોઈએ એવી શાસ્ત્રમર્યાદા છે. શાસ્ત્રવચન છે કે:–

" आत्मनाम गुरोर्नाम नामातिकृपणस्य च ।
श्रेयस्कामो न गृह्णीयात्, ज्येष्ठापत्यकलत्रयोः "

( કલ્યાણની કામનાવાળાએ પોતાનું નામ, ગુરુનું નામ, ને અતિકૃપણનું નામ તથા મોટા દીકરાનું નામ ને સ્રીનું નામ ન બોલવું જોઇએ )

कृपणो हि कः ? आत्महा, कार्पण्यदोषयुक्तः स कृपणः ॥

# શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિર



સમાધિમંદિરની નજીક તેઓશ્રીના સ્વરૂપાવસ્થાન પછી શિષ્યોએ પોતાના ખરચે એક સુંદર અષ્ટકોણાકાર મંદિર બંધાવ્યું છે, અને તેમાં સંવત્ ૧૯૯૦ ના ફાગણ માસની સુદિ ૫ મે તેઓશ્રીનાં પૂજ્ય પ્રતિમાજીની વૈદિક રીતિએ પ્રતિષ્ઠા કરી છે. તે સમયે મહારુદ્ર યજ્ઞ પણ કરવામાં આવ્યો હતો. મંદિરની અંદરબહાર ભોંયતળીએ લાદી પાથરવામાં આવી છે. મંદિરના ઘુમટઉપર ચીનીકામ કરવામાં આવ્યું છે. મંદિરની સન્મુખ દક્ષિણ બાજુએ સફેદ પથ્થરનો બાંધેલો વિશાળ એક ચોક આવેલો છે, ઉત્તર બાજુએ નાનાં-વૃક્ષો આવેલાં છે, પૂર્વ બાજુએ સુંદર યજ્ઞમંડપ અને બગીચો છે, અને પશ્ચિમ બાજુ "જ્યોતિમંદિર" આવેલું છે. મંદિરની બાંધણી જૂની નવી મિશ્ર પદ્ધતિની છે આ મંદિર શ્રીદક્ષિણામૂર્તિ મહેશ્વર સ્વરૂપ સદ્ગુરુદેવનું હોવાથી તેઓશ્રીનાં પૂજ્ય પ્રતિમાજી દક્ષિણાભિમુખ પધરાવ્યાં છે, અને મંદિરનું નામ "શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિર" રાખવામાં આવ્યું છે.

મંદિરમાં બિરાજેલા દેવેશની ભવ્યતા અંદરબહાર પ્રકાશી રહેલી હોઈ શ્રદ્ધાળુ-જનોનાં અંતઃકરણોને કોઈ અલૌકિક આનંદથી ભરપૂર કરી દે છે.

## જ્યોતિમંદિર



" एप देवपथो ब्रह्मपथः ॥ "

તેઓશ્રીના પાવનદેહની દહનભૂમિપર શિષ્યોએ આ "જ્યોતિમ દિર" બધાયુ છે આ મ દિરમા આરસનું કામ થયુ છે

( કૃપણ કોણ ? જે મનુષ્ય પોતાનું વાસ્તવિક સ્વરૂપ સચ્ચિદાનંદરૂપ છે તેને બદલે હું શરીર છું એમ કહી આત્માનો ઘાત કરે છે તે આમ જે કૃપણતાના દોષયુક્ત છે તે કૃપણ કહેવાય. )

નામ ન ઉચ્ચારીએ તો વ્યવહાર ન થઈ શકે ભગવાન્ ભાષ્યકાર શ્રી આદ્યશંકરાચાર્યજીનો અભિપ્રાય છે કે નામથી જ વ્યવહાર થઈ શકે. કેમકે " भगवत्पदवाच्य महापुरुष " જેમનું નામ આપણે ઉચ્ચારવાનું છે તે મહાપુરુષ ભગવદ્રૂપ છે તેમના નામનું ઉચ્ચારણ કરવાથી ભગવાનના નામનું ઉચ્ચારણ થઈ જાય છે તેઓશ્રીનું વ્યાવહારિક નામ નથુરામ-नाथुराम ઇતિ એ નામમાં नाथ ધાતુ છે નાથ્ ધાતુના યાંચા, ઉપતાપ, ઐશ્વર્ય અને આશિષ્ એમ ચાર અર્થ છે

બીજું પદ રામ છે " रमन्ते योगिनो यस्मिन् इति राम "—( યોગીઓ જેમાં રમણ કરે છે તે રામ ) એ વ્યુત્પત્તિ એમના જીવનથી સાર્થક છે, કેમકે સંપૂર્ણ જીવન તેઓ સચ્ચિદાનંદઘન રામમાંજ રમ્યા છે

હવે નાથ્ ધાતુના જે ચાર અર્થો યાચના, ઉપતાપ, ઐશ્વર્ય અને આશિષ્ કહ્યા તે તેઓશ્રીના જીવનમાં કેવી રીતે અન્વર્થ થયા છે તે વિચારીએ —

તેમણે પોતાના જીવનમાં યાચના કોની કરી છે? લૌકિક પદાર્થની કે સ્વરૂપ સાક્ષાત્કારની? લૌકિક પદાર્થની યાચના તે સાચી યાચના નથી, પણ બીજી જે સ્વરૂપસાક્ષાત્કારની યાચના છે તેજ ખરી યાચના છે, અને એ બીજી યાચનાજ તેમણે કરી છે તે તેમના જીવનમાંથી મળી આવે છે તેઓશ્રીનું જીવનચરિત્ર અમે વાંચ્યું. તેમાં જ્યારે પોતે હિમાલયમાં પધાર્યા છે તે પ્રસંગે પોતે જે દોહરા લખ્યા છે તે દોહરા વાંચતાં અમોને શ્રુતિના વાચન જેવોજ આનંદ થયો છે એ દોહરાની વાણીમાં કેવો આનંદ છે તે તેમના દોહરાથી જ જણાવીએ એ દોહરા ભગવાન્ શ્રીદક્ષિણામૂર્ત મહેશ્વરના શક્તિપાત સમયના છે.

" પૂર્ણાહુતિ બેમાંથી નથુ, એકતણી નક્કી જાણ;
દર્શન થાતાં વિરહની, નહિ તો આખર પ્રાણ "

સ્વરૂપ સાક્ષાત્કારમાટે પોતાની કેટલી દૃઢતા છે ? આવી દૃઢતા મુમુક્ષુની જોઈએ. સ્વરૂપસાક્ષાત્કારમાટે તેમણે પ્રાણની પણ દરકાર નથી રાખી તેમની પ્રભુ પાસે શી યાચના હતી તેનું રહસ્ય આ દોહરામાંથીજ જણાય છે આનું નામજ સાચી યાચના नाथ् ધાતુનો એ પ્રથમ અર્થ તેમણે સાર્થક કર્યો.

રૂપ ઐશ્વર્ય સંતોનું ઐશ્વર્ય નથી પરમ સંતોષરૂપ સંતોનું ઐશ્વર્ય તેમણે મેળવ્યું હતું નાથૃ ધાતુનો આ ત્રીજો અર્થ તેમણે સાર્થક કર્યો.

નાથ્ ધાતુનો ચોથો અર્થ આશિષ્-આશીર્વાદ. તેમનામાં ભગવાન્ શ્રી દક્ષિણામૂર્તિનો આવેશ થયો–શક્તિપાત થયો સ્વરૂપસ્થિતિ-થઈ આ તેમણે આશીર્વાદ મેળવ્યો ને પછી તેઓશ્રી જિજ્ઞાસુઓને આશીર્વાદ આપનારા થયા. નાથ્ ધાતુનો આ ચોથો અર્થ સાર્થક થયો.

देहपातस्तथा कम्पः परमानंदहर्षणे।
स्वेदो रोमांच इत्येतच्छक्तिपातस्य लक्षणम्।

(દેહપાત—શરીરનું પડી જવું. પ્રકંપ—શરીરમાં કંપ થવો. તેવીજ રીતે પરમાનંદ ને પ્રહર્ષણ-અતિ આનંદ સ્વેદ—શરીરમાંથી જળ છૂટવું, રોમાંચ થવો—શરીરપરનાં રૂંવાડાં ઊભાં થવાં આ બધા શક્તિપાતનાં લક્ષણો છે)

એઓશ્રીના જીવનચરિત્રનો લેખ વાંચવાથી અમોને અતિ આનંદ આવ્યો છે.

તેઓશ્રીને શ્રીદક્ષિણામૂર્તિ ભગવાનના ધ્યાન આદિથી જે ઇષ્ટસિદ્ધિ થઈ છે તે તેમનાં પ્રતિમાજીનું ધ્યાન આદિ કરવાથી સૌને થાય આ નક્કી સમજજો, કેમકે સત્પુરુષોમાં આવી અપૂર્વતા હોય છે. તેઓશ્રીનાં પ્રતિમાજી સામે ત્રાટક કરવાથી ચિત્ત એકાગ્ર થઈ જાય છે

આગળ કહેવામાં આવ્યું છે કે તેમનાં નેત્રોમાં અન્યને આકર્ષવાનાં રશ્મિઓ હતાં ત્રાટકવડે તેઓ મનુષ્યની મનોવૃત્તિ ફેરવી શકતા. આ સંબંધે શ્રી કૃપાશંકરભાઈ વૈદ્ય તથા મહુવામાં એક બધેકા (ઔદીચ્ય બ્રાહ્મણ) માસ્તર હતા તેમણે તેમનો અનુભવ અમને કહેલો. શ્રી. વૈદ્યની વૃત્તિ ત્રાટકવડે ફેરવેલી, અને શ્રી.. બધેકાની અનેક શંકાઓ ત્રાટકવડે નિવૃત્ત કરેલી. માત્ર દૃષ્ટિપાતથી અન્યની મનોવૃત્તિમાં ફેરફાર થઈ જવો એ સામર્થ્ય શક્તિપાતથીજ પ્રાપ્ત થઈ શકે છે જેમનામાં એ પરમશિવની શક્તિનો પાત થયો છે તેમનોજ ઉપદેશ આપવાનો અધિકાર છે.

હવે અહીં એ વિચારવાનું થાય છે કે આવા મહાપુરુષોનો સંગ થયા છતાં તેમના ઉપદેશનો યથાર્થ લાભ લેવામાં રુચિ કેમ થતી નથી? તેના ઉત્તરમાં કહેવું જોઇએ કે પાપસંસ્કારરૂપ પ્રતિબંધકોને લઇને રુચિ થતી નથી. આ વિષય નીચેના એક દૃષ્ટાંતથી વધારે સ્પષ્ટ થઈ શકશે.

કાશીક્ષેત્રમાં એક પરમ પૂજનીય સ્વામી વિશુદ્ધાનંદજી નામે સંન્યાસી હતા તેઓ સમર્થ વિદ્વાન હતા શ્રી શિવકુમારજી શાસ્રી પણ તેઓની પાસે ભણેલા. તે સ્વામીજીની પાસે એક મારવાડી ગૃહસ્થ શ્રવણ કરવા આવતા તેનું હૃદય પાપસંસ્કારયુક્ત હોવાથી છ વર્ષસુધી શ્રવણ કર્યા છતાં કાંઈ પણ અસર ન થઈ ત્યારે તેણે સ્વામીજીને પૂછયું કે મહારાજ! હું આટલા સમયથી આપની પાસે શ્રવણ કરું છું, છતા આપના પ્રતિ મને સદ્ભાવ કેમ પ્રકટતો નથી? ને આપના ઉપદેશની અસર કેમ થતી નથી?

ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું કે – તમે કોઈ પ્રસિદ્ધ પાપ તો નથી કર્યું ? તેના જવાબમાં તે ગૃહસ્થે કહ્યું કે ના મે એવું કોઈ પ્રસિદ્ધ પાપ નથી કર્યું. સ્વામીજીએ આગ્રહપૂર્વક પૂછયું કે પાપસંસ્કાર સિવાય તમારા હૃદયની આવી સ્થિતિ ન હોય, છેવટે તે ગૃહસ્થ

પોતે કરેલ ગુહ્ય પાપ સ્વામીજીની પાસે સ્વીકારે છે, ને કહે છે કે હું એક રૂના વેપારીની પેઢીમાં નોકર હતો, મે એ વેપારીનો વિશ્વાસઘાત કરવારૂપ પાપ કર્યુ છે તેની પેઢીમાંથી અમુક નાણાં ઉચાપત કર્યા છે માટે એ પાપનો પ્રતિકાર શી રીતે થઈ શકે? સ્વામીજીએ કહ્યુ કે-જેટલા રૂપીઆ તમે લીધા હોય તેટલા રૂપીઆ ને જેટલાં વર્ષ થયાં હોય તેટલાં વર્ષનું વ્યાજ શેઠને આપી તેની પાસે તમે ક્ષમા માગો ગૃહસ્થ કહે રૂપીઆ આપુ પણ ક્ષમા ન માગુ તો? સ્વામીજી કહે રૂપીઆ માત્ર આપવાથી નહિ ચાલે, મનમાં જે નડતર છે તે કાઢવાની છે ગૃહસ્થ તેમ કરવા તૈયાર નથી

જુઓ તો ખરા, મનુષ્યો બહારની ફજેતીથી ડરે છે, આંતરિક ફજેતીથી ડરતા નથી પાપ કરતાં મનુષ્ય મનુષ્યથી ડરે છે, પણ જે પ્રભુ-સાક્ષી-બધુ જુએ છે તેની પરવા કરતા નથી, તેનાથી ડરતા નથી

શ્રીરામાનુજાચાર્ય શ્રીયાદવસ્વામીપાસે ભણતા હતા શ્રીરામાનુજાચાર્ય ઉપર શ્રીયાદવ-સ્વામીની કન્યાને મોહ થયો કન્યાએ એકાંતમાં પ્રેમ યાચના કરી શ્રીરામાનુજાચાર્યે ના કહી કન્યા કહે અત્રે કોઈ જોતુ નથી શ્રીરામાનુજાચાર્યે કહ્યું-અ તર્યામી-સાક્ષી જુએ છે. દુનિયાથી નહિ, પણ એ સાક્ષીથી ડરવુ જોઇએ

છેવટે એ ગૃહસ્થે લીધેલા રૂા વ્યાજ સાથે શેઠને મોકલી આપ્યા, પણ પોતાનુ નામ ન પ્રસિદ્ધ કર્યુ રૂા મોકલ્યા છતા પણ ચિત્તમાં શાંતિ થતી નહોતી, તેથી સર્વ હકીકત સ્વામીજીને નિવેદન કરી સ્વામીજીએ કહ્યુ ચાલો મારી સાથે હૂં બધુ ઉચિત કરાવી આપીશ

સ્વામીજી એ ગૃહસ્થને સાથે લઈને શેઠ પાસે ગયા શેઠને પૂછ્યુ કે આપના ગુમાસ્તા ગુમાનીરામજીએ આપને અમુક રૂપીઆ મોકલ્યા છે તે આપને મળ્યા હશે શેઠે કહ્યુ કે સવા લાખ રૂપીઆ મળ્યા છે પણ કોણે મોકલ્યા તે નામ મળ્યું નથી, એટલે સ્વામીજીએ સર્વ હકીકત કહીને ગુમાનીરામજીની હકીકતથી શેઠને વાકેફ કર્યા શેઠે કહ્યુ કે હુ ગુમાનીરામજીને બહુ જ પ્રામાણિક માનુ છુ, મને તેને માટે ઉચો ભાવ છે ત્યારે ગુમાનીરામજીએ શેઠ પાસે કબુલ કર્યુ કે શેઠજી! મે ચોરી કરી છે, એ સાચી વાત છે હું મારા પાપને આપની પાસે પ્રસિદ્ધ કરુ છુ આમ પાપના સ્વીકારથી શેઠ બહુ જ પ્રસન્ન થયા, ને ગુમાનીરામજીએ મોકલેલા સવા લાખ તથા તેથી બમણા રૂા અઢી લાખ શેઠે કાઢી એ રકમમાંથી કલકત્તામાં એક વિશુદ્ધાનંદ વિદ્યાલય સ્થાપ્યુ

આવી રીતે ગુમાનીરામજીના હૃદયમાથી પાપસંસ્કારરૂપ પ્રતિબંધક દૂર થવાની સાથેજ તેને સ્વામીજી પ્રતિ સદ્ભાવ પ્રકટ્યો ને તેમના ઉપદેશ પ્રમાણે તે વર્તવા લાગ્યો

બ્રહ્મનિષ્ઠ પુરુષો ઉપર પ્રીતિ નહિ પ્રકટવામાં હૃદયરૂપ અરીસાની અયોગ્યતાજ કારણ-રૂપ છે બાકી સત્પુરુષોની તો સર્વત્ર સમતાજ હોય છે

ઉપદેષ્ટા સર્વ સિદ્ધાંતોનો સમન્વય કરવાના સામર્થ્યવાળા જોઈએ શ્રીઆચાર્ય શિરો-મણિ બ્રહ્મવિદ્યામાર્તંડ શ્રીશંકરાચાર્ય ભગવાન્ પાસે બાહ્યસત્તા ન હોતી પણ તેમનામાં અપૂર્વ શક્તિ હતી, અદ્ભુત સમન્વય ભાવ હતો સમન્વય ભાવમાજ આચાર્યની સાર્થકતા છે

આચાર્યનુ વર્તન પણ પોતાના ઉપદેશને અનુકૂળ હોવુ જોઇએ જો તેમ ન હોય તો તેમના ઉપદેશની શ્રોતાઓ ઉપર અસર થતી નથી આ સંબંધે એક દૃષ્ટાંત કહેવાય છે.

એક વિધવા બ્રાહ્મણી હતી. તેને એકનો એક ખોટનો પુત્ર હતો. પુત્રને રોજ સવારના ચાર વાગે ગોળ ખાવાની ટેવ હતી માતા પુત્રના ઉપરના પ્રેમને લીધે પોતે ભૂખી રહે, પણ પુત્રની આવી ટેવથી કંટાળીને તે બ્રાહ્મણીએ એક મહાત્માને પોતાના પુત્રની કુટેવ મટાડવાનો ઉપાય પૂછતાં કહ્યું: મહારાજ! પૂરતા રોટલા ખાવા મળતા નથી ને છોકરો રોજ સવારે ગોળ ખાવા માગે છે. રોજ મારે ગોળ કયાંથી લાવી આપવો? મહાત્માએ કહ્યું: જાઓ બાઈ! કાલથી છોકરો ગોળ નહિ ખાય. આ સાંભળીને બાઈ રાજી થઈ ઘેર ગઈ બીજે દિવસે છોકરાએ ચારને બદલે ત્રણ વાગે ગોળ માગ્યો. બાઈનું હૃદય યોગ્ય હોવાથી બાઈને મહાત્માનાં વચનમાં અશ્રદ્ધા ન ઉપજી-મહાત્માનો દોષ ન જોયો, પણ પોતાના છોકરાનો દોષ જોયો. વળતે દિવસે બાઈ મહાત્મા પાસે ગઈ. મહાત્માએ પૂછયુ: કેમ છોકરાએ ગોળ માગ્યો હતો? બાઈ કહે: મહારાજ! એ તો એમનું એમ. આજ તો ઊલટો ચારને બદલે ત્રણ વાગે ગોળ માગ્યો. મહાત્માને પોતાને મધુરરસમાં રાગ હતો, તેથી તેના વચનની અસર છોકરાને ન થઈ. પછી મહાત્માએ પોતેજ મધુર રસ લેવાનું બંધ કરીને કહ્યું: કે બાઈ! જાઓ કાલથી છોકરો ગોળ નહિ માગે, અને ખરેખર પછી છોકરાની ગોળ માગવાની ટેવ છૂટી ગઈ.

આચાર્યના જીવનમાં પાલન પહેલું, ને ઉપદેશ પછી હોવો જોઇએ. આવું વર્તન પૂજ્યપાદ મહાત્માશ્રીમાં હતું, તેથી જ તેમના શિષ્યવર્ગમાં તેનું પાલન અગે મુંબઈ વગેરે સ્થળોમાં સારી રીતે જોઈ શકયા છીએ. સારા સારા ગૃહસ્થોમાં તેઓશ્રીના ઉપદેશની અસર છે. તેઓશ્રીમાં:—

"आचिनोति च शास्त्रार्थमाचारे स्थापयत्यपि।
स्वयमाचरते यस्मादाचार्यस्तेन कथ्यते ॥"

એ આચાર્યલક્ષણ બરોબર ઘટે છે.

જેમ બગીચામાંથી પુષ્પો વીણાય તેમ શાસ્ત્રોમાંથી કર્મ, ઉપાસના ને જ્ઞાનપ્રતિપાદક સિદ્ધાંતોનો અનુભવપૂર્વકનો સંગ્રહ કરીને તેઓશ્રીએ આચરેલ છે. યથાક્રમથી અનુષ્ઠાન કરેલ છે. આવા પુરુષોનો જ અન્યને ઉપદેશ કરવાનો અધિકાર છે બીજાના સંદેહ નિવૃત્ત કરવાનું સામર્થ્ય ન હોય તો એ આચાર્યત્વ ઊછીનું લીધેલું ગણાય જેમ પૃથ્વીની રજમાં પોતાની ગરમી નથી, પણ સૂર્યના તાપથી તે તપે છે તેથી તે ગરમી સૂર્યની ઊછીની લીધેલી કહેવાય તેમ.

તેઓશ્રીએ શાસ્ત્રોમાંથી અનુભવપૂર્વકનો સંગ્રહ કરેલ છે તેની ખાત્રી શી? એ ખાત્રી તેઓશ્રીના શ્રીઉપદેશગ્રંથાવલિના નિબંધો જોતાં તથા પ્રસ્થાનત્રય, યોગસૂત્ર, સાંખ્યસૂત્ર આદિપરની ટીકાઓ જોતાં થઈ જાય છે. પ્રસ્થાનત્રયી-પ્રમાણત્રયી-પર ભાષ્ય ન હોય તો આચાર્યત્વ ન ઘટે વળી તેઓશ્રીને શ્રીદક્ષિણામૂર્તિ ભગવાને હિમાલયમાં જે આદેશ કરેલો છે તે આદેશનો તેઓશ્રીએ ગ્રંથોદ્વારા સાક્ષાત્કાર કરાવ્યો છે

શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ પુરુષના સંગથી જ મુક્તિ થાય, માટે શ્રી. મહારાણીદાસજીએ જેમ પોતાના "સદ્‌ગુરુ" નામના લેખમાં વાંચ્યું તેમ ગુરુના વિજ્ઞાનમાટે શાસ્ત્રીય વિચારોથી પરીક્ષણ કરવું જોઈએ. અહીંના મહાપુરુષ આવા શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ હતા તેથી તેમના જીવનવિષે કહેતાં અમને આનંદના ઊભરા આવે છે. હર હર! મહાદેવ હર!

તેઓશ્રીને શ્રીદક્ષિણામૂર્તિ ભગવાને આચાર્યપદ આપેલું છે. પામર લોકોએ આચાર્ય સ્થાપેલા નથી. શ્રીદક્ષિણામૂર્તિ ભગવાનનો આચાર્યપદ માટેનો આદેશ અખંડિત છે આમાં ભગવદાદેશ છે. ભગવદાદેશની ખાત્રી શી? એ ખાત્રી તેઓશ્રીની વાણીમાં સ્વાનુભવરૂપ આનંદ રહેલો છે, તેથી થઈ જાય છે. સત્પુરુષો નિર્લોભી હોવાથી જૂઠું બોલતા નથી. તેઓ લોકોને અસત્યના પ્રવાહમાં નાંખતા નથી. તેમનું કથન જ યથાર્થ હોય છે.

આવા ગુરુના ચરણારવિંદમાં અનન્યભાવવાળા પુરુષો અધિકારી હોવાથી બધેથી ઉપદેશ મેળવી શકે છે. આવા અધિકારમાટે અનન્ય શ્રદ્ધા અને તપની આવશ્યકતા છે.

આ વિષય છાંદોગ્ય ઉપનિષદ્‌માં આવેલા સત્યકામ જાબાલના દૃષ્ટાંતથી વધારે સ્પષ્ટ થશે:-

સત્યકામે વેદાધ્યયન માટે હરિદ્રુમતના પુત્ર શ્રીગૌતમમુનિ પાસે જઈ વિનતિ કરી કે:— ભગવન્! હું આપને શરણે બ્રહ્મચર્યવાસ કરીશ. શિષ્યભાવે હું આપની પાસે આવ્યો છું. ત્યારે ગૌતમમુનિએ પૂછ્યું किं गोत्रो नु सौम्यासि? હે પ્રિયદર્શન! તારું કયું ગોત્ર છે? સત્યકામે કહ્યું: नाहं जानामि भगवन्! હે ભગવન્! હું જાણતો નથી. મુનિએ કહ્યું: તારી માતાને પૂછી જો. માતાને પૂછી સત્યકામે કહ્યું: મારી માતાએ કહ્યું છે કે:—"તારા પિતાની સેવામાં ગુંથાયેલી હોવાથી તેમને હું ગોત્ર પૂછી શકી નથી, તેથી તારું ગોત્ર કયું છે તે હું જાણતી નથી."

[કેવી પતિસેવા! स्त्रीणां पतिरेव प्रभुरिति मनुराज्ञा॥ સ્ત્રીઓને પોતાના સ્વામીજ પ્રભુ છે એમ ભગવાન્ મનુની આજ્ઞા છે. સ્ત્રીઓ માટે એમાંજ મંગળ છે.]

"મારું નામ જબાલા છે, ને તારું નામ સત્યકામ છે, માટે હું જબાલાનો પુત્ર સત્યકામ છું. આટલું કહેજે." સત્યકામનાં સરલ ને અર્થયુક્ત વચન સાંભળીને શ્રી ગૌતમમુનિ પ્રસન્ન થયા ને બોલ્યા: હે પ્રિયદર્શન! તારી સરલતા જોઈને ને અર્થવાળાં વચનો સાંભળીને નિશ્ચય તું બ્રાહ્મણ છે એમ મને ખાનરી થાય છે, કેમકે બ્રાહ્મણ સ્વભાવથી સરલ હોય છે. તું સત્યથી દૂર થયો નથી, અર્થાત્ અસત્ય બોલ્યો નથી, માટે હું તને ઉપનયન કરીશ-વેદદીક્ષા આપીશ સમિધ્ લઈ આવ. તેને ઉપનયન આપીને અને વેદાધ્યયન કરાવીને મુનિએ પોતાની ગાયોમાંથી ૪૦૦ ગાયો જુદી કાઢીને કહ્યું: આ ગાયોની પાછળ જા. ઉત્તરમાં સત્યકામે કહ્યું: ભગવન્! ૧૦૦૦ ગાય પૂરી થશે ત્યારે હું પાછો આવીશ સત્યકામ ગાયોને લઈ વનમાં ગયો, ને ૧૦૦૦ ગાયો થઈ ત્યાંસુધી ત્યાં રહ્યો.

અહીં જોવાનું છે કે વેદાધ્યયન કર્યા પછી મુનિએ સત્યકામને ગાયોની પાછળ જવાનું કહ્યું ત્યારે સત્યકામે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે વિશેષ અધ્યયન કે વિચાર કરવાની ઈચ્છા ન દર્શાવતાં કાંઈપણ પ્રશ્નોત્તર કર્યા સિવાય ગાયોની પાછળ જવાનું સ્વીકાર્યું ને ગયા. ગુરુની આજ્ઞા શી છે તેને સમજીને તેને અનુસર્યા, કારણ કે એ આજ્ઞાપાલન માટે જે અનન્ય-ભાવ-શ્રદ્ધાપ્રીતિ-જોઈએ તે તેમનામાં હતાં. એ શ્રદ્ધાને લઈને જ ૧૦૦૦ ગાયો થઈ છે કે નહિ તે પણ ન વિચારતાં વનમાં ગાયોની સાથે રહેવામાં જે કષ્ટ સહન કરવું પડ્યું તે કષ્ટ-સહનરૂપ તપ તે પ્રસન્નતાથી કરી શક્યા આ શ્રદ્ધા અને તપના પ્રભાવે ગુરુજનપ્રતિના ભાવના કારણે તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કેવળ ગુરુની કૃપાથી કેવી રીતે મળે છે તે જોઇએ:—

જ્યારે ગાયોની સંખ્યા ૧૦૦૦ પૂરી થઈ ત્યારે વાયુદેવતાએ બળદમાં પ્રવેશ કરીને

બ્રહ્મના પ્રકાશવાન્ નામના પાદનો, અગ્નિએ અનંતવાન્ નામના પાદનો, સૂર્યે હંસરૂપે જ્યોતિષ્માન્ નામના પાદનો, અને પ્રાણે જલકૂકડીરૂપે આયતનવાન્ નામના પાદનો ઉપદેશ કર્યો

આવી રીતે બ્રહ્મના ચારે પાદનો ઉપદેશ લઈ ૧૦૦૦ ગાયો સહિત સત્યકામ ગુરુપાસે આવે છે ત્યારે સત્યકામમાં ઇંદ્રિયોની નિર્મળતા, મુખની પ્રસન્નતા, ચિંતારહિતપણું ને કૃતાર્થતા એ બ્રહ્મવેત્તાનાં લક્ષણો જોઇને ગુરુ કહે છેઃ—ब्रह्मविदिव सौम्य भासि ! હે પ્રિય-દર્શન! તું બ્રહ્મવેત્તાજેવો જણાય છે ! તને કોણે બ્રહ્મનો ઉપદેશ કર્યો ? ઉત્તરમાં સત્યકામ કહે છેઃ ભગવન્ ! મનુષ્યથી ભિન્ન એવા દેવોએ મને ઉપદેશ કર્યો છે; પણ મારી ઇચ્છા છે કે આપ ભગવાન્જ મને બ્રહ્મનો ઉપદેશ કરો; કેમકે મે આપ જેવા ઋષિઓથી સાંભળ્યું છે કેઃ—આચાર્યદ્વારાજ જાણેલી વિદ્યા શ્રેષ્ઠપણાને પામે છે, એટલે ગુરુએ દેવોએ કહેલી વિદ્યાનો પુનઃ ઉપદેશ કર્યો. દેવોએ અને આચાર્યે કરેલો ઉપદેશ સંપૂર્ણ છે. તેમાં કાંઈઅવશેષ નથી, એમ અધિકારીઓપ્રતિ શ્રુતિ કહે છે

આજ વિષયને અનુરૂપ શ્રુતિમાં બીજું દૃષ્ટાંત સત્યકામના શિષ્ય ઉપકોસલનું છે.

ગુરુ સત્યકામ બીજા શિષ્યોને સંપૂર્ણ વેદાધ્યયન કરાવી સમાવર્તન કરવાનું કહે છે. જ્યારે ઉપકોસલને તેમ કરવાનું ન કહેતાં પોતે બહારગામ જાય છે આશ્રમમાં ઉપકોસલ ગુરુના અગ્નિની સેવા કરે છે, અને એ અગ્નિઓ ઉપકોસલને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે.

આવી રીતે વિનાપૂછે બ્રહ્મવિદ્યાના ઉપદેશનો યોગ થઈ આવે છે તે કેવળ ગુરુની કૃપાજ સમજવી. સત્પુરુષો વાણીથી થોડું બોલે છે, પણ અધિકારીપ્રતિ તેમના મનમાં ઊંચો ભાવ હોય છે, અને એ ભાવથી જ તેઓ સંકલ્પાદિવડે અધિકારી શિષ્યનું કલ્યાણ કરે છે.

અદ્વૈતસિદ્ધાંત સર્વ સિદ્ધાંતોમાં શિરોમણિરૂપ છે. એ અદ્વૈતસિદ્ધાંત બહિર્દષ્ટિએ નાસ્તિકવાદ જેવો લાગે છે, પણ ખરો આસ્તિકવાદ અદ્વૈતસિદ્ધાંતજ છે જે સર્વત્ર અભેદ બતાવે તે સિદ્ધાંતજ આસ્તિક શિરોમણિ કહેવાય

આ સિદ્ધાંત હૃદયગત કરી આચારમાં મૂકવા માટે ઉપાસનાની જરૂર છે. ગુરુભક્તો માટે ગુરુમૂર્તિજ પરમાત્મમૂર્તિ છે, કેમકે બધા દેવો ગુરુમાં છે આ પ્રકારની ઉપાસના એ વ્યાપકઉપાસના છે

પરિચ્છિન્ન ઉપાસના ને વ્યાપક ઉપાસના એમ ઉપાસનાના બે પ્રકાર છે. પરિચ્છિન્ન ઉપાસના વ્યાપક ઉપાસનામાં પહોંચવામાટે છે. તેમ ન થાય તો પરિચ્છિન્નઉપાસના પણ પાપરૂપ છે. દાખલા તરીકે કોઈ મનુષ્ય ગયામાં શ્રાદ્ધ કરે ને વિષ્ણુ દેવ નથી એમ કહે તો તે પાપરૂપ છે.

પરિચ્છિન્ન ઉપાસના વ્યાપક ઉપાસનામાં કેવી રીતે પરિણમે છે તે સંબંધે એક દૃષ્ટાંત કહેવાય છેઃ—

કાશીમાં એક મૈથલી પંડિત ભગવતી તારાના ઉપાસક હતા તે એટલેસુધી કે ગંગામાં સ્નાન કરી શ્રી વિશ્વનાથ ભગવાનની પૂજા કરવા જાય ત્યારે જળ ચડાવતી વેળા હર હર મહાદેવને બદલે હર હર તારે ! એમ બોલે કોઈ પૂછે કે પંડિતજી ! આમ કેમ બોલો છો ? પંડિતજી કહેઃ વિશ્વનાથમાં મારો પ્રેમ તારાના નામથી છે. પછી પંડિતજી બિમાર પડ્યા ને મૃત્યુની વેળા આવી. મિત્રોએ કહ્યું કે કેમ પંડિતજી ! કાશીમાં તો ભગવાન્

વિશ્વનાથ શિવજી જ જીવના ઉદ્ધારક છે. અહીં આપનો ઉદ્ધાર તારા નહિ કરે. તેના ઉત્તરમાં પંડિતજીએ કહ્યું :—

अद्य मे तारिणी तारा शिवरुपा भविष्यति ॥

( આજે મારી તારક ભગવતી તારા પોતે જ શિવરૂપ થશે ) આનું નામ તે વ્યાપકઉપાસના.

પરિચ્છિન્નોપાસનાને વ્યાપકોપાસનામાં પહોંચાડનાર હોવાથી ભગવત્પાદાચાર્ય શ્રીશંકરાચાર્ય ભગવાનના સિદ્ધાંતનું શિરોમણિરૂપપણું છે. તેઓશ્રીએ પંચદેવની ઉપાસનામાં પણ જે દેવનું પ્રધાનપણું હોય તેને કારણબ્રહ્મ ને જે દેવનું ગૌણપણું હોય તેને કાર્યબ્રહ્મ કહી સર્વમાં બ્રહ્મપણું અખંડ રાખ્યું, કેમકે સર્વ દેવોમાં અધિષ્ઠાનરૂપે બ્રહ્મ એકજ છે. પોતે સાક્ષાત્ શિવસ્વરૂપ હોવાથી શિવગીતા ઉપર વ્યાખ્યા ન કરી, કેમકે તેમાં પોતાની અભેદનિષ્ઠા હતી. શિવસહસ્રનામ ઉપર ભાષ્ય ન લખ્યું. વિષ્ણુસહસ્રનામ ઉપર ભાષ્ય લખ્યું, ને તેમ કરીને વિષ્ણુ ભગવાનની પણ વ્યાપકતા સિદ્ધ કરી. એમના સિદ્ધાંતની વ્યાપકતા, સિદ્ધાંતનું સૌંદર્ય એ એમના ગ્રંથો જોવાવિચારવાથી જ સમજી શકાય

શ્રીદક્ષિણામૂર્તિ ભગવાનનો શક્તિપાત થયા પૂર્વથી જ આપણા મહાત્માશ્રીની પ્રાર્થના પરિચ્છિન્ન ન હોતી, વ્યાપક હતી એમના સાર્વભૌમ સિદ્ધાંતથી સમજાય છે કે તેઓ જ્ઞાનનિધિ છે. તેમના પ્રતિ રાખેલો સદ્‌ભાવ શુભ સંકલ્પોને સાર્થક કરનાર છે. આ સદ્‌ભાવ કાયમ ટકી રહેવો જોઈએ–તેમાં પ્રમાદ ન થવો જોઈએ.

આ સંબધે રશિયાના ઝાર ને ત્યાંના પોલીસ કમીશનરનું રમુજી દૃષ્ટાંત આપી પોતે સિદ્ધ કર્યું હતું કે પોલીસ કમીશનર પોતાના અધિકારના ગુમાનથી અક્કડ રહેતો હતો, તેથી ઝારપ્રતિ પણ તે તિરસ્કાર ને અકડાઈથી વર્ત્યો હતો, પણ ઝારે પોતાની કુશળતા ને પ્રતાપયુક્ત નરમાશથી પોતાના પદની તેને ઓળખ આપી સાવધ કર્યો હતો. પછી જ્યારે જ્યારે પોલીસ કમીશનરના મનમાં અભિમાનનો અંકુર આવે ત્યારે ત્યારે તેને ઝારનું સ્મરણ થઈ આવે ને અભિમાન છૂટી નરમાશ આવે.

આમ જ્યારે જ્યારે સદ્‌ભાવમાં પ્રમાદ જણાય ત્યારે ત્યારે ગુરુમહારાજને સામે રાખવા, એટલે પ્રમાદ છૂટી જશે.

આવા મહાપુરુષનો સત્સંગ કાયમ રહેવો જોઈએ. સત્સંગ બે પ્રકારનો છે. સાક્ષાત્ ને પરંપરા. સાક્ષાત્ સત્સંગ તો કાયમ મળવો મુશ્કેલ છે, પણ પરંપરાનો સત્સંગ એ તેમના ગ્રંથોના વાચનથી કાયમ બની શકે છે. ગ્રંથ વાંચતી વખતે પોતે બોલે છે ને હું સાંભળું છું આવી ભાવના રાખવી. એમના પ્રત્યેક ગ્રંથની ગંભીરતા છે. સુબોધમાળાના દોહરામાં પણ અમને ઘણી ગંભીરતા જણાય છે. એક દોહરાઉપર ચાર દિવસસુધી વ્યાખ્યાન કરીએ તોપણ પૂરો ન થાય, પણ આ વખતે તો સમય નથી. આ દોહા એ સંપ્રદાયવેત્તાની વાણી છે. સંપ્રદાયવિદોની વાણી શીખવી જોઈએ. એમના દોહારૂપ વાણીમાં મંત્રત્વ છે.

મહાપુરુષોમાટે કેટલાક મનુષ્યો આક્ષેપ કરે છે કે:—મહાપુરુષો ધનનો સંચય કરે છે, એ ઠીક નહિ. તેના પરિહારમાં કહેવાનું કે—આ ધનસંચય તેઓ આસક્તિથી કરે છે કે તેમના

પ્રારબ્ધનો યોગજ એવો હોય છે તેથી થઈ આવે છે એ વિચારવું જરૂરી છે. આ વિષે એક દૃષ્ટાંત અપાય છે :—

કોઈ સ્થળે બે બ્રાહ્મણો હતા. એ બંને બ્રાહ્મણોએ એક ગુરુની દીક્ષા લીધી હતી. તેઓ બંને સંન્યાસી થયા હતા. તેમાં એક વૈરાગ્યસિદ્ધ ને જ્ઞાનનિષ્ઠ હતા. બીજા આપાત વૈરાગ્યવાળા હતા. એક ગુરુની પદવીયોગ્ય હતા, ને બીજા શિષ્યપદને યોગ્ય હતા. એકનું નામ ભૂમાનંદ ને બીજાનું નામ વિરક્તાનંદ. ગુરુએ બંનેને જુદી જુદી દિશામાં પર્યટન કરવા મોકલ્યા. ભૂમાનંદની ઉપદેશશૈલી ઉત્તમ પ્રકારની હતી. તે ફરતા ફરતા એક રાજાના પાટનગરમાં આવ્યા. એ રાજા સાધુસંતોના સમાગમમાં પ્રેમ રાખનાર હતા, તેથી પંડિતોદ્વારા સાધુસંતોની પરીક્ષા કરાવી યોગ્ય જણાય તો પોતે સેવા સમાગમનો લાભ લેતા. આ સ્વામી કે જેમનું નામ ભૂમાનંદ હતું તેમને પંડિતોના મતથી રાજાએ રોક્યા. રોજ સત્સંગ ચાલવા લાગ્યો. નગરના લોકો વ્યાખ્યાનનો લાભ લેવા લાગ્યા. ધીમે ધીમે તેની પ્રાકૃત અપ્રાકૃત સર્વને અસર થવા લાગી. ભૂમાનંદની નિષ્ઠા ઉચ્ચકોટિની હતી, એટલે તેમના ઉપદેશની અસર થાય એ સાહજિક હતું. પછી એકવાર ભૂમાનંદજીએ બહાર વિચરવાની ઈચ્છા દર્શાવી, ત્યારે રાજાએ પ્રાર્થના કરી ચાતુર્માસ રોકાવા આગ્રહ કર્યો—રાજાની પ્રાર્થના સ્વીકારી ભૂમાનંદજી રોકાયા. રાજાએ આશ્રમ બાંધવા વિનતિ કરતાં સ્વામીજીએ ના કહી મારી ઇચ્છા નથી, તમારી ઇચ્છા હોય તો બાંધો. રાજાએ સુંદર આશ્રમ બંધાવ્યું, ને સ્વામીજીમાટે તેમાં સર્વ પ્રકારની વૈભવશાળી ગોઠવણ કરી. રાજાએ કહ્યું: સ્વામીજી! એક અન્નક્ષેત્ર આશ્રમમાં બાંધીએ. સાધુસંતો આવે ને રહે, અમને સેવાનો લાભ મળે ને સત્સમાગમના આનંદનો લાભ સૌ મેળવી શકે. સ્વામીજીએ કહ્યું: તમારી ઈચ્છા હોય તો અન્નક્ષેત્ર બંધાવો. અન્નક્ષેત્ર બંધાયું. સાધુસંતો આવવા લાગ્યા. રોજ સત્સંગમાં ભીડ જામવા લાગી. સ્વામીજી તો સત્સંગવેળા સત્સંગ કરાવે. ને બાકીના સમયમાં પ્રારબ્ધનો ભોગ કરતા છતા ભૂમાનંદમાં મસ્ત રહે. અહીં જેમ બીજા સાધુસંતો ફરતા ફરતા આવતા હતા તેમ ભૂમાનંદજીના ગુરુબંધુ સ્વામી વિરક્તાનંદજી પણ ત્યાં ફરતા ફરતા આવી ચઢ્યા. ભૂમાનંદજીએ તેમને આવેલા જોઈ તેમનો આદરસત્કાર કર્યો. બંનેએ પરસ્પર સામસામા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પરસ્પરનો આવો પ્રેમ જોઈ રાજાએ ભૂમાનંદજીને પૂછ્યું: મહારાજ! આ સ્વામીજી કોણ છે? ભૂમાનંદજીએ કહ્યું: રાજન્! એ મારા ગુરુ છે. ખરીરીતે તો પોતેજ પોતાના સાચા ગુરુ હતા. રાજા તથા સર્વે સત્સંગીઓ ગયા, પછી બંને એકાંતમાં મળ્યા ત્યારે વિરક્તાનંદે ભૂમાનંદજીનું બાહ્ય વૈભવશાળી જીવન જોઇને તેમાં દોષદર્શન કર્યું, ને તેને ઠપકો પણ આપ્યો કે તમે સંન્યાસ લઈને વળી આ શું લઇ બેઠા છો? આશ્રમ બાંધ્યું છે, અનેક વૈભવશાળી સામગ્રી વસાવી છે, શું સંન્યાસીને આમ ઘટે? વગેરે. ઉત્તરમાં ભૂમાનંદજીએ કહ્યું: સ્વામીજી! એ કાંઈ મેં બંધાવ્યું નથી કે વસાવ્યું પણ નથી; ત્યારે વિરક્તાનંદે ક્રોધપૂર્વક કહ્યું: તમે ન બ[illegible] હોય તો ચાલો મારી સાથે. આ બધું છોડી દો. ભૂમાનંદજી કહે: [illegible] સારું. સવારે [illegible] એ. સવારમાં પોતાનું કમંડળ ને કૌપીનકટિવસ્ત્ર લઇને ભૂમાન[illegible] દસાથે ચા[illegible] આશ્રમ-સાથે કે આશ્રમના વૈભવસાથે પોતાના હૃદયમાં [illegible] નહોતે [illegible] જે ભૂમાનંદમાં પોતે મસ્ત હતા તેજ ભૂમાનંદમાં [illegible] : કદિ [illegible] ધારણ કરી મસ્તીમાં વિરક્તાનંદસાથે ચાલ્યા જતા [illegible] રા [illegible] દ-

બહાર નીકળી ગયા. રસ્તામાં સ્નાનાદિક થઈ ગયું હતું. ચાલતાં વચ્ચે એક વૃક્ષ આવ્યું. ભૂમાનંદને તેની નીચે બેસાડી વિરક્તાનંદ નજીકના ગામમાં ભિક્ષા લેવા ગયા. ભૂમાનંદ તો ત્યાં ભૂમાનંદમાં જામી ગયા.

એટલામાં બીજા કોઈ રાજા પર્વનો દિવસ સમીપ હોવાથી પોતાના રસાલાસાથે તીર્થસ્નાન કરવા જતા હતા, તેનો માર્ગ ને આ સ્વામીઓનો માર્ગ એકજ હતો. સ્વામી ભૂમાનંદજી જે વૃક્ષનીચે ધ્યાનમાં બેઠા હતા તેની આસપાસ જગાની અનુકૂળતા જોઈને રાજાના પરિચારકોએ ત્યાં મુકામ નાંખ્યો. આસપાસ શિબિરોની રચના થઈ ગઈ, રાજા પણ આવી ગયા રાજાએ વૃક્ષનીચે સ્વામીને ધ્યાનમાં બેઠેલા જોઇને પોતાના પ્રધાનને મોકલી પ્રાર્થના કરાવી સ્વામીજીને પોતાની પાસે બોલાવ્યા. સ્વામીજીએ રાજાને પ્રસંગવશાત્ તેમને હિતકારક ઉપદેશ કરવા માંડ્યો. આસપાસ સર્વ ઉપદેશ સાંભળી રહ્યા છે, એટલામાં જે રાજાના રાજ્યમાંથી ભૂમાનંદજી આવે છે તે રાજા પણ તીર્થસ્નાન કરવા નીકળેલા ને અહીં જેમણે મુકામ કર્યો છે તે રાજાના તે પરિચિત હોવાથી મળવા આવતાં અહીં તેમને ભૂમાનંદજીનાં દર્શન થયાં, ને સ્વામીજીનો ઉપદેશ સાંભળીને સ્વામીજીના વિયોગથી તેને જે દુ.ખ થયું હતું તે નિવૃત્ત થઈ ગયું. સત્પુરુષોના ઉપદેશમાંજ એવું સામર્થ્ય હોય છે કે હૃદયમાં જે દુઃખ કે ક્લેશ હોય તેને નિવૃત્ત કરી આનંદ કરાવે. ભૂમાનંદજીના પરિચિત રાજા હતા તેઓ સ્વામીજીને આગ્રહ કરવા લાગ્યા કે મહારાજ! આપ મારી સાથે ચાલો, ને બીજા રાજા હતા તે આગ્રહ કરવા લા યા કે સ્વામીજી ! આપ મારી સાથે ચાલો. આમ આગ્રહરૂપે સંવાદ ચાલતો હતો એવામાં બીજા સ્વામી વિરક્તાનંદ કે જે ભિક્ષા માગવા ગયા હતા તે આવી પહોંચ્યા. આવીને જુએ છે તો વૃક્ષની આસપાસ ચોતરફ શિબિરો નંખાઈ ગયેલાં ને રાજવૈભવનો ઠાઠ જામી ગયેલો જોયો, ને ભૂમાનંદજીને તેઓ શોધવા લાગ્યા તો તે ક્યાંઈ દેખાતા નથી. રાજાના પરિચારકોને પૂછે છે તો સમાચાર મળ્યા કે ભૂમાનંદજી તો રાજાના શિબિરમાં છે, એટલે વિરક્તાનંદની ઇચ્છાથી રાજાની અનુમતિ મેળવી પરિચારકો તેમને સ્વામી ભૂમાનંદજીપાસે લઈ ગયા. ત્યાં જઈ વિરક્તાનંદ જુએ છે તો બંને રાજાઓ ભૂમાનંદજીને પોતપોતાની સાથે લઈ જવા આગ્રહ કરી રહ્યા છે, પણ ભૂમાનંદજી તો આશ્રમના મકાનમાં, વૈભવશાળી સામગ્રીમાં, કૌપીન, કટિવસ્ત્ર ને કમંડળ લઇને માર્ગમાં ચોલ્યા આવતા હતા તે વેળા, ને વૃક્ષનીચે બેઠા હતા ત્યારે તેઓ જે ભૂમાનંદમાં મસ્ત હતા તેજ ભૂમાનંદની મસ્તીમાં અહીં પણ બેઠા છે. તેમના મુખઉપર એજ આનંદ છાઈ રહ્યો હતો.

ભૂમાનંદની આ નીરાગ આનંદમય સ્થિતિ જોઇને વિરક્તાનંદે પોતે ભૂમાનંદને જે ઠપકો આપ્યો હતો તેને માટે પોતાના મનમાં વિરક્તાનંદને ઘણો પશ્ચાત્તાપ થયો, ને પોતાના અજ્ઞાનની, પોતાની ભૂલની તેણે કબુલત કરી ભૂમાનંદનીપાસે ક્ષમા માગી, અને કહ્યું કેઃ– આપનું પ્રારબ્ધ જ આવું છે. હું વૈરાગ્યનું અભિમાન રાખું છું, પણ મારામાં રાગ છે, અને આપ પ્રારબ્ધાનુસાર પ્રાપ્તસ્થિતિને ભોગવતા છતા પણ જ્ઞાનનિષ્ઠામાં મસ્ત છો. સાચા વિરાગી તો આપ છો.

અત્યારે જે મહાપુરુષનો પ્રસંગ ચાલે છે તેઓ પણ આ ભૂમાનંદસ્વામીજેવાજ હતા—ભૂમાનંદરૂપજ હતા. આવા ગુરુદેવનો મહિમા મહાપુણ્ય હોય તોજ સમજાય. આ મહાપુરુષનાં શ્રવણમનનનિદિધ્યાસન નિશ્ચિત હતાં, અને વ્યવહારદશામાં પણ તેઓ પોતાનો

સ્વરૂપનિશ્ચયમાં જ દૃઢ રહેતા, મારે ભૂમાનંદજી એ પોતેજ. હર હર ! મહાદેવ હર !

સત્પુરુષો સર્વ અવસ્થામાં આનંદરૂપ હોય છે. એક મહાપુરુષ હતા. તેઓ સદા આનંદમાં રહે, કેમકે જ્ઞાનનિષ્ઠાનો એ અદ્‌ભુત મહિમા છે. તેમનો એક શિષ્ય ગામમાં ભિક્ષા માગવા ગયો હતો, ત્યાં કોઇએ ગુરુની નિંદા કરી. શિષ્યને તેથી દુઃખ થયું ને આવીને ગુરુમહારાજને વાત કરી. ગુરુ મહારાજનું નામ વિશુદ્ધાનંદ હતું. તેઓ વિશુદ્ધ આનંદમાંજ રહેનારા હતા. પોતે જાણ્યું કે શિષ્યની બુદ્ધિનો દોષ છે તેથી નિંદાસામે લક્ષ કરે છે. ગુરુએ કહ્યું: એ તો આપણા શ્રુતિમાર્ગના સહાયકો છે. શ્રુતિ દેહની નિંદા કરે છે તો જે લોકોએ નિંદા કરી તે નિંદા દેહની કરી છે. ઇત્યાદિ વચનો કહી શિષ્યના હૃદયમાં જે કાંઈ દુઃખ થયું હતું તે નિવૃત્ત કર્યું. બીજે દિવસે શિષ્ય ભિક્ષા માગવા ગયો તો વળી બીજા કોઈએ સ્તુતિ કરી. પાછો આવીને સ્તુતિ કર્યાની વાત ગુરુને કરી તો ગુરુએ કહ્યું કે:—એ પણ આપણા શ્રુતિમાર્ગના સહાયકો છે. શ્રુતિ આત્માની સ્તુતિ કરે છે તો જેણે સ્તુતિ કરી તે સ્તુતિ પણ આત્માની જ છે.

આમ સ્તુતિનિંદામાં સમ રહેનારા ગુરુનો મહિમા અગાધ છે. પામરો તેને ન સમજે. તેઓ કોઈના આક્ષેપની પરવા કરતા નથી.

આવા ગુરુજનોમાં કેવી શ્રદ્ધા રાખવી જોઇએ તે સંબંધે એક ગુરુશિષ્યનું ઉદાહરણ છે કે:—કોઈ ગુરુશિષ્ય એકવાર જંગલમાં ગયા હતા, ત્યાં શિષ્ય સૂતો હતો. એક સાપ તેને કરડવા આવ્યો. ગુરુએ મંત્રબળથી સાપને અટકાવીને પૂછયું: શામાટે કરડવા આવે છે? સાપે કહ્યું: મારે તેનું લોહી પીવું છે. ગુરુએ શિષ્યના શરીરમાંથી લોહી કાઢવા માંડયું. શિષ્યે આંખ ઊઘાડી તો ગુરુમહારાજ તેના શરીરમાંથી લોહી કાઢે છે. જોતાંની સાથે શિષ્ય આંખ મીંચી ગયો. કાંઈપણ શંકા ન કરી. જોઈતું લોહી કાઢીને ગુરુએ ઔષધિથી ક્ષત બંધ કરી દીધું, ને સાપને પાઈ દીધું. પછી ઘણા સમયસુધી પણ શિષ્યે એ સંબંધે કયારે પણ ગુરુને પૂછગાછ કરી નહિ, કેમકે તેના મનમાં ખાત્રી હતી કે ગુરુ-મહારાજ જે કરતા હશે તે મારા હિતમાટેજ કરતા હશે.

અહીં એક વાત એ પણ કહેવી જોઈએ કે આનંદાશ્રમના શિષ્યવર્ગે જ્યારે જ્યારે કાંઇ દાન આપવાનો પ્રસંગ આવે ત્યારે ગુરુસ્થાનમાં પ્રથમદાન આપવું જોઇએ.

પ્રસંગવશાત્ બીલખા-ગામના બ્રાહ્મણોને ઉદ્દેશીને કહ્યું:—તમારે પણ આનંદાશ્રમને આચાર્યપીઠ માની તેનાપ્રતિ સદ્‌ભાવથી વર્તવું જોઇએ

શ્રવણમાં નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ, નામદાર દરબારશ્રી અમરાવાળા સાહેબ તથા નામદાર દરબારશ્રી હાથીઆવાળા સાહેબ બેઠા હતા તેઓને પણ પ્રસંગવશાત્ ઉપદેશ કર્યો કે આપ લોકો પણ ભાગ્યશાળી છો કે આવી સુંદર ધાર્મિક સંસ્થા અહીં છે. આપ રાજાઓનો ધર્મ છે કે આ સંસ્થાદ્વારા ધર્મનો પ્રચાર થાય તેમાં આપનાથી જેટલી બને તેટલી મદદ કરવી જોઇએ, ને ધર્મની સેવા કરવી જોઇએ. આથી આપ લોકોની પવિત્રતા થશે. આપના કુલપતિ સૂર્યવંશી ભગવાન્ શ્રીરામચંદ્રજી પણ ધર્મની સેવા કરનારા બ્રાહ્મણોને માટે કહે છે કે:—

विप्रप्रसादाद्धरणीधरोऽहं, विप्रप्रसाज्जगदीश्वरोऽहम् ।

તો આપ લોકોએ પણ ધર્મને અને ધર્મની સેવા કરનારા બ્રાહ્મણોને સાહાય્ય કરી ઉત્તમ પદવી મેળવવા ભાગ્યશાળી થવું જોઇએ.



શ્રીગીતખા–આનંદાશ્રમ એટલે ગોદાવરીને કાંઠે પંચવટીમાં ભગવાન્ રામચંદ્રજી તથા માતા સીતાજીમાટે શ્રીલક્ષ્મણજીએ બાંધેલી પર્ણશાલા–પર્ણકુટિ આ આનંદાશ્રમમાં નિજમંદિર, સંતમમંદિર, શ્રવણમંદિર, જ્ઞાનગૃહ આદિ વિભાગો છે ભક્તરાજ તુલસીદાસજીએ એ પર્ણશાલામાટે જે શબ્દો ઉચ્ચાર્યો છે તે અક્ષરશ: આ આનંદાશ્રમને લાગુ પડે છે—

" જબ તે રામ કિન્હ તહું બાસા, સુખી ભયે મુનિ બીતી માસા, ગિરિ, બન, નદી, તાલ છબિ છાગે, દિનદિન પ્રતિ અતિ હોત સુહાયે "

" ખગમૃગ વૃંદ અનંદિત રહહીં, મધુપ મધુર ગુંજત છબિ લહહીં, સો બન બરણિ ન સક અહિરાજા, જહા પ્રકટ રઘુવીર બિરાજા "

જ્યાં જ્યાં પ્રભુ માનવરૂપમાં પ્રગટે છે–પછી તે સ્વરૂપ ભગવાન્ રામચંદ્રજીનું હોય, ભગવાન્ કૃષ્ણચંદ્રજીનું હોય, ભગવાન્ શંકરાચાર્યજીનું હોય, કે નાથ ભગવાન્‌નું હોય, પરંતુ ત્યાં ત્યાં એ સ્થાન તીર્થક્ષેત્ર બની જાય છે સાત્ત્વિક આનંદ આપનાર આ " આનંદાશ્રમ " પણ આ પ્રમાણે પવિત્ર તીર્થક્ષેત્ર બની ગયું છે

છેવટે સમાપ્તિ કરતાં કહ્યું કે—સનાતન ધર્મનું રક્ષણ કરનારી આ સંસ્થામાં શ્રીદક્ષિણામૂર્તિરૂપ મહાનુભાવની મહત્તા છે તેના અનુસરનારાઓને ભગવાન પરમાત્માના આશીર્વાદ હો ને શ્રીરામકૃષ્ણમીશનની પેઠે આનંદાશ્રમની ધર્મરક્ષણ કરનારી અનેક શાખાઓ થાઓ ૐ.

# શ્રીઆનંદાશ્રમ

[ લેખકઃ-નવા સૂરજદેવળના લઘુમહંત શ્રી. ત્રિકમદાસજી ગુરુ શ્રી ભગવાનદાસજી ]

( ઝીલણિયું-રાગ ઓધવજી સંદેશો કે'જો શ્યામને )

આનંદ આશ્રમ જોતાં શ્રીગુરુ નાથનો, આનંદ દરિયો ઉરમાંહિ ઉભરાય જો;
પુણ્ય નદી સુખ જલ લઈ આવે વેગથી, આનંદ આશ્રમ જલનિધિમાંહિ સમાય જો.
આનંદ આશ્રમ જોતાં. ટેક.

નીલગિરિ પર આશ્રમ રૂડો કાગનો, નહિ અવિદ્યા માયાનો ત્યાં લેશ જો;
પ્રતાપ તેવો નાથ ગુરુનો ભાળિયો, શાંતિ દિલમાં આનંદ થાય અશેષ જો
આનંદ આશ્રમ જોતાં-૧

કલિ કુટિલ પાપી જીવોના કારણે, નાથ ગુરુએ લીધેલો અવતાર જો;
વચનામૃતનો લાભ દઈ કંઈ જીવને, હરિ સનમુખ કરી, કીધેલો ઉદ્ધાર જો.
આનંદ આશ્રમ જોતાં-૨

અટન કરી અવનિમાં આનંદ આપિયો, દેશ વિદેશે ગુરુના ગુણ ગવાય જો;
અધિકારી જન આવે દર્શન કારણે, તેનાં સઘળાં પાતક દૂર પળાય જો.
આનંદ આશ્રમ જોતાં-૩

મંત્રમૂલ ગુરુ વચન કહ્યું છે વેદમાં, મોક્ષમૂલ તે ગુરુકૃપા કહેવાય જો;
ત્રિકમ તેથી ગુરુકૃપા સૌ મેળવો, ગુરુકૃપાથી સે'જે મુક્તિ થાય જો
આનંદ આશ્રમ જોતાં-૪

---

# મારાં સંસ્મરણો

[ નિવેદક શ્રી ચંદુલાલ જટાશંકર વ્યાસ ]

મારાં માતુશ્રી ગોદાવરીબા ભીલખા-આનંદાશ્રમના આચાર્યપ્રવર શ્રીમન્નાથભગવાનનાં દીક્ષા પામેલાં શિષ્યા હતાં. મારી બાલ્યાવસ્થામાં તેઓ ગુજરી ગયાં હતાં ઈ સ ૧૯૨૫-૨૬ના વર્ષમાં જ્યારે મારું વય આશરે ૧૩-૧૪ વર્ષનું હતું ત્યારે મારાં સદ્‌ગત માતાના પિતા એટલે મારા નાના મયારામ ( કે જેમણે પણ નાથપ્રભુની સેવામાં દીક્ષા લીધી હતી )તેની સાથે એક સવારમાં જૂનાગઢના રેલ્વેસ્ટેશનના મકાનમાં રહેતા સદ્‌ગત શ્રી ગુલાબરાય બાબુસાહેબને ત્યાં હું ગયો હતો, એ સમયે પૂજ્યચરણ મહાત્માશ્રી તેમને ત્યાં બિરાજતા હતા.

અમો ત્યાં પહોચ્યા ત્યારે તેઓશ્રી પ્રાત.સંધ્યાદિ નિત્યકર્મમાં પ્રવૃત્ત હતા, તેઓશ્રી જ્યાં સંધ્યામાં બિરાજતા હતા ત્યાં મારા નાના અને હું ગયા, અને તેઓશ્રીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા, તેઓશ્રીએ સ્મિતવદને મારા સામું જોયું, અને મારા નાનાને ઉદ્દેશીને બોલ્યાઃ "આ ગોદાવરીનો પુત્ર કે?" તેઓશ્રીએ મને બરાબર ઓળખી કાઢયો, એ જાણી મને આશ્ચર્ય થયું. આ પછી તેઓશ્રી મંદમંદ હસતા હસતા બોલ્યા કે, "આ છોકરો શંકરનો ભક્ત છે શંકરનાં દર્શન અને પૂજનમાં તેને પ્રીતિ થશે" તેઓશ્રીના એ શબ્દો લગભગ ત્રણ દાયકા જેટલા સમયપછી પણ મને બરાબર સાંભરે છે. તેઓશ્રીએ મારું હૃદય વાંચી લીધું હોય એમ મને જણાય છે મને શંકરમાં બહુ પ્રેમ છે. દર શ્રાવણમાસમાં સવારે સ્નાનસંધ્યા પછી હું શંકરના કોઈપણ મંદિરમાં જઈ-દર્શન-પૂજનનો નિયમ રાખું છું.

તેઓશ્રી સમર્થ મહાપુરુષ હતા, અથવા યોગેશ્વર હતા, અને તેથી આપણા હૃદયની ગુપ્તમાં ગુપ્ત વાત પણ જાણી જતા આપણને કયા દેવમાં પ્રીતિ છે એ બધું જાણી જાય અને તે પછી તે દેવમાં આપણો પ્રેમ વધે એવો રહસ્યમય માર્ગ દેખાડે તેઓશ્રી આપણી-વચ્ચે અત્યારે સ્થૂલ શરીરથી બિરાજતા નથી, એટલું આપણું હતભાગ્ય, નહિતર આપણે આધ્યાત્મિક માર્ગમાં ઘણી પ્રગતિ કરી હોત આનું એક કારણ એવું હતું કે તેઓશ્રી નિર્હેતુક કરુણાલુ હતા, તેથી આપણામાં તેઓશ્રીની પારમેશ્વરી શક્તિનું અલ્પતમ બિંદુ મૂકીને પણ આપણી મંદગતિને તીવ્રવેગ આપી શકે અને ઇચ્છિત પ્રદેશને પહોંચવાનો ટૂંકો ને સરલ માર્ગ દેખાડી આપે

મારા જીવનનો એક ગુપ્ત પ્રસંગ અહી વાચકસમક્ષ પ્રકટ કરું છું—તેઓશ્રીના સ્વરૂપાવસ્થાન પછી એટલે આજથી આશરે બાર વર્ષ પહેલાં હું એક વ્યાવહારિક વિટંબણામાં આવી પડ્યો હતો, મને માર્ગ સૂઝતો ન હતો, અમારી જ્ઞાતિમાં અમારા કુટુંબ તરફ મોટો વિરોધ હતો, એટલે મને કન્યા આપવા કોઈ તૈયાર ન હતું. આ માટે માણસ કરી શકે એટલા બધા પ્રયત્નો કરી જોયા, પરંતુ મુંઝવણનો અંત આવ્યોજ નહિ માણસ થાકે છે અથવા હારે છે ત્યારે અથવા તદ્દન નિરાશ ને નિરાધાર બને છે ત્યારે તેની દૃષ્ટિ કોઈ મહાસત્ત્વ તરફ જાય છે કોઈ અગમ્ય મહાશક્તિપ્રતિ જાય છે, અને બાળક જેમ સાહાય્ય-માટે માતાભણી દોડી જાય, મિત્ર મિત્રભણી દોડી જાય, એમ મારી નજર બીલખાભણી ગઈ, અને હું આશ્રમમાં દોડી ગયો આનંદાશ્રમમાં પહોંચી સ્વસ્થ થઈ હાથપગ ધોઈ નિરાશાના-અતલ નિરાશાના અંધકારમાં અટવાતો હું પ્રતિમામંદિર આગળ ગયો-મૂકવદને પ્રતિમાજીની સન્મુખ દીનભાવે ઊભો રહ્યો મુંઝવણના ભારનીચે હૃદય ગુંગળાતું હતું. વાણીમાં શબ્દો આવતા નહોતા મારું હૃદય વલોવાતું હતું બાબુસાહેબના ઘરે મારા સદ્ગત નાનાસાથે તેઓશ્રીનું કરેલ દર્શન અને સ્મિત કરતી એ મુખમુદ્રા સાંભરી આવી. કૃપામૃતથી નીતરતી એ આંખોનાં ફરી દર્શન થયાં એ આખું દૃશ્ય મને મારા બાલ્ય-જીવનમાં લઈ ગયું તેઓશ્રીના એ અર્થગંભીર શબ્દો તાજા થયા પ્રતિમાજીમાં જાણે બિરાજતા હોય એમ ભાવના થઈ, અને પછી તો શું પૂછવું? બાળક માતા સમક્ષ ખુલ્લા દીલથી રડી પડે એમ રડી પડ્યો પામર મનુષ્ય બીજું શું કરી શકે? પ્રભુને બીજું શી ભેટ ધરી શકે? મેં મારા દુખનાં આંસુઓની અંજલિ આપી મારા રુદનમાં મારા આંતર દુઃખનો મેં પડઘો પાડ્યો! અને ત્યાંથી હું જૂનાગઢ મારે ઘેર આવ્યો, મને આશ્ચર્ય થાય છે અને મારા જીવનની એ ધન્યપળ હજી હું ભૂલ્યો નથી, અને જીવનપર્યંત ભૂલીશ

પણ નહિ જે કામમાટે મેં આકાશપાતાળ એક કર્યાં હતાં, કાળામાથાનો માનવી કરી શકે એટલા બધા પ્રયત્નો કરી જોયા, અને મારા સ્વપ્નામાં પણ જેની શકયતા અથવા સંભાવના ન હતી તે સ્થિતિ સર્જાવા લાગી સંજોગો પલટાવા લાગ્યા, અને મારા કોઈપણ જાતના પ્રયત્ન વગર એક સજ્જને સામે આવી મારું એ કાર્ય પાર પાડી દીધું. જેમ ડૂબતો માણસ કિનારે પહોંચે મરણ પામતો મનુષ્ય જીવન મેળવે, નિરાશામાં ડૂબેલો માણસ આશાનો અરૂણ પ્રકાશ જુએ, અને આશ્ચર્યમાં ગરકાવ બને એમ મને થયું દ્રૌપદીજીનો આર્તનાદ સાંભળી કૃષ્ણચંદ્ર તેનાં ચીર પૂરવા દોડયા હતા અથવા ગજનો આર્તનાદ સાંભળી ભગવાન્ વિષ્ણુ તેની મદદે ધાયા હતા એમ મારી મદદે પણ કૃપાઘન આવ્યા, એ પ્રતીતિ એ સાક્ષાત્ અનુભવ મને થયો, અને ત્યારથી તેઓશ્રીની અલૌકિક શક્તિમાં મારી શ્રદ્ધા સુદૃઢ બની છે

બીજો એક પ્રસંગ મારા સદ્ગત પિતાશ્રી જટાશંકરભાઈનો છે તેઓ પણ નાથ-પ્રભુના શિષ્ય હતા, તેમનો એક ગોપ્ય અનુભવ મને કહેલો કૃપાનાથ જૂનાગઢમાં બિરાજતા હતા ત્યાં મારા પિતાશ્રી તથા તેમના એક મિત્ર તેઓશ્રીનાં દર્શને ગયા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી તેઓ ત્યા બેઠા એ સમયે સાનિધ્યમાં બીજું કોઈ ન હતું નાથ ભગવાન્ મારા પિતાશ્રી સામું જોઈ બોલ્યા "કેમ જટાશંકર! આપઘાત કરી શરીર પાડી નાંખવુ હતું ને?' પોતાના જીવનનો આ ગુપ્તમાં ગુપ્ત પ્રસંગ તેઓશ્રીના મુખથી સાંભળી તેઓ ચકિત બન્યા આ પ્રસંગ તેમના સિવાય કોઈ જાણતું ન હતું મારા પિતાને તેઓશ્રીની અંતર્યામી શક્તિનો જાતિઅનુભવ થયો આથી તેમને એક નવી જિજ્ઞાસા પ્રકટી, અને પોતે આપઘાત કેમ ન કરી શકયા એ જાણવા અભિરુચિ થઈ જીવનના ગૂઢતમ પ્રશ્નોનું જેમને હસ્તામલકવત્ જ્ઞાન હોય એવા સદ્ગુરુશ્રીને તેમણે સૂચક પ્રશ્ન કર્યો કે, 'પ્રભો! તો પછી એ આપઘાત હું કેમ ન કરી શક્યો? અથવા એ આપઘાત કરવામાં હું સફલ કેમ ન થયો?" તેઓશ્રી સર્વજ્ઞની પેઠે સ્મિત કરતાં કરતા બોલ્યા "જટાશંકર! તમે ઘણા સમય થયાં રુદ્રાભિષેક કરો છો એનો એ પ્રતાપ રુદ્રની શક્તિએ તમારું રક્ષણ કર્યું રુદ્ર એજ શંકર, એજ મહેશ્વર છે" મારા પિતાશ્રીને આ મહાદેવ-મહેશ્વરનો સદ્ગુરુદેવમાં સાક્ષાત્ પરિચય થયો, તેમની સદ્ગુરુચરણમાં સુદૃઢ શ્રદ્ધા થઈ અને આ પછી તેમના જીવનમાં નવુ બલ, નવો વિશ્વાસ, ને સદ્ગુરુદેવભણી ખેંચાણ વધ્યું



# અવતાર કાર્ય

[વ્યાખ્યાતા -વ્યાકરણ, સાંખ્યન્યાય યોગવેદાંત નિષ્ણાત સ્વામી શ્રીમધુસૂદનાનંદ સરસ્વતીજી]

આ જગતમાં અજ્ઞાનના અંધકારમાં અથડાતી પ્રજાના ઉદ્ધારમાટે સમય સમયાનુસાર સાક્ષાત્ સચ્ચિદાનંદ પરબ્રહ્મ પરમાત્માના અવતારરૂપ અનેક મહાપુરુષો આ ભારતવર્ષમાં અવતર્યા હતા, તેમાંના એક મહાપુરુષ આપણા નાથપ્રભુ હતા જેમનો જયંતી મહોત્સવ મનાવવામાટે આપણને આજે આ સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે તેમના અવતારકાર્યવિષે મેં છેલ્લા ચાર પાંચ વર્ષ થયાં સૌરાષ્ટ્રમાં મારી સ્થિતિ દરમિયાન હું જ્યાં જ્યાં ગયો છુ ત્યાં ત્યાં મેં પૂ. મહારાજશ્રીની ખ્યાતિ બહુ બહુ સાભળી છે. હું જ્યારે બીલખા ગયો

ત્યારે તો મને ત્યાંનો આશ્રમ જોઈ દિવ્ય સ્વર્ગભૂમિ જેવો ભાસ થયો, અને સેવકવૃંદને બ્રહ્મસમાજરૂપે જોયા. મુંબઈમાં માધવભવનમાં મને પ્રભુશ્રીના કેટલાક વાનપ્રસ્થો અને શિષ્યો જોવામાં આવ્યા. મને આ મહાપુરુષનાં પ્રત્યક્ષદર્શન નથી થયાં એ ખાતે મને મારા જીવનમાં ક્ષોભ અનુભવાય છે. તેઓશ્રી એમના પુરુષાર્થની પ્રસાદીના ગ્રંથોનું મોટું જહાજ રાખી ગયા છે એ બરોબર સમજે તો જિજ્ઞાસુનો બેડો પાર જ થાય એમાં શંકાજ નથી. તેઓશ્રીએ ખરેખર ગુજરાતી જાણનાર જનતામાટે તો અદ્ભુત ઉપકાર જ કર્યો છે, એ એમના ગુજરાતી ભાષામાં રચાયેલા ગ્રંથો ઉપરથી અને પ્રાચીન મહદ્ ગ્રંથોના સરલ અનુવાદો ઉપરથી સ્પષ્ટ જોવામાં આવે છે. વળી હજારોની સંખ્યામાં એમણે જિજ્ઞાસુ મનુષ્યોને ધર્મને માર્ગે વાળ્યા છે, અને એમનાં જીવન ધન્ય બનાવ્યાં છે. મેં અમરેલી, સાવરકુંડલા, મોરબી, જૂનાગઢ, પોરબંદર વગેરે સ્થાનોમાં જોયું છે, કે પૂજ્ય મહારાજશ્રીના જે જે શિષ્યો વર્તમાનમાં છે તેઓ બધા એમને પ્રતાપે ઐહિક તેમજ પારમાર્થિક દિશામાં સુખી-અને સંસ્કારી જીવન જીવી રહ્યા છે. પ્રભુશ્રીના અવતારવિષે મારા પૂર્વવક્તા જેઠાલાલ માસ્તરે ( પોતાના એક કાવ્ય સાથે ) વિવેચન કર્યું છે તેમજ તેઓના પ્રિય શિષ્ય વિદ્વદ્વર્ય વિશ્વનાથ શાસ્ત્રીજીએ એમના જીવનનો સુંદર પરિચય આપ્યો છે.

મારે તો આવા મહાપુરુષોની આવશ્યકતા શી છે તે વિષે વ્યાખ્યા કરવાની રહે છે. ભારતના પ્રાચીન ઇતિહાસો અને વેદઆખ્યાયિકાઓ તપાસીએ તો સ્પષ્ટ પ્રતીતિ થશે કે આ જગત્માં મનુષ્યને પ્રાપ્ત કરવા યોગ્ય બે વસ્તુઓ છે, અભ્યુદય અને નિઃશ્રેયસ્. તેમાં નિઃશ્રેયસ્ની એટલે મોક્ષની ઇચ્છા કરનાર ( મુમુક્ષુઓ )ને માટે ગુરુની આવશ્યકતા અનિવાર્ય છે.

શ્રુતિ કહે છે કે:—

परीक्ष्य कर्मचितां ल्लोकान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥

रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा ।
न छंदसा नैव जलाग्निसूर्यै विना महत्पादरजोभिषेकम् ॥

શ્રીમદ્ ભાગવત.

नैषा मतिस्तावदुरुक्रमांघ्रिं स्पृशत्यनर्थापगमो यदर्थः ।
महीयसां पादरजोभिषेकं निष्किंचनानां न वृणीत यावत् ॥

શ્રીમદ્ ભાગવત.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

શ્રીભગવદ્ગીતા

ઇત્યાદિ શ્રુતિ, પુરાણ અને સ્મૃતિઓ પણ આદેશ આપે છે કે સંસારમાંથી નિવૃત્તિ (મોક્ષ) ઇચ્છનારને માટે ગુરુની આવશ્યકતા અનિવાર્ય છેજ.

તેં એવા આચાર્યપ્રવર આપણા શ્રીમન્નાથપ્રભુશ્રીએ કાઠિયાવાડ-ગુજરાતમાં લોપ થતી વર્ણાશ્રમ ધર્મમર્યાદાની વ્યવસ્થાદ્વારા ઘણા મુમુક્ષુઓને આ સંસારમાંથી મોક્ષ આપ્યો છે,

અને પોતાનાં દિવ્ય જીવનક્રમ તેમજ વિદ્યાના પ્રકાશરૂપી ગ્રંથોદ્વારા અનેકને તાર્યા છે, અને તારશે એ નિર્વિવાદ છે.

આવી અદ્વિતીય મહાવિભૂતિઓપ્રત્યે આપણી કર્તવ્યનિષ્ઠા તેમજ તેઓએ કરેલા ઉપકારોપ્રત્યે કૃતજ્ઞતા બતાવીને એમના ઋણમાંથી મુક્ત થવું અને એમના ઉપદેશને તથા આદર્શોને ગ્રહણ કરી પોતાના જીવનને સુધારવાં એ ધર્મપ્રેમી જનતાની ફરજ છે આ ભવસાગર પાર થવામાટે આવા મહાપુરુષોના યશ ૩૬૦ દિવસસુધી ગાયા કરીએ તોપણ ઓછું છે.

## શિવસ્વરૂપ શ્રીસદ્‌ગુરુની અર્ચના

[ લેખિકા : વેદાંતતીર્થ, કાવ્યતીર્થ, વેદાંતરત્ન, દર્શનભૂષણ, વ્યાકરણવિશારદ, વિદ્યાપારિજાત, વ્યાખ્યાનસરસ્વતી, અભિનવભારતી કુમારી નિર્મળાદેવી ]

મહાપુણ્યમયી શિવરાત્રિ પર્વણી ! सत्यं शिवं सुंदरम् એ નિર્મલતમ માર્ગના પથિકના અંતરમાં, ઇંદ્રિયોમાં, પ્રાણોમાં એક જ ગુંજન ઊઠતું હતું કે " शिवमस्तु सर्वजगत. " અને દશે દિશાઓમાં શિવતત્ત્વની નિર્મલ સત્તા, ચૈતન્યરશ્મિ ઝળહળતી હતી અહા ! કેવી સુંદર શિવમહત્ત્વવિસ્તારિણી શિવરાત્રિ ! એના સુવર્ણપ્રભાતે શિવસ્વરૂપ, દિવ્ય જ્યોતિષ્માન્ સંતની અર્ચનાનો મહાન્ લાભ મળ્યો આ એક અકિંચન " નિર્મળ " બાલિકાને ! વાહ ! પ્રભો ! દયાલો ! ઈશ્વર ! તારે ચરણે મારું કૃતજ્ઞ મસ્તક નમે છે.

મારા પિતાતુલ્ય પરમ ભગવદીય શેઠ દામોદરદાસ માધવજી કે જેઓ શ્રીનાથભગવાનના અનન્યભક્ત છે, અને મારા પિતાશ્રી ( જમનાદાસ એચ સંઘવી જે. પી. ) ના ચિરમિત્ર છે, તે પુણ્યાત્માના અંતરે મારાપ્રત્યે પુત્રીવત્ કે તેથી અધિક આદર અને પ્રેમ છે, એથી કેટલીયે વાર શ્રીસદ્‌ગુરુના પૂજનમહોત્સવોમાં મને લાભ આપી ઋણી બનાવી છે.

માધવભવનમાં હું ભક્તિશીલા સૌ. લક્ષ્મીબહેનને અને મારા પિતાતુલ્ય ધીરજલાલ સાંકળીયા એડવોકેટને સાથે લઈ શિવરાત્રિએ પ્રાત ૧૦॥ વાગે અને પાટોત્સવપ્રસંગે પ્રાતઃ ૯॥ વાગતાં પહોંચી, સર્વ ભક્તમંડળથી હોલ ભરાયેલો હતો. પૂજાના આસને હું બેઠી, શ્રી. હીરાલાલ મહારાજે મંત્રોચ્ચારો શરુ કર્યા. શ્રીનાથપ્રેમી રઘુનાથભાઈ પૂજાની વ્યવસ્થામાં બરાબર ખ્યાલ આપતા હતા.

પૂજાનો પ્રારંભ થતાં ક્ષણભરમાં અસંખ્ય તરંગો મારા મગજપરથી પસાર થઈ ગયા વિજળીના વેગે ! –

" અહા ! આ કઈ મહાવિભૂતિની હું પૂજા કરવા બેઠી છું ! જે શ્રીનાથભગવાન્ ( બ્રહ્મવિદ્વરિષ્ઠ મહાત્મા શ્રીનથુરામશર્માજી ) ની વાણીમા દેવી સરસ્વતીનો વાસ હતો, જેમનાં મુખકમલપર અખંડ બ્રહ્મચર્યની તેજસ્વિતા હતી, આત્માનુભૂતિની શીતળતા હતી. સૌરાષ્ટ્ર ભૂમિ શોકભરે વદને, આતુર હૃદયે એક મહાત્માની પ્રતીક્ષા કરતી રોતી હતી. ક્યાં છે બ્રહ્મતેજોધારી વિપ્રો ? ક્યાં છે સ્વધર્મપરિપાલક વૈશ્યો ? ક્યાં છે નીતિમાન્ પવિત્ર ગૃહસ્થાશ્રમીઓ ? અને ક્યાં છે ધર્મના સ્તંભરૂપ પવિત્ર આચાર્યો ? સુર સરસ્વતીની અર્ચના

ત્યારે તો મને ત્યાંનો આશ્રમ જોઈ દિવ્ય સ્વર્ગભૂમિ જેવો ભાસ થયો, અને સેવકવૃંદને બ્રહ્મસમાજરૂપે જોયા. મુંબઈમાં માધવભવનમાં મને પ્રભુશ્રીના કેટલાક વાનપ્રસ્થો અને શિષ્યો જોવામાં આવ્યા. મને આ મહાપુરુષનાં પ્રત્યક્ષદર્શન નથી થયાં એ ખાતે મને મારા જીવનમાં ક્ષોભ અનુભવાય છે. તેઓશ્રી એમના પુરુષાર્થની પ્રસાદીના ગ્રંથોનું મોટું જહાજ રાખી ગયા છે એ બરોબર સમજે તો જિજ્ઞાસુનો બેડો પાર જ થાય એમાં શંકાજ નથી. તેઓશ્રીએ ખરેખર ગુજરાતી જાણનાર જનતામાટે તો અદ્ભુત ઉપકાર જ કર્યો છે, એ એમના ગુજરાતી ભાષામાં રચાયેલા ગ્રંથો ઉપરથી અને પ્રાચીન મહદ્ ગ્રંથોના સરલ અનુવાદો ઉપરથી સ્પષ્ટ જોવામાં આવે છે. વળી હજારોની સંખ્યામાં એમણે જિજ્ઞાસુ મનુષ્યોને ધર્મને માર્ગે વાળ્યા છે, અને એમનાં જીવન ધન્ય બનાવ્યાં છે. મેં અમરેલી, સાવરકુંડલા, મોરબી, જૂનાગઢ, પોરબંદર વગેરે સ્થાનોમાં જોયું છે, કે પૂજ્ય મહારાજશ્રીના જે જે શિષ્યો વર્તમાનમાં છે તેઓ બધા એમને પ્રતાપે ઐહિક તેમજ પારમાર્થિક દિશામાં સુખી અને સંસ્કારી જીવન જીવી રહ્યા છે. પ્રભુશ્રીના અવતારવિષે મારા પૂર્વવક્તા જેઠાલાલ માસ્તરે (પોતાના એક કાવ્ય સાથે) વિવેચન કર્યું છે તેમજ તેઓના પ્રિય શિષ્ય વિદ્વદ્વર્ય વિશ્વનાથ શાસ્ત્રીજીએ એમના જીવનનો સુંદર પરિચય આપ્યો છે.

મારે તો આવા મહાપુરુષોની આવશ્યકતા શી છે તે વિષે વ્યાખ્યા કરવાની રહે છે. ભારતના પ્રાચીન ઇતિહાસો અને વેદઆખ્યાયિકાઓ તપાસીએ તો સ્પષ્ટ પ્રતીતિ થશે કે આ જગતમાં મનુષ્યને પ્રાપ્ત કરવા યોગ્ય બે વસ્તુઓ છે, અભ્યુદય અને નિઃશ્રેયસ્. તેમાં નિઃશ્રેયસ્‌ની એટલે મોક્ષની ઇચ્છા કરનાર (મુમુક્ષુઓ)ને માટે ગુરુની આવશ્યકતા અનિવાર્ય છે.

શ્રુતિ કહે છે કેઃ—

परीक्ष्य कर्मचितां लोकान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥

रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा ।
न छंदसा नैव जलाग्निसूर्यैं विना महत्पादरजोभिषेकम् ॥

શ્રીમદ્ ભાગવત.

नैषा मतिस्तावदुरुक्रमांघ्रिं स्पृशत्यनर्थापगमो यदर्थः ।
महीयसां पादरजोभिषेकं निष्किंचनानां न वृणीत यावत् ॥

શ્રીમદ્ ભાગવત.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

શ્રીભગવદ્ગીતા

ઇત્યાદિ શ્રુતિ, પુરાણ અને સ્મૃતિઓ પણ આદેશ આપે છે કે સંસારમાંથી નિવૃત્તિ (મોક્ષ) ઇચ્છનારને માટે ગુરુની આવશ્યકતા અનિવાર્ય છેજ.

તો એવા આચાર્યપ્રવર આપણા શ્રીમન્નાથપ્રભુશ્રીએ કાઠિયાવાડ-ગુજરાતમાં લોપ થતી વર્ણાશ્રમ ધર્મમર્યાદાની વ્યવસ્થાદ્વારા ઘણા મુમુક્ષુઓને આ સંસારમાંથી મોક્ષ આપ્યો છે.

હે નાથ! નિરંજન! નિર્મળ માનવજાતિની આત્મભાવથી સેવા કરે. મોહ,-મમતા, અહંકાર આદિ રોગોથી સદા મુક્ત રહી સર્વજીવોમાં મધુરાતિમધુર અમૃતાત્માનોં દર્શન કરે-હે રસરાજ! તારીજ રસજ્યોત નીરખે!

* * ૐ * *

હે મધુરાધિપતે! મૃત્યુના મુખથી આમ શરણાગતોનો પિંડ નહિ છૂટે શું? ના, ના, નાથ! આપની કૃપાથી શું અશક્ય છે? આપ એવી નિર્મળ બુદ્ધિ આપો કે અમે આપના અસલ સ્વરૂપને ભૂલી ન જઈએ

* * ૐ * *

હે પરમ પુરુષ! પરમતત્ત્વ! કૃપાનાથ! નિર્મળના અભિવાદન સહર્ષ સ્વીકાર કરો!

* * ૐ * *

પ્રણામ છે અખિલ લોકનાયકને કે જે સર્વ પ્રાણીઓમાં સમરૂપે બિરાજમાન છે. જે અગ્નિમાં ને જળમાં, વૃક્ષમાં અને લતાઓમાં, પથ્થરમાં તથા ઇંટોમાં, તરવારમાં અને સ્તંભમાં સર્વ સ્થાનોમાં અણુએ અણુએ ઓતપ્રોત છે यत्रैव यत्रैव मनो मदीयं तत्रैव तत्रैव च नाथरूपम् ॥

* * ૐ * ×

હે પ્રભો! આપજ આ જગતને રચવાવાળા છો. આપજ આ સૃષ્ટિના પાલનકર્તા છો, આપનામાંજ આ જગત્ લય પામે છે. આપ કયા કયા સ્થાનમાં નથી? જન્મમરણથી મુક્ત કરનારા હે નાથનિરંજન! નિર્મળની કોટાનકોટિ પ્રણતિ હો!!

## ત્યાગમૂર્તિ

[વ્યાખ્યાતા –પૂજ્ય શ્રીજગદ્ગુરુ શારદાપીઠાધીશ્વર શ્રીશંકરાચાર્ય શ્રીઅભિનવ સચ્ચિદાનંદતીર્થજી મહારાજ—દ્વારકા]

શ્રીખીલખા-આનંદાશ્રમના આચાર્યપ્રવરનો આજે મંગળ જયંતીમહોત્સવ છે યુગેયુગે ધર્મની અભિવૃદ્ધિ કરવામાટે અવતારી મહાપુરુષનું પ્રાકટ્ય થાય છે આ રીતે સૌરાષ્ટ્રમાં તેઓશ્રીનુ પ્રાકટ્ય થયેલું હતું શર્માજીએ કોઈ જુદો મતપંથ ચલાવ્યો નથી, પણ પ્રાચીનકાલથી ચાલ્યા આવતા સનાતન વૈદિક સિદ્ધાંતનો એટલે કે–કર્મ, ઉપાસના અને જ્ઞાન વા ભગવાનશંકરના કેવલાદ્વૈત સિદ્ધાંતનો પ્રચાર કર્યો છે

મનુષ્યજન્મ પામવો તે દુર્લભ છે મનુષ્યજન્મ ચતુર્વિધ પુરુષાર્થ સિદ્ધ કરવા માટે જ છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-એ ચાર પુરુષાર્થ છે, અને તેમાં મોક્ષ સૌથી શ્રેષ્ઠ પુરુષાર્થ છે મનુષ્યજીવનમાં તેની પ્રાપ્તિ થાય તો જીવન સફલ છે, નહિતર જીવન વ્યર્થ છે આત્મામાં અનાત્મબુદ્ધિ અને અનાત્મપદાર્થમાં આત્મબુદ્ધિ એજ અવિદ્યા અત્યારની જનસ્થિતિ આવી છે. અત્યારના જડવાદના વાતાવરણમાં નહિ ફસાતાં આપણા ઋષિમુનિઓએ દર્શાવેલા માર્ગતરફ જવું એજ-ઉન્નતિનો માર્ગ છે

કયાં અંતર્હિત થઈ ગઈ? કયાં છે અધ્યાત્મવિદ્યાવ્યાસંગ? અરેરે! ... અરેરે! ...

સૌરાષ્ટ્રની પુણ્યભૂમિનું એ મૂકરુદન ઈશ્વરે સાંભળ્યું, અને પાઠવી એક દિવ્ય વિભૂતિ! બીલખા-આનંદાશ્રમના નાથનિવાસ મંદિરમાં જઈએ તો હજુપણ અનુભવાય છે ત્યાં અક્ષય્ય શાંતિના ઝરા ..દર્શન થાય છે શ્રીગિરનારની તળેટીમાં તે દિવ્ય વિભૂતિ! આનંદિત કરી ગઈ! આલોકિત કરી ગઈ મુમુક્ષુઓનાં, આર્તોનાં, ભક્તોનાં અંતરોને! અને અંતર્હિત થઈ ગઈ શાશ્વત સમયમાટે પોતાના શિવસ્વરૂપમાં!"

પૂજનસમયે મારું હૈયું આનંદથી નાચી ઊઠ્યું, પણ કંઈક રડતું પણ હતું જો આ પુણ્યમૂર્તિ, દિવ્ય વિભૂતિનો પવિત્ર દેહ હોત તો મારો જીવનમાર્ગ કેટલો આલોકિત બનતે! પણ આનંદ એ રીતે હતો કે મારા પ પૂ માતાપિતા (સૌ ઈચ્છાલક્ષ્મી, શ્રી જમનાદાસ એચ સંઘવી જે પી) શ્રીનાથ ભગવાનના કૃપાપાત્ર ભક્ત અને શિષ્ય હોવાથી કેટલીયેવાર અમારે ઘેર તેઓશ્રી પધાર્યા હતા ત્યારે ત્યારે મુજ બાળકીને દર્શનના મહાલાભો મળ્યા હતા. હું તદ્દન નાનીશી બાળકી તે વખતે તેઓશ્રીની સન્મુખ શ્લોકો બોલતી હતી તેઓ ખુશ ખુશ થતા હતા, અને મને બહુજ આશીર્વાદ આપતા હતા. તે પુણ્યશીલ મહાત્માનો મારાપર વરદ હસ્ત હતો!

તેઓશ્રીનાં પુનિત પાદુકાપ્રક્ષાલન સમયે અનુભવતી હતી કે મારા યુગયુગના કર્મમળો પ્રક્ષાલિત થઈ રહ્યા છે ચંદનઅર્ચન સમયે અંતર તેમની પુનિત સૌરભથી મહેંકતું હતું નૈવેદ્યનો મહાથાળ અર્પણ કરતી વખતે જીવનનૈવેદ્ય પણ તેમને ચરણે ધર્યું, કારણ સર્વાત્મભાવના સાચા સમર્પણ સિવાય પરમતત્ત્વની ઉપલબ્ધિ થાય શું? भक्तगृहीतमनसेऽमनसे च तुभ्यं, दत्तं मया मम मनस्तदिदं गृहाण। ત્યારપછી પ્રેમનાં પુષ્પો અર્પ્યાં ત્યારબાદ આરતી આર્તજનોની આર્તિને દૂર કરનારા મહાત્માની આરતી આ "નિર્મળ" શિશુ ઉતારી રહેલ છે! કેવી ભગવદ્દલીલા!

વંદન હો! વંદન હો! સદ્ગુરો!
તારણહાર! આપનાં પુનિતપાદારવિંદ,
પ્રણતિ પ્રવણ પ્રસૂનાંજલિ!

दक्षिणामूर्तिदाक्षिण्यं लब्ध्वा दक्षिणमार्गतः।
कैलासे कान्तिमानास्ते, नाथुरामो महायशाः॥

——[*]——

(૨)

આનંદઘન! અમરપદ આપનારા આનંદકંદ! આપના શ્રીપાદપંકજોમાં નિર્મળતમ નિર્મળ-પ્રણતિ હો!

હે નાથ! સ્વયંજ્યોતિ! સ્વયંપ્રકાશરૂપ! અમારા ચિરપથપ્રદર્શક બનો! નિર્મળને- निर्गतो मलो यस्या सा इति निर्मला ગંગાસમ નિર્મળ કરી દો! સર્વે અમે નિર્મળતત્ત્વમાં જ અનુરક્ત રહીએ!

* * ॐ * *

હે નાથ! નિરંજન! નિર્મળ માનવજાતિની આત્મભાવથી સેવા કરે. મોહ,-મમતા, અહંકાર આદિ રોગોથી સદા મુક્ત રહી સર્વજીવોમાં મધુરાતિમધુર અમૃતાત્માનાં દર્શન કરે-હે રસરાજ! તારીજ રસજ્યોત નીરખે!

* * ૐ * *

હે મધુરાધિપતે! મૃત્યુના મુખથી અમ શરણાગતોનો પિંડ નહિ છૂટે શું? ના, ના, નાથ! આપની કૃપાથી શું અશક્ય છે? આપ એવી નિર્મળ બુદ્ધિ આપો કે અમે આપના અસલ સ્વરૂપને ભૂલી ન જઈએ

* * ૐ * *

હે પરમ પુરુષ! પરમતત્ત્વ! કૃપાનાથ! નિર્મળના અભિવાદન સહર્ષ સ્વીકાર કરો!

* * ૐ * *

પ્રણામ છે અખિલ લોકનાયકને કે જે સર્વ પ્રાણીઓમાં સમરૂપે બિરાજમાન છે. જે અગ્નિમાં ને જળમાં, વૃક્ષમાં અને લતાઓમાં, પથ્થરમાં તથા ઇંટોમાં, તરવારમાં અને સ્તંભમાં સર્વ સ્થાનોમાં અણુએ અણુએ ઓતપ્રોત છે यत्रैव यत्रैव मनो मदीयं तत्रैव तत्रैव च नाथरूपम् ॥

* * ૐ * ×

હે પ્રભો! આપજ આ જગતને રચવાવાળા છો. આપજ આ સૃષ્ટિના પાલનકર્તા છો. આપનામાંજ આ જગત્ લય પામે છે. આપ કયા કયા સ્થાનમાં નથી? જન્મમરણથી મુક્ત કરનારા હે નાથનિરંજન! નિર્મળની કોટાનકોટિ પ્રણતિ હો!!

# ત્યાગમૂર્તિ

[વ્યાખ્યાતા -પૂજ્ય શ્રીજગદ્‌ગુરુ શારદાપીઠાધીશ્વર શ્રીશંકરાચાર્ય શ્રીઅભિનવ સચ્ચિદાનંદતીર્થજી મહારાજ—દ્વારકા]

શ્રીબીલખા-આનંદાશ્રમના આચાર્યપ્રવરનો આજે મંગળ જયંતીમહોત્સવ છે યુગેયુગે ધર્મની અભિવૃદ્ધિ કરવામાટે અવતારી મહાપુરુષનું પ્રાકટ્ય થાય છે આ રીતે સૌરાષ્ટ્રમાં તેઓશ્રીનું પ્રાકટ્ય થયેલું હતું શર્માજીએ કોઈ જુદો મતપંથ ચલાવ્યો નથી, પણ પ્રાચીનકાલથી ચાલ્યા આવતા સનાતન વૈદિક સિદ્ધાંતનો એટલે કે-કર્મ, ઉપાસના અને જ્ઞાન વા ભગવાનશંકરના કેવલાદ્વૈત સિદ્ધાંતનો પ્રચાર કર્યો છે

મનુષ્યજન્મ પામવો તે દુર્લભ છે મનુષ્યજન્મ ચતુર્વિધ પુરુષાર્થ સિદ્ધ કરવા માટે જ છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-એ ચાર પુરુષાર્થ છે, અને તેમાં મોક્ષ સૌથી શ્રેષ્ઠ પુરુષાર્થ છે મનુષ્યજીવનમાં તેની પ્રાપ્તિ થાય તો જીવન સફલ છે, નહિતર જીવન વ્યર્થ છે આત્મામાં અનાત્મબુદ્ધિ અને અનાત્મપદાર્થમાં આત્મબુદ્ધિ એજ અવિદ્યા અત્યારની જનસ્થિતિ આવી છે. અત્યારના જડવાદના વાતાવરણમાં નહિ ફસાતાં આપણા ઋષિમુનિઓએ દર્શાવેલા માર્ગતરફ જવું એજ ઉન્નતિનો માર્ગ છે.

ઉપનિષદ્‌માં એક દૃષ્ટાંત છે. એક સમયે દેવનો પૂર્વજ, મનુષ્યોનો પૂર્વજ ને અસુરનો પૂર્વજ એ ત્રણ પોતપોતાના કલ્યાણનો ઉપાય પૂછવામાટે બ્રહ્માજી પાસે ગયા. ત્રણેયે ક્રમે કરીને પૂછતાં, તેમને બ્રહ્માએ માત્ર द द द એટલો જ ઉપદેશ કર્યો. આ ઉપદેશ ઉપર ત્રણેયે વિચાર કર્યો ને તેમને તેનું રહસ્ય સમજાયું. બ્રહ્માએ દેવના પૂર્વજને પૂછ્યું. "द ઉપરથી તમે શું સમજ્યા ?" તેણે કહ્યું: "પ્રભો ! અમે દેવો બહુ વિષયાસક્ત હોઈ ઇંદ્રિયાધીન છીએ ! માટે આપે અમને द વડે દમનો-ઇંદ્રિયોના નિગ્રહનો ઉપદેશ કર્યો એમ હું સમજ્યો છું." બ્રહ્માએ કહ્યું: "બરાબર, તમે ઠીક સમજ્યા છો." પછી મનુષ્યના પૂર્વજને બ્રહ્માએ द નાં સંબંધમાં પૂછતાં, તેણે બ્રહ્માને કહ્યું:—"અમારી મનુષ્યોની પ્રકૃતિ લોભપ્રધાન છે, તેથી द વડે આપે અમને દાનનો-લોભના ત્યાગનો-ઉપદેશ કર્યો, એમ હું સમજ્યો છું" બ્રહ્માએ કહ્યું: "તમે પણ યોગ્ય સમજ્યા છો" પશ્ચાત્ અસુરના પૂર્વજને પોતે કરેલા ઉપદેશના સંબંધમાં બ્રહ્માએ પૂછતાં, તેણે નમ્રપણે બ્રહ્માને કહ્યું: "અમે અસુરો લગભગ દયાહીન છીએ તેથી આપે અમને द અક્ષરવડે દયાનો બોધ કર્યો છે, એમ મને સમજાયું છે." બ્રહ્માએ કહ્યું: "તમે પણ સારુ સમજ્યા છો."

આ ઉપરથી મનુષ્યોમાં રહેલી લોભવૃત્તિ દાનદ્વારા છોડી ત્યાગવૃત્તિ શીખવાની છે. પુત્ર, ધન વગેરેથી અમરત્વની પ્રાપ્તિ થતી નથી, પરંતુ ત્યાગથી થાય છે, માટે ત્યાગથી નરમાંથી નારાયણ બનવા પ્રયત્ન કરવાનો છે માયિક પદાર્થોમાંથી મમત્વ બુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ તો મુક્તિ મળે છે ત્યાગથી મનુષ્યનું કલ્યાણ થાય છે મહારાજ શ્રીનથુરામશર્માજી ત્યાગી મહાપુરુષ હતા. તેઓશ્રીના જીવનઉપરથી પ્રત્યેક મનુષ્યે ત્યાગનો બોધ ગ્રહણ કરવો જોઇએ, અને તે દ્વારા શ્રીઇશ્વરપ્રાપ્તિમાટે પ્રયત્નવાન્ થવું જોઇએ. ભગવાન્ શંકર સૌનું કલ્યાણ કરો !

——[*]——

## સ્નાનગૃહ

[ લેખક—શ્રી. મોહનલાલ હરિશંકર દવે, મંત્રી, સંસ્કૃતપાઠશાળા—વીલેપારલે ]

अनादि निधनो रुद्रो गीयते श्रुतिभिः सदा।
राजसेन स्वयं ब्रह्मा, सात्विकेन स्वयं हरिः॥
तामसेन स्वयं रुद्रः त्रितयं त्वयि संस्थितम्।
नमामि त्वां विरूपाक्ष नीलग्रीव नमोस्तु ते॥

પરમપૂજ્ય આચાર્યપ્રવર શ્રીમન્નાથશર્માના ચરણકમળમાં અનેક પ્રણતિસહ દંડવત્ પ્રણામ અર્પણ કરી આ લેખનો પ્રારંભ કરવામાં આવે છે.

પરમપૂજ્ય શ્રીમાન્ મહાત્મા શ્રીનથુરામશર્માનાં અઠંગ સંકલ્પોનાં સંસ્મરણો "આનંદાશ્રમ" માસિકના અંકમાં "મહાત્માશ્રીના સ્નાનગૃહ" વિષે જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે વાંચી મારા વિચારો પ્રકટ કરવાની ધૃષ્ટતા કરું છું

પૂજ્ય આચાર્યચરણની જ્યારે જ્યારે મુંબઈ નગરીમાં પધરામણી થતી ત્યારે ત્યારે



## સ્નાનગૃહ

"ઉપર ઊતરિયા, પણી તો પાવન થિયા,
માંહે મજ્જન કિયા, ભૂત ન ગરજે ભાગીરથી"

આ સ્થાનમાં નાથ ભગવાન્ સવારે, બપોરે, અને સાંજે એમ ત્રણ વખત સ્નાન કરતા, બપોરની સંધ્યા કરતા, અને તે પછી ભોજન કરતા

સવારે, બપોરે, અને સાંજે તેઓશ્રી અહીં પધારે તે પહેલા સાધક સમુદાય એકત્ર થઈ ગયો હોય, કોઈ દર્શનમાટે, કોઈ સત્સંગમાટે, કોઈ શાસ્ત્રાભ્યાસમાટે, કોઈ શંકાસમાધાન માટે, કોઈ ભજનકીર્તનમાટે, કોઈ ધ્યાનમાટે

શૌચ સ્થાનેથી પધારી સવારે તથા બપોરે તેઓશ્રી શુદ્ધ માટીવડે હાથપગ અહીં ધોતા, લોટો અહીં માંજતા, સવારે દંતધાવન અહીં કરતા, મુખશુદ્ધિ કરતા સ્નાન પછી વસ્ત્રપરિધાન કરતા.

પોતાને મહાન્ જાણનાર માનવી પણ દેહક્રિયાઓ એકાંતમાં કરે છે, ત્યારે આ મહાસંતનું જીવન ખુલ્લા પુસ્તક જેવું હતું, અને તેઓશ્રીના દ્વાર દ્વારપાલ વગર સૌમાટે સદા ખુલ્લા રહેતા

તેઓશ્રીની પ્રત્યેક ક્રિયા એવી દર્શનીય કે જાણે સ્નાનનું સાક્ષાત્ સ્વરૂપ જ્યાં સ્વચ્છતા, સાવધાનતા અને સંયમ ખડે પગે ઊભેલા દેખાય

આ સ્નાનગૃહ એટલે શરીર તથા મનને સ્નાન કરાવનારું સ્થાન ત્યાં આધાર મળે, આશ્વાસન મળે, આશા મળે, ત્યાં પાતક ટળે અને પુણ્ય મળે

**આવા સ્થાનમાં ભલા કોણ ન આવે?**

તેઓશ્રીનાં દર્શનનો અલભ્ય લાભ હું લેતો હતો. પોતેશ્રી મલાડમાં, કાંદિવલિમાં, બોરીવલિમાં
અથવા મુંબઈમાં જ્યાં બિરાજતા હોય ત્યાં તેઓશ્રીનાં સુદર્શનનો અલભ્ય લાભ લેવાનો
સુયોગ પ્રાપ્ત થતો હતો; અને તેમાં હું અભિમાન રાખતો હતો જ્યારે વઢવાણનિવાસી
શ્રીયુત્ માધવલાલ પ્રાણશંકર રાવળ આનંદાશ્રમના સંસ્કૃત વિદ્યાલયમાં અભ્યાસ કરતા હતા,
અને પૂજ્યપાદશ્રીસાથે મુંબઈ આવેલા તે સમયે પૂજ્ય મહાત્માશ્રીના "સ્નાનગૃહ"–
સંબંધે મને કેટલીક વાતો કીધેલી તે આ સમયે કેટલાંક વર્ષો પછી સ્નાનગૃહનો લેખ વાંચતાં
યાદ આવે છે, તે હું અત્ર લખું છું.

આનંદાશ્રમ સંબંધે મારે શ્રી. માધવલાલ સાથે કેટલીક વાતચિત વાર્તાલાપના રૂપમાં
થઈ હતી તેમણે મને ઘણી વાતો કીધી હતી પ્રાચીન ઋષિમુનિનો આશ્રમ જોવો હોય તો
આનંદાશ્રમમાં એકવાર જરૂર જવું ત્યાં થોડા દિવસ નિવાસ કરી અનુભવ લેવો. આનંદા-
શ્રમમાં જે વ્યક્તિ જાય તેની દિનચર્યા પ્રથમથીજ નક્કી કરવામાં આવે છે ધાર્મિક ભાવના,
ધાર્મિક વિચારો, ધાર્મિક વાચન, અને ધાર્મિક પ્રવૃત્તિ સિવાય બીજી ત્યાં વાત નહિ.
શુદ્ધ સનાતનઆચાર-વિચારની-શ્રેણી-રહેણીકરણી-આ આનંદાશ્રમમાં અનુભવાય છે.
શ્રીસનાતનધર્મની જ્યોત ત્યાં ઝળકે છે, ચમકે છે. આપણા આર્ય ઋષિમુનિઓના જીવનની
ઝાંખી ત્યાં થાય છે. મહાત્માશ્રીની અનેક સાત્વિક ભાવનાનાં આંદોલનો આ આનંદાશ્રમમાં
ઓતપ્રોત હોય છે.

મહાત્માશ્રી સાથે વાતચિત, શંકાસમાધાન, પ્રશ્નો વગેરે થાય છે, પણ જ્યારે શૌચ
જઈ હાથપગ ધોતા હોય અને સ્નાન કરવાના હોય ત્યારે મહાત્માશ્રી ઘણાને તે વખતે
હાજર રહેવા આજ્ઞા કરે છે; અને પ્રત્યેક યાત્રાળુઓને જે કાંઈ પૂછવું હોય તેને પ્રત્યુત્તર-
પ્રબોધ કરે છે સ્નાન કરતાં કરતાં કૃપાળુશ્રી આધ્યાત્મિક શ્રેણીનું વિવેચન કરતા જાય,
વ્યવહાર કેમ કરવો તે પણ બનાવતા જાય, અને આધુનિક વાતાવરણમાં પ્રત્યેક મનુષ્યે કેમ
વર્તન કરવું તેનું પણ જ્ઞાન સાથે જ આપતા જાય 'સ્નાનગૃહ' એટલે મહાત્માશ્રીની વાણી,
બોધ, મંત્ર સાંભળવાનું પવિત્ર સ્થાન 'સ્નાનગૃહ' એટલે મીઠી વીરડી. કોઈ બળ્યું ઝળ્યું
આવ્યું હોય તેને આ સ્થળે પૂર્ણ શાંતિ મળે છે લેખકે આ વિષયસંબંધે અગાઉ લખી
ગ્રાહકોને આનંદ આપેલો છે તે માટે તેઓનો આભાર માનવામાં આવે છે અણાવધાન-
સંબંધમાં આજ લેખમાં જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સત્ય છે યોગવિદ્યાજ એવી છે.
યોગથી સર્વનો સંયોગ થાય છે. આ એક યોગી મહાત્માઓની કળા છે એઓશ્રી જ્યારે
મુંબઈ પધારતા હતા ત્યારે સાંજના ભાગમાં મલાડ, કાંદિવલિ અથવા જ્યાં બિરાજતા હોય
ત્યાં હું દર્શને જતો હતો, ત્યારે એક ભજન બોલો તેમ તેઓશ્રી આજ્ઞા કરતા એઓશ્રી
મૂર્ત વાંચતા હોય અથવા એકાદ ગ્રંથનું અવલોકન કરતા હોય પણ મારું ભજન બરાબર
ધ્યાનપૂર્વક સાંભળતા એકવાર ઊતાવળમાં મેં એક કડી મૂકી દીધેલી, પણ એઓશ્રીએ
યાદ કર્યું કે ઊતાવળ કેમ કરો છો? પેલી કડી રહી જાય છે પૂજ્યપાદ મહાત્માશ્રીનાં
સંસ્મરણો ઘણાં છે તે વિષે લખવા બેસીએ તો ઘણું લખી શકાય, પણ સ્નાનગૃહની મહત્તા
વાંચતાં આ વિચાર દર્શાવ્યા છે

મહાત્માશ્રીની દિનચર્યામાંથીજ ઘણું આધ્યાત્મિક, પારમાર્થિક અને વ્યાવહારિક જ્ઞાન
પ્રાપ્ત કરવાનો યોગ શિષ્યમંડળને મળતો હતો, અને તેથીજ કૃપાળુશ્રી વિવિધસ્થળે વિચરી
જનતાનું કલ્યાણ કરતા હતા. ઇતિ શિવમ

॥ ॐ ॥

# किञ्चिदुद्बोधनम्

प्रणम्य शिरसा नाथं सच्चिदानंदविग्रहम्।
आविष्करोम्यत्र स्वानुभवं कंचिद्धृदि संस्थितम्॥

[व्याख्याता—मोढेत्युपाह्वो नारायणात्मजो लालजी शर्म्मा-वेदांताचार्य-]

अयि सज्जना !

विरञ्चिविरचिते विनश्वरेऽस्मिञ्जगति त्रिविधतापोपशांतिं परमानंदावाप्तिं चाभिलषन्तस्तदर्थं प्रयतमाना अप्यविवेकेनासाधनान्येव तत्साधनत्वेनमन्यमाना मृगतृष्णिकामेनैकविधानर्थज्वालाजटिले विषयानल एव परां शांतिमन्वेषमाणा फलत्वेनाधिकाधिका मशांतिमेवाऽवाप्य सुदु खिताश्चेत्? महापुरुषपवित्रपादारविंद पावनीभूतेऽस्मिन्नाथानन्दाश्रमे आगन्तव्यम्। वास्तवसुखाकांक्षायां च अयमाश्रमोऽप्यन्यादृश इति भ्रान्ति समुत्सृज्य मुहूर्तार्धमेते चर्मचक्षुषी निमील्यान्तश्चक्षुरुन्मील्य निभालनीयम्। पावनकरेऽत्रत्ये कणकणे दिव्यज्योतिरनुभूय परमं शांतिसुखं चास्वादनीयम्।

जिज्ञासुबन्धव ! मनुष्यजन्मसाफल्यायैतानि सोपानानि वर्तन्ते यदध्यारोहणेन जनः कृतकृत्यतामुपैति। प्रथमं तावत्-कोऽपि जनो नीतिसदाचार स्ववर्णाश्रम-विहितकर्मानुष्ठानरहितं ऐहिकमप्यर्थं साधयितुं न शक्त किमु वक्तव्यं पारमार्थिकं नेति, अत सर्वैः सर्वदा पूर्वोक्तमाचरणीयम्। अपरं, नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्॥ इति स्मृतिमनुसृत्य कर्माण्यवश्यं कर्तव्यानि चेत्तर्हि चित्तशुद्ध्यर्थं फलासंगं विहाय स्वकर्तव्यमेतदिति विज्ञाय स्वार्थं विहितानि नित्यनैमित्तिकानि वेदप्रतिपादितानि कर्माणि निष्कामभावेनानुष्ठेयानि, एवं चित्तशुद्धौ जातायामन्तःकरणनैर्मल्यात्परमात्मनि प्रीतौ समुत्पन्नायां कंचित्कालं तद्वृद्ध्यर्थमेव यतितव्यम्। इयमेवानन्यात्मिका भक्तियोगो वा यत्परमात्मन्येकतानता, इत्थं क्रमशो दोषदर्शनपूर्वकं विषयेभ्य उपरम्य वेदांतश्रवणमनननिदिध्यासनैः स्वस्वरूपविज्ञानेन ब्रह्मात्मैक्यमनुभूय कृतार्थत्वेन भाव्यम्।

मुमुक्षुबन्धव ! एतत्सर्वं कुतोऽवगन्तव्यं कथंचानुष्ठेयमित्यादिकं नैव शोचनीयम्। यतः संसाराब्धौ निमग्नान् प्राणिनो दुःखिनो दृष्ट्वा परमकृपालुभि श्रीमन्नाथप्रभुपादै दीर्घकालनैरन्तर्यासेवितेने महता परिश्रमेणातिगभीरेभ्य. सामान्यजनैः प्रवेष्टुमशक्येभ्यो गीर्वाणभाषामन्थेभ्यो "दृढ़ सर्विखि" सारं समुद्धृत्य अस्मदीयायां गुर्जरभाषायां तत्रापि आबालवृद्धस्त्रिपुरुषाणामज्ञानां सुज्ञानां च सारल्येन प्रवेशार्थमनायासेन तत्त्वावबोधनार्थं चातीव सरलायां "स्फोतालोकमध्यवर्तिघटवत्" सुस्पष्टमुपर्युक्तानि सोपानानि निरूपितानि वर्तन्ते, अतो महता सौभाग्येन प्राप्तमिदं सत्साधनं समवलम्ब्य संसाराम्भोधे पारं यातुं सत्वरमस्माभि. प्रयतनीयम्। श्रद्धादार्ढ्यं हृदयनैर्मल्यं च यदि संपादयितुं शक्येत तदावश्यंभाविनी समुन्नतिरित्यत्र नियसता मयानुभूतमन्येषामपि किंचिदुपकरिष्यति इति मत्वा प्रकटितम्॥



ભાષાંતર

# જિજ્ઞાસુઓને થોડું ઉદ્બોધન

સત્, ચિત્ અને આનંદસ્વરૂપ શ્રીમન્નાથપ્રભુશ્રીને ભક્તિભાવપૂર્વક પ્રણામ કરી હું અંતઃકરણનો સ્વાનુભવ વ્યક્ત કરું છું:—

સજ્જનો ! શ્રીબ્રહ્માજીએ રચેલ આ વિનશ્વર વિશ્વમાં આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક ત્રણ પ્રકારના તાપોની શાંતિ તેમજ પરમાનંદની પ્રાપ્તિની અભિલાષા સેવીને તેમાટે પ્રયત્નશીલ હોવા છતાં અવિવેકને લીધે અસાધનોને જ તેની પ્રાપ્તિના સાધનરૂપ-ઉપાયરૂપ માની, મૃગજલસમાન તેમજ અનેક પ્રકારનાં દુઃખોરૂપી જ્વાલાઓથી ભયંકર, વિષયરૂપી અગ્નિમાંજ પરમસુખને શોધવું હોય અને તેના ફલસ્વરૂપ અધિકાધિક અશાંતિનેજ પ્રાપ્ત થઈ અત્યંત દુઃખાનુભવ થતો હોય તો મહાપુરુષના પવિત્ર પાદારવિંદોથી પાવન થયેલ આ આનંદાશ્રમમાં આવવું, અને વાસ્તવિક સુખની ચાહના હોય તો આ આશ્રમ પણ અન્ય સ્થાનોની પેઠે સામાન્ય જ છે એ પ્રકારની ભ્રાંતિ ત્યાગી ઘડીભર આ ચર્મચક્ષુઓને બંધ કરી, અંતર્દૃષ્ટિથી નિહાળવું અને પાવનકર અહીંના કણકણમાં મહાપુરુષના દિવ્ય પ્રતાપનો અનુભવ કરી પરમ શાંતિનું આસ્વાદન કરવું.

જિજ્ઞાસુબંધુઓ ! માનવજીવનની સફલતાનાં આ સોપાનો ( પગથિયાં ) છે જેના ક્રમશઃ આરોહણથી મનુષ્ય કૃતકૃત્ય થાય છે. સર્વ પ્રથમ એ જાણવું જોઈએ કે કોઈપણ મનુષ્ય નીતિ-સદાચાર અને પોતાને માટે વિહિત વર્ણ તથા આશ્રમસંબંધી કર્તવ્યોનું સમ્યક્ અનુષ્ઠાન કર્યા વિના જ્યારે આ લોકમાં ભૌતિક ઉત્કર્ષ પણ સાધી શકતો નથી, ત્યારે તે પરમાર્થમાં આગળ ક્યાંથી વધી શકે? ન જ વધી શકે, માટે સર્વ પ્રથમ નિષ્ઠાપૂર્વક નીતિ આદિનું પાલન કરવું જોઈએ. ત્યારબાદ " કોઈપણ મનુષ્ય કર્મ કર્યાવિના એક ક્ષણ પણ રહી શકતો નથી " એ શ્રીકૃષ્ણભગવાનના વચનને અનુસરી અધિકારી વિશેષને કર્મજ કરવાનાં છે તો ફલની આશા છોડી, આ મારું કર્તવ્ય છે એમ બરાબર સમજી, ચિત્તશુદ્ધિમાટે પોતાને માટે વિધાન કરાયેલાં નિત્યનૈમિત્તિકાદિ વેદપ્રતિપાદિત કર્મો પૂર્ણ નિષ્કામભાવનાથી કરવાં. આ પ્રમાણે નિષ્કામભાવે કરાયેલાં કર્મોથી ચિત્તશુદ્ધિ થયે, પરમાત્મામાં પ્રીતિ ઉત્પન્ન થશે આ પછી અમુક કાલપર્યંત તેને સુદૃઢ કરવામાંજ પ્રયત્નશીલ રહેવું જોઈએ પરમાત્માને વિષે સુદૃઢ અનન્યભાવ એજ અનન્યાત્મિકા ભક્તિ વા યોગ છે આ પ્રમાણે ક્રમશઃ ચિત્તની સ્થિરતા કરી, દોષદર્શનપૂર્વક વિષયોથી ઉપરામ પામી, વેદાંતના શ્રવણમનન ને નિદિધ્યાસનદ્વારા સ્વસ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી-બ્રહ્માત્મૈક્યને અનુભવી કૃતાર્થ થવું જોઈએ.

મુમુક્ષુબંધુઓ ! આ બધું ક્યાંથી જાણવું અને કેવી રીતે આચરવું તે સંબંધી ચિંતા કરવી નહિ; કારણ કે સંસારસાગરમાં નિમગ્ન દુઃખી પ્રાણીઓને જોઈ પરમ કરુણાળુ શ્રીમન્નાથપ્રભુશ્રીએ દીર્ઘકાલપર્યંત સતત પરિશ્રમ સેવી અત્યંત ગંભીર તેમજ સામાન્યજનો જેમાં પ્રવેશી ન શકે એવા સંસ્કૃત ભાષાના આકર ગ્રંથોમાંથી દહીંમાંથી માખણની જેમ સાર ગ્રહણ કરી, આપણી ગુજરાતી ભાષામાંજ અને તેમાં પણ બાલકથી લઈ વૃદ્ધસુધી સ્ત્રીપુરુષ-અજ્ઞ-સુજ્ઞ પ્રત્યેક સહેલાઈથી તેમાં પ્રવેશી તત્ત્વને યથાવત્ સમજી શકે એટલા માટે અત્યંત સરલ ભાષામાં "સૂર્યના તેજપ્રકાશમાં રહેલા ઘડાની માફક" સ્પષ્ટપણે ઉપરનાં સોપાનોનું વિસ્તારથી નિરૂપણ કર્યું છે, માટે સૌભાગ્યથી આ સત્સાધનનું

અવલંબન પ્રાપ્ત થયું છે, તો આ સંસારસાગરને પાર જવામાટે આપણે યથાશીઘ્ર પ્રયત્નમાં લાગી જવું જોઇએ સાત્વિકી દૃઢ શ્રદ્ધા અને હૃદયની નિર્મલતા સંપાદન કરી શકાય તો સમુન્નતિ અવશ્ય થાય છે એમાં સંદેહને લેશમાત્ર પણ સ્થાન નથી. અહીંના નિવાસ દરમ્યાનના મારા અનુભવને અન્યને માટે યત્કિંચિત્ ઉપકારક ગણી મેં અહીં વ્યક્ત કર્યો છે

## આચાર્યપ્રવર

[વ્યાખ્યાતા: શ્રી. નર્મદ ટી. પંચોળી]

ભાવિક ગુરુબંધુઓ તથા અન્ય શ્રદ્ધાળુ દ્વિજોપ્રતિ,

હમેશાં એવો અચળ નિયમ છે કે, જગતની ધાર્મિક નૌકા જ્યારે મધ્ય દરિયે ઝોલાં ખાતી હોય છે, ત્યારે વિશ્વનિયંતાને દરેક યુગમાં પોતાને પોતાના અંશદ્વારા માનવહૃદયમાં ઊતરી ધર્મકાર્ય સીધું અને સરલ કરવું પડે છે—

"यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य, तदात्मानं सृजाम्यहम्॥"

ભગવાને અર્જુનને કહેલા વચનનું પાલન કરવું પડે છે જ્યારે માનવસમુદાય દિનપ્રતિદિન ઉંડા ઉંડા પતનરૂપી ગર્તમાં જતા જોયા, ત્યારે તેમનો ઉદ્ધાર કરવા અખિલ વિશ્વના સ્વામી ભગવાન્ શંકરે પોતે અવતાર લીધો તે આ વિભૂતિ કોણ? આચાર્ય શ્રીમન્નથુરામશર્મા પોતે જેઓ પરમાત્માના લક્ષ્યને સંપૂર્ણ કરવા આવ્યા હોવાથી આજીવન ભગીરથ પુરુષાર્થ કરી સૌના અંતરમાં ચૈતન્ય પ્રકટાવી ધન્ય ધન્ય કરી દીધા અરે! બ્રાહ્મણજાતિ ઉપરાંત જે જે તેમની છાયામાં આવ્યા તેમની જડતા વિખેરી નાંખી સાચા મનુષ્યત્વનું ભાન કરાવ્યું.

સંસારના પરિતાપથી બળેલા, શોષાયેલા અને તવાયેલા માનવહૃદયને (સ્ત્રી પુરુષ ઉભયને) ઠારી આત્મજ્યોતિ પ્રકટાવનાર એ મહાન્ જ્યોતિર્ધર ખરેખર અણમોલ અજોડ અને અદ્વિતીય બની પાર ઊતર્યા! દ્વિજોના પારમાર્થિક ઢબના આચારવિચારમાં અને નિત્યનૈમિત્તિક શાસ્ત્રીય પ્રણાલિકામાં પરાઙ્મુખ બનેલાને ઠેકાણે લાવવામાં તેઓશ્રીએ ચારે દિશાએ પર્યટન કરી આત્મભોગ આપ્યો છે, તેનું માપ આપણે પામર શું કાઢવાના હતા?

સંધ્યાવંદનાદિ બ્રાહ્મણોનાં પ્રધાનકર્મોનો લોપ થવાથી જેમનું હૃદય ધણધણી ઊઠયું અને જ્યારે એ સ્વધર્મનો પુનર્ અસ્ખલિત પ્રવાહ વહેતો થયો ત્યારેજ જેઓશ્રી જંપ્યા! અહાહા! ધર્મપ્રત્યે કેટલો બધો પ્રેમ અને ધગશ! સાચું પૂછો તો તેઓએજ બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ જીવતું રાખ્યું છે! બાલ, યુવાન્ અને વૃદ્ધોનાં હૃદય-અધિકાર પારખી દરેકને સંતુષ્ટ કરવાની કળા તેઓશ્રીમાં અજબ પ્રકારે પરિણામ પામી હતી.

'आकृतिर्गुणान्कथयति' આ કથનાનુસાર તેમના સ્થૂલ સૂક્ષ્મ જીવનમાં ઉંડું નિરીક્ષણ કરતાં નિર્માનિતા, સમદૃષ્ટિ, સર્વભૂતહિતેરતિ, સખાભાવ, સહૃદયતા, પરોપકાર અને તદ્દન સાદાઈ વગેરે દૈવીગુણોની સારા પ્રમાણમાં જમાવટ થયેલી જણાતી જાણે તેમનું શરીર સર્જકે સત્વાંશસારમાંથી બનાવ્યું હોયની એવું પ્રત્યક્ષ જણાતું.

મને તો આ વિમલમૂર્તિ નિહાળતાં કલ્પના ઊઠે છે કે: જાણે આ સંસારમાં સૌના જીવનરથને નિષ્કંટક હાંકવા આપોઆપ શ્રીકૃષ્ણજ પધાર્યા હોયની! જેમણે આપણા રથનું સારથિપણું આબાદરીતે બજાવી નિર્ભય બનાવ્યાં છે જેથી તેમને સખા કહો, પરમગુરુ કહો કે સાચા સંત કહો! બધુંય એકજ છે

આ નરપુંગવે અનેક જિજ્ઞાસુઓનાં હૃદય ઠારી, અંતર ગુહામાં જ્ઞાનજ્યોત જગાવી, શંકાઓ વા અજ્ઞાનનો ચૂરો કરી કોઈ અદ્ભુત ચૈતન્ય રેડી, માનવતાના પંથે મૂક્યા છે! એમાં એવો કયો ગણચોર હશે કે ના પાડશે? અરે! સત્ અસત્ વસ્તુઓનો મધુરવાણીથી વિવેક સમજાવી જ્ઞાનચક્ષુ ખોલ્યાં! ભક્તિ, જ્ઞાન અને યોગના જટિલ માર્ગને સુલભ સરલ અને રસમય બનાવી દરેકના અધિકાર પ્રમાણે તેઓને આરૂઢ કરવામાં તેમની કેવી વિલક્ષણ બુદ્ધિમત્તા!

આ અવતારી પુરુષનું ઋણ આપણાપર અમાપ છે, તેમના દિવ્યપ્રેમની સ્મૃતિ જીવતી અને જાગતી છે તેમનો ભાવસ્રોત તપ્તહૃદયને અનેરી શાંતિદાતા છે. તેમનો કીર્તિકલશ यावच्चंद्रदिवाकरौ અમર છે, અને અખૂટ છે! તેમની જીવનગાથામાં અમીરસ અને મીઠી સુગંધ ઊછળી દરેકને મુગ્ધ બનાવી મૂકે છે! આપણે પામર એ કોહીનૂરસમા પુરુષની શી પ્રશંસા યશોગાન કરી શકીએ?

ખરેખર, એ સૌરાષ્ટ્રના ધર્મવીર હતા; પ્રચલિત આચાર્યોમાં મણિમુકુટસમા હતા દરેકનાં હૃદય ખખડાવી ઉચ્ચતાનું ભાન કરાવનારું તેમનું ડિમડિમ્ જબરું હતું. તેઓશ્રી આદર્શ અજોડ ગુરુવર્ય હતા. પામરતા-નિર્બળતાના પારખ બની આત્મબળની ધ્વનિ કરનારા બંસીધર કહીએ તોય કાંઈ ખોટું નથી! ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણસોને એકાદ ક્ષણમાં પારખી લેનારા અજબ પ્રકારના પરીક્ષક હતા, તે તો સૌને સારી રીતે જ્ઞાત છે

આ સૌરાષ્ટ્રના નરકેશરીની ધર્મગર્જનાથી સર્વત્ર પુનિત વાતાવરણ હલમલી ઊઠતું. ધર્મસિંહનો પડકાર વજ્રસમ હૈયાને વીંધી પોતાનું ધ્યેય સફળ કરવામાં રામબાણ નીવડતો. જેમના દિવ્ય જીવનની ડાળીએ ડાળીએ તો શું પણ પાંદડે પાંદડે મનુષ્યના ઉદ્ધારમાટે ઉછાળા મારતો અમીરસ ગુંજન કર્યા કરતો! આવું સુરમ્ય ચિત્ર જોવા, સ્પર્શવા કિંવા માણવા જે જે ભાગ્યશાળી થયા છે તેમનાં તો નક્કી દિવ્યવપુ બની ગયાં હશે! હું તો માનું છું કે આ અસામાન્ય વિભૂતિની ભરચક એટલી બધી દિવ્ય વાનકી છે કે તેને ગણતાં પાર પામી શકાય તેમ નથી, જેથી જેટલું અમૃત યથાશક્તિ આપણા જીવનમાં ઊતરે તો બેડો પાર છે!

ગીતાજીના અ. ૧૦ શ્લોક ૪૧ માં ભગવાન્ કહે છે કે "यद्यद्विभूतिमत्सत्त्वं, श्रीमदूर्जितमेव वा। तत्तदेवावगच्छत्वं, मम तेजोंऽशसंभवम्"॥ જે જે વસ્તુ વિભૂતિવાળી, લક્ષ્મીવાળી (બુદ્ધિ, શક્તિ તથા ઓજસ્યુક્ત) અથવા ઐશ્વર્યવાળી હોય તથા ઉત્સાહયુક્ત હોય તે તે મારા-ઈશ્વરના તેજના એક અંશ માત્રથી ઉત્પન્ન થયેલી છે એમ જાણ.)" આ ઉદ્ગાર વિચારતાં આપણે આ આચાર્યદેવને પ્રભુના અંશી અવતાર માની પૂજીએ, સ્મરીએ વા સ્તુતિ કરી કૃતાર્થ થઇએ તો તદ્દન યુક્તિસંગત છે, એટલું જ નહિ પણ એક અમૂલ્ય લ્હાણ છે!

આજે આવા પ્રાત:સ્મરણીય નરરત્નને માટે એવીજ પ્રાર્થનાને સ્થાન રહ્યું છે કે —

સ્વસ્વરૂપને પ્રાપ્ત થયેલા નાથપ્રભુ પુન આ અવનિમાં પ્રકટ થઈ, જ્ઞાનગંગા વહેવરાવી સૌને ખૂબ ખૂબ અંઘોળ કરાવી પવિત્ર કરે! દરેકના જીવનના કર્ણધાર બની પૂર્વવત અમૃતના પંથે દોરે।

સૌ ભાવિકોના હૃદયપટમાં તેમની નિર્મળ છબીનું સ્મરણ રહો। તેમની આજ્ઞા અને નિયમો આપણા જીવનનો મુદ્રાલેખ બનો। અને તેમના ધ્યેયનું જીગરથી અહરહ માર્જન કરી રહેલા માનનીય સંચાલકોમાં અદ્‌ભુત સામર્થ્ય પ્રકટો !

બસ, આટલી ઊર્મિભરી ભિક્ષા માગવામાં આપણી સૌની પ્રભુતા મમળું છું ગુરુ-પ્રત્યેનો અનહદ પ્રેમ વા મમતા માનું છુ "જે પુરુષ સંસારનો અંત આણે તે સંત છે" એ તેઓશ્રીએ પોતાની જીવનયાત્રામાં કરી બતાવ્યું છે, તેથી સંતશિરોમણિ નામક પદવી આપવામાં જરાય અતિશયોક્તિ ના સમજો !



# પૂજ્યપાદ કૃપાનાથનો સંક્ષિપ્ત જીવનપરિચય

[ વ્યાખ્યાતા — દિવાનબહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી ]

પૂજ્યપાદ મહાત્માશ્રી કાઠિયાવાડમાં જન્મેલા હતા, કાઠિયાવાડ ધર્મક્ષેત્ર પણ છે, ને વીરક્ષેત્ર પણ છે ધર્મક્ષેત્ર તો શ્રીકૃષ્ણે નિવાસ કર્યો, મીરાંબાઈ ત્યાં ગયાં, ને ધર્મ અર્થે જીવન અર્પણ કર્યું, ને નરસિંહ મહેતા આદિ સંતો પ્રકટ્યા ત્યારથીજ છે અનેક સાધુસંતો અને ભક્તો કાઠિયાવાડની ભૂમિપર પાક્યા છે એ ભક્ત સંતોની ભૂમિ હોવા ઉપરાંત બહારવટીઆઓની પણ એ ભૂમિ છે.

સોરઠી બહારવટીઆ અને સૌરાષ્ટ્રની રસધાર વાંચતાં જણાય છે કે એ ભૂમિના બહારવટીઆઓમાં પણ ધાર્મિકતા-કર્તવ્યનું-સપૂર્ણ ભાન હતું જ્યારે બહારવટીઆ જેવી જાતમાં પણ ધાર્મિકતા જોવામાં આવે છે તો પછી આવા સંતોમાં આદર્શ ધાર્મિકતા હોય એમાં આશ્ચર્ય પણ શું? જે ક્ષેત્રના બહારવટીઆ ધર્મયુક્ત હોય તે ક્ષેત્રના સંતો, ભક્તો, આચાર્યો કેવા હોઇ શકે તે સહેજે સમજી શકાય તેમ છે

સ્વામી દયાનંદ સરસ્વતી આર્યસમાજના સ્થાપક થઈ ગયા, એવા બીજા ઘણા સોરઠી સંતો થઈ ગયા છે એ પરંપરામાં ભાગ લેનાર પૂજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્માજી એક સંત થઈ ગયા છે એઓ પ્રખ્યાતિ મેળવે અને પૂજાય એમા કોઈ પ્રકારનું આશ્ચર્ય નથી તત્ત્વજ્ઞાનપ્રચાર અને વર્ણાશ્રમધર્મનો ઉપદેશ કરવામાં છેલ્લાં ૫૦ વર્ષમાં મહાત્માશ્રીની બરોબરી કરી શકે એવો કોઈ પાક્યો નથી એ ભૂમિની ધગશજ એવી છે કે એમાં ભક્તો, ધર્માચાર્યો અને સંતો પાકતાજ રહેશે મહાત્માશ્રી ગયાં પણ ગુજરાત કાઠિયાવાડમાં પોતાનાં વ્યાખ્યાન, ઉપદેશ અને જીવનઆદર્શથી ધાર્મિક શ્રેય કરવામાટે ઘણું ઘણું મૂકી ગયા છે. કર્મ, ઉપાસના, યોગ, જ્ઞાન ઈત્યાદિ વિષયોપર અનેક પુસ્તકો લખીને જનતાપર મોટો ઉપકાર કર્યો છે મુમુક્ષુ બની આપણે એ જ્ઞાનામૃતનો લાભ થઈ કૃતાર્થ થવુ જોઈએ

આજે આપણે એ મહાત્માને અંજલિ અર્પણ કરીએ છીએ એમાં આપણે આપણો ધર્મ બજાવીએ છીએ એમજ કહી શકાય

# નાથનું જીવનદર્શન

બ્ર શંકરપ્રસાદજી પોતાના વક્તવ્યમાં કહે છે કે—

જે વ્યક્તિને માટે મને ઘણું માન હતું, ને છે તે મહાન્ વ્યક્તિની આજે જયંતી છે એ દિવ્ય મહાપુરુષની કૃપા જેણે પ્રાપ્ત કરી છે-તેઓશ્રીનું શરણ જેમણે લીધું છે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે

સાચા સંતો આપણને દૃષ્ટિગોચર થાય છે, તેઓ જનસમાજમાં આપણીપેઠે વિચરતા જણાય છે ખરા, પરંતુ તેમનું મન કેવળ બ્રહ્મચિંતનમાંજ હોય છે-તેઓ બ્રહ્મમયજ હોય છે-તેમનો સર્વાત્મભાવ હોય છે એમની નસેનસમાં વેદાંત ઊતરેલું હોય છે, આવી બ્રહ્માકારવૃત્તિવાળા સંતો બહુ ઓછા છે, અને તેમનું દર્શન પણ ઘણા પુણ્યના પરિપાકે ક્વચિતજ થાય છે. આપણી વચ્ચે એવાજ એક દૈવી સતપુરુષ આવી ગયા, જેમની આજે જયંતી ઉજવવા આપણે એકત્રિત થયા છીએ

કદાચ વ્યાવહારિક દૃષ્ટિએ તેમણે સ્થૂલદેહનો ત્યાગ કર્યો છે એમ લાગતું હોય, પરંતુ તેઓ વાસ્તવિક રીતે અમર છે પોતાના અક્ષરદેહવડે-પોતાની દૈવીવાણીવડે અમર હોઈ સૌને સન્માર્ગે પ્રેરી રહ્યા છે

પૂજ્યપાદશ્રીનાં દર્શન મને ૧૦-૧૨ વખત થયાં છે સંતપુરુષો વેદધર્મનું સ્થાપન કરનારા છે તેઓ જન્મ લઇને જગતના જીવોનો ઉદ્ધાર કરે છે આ મહાત્માશ્રીએ પ્રકટ થઇને જીવોઉપર અનેક ઉપકારો કર્યા છે-તેમને ઉદ્ધાર્યા છે

વાણી, વિચાર ને વર્તન આ મહાત્માશ્રીની પેઠે કોઈકમાંજ એક સરખાં જોવામાં આવે છે એઓશ્રીનું વર્તન ધડો લેવાલાયક હતું એમને માટે જેટલું કહીએ તેટલું ઓછુંજ છે એઓશ્રી વિરાટ્‌રૂપે બિરાજેલાજ છે સૌમાં અભેદભાવપામી સૌમાં વિલસી પૂજન-સ્તુતિની ભાવના એઓશ્રી જોઈ રહ્યા છે

પૂજ્ય સ્વામીશ્રી દેવપ્રકાશજી મહારાજ પૂજ્યપાદશ્રીના પવિત્ર ગુણો, ધાર્મિક પુસ્તકો ને ધાર્મિક અપૂર્વ ઉપદેશની ઉત્સાહપૂર્વક પ્રશંસા કરતાં જણાવે છે કે—"જ્યારે બીજા ઘણા આચાર્યોએ કર્મ, ઉપાસના, યોગ કે જ્ઞાન એમાંના કોઈ એકનો ઉપદેશ કર્યો છે ત્યારે આ આચાર્યશ્રીએ એ સર્વ વિષયોનો ઉપદેશ કરી, ભિન્ન ભિન્ન અધિકારની સનાતની પ્રજાને તેમના અધિકારપ્રમાણે ભારે લાભ આપ્યો છે"

પૂજ્ય સ્વામી શ્રીરત્નદેવજી મહારાજ શ્રીગુરુદેવના જીવનની દીર્ઘ આલોચના કરતાં જણાવે છે કે-" પૂજ્યપાદ મહાત્માશ્રીની ઉત્તમ રહેણીકરણીથી સાધુસમાજને ઉજ્જ્વલતા પ્રાપ્ત થઈ છે ગુજરાત અને મહાગુજરાતમાં સંતમહાત્માઓનો આદરસત્કાર થયે જાય છે તે તેઓશ્રી જેવા મહાત્માએ ફેલાવેલ શ્રદ્ધા, સુસંસ્કાર અને તેઓશ્રીની સત્પ્રવૃત્તિનુ પરિણામ છે. પ્રજાને તેઓશ્રીના ઉપદેશનો (તેઓશ્રીનાં પુસ્તકોદ્વારા) લાભ લેવાની ઉત્તેજના આપતાં પ્રજામાં ધાર્મિક સંસ્કારોની વૃદ્ધિ કરવા અર્થે તેઓશ્રી જેવા મહાપુરુષની જયંતી પ્રતિવર્ષ વિશેષ ઉત્સાહથી ઉજવવા સૂચના કરી હતી

× × × ×

# મહાત્માશ્રી પ્રતિનું ઋણ

(લેખક શ્રી હીરાલાલ નારાયણજી ગણાત્રા કરાચી મ્યુ. કાઉન્સીલર)

પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામશર્માના અત્રે પધારવાના પ્રસંગો ઉપસ્થિત થતાં મને તો સ્પષ્ટ જણાયું છે કે તેઓશ્રીના સમાગમમાં આવનાર કોઈપણ મનુષ્ય એઓશ્રીના સામર્થ્ય તથા મહાન્ ચારિત્ર્યશીલતાથી મુગ્ધ થયાવિના રહેજ નહિ અને જે ઉચ્ચ અસર એઓશ્રીનાં પ્રવચનો તથા રહેણીકરણી જોઇ ઉત્પન્ન થતી રહી છે તેને મારી લેખિનીની અલ્પશક્તિ વાસ્તવિક ન્યાય આપી શકે એ અસંભવિત હોવાનું હું જાણતો હોવા છતાં જનસમાજનું-શિષ્યોનુ-ઋણ તેઓશ્રી-પ્રતિ કેટલુ બધુ છે તે સંબંધી બે શબ્દો લખવા ઉચિત ધારું છું.—

મર્યાદાપૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર ગીતામાં કહે છે કે—

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।

અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણ મેં ગુણકર્મના ભેદે સરજેલા છે, અને તેથી ધૃતિ, ક્ષમા, દયા, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ આદિ ધર્મનાં દશ લક્ષણો સર્વ સામાન્ય હોવા છતાં એ દરેક વર્ણના જુદાં જુદા વિશિષ્ટ કર્તવ્ય કર્મ પણ છે કે જે કર્મોનાં પાલનમાં જ તે તે વર્ણનું શ્રેય સમાયેલ છે, તેથી અન્યથા આચરણ કરવું એ ભયાવહ અથવા દુ:ખના હેતુરૂપ છે કારણ કે—

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।

આ પ્રમાણે દરેક વર્ણને પોતપોતાના કર્મમાં જોડવાના આદેશ સાથે તેના કર્મનો નિર્દેશ કરતાં કહે છે કે—

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजम् ।

"શમ, દમ, તપ, શૌચ-પવિત્રતા, ક્ષમા, સરલતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન, અને પરલોક વિષયક શ્રદ્ધા આ બ્રાહ્મણોનાં સ્વાભાવિક-સ્વભાવસિદ્ધ-કર્મો છે"

ઉપરોક્ત ધર્મોનું સ્વાભાવિક સર્વાંશે પરિપાલન કરી (જેઓની સંખ્યા આંગળીના ટેરવે ગણાય તેટલી જ અલ્પ છે) પોતાના બ્રાહ્મણ વર્ણધર્મને જે જે મહાનુભાવો શોભાવી રહ્યા છે તે માંહેના એક વંદનીય મહારાજશ્રી નથુરામશર્માજી પણ છે એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી

એઓશ્રીનુ વર્ણધર્મનુ પાલન તો જન્મજાતિના ઋણથી મુક્ત થવા કે વર્ણાશ્રમની મર્યાદા સુરક્ષિત રાખી, આપણને દોરવાના હેતુરૂપ કદાચ હોય નહિતર, એ બ્રહ્મનિષ્ઠ મહાત્માને એ ઉપાધિનાં આવરણો શા માટે?

બાળકોને રમકડાંની આવશ્યકતા ત્યાંસુધીજ હોય છે કે જ્યાંસુધી જીવિત રમકડાંનો સાથ નથી. મૂર્તિપૂજામાં મશગુલતા ત્યાંસુધીજ હોય છે કે જ્યાંસુધી તેવડે ચિત્તને એકાગ્ર કરી-ચિત્તવૃત્તિ નિરોધ કરી, બ્રહ્મસાક્ષાત્કાર કે અંતરમાં બ્રહ્મજ્યોતિનાં દર્શન નથી થયાં:

પણ જે બાળકો ક્રમશઃ આગળ વધી છેવટે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી ચૂક્યાં છે, કે જે મુમુક્ષુઓ ઉપરની ઉચ્ચ કોટિમાં પહોંચ્યા છે તેઓને રમકડાં કે મૂર્તિપૂજાની જરૂરજ ન હોય, છતાંએ એમ કરતા હોય તો તે પોતાને માટે નહિ પણ બાળકોના વિનોદ અને મુમુક્ષુને ક્રમશઃ ઉચ્ચ પાયરીએ ચઢાવવાના હેતુરૂપજ હોય છે આ મહાનુભાવે તો વર્ણધર્મનાં કર્મોને મોક્ષ-પદના એક સોપાનતરીકે ગણી, ધ્યાન, ધારણા અને યોગસમાધિદ્વારા બ્રહ્મસાક્ષાત્કાર કરી, અજ્ઞાનાંધકારમાં પડેલા વિષયલોલુપ જીવો-ધર્મકર્મથી વિમુખ પ્રમાદી જીવો-ને જ્ઞાનદાન દઈ, તેના મૂળસ્વરૂપનું યથેચ્છ ભાન કરાવી જીવન્મુક્ત બનાવવાના સ્તુત્યકાર્યમાં, એ કર્મયજ્ઞની વેદીપર, જીવનનાં ૭૨-૭૨ વર્ષ આજે ચઢાવી આપ્યાં છે.

સિન્ધજેવા રેતાળ અને રણના પ્રદેશમાં જ્યાં સંસર્ગ દોષથી પ્રલોભન અને પ્રમાદવશ બની હિંદુજનતા પોતાના કર્તવ્યકર્મથી કંઈક ચ્યુત બની અન્યથા આચરણ આચરી રહી હતી અને ખાનપાન, આહારવિહાર અને રહેણીકરણીમાં અનિચ્છનીય પતન જોવામાં આવતું હતું. ધર્મસંસ્કાર કે યોગ્ય ઉપદેશકોની ગેરહાજરીથી નાસ્તિકતા કે ખ્રિસ્તિવાદ તરફ જન-સમાજનું નાવ ઘસડાવાનો ભય હતો તે વખતે એ સુયોગ્ય ધર્મપ્રચારકે વૃદ્ધાવસ્થા હોવા છતાંએ તકલીફ-અડચણ-કે અગવડનો લેશમાત્ર પણ વિચાર કર્યાવિના પોતાના કર્તવ્યના-પાલનાર્થે અને જિજ્ઞાસુવૃંદના શ્રેયાર્થે કરાંચીમાં પધારી વૈદિક ધર્મનો પ્રચાર કરી આપણી મોહવશ પડેલી ગુજરાતીપ્રજાને કર્તવ્ય કર્મનો ઉપદેશ આપતાં કહ્યું છે કે—( જે અર્જુનને મોહત્યાગવા શ્રીકૃષ્ણે પ્રબોધ્યું હતું. )

कुतस्त्वा कश्मलमिदं, विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्य, अकीर्तिकरमर्जुन ! ॥

હે ભાઈ ! આ વિપદ્ સમયમાં તને મોહ ક્યાંથી આવ્યો ? આ પ્રકારનો મોહ, પ્રમાદ, અને આચરણ અનાર્યો અર્થાત્ હીનપુરુષોનેજ શોભે. સ્વર્ગ-મોક્ષ-મુક્તિ-પ્રાપ્ત કરવામાં બાધા નાખનારું, કીર્તિનો નાશ કરનારું એ છે વાસ્તે—

હે વત્સ ! "क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप !" હૃદયના ક્ષુદ્ર દૌર્બલ્યને ત્યાગી ઊઠ, ઊભો થા, બેશર્મ નહિ પણ જાગૃત્ થા અને તારા મૂળસ્વરૂપને પ્રાપ્ત કરવા તારા નિયુક્ત કર્તવ્યકર્મમાં પ્રવૃત્ત થા. આ ઉપદેશ ગુજરાતી પ્રજાએ, અને ખાસ કરી લોહાણા અને બ્રાહ્મણોએ વિશેષરૂપે ઝીલી વર્તનમાં ઊતાર્યો, અને તેનુંજ પરિણામ છે કે આજે કેટલાંક ઘરોમાં સ્નાન, સંધ્યા, ઉપાસના, સત્શાસ્ત્રોનું વાચનમનન અને નિત્યનૈમિત્તિકકર્મો યથેચ્છ વિધિપુર સર થઈ રહ્યાં છે

મહારાજશ્રીએ કેટલાંક ઉચ્ચ કોટિનાં ધાર્મિક પુસ્તકો લખ્યાં છે, અને કેટલાકનો અનુવાદ ટીકા, ટીપણ, પણ જનલાભાર્થે કર્યાં છે એ સર્વને સુવિદિત છે, પણ જ્યારે તેઓશ્રી વેદાંતજેવા શુષ્ક નીરસ વિષયોને પણ જ્યારે પોતાની સાદી સરળ છતાંએ ઓજસ્વી અને અર્થગંભીર મધુરવાણીમાં, ગંગાના વહેતા પુનિત પ્રવાહની માફક વહેવડાવી પ્રતિપાદન કરે છે ત્યારે-શ્રોતૃવર્ગ દત્તચિત્ત બની શાંતિથી શ્રવણ કરે છે, અને ગૂઢ વિષયના આશયને સહજ સમજી શકે છે, ત્યારે તેઓશ્રીના વિશાળ વાચન અને વિપુલ જ્ઞાનની વિશેષ પ્રતીતિ થાય છે, અને સમજાય છે કે તેઓશ્રીએ વાંચ્યા કરતાં વધારે વિચાર્યું છે, અને

# મહાત્માશ્રી પ્રતિનું ઋણ

(લેખક શ્રી હીરાલાલ નારાયણજી ગણાત્રા કરાચી મ્યુ કાઉન્સીલર)

પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામશર્માના અત્રે પધારવાના પ્રસંગો ઉપસ્થિત થતાં મને તો સ્પષ્ટ જણાયું છે કે તેઓશ્રીના સમાગમમાં આવનાર કોઈપણ મનુષ્ય એઓશ્રીના સામર્થ્યે તથા મહાન્ ચારિત્ર્યશીલતાથી મુગ્ધ થયાવિના રહેજ નહિ અને જે ઉચ્ચ અસર એઓશ્રીનાં પ્રવચનો તથા રહેણીકરણી જોઇ ઉત્પન્ન થતી રહી છે તેને મારી લેખિનીની અલ્પશક્તિ વાસ્તવિક ન્યાય આપી શકે એ અસભવિત હોવાનું હું જાણતો હોવા છતાં જનસમાજનું-શિષ્યોનું-ઋણ તેઓશ્રી-પ્રતિ કેટલું બધું છે તે સંબંધી બે શબ્દો લખવા ઉચિત ધારું છું.—

મર્યાદાપૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર ગીતામાં કહે છે કે—

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।

અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ મેં ગુણકર્મના ભેદે સરજેલા છે, અને તેથી ધૃતિ, ક્ષમા, દયા, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ આદિ ધર્મનાં દશ લક્ષણો સર્વ સામાન્ય હોવા છતાં એ દરેક વર્ણના જુદાં જુદા વિશિષ્ટ કર્તવ્ય કર્મ પણ છે કે જે કર્મોનાં પાલનમાં જ તે તે વર્ણનું શ્રેય સમાયેલ છે, તેથી અન્યથા આચરણ કરવું એ ભયાવહ અથવા દુ:ખના હેતુરૂપ છે કારણ કે—

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।

આ પ્રમાણે દરેક વર્ણને પોતપોતાના કર્મમાં જોડવાના આદેશ સાથે તેના કર્મનો નિર્દેશ કરતાં કહે છે કે—

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजम् ।

"શમ, દમ, તપ, શૌચ-પવિત્રતા, ક્ષમા, સરલતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન, અને પરલોક વિષયક શ્રદ્ધા આ બ્રાહ્મણોનાં સ્વાભાવિક-સ્વભાવસિદ્ધ-કર્મો છે"

ઉપરોક્ત ધર્મોનું સ્વાભાવિક મર્વાંશે પરિપાલન કરી (જેઓની સંખ્યા આંગળીના ટેરવે ગણાય તેટલી જ અલ્પ છે) પોતાના બ્રાહ્મણ વર્ણધર્મને જે જે મહાનુભાવો શોભાવી રહ્યા છે તે માંહેના એક વંદનીય મહારાજશ્રી નથુરામશર્માજી પણ છે એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી

એઓશ્રીનુ વર્ણધર્મનુ પાલન તો જન્મજાતિના ઋણથી મુક્ત થવા કે વર્ણાશ્રમની મર્યાદા સુરક્ષિત રાખી આપણને દોરવાના હેતુરૂપ કદાચ હોય નહિતર એ બ્રહ્મનિષ્ઠ મહાત્માને એ ઉપાધિનાં આવરણો શા માટે ?

બાળકોને રમકડાંની આવશ્યકતા ત્યાંસુધીજ હોય છે, કે જ્યાંસુધી જીવિત રમકડાંનો સાથ નથી. મૂર્તિપૂજામાં મશગુલના ત્યાંસુધીજ હોય છે કે જ્યાંસુધી તેવડે ચિત્તને એકાગ્ર કરી-ચિત્તવૃત્તિ નિરોધ કરી, બ્રહ્મસાક્ષાત્કાર કે અંતરમાં બ્રહ્મજ્યોતિનાં દર્શન નથી થયાં:

પણ જે બાળકો ક્રમશ આગળ વધી છેવટે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી ચૂક્યાં છે, કે જે મુમુક્ષુઓ ઉપરની ઉચ્ચ કોટિમાં પહોંચ્યા છે તેઓને રમકડાં કે મૂર્તિપૂજાની જરૂરજ ન હોય, છતાંએ એમ કરતા હોય તો તે પોતાને માટે નહિ પણ બાળકોના વિનોદ અને મુમુક્ષુને ક્રમશ ઉચ્ચ પાયરીએ ચઢાવવાના હેતુરૂપજ હોય છે આ મહાનુભાવે તો વર્ણધર્મનાં કર્મોને મોક્ષ-પદના એક સોપાનતરીકે ગણી, ધ્યાન, ધારણા અને યોગસમાધિદ્વારા બ્રહ્મસાક્ષાત્કર કરી, અજ્ઞાનાંધકારમાં પડેલા વિષયલોલુપ જીવો-ધર્મકર્મથી વિમુખ પ્રમાદી જીવો-ને જ્ઞાનદાન દઈ, તેના મૂળસ્વરૂપનું યથેચ્છ ભાન કરાવી જીવન્મુક્ત બનાવવાના સ્તુત્યકાર્યમાં, એ કર્મયજ્ઞની વેદીપર, જીવનનાં ૭૨-૭૨ વર્ષ આજે ચઢાવી આપ્યાં છે

સિન્ધજેવા રેતાળ અને રણના પ્રદેશમાં જ્યાં સંસર્ગ દોષથી પ્રલોભન અને પ્રમાદવશ બની હિંદુજનતા પોતાના કર્તવ્યકર્મથી કંઈક ચ્યુત બની અન્યથા આચરણ આચરી રહી હતી અને ખાનપાન, આહારવિહાર અને રહેણીકરણીમાં અનિચ્છનીય પતન જોવામાં આવતું હતું. ધર્મસંસ્કાર કે યોગ્ય ઉપદેશકોની ગેરહાજરીથી નાસ્તિકતા કે ખ્રિસ્તિવાદ તરફ જન-સમાજનું નાવ ઘસડાવાનો ભય હતો તે વખતે એ સુયોગ્ય ધર્મપ્રચારકે વૃદ્ધાવસ્થા હોવા છતાંએ તકલીફ-અડચણ-કે અગવડનો લેશમાત્ર પણ વિચાર કર્યાવિના પોતાના કર્તવ્યના-પાલનાર્થે અને જિજ્ઞાસુવૃંદના શ્રેયાર્થે કરાચીમાં પધારી વૈદિક ધર્મનો પ્રચાર કરી આર્યોણી મોહવશ પડેલી ગુજરાતીપ્રજાને કર્તવ્ય કર્મનો ઉપદેશ આપતાં કહ્યુ છે કે —( જે અર્જુનને મોહત્યાગના શ્રીકૃષ્ણે પ્રબોધ્યુ હતું )

कुतस्त्वा कश्मलमिदं, विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यं, अकीर्तिकरमर्जुन ! ॥

હે ભાઈ ! આ વિપદ્ સમયમાં તને મોહ ક્યાંથી આવ્યો ? આ પ્રકારનો મોહ, પ્રમાદ, અને આચરણ અનાર્યો અર્થાત્ હીનપુરુષોનેજ શોભે સ્વર્ગ-મોક્ષ-મુક્તિ-પ્રાપ્ત કરવામાં બાધા નાખનારું, કીર્તિનો નાશ કરનારું એ છે વાસ્તે—

હે વત્સ ! " क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ! " હૃદયના ક્ષુદ્ર દૌર્બલ્યને ત્યાગી ઊઠ, ઊભો થા, એમ્ર્જ નહિ પણ જાગૃત્ થા અને તારા મૂળસ્વરૂપને પ્રાપ્ત કરવા તારા નિયુક્ત કર્તવ્યકર્મમાં પ્રવૃત્ત થા આ ઉપદેશ ગુજરાતી પ્રજાએ અને ખાસ કરી લોહાણા અને બ્રાહ્મણોએ વિશેષરૂપે ઝીલી વર્તનમાં ઊતાર્યો, અને તેનુજ પરિણામ છે કે આજે કેટલાંક ઘરોમાં સ્નાન, સંધ્યા ઉપાસના, સત્શાસ્ત્રોનું વાચનમનન અને નિત્યનૈમિત્તિકકર્મો યથેચ્છ વિધિપુરઃસર થઈ રહ્યાં છે

મહારાજશ્રીએ કેટલાંક ઉચ્ચ કોટિનાં ધાર્મિક પુસ્તકો લખ્યાં છે, અને કેટલાકનો અનુવાદ ટીકા, ટીપણ, પણ જનલાભાર્થે કર્યાં છે એ સર્વને સુવિદિત છે, પણ જ્યારે તેઓશ્રી વેદાંતજેવા શુષ્ક નીરસ વિષયોને પણ જ્યારે પોતાની સાદી સરળ છતાંએ ઓજસ્વી અને અર્થગંભીર મધુરવાણીમાં, ગંગાના વહેતા પુનિત પ્રવાહની માફક વહેવડાવી પ્રતિપાદન કરે છે ત્યારે-શ્રોતૃવર્ગ દત્તચિત્ત બની શાંતિથી શ્રવણ કરે છે, અને ગૂઢ વિષયના આશયને સહજ સમજી શકે છે, ત્યારે તેઓશ્રીના વિશાળ વાચન અને વિપુલ જ્ઞાનની વિશેષ પ્રતીતિ થાય છે, અને સમજાય છે કે તેઓશ્રીએ વાંચ્યા કરતાં વધારે વિચાર્યું છે, અને

વિચાર્યા કરતાં વધારે એ અધિક જ્ઞાનને સ્થિર કરી પચાવ્યું છે, કે જેનો સાર-સત્ત્વ જનસમુદાયને તથા પોતાના શિષ્યવર્ગને પુસ્તકો અને ઉપદેશામૃતદ્વારા આપી રહ્યા છે

તેઓશ્રીનું અતિ સાદું અને સરલ જીવન ત્યાગી ભગવાંધારીને પણ આદરણીય છે તેઓશ્રીનો વ્યાપાર-કર્મયોગી યુવાનોને પણ થકવે અને શરમાવે તેવો છે તેઓશ્રીની નિયમિતતા, સમયપત્રકનુ નિયમન ભલભલા યુરોપિયનને પણ અનુકરણીય છે તેઓશ્રીની કરકસર અને વ્યવહારકુશળતા બાહોશમાં બાહોશ વાણિયાને પણ દૃષ્ટાંતરૂપ છે મહાદેવપાસેથી કામદેવ જેમ પલાયન કરી ગયો હતો, અને સુદામાપાસેથી લક્ષ્મી રૂસણું લઈ ચાલી ગયેલ તેજ પ્રમાણે મહાત્માશ્રીપાસેથી આળસ પણ જાણે ચાલી ગયેલ છે જ્યારે જુઓ ત્યારે કંઈ ને કંઈ કામ તો ખરૂં જ.

સાદું અને સરલ જીવન, સાત્ત્વિક આહાર, નિયમિતતા, બ્રહ્મચર્યનું પાલન અને ઈશ્વરપરની અડગ શ્રદ્ધાના પરિણામે આજે ૭૨-૭૨ વર્ષની ઉમરે પણ હજારો માઈલની મુસાફરી કરી શકે છે ચશ્માવિના રાત્રિના મંદ પ્રકાશમાં વાંચી લખી શકે છે ઠંડાપાણીથી સ્નાન અને ઓછાં વસ્ત્રોથી ચલાવી લઈ શકે છે દાંત, કાન આદિ ઇંદ્રિયોના દેવતા સતેજ છે આ બધું એઓશ્રીના સહવાસમાં આવનાર શિષ્યવર્ગ જુએ, અનુભવે છે, જેનું અનુકરણ કરી ગુરૂપદેશ સાર્થક કરી જીવનનો અલભ્ય લાભ લે તો કેવુ સારું?

તેઓશ્રીના ઉપદેશ અને સહવાસનાં મીઠાં સંસ્મરણો નોંધવા જેટલી તો જગ્યાજ નથી, પણ જેઓ તેઓશ્રીના સમાગમમાં થોડો વખત પણ આવ્યા છે કે ઉપદેશશ્રવણ કરવાની થોડી પણ તક સાંપડી છે તેઓને ખાત્રી થઈ હશે કે તેઓ વ્યવહાર અને આચાર-વિચારની શુદ્ધિ રાખવા માટે પ્રથમ ભાર મૂકે છે હૃદય આરસીજેવું સ્વચ્છ થયાવિના પ્રભુનું પ્રતિબિંબ તેમાં પડી શકતું નથી, શરીરરૂપ કોટના હૃદયરૂપી મહેલમાં પ્રભુ વિરાજે છે વાસ્તે તે મહેલ તેને રહેવાયોગ્ય પ્રથમ બનાવો જ્યાંસુધી તેમાં કામ, ક્રોધ, લોભ, મદ, મોહ આદિ તસ્કરો રહેલ હોય ત્યાંસુધી તે પ્રભુ ત્યાં વસી શકે નહિ, વાસ્તે અંતર અજવાળી સંયમદ્વારા આંતરશત્રુ કાઢો જે કોઇ દર્શનાર્થે જાય તેને પ્રથમજ એજ સવાલ થતો કે ભાઈ! કઈ ફેરો છો? જો ન કરતા હો તો ૨૪ કલાકમાથી દરરોજ બે કલાક તો સત્શાસ્ત્રોના વાચન, સંધ્યા, ઉપાસના આદિ કર્મમાં અથવા સત્કાર્યોમાં વાપરજો વખત નથી મળતો એ બહાનાં છે તમારું સમયપત્રક લાવો અમો તમને વખત પડતર છે તે બતાવશું બીજો પ્રશ્ન એ થતો કે કંઈક ગુરુદક્ષિણામાં આપો નાણું નહિ,-તમારાં દુર્વ્યસનો, તમારી કુટેવો આપો, ચા પીતા હોતો ચા છોડજો ભાંગ, ગાંજો, ડુંગળી, લસણજેવા અખાદ્ય પદાર્થો લેતા હો તો ગુરુદક્ષિણામાં આપી ત્યાગજો જુઠુ બોલવાની ટેવ,-છેતરવું કે અન્ય ટેવ હોય તે પણ ગુરુદક્ષિણામાં આપજો અમો તેને સંઘરી રાખશુ તમોને તેથી શરીરનો, પૈસાનો અને છેવટે ધર્મનો લાભ થશે આ બાબતો અતિ સાધારણ દેખાય છે, પણ શિષ્યો જો તે પ્રમાણે વર્તનમાં મૂકે તો કેટલો લાભ તેઓને તથા જનસમાજને થાય એનો આંક કોણ કાઢી શકે તેમ છે?

વ્યવહારમાં પણ ઉપકારકના ઋણમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવાસમાન ઉચ્ચ કર્તવ્ય નથી, અને ઉપકારકના ઋણની ઉપેક્ષા કરી અપકારદોષમાં આવવા સમાન કોઈ પાપ નથી, ત્યારે પૂજ્ય મહાત્માશ્રીના જનકલ્યાણના સતત્ ઉદ્દેશથી થતા ઉપદેશાંતર્ગત શ્રવણમ-

નનદ્વારા એઓશ્રીની જે અમૂલ્ય ઉપકારવૃત્તિનો લાભ આપણને પ્રાપ્ત થઈ રહ્યો છે તે ઋણમાંથી મુક્ત થવાનો ખરો ઉપાય એજ છે કે તેઓશ્રીની પારમાર્થિક ઉપદેશકતરીકેની જે આજ્ઞાઓ આપણે ભાગે આવે તેનુ શુદ્ધાંત કરણથી પાલન કરવાનો અથવા સદ્વર્તનશાળી થવાનો દૃઢ પ્રયત્ન કરવો.

## મહાત્માશ્રીના પાદપદ્મે

[ લેખક—શ્રી ડુંગરશી ધરમશી સંપટ–કરાચી ]

વન વનનાં અંધારાં વામશે,
હો ! આવશે એવાં કો આભનાં તેજ
હો ! સંતજી એવાં કો દેવનાં તેજ
જગ જગનાં અંધારાં વામશે,
હો ! આવશે એવાં કો દેવનાં તેજ,
ઉર ઉરનાં અંધારાં વામશે,
હો ! આવશે એવાં કો બ્રહ્મનાં તેજ,
હો ! સંતજી એવાં કો બ્રહ્મનાં તેજ

× × × ×

અહા ! વિશ્વનાં દ્વાર ખુલ્યાં ઉછળ્યાં,
અહા ! અવધૂત ને બ્રહ્મયોગ મળ્યાં,
અહા ! લોચન લોચન માંહીં ઢળ્યાં;
રસજ્યોત નિહાળી નમું હું નમું.
દગ્બાણથી પ્રારબ્ધ લેખ લખ્યો,
કંઈ પ્રેમીએ પ્રેમપંથી પરખ્યો,
અને આત્માએ આતમને ઓળખ્યો,
રસજ્યોત નિહાળી નમું હું નમું

× × × ×

અહો ! દૂર દૂર દૂરના દરવેશ હો યોગીન્દ્ર,
આપો દેવનાથ ! દેવના સંદેશ, હો યોગીન્દ્ર,
અહો ! દુખિયાંને દો એક બોલ હો યોગીન્દ્ર,
આપો માનવીને એક બ્રહ્મ કોલ, હો યોગીન્દ્ર
અહો, અધૂરાં પૂરાય એવી આશ હો યોગીન્દ્ર,
આપો અંધારાં ઉજાળે એ ઉજાસ હે યોગીન્દ્ર,
અહો! સદન સદન પુણ્યના સુવાસ હો યોગીન્દ્ર,
આપો પ્રાણ પ્રાણ પ્રભુજીના વાસ હો યોગીન્દ્ર

– કવિ નાંનાલાલ

આર્યાવર્ત એ તપ અને સંતોની ભૂમિ છે. જ્યારે જ્યારે અજ્ઞાન અને અનાસ્તિક્યનાં આવરણો ફેલાય છે, ત્યારે ત્યારે લોકોના કલ્યાણમાટે સંતોનો પ્રાદુર્ભાવ થાય છે. આત્મન્ પુષ્પોના પરિમલથી આખા જગતને શાંતિ, સંતોષ અને શીલના પાઠ શીખવનાર સંતોના પુણ્ય પગલાં લોકોએ પ્રેમથી વધાવ્યાં છે. આર્યાવર્તના જુદા જુદા પ્રદેશમાં ભક્તિ અને જ્ઞાનરસ નિર્ઝરતા અનેક સાધુજનો પાક્યા છે. નિર્મળ જ્ઞાનવારિથી ભરેલા એ દિવ્ય સરોવરનાં પ્રફુલ્લ સહસ્રદળ કમળોએ મઘમઘતો પમરાટ પ્રસરાવ્યો છે. ભક્તિ અને જ્ઞાનરૂપી ખાતરથી સીંચેલી પુણ્યવાટિકાઓના સુકળાવાન્ માળિઓએ હૃદયના પ્રેમવારિથી નવપલ્લવિત સુંદર રસવેલો ઉછેરી તેનાં સુમનોથી તૃપ્ત કર્યાં છે.

તથાગત બુદ્ધની શાંત, રમ્ય અને સુંદર મૂર્તિએ સંયમ, શીલ અને તપના પાઠ પ્રજાને શીખવ્યા છે. ત્યાગ, વૈરાગ્ય, ઇંદ્રિયનિગ્રહ અને નિરોધના ઉપદેશો શ્રીમહાવીર સ્વામીએ આપ્યા છે. જ્ઞાનાકાશમાં સૂર્યસમા શ્રીમચ્છંકરાચાર્યે જ્ઞાનરૂપી પ્રકાશથી ભારતભૂમિને તેજોમય કરી છે ભક્તિના પુણ્યસ્રોતો વહેવરાવનારા શ્રીરામાનુજાચાર્ય, શ્રીમધ્વાચાર્ય, શ્રીનિંબાર્કાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રીચૈતન્યદેવે હિંદી પ્રજાનાં હૃદયો રસભીનાં કરી શ્રીપ્રભુભક્તિનાં અમૃત લુંટાવ્યાં છે. જેમ ભવ્ય હિમાલયમાંથી બરફ પીગળી હિંદની પૂર્વપશ્ચિમ વહેતી નદીઓને જલપૂર્ણ કરે છે, તે પ્રમાણે વેદ, ઉપનિષદ્, ગીતા વગેરે ધર્મશાસ્ત્રોના દિવ્ય રસાસ્વાદથી તૃપ્ત થયેલા મહાત્માઓએ જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યના રસમાં પ્રજાને તૃપ્ત કરી છે. એમનો ઉપદેશ રાજ્યોનાં પરિવર્તનો, બખેડાઓ, બંડો, પ્રજાનાં આક્રમણો ને જુલ્મોથી નિર્લેપજ રહેતો હતો. મુગલ શાહેનશાહત, મરાઠારાજ્ય, પાછા વળી યુરોપિયન સામ્રાજ્યરૂપી ઉથલપાથલોએ જ્ઞાની અને ભક્તજનોનાં હૃદયકમળોમાંથી આવિર્ભાવ પામેલા ઉપદેશો અને સત્યને નિર્લેપતાજ અર્પી છે.

પ્રેમનો અપૂર્વ વિકાસ કરી ચંડીદાસે કૃષ્ણચરિતામૃત ગાયું છે. ભક્તિ અને પ્રેમમાં મસ્ત બનેલા વિદ્યાપતિએ અશ્રુજલથી ભીંજેલાં પદો ગાયાં છે. જયદેવના ગીતગોવિંદની પ્રસાદીથી અનેક ભક્તોનાં હૃદયો પ્રેમાવેશમાં મુગ્ધ થયાં છે. તામીલ સંતો નિરૂવલ્લુવર અને કમ્બર, તેલુગુદેશના મહાત્માઓશ્રી નન્નયભટ્ટારક અને પોતનામાત્ય, ઉત્તર હિંદના ભક્તો, પ્રેમના અવધિસ્વરૂપ શ્રીતુલસીદાસજી અને શ્રીસૂરદાસજી, ઓડિયા પ્રાંતના સંતો શ્રીશારલાદાસ અને શ્રીજગન્નાથદાસ, નેપાલના ભક્તશ્રી ભાનુભક્તાચાર્ય, પંજાબના પરમભક્ત શ્રીનાનકદેવજી, નિર્ગુણરામને બોધનાર શ્રીકબીરજી, શ્રીમહારાષ્ટ્રના ભક્તરત્નો શ્રીરામદાસ, શ્રીતુકારામ, નામદેવ, જ્ઞાનદેવ, મુકતેશ્વર, વામનપંડિત, રઘુનાથ પંડિત, મોરોપંત, શ્રીધર, મહીપતિ, મુકુંદરાજ, અમૃતરાય, મુક્તાબાઈ, એકનાથ આદિ સાધુસંતોએ પોતાની અમૃતતુલ્ય પ્રસાદીથી મહારાષ્ટ્રના લોકોને પરમશ્રેયસ્ દેખાડ્યું છે. ગુજરાતમાં શ્રીનરસિંહ મહેતા, શ્રીસહજાનંદ સ્વામી પ્રભૃતિ ઉચ્ચ ચારિત્ર્યવાન્ ભક્ત મહાત્માઓએ લોકકલ્યાણ સાધ્યું છે.

એ પ્રમાણે આ યુગદ્રષ્ટાઓએ ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, સંયમ, તપ, સાધુત્વ, પરમાર્થસૌંદર્યથી પ્રજાજીવનને ઉલ્લાસવંતુ બનાવ્યું છે. એવા મહાઅવધૂતોને વંદન હો. એવાજ એક લોકકલ્યાણની રસલતાઓના ફુલડાંનો પમરાટ પ્રસારનાર પરમ સંતની આ કથા આલેખું છું:—

એ મહાત્મા તે શ્રીમન્નથુરામશર્માજી છે. તેમના વિશેષ સહવાસમાં આવવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું નથી, અલ્પ સહવાસમાં આવ્યો છું, પરંતુ એમના અક્ષરદેહ સાથે મારો દીર્ઘ અને સત્કારયુક્ત સંબંધ છે. સ્કૂલ છોડ્યા પછી હું બાપદાદાએ ગ્રહણ કરેલી વેપારી-લાઈનમાં પડ્યો. નામું લખવું, માલ લેવોવેચવો, ઓફિસો, બેંકો અને વેપારીઓના પરિચયમાં આવવું વગેરે માનસિક શિક્ષણ અને મહેનતથી મારો આત્મા તૃપ્ત થયો નહિ. કાંઈક ઊંડી ઊંડી ઉણપ હમેશાં સાલવા લાગી નાટક, સિનેમા અને એવાં બીજાં આહ્લાદક સ્થાનોઉપર પ્રથમથીજ પ્રીતિ નહોતી. અંગ્રેજી પુસ્તકો અનેક વાંચ્યાં વિચાર્યાં, પરંતુ તેથી ઉલટું જડવાદતરફ વલણ વધતું ગયું. આર્યસમાજના સિદ્ધાંતો વાંચ્યા, કેટલાક સમાજીઓ સાથે પરિચયમાં આવ્યો. આર્યસમાજનો સેવાભાવ, નિષ્કામકર્મયોગ બહુ ગમ્યાં, પરંતુ હૃદયનો ભાર ઓછો થયો નહિ. સંસ્કૃત વ્યાકરણનું જ્ઞાન હતું, પરંતુ યોગ, વેદાંતનાં સંસ્કૃત પુસ્તકો વાંચવાવિચારવાની આવડત અને સમજણ નહોતી. પચીશ વરસની વાત ઉપરે પંચદશી વાંચવા લીધી, પણ બે પાનામાં કાંઈ સમજણ પડી નહિ પડતી મૂકી, અને વિચાર-સાગરનો પ્રથમતરંગ વાંચ્યો, પરંતુ અક્ષરમાંથી અર્થ કાંઈ સમજાણો નહિ. પતંજલિનાં યોગસૂત્રો મંગાવ્યાં. પ્રથમ થોડાં સૂત્રોના અર્થો અને વ્યાખ્યાન શ્રી. નરહરિ શાસ્ત્રીના સભામંડપમાં સાંભળ્યાં હતાં, પરંતુ એકલાં બેસી વાંચતાં પુષ્કળ કંટાળો આવ્યો. મારી ધર્મજિજ્ઞાસા ભૂખી રહી. ભાષાંતરો અને અનુવાદોમાં પ્રવેશ ન થઈ શક્યો. શ્રીભગવદ્‌ગીતા શ્રીધરી ટીકાસહિત દરરોજ પઠન કરતો હતો, પરંતુ અર્જુનને કરેલો સદ્‌બોધ હૃદયમાં આવિર્ભૂત થઈ શક્યો નહિ.

તે સમયે મારી નિમણૂક રંગુનમાં થઈ હતી. ત્યાં તો ઉન્નત સંસ્કારો મેળવવાની મોટી મુશ્કેલી હતી. સારાં પુસ્તકો અને સત્સંગ બંનેનો અભાવ હતો. વેપારની ક્રિયાઓમાં અને નાટકસિનેમા જોવામાં તથા બાગબગીચામાં રમવા જવામાં વખત નિર્ગમન કરતો. તે સમયે શ્રીપ્રભુની દયાથી મહાત્માશ્રીના સત્સંગી ભાઈ પ્રાણલાલ દેસાઈ-(માંગરોળ નિવાસી)ની મુલાકાત થઈ. તેમની સાથે વારંવાર મિલન તથા હરવાફરવાનું પણ થતાં, સ્વાભાવિક રીતે ધર્મસંબંધી વારંવાર વાતચિત થતી. તેમને મેં મારી ધર્મસંબંધી ઊંડી તૃષા દર્શાવી તેમણે શ્રીમન્નથુરામશર્માનાં પુસ્તકો વાંચવાની ભલામણ કરી. એક દિવસે એકાદ પુસ્તકમાંથી કેટલોક ભાગ પોતાની શૈલીમાં વાંચી સંભળાવ્યો, અને "અંતર્યામીના આદેશો"નું પુસ્તક મને વાંચવા આપ્યું. મેં સહજ કુતૂહલ તરીકે એ પુસ્તકનાં થોડાં પાનાં વાંચ્યાં. પસંદ આવ્યાથી વધારે વાંચવાનું ચાલુ રાખ્યું. તેજ દિવસે બે વખત વાંચી રાતના પણ વાંચી પુસ્તક પૂરું કરી નાંખ્યું, અને બીજે દિવસે ફરીથી વાંચવાનું શરુ કર્યું. એ રીતે ત્રણ ચાર આવૃત્તિ કરી હશે. નીચેનાં આવાં આવાં વાક્યોએ મારા ચિત્ત ઉપર વિશેષ અસર કરી સ્મરણમાં છેઃ—

"પર્વત જેમ પોતાના ભાગોમાંથી નિર્મલ જલનાં ઝરણો વહેવા દે છે તેમ તું તારા ચિત્તમાંથી પવિત્ર વિચારોને વાણીદ્વારા બહાર નીકળવા દે, પર્વત જેમ વૃક્ષાદિને પોતાના શરીર ઉપર આશ્રય આપે છે તેમ તું દૈવીસંપત્તિને તારા ચિત્તમાં આશ્રય આપ, ને પર્વત જેમ દીનજનોને વા અર્થીને-કાષ્ઠ, પત્ર, પુષ્પ ને ફળ આદિના તથા ધાતુ આદિના દાનવડે સંતોષ આપે છે તેમ તું પણ તારાં મન, ઇંદ્રિયો ને શરીરાદિવડે દીન ને પાત્ર અર્થીજનોનું નિર્દોષ હિત યથાશક્તિ સાધી તેમને સંતોષ આપ." . . .

તે સિવાય વળી—

"સર્વદા નીરોગ અને પ્રસન્ન રહેવામાટે તું તારા મનવડે શુદ્ધ વિચાર કર, તારી ઇંદ્રિયોના આહાર શુદ્ધ રાખ, તારી વાણીવડે સત્ય ને નિર્દોષ બોલ, તારી નાસિકાવડે શુદ્ધ વાયુનું મૂલાધારપર્યંત વા નાભિપર્યંત વા હૃદયપર્યંત તારો શ્વાસ જાય તેવી રીતે ગ્રહણ કર, સારી રીતે ગાળેલા શુદ્ધ જળનું પાન કર, અને પવિત્ર, પથ્ય અને પરિમિત આહાર શનૈઃ શનૈઃ સારી રીતે ચાવી ચાવીને પ્રસન્નમને ગ્રહણ કર"

આવાં આવાં વાક્યોએ મારા અંતઃકરણઉપર ભારે અસર ઉપજાવી. ભૂખ્યાને રુચિકર ભોજન મળ્યું મેં બીજાં પુસ્તકો ભીલખેથી મંગાવ્યાં સરલ સરલ સમજાય તેવાં પુસ્તકો શરુઆતમાં વાંચ્યાં ધીમે ધીમે સમજી વિચારી એ પુસ્તકો વાંચતાં જીવનની ન્યૂનતાઓની તુલના થતી રાત્રે સૂતી વખતે એ પુસ્તકોમાં વાંચેલા વિચારોસંબંધી ઉહાપોહ થતો. મારામાં રહેલા દોષોસંબંધી વિચાર આવતા (૧) મનુષ્યમિત્ર (૨) સ્વાભાવિકધર્મ (૩) સદુપદેશદિવાકર પ્રથમ કિરણ (૪) ઉપદેશગ્રંથાવલિનું પ્રથમ પુસ્તક એ સૌ ધીમે ધીમે પચાવી પચાવીને વાંચ્યાં "શ્રી અંતર્યામિના આદેશો" ની છેવટે આપેલું પદઃ—

"નિત્ય વિચાર કરોને બ્રહ્મસ્વરૂપનો,
જડવસ્તુથી મનને કરી ઉદાસ જો,
વિષયોની તૃષ્ણાને ઉરથી ત્યાગજો,
સત્ય ગણી નહિ સરજો, દશ્યની પાસ જો"

એ આખું પદ મેં ઘણીવાર વાંચ્યું હશે

એમની ભાષા સરલ, શાંત ને પ્રૌઢ છે. એ ભાષામાં મિથ્યા પાંડિત્ય નથી. ખોટા આડંબરવાળા શબ્દો નથી મોટા સમાસો નથી. રસઅલંકારોનાં ખોટાં ચટકાં નથી. વિવાદો, વાદો કે વિતંડા નથી. વેદાંતની કઠિનતા પણ તેમની ભાષામાં સરલ થઈ જાય છે. યોગનાં સૂત્રો પણ એક જાતની પ્રસન્ન મનોહરતા ધારણ કરે છે કડવાશ કે વક્રોક્તિ અથવા મલિનતાનો તદ્દન અભાવ છે. નિરાશા, પાછળ હઠવું, કે હૃદયભંગ થવું તેતો ક્યાંય પણ દેખાતાં નથી. પુરુષાર્થ ધારણ કરી શાંત સંયમને કેળવી પરમાર્થદશાને પ્રાપ્ત કરવાનો પરમ ઉપદેશ છે. એમના સર્વ ગ્રંથો શ્રીશાંકરવેદાંતના પાયાઉપર રચાયેલા છે, એટલે વેદાંત સમજવાની જિજ્ઞાસા થઈ. હું તો એમનાં પુસ્તકોમાંથીજ અમૃત રસ પીતો હતો, એટલે સહેજે "શ્રીપરમપદબોધની"નું અધ્યયન ચાલ્યું. પ્રક્રિયાઓનું જ્ઞાન નહિ એટલે પ્રથમ તો એમાં પણ સમજણ થોડી પડી, પરંતુ ધીમે ધીમે એ પર્વત પણ ઓળંગાયો આવું સરલ, સરસ પ્રક્રિયાઓનું જ્ઞાન આપનારું વેદાંતનું ગુજરાતી ભાષાનું પુસ્તક હજીસુધી આ પ્રથમ જ છે. એ ગ્રંથ વેદાંતની સીડી ચડવામાટે પ્રથમ પગથીઉં હતું. ત્યારપછી વિચારસાગર તત્ત્વાનુસંધાન, વૃત્તિપ્રભાકર વગેરે એક સંન્યાસી મહાત્માની કૃપાથી વિચારાયા, પણ પ્રથમ અંકુર તો શ્રીપરમપદબોધિનીમાંથી ફૂટ્યો હતો.

ઘણાં વરસો પછી શ્રીઉપનિષદો મૂળમાંજ વાંચવાની જિજ્ઞાસા થઈ, ત્યારે વળી મહાત્માશ્રીનાં ઉપનિષદો યાદ આવ્યાં એમાં શબ્દાર્થ તથા વિવેચનથી મૂળનાં વાક્યો સમજવામાં સરળ લાગ્યાં અને ઘણા સમયસુધી એ પુસ્તકનો મેં ઉપયોગ કર્યો. શ્રીપીતાંબરજીના હિંદી-

ઉપનિષદોથી શ્રીશાંકરભાષ્ય સમજાતું, અને મહાત્માશ્રીના ઉપનિષદોથી મૂળ સમજાતું. એ રીતે ગાડું ચાલતું. શંકાસમાધાન કોઈ સંન્યાસી મહાત્માની દયાથી નિવૃત્ત થાતાં.

એ પછી શ્રીવેદાંતદર્શનનો વારો આવ્યો. શ્રી કમળાશંકરભાઈના વેદાંતસૂત્રના અનુવાદને વિચારવું શરુ કર્યું બહુજ શુષ્ક લાગ્યું. પ્રોફેસર કણિયાનું પણ બુદ્ધિગમ્ય થયું નહિ; એટલે ફરી મહાત્માશ્રીને શરણે ગયો એમનાં વેદાંતસૂત્રના સરળ, સૌમ્ય અને સાદા વ્યાખ્યાનની શૈલી મને તુરત અનુકૂળ પડી ગઈ, અને લગભગ ચારપાંચ વખત વારંવાર મેં વાંચ્યું પછીજ કમળાશંકરભાઈનું ભાષાંતર સમજવાની શક્તિ કેળવાઈ હતી "શ્રીમચ્છંકરાચાર્યનાં અષ્ટાદશરત્નો" તેમનાં ભાષાંતરની મદદથીજ, સમજ્યો હતો

એ પ્રમાણે મહાત્માશ્રીના અક્ષરદેહની મેં પ્રેમથી સેવા કરી મારા ધાર્મિક જીવનના ઘડતરમાં તેમની પ્રસાદીનો કેટલો મોટો હિસ્સો છે, તે પણ શુદ્ધ અંતઃકરણથી લખી નાંખ્યું છે એમના ગ્રંથો એ મારી કારકિર્દી અને બંધારણના પાયાસ્વરૂપે છે, હું શુદ્ધ અંતઃકરણે આ અહીં સ્વીકારું છું.

એમનો અલ્પ સમાગમ અને સં. ૧૯૭૩-૭૪માં થયેલ હતો. તે સમયે હું કરાચીમાં હતો એમનું પધારવું થયું. એમનાં વ્યાખ્યાનનો લાભ મળ્યો દાખલા, દલીલો, રૂપકો, પ્રસંગોપાત્તની થતી નાની નાની ઘરગથ્થુ વાતો અને તેમનું હૃદય એમનાં પુસ્તકોમાં સારી રીતે પ્રતિબિંબિત થાય છે. શાંત સરલ શુદ્ધ જલપ્રવાહ કોઈને પણ ઉપદ્રવ કર્યા સિવાય વહે છે, તેમ એમની નિર્મળ સૌમ્ય અને મધુરવાણી જિજ્ઞાસુઓની વૃત્તિને શાંત કરતી વહે છે નથી તેમાં થનથનાટ કે નથી જીંદગીનાં તોફાનો-નથી તેમાં વાયુના ઝંઝાવાતો કે નથી તેમાં વર્ષાઋતુના ઉત્પાતો. સાધારણ જ્ઞાનવાળા સમજી સમજાવી શકે એવી અને છતાં અસરકારક શૈલી એમની છે

ભાઈ પ્રાણલાલ અમને આસનાદિ શીખવતા તે ઉપરથી વિશેષ જ્ઞાન મેળવવા "યોગકૌસ્તુભ" વાંચ્યું પ્રથમ થોડું સમજાયું, પરંતુ વારંવાર વાંચવાથી ગાંઠો ભાંગતી ગઈ અને સમજણ વધતી ગઈ. બીજી પ્રભા "સંસારસ્વરૂપવર્ણન" અને ત્રીજી પ્રભા "વિષયદોષ દર્શન આદિ કથન" એ બંને તો બહુ રસપૂર્વક વાંચ્યાં યાદ છે. તેમાં પણ એનું છેલ્લું વાક્ય બહુ આકર્ષક અને બોધ દેનારું છે—

"સંમોહ, (અવિવેક) ભય, વિષાદ, નિદ્રા, આલસ્ય, પ્રમાદ, (અવશ્યના કર્તવ્યમાં અસાવધાનતા) શોક, ભૂખ, તરષ, કૃપણતા, ક્રોધ, નાસ્તિકતા, અજ્ઞાન, મત્સર, નિષ્ઠુરતા, નિર્લજ્જતા, અનવસ્થિત સ્વભાવ, ઉદ્ધતપણું, વિષમતા, અપ્રાપ્ય પદાર્થની તૃષ્ણા, મમતા, રાગ, લોભ, હિંસા, પ્રીતિ, દ્વેષ, દર્પ, અસૂયા, નિરર્થક ચાંચલ્ય, અગાંભીર્ય, વ્યગ્રપણું, જિગીષા, (ધનવિદ્યાવડે અન્યને જિતવાની ઇચ્છા) અર્થોપાર્જન, મિત્રાનુગ્રહ, ને ગૃહસ્થાશ્રમનો ઉત્સાહ ઇત્યાદિ રાજસતામસ વૃત્તિઓથી સંસારીજીવોનાં ચિત્તો ન્યૂનાધિક ઘેરાયેલાં રહે છે. એ રાજસતામસ વૃત્તિઓને વિવેકવૈરાગ્યવડે ક્રમથી નિયમમાં લાવી આરંભમાં સાત્ત્વિક ને પછી શુદ્ધ સાત્ત્વિક વૃત્તિઓને પુષ્ટ કરી જાણવાયોગ્યને જાણી તથા પ્રાપ્ત કરવાયોગ્યને પ્રાપ્ત કરી કૃતાર્થ થવું એજ સમજુ મનુષ્યોનું કર્તવ્ય છે, પણ પૂર્વજન્મોનાં અનંત પુણ્યોના પરિપાકથી પ્રાપ્ત થયેલું મનુષ્યશરીર શ્વાનશૂકરના દેહમાં સુલભતાથી પ્રાપ્ત થાય એવા ક્ષુદ્રવિષયોના સેવનમાંજ વ્યતીત કરી દેવું યોગ્ય નથી."

એ પછી "શ્રીપાતંજલયોગદર્શન" વાંચવાનો અધિકાર પ્રાપ્ત થયો.એની ગહનતા તો ઘણો સમયસુધી ચાલુ હતી. પ્રથમનાજ સમાધિપાદના પ્રમાણનિરૂપણવાળા સાતમા સૂત્ર ઉપરની વ્યાખ્યાએજ અનેક દિવસો લીધા સમજાવું બહુ કઠિન થઈપડ્યું, છતાં સત્કારપૂર્વક નિત્યના વાચનથી-અભ્યાસથી-સરલ શૈલીમાં રચેલ પુસ્તક હળવેહળવે ગમ્ય થતું જણાયું. લાંબા ગાળાપછીજ મનનું સમાધાન થયું.

મહાત્માશ્રી નથુરામશર્માજીનો વેદાંતનો પક્ષપાત મેં ઝીલી લીધો. તેમની યોગ્ય વાર્તાઓથી બહુજ સરલ અને રસપડે એવી એઓશ્રીની કથાશૈલી શ્રોતાઓનાં મનને હરણ કરે છે, અને મારી સમજણમુજબ એમનો ઉપદેશ સર્વ સામાન્ય છે.

હું એમના ગુણોનો પૂજક છું. મારી માન્યતા છે કે કાઠિયાવાડના લોકોને વિશેષરૂપે અને બૃહદ્ ગુજરાતના લોકોને સામાન્ય રીતે ઊંચી શ્રેણીપર લાવવાનો તેમના પ્રયત્નને યશ મળ્યો છે.

એ મહાત્માના ચરણે પુનઃ પુનઃ નમસ્કાર કરી વિરમું છું.

अयं निजपरो वेत्ति, गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु, वसुधैव कुटुंबकम् ॥
આ મારું ને તારું, ગણના લઘુબુદ્ધિની;
ઉદાર ચરિતોની તો, વસુધા ઉજ કુટુંબિની.

## પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્માજી

એક આલેખન

[ લેખકઃ—પ્રોફેસર ચંદ્રશંકર અમૃતલાલ બુચ. એમ. એ. ]

કહે છે કે ગુજરાત સાધુસૂનું થતું જાય છે. ભક્તજનોની જન્મભૂમિ આજે વણિકવૃત્તિમાં તરબોળ થતી ચાલી છે. નેમિનાથ અને દત્તભગવાન્, જમિયલશા અને અંબાજી, સહજાનંદ અને દયાનંદની એ ભ્રમણભૂમિનું હૈયું કઈએ દાયકાઓ થયાં પાર્થિવ કોલાહલે ચુંથાઈ રહ્યું છે. મીરાં અને મહેતાના રસની અનુભવિયણ ગુજરાત આજે નીરસ ઘુંટડાઓ ગળવામાં આનંદ માને છે, છતાં પુણ્યજનનાં પગલાં જ્યાં પડે ત્યાં રસની સરસ્વતી ગુપ્તરીતે વહેતી છતાં સિદ્ધક્ષેત્રે પ્રકટ થઈ સંસારયાત્રિકને પાવન કરે એ તો સંતજનનો મહિમા—

ભભૂતધારી ગિરનારીઓ ને ખાખચોકના ગોરખનાથોના ચીપીઆઓનો ખડખડાટ આજે શાંત પડી ગયો છે; સત્સંગીઓના અખાડામાં ભજનની ધૂન સાંભળવા રામદૂત હનુમાનજતી હવે નથી આવતા. ભગતવાડે રોહીદાસ અને ત્રિકમનો શબ્દબ્રહ્મ આજે અજ્ઞાનથી આવૃત્ત થઈ ગયો છે, છતાં ક્યાંક ક્યાંક હજુએ ભક્તિરસે મુમુક્ષુહૃદયો રંગાતાં રહે છે, અને સંસારમાં શાંતિ મેળવી લે છે, એ તો ભક્તજનનો મહિમા—

જ્યારે પડોશનું મહારાષ્ટ્ર અનેક શાસ્ત્રીઓ અને અભ્યાસીઓના વિમર્શથી વિદ્યા અને વેદાંતના અભ્યાસ અને વિલાસના ચમકારાથી ક્યારેક દીપી ઊઠે છે, ત્યારે ગુજરાત

એનો પ્રકાશ દૂર દૂરથી જોઈ રાજી થવાનો પ્રયત્ન કરે છે, છતાં હજી ગુજરાતના દયાનંદની વીરગર્જના ક્ષુદ્રજનની પામરતાને હારતી ચોખંડ પ્રસરી રહી છે બૃહદ્ ગુજરાતની મીરાંનાં પદો સિંધથી આસામસુધી અને પંજાબથી વિંધ્યસુધી પરભાષીઓને મુખે એ ચીઠી મિશ્રિત ગુજરાતીની સેવા કરાવી રહી છે, એ ગુજરાતની વીર્યશાલી સાધુતાનો મહિમા:—

ગુજરાત એકદેશીય નથી, એનામાં વસુધાપ્રીતિ અખંડ વહે છે એની સંતતિ દિગ્વિજયી બની રહે છે. એ ગુર્જર સંત ગાંધીનો જીવનઇતિહાસ ફરીવાર દેખાડી રહ્યો છે. જ્યાં આવા સંતો નિષ્પન્ન થયા ત્યાં સાધુતાની શંકા કરવી અધર્મ્ય છે. ગુજરાતના સંતો તો એની સનાતનરક્ષા કરી જ રહ્યા છે, માત્ર એને પિછાનવામાં જ ગુજરાતની ત્રુટી દેખાઈ છે, એના પાલનમાં નહિ.

વૈરાગ્યની કેડીએ ઊભા રહી સંસારમાર્ગના મુસાફરોને પડકારતા, યોગના અનુશાસનોનો મહિમા ભોગીજનને હૈયે ઊતારતા, સાદા શબ્દોમાં વેદાંતનાં ગહન સત્યોને પ્રકટાવતા, રાગી વિરાગી સર્વને પ્રેમથી એક ભૂમિકામાં ભેટાવતા, અભેદની હાકલમાત્રથી ખિન્ન હૃદયોને સ્વસ્થ બનાવતા, સર્વદેશી વિદ્વજ્જન, લોકસંગ્રહના રસિયા ભક્તાર્પણ વિભવમાં પણ સંન્યસ્ત વૃત્તિએ વિરાજતા આવા એક ગુજરાતના આચાર્યશ્રી તે શ્રીમન્નથુરામશર્મા

એમના શબ્દોમાં પાંડિત્ય નથી, કારણ શ્રોતૃવર્ગને પાંડિત્યથી હારવા એ તો શબ્દછલના રસિયા પુસ્તકપંડિતને જ છાજે એમના ઉપદેશમાં બ્રહ્મ અને માયાનાં અટપટાં વ્યાખ્યાનો નથી, કારણ ચિત્તશાંતિ માગતા જિજ્ઞાસુને કેવળ શુષ્કવિતંડાઓ અને વિવાદો સંભળાવવા, એ તો તરસ્યા સામે ખાલી ઘડા ઠલવવા જેવું જ વ્યર્થ છે એમના દૃષ્ટાંતોથી પ્રસરાવતા ઉપદેશના આ કલ્યાણપ્રદ પુરુષ વક્તા નથી, પણ ઉપદેષ્ટા છે; પંડિત નથી, પણ પ્રેરક છે. શુષ્ક વેદાંતી નથી, પણ શ્રોતાને સત્પંથે દોરવા આતુર અનુભવી ભોમિયા છે. એમનું પાંડિત્ય, એમનું વેદાંત, એમનું પ્રખર બુદ્ધિબલ પ્રત્યક્ષ કરનાર માટે એમનાં પુસ્તકો છે એમની વાણી તો આબાલવૃદ્ધ સંસારીઓને, વ્યવહારીઓને ઘડીભર પામરતામાંથી ઉદ્ધાર ઈચ્છતા દરેક પામરજનને ચિત્તની શાંતિ અર્પવામાટે છે

રોગીપાસે ઉત્તમ વૈદ્યકીય વ્યાખ્યાન આપનાર આયુર્વેદનો પંડિત હશે, પણ તે વૈદ્ય ન કહેવાય ચિત્તના રોગીપાસે વેદાંતનું ઉત્તમ ભાષણ આપનાર વિદ્વાન્ હશે, પણ એ ગુરુ ન કહેવાય વૈદ્યની વિદ્યાની સાર્થકતા રોગશાંતિમાં છે, તેમ ગુરુની વિદ્વત્તાની સાર્થકતા ચિત્તશાંતિમાં છે.

એમનાં વ્યાખ્યાનોની સર્વદેશિયતાપાસે નાતજાતના ભેદ અલોપ થાય છે બ્રાહ્મણ અને વૈશ્ય જોડાજોડ બેસી બેયની સાધારણ એવી અબ્રહ્મણ્યતામાંથી ઘડીભર ઉંચે ચઢી શકે છે હિંદુ અને મુસલમાન પોતાના દેહની વિવિધ સંજ્ઞા ભૂલી સર્વ જનતાને સૂર્યપ્રકાશપેઠે ઉજાળની એ વાણીદ્વારા અંતરનો પ્રકાશ અનુભવી રહે છે.

એક જૂની વાત છે મહારાષ્ટ્રના એક બાલકના લગ્નસમારંભે ચોરીમાં આચાર્યે "સાવધાન'નો ઘોષ કર્યો, અને બાલક રામ (સમર્થરામદાસ) હાથખંખેરીને ઊભો થઈ ગયો "સાવધાન"ની એ ગર્જના સાંભળી, એ ખરેખરો સાવધાન બની ગયો, અને રામમાંથી ગુરુ સમર્થ રામદાસ બની સારી દુનિયાને સાવધાન બનાવી રહ્યો. એક બીજી વાત છે. ગુજરાતની એક નાનકડી નિશાળમાં એક સાદા સરલ દેખાતા મહેતાજી હતા.

એમને સંસારના વા વાયા કરતા પણ એમનાં હૈયામાં તો મુમુક્ષુતાનો આતસ ચેત્યો હતો. એમના મુખમાં સાદું ગણિત હતું, પણ એમના ચિત્તમાં સદા શ્રેયસ્ પ્રેયસના સરવાળા બાદબાકી મંડાતાં ભુંસાતાં હતાં. એમના શબ્દોમાં તો દુનિયાનો પાર્થિવ ઇતિહાસ નિશાળીઆઓ સાંભળતા; પણ એમની આંખો તો માનવતાના આધ્યાત્મિક ઇતિહાસનાં પડ ભેદવા મથી રહી હતી એમના નિત્યક્રમમાં એ ભૂગોળ ને ખગોલની રચના સમજાવતા હતા, પણ એમની મનોવૃત્તિ સદાય એ સહસ્ર ભૂગોળખગોળના ભેદ ઉકેલવા ચંચલ બની હતી. એ વખતે સંસારે એમના માટે લગ્નવેદી રચવાનો મનોરથ ઘડ્યો. સંસારનાં મીઠાં આમંત્રણો એમને કર્ણે અથડાવા લાગ્યાં. ગૃહસ્થજીવનની મીઠી સૌરભથી એમની આસપાસનું વાતાવરણ પ્રલોભક બનવા માંડ્યું, એઓશ્રી ચેત્યા એમને કાને "સાવધાન"નો અવાજ પડ્યો, સંસારદ્વાર તરફ પીઠ કરી એઓ હરદ્વારના કઠિનમાર્ગે ચાલી નીકળ્યા. સંસારનાં પ્રલોભનોને સદામાટે દાબી એઓ પાછા સંસારતરફ આવ્યા ગુજરાતે એક કુશળ મહેતાજી ગુમાવ્યો, પણ એને એક સમર્થ યોગી સાંપડ્યો ગુજરાતે એક સંસારરસિક ગુમાવ્યો, પણ એને એક પરમ રસનો ભોક્તા મળ્યો સંસારમાં એક ગૃહસ્થાશ્રમી ઓછો થયો, પણ પરમાર્થ-જગતમાં એક નવો ગ્રહ પ્રકટ્યો અને તે ધન્ય દિવસે સાવધાનતાના અવાજનો ખરો અર્થ સમજનાર-સંસારસાધુ, સમગ્ર, સંસારને સાધુતાના પાઠ શીખવવાને પ્રવૃત્ત થયો, અને સંસારી સંત તે મહાત્મા શ્રીમન્નથુરામશર્મા.

આજે એમની પ્રકટાવેલી જ્યોતો સંસારમાં પ્રકાશ પાડે છે એમણે રેલાવેલો રસ સંસારમાં તપોવનની લીલીછમ વાડી પાથરે છે એમના શબ્દોનો પડઘો સંસારીઓના હૈયામાં પ્રકટે છે. એમના ઉપદેશથી સંસારમાં સાચો રસ પૂરાય છે.

સંતનાં જીવન એ તો પામરના કોયડા છે. સંતના શબ્દોમાંજ પામરોનો ઉદ્ધાર છે. સૂર્યના ઝળહળતા બિંબમાં ખગોળશાસ્ત્રીઓ ધાબાં જોવા દુરબીનો લગાવે છે પામરની દુરબીનના કાચમાં ધાબાં હોય છે. એ દુરબીનથી જોઇએ તો સંતજીવનના સૂર્યમાં પણ ધાબાં જોવાય છે. વાંક સૂર્યનો નથી, પણ નજરની મલિનતાનો છે. ચોતરફ વહેતી નદીઓને કાંઠે અભાગી ચાતક કુટેવને લીધે તરસે તરફડે છે. આંબાની ઋતુમાં બેનશીબ કોકિલનો-કંઠ પાકી જાય છે. સંતના જીવનને ફાલ આવે ત્યારે એમજ કોઈ કોઈ અભાગી, તરસ અને ભૂખથી સીદાય છે, તેમજ સંતના શબ્દોમાં પણ કોઈ સમાધાન નથી મેળવી શકતું છતાં સંતો તો સાધુતા પ્રસરાવેજ જાય છે. મહાત્મા શ્રીનથુરામશર્મા તેથીજ આજે ભક્તજનને પૂજ્ય છે. કુટુંબીજીવન ન સ્વીકારનાર એઓ આજ સહસ્ર આબાલવૃદ્ધ જનના કુટુંબી બન્યા છે એક પોતાનાજ સંસારને ત્યાગી રનારા એ અનેકના સંસારમાં શાંતિ ભરવા મથે છે. એક પરિગ્રહને દુર રાખનાર એઓ "વસુધૈવ કુટુંબક" ને ન્યાયે અનેકના પરિગ્રહને ન્યાયપંથે ચઢાવવા જહેમત ઉઠાવે છે, છતાં એમના ચિત્તમાં તો સદા વિરાગજ છે જાજ્વલ્યમાન જ્યોતના મધ્યભાગે જલની શીતલતા છે, એ તો મધ્યભાગને સ્પર્શવાની હિંમત કરનાર શૂરજ સમજી શકે. સંતના બાહ્યોપચાર નીચેનું પરમ શ્રેયસ્ સાચો જિજ્ઞાસુજ સમજી શકે. સંતહૃદય જિજ્ઞાસુમાટેજ છે; અને જિજ્ઞાસુ પાકે તો સંતહૃદય પોતેજ એને ભીતર લઈ લે છે આવા આવા વિરલ સંતોમાં મહાત્મા શ્રીમન્નથુરામશર્મા આજે ગણાયા છે, અને ગુજરાત તેનેમાટે ગૌરવ ધારણ કરે છે.

કેમ કહેવાય કે ગુજરાત સાંધુસૂનું થતું જાય છે?

# વિરલ વિભૂતિ

[ લેખક: શ્રી ડોલરરાય રંગીલદાસ માંકડ એમ. એ ]

યુગે યુગે મહાપુરુષો જન્મે છે, એ ગીતાના મહાકથન પછી એમ માની જ લેવામાં આવે છે કે જ્યારે ધર્મનો વિધ્વંસ થાય ત્યારે મહાપુરુષ જન્મે છે, પરંતુ આ વાત ઉપર વધુ વિચારની જરૂર છે. જો ઉપરના સત્યને અબાધિત ગણીએ તો એવું ફલિત થાય કે જ્યારે ધર્મનો વિધ્વંસ ન હોય અને ધર્મનો વિકાસ સંપૂર્ણ હોય ત્યારે મહાપુરુષો ન જન્મે. કેટલાકને આ સ્થિતિમાં કાંઇ વાંધાભરેલું ન લાગે કેમકે જ્યારે ધર્મવિકાસ પૂર્ણ હોય ત્યારે મહાપુરુષનું કામ જગતને નથી હોતું એમ તેઓ ગણે, પણ આ ગણના બરાબર છે? જેમ ધર્મોત્પત્તિમાટે, જેમ ધર્મવિકાસમાટે, તેમજ ધર્મસ્થાપન અને ધર્મવ્યવસ્થામાટે સમર્થ મહાપુરુષોની જરૂર છે પ્રભાવશાલી મહારાજાના બાહુબલથી જિતાયેલ સામ્રાજ્ય તેના મરણ પછી જો એવાજ અનુરૂપ રાજાઓ ન હોય તો છિન્નભિન્ન થઇ ગયેલું સાંભળ્યું છે, એટલે જેમ રાજ્યસ્થાપના તેમજ ધર્મસ્થાપનામાટે મહાપુરુષની જેટલી જરૂર છે તેટલી જ જરૂર તેની વ્યવસ્થા અને સતત ટકાવમાટે પણ મહાપુરુષની છે, પણ જો આ જરૂર મુજબ મહાપુરુષો નીપજતા હોય તો એક વખત સ્થપાયેલ રાજ્ય કે ધર્મ કદી પણ પડેજ નહિ. આથી જ યુગે યુગે મહાપુરુષો જન્મે છે તે સત્ય ઘણાએ સ્વીકાર્યું છે.

પણ એ સત્ય સ્વીકારવામાં ભૂલી ન જવું જોઇએ કે મહાપુરુષો યુગે યુગેજ જન્મે, અને બીજા કોઇપણ વખતે ન જન્મે એમ ન બને. ત્યારે જો મહાપુરુષો સમાજમાં કોઇપણ કાળે અને સામાન્યત: બધાય કાળે જન્મતા હોય તો જે યુગને મહાપુરુષોની દેખીતી જરૂર નથી તે યુગના મહાપુરુષનાં બળો ક્યાં વપરાય છે, અને તેની અસર કેમ થાય છે તે વિચારવાનું પ્રાપ્ત થાય છે આ પ્રશ્નના જવાબનો વિચાર કરતાં પહેલાં એક બીજી મુશ્કેલી જે ઘણીવાર વિચારકોને નડે છે તે વિચારી લઇએ:—ઘણી વખત વર્તમાન મહાત્માઓના વિરોધીઓ એવી કુશંકાઓ કરે છે કે પોતાના આત્માનું શ્રેય કરવામાંજ મચ્યા રહેવું જોઇએ તેવા મહાત્માઓ આત્માને કલુષિત કરે એવા પરોપદેશ વગેરે બાહ્યજગત સાથેના વ્યવહારોમાં કેમ પ્રવૃત્ત થાય છે? આવા શંકાવાદીઓ પૂછે છે કે દુનિયાના દુષ્ટ વાતાવરણના સંસર્ગમાં આવવાથી જો અધ:પતન થતું હોય તો પરકલ્યાણ અને પરોપદેશ કરીને મહાત્માઓ એવું જોખમ શા માટે વહોરી લે છે? આ શંકાનો અને ઉપર નોંધેલા પ્રશ્નનો એક જ જવાબ હોય. મહાન્ વિભૂતિઓ બે પ્રકારની હોય છે પ્રકૃતિમાં જેમ કેટલાંક તત્ત્વોમાં ધમાલ અને ધાંધલ પ્રધાનપણે દેખાય છે ત્યારે બીજાં કેટલાંક તત્ત્વોમાં શાંતિ અને વ્યવસ્થા દેખાય છે. જેમ કેટલીક નદીઓના પ્રવાહો તોફાની અને ગર્જના કરતા વહેતા હોય છે, અને બીજી કેટલીક નદીઓના પ્રવાહો શાંત ખળખળ વહેતા હોય છે, અને છતાં જેમ બંને જાતનાં પ્રકૃતિતત્ત્વોની ઉપયોગિતા અને પવિત્રતા જરાયે ઓછી નથી, તેમજ જગતના વિકાસમાં કેટલાક પ્રવૃત્તિમાં મચવા ઇચ્છતા મહાત્માઓ જગતનું કલ્યાણ કરવામાં પ્રવૃત્ત થયા કરે છે, અને બીજા કેટલાક પ્રશાંત અને આત્મામાં રત હોય તેવા મહાત્માઓ વિજનમાં-એકાંતમાં-દુનિયાની ધમાલથી દૂર ગાઢચિંતનમાંજ જીવન ગાળે છે. આ બંને પ્રકારના મહાત્માની જગતને જરૂર છે. એકાંત સુંદર સ્થાનમાં આત્મચિંતને મગ્ન મહાત્માઓની શક્તિ અગાધ હોય છે. દેખીતી રીતે તેમની અગાધ શક્તિઓનો વ્યય નથી,

થતા, અને છતાંએ તેમના આત્માઓએ સંગ્રહેલી શક્તિઓની કોઈ ગૂઢ અસર જગતમાં રહી જાય છે ગૂઢ અને પ્રશાંત જીવન ગાળતા આ મહાત્માઓની શક્તિઓની અસર પણ ગૂઢ અને પ્રશાંત રહે છે, પણ તેથી તે ઓછી પ્રબળ નથી. સમગ્ર જગતના નિભાવમાટે આવી શક્તિઓ આવશ્યક છે. બીજા પ્રકારના મહાત્માઓની અસર તો પ્રત્યક્ષજ છે. આમ પહેલા પ્રકારની અસર પરોક્ષ અને બીજા પ્રકારની અસર પ્રત્યક્ષ થાય છે

પણ આપણે જે જગતના જીવો છીએ તેનેમાટે શાંત આત્મચિંતનમાં નિરત મહાત્માઓનાં બહુ આકર્ષણ નથી તે પ્રકારના આપણાથી અલગ અને દૂર રહે છે, પરંતુ જગતકલ્યાણના હિતમાં પરોપદેશ વગેરેથી પ્રવૃત્ત થયેલા મહાત્માઓને માટે જગતને કંઈક સ્વત્વની લાગણી રહે છે. આપણને એમ લાગે છે કે આ મહાત્મા આપણામાટે આટલો ત્યાગ કરે છે તેનાં ચરિત્ર આપણને પ્રત્યક્ષ છે એટલે તે મહાત્મા આપણને આપણા લાગે છે. આપણે તેમને પૂજી શકીએ છીએ આપણે તેનાતરફ આપણી હૃદયની લાગણી બતાવી શકીએ છીએ આપણે તેને આપણા ગણીએ છીએ.

પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્મા આમ જગત્કલ્યાણમાં નિમગ્ન છે એટલેજ પૂજ્ય છે, એટલેજ સામાન્ય જનને પ્રાપ્ય છે, એટલેજ મહાત્મા છે, એટલેજ પરમ વિભૂતિ છે આવા મહાત્માઓ કોઈ કોઈ વખતેજ જગતમાં આવે છે કાળબળે કરીને જ્યારે સમાજને શૈથિલ્યમાંથી જગાડવાની જરૂર પડે છે, ત્યારે કાળબળોજ એવા મહાત્માને તેમ કરવા પ્રેરે છે.

પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્મા આમ કાળબળે પ્રેરાયેલ જગતકલ્યાણમાટે મથતા મહાત્મા છે, માટે તો તે વિરલ છે. બુદ્ધ, શંકર, ઈશુ અને મહમદ, તુકારામ, નરસિંહ મહેતા, દયારામ અને નાનક--આ બધા કાળબળે પ્રેરાયેલ મહાત્માઓ પોતપોતાનાં આત્મબળની ભૂમિકા પ્રમાણે ઓછાંવત્તાં વિસ્તાર અને પદવાળી અમરતા પ્રાપ્ત કરી ગયા છે.

આજે પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્માનો પ્રભાવ અદ્ભુત છે. તેમનાં વચનામૃતે પૂર્ણજનો તેમનો પડ્યો બોલ ઉપાડવાને તૈયાર છે. તેમના સ્થૂલ શરીરના દર્શનથી પવિત્ર થવાને મથતા હજારો તેમના શિષ્યો છે, તેમને નામે આજે કૈંક હૃદયોમાં આશાના સંચાર થયા છે. તેમના પ્રભાવે કૈંક જનોને આપદમાંથી નિવૃત્ત કર્યા છે. તેમના આત્મબળે અને યોગ-પ્રભાવે તેમને પ્રભુનું પદ અપાવ્યું છે. તેમને નામે સંસ્થાઓ ચાલે છે, અને અનેક મુમુક્ષુઓ તેમના ઉપદેશથી જ્ઞાનતૃપા છીપાવે છે. તેમના આદર્શે આશ્રમોમાં વ્યવસ્થા અને સુંદરતા જળવાય છે. તેમણે કાઠિયાવાડને આંગણે ભક્તિ અને શ્રદ્ધાને સચેત કર્યાં છે, ભાવભર્યાં હૈયાંને પ્રભુપ્રેમરસથી પલ્લવિત બનાવ્યાં છે. સોરઠમાંથી નીકળતા તે ઉત્સાહતરંગનું પ્રાબલ્ય-આજે ગુજરાત અને બૃહદ્ ગુજરાતમાં વિસ્તરવા લાગ્યું છે.

તેમણે લખેલાં પુસ્તકો વાંચનારનાં હૃદય ઠારે છે, કારણ તે તેમનાં હૃદયમાંથી લખાયેલ છે. તેમણે ઉપદેશેલ વચનો શ્રોતૃવર્ગને રસસમાધિમાં ડૂબાવે છે, કારણ તે વચનો તેમની આનંદસમાધિમાંથી ઉદ્ભવે છે. તેમનાં દર્શન જોનારની આંખોને ઠારે છે, કારણ તેમના વદને આત્મસાક્ષાત્કારની શીળી શાંતિ છે.

તેમનામાં અધ્યાત્મચિંતનનો આત્મવિશ્વાસ છે, પણ અર્ધદગ્ધની છીંછરી બડાઈ નથી. તેમનામાં યોગાભ્યાસનું સૌષ્ઠવ છે, પણ પાશવબળના લોખંડી ભાગો નથી. તેમનામાં જગતકલ્યાણની ઇચ્છાથી પ્રેરાયેલ પ્રવૃત્તિ છે, પણ વિશ્વમાં ધાંધલ મચાવવાની ઇચ્છાથી

પ્રેરિત છોકરાઈ નથી. તેમનામાં જગતદારિદ્રય તરફની આર્દ્રવૃત્તિ છે, પણ ધનાઢયનો બેફીકર મદ નથી

આથી જગત્ તેમને પૂજે છે જગતને તેમનામાં વિશ્વાસ છે શિષ્યોને તેમનામાં પ્રેમ છે અજ્ઞાનાવૃત મનુષ્યને તેમનામાં કરુણામય નેતા દેખાય છે

આ બધાં ધર્મપ્રચારકનાં લક્ષણો છે પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્માએ કંઈ નવો ધર્મ પ્રવર્તાવ્યો નથી. તેમણે જગતને નવો આદર્શ આપવાનો ઠહોળ કર્યો નથી નવીન કોઈ ક્ષેત્રની શોધ કર્યાનો તેમણે કદી દાવો કર્યો નથી

તેમણે તો વેદાંત-સાંખ્ય-યોગના સતત અભ્યાસે સ્વાત્માને નિર્મળ કર્યો છે, અને પોતાના નિર્મળ આત્માને પોતાના ઉપદેશદ્વારા, પોતાનાં પુસ્તકોદ્વારા જગત્ પાસે આવિર્ભૂત કર્યો છે તેમના જેવા નિર્મળ પોતાના આત્માને બનાવવાનું કામ જગજ્જનોનું છે

# પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા એક મહાન્ ધર્મોપદેશક

[ લેખક : શ્રી. મિત્ર ]

મહાત્માશ્રીના અનેક સદ્‌ગુણો પરિચયમાં આવનાર અનેક મનુષ્યોને એઓશ્રીની શારીરિક, માનસિક, આર્થિક, આધ્યાત્મિક કે ધાર્મિક નિત્યચર્યાઓવડે સુવિદિત છે. એઓશ્રી મહાન્ દૈવીસંપત્તિથી ભરપૂર આદર્શ મહાપુરુષ હોવાથી સંખ્યાબંધ શિષ્યોમાં સમર્થ સદ્‌ગુરુતરીકે પૂજાય છે, અને એમના કૃપાપ્રસાદવડે અનેક જિજ્ઞાસુઓનાં જીવન ઉન્નત થયાં છે, તેનું કારણ એ છે કે એઓશ્રીનાં ઐશ્વર્ય, વિદ્વત્તા તથા અતિ નિયમિત પવિત્ર આચરણો કથનથી પણ અતિ ઉચ્ચ હોવાથી કોઈને પણ મંત્રમુગ્ધ બનાવી મૂકે છે આથીજ એઓશ્રીનુ જાહેરજીવન શા હેતુપર અવલંબે છે તેનો ખુલાસો શોધ્યા વગર મળી આવે છે, અને તે એ છે કે એઓશ્રીનુ અવતરણ ધર્મગ્લાનિના કટોકટીના સમયે ભારત ભૂમિના સંતો જન્માવનારા સૌરાષ્ટ્રરૂપ એક પવિત્ર પ્રદેશમાં એક મહાન્ ધર્મોપદેશકતરીકે થયું છે હિંદુસ્તાનના કોઈપણ ભાગ કરતાં આજની ગ્લાનિના સમયમાં પણ ચુસ્ત આચાર-વિચાર ધરાવવામાં, અનેક સાંસર્ગિક દોષોને જ્ઞાતિવ્યવહારમાં પ્રવેશતા અટકાવવામાં તથા ગુરુપરંપરા તથા શિષ્ટપ્રથાને માન આપી વિનીતભાવે વેદવેદાંગ તથા શાસ્ત્રોમાં શ્રદ્ધા રાખી પઠનપાઠન શંકાસમાધાનની ચર્ચાઓમાં પ્રેમથી ભાગ લેવામાં તત્પર જણાતી ટેકીલી પવિત્ર સૌરાષ્ટ્ર ભૂમિમાં સ્થળ અને સમય જોતાં બીલખા-આનંદાશ્રમના પ્રભુરૂપ આ મહાન્ વ્યક્તિનું સ્થાન કેટલું અલૌકિક છે તે સ્પષ્ટ જણાઈ આવે છે સિંધ, કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મુંબઈસુધી તો દેવાંશી ઉપદેશકતરીકે ધર્મોપદેશસુધા વરસાવી એઓશ્રીએ ગુર્જરગિરાને અને બૃહદ્ ગુર્જર પ્રજાને કૃતાર્થ કરી છે

આ પ્રવૃત્તિમય જગતમાં વક્તાઓ, લેખકો કે વિચારકોના દષ્ટિએ પરતાં જુદીથી મહાત્માશ્રીની ઉપદેશપદ્ધતિ તદ્દન નિરાળીજ જણાઈ આવે છે. એઓશ્રીના હૃદયાકાશમાંથી

જે સદ્બોધરૂપી વિદ્યુત્ પ્રવાહ જગતના જીવોના શ્રેયને માટે નિરંતર વહી રહ્યો છે તે વસ્તુતાએ એટલો સત્યપૂર્ણ, પ્રબળ અને અસરકારક છે કે તેવડે મનુષ્ય નરમાંથી નારાયણ બની શકે, છતાં એ મહાન્ વિભૂતિના સમાગમમાં આવનાર સંતો, નેતાઓ, વિદ્વાનો, શિષ્યો કે શ્રોતાઓમાંના કેટલાકજ તે સારી રીતે પામી તેનું યથાર્થ ગ્રહણ કરે છે. કેટલાક પામી પાછું સોંપી દે છે, એટલે કે સાર ગ્રહણ કરવાની શક્તિના અભાવે તપ્ત મેદાનપર પડેલાં કિંમતી ઝાકળનાં બિંદુઓની માફક ઊડી જવા દે છે. કેટલાક પ્રમાદી કે ઉપેક્ષાવાળા મનુષ્યો એ લાભ મંદપ્રારબ્ધવશાત મેળવી શકતાજ નથી. આ બધાનું કારણ પૂર્વજન્મ કર્માનુસાર સંસ્કારબળયુક્ત રચાયેલા સહજ મનુષ્યસ્વભાવો છે મનુષ્ય જે દિશામાં પ્રયત્નપૂર્વક જેટલી ગતિ કરે છે તેટલોજ આગળ વધવાનો લાભ સંપાદન કરી શકે છે. એ મહાન્ ગુરુઓનું કહેલું અક્ષરશઃ સત્ય છે.

એઓશ્રીએ પોતાની ઉપદેશશ્રેણીમાં જગદ્ગુરુનો જે નિર્બાધિત બોધ હોઈ શકે તેનેજ પોતાનો બોધ કર્યો અને નિર્ધાર્યો છે, અને એ સુબોધસુધાસાગરનું ક્ષેત્ર એટલું વિશાળ રાખવા છતાં નાડપારખી નિદાન સમજી વૈદ્ય જેમ રોગીની ચિકિત્સા કરે છે તેમ દરેક મનુષ્યને, દરેક જિજ્ઞાસુને કે દરેક સમાજને અધિકારાનુસાર બોધજ હિતકારક થાય તે પ્રમાણે કાર્યસાધક દૃષ્ટિથીજ વ્યાખ્યાનોદ્વારા કે પુસ્તકોદ્વારા તેનો પ્રચાર કરે છે. વળી જગતમાં થઈ રહેલી છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક અને બીજી શોધો, ધમપછાડા મારતા "અપ ટુ ડેઈટ" વિચારોના ધોધો પોતે નિર્લેપ હોવા છતાં સહજ પ્રયાસે સદા જાગ્રત્પણે સંપૂર્ણ જાણી રહેલા હોય તેમ પ્રવચનોમાં દૃષ્ટાંતાદિક આપતાં જ્યારે તે સંબંધી કહેવાયોગ્ય વસ્તુઓનો ઉપયોગ કરે છે ત્યારે શ્રોતાઓ તેઓના વિશાળ વાચન, ચાતુર્ય અને ભવ્ય સામર્થ્યથી કહો કે સર્વજ્ઞ-પણાથી અતિ આશ્ચર્ય પામી જાય છે. ઉપદેશમાં વદાયેલાં અમૃતકથનો એટલાં અસરકારક હોય છે કે ખરા જિજ્ઞાસુઓ તેને ગીતાજીનાં વચનો માફક છાતીએ રાખી ચાંપી રહે છે, એટલુંજ નહિ પણ નિત્યપ્રતિ તેનું શ્રવણમનન, ને નિદિધ્યાસન કરે છે. વળી તે ઉંચી પ્રતિનાં વર્તમાનપત્રોના કોલમોમાં કે માસિકોમાં કે પુસ્તકોતરીકે પ્રસિદ્ધ થાય છે. પુસ્તકોમાં પ્રસિદ્ધ થતું એ સાહિત્ય પુનઃ પુનઃ પ્રસિદ્ધ થતી આવૃત્તિઓમાં ફેલાવો પામતું રહે છે. ટીકાકારોથી એમના કથન કે લેખમાંથી મીનમેખ ફેરફાર કાઢી દર્શાવી શકાતો નથી, એટલુંજ નહિ. પણ સર્વથા સર્વાંશે અભિવાદનજ આપવું પડે છે. ઉપદેશને અંગે થતાં પ્રવચનો, વ્યાખ્યાનો તથા લખાતા લેખો અને પુસ્તકોની ભાષા, વિચાર, વર્ણનશૈલી જેમ અતિ સચોટ અને મનોહર હોય છે તેમ કરકમળથી મરોડદાર સુંદર અક્ષરોથી લખવામાં કે મુખશ્રીથી સુમ-ધુરરીતે વદવામાં પણ સંપૂર્ણ કૌશલ્યજ દાખવે છે. એક સાદી દૃષ્ટિએ જોવા બેસીએ તોપણ જણાય છે કે લખવામાં એઓશ્રી હ્રસ્વ, દીર્ઘ કે વિરામ ચિહ્નની પણ ભૂલો કરતા નથી યોગ્ય શબ્દો કે પર્યાયો ઘટાવવામાં–વાક્યરચનામાં સહજ સરળતા લાવવામાં, સમજનારને કઠિન ન લાગે અને ક્લિષ્ટતા ન આવે અને સ્પષ્ટ સમજાતું જાય તેમ સંભાળ રાખવામાં કે મુદ્રણમાં જતા ગ્રંથો કે લખાણોમાં ભૂલો નહિ જવા દેવામાટે સહજ સાવધાનતાથી જ પૂર્ણશુદ્ધિનો નિયમો જાળવી રાખી શકે છે એ પણ સાહિત્યકળા સુરક્ષામાં એઓશ્રીનું ઉચ્ચ લક્ષ ઓછું આવકારદાયક નથી.

લક્ષ્મી કે ઐશ્વર્યવાન્ હોઈને પણ જનકાદિક માફક તેમાં લપટાવું નહિ, પણ તેનો સદુપયોગ જનહિતમાં કરી લક્ષ્મીની સાર્થકતા કરવી એ જાતનો ઉપદેશ એઓશ્રી સ્વવર્તનના

પ્રત્યક્ષ દષ્ટાંતથી સદ્વર્તનપરાયણ ઉપદેષ્ટા તરીકે આપી રહ્યા છે સ પૂર્ણ વિદ્વાન્ હોઇને તેનો કિંચિત્ મદ ધારણ ન કરતાં, સ્વરૂપાનંદની મસ્તીમાં નિરંતર મહાલવું, અને અન્ય જીવોના ઉદ્ધારાર્થે ઉપદેશ કરી પોતાના સમાન બનાવવા પ્રયાસ કરે જવો એ અનુગ્રહ આવા મહાન્ ધર્મોપદેશકો સિવાય બીજું કોણ કરી શકે?

જ્યાં ઉપદેશો કે વ્યાખ્યાનો સાંભળતાં તાળીઓ પાડવાની પ્રથા બહુ ભાગે જોવામાં આવતી ત્યાં તેની મના કરી, ઉપદેશ અંતઃકરણમાં સચોટ ગ્રહણ કરી તદનુસાર વર્તવાની વારંવાર આજ્ઞા થતી જોવામાં આવી છે, તેમજ યોગ્ય અધિકારવિના સદ્બોધ ગ્રહણ થતો નથી અને થાય છે તો સફળ થતો નથી આવું બહુવાર બને છે, એમ જણાવી દરેક જિજ્ઞાસુ મનુષ્યને સાધનસંપન્ન અધિકારી બનવા પ્રયત્ન કરવા ઉપદેશવામાં આવે છે, એટલું જ નહિ, પણ ગુરુકૃપાને આધારે અકર્મી થઈ બેસી રહેવાને બદલે સ્વ-પ્રયત્નથી સકર્મી થઈ ગુરુકૃપારૂપ ટેકાથી પ્રગતિ સાધવાનો ઉપદેશ થતો જોવામાં આવ્યો છે તે માટે કર્મમાર્ગથી ચિત્તશુદ્ધિ કરી, ઉપાસનામાર્ગે અનન્ય ભક્તિભાવ ઉત્પન્ન કરી, અને નિદિધ્યાસનદ્વારા સ્વરૂપસાક્ષાત્કાર કરવા કહેવામાં આવે છે; અથવા પોતાના જેવા કરી પોતામાં ભેળવી લેવા સતત્ કૃપા કર્યા જાય છે મહાન્ ધર્મોપદેશકતરીકે એઓશ્રીની આ અનુકંપા શું ઓછી અભિવંદનીય છે?

ઉપદેશકતરીકેની બાહ્ય ચેષ્ટાઓમાં સાક્ષાત્ તેઓશ્રી ઋષિમુનિ કે દેવમૂર્તિરૂપ દેખાય તેવાં પ્રસંગોચિત ઊંચાં સાત્ત્વિક લક્ષણોજ તેઓશ્રીની મુખમુદ્રાપર દષ્ટિગોચર થાય છે. ક્વચિત્ તેઓશ્રી અસરલતાની સામે ગંભીર મુદ્રા ધારણ કરે છે સરલતા જોતાં કૃપાકટાક્ષ ફેંકે છે, મૂર્ખતા સામે સ્મિત હાસ્ય કરે છે. કુટિલતા સામે પણ અંતરથી પ્રેમભીનું વર્તન દાખવે છે. ભૂલો કરતાં પ્રાણીઓ ઉપર પણ તેઓશ્રીનો અનુગ્રહ જ હોય એવા દાખલાઓ અનેક જોવામાં આવ્યા છે.

સ્વરાજ્યપ્રાપ્તિ ધર્મના ભોગે પણ સાધી લેવાજેવી છે, એવું જે કેટલાક કહેવાતા આધુનિક રાજદ્વારી વિચારકો, લેખકો કે વક્તાઓને કહેતા સાંભળીએ છીએ, અથવા શાસ્ત્રોક્ત આચારવિચારની બેડીઓ તુટી જઈ નિરંકુશતા પ્રાપ્ત થાય તેમાંજ સુખસલામતી રહેલાં છે એમ કહેનારાઓ મહાત્માશ્રીના ઉપદેશમાંથી એજ સાર મેળવી શકશે, કે ઉચ્ચ સંસ્કારયુક્ત પ્રજાની વિશિષ્ટ ભાવનાઓ તથા ક્રિયાઓનો નાશ થવા દઈ આલોક પરલોકનાં પામવાયોગ્ય સુખો કે પ્રગતિ સાધી શકાશે નહિ, પણ સ્વધર્મકર્મ ને આચારવિચારની રક્ષા તથા સદ્વર્તનજ સ્વરાજ્યપ્રાપ્તિ તથા તેનાજેવાં અનેક સુખો મેળવવાના આપણા ધ્યેયને સાહાય્ય આપશે.

એજ રીતે સ્વધર્માનુસાર કર્તવ્યબુદ્ધિ ખીલવવામાટે બાળકોમાં પણ નાનપણથીજ ધર્મના સંસ્કાર નાંખવામાટે ધર્માનુકૂલ સંધ્યાદિ નિત્યનિયમો પાળવામાટે, સ્તોત્રાદિના પઠનપાઠન તથા શાસ્ત્રઅધ્યયનને વિદ્યાભ્યાસમાં સ્થાન આપવા તેઓશ્રી ઉપદેશ આપે છે

સ્ત્રીઓને પણ બાળા, યુવતી, માતાતરીકે કન્યા, ગૃહિણી, સધવા, વિધવા વગેરે અવસ્થાના પ્રાપ્ત કર્તવ્યોનો ઉપદેશ શાસ્ત્રશ્રેણીને માન આપીનેજ આપે છે, તેમ પુરુષવર્ગને પણ શિષ્ટસંપ્રદાયની પ્રાચીન પ્રચલિત સુપ્રથાને અગ્ર રાખી ગૃહ, દેશ, ને સંસારમાં પૂર્ણ હિતકારક થાય એવી રીતે ભિન્ન ભિન્ન ધર્મની કે દેશોની વચ્ચે રહ્યા છતાં ઘોર તપોબળવડે

પણ ઊંચાં સુખો સાધી શકે એવાં કરુણાપૂર્ણ વ્યાખ્યાનો એક યુવાન શરીરધારીને છાજે એવા ઉત્સાહબળ અને તેજસ્વીપણાસાથે વૃદ્ધ જણાતી ઉમરમાં પણ થાકયા વગર આપે જાય છે. એઓશ્રીનો આ મહદ્ ઉપકાર કૃતજ્ઞ ગણાતી ભારતપ્રજા કેમ વિસરી શકે?

ભિન્ન ભિન્ન ધર્મોના પરસ્પરના વિરોધોને અગ્રસ્થાન આપતા નથી તેમ, ખંડનમંડનના પરાક્રમી અખાડાઓ રોપવાજેવી ચેષ્ટાઓ એઓશ્રીતરફથી કદી થતી નથી. એઓશ્રી જગતના દરેક ધર્મોના અનુયાયીઓને રુચિકર થાય એવાં સત્ય વચનો તેઓનાંજ ધર્મપુસ્તકોનાં અવતરણો આપી એવી સરસ યુક્તિબંધ રીતે સમજાવે છે કે જેનું રહસ્ય બુદ્ધિવાનોને સ્વીકાર્યા સિવાય ચાલેજ નહિ. બીજા સંતમહાત્મા કે શિષ્ટ ઉપદેશકોપ્રત્યેના પ્રતિસ્પર્ધીપણાનો સ્પર્શ એઓશ્રી પોતાને થવા દેતા નથી, પણ "પોતાના ઈષ્ટ"નું પોતાના "બ્રહ્મનિષ્ઠ"નું સદ્ગુરુનું સ્મરણધ્યાન અને આજ્ઞા પાળવાનો ઉપદેશ આપે છે. એઓશ્રીએ પોતાના એ શબ્દોમાં દરેક યુથના સાધકવર્ગને કે જિજ્ઞાસુઓને માત્ર પોતાના આશ્રમ કે તેના ઈષ્ટ-તરફ ખેંચવાની સંકુચિત વૃત્તિ કે યુક્તિ કદી વાપરી નથી, પણ જે જેનું ઇષ્ટ હોય તેને તે તરફ દૃઢ રહેવાની અનુજ્ઞા દર્શાવી છે એ એઓશ્રીના ઉપદેશનો નિ સ્વાર્થ જીવનહેતુ બતાવી આપે છે. જાહેર વ્યાખ્યાનોમાં અમુક વિષયમાં જે તેઓ કહે છે તેથી ઊંચું બીજું હોઈ શકે નહિ, એવી પ્રતીતિ શ્રોતાવર્ગમાં થઈ જાય છે. ખરો તત્ત્વોપદેશક પુરુષ અથવા તત્ત્વજિજ્ઞાસુ જેમ પોતાના માન્ય ધર્મ કે મતમતાંતર તરફ ઘસડવાનો કે તેઓના માન્ય ધર્મ કે મંતવ્યમાંથી ચ્યુત કરવાનો અયોગ્ય પ્રયાસ કરતો નથી પણ સીડીમાં જે પગથિયાં પર હોય ત્યાંથી આગળ વધારવાને અથવા વધારે શુભતરફ લઈ જવાને પોતાના ઉચ્ચ મનોભાવથી આકર્ષે છે તેમ મહાત્માશ્રી પણ જનસમુદાયમાંથી કોઈને પણ પોતાના પ્રાપ્ત ધર્મ કે માન્યતાઓથી ચ્યુત કર્યા સિવાય પરમ પવિત્ર ઉપદેશ આપી તેમના અજ્ઞાનતિમિરને ભેદે છે. હિંદુઓ સિવાય બીજા પણ અનેક ધર્મ, મત, પંથના અનુયાયી સજ્જનો મહાત્માશ્રીના ઉદાર, વિશાળ અને સર્વસ્પર્શી ધર્મોપદેશને પ્રેમથી ગ્રહણ કરી નદીઓ જેમ સાગરને મળી સ્વસ્થ થાય છે તેમ કૃતકૃત્ય થાય છે

એઓશ્રીની કર્તવ્યપરાયણ દિનચર્યા, લોકકલ્યાણમાટેની તમન્ના અને મનુષ્યત્વ તથા દેવત્વ ખીલવવા માટેનો સતત ઉપદેશ તથા જગતપર દૈવી શાશ્વત સુખોનો પ્રવાહ વર્ષાવવાની પારમાર્થિક મહેચ્છા અલૌકિક છે. આવું અલૌકિક જીવન જીવી રહેલા એ યોગીંદ્રને એક મહાન્ ધર્મોદ્ધારક ઉપદેષ્ટા તરીકે ઓળખાવવામાં અને તેઓશ્રીની એ અમૃતધારાનો લાભ લઇ લેવાનો નિર્દેશ કરવામાં પણ શું ઓછો આનંદ હોઈ શકે? એ એ મહાન્ અને આદર્શ વિભૂતિને અંતિમમાં પણ વંદું છું.



ૐ

## અભીષ્ટમંત્ર

"શ્રેષ્ઠ પ્રતાપી પ્રભુતણું, ધરૂં છું મનમાં ધ્યાન;
જે પ્રભુ દે છે મુજને, સદા સુમતિનું દાન."



# શ્રીમન્નથુરામશર્માજી અને આનંદાશ્રમ

[ નિવેદક શ્રી કરણસિંહ લાલસિંહજી ઠાકોર બી એ ]

( નોંધ શ્રી ગૌરીશંકર ગોવર્ધન જોશી સાક્ષરશ્રી ધૂમકેતુનાં સંસ્મરણોમાંથી બહુ અગત્યનાં નીચે પ્રમાણે છે — )

બીલખામાં શ્રીમન્નથુરામશર્માજીનો આનંદાશ્રમ છે એ સ્થળ અત્યંત સુંદર સ્વચ્છ અને આકર્ષક છે પશ્ચાદ્ ભૂમિકામાં હમેશાં ગિરનારની છાયા નજરે પડે. ગામથી દૂર જંગલમાં એકાંત સ્થળે મનને આનંદ આપે એવું એ સ્થળ છે. શ્રી ગોવિંદજીભાઈ લાખાણી પોરબંદરના વકીલ હતા, અને આશ્રમના પરમ ભક્ત હતા એમણે ને ઘણા ભક્તજનોએ ત્યાં ઓરડા બંધાવેલા, ચાતુર્માસમાં રહેવામાટે

આ આશ્રમમાં એક વસ્તુ ઘણી સુંદર છે, ત્યાં શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલય છે તેમાં અસંખ્ય પુસ્તકો છે. આહી વળી તદ્દન નવીજ જાતનું આકર્ષણ મારે માટે તૈયાર હતું કબીર, નાનક, દાદુ, તુલસીકૃત રામાયણ, ચંદ્રકાંત, ભક્તચરિત્રો, સંતો, સાધુઓ, જોગીઓ કએ આખી નવીજ સૃષ્ટિ આહી હતી.

શ્રીમન્નથુરામશર્માજીને એમના ભક્તજનો તો શ્રીમન્નાથભગવાન્ એ નામેજ સંબોધતા "જયનાથ!" કે "જય ગુરુદેવ!" સામસામે શિષ્યો મળે ત્યારે, એ એમનો શિષ્ટાચારી નમસ્કાર રહેતો, ને રહે છે શ્રીમન્નથુરામશર્માજી એ વખતે સોરઠવિખ્યાત તો હતાજ, પણ એમનું શિષ્યમંડળ મુંબઈમાં, કરાંચીમાં અને ગુજરાતભરમાં છે ભાવનગરમાં, અમદાવાદમાં, જામનગરમાં, સુરતમાં એમ ઘણે ઠેકાણે ફેલાયેલુ છે આફ્રિકા સુધી એમનું નામ જાણીતું છે ભાવનગરમાં હરગોવિંદભાઇ સ્ટેશન માસ્તર આપણા ચિત્રકાર રાવશંકર રાવળના પિતા મહાશંકરભાઈ, પોરબંદરમાં ગોવિંદજીભાઈ વકીલ, જૂનાગઢના અમરજીભાઈ, જામનગરના સ્વજીભાઈ, સુરતના ગણપતરામભાઇ, અમદાવાદના જયેષ્ઠારામભાઈ, બીલખાના દયાશંકર વકીલ, એમ તો એ નામાવલિ એટલી મોટી થઇ જાય કે વખતે વિસ્મૃતિને લીધે લેવાજેવું કોઈ નામ રહી પણ જાય

બીલખા મિડલસ્કૂલના હેડમાસ્તર દેવશંકરભાઈ આશ્રમના પરમભક્ત હતા બીલખા-તાલુકા સ્કૂલમાં એક માસ્તર હતા લક્ષ્મીચંદ બહેચર ઝવેરી એ એમનું નામ એ હમેશાં આશ્રમમાં આવે મૂળ વતની જૂનાગઢના સીનિયર થયેલા, પણ એકદમ સત્સંગી અને સાદા પુરુષ હતા એમણે એ વખતે મહારાજશ્રી પાસે "શ્રીપંચદશી" શરુ કરેલી.

એ વખતે આશ્રમમાં અમદાવાદના એક ગૃહસ્થ આવ્યા તે ગુજરાતમાં ક્યાંક સ્ટેશન-માસ્તર હતા એનુ નામ મણિલાલ મગનલાલ ત્રિવેદી એ ચાતુર્માસ કરવામાટે ત્યાં (બીલખા–આનંદાશ્રમમાં) આવેલા એ વખતે મહારાજશ્રી ઘણું કરીને બહારગામ (પ્રવાસમાં) હતા આ મણિલાલ મેસ્મેરીઝમના જબ્બર ઉપાસક હતા પોતાની નોકરીનું રાજીનામું આપી આશ્રમમાં પોતાની ઉપાસના સિદ્ધ કરવાના પ્રયત્નમાં એકચિત્ત થઈ ગયા મારા ઓરડામાં એ વખતે ભાદરણવાળા ચતુરભાઈ આશાભાઈ પટેલ રહેતા હતા એ પાછળથી આશ્રમના ઘણા મોટા, સક્રિય અને સહાયક ભક્ત બની ગયા

જૂનાગઢના એક નાગર ગૃહસ્થ હતા રઘુનાથજીભાઈ એનું નામ પહેલાં તો એ મુન્સફ હતા પાછલી અવસ્થામાં આશ્રમમાં આવીને વસી ગયા હતા આશ્રમના શિષ્યસમૂહમાં એક નાગાર્જુનભાઈ (પૂ બ્ર આત્મપ્રકાશજી) હતા એમનું શરીર ગોરનું, બાંધો સુદૃઢ, શરીર રૂપાળું, ભરજુવાની અને પોતે સંસ્કારી શ્રી રામનારાયણભાઈના પિતા વિશ્વનાથભાઈ પોરબંદરમાં ગુજરાતી કેળવણીખાતામાં સાહેબતરીકે હતા વિશ્વનાથભાઈ શ્રીમન્નથુરામશર્માજીના શિષ્યમંડળમાં ખરા

મેસ્મેરીઝમના પ્રયોગમાં મણિલાલભાઈએ મિડિયમ તરીકે મારી વરણી કરેલી તેમાં તેમને સફલતા મળેલી પાછળના વર્ષોમાં ઈ સ ૧૯૧૮-૧૯૧૯માં હું તેમને મળેલો ત્યારે તો તેમણે આ વિષયમાં ઘણીજ પ્રગતિ કરેલી, અને મેં પોતેજ એનો જાત અનુભવ પણ લીધેલો

આશ્રમમાં એ વખતે વાલદાસજી, (પૂ બ્ર બ્રહ્મપ્રકાશજી) મહારાજશ્રીના શિષ્ય રહેતા, એ તુલસીકૃત રામાયણના દોહા બહુ સુંદર રીતે બોલતા એની પાસે મેં "સુંદર-વિલાસ" નો ને "મણિરત્નમાલા" નો અભ્યાસ શરુ કર્યો "દાદુ દયાલકો નિત હી ચેલો" એ સુંદરદાસની પોતાની ઓળખ પંક્તિ આજ પણ યાદ છે "સુંદરવિલાસ" મેં લગભગ આખો વાલદાસજી પાસે વાચ્યો એમને પણ એ સમજાવવામાં આનંદ આવતો, અને મને પણ સુંદરદાસની વાણી ગમતી હતી બીજાં પુસ્તકો સાથે મહારાજશ્રીનું "શ્રીપાતંજલ યોગદર્શન" પણ વાંચતો આમાં કાંઈ બધું સમજાય એવુ તો થોડું હતું? પણ છેક ન સમજાય એવુ પણ કાંઈ ન હતું, કારણ કે મહારાજશ્રીનાં પુસ્તકો સાદી ભાષામાં વેદાંતના વિષયને પણ નિરૂપણ કરી શકવાની શક્તિ ધરાવતાં હતાં—ધરાવે છે

બીલખાનું આ આનંદાશ્રમનુ સ્થાન, જૂનાગઢ બીલખાની સડક ઉપર આવેલું છે દૂરે ગિરનારનો પહાડ દેખાય છે થોડેક દૂર વોંકળો (વક્રગંગા) છે આશ્રમમાંથી બહાર નીકળો કે તરત કુદરતને ખોળે પહોંચી જાઓ, એવી એની સ્થાનરમણીયતા છે

આ આશ્રમની સ્થાપનામાં અને સેવામાં ગૌરીશંકર ભટ્ટજી, શંકરપ્રસાદજી, તેમના નાનાભાઈ વકીલ દયાશંકરજી, ઓધવજીભાઈ તથા કાઠી દરબારો વગેરેનો ઘણો મોટો સાથ હતો પૂ મહાત્માશ્રી નથુરામશર્માજી એ આશ્રમને યુરોપિયન પણ મોમાં આંગળાં નાખી જાય એવી સ્વચ્છતાથી જાળવતા, અને આ સ્વચ્છતા અકૃત્રિમ લાગ્યા કરતી એ એનુ મોટું આકર્ષણ હતું તમે આશ્રમના દરવાજામાં પ્રવેશ કરો, અને એની વિશાલ ફરસબંધીવાળો ચોક નજરે પડે એક ચબરખી પણ આખા આશ્રમમાં ઊડતી તમને નજરે ન પડે.

તેઓશ્રીમાં બે વસ્તુઓ અસાધારણ હતી એક એમની સ્વચ્છતા, બીજી એમની વ્યવસ્થા જે વસ્તુ જ્યાં રહેતી હોય તે વસ્તુ ત્યાંજ હોવી જોઇએ એ વિષે એમની કાળજી બહુ ઝીણવટભરી રહેતી મૂળ તો તેઓશ્રી શિક્ષકપદે હતા પછી ધીમે ધીમે ધર્મસાધનાવડે આ સ્થિતિએ આવ્યા હતા, એટલે એઓશ્રીમાં પુરુષાર્થનું અને મનોબલનું અજબ મિલન હતું. એમને એક પળ પણ ખરેખરા અર્થમાં એક પળ પણ અકર્તવ્યમાં-નિવૃત્તિમાં-આળસમાં બેઠેલા મેં કોઇ દિવસ જોયા ન હતા

એમની વાણીમાં પ્રવચનકારની મધુરતા હતી, પણ એમની ખરી ખૂબી તો એ હતી કે, એમની વાણીમાં, સાચોસાચ અર્થમાં વિવેક વસી રહ્યો હતો વિવેક એટલે સાધારણ

વિનય એ અર્થ નહિ, પણ વિવેક એટલે પોતાથીના કોઈપણ શબ્દમાં, કાર્યમાં કે ભાવમાં કે નિશાનીમાં, લેશ આવેશ ન આવવો જોઇએ એ અર્થ. એ અર્થમાં શ્રીમન્નથુરામશર્માજી વિવેકસંપન્ન પુરુષ હતા.

સાંજે એમનાં પ્રવચનો થતાં. એ પ્રવચનોમાં હું હાજર રહેતો. એમની વિદ્વત્તા લોકભોગ્ય હતી. એમણે ગીતા, પાતંજલયોગદર્શન, ઉપનિષદ્, પંચદશી વગેરે ઘણાં પુસ્તકોનાં સરલ ગુજરાતી ભાષાંતર ગુજરાતી જનતાને આપેલ છે. સહજાનંદ સ્વામીની પેઠે એમનાં પ્રવચન લુહાર, સુતાર, વગેરે સાધારણ ભણેલ વર્ગને, તેમજ વેપારી, માસ્તરો, કારકુનો, એવા સાધારણ સ્થિતિના માણસોને ઘણાં સગવડ પડતાં અને વિશદ જણાતાં આષાઢી પૂર્ણિમા અને કાર્તિકી પૂર્ણિમાએ જો મહારાજશ્રી બીલખામાં હોય તો આસપાસથી ને ગુજરાત મુંબઈ જેટલે દૂરથી પણ મોટી સંખ્યામાં માણસો ભેળાં થતાં. વિદ્વદ્પરિષદ્‌જેવો કાર્યક્રમ થઇ રહેતો-ને જપ, તપ, સાધના, સંધ્યા, યોગ, ભક્તિ એવા એવા અનેક વિષયો ઉપરનાં પ્રવચનથી ત્રણ દિવસસુધી આનંદાશ્રમ ગાજી રહેતો.

વાણીઉપર સંયમ એટલે શું-એનું વ્યવહારસ્વરૂપ જેવું શ્રીમન્ નથુરામશર્માજીના સાંનિધ્યમાં મેં જોયું, એવું ત્યારપછી બીજે ક્યાંય જોયું નથી નહિતર, ઠીક ઠીક મોટા કહેવાય એવા ઘણા પુરુષોનો પરિચયલાભ તો મને મળ્યો છે. એમની વાણીમાં રહેલો સંયમ એ પ્રવચનકારનો અને અનુભવી વ્યવહારદક્ષ પુરુષનો સંયમ હતો. એઓશ્રી પ્રચારક ન હતા-પ્રવચનકાર હતા. આપણા સારા વિદ્વાનો લેખો લખે છે છતાં એ છેવટ તો કોઈકનો પ્રચાર કરતા હોય છે ને એ રીતે એ કોઈની છાયાનીચે હોય એવા દેખાય છે. શ્રીમન્નથુરામશર્માજીપાસે અનુભવસત્યોનો ઘણો મોટો સંગ્રહ હતો. ઉપનિષદ્‌એ એમની કથામાં લોકસમજણવાળી વાર્તાઓનો રસસંભાર હમેશાં આવતો, એથી એમની કથાઓ લોકપ્રિય પણ થતી અને લોકોત્તર પણ રહેતી.

આનંદાશ્રમના આ ધાર્મિક વાતાવરણનો મેં ઠીક લાભ ઊઠાવ્યો એમ કહી શકાય.

શ્રીમન્નથુરામશર્માજીનું જે શિષ્યમંડળ હતું તે ગુણાનુરાગી ભક્તજનોનું હતું. શ્રદ્ધા એ એમાં મહત્તાનો વિષય હતો. ભક્તિ પ્રધાનપદે હતી. આચાર સંપૂર્ણપણે સનાતની હતો. વિચારમાં શાંકરવેદાંતનું પ્રાબલ્ય હતું. પણ જે ભક્તજનો ત્યાં આવતા તે સઘળા કોઈ એક કોટિના ન હતા. કેટલાક એવા પણ આવતા કે જેમને મન મહારાજશ્રી ભગવાનનો અવતારજ હતા. સંત સાધુ એટલે એક ચમત્કારી પુરુષ તરીકે પણ એમને જોવાવાળા આવતા. એમનામાં રહેલી ઉત્તમપ્રકારની મનોદશાને એ રીતે જાણવાવાળા ઘણા ઓછા આવતા.

એક વખતની વાત છે. મહારાજશ્રી સ્નાનગૃહમાં હતા. એઓશ્રીનો કાર્યક્રમ એવો કે આખો દિવસ એ અવિરતપણે ચાલતો જ હોય! નહાતી વખતે-એકતરફ જરાક વિનોદ થતો હોય, બીજીતરફ વ્યવસ્થાપકની હિસાબી ગૂંચનો જવાબ અપાતો હોય, ત્રીજીતરફ નિત્યક્રમની કોઈ પૃચ્છા ચાલી રહી હોય, તો, મુંબઈ, ભાવનગર, સુરતથી આવેલા કોઈ ભક્તજનતરફ સુરદાસની કે તુલસીદાસની ટૂક પણ પ્રસન્નતાપૂર્વક અપાતી હોય! સમયને તો જાણે પળે પળે રસમય કરી મૂકવાની એમની પાસે જીવનકલા જ હતી!

મહાત્મા શ્રીમન્નથુરામશર્માજીમાં વચનસિદ્ધિ હતી એમ માનનારા એમના ઘણા

'ભક્તોને મેં જોયા હતા. આનંદાશ્રમનું આખું વાતાવરણ મને જે રસ્તો લેવાનું મન હતું-યોગમાર્ગ-એને પ્રેરણા આપનારું હતું.

જ્યારે જુઓ ત્યારે મહારાજશ્રી પોતાનાં પુસ્તકોનાં "પ્રુફ્સ" જોતાજ હોય ! તેઓશ્રીએ અનેક ધાર્મિક પુસ્તકો આપ્યાં છે, અને એ રીતે જનતા ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે. હું એ વખતે આશ્રમમાં એ વાતાવરણમાં હતો એટલે કુદરતી રીતે એ વસ્તુની મારા ઉપર પણ અસર થઈ છે. શ્રીમન્નથુરામશર્માજી પોતાશ્રીના પ્રવચનમાં ભક્તિને જે ઉપમા આપતા, એ ઉપમા વાપરીને મેં મારું પુસ્તક "કુદરત વિહાર" પ્રકટ કર્યું છે. "કુદરત વિહાર" એ કસ્તૂરીની દલાલી છે. કોલસાની દલાલીમાં હાથ કાળા થાય, કસ્તૂરીની દલાલીમાં છેવટ થોડી પણ સુગંધી મળે.



## પ્રાતઃસ્મરણીય વિભૂતિ

[ લેખકઃ—શ્રી. વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા ]

દ્વાદશકલાયુક્ત પ્રકાશિત સ્વયંસિદ્ધ ભગવાન્ સૂર્યનારાયણમાટે અન્ય કોઈ પ્રમાણની જેમ આવશ્યકતા નથી તેમ શ્રીકૈવલ્યધામ કરી ગયેલા બીલખા-આનંદાશ્રમના અધિષ્ઠાતા અને આદર્શ આચાર્ય શ્રીમન્નથુરામશર્માજીસંબંધી મારા જેવા એક પામર અને પ્રાકૃત મનુષ્યે બે બોલ લખવાથી કાંઈ વિશેષ તો નથીજ.

છતાં પણ એવા ભદ્રપુરુષનું અલ્પાંશે યથામતિ ગુણગાન પ્રાસંગિક તેમજ પ્રાસકર્તવ્ય છે એવી પ્રામાણિક માન્યતાથી કાંઈક લખું છું.

મહાત્માશ્રીને માટે આ "ગુજરાતી" પત્રના ગતાંકમાં અધિકારયુક્ત ભાષામાં જે કાંઈ આલેખવામાં આવ્યું છે તેમાં લેશમાત્ર પણ અતિશયોક્તિ છેજ નહિ. અર્થાત્ તેનોજ હું અહીં અનુવાદ કરું છું:—

મારો પોતાનો મહાત્માશ્રીસાથેનો પરિચય, પ્રાસંગિક પત્રવ્યવહાર તથા એને અંગે સિદ્ધ થયેલા અંગત અનુભવરૂપે અભિપ્રાય એજ છે કે આનંદાશ્રમના એઓશ્રી એક અદ્ભુત, અલૌકિક, અનેરા, અનોખા આચાર્ય હતા. નિર્મળ, નિષ્કલંક, નિરુપાધિક, નિરંજન, નિર્લેપ, નિઃસંગ એવા પરમતત્ત્વનો બોધ કરનારા એઓ સદ્ગુરુપદને સુંદરરીતે શોભાવનારા આચાર્યશ્રી હતા. શ્રીમદ્ ભાગવતના એકાદશસ્કંધમાં સદ્ગુરુનાં શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, "શાબ્દે પરે ચ નિષ્ણાતઃ" આદિ જે જે લક્ષણો વર્ણવેલાં છે તેનાથી યુક્ત હતા. કેવલાદ્વૈતનો પુરસ્કાર કરનારા છતાં શૈવવૈષ્ણવોના ઝનુની ઝગડાઓથી અલિપ્ત રહેતા, એટલુંજ નહિ, કિંતુ ભક્તિમાર્ગનું સમર્થન કરતા.

તેઓશ્રીનાં મુંબઈમાં મને છેલ્લાં દર્શનનો તથા પ્રવચનશ્રવણનો અને સંભાષણનો લાભ ચોપાટીતરફ મળ્યો, ત્યારે "નંદલાલ" અર્થાત્ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની બાલલીલાનો પ્રસંગ ચાલતો હતો. પોતે સમર્થ યોગી, પ્રખર વક્તા, સફલ પ્રવચનકાર, ઉપરાંત ભજન-પ્રણાલિકાપ્રતિ સદ્ભાવ ધરાવનારા હતા. પાંચક વર્ષપૂર્વે અમારા "ભાગવતધર્મપ્રકાશ" માસિકમાટે તથા "કૃષ્ણભજનાવલિ" પુસ્તકમાટે એઓશ્રીએ અનુકૂલ લેખિત અભિપ્રાય મોકલી પરમસંતોષ વ્યક્ત કર્યો હતો.

મુંબઈની એમની પધરામણીના પ્રત્યેક પ્રસંગે જ્યારે જ્યારે પણ એમનાં મંગલ દર્શને હું ગયો છું ત્યારે ત્યારે એમની શાંતિ, સ્થિતપ્રજ્ઞતા, નિયમિત મુદ્રા વગેરે જાતે તપાસવાની ચીવટ, એમના મુખારવિંદ ઉપરનું એ સદૈવ શોભી રહેલું સ્મિત, નિર્દોષ વિનોદ ઇત્યાદિ અખંડ અને અનુસ્યૂત જોયાં છે.

એમના નાના મોટા અનેક ગ્રંથોદ્વારા સનાતનધર્મસંબંધી તત્વનિષ્ઠ જનતાને એક અમૂલ્ય ખજાનારૂપ વારસો મળ્યો છે. "ગુજરાતી પત્ર" દ્વારા ક્રમશઃ પ્રસિદ્ધ થયેલી જે "પરમ-સુખી થવાના ઉપાય" નામક સુંદર લેખમાળા છે તેથી તો શ્રદ્ધાલુ તથા સંસ્કારી વાચક-વર્ગ અત્યંત આહ્લાદ પામ્યો છે. અસ્તુ.

આવા અદ્વિતીય આચાર્ય સાંપ્રત સમયમાં સાંપડવા સુલભ નથી, એ જ ખેદની અને દુર્દૈવની વાત છે.

# યુગધર્મના સર્જક.

[લેખકઃ શ્રી. ગિરનારી]

મહાત્માશ્રી નથુરામશર્માજી સૌરાષ્ટ્રના સાચા બ્રાહ્મણરત્ન હતા. સનાતનધર્મની શાસ્ત્રોક્તરીતે સાચી સેવા કરવા ઉપરાંત જિજ્ઞાસુઓનાં હૃદયમાં સરલ રીતે જ્ઞાનબોધ ઠસાવવાની તેમની વ્યાખ્યાનશૈલી અનુપમ હતી. વેદાંતને સાધારણ મુમુક્ષુ પણ સમજી શકે તેવી ભાષામાં ઉપનિષદો તથા વેદાંતદર્શન વગેરેપર ઉત્તમ ટીકાગ્રંથો બહાર પાડી જ્ઞાન-ગંગાનું વહન કરાવેલું છે. યોગમાં પણ તેઓ આગળ વધેલા હતા, અને નિષ્કામ ધર્મસેવા એ તેઓનો જીવનમંત્ર અચળપણે અરધી સદી ઉપરાંત તેમણે પાળ્યો હતો.

કાઠિયાવાડ તેમનો પ્રિય પ્રદેશ હોવાથી ત્યાં નિવાસ કરી જ્ઞાનપ્રવાહ પ્રકટાવવાનું તેમણે ઉચિત ધાર્યું હતું, તેથી જૂનાગઢની પૂર્વમાં ગિરનારભણી જતાં દામોદરજીને સામે કાંઠે મુચકુંદગુહામાં નિવાસ કરી સંપૂર્ણ યોગસાધના કર્યા પછી બીલખાના પશ્ચિમ ભાગમાં થોડે દૂર "આનંદાશ્રમ" સ્થાપી ધર્મોપદેશનું કામ આરંભેલું.

તેઓશ્રીના અખિલ વાઙ્મયનું વલણ સત્યતરફ હતું. બીજા ધર્મોને બાધ ન આવે એવી રીતે કોઈપણ સંપ્રદાયના પક્ષપાતવિનાનું તેઓશ્રીનું લખાણ અને વ્યાખ્યાન બહાર પડતાં. આજ તેમની સત્યપ્રિયતાની પૂરતી ખાત્રી છે. જીવને શિવ કરવાનું તથા માયાના પ્રદેશમાં મહેશ્વરને સ્થાપવાનું તેમનું કર્તવ્ય હતું. વ્યવહારશુદ્ધિ અને ચિત્તશુદ્ધિમાટે તેમણે બહુજ ભલામણ કરેલી છે. વ્યવહારને ગૌણ કરી પરમાર્થને પ્રાધાન્ય આપવાની તેમની દરેક વખતે સર્વને ભલામણ થતી શ્રદ્ધાવાદના પ્રખર હિમાયતી રહી, આશાવાદ અને પુરુષાર્થવાદપર દરેકનું અવલંબન કરાવવાની તેમની જીવનભરની પ્રવૃત્તિ હતી આનંદાશ્રમ અને સનાતનધર્મપ્રવૃત્તિ એ તેમના ઉત્તમ પ્રયાસોના ચિરંજીવી મંદિરો છે.

તોંતેર વર્ષની વયે પણ તેઓ સ્વકર્તવ્યમાંથી પલવાર પણ ડગ્યા નથી શાસ્ત્રાજ્ઞામુજબ બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી, પ્રાતઃકર્મથી પરવારી, સ્વાધ્યાય, ઉપદેશ, લેખન, વાચન ઇત્યાદિ વ્યવસાયો તેમનીપાસે એટલા બધા રહેતા કે માત્ર રાત્રિની બે એક પ્રહરની નિદ્રા બાદ કરતાં તેમનો

સમય પ્રભુભજન અને પરમાર્થનાં કર્તવ્યોમાં જતો. આળસ, આરામ ને નકામો સમય બીજા સંતસાધુઓ પ્રજાની કમાણીપર વિતાવે છે તેમને મહાત્મા શ્રીનથુરામશર્માજીનું જીવનચરિત્ર આદર્શ તથા ઊર્ધ્વગતિએ લઈ જનારું છે.

યુગધર્મના સર્જક હોય તેમ વ્યવહારપરમાર્થનું એકીકરણ કરી તેમણે ધન્યજીવન જીવી બતાવ્યું છે. એવા પણ પ્રસંગો બન્યા સાંભળ્યા છે કે અનારોગ્યને કારણે દિવસોસુધી અન્ન ત્યાગેલું હોય, શરીર હલનચલનમાટે અશક્ત બન્યું હોય, બોલવામાં પણ પરિશ્રમ પડતો હોય તોય તેઓ વિશ્રાંતિ લેતા નહિ. તેમની જીવનચર્યા તો અતૂટ ચાલુ રહેતી, કારણકે તેઓનું એમ ચોક્કસ માનવું હતું કે શરીર લાલનપાલનમાટે નથી, પણ લોક-હિતને માટે છે.

નાનાંમોટાં પુસ્તકો એકસો ઉપરાંત લખી જિજ્ઞાસુપ્રજામાં ફેલાવ્યાં છે, અને વિના-મૂલ્યનાં પુસ્તકપુસ્તિકાઓ દ્વિજોમાં વહેંચાયાં છે તેની સંખ્યા જો ગણવા બેસીએ તો બેત્રણ લાખસુધી પહોંચી જાય બ્રાહ્મણાદિ દ્વિજોને તેમનાં નિત્યનૈમિત્તિક કર્મોની સમજણ ને શ્રદ્ધા આપવા અર્થે તેમણે ભગીરથ પ્રયાસ આરંભેલો, અને તેના પરિણામે ઘેર બેઠાં અનેક દ્વિજો સંધ્યાદિનિત્યકર્મ કરતા થઈ જઇ કૃપાનાથને અભિવંદન અર્પે છે.

કાઠિયાવાડમાં ધાર્મિક ક્ષેત્રમાં શર્માજીજેવી મહાન્ વ્યક્તિને પરમાત્માની વિભૂતિ ગણી શકાય. શ્રીમન્નાથ યોગેશ્વર તોંતેર વર્ષની આસપાસનું જીવન વ્યતીત કરી સદ્ધર્મનો પ્રચાર કરી સંવત્ ૧૯૮૭ના આશ્વિન વદિ એકાદશી ને શુક્રવારના સુપ્રભાતમાં સચ્ચિદાનંદ બ્રહ્મમાં ભળી ગયા છે-સ્વરૂપાવસ્થાન પામ્યા છે. કાઠિયાવાડે કૃતજ્ઞભાવે તેમનું પુણ્ય સ્મરણ કરી તેમના ઉપદેશાનુસાર વર્તન કરવું ઘટે છે.

---

# શોકાંજલિ

[અર્પનાર:—શ્રી અંબાલાલ બુલાખીરામ જાની. બી. એ.]

(ગુજરાતી સાહિત્યસભાની સત્કારસભાના અધ્યક્ષશ્રી.)

"ગુર્જર હિંદુજનતાના ધર્મભીરૂ આત્માને આર્યધર્મ, નીતિ ને વ્યવહારને ઉજ્જવલ પંથે દોરનારા, વાસ્તવ પુરુષાર્થ, કર્તવ્યકર્મ અને સાચા સુખની ઝાંખી કરાવનારા આચાર્ય શ્રીમન્નથુરામશર્માજીના અવસાનથી વિશાળ જનસમૂહને અને ગુર્જરસાહિત્યને અતિશય અસહ્ય ખોટ ગઈ છે.

હાલના અતિ પ્રવૃત્તિના અને કંઈ અંશે ઉન્માર્ગના વાવંટોળે ચઢેલા જમાનામાં તેમણે ધાર્મિક સાહિત્ય વિપુલ પ્રમાણમાં પ્રકટાવી ફેલાવી અપૂર્વ લોકસેવા બજાવી છે. હાલનું કેળવણીના એક આદર્શમઠરૂપ લેખાતું "શ્રીદક્ષિણામૂર્તિભવન" તેમની સુંદર સહાયનું સુફલ છે. આનંદાશ્રમની પાઠશાલા અને અન્યત્ર વિદ્યાર્થિભવનો તેમનાથી પોષાયાં છે. તેમના જેવા મહાનુભાવ સચ્ચરિત્રશીલ ધર્મોપદેશક તેમજ વ્યવહારદર્શી સત્પુરુષનું અવસાન ગુર્જર સાહિત્યરસિક જનતાને જરૂર સાલશે."

# યોગકા પ્રભાવ

[વ્યાખ્યાતા:-પૂ. તપસીસાહેબ-રાજકોટ. મૂળ અયોધ્યાના કબીરપંથી સાધુ.]

.. મૈં કાઠિયાવાડમેં પંદરહ સાલસે આયા હું. યહ સ્થાનકે મહાપુરુષકા નામ મૈંને સુનાથા ઔર તારીફ ભી બહુત સુની થી. ઉનકા "શ્રીપાતંજલયોગદર્શન" નામક યોગકા ગ્રંથ મૈંને ગૌરવસે દેખા હૈ આશ્ચર્ય તો વહ હૈ કિ આત્મદર્શન કહો અથવા પરમાર્થ-દર્શનમેં જીવનકે કમસે કમ છબ્બીસ વર્ષ વ્યતીત હોનેપર ભી ઈતને ગ્રંથોકા લિખના થોડી મામુલી બાત હૈ? જો કામ સાધારણ આદમીસેં ૫૦૦ વર્ષ મેં ભી હોના મુશ્કિલ હૈ વહ કામ અપને જીવનમેં પૂરા કર દીયા. જિન ગ્રંથોકા પૂરે તૌરસે વાચન કરના ભી કઠિન હૈ તો ઇસ ગ્રંથોકા લિખના કિતના મુશ્કિલ હોગા? વહ બડે યોગી થે. શ્વાસપ્રશ્વાસ યાની પ્રાણકલાકી ઉપર ઉનકા બહુત કાબુ થા. યહ આશ્રમમેં સબ ઋદ્ધિસિદ્ધિ દેખને મેં આતી હૈ વહ યોગકા હી પ્રભાવ સમજના વહ આત્મજ્ઞાની મહાપુરુષ ભી થે, ઔર યોગી ભી થે. જૈસે શેર હૈ ઔર ઉસકી પાસ બન્દુક હૈ તો વહ કિતના બલપ્રદ હો જાયગા? વૈસેહી વહ થે. હલનચલનમેં, બોલનેમેં, લિખનેમેં ઔર શરીરકે અન્ય વ્યાપારમેં પ્રાણશક્તિકા બહુત વ્યય હોતા હૈ, મગર વહ ક્યા કરતે થે? સમાધિમેં બૈઠ કર નષ્ટ હુઈ શક્તિસેં કિતની હી જ્યાદા શક્તિકા સંચય કર લેતે. ભક્ત ઈશ્વરકો બહાર દેખનેકા પ્રયત્ન કરતા હૈ. યોગસાધનામેં યોગી પરમાત્માકો અંતર્દષ્ટિસે ભીતર ઢૂંઢતા હૈ. ભીતરકી સૃષ્ટિ ભી આશ્ચર્યમય હૈ. સાક્ષાત્ શંકર હી મહાપુરુષકે રૂપમેં આયે થે.

---

# સમયપર સંયમ

[વક્તા:—કાશીનિવાસી શ્રીરામાનંદજી]

સ્વામીશ્રી ભાગવતાનંદજીકો ઉન મહાપુરુષકી તરફ બડી પ્રીતિ ઔર આદર હૈ. હર જગહ અપને વ્યાખ્યાનમેં વહ મહાત્માશ્રીકા નામ દેતે હૈં ઔર કહતે ભી હૈં કી વહ મહાપુરુષ કાઠિયાવાડ-સૌરાષ્ટ્રમેં હો ગયે. ઐસે ફલી દો તીન મહાપુરુષ હો જાય તો ભારતકા કલ્યાણ હો જાય; ઔર વહ કહતે થે કી મહાત્માશ્રીકી સમયપરસ્તી બહુત. બડે શેઠ શાહુકાર ઔર રાજવી ભી મિલને ચાહતેં હો તોભી મિલના નિયતસમયપર હી હો સકતા. વહ અપના સબકામ નિયતસમયમેં હી પૂરા કરતે થે. સમય પર ઈતના કાબુ-સંયમ-ન હોતા તો કૈસે ઈતને ગ્રંથ લિખે જાતે?

ધર્મકે બારેમેં નિબંધકે રૂપમેં છોટે છોટે બહુત લેખ લિખે હૈં. વહ સમયપાલનમેં બડે ચુસ્ત-બડે પક્કે. આપ વિદ્યમાન થે તબ તક તો વ્યાખ્યાનસેં બોધ દે સકતે થે, મગર આજ સ્થૂલદેહસે વહ નહિ હૈ તોભી ઉનીકી પુસ્તકેં વહ હી બોધ દે રહી હૈં વહ મહાપુરુષ આનંદાશ્રમકે રૂપમેં ઔર અપની લિખી હુઈ કિતાબોંકે રૂપમેં આજભી અપની સમક્ષ વિદ્યમાન હૈ.

—[*]—

# જીવનપર એક દૃષ્ટિ

[ વ્યાખ્યાતાઃ—હરદ્વાર-કનખલનિવાસી મંડલેશ્વર સ્વામી શ્રીભાગવતાનંદજી ]

પ્રકૃતિકા યહ અટલ નિયમ હૈ કી જન્મકી પીછે મૃત્યુ હોતા હી હૈ. શ્રીશર્માજીકા આત્મદૃષ્ટિસેં શોક ઉચિત નહિ હૈ, મગર વ્યવહારદૃષ્ટિસેં શોક આવશ્યક હી હૈ. ક્યોંકી ઉનકા જીવન ઉચ્ચકોટિકા થા વહ મહાપુરુષકા મુઝે અધિક પરિચય નહિ હૈ. મૈંને વહ મહાપુરુષકી બનાઈ હુઈ પુસ્તકેં બહૂત ગૌરસેં દેખી હૈ ઇસસે મૈં કહ સકતા હું કી ઉનકે બિચાર, ઉનકા જ્ઞાન, ઉનકા જીવન મહાન્ ઔર માર્ગદર્શક ભી થા. કાઠિયાવાડ ઔર ગુજરાતકે દ્વિજકો સંધ્યા, ઔર ગાયત્રીકા જ્ઞાન દેનેમેં ઉનકા જયાદા હિસ્સા હૈ. સામાન્ય સ્થિતિ ઔર સામાન્યપદમેંસે મહાત્માકા પદ પ્રાપ્ત કરના વહ ઉનકા પુરુષાર્થકા હી ફલ થા. વહ ભારતકે પુરાણકાલકી સંસ્કૃતિસેંભી પરિચિત થે ઔર આધુનિક યુગકે જ્ઞાનસેં ભી પરિચિત થે. ઉનકે ગ્રંથોકે પરિશીલનસેં અનુભવ હોતા હૈ કી ઉનકા શાસ્ત્રજ્ઞાન પૂર્ણ થા. ઉત્તમ શ્રવણ, ઉત્તમ મનન, ઔર નિદિધ્યાસનકે બિના ઐસા શાસ્ત્રકા રહસ્યપૂર્ણ નિચોડ અસંભવહી હૈ. મૈં દાવેકે સાથ કહ સકતા હૂં કી ઉનકે સબ ગ્રંથમેં શાસ્ત્રકા સત્ય ઔર નિષ્પક્ષપાત પ્રતિપાદન હૈ. જીવનકે અંતકાલમેં ભી ઉનકી લીખી હુઈ કિતાબેં પ્રેસમેં છપતી રહી. ભોગવિલાસકો ઠુકરાકે અપને વિદ્યાધનકા, વિચારધનકા, બુદ્ધિધનકા પ્રદાન લોકકલ્યાણકે લિયે કર દીયા. ઉનકા ઉપદેશ ઉનકે ગ્રંથોસેં ગ્રહણ કર તદનુસાર અપના જીવન બનાના અબ આપ સબકા કર્તવ્ય હૈ.

ઐસે મહાપુરુષ સદિયોંમેં ભી હોને મુશ્કિલ હૈ. આપ ઐસા મત સમજના કી શર્માજી સિર્ફ કાઠિયાવાડ-ગુજરાતકે હી થે ઉનકા નામ કાશીતક મશહૂર હૈ. વહાંકે બડે પંડિતલોક ઉનકે નામસેં પરિચિત હૈ, ઔર ઉનકી રચી હુઈ પુસ્તકેં બડે આદરસેં દેખતે હૈં. બીલખા-આનંદાશ્રમ મામુલી આશ્રમ નહિ સમજો. હમારા હરદ્વાર-કનખલમેં ગંગાકે કિનારે ખડા હુઆ આશ્રમસા હી યહ આશ્રમ રમણીય ઔર શાંતિપ્રદ હૈ. વહ મહાત્માપુરુષકે નિકટમેં રહના વહ ભી એક પુણ્યપ્રતાપ માનો. મૈંને પોરબંદરનિવાસી વકીલ ગોવિંદજીભાઈદ્વારા મહાત્માશ્રીકી સબ કિતાબેં મંગવાકે દેખી હૈ. મેરા સ્પષ્ટ કહના હૈ કિ યહ પુસ્તક સામાન્ય પંડિતસે કભી ભી લીખી જા નહિ સકતી.

મૈંને જબ શર્માજીકી ઉપનિષદોંકી ગુજરાતી ટીકા દેખી તબ મુઝે બડા આનંદ હુઆ. આદ્યશંકરાચાર્યજીકી પ્રાચીન દશ ઉપનિષદોંકા ભાષ્ય પ્રસિદ્ધ હૈ, મગર શર્માજીને તો વહ દશ પ્રાચીન ઔર શ્વેતાશ્વતર ઔર કૈવલ્ય મિલકે બારહ ઉપનિષદોંકી સંપૂર્ણટીકા પ્રસિદ્ધ કી, ઔર ૧૦૬ ઉપનિષદોંકા ગુજરાતી સાર-રહસ્ય-ભી પ્રકટ કર દીયા. આપ મત સમજીએ કિ યહ ગુજરાતી ટીકા સિર્ફ ભાષ્યકા હી અનુવાદ હૈ. ઇસ સબ ટીકામેં ઐસા આત્માનુભવકા પ્રકાશ હૈ કી સિર્ફ બુદ્ધિજીવી પંડિત ઐસી ટીકા કભી લિખ નહિ સકતા. માંડૂક્યકી ગૌડપાદીયકારિકા સબ ઉપનિષદોમેં કઠિન હૈ વહ કારિકાપર કી હુઈ શર્માજીકી ગુજરાતી ટીકા મૈંને પરીક્ષણકી નજરસેં દેખી. એક દફે નહિ. દો દફે. સંસ્કૃત ભાષ્ય, વાર્તિક ઔર વિવરણોમેં ભી કોઈ બાત નહિ મિલતી વહ યહાં સુસ્પષ્ટ હૈ.

આપ બ્રહ્મસૂત્ર-વેદાંતદર્શન-દેખીએ. વહાંભી યહ મહાપુરુષકા પ્રખર પાંડિત્ય ઔર

અનુભવજ્ઞાન પ્રકાશિત હોતા હૈ. મામુલી અનુવાદ ઐસા ભવ્ય નહિ હો સકતા.

પાતંજલયોગસૂત્રકો દેખીએ. સાથ હી સાથ વ્યાસજીકી ભાષ્ય ભી સાથ રખ લીજીએ યહ યોગગ્રંથકી ગુજરાતી ટીકા ભી અનુભવપૂર્ણ માલૂમ હોગી. પુરાને કાલમેં યોગકા અભ્યાસ ગુપ્ત રહેતા થા, વહ અભ્યાસ પરિપૂર્ણ કર લીઆ-અનુભવગમ્ય કર લીઆ. ઇતનેસેં ભી વહ સંતુષ્ટ ન હુએ, કિંતુ જો વિદ્યા ગોપ્ય વિદ્યા થી, વહ ગોપ્યવિદ્યાકો અપને અનુભવકે સરલ શબ્દોમેં જનતાકી સમક્ષ છોડી ગઈ.

વહ મહાપુરુષને શ્રીગીતાકી ભી અચ્છી ગુજરાતી રહસ્યદીપિકાટીકા લિખકે જન-કલ્યાણ કિયા હૈ.

આપને જીવનભર અપને આચાર્યપદકા કામ અવિરત કરતે રહેતે પરભી જગહ જગહ જાકર ઇતને વ્યાખ્યાન દેનેપર ભી ઇતને બડે ગ્રંથસાહિત્ય દી-જિનકી સંખ્યા કમ સેંકમ ૧૦૦કી ઉપર હો જાતી હૈ ઇતને ગ્રંથ લિખ દિયે. ઇતના ભગીરથ કામ કરના આસાન બાત નહિ હૈ. ઇતને ગ્રંથોમેં એક ભી ક્ષતિ-એક ભી ગલતી નિકલ નહિ સકતી.

શર્માજીકા જ્ઞાન કહેનેકા માત્ર જ્ઞાન નહિ થા. વહ જો જો કહતે થે ઉનકા આપ અમલ ભી કરતે થે-આચરણ ભી કરતે થે-જો કહેતે થે વહ સબ ઉનકે જીવનમેં પ્રત્યક્ષ હોતા થા-અભિવ્યક્ત હોતા થા-દેખનેમેં બરાબર આતા થા કહેના બડા સુલભ હૈ, આસાન હૈ, ઔર જગહ જગહ ઉપદેશ દેનેવાલે, બોધ કરનેવાલે પંડિત મિલલી સકતે, મગર વહ જ્ઞાનકો જીવંત બનાને વાલે, ઉનકી મુતાબિક આચરણ કરનેવાલે બડે વિરલ હૈ-શર્માજી વહ મહાપુરુષ થે જિનકી વાણી, વિચાર ઔર આચાર એક હી થા.

આપ માનો કિ કાઠિયાવાડ પથ્થરકી હી ભૂમિ હૈ. તોભી ઇસ દેશમેં જન્મ લેકર, ઇસહી દેશકે અજ્ઞલોકકોં હી અપના જ્ઞાન દેનેકી પ્રતિજ્ઞા ઔર સંકલ્પ કર લીઆ. આપકો અગરૂર હોના ચાહીએ કિ યહ મહાપુરુષને આપકી પાસ સબ શાસ્ત્રોંકા સાર બડી સરલ ભાષામેં છોડ દિયા હૈ. ઇસકા અભ્યાસ કર આપ કૃતકૃત્ય ભી હો સકતે.

જૈસે એક બડા યંત્રવિશારદ અગ્નિરથકો આસાનીકી સાથ ચલાનેકે લિયે અચ્છે માર્ગકા નિર્માણ કરતા હૈ, વહી તરહ શર્માજીને ભી અપને પ્રબલ પુરુષાર્થદ્વારા, શાસ્ત્રોંકે સંગીન અભ્યાસદ્વારા ઔર આત્માનુભવકે બલદ્વારા ઐસા માર્ગકા નિર્માણ કિયા હૈ કિ આપ બિનાસંકોચ, બિના ડર ઉસપર ચલે જાઇએ: ઔર ઉનકે બતલાયે હૂએ સ્થાનકો જો આપ સત્યપ્રયત્નશીલ હોંગે તો અવશ્ય પહોંચ જાઓગે

વહ સચ્ચે દાક્તર કહો, વૈદ્યરાજ કહો, ભવભિષક્ કહો-થે. જૈસે હી સચ્ચે દાક્તરકા ફર્જ હોતા હૈ કી વહ અપને મરીજકો અચ્છા કરે. કભી કભી ઐસાભી હોતા હૈ કી મરીજ ઇતના કમજોર ઔર ઇતના કમતાકત હોતા હૈ કી અપને અસાધ્ય રોગકે કારન વહ અપના મકાન નહિ છોડ સકતા હૈ. ઐસે મૌકેપે સચ્ચે દાક્તર વા વૈદ્યકા યહ કર્તવ્ય હોતા હૈ કી વહ અપને મરીજકે ઘર પહોંચ ઉસકા ઇલાજ કરે. ઇસ તરીકે વરન્ ઇસ પ્રકાર શર્માજીભી ભવરોગીકે લિયે સચ્ચે દાક્તર થે. પુરાને જમાનેમેં ભારતવર્ષકા ઔર ઢંગ થા-ભવરોગી સચ્ચે મહાપુરુષકી ખોજમેં પ્રયત્નવાન્ હોતા થા, ઐસે હી સમર્થ મહાપુરુષકી પ્રાપ્તિકે બાદ વહ જિજ્ઞાસુકી પરીક્ષા હોતી થી, ઔર જબ વહ કામયાબ હોતા-ઉત્તીર્ણ હોતા તબ ગુરુ ઉસકો માર્ગદર્શન કરાતે થે .

ઇસ કલિકાલમેં શર્માજીને સોચા કિ મનુષ્યલોક ઐસે અસાધ્ય ભવરોગી બન ચૂકે હૈં કિ વહ અપને ઘરકી બાહર નહિ નિકલ સકતે. ઇનસે વહ મહાપુરુષને કયા કિયા? વહ પરિશ્રમ ઊઠાકે બડે ઔર છોટે શહરોમેં જાને લગે, ઔર "ઉત્તિષ્ઠત, જાગ્રત, પ્રાપ્ય વરાન્ નિબોધત" ઐસા હી સ્વયં બોધ દેને લગે ઇતને સેં હી ઉનકા કર્તવ્ય પૂરા ન હૂઆ. વહ અસાધ્ય મરીજકે મકાનપેં પહોંચ કર, ઉસકે રોગકા નિદાન કિયા ઔર ચિકિત્સાકા સચ્ચા રાસ્તા ભી દિખલાયા. આપ ખ્યાલ કિજિયે કિ ગિરનારકી પવિત્ર ભૂમિકી પાસકા અપના આશ્રમકા સુરમ્ય સ્થાન છોડ કર શહરોંકા અતિ અપવિત્ર ઔર દુર્ગંધયુક્ત વાતાવરણમેં જાના આના કુછ કમ પરિશ્રમકા કામ થા? સચ્ચ પૂછો તો યહ બાત વહ મહાત્મા પુરુષકી પરોપકારવૃત્તિ ઔર દયાલુતાકા અદ્દ્ભુત નમુના થા. વૃદ્ધ ઉમ્રમેં ભી-બૂઢાપનમેં ભી, જબકી શરીરકા આરામ આવશ્યક થા તબભી શરીરકી હિફાજતકી પરવા નહિ કરતે, ઔર દિનરાત ભવરોગ મિટાનેકા ભગીરથ પ્રયત્ન કિયા કરતે થે

આપકો યહ પ્રશ્ન હોગા કી સ્થૂલશરીર નશ્વરહી હૈ ઔર આત્મા તો અમર હૈ તો ફિર સ્થૂલશરીરકે લિયે શોક કરના કયા ઉચિત હૈ? સજ્જનો! આપકોં મૈં તસલ્લી દેતા હૂં કિ હમભી ઇસ વિચારસરણીસેં અચ્છીતરહ પરિચિત હૈં, મગર હમારા શોક દૂસરે કારન હૈ હમારા કહેના યહહી હૈ કી સામાન્ય ચેતન કોઇકા ભલા નહિ કર સકતા-કોઇકી ઉપર ઉપકારભી નહિ કર સકતા. જબ વહ સામાન્યચેતન વ્યક્તિવિશેષકે સ્થૂલદેહમેં પ્રકટ હોકર "વિશેષચેતન" હોતા હૈ તબહી જનકલ્યાણકા કામ હોતા હૈ. અતએવ ઇશ્વરકે અવતારકી આવશ્યકતા રહતી હૈ—જનકલ્યાણ કરનેવાલે સ્થૂલદેહધારી મહાપુરુષકીભી આવશ્યકતા રહતી હૈ.

ગુજરાતીભાષાભાષીકે લિયે શર્માજીને સબ કુછ કર રખા હૈ. યહ દેશ બિલકુલ અજ્ઞદશામેં થા ઇસ પથ્થરોંકી ભૂમિકો સફા કર ઉસમેં જ્ઞાનબીજકા આરોપન કરકે અપના પુરુષાર્થકે બલસેં મહાન્ જ્ઞાનવૃક્ષ તૈયાર કર દિયા હૈ. ઇસમેં પુષ્પભી હૈ ઇસ પુષ્પકી સૌરભ તુમારી વિષયવાસનાકા નાશ કરેગી, ઔર ઇસ ફલમેં જ્ઞાનરસ ભરા હૈ. યદિ આપ ગુરુ-ભક્તિકા જલ ઇસ પેડકો દેતે રહેંગે તો વહ જ્ઞાનરસ તુમારા હી હો જાયગા યહ મહા-સંતને ગુજરાતી ભાષાકી-માતૃભાષાકી ભી બડી સેવા કી હૈ. ઇસ પથ્થરોંકે મુલકમેં જ્ઞાનગંગા બહાકે ઉપકાર કિયા હૈ માનવમાત્રકે કલ્યાણકે લિયે ઇતની વૃદ્ધ ઉમ્રતક ઇતના પ્રબલ પુરુષાર્થ કરના! ઇતના મહાન્ પરિશ્રમ ઊઠાના! ઐસે મહાપુરુષકો ધન્ય હૈ જો જીવન્મુક્ત થે—આજ વિદેહમુક્ત હૈ.

## સ્મરણાંજલિ

[ અર્પનારઃ—" ગુજરાતી " પત્રના તંત્રી—મુંબઈ ]

ગુજરાત-કાઠિયાવાડ-કચ્છની ધાર્મિક ગુજરાતી પ્રજા જાણીને અત્યંત દિલગીર થશે, કે કાઠિયાવાડના શ્રીબીલખા-આનંદાશ્રમના સ્થાપક અને વેદ, વેદાંત, યોગ, સાંખ્ય, ધર્મ વગેરે વિષયોપર પુસ્તકો લખનાર અને ધાર્મિક ઉપદેશક મહાત્મા શ્રીનથુરામશર્માજી ગઈ તારીખ ૬ઠી નવેમ્બર ૧૯૩૧ ની સવારે ( સં. ૧૯૮૭ ના આશ્વિન માસની અંધારી અગીઆરશ ને

શુક્રવારે સવારે ) પોતાના આશ્રમમાં નશ્વરદેહથી મુક્ત થઈ બ્રહ્મીભૂત થયા છે!

દિલગીરી તો તેઓનો દેહ ભસ્મીભૂત થયો તે માટે નથી; પણ આ પૃથ્વીતળ ઉપર રહેલા આપણા જેવાઓમાટે તેમનાં દર્શન અને ઉપદેશામૃતનો લાભ લેવાનો આપણાં ચક્ષુ અને શ્રવણેંદ્રિયનો સંબંધ તૂટયો તે માટે છે. મહાત્મા શ્રીનથુરામશર્માજીની આ ભૂતળપર-સ્થિતિ તેઓ જીવન્મુક્ત હોવાથી સ્વમાટે નહોતી; પણ શ્રીકૃષ્ણ પરમાત્માના ગીતોપદેશ-પ્રમાણે લોકસંગ્રહમાટે જ હતી

મહાત્માશ્રી યોગનિષ્ઠ હતા. તેઓશ્રીની વિદ્વત્તા ભારે હતી તેઓએ પોતાના ઉપદેશથી ઘણા ધર્મ ને જ્ઞાનના માર્ગમાં ભૂલેલાઓને સન્માર્ગગામી કરેલા હતા. ન્યાય, સાંખ્ય, યોગ, વેદાંત, એ દર્શનશાસ્ત્રોમાં તેઓશ્રી પારંગત હતા તે તેઓનાં પુસ્તકોના વાંચનારાઓ સહજ સમજી શકે તેમ છે ગૌથી વિશેષ મહત્ત્વનું તો એ છે કે, મહાત્મા શ્રીનથુરામશર્માજી કોઈ પરદેશી નહોતા, પણ એક ગુજરાતી સાધુ હતા. તેઓએ નરસિંહ મહેતા વગેરે ગુજરાતી સંતભક્તો પ્રમાણે પોતાનો કોઈ સંપ્રદાય ચલાવ્યો નથી, પણ નર્યો વેદધર્મોપદેશ કરી અનેક લોકોનાં જીવન સુધાર્યાં છે એમનું તત્ત્વદર્શન, અને જ્ઞાન હાલના કોઈપણ સાંપ્રદાયિક આચાર્ય કરતાં ઉચ્ચ પ્રકારનું હતું તે સાથે તેઓ નિરપેક્ષ, નિરભિમાની, સ્થિતપ્રજ્ઞ, યોગી અને ક્રાંતદર્શી હતા તેમણે જીવનનો આરંભ એકાદ શાળાના મહેતાજીતરીકે આરંભ્યો હતો; અને પછી આજીવન નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી રાજયોગ અને હઠયોગાદિમાં પ્રવીણતા મેળવી સાધુજીવન એક ઉત્તમ આચાર્યતરીકે ગાળ્યું હતું વિદેહમુક્તિ સમયે તેમનું આયુષ્ય લગભગ ૭૩ વર્ષનું હતું. તેમનાં દર્શન કરનાર ઉપર તેમના જ્ઞાનના પ્રતાપનો અને સાદા જીવનવ્યવહારનો પ્રભાવ પડતો. તેઓશ્રી અનેક મુમુક્ષુ અને જિજ્ઞાસુજનોની અનેકવિધ ભ્રાંતિઓ અને શંકાઓનું નિવારણ કરતા, તેથી તેઓશ્રીની લોકપ્રિયતા અપ્રતિમ વધી ગઈ હતી. આવા ધર્મિષ્ઠ અને યોગીપુરુષના દેહાવસાન પ્રસંગે તેમના અનેક શિષ્યોમાં ફેલાયેલી શોકની ગ્લાનિમાં અમારેએ સમભાવ પ્રકટ કરીએ છીએ, અને તેમનાં દર્શન તેમનાં અક્ષર શરીર અથવા યશકાયથી તેઓશ્રી લોકોને નિરંતર કરાવ્યા કરશે તો એમનો મુક્ત આત્મા પણ સદા પ્રસન્ન રહેશે.

## મૂલ્યાંકન

[ કરનારઃ—" આર્યપ્રકાશ "ના તંત્રીશ્રી ]

સાત સાત દાયકાનું જીવન જીવીને આ સમાજમાંથી અંતર્ધાન થઈ ગયા પછીજ આવા મહાન્ પુરુષોનું મૂલ્ય આંકવાનું મન સમાજને થાય છે કોઈપણ દેશ, સમાજ કે સંપ્રદાયના મહાન્ પુરુષ સર્વને વંદ્ય હોય છે. આ મહારથી એક શિક્ષક હતા, અને લોકોત્તર સંસ્કાર-વાળા હોવાથી તેઓ આદર્શ આચાર્ય બન્યા. એમણે કોઈ સંપ્રદાય સ્થાપ્યો નથી બીલખામાં જે આશ્રમ છે, એ આ મહાન્ વ્યક્તિની યોજનાશક્તિનું અને નિ સ્વાર્થવૃત્તિનું એક પ્રદર્શન છે. સ્વર્ગસ્થનાં દર્શન કરવાનો મને એક પ્રસંગ સુરતમાં મળ્યો હતો અને યાદ છે, કે એમના સરલ, મધુર અને ભાવપૂર્ણ વાણીપ્રવાહમાં કલાકોસુધી જનતા ભક્તિરસમાં તરબોળ થઈ જતી હતી.

# મારો અનુભવ

[ કહેનાર · શ્રી. પ્યારેલાલ-વ્રજવાસી ]

હું મૂળ રહીશ વ્રજનો, અને તેમાં પણ વ્રજમાં આવેલ નંદગામ-બરસાના પાસેના ગામડાનો મારા પિતાશ્રીજોડે ઘણાં વર્ષો થયાં હું સૌરાષ્ટ્રમાં આવ્યા કરતો, અને હજુ પણ હું આવ્યા કરું છું આને લઇને ગુજરાતી ભાષાજોડે મને સારો પરિચય થયો છે

અમારો વેદ છે સામવેદ અને અમે સામવેદીય સંધ્યા કરીએ, પરંતુ તે એટલી બધી લંબાણમાં કે તેમાં અમારો ઘણો સમય જાય મારા પિતાશ્રીજોડે એકવાર રાજકોટ-ગોંડલ આવેલો ત્યારે કોઈ જોડે અમારી સંધ્યાના લંબાણવિષે સ્વાભાવિકરીતે વાત થતાં તેમણે અમને બીલખા-આનંદાશ્રમના મહાપુરુષ મહાત્માશ્રી નથુરામશર્માજીની વાત કરી, બીલખા જઈ તેઓશ્રી જોડે સમાગમ કરવાની ભલામણ કરી, અને સાથે જણાવ્યું કે તેઓશ્રીએ ચારે વેદનાં ષટ્કર્મોનાં નિત્યકર્મ લખી પ્રસિદ્ધ કરાવ્યાં છે, અને તે વિનામૂલ્યે મળે છે, તથા ચારે વેદનાં ષટ્કર્મો પણ વિસ્તારથી કરવાની ઇચ્છાવાળા માટે ચારે વેદનાં ષટ્કર્મોનાં આહ્નિકપ્રકાશ પણ લખી પ્રકટ કરાવ્યાં છે એ ગ્રંથો મૂલ્યથી મળે છે તેમની આ વાત સાંભળી અમને બીલખા-આનંદાશ્રમ જોવાની અને એ મહાપુરુષનાં દર્શન કરી અમારી સામવેદીય સંધ્યાની યથાસ્થિત માહિતી મેળવવાની તાલાવેલી લાગી મારા પિતાશ્રી ન આવ્યા, પણ હું એકલો બીલખા આવ્યો હજુ થોડા સમય પહેલાંજ જૂનાગઢ-વિસાવદર રેલવેલાઈન શરુ થઈ હતી તેઓશ્રીનાં દર્શને ગયો હું ગયો ત્યારે તેઓશ્રી "નિજમંદિર"માં બિરાજી પ્રાત સંધ્યામાં પ્રવૃત્ત હતા. મેં ઓરડાની બહાર ઊભી સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા તેઓશ્રી સંધ્યાદિ નિત્યકર્મમાં એકાગ્ર હતા. એટલે આશ્રમના કર્મચારીએ તેઓશ્રીની શાંતિ અને એકાગ્રતામાં વિક્ષેપ ન થાય એ દૃષ્ટિએ મારું ધ્યાન ખેંચ્યું, અને સંધ્યા પછી નિવૃત્તિમાં મળવા જણાવ્યું હું બીલખાથી મારા સ્થાને જવાની ઉતાવળમાં હતો, અને જિજ્ઞાસુબુદ્ધિથી આવ્યો હતો એટલે મારી ઇચ્છા તાત્કાલિક સમાગમનો લાભ લેવાની હતી હું ત્યાં ઊભો છું ત્યાંજ તેઓશ્રીએ આપશ્રીની પ્રસન્ન ગંભીર દૃષ્ટિવડે મારાસામું જોઈ સંકેતવડે મને આજ્ઞા કરી મને બહાર બેસવાની અનુજ્ઞા આપી આથી મને બહુ આનંદ થયો મેં તેઓશ્રીની બહુ ખ્યાતિ સાંભળી હતી, પણ આજે સાક્ષાત્ સમાગમનો સુયોગ સાંપડ્યો એટલે તો પ્રસન્નતા ખૂબ વધી ગઈ હું કાંઇ પ્રશ્ન કરું એ પહેલાં મારાપર પ્રેમની નિર્મલતાનું હાસ્ય વેરી મને સામું પૂછ્યું —"તુમ વ્રજવાસી હો ન ?"

મેં જવાબ આપ્યો "જી, હા."

ત્યાં તેઓશ્રીએ બીજો પ્રશ્ન પૂછ્યો:—

"સામવેદીય સંધ્યા કે બારેમે-વિષયમેં-સંબંધમેં-તુમે તકલીફ-કષ્ટ-હોતા હૈ ક્યા?"

મેં જે કહેવા ધારેલું અને પૂછવાની ઇચ્છા કરેલી તે બધું મારા કીધા વગર અને પૂછ્યા સિવાય આપશ્રીની અંતર્યામિશક્તિવડે મને કહી દીધું તેઓશ્રીના આ પ્રશ્નો સાંભળી હું ચકિત બની ગયો તેઓશ્રી ત્રિકાલદર્શી મહાત્મા છે, અને ઘણાને મોઢેથી સાંભળ્યું હતું, પણ એ અપ્રત્યક્ષ વાતનો મને આજે પ્રત્યક્ષ અનુભવ થયો. તેઓશ્રી પૂર્ણપણે ત્રિકાલજ્ઞ છે એમ મને પાકી ખાત્રી થઈ. નહિતર હું વ્રજનો રહીશ છું-એ તેઓશ્રીને ક્યાંથી ખબર

પડે? નહિતર હું સામવેદીય બ્રાહ્મણ છું અને સામવેદીય સંધ્યાના લંબાણની મુશ્કેલી ટાળવા આવ્યો છું એ પણ તેઓશ્રીને ક્યાંથી ખબર પડે?

અહીં મારે સ્પષ્ટ કહેવું પડે છે કે મેં મહાત્માશ્રીને પ્રથમવારજ નિહાળ્યા અને તેઓશ્રીએ પણ મને પ્રથમવારજ જોયો. હું વ્રજનો એટલે તેઓશ્રીથી તદ્દન અપરિચિત. આવું છતાં આપશ્રીની પારગેશ્વરી શક્તિથી મારા મનની હકીકત વાંચી લીધી અને મને આપશ્રીના ઐશ્વર્યનું ભાન કરાવ્યું.

મને પ્રશ્ન એ થાય છે કે આપશ્રી આચાર્યકોટિના મહાન્ સંત અને હું એક અજાણ્યો અપરિચિત સામાન્ય માણસ—વળી આપશ્રી સંધ્યાજેવા અગત્યનાં શાસ્ત્રીય કર્મમાં પ્રવૃત્ત અને હું એક પ્રવાસી આવી પરિસ્થિતિ છતાં તેઓશ્રીનું સૌજન્ય કેટલું! તેઓશ્રીની ઉદારતા કેટલી! તેઓશ્રીનો સમભાવ કેટલો! મને એક અજાણ્યા મુસાફરને સન્માન્યો, સન્મુખ બેસાડ્યો, આપશ્રીએ સંધ્યામાં વિક્ષેપ સ્વીકાર્યો અને મને સમાધાન આપવા કૃપા કરી અને આજે પૂરો પરિચય થયો કે સાચા સંતનું હૃદય કેટલું પ્રેમપૂર્ણ હોય છે, કેટલું કૃપાસંપન્ન હોય છે, કેટલું અકારણ કૃપાળુ હોય છે! નહિતર મારી તેમને શું પડી હોય? આનું નામ સાચા મહાપુરુષ કે જેમની દૃષ્ટિમાં સૌ સમાન-નાના કે મોટા, ગરીબ કે તવંગર, ભણેલા કે અભણ. જેમ ભગવાન્ સૂર્ય સર્વને એક સરખા પ્રકાશે છે, જેમ મેઘરાજ સર્વ સ્થલે સમાન વૃષ્ટિ કરે છે તેમ પ્રભુરૂપ અવતારી સંત સૌ ભણી સમાનદૃષ્ટિવાળા હોય છે. હું વ્રજનો છતાં મને આપશ્રીનો બનાવ્યો.

તેઓશ્રીએ મને વ્રજવાસી સમજી મને પ્રશ્નો પણ મારી પરિચિત હિંદી ભાષામાં કર્યા એથી તો હું અધિક સંતુષ્ટ થયો.

તેઓશ્રી નિજમંદિરના મધ્યભાગમાં આસનપર પૂર્વાભિમુખ કરી બેઠેલા હતા સફેદ વસ્ત્ર પહેર્યું હતું, અને સફેદ ઉપવસ્ત્ર ઓઢ્યું હતું ભાલમાં ત્રિપુંડ્રની ભસ્મ શોભતી હતી તેઓશ્રીનું મુખકમલ એટલે આત્મજ્ઞાનની પ્રસન્નતાનું પ્રફુલ્લ પુષ્પ-તેઓશ્રીની આંખો એટલે યોગેશ્વરની વેધકદૃષ્ટિ તેઓશ્રી એટલે પૂર્વકાલના વેદવ્યાસજી જેવા મહર્ષિ આનું નામ સંધ્યા કે જેમાં વ્યષ્ટિ ને સમષ્ટિની એકતા થતી હોય-જેમાં વ્યષ્ટિપ્રાણ સમષ્ટિપ્રાણ સૂર્યજોડે અભેદ સાધતો હોય. શું દિવ્ય હતું એ નિજમંદિર! શું રમ્ય હતી એ પ્રભાતની સુરમ્ય પ્રભા! શી પ્રતાપમય હતી વાતાવરણની છટા! તેઓશ્રી અત્યારે નથી છતાં જ્યારે મારા સુભાગી જીવનના એ સુરમ્ય દિવસનું સ્મરણ થાય છે ત્યારે મારું મન પ્રમોદમાં ગરકાવ બને છે, અને એ નિજમંદિરને, એ સુરમ્ય પ્રભાતને, અલૌકિક એ આંદોલનોને અને બીલખા-આનંદાશ્રમના મહાન્ આચાર્યશ્રીની પ્રસન્નગંભીર મૂર્તિને મારી આગળ ખડાં કરે છે. હું એ સ્થાનમાં બેસી આનંદમગ્ન બનતો હોઉં એવીજ મને ધન્યતા અનુભવાય છે. આથી અધિક માનવજીવનમાં બીજું શું હોઈ શકે?

ૐ

## તત્ત્વબોધ

"સ્ફુરણ એજ સંસાર, નિઃસ્ફુરણ તે બ્રહ્મપદ;
ત્યજીદે સ્ફુરણ અસાર, નિઃસ્ફુરણ રે' સર્વદા."

# વરલના કારભારી

## મહાત્માશ્રી નથુરામશર્માજી

[ લેખિકા: કુમારી શ્રીલક્ષ્મીકુમારી ગંભીરસિંહજી રાઓલ-વરલ ]
( અભ્યાસ: મેટ્રિક: શ્રીનંદકુંવરબા ક્ષત્રિય કન્યાવિદ્યાલય—ભાવનગર )

મરહુમ વરલદરબાર રાઓલ શ્રી. હરિસિંહજી, મારા પ્રપિતામહ થાય. મારા તો તેઓ વડિલના વડિલ, અને તેના પણ વડિલ, અને તેથી મારે તેઓશ્રી ઉપર સ્હેજે અતિ પૂજ્યભાવ હોય જ, અને વળી તેઓશ્રીએ વરલ જાગીરને મૂળ હતી તેના કરતાં આઠ ગણી વધારી એક સારા તાલુકાના દરજ્જાએ મૂકી, તથા વરલ તલપદમાં ચાલીશ હજારની કિંમતની લાયબ્રેરી વસાવી હરિવિલાસ મહેલ ગઢસહિતનો બાંધ્યો, નદીનો પાકો રક્ષણાત્મક બંધ બાંધ્યો, તથા વરલ જેવા ગામડામાં લાઈનદોરી નાંખી નદીથી રાજગઢ સુધીનો સાઠ ફીટ રસ્તો અને બાજુ ઝાડો રોપાવી વરલનો સીનો એક ભવ્ય ગામડામાં ફેરવી નાંખ્યો, તે માત્ર જણાવવા હું આ લેખ લખવા પ્રેરાતી નથી, તેમ ઉપરોક્ત બાબતો જે થઈ તે કેવળ મનુષ્યપ્રયાસ અને માત્ર બહુ વિદ્વાન્ પોતે હતા, તેથી પણ થઈ નથી, પણ પોતાના જીવનમાં એક બહુ મોટો આધ્યાત્મિક પ્રસંગ, ચમત્કૃતિ તરીકે ગણો, યા પોતાના પૂર્વ પ્રારબ્ધાનુસાર કહો, પણ તેજ પ્રસંગના કારણે પોતે આબાદી-સમૃદ્ધિ-વિદ્વત્તા, કીર્તિ, અને સુખ સર્વ પ્રકારનું પ્રાપ્ત કરેલું, કારણ એ કે પોતાને પૂ. નથુરામશર્માજી નામના કારભારી પ્રાપ્ત થયા હતા પૂજ્યપાદ નથુરામશર્માજીએ જ વરલનો વહીવટ તાલુકાના પદ્ધતિસરના ધોરણે મૂકયો, અને ભાવનગર રાજ્ય પાસેથી વહીવટી હક્કો પ્રાપ્ત થયા. આ બધું તો સારા મુસદ્દી મળે તો થાય. પૂ. મહાત્માશ્રી નથુરામશર્મા માત્ર મુસદ્દી જ ન હતા, વિદ્વાન્ જ ન હતા, પણ સમર્થ યોગી અને જ્ઞાની મહાપુરુષ હતા, અને તે માટે મારે તો શું વિશેષ કહેવું હોય? તેઓશ્રીના દિવ્ય જીવનસંબંધે જીવનચરિતોના ચાર પ્રવાહોમાં અને અન્ય પુસ્તક-પુસ્તિકાઓમાં ઘણું લખાઈ ચૂકયું છે. તેઓશ્રીના હજારોની સંખ્યામાં રહેલા શિષ્યો તેઓશ્રીના મહિમાનો પ્રત્યક્ષ પુરાવો છે, અને વળી સં. ૨૦૧૩ ના આશ્વિન માસની સુદિ ચોથથી બીલખામાં શરુ થનાર નાથશતાબ્દીમહોત્સવ આ વાતની અધિક પ્રતીતિ કરાવે છે. તેઓશ્રી શું હતા એ બધું તેઓશ્રી સ્થાપિત આનંદાશ્રમોવડે અને સ્વરચિત સો ઉપરાંતના નાના મોટા ધાર્મિક ગ્રંથોવડે સિદ્ધ થઈ ચૂકયું છે. સદરહુ લેખમાં તો હું તો અમારા કુટુંબ-સાથે સંકળાયેલ તેઓશ્રીના જીવન પ્રસંગોનો ઉલ્લેખ કરવા પ્રયત્ન કરીશ—

વરલમાં કારભારું કરતાં છતાં પોતેશ્રી તો જળકમળવત્ વિરક્ત રહેતા, અને તે મુજબ પોતાનો ઊતારો મકાનમાં નહિ, પણ અમારા આંબાના એક બગીચામાં નદીકાંઠે તંબુ નંખાવી ત્યાં રહેતા, અને કામકાજમાટે ઓફિસ અને દફતર અને સ્ટાફ ત્યાં રહેતાં. આ દરમિયાન એક રાત્રે પોતાને તંદ્રામાં આદેશ થયો કે સંસારનું ઋણ વરલમાં તેઓશ્રીનો મુકામ છેલ્લો હોઈ પૂરું થાય છે, અને તેથી હિમાલય તુરત જવું, જેથી પૂ. નથુરામશર્માજીએ મારા પૂ. પ્રપિતામહપાસે ગુહ્ય આધ્યાત્મિક સંદેશ જણાવી રજા માગી. જે વખતે આ વિયોગ સમાચાર સાંભળી મારા પૂ. પ્રપિતામહ અશ્રુધારે મૌન રડી પડતાં, તેઓશ્રી એટલે પૂ. નથુરામજીશર્મા કે જે હવે માત્ર વરલકારભારીજ ન રહ્યા હતા, પણ

ઈશ્વરના પ્રતિનિધિ હતા, તેઓશ્રીએ આશ્વાસન દઈ આશિષ્ આપી કે "તમારી આ સ્થિતિ માત્ર તમારીજ પેઢી પૂરતી નહિ, પણ પેઢી દર પેઢી ચાલશે, પણ જો કોઈ નીતિધર્મ ચૂકશે તો ત્યાંથી અટકશે, પણ તે સિવાય આ તમારો રાજવૈભવ સદાકાળ કાયમ કોઈ પણ સંજોગમાં સચવાઈ રહેશે" આ પ્રમાણે તે વખતે જે કહેલ તે તો પૂજ્યપુરુષ જેમ આશિષો આપે છે, તેમજ અમોએ માનેલું, પણ આ વાતને સમયનો દીર્ઘકાળ થયો, પેઢીઓ થઈ; વળી જાગીરદારી-તાલુકદારી વિસર્જન થઈ છતાં સ્થિતિસંયોગ ન કલ્પ્યાં હોય ત્યાંથી અણધારી-રીતે એટલે કેવળ આકસ્મિક રીતે એટલી બધી મદદ પ્રાપ્ત થવા પામી કે પૂજ્યનો આશીર્વાદ તે માત્ર બોલવા સાંભળવા પૂરતો ન હોતો, પણ દૈવી હતો, તેમ અમો નક્કી કરી શકેલ છીએ _વળી વિશેષમાં સદરહુ બાબતને વધારે પુષ્ટ કરી દે છે તેવો બીજો પ્રસંગ પણ છે, કે જે બાદ અમારા કુટુંબને તો સો ટકા નહિ, પણ સવાસો ટકા તેઓશ્રીની આશિષનું ફળ મનાય છે, તે એ કે એક સમયે જ્યારે એઓશ્રી એટલે પૂ નથુરામશર્માજી વરલકારભારી હતા, ત્યારે તેઓશ્રીએ વરલની એક જગ્યા ઉપર ફરતાં ફરતાં ભવિષ્ય કહેલ કે અહીં ભોળાનાથનો હુકમ છે કે અર્ધી સદી બાદ તમારુ એક નવું જ ગામ વસશે. કોઈપણ ભાયાત દરજ્જાના જાગીરદારને નવું ગામ વસાવવું હોય તો મૂળ હક્કની સનદમાં ખાસ ઉમેરાય ત્યારેજ થઈ શકે, પણ આગળ જણાવ્યુ તેમ ચાલતા મળેલ હક્ક સિવાય ભાવનગર મહારાજા( તે વખતના )થી વિશેષ હક્કો વરલતાલુકાને ચલવવા આપ્યાના કારણે હક્ક પૂરતી અટચણ તે વખતે જરાય આવી શકે તેમ ન હતી, પણ તે સમયથી અર્ધા સૈકાબાદ આ નવું ગામ તો મારા પિતા ( હાયર ડીપ્લોમામાં પાસ થઈ) ઘરે આવી વહીવટ સંભાળ્યા બાદ પોતે જૂના હક્કના આધારે વસાવ્યું ( જેને પણ વસ્યે આજ ત્રીશ વર્ષ થઈ ગયાં ). જૂના હક્કો વિશેષે જે અમો ભોગવતા હતા તે હક્કો લેખિત થયા ન હતા, એટલે કદાચ આધુનિક નવા સંયોગોમાં એ હક્કોસંબંધી પ્રશ્ન ઉપસ્થિત થયો હોત તો કદાચ થાત પણ ખરો, છતાં મારે જણાવવું જોઈએ કે બીલખાના એ સંતશ્રી અને અમારા વરલના વિરલ કારભારીની કૃપાથી એ હક્કો અર્ધા સૈકાબાદ લેખિત થયા અને પાકા થયા, અને ત્યારપછી તાલુકા હક્કો પણ નક્કી થયા આ અમારા સદ્‌ભાગ્યનું પરિણામ હોય અથવા અમારી હોશિ-યારીનું ફલ છે એમ જરાપણ અમે માનતા નથી તેમ માનવા તૈયાર પણ નથી અમે પ્રામાણિક-પણે અને વિનમ્રભાવે એકરાર કરીએ છીએ કે આવું શુભ પરિણામ માત્ર તેઓશ્રીની આશિષ્ અને દિવ્ય સંકલ્પનુ ફલ છે

મારા કુટુંબમાંથી આ બધું સાંભળી પ્રેરણા મળતાં આ લઘુ લેખ હું યથામતિ લખી વિરમું છું

---

# સિદ્ધપુરુષ

[ વ્યાખ્યાતા—શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી-અમદાવાદ ]

મારે તો એ ગૌરવ લેવાજેવું છે કે જ્યાં મહાત્માશ્રીનો વાસ હતો ત્યાંજ મારે બચપણ પસાર કરવાનું હતું આ સમયમાં જ્યારે બ્રાહ્મણ તથા અન્ય વર્ણના લોકો ધર્મવિમુખ બન્યા હતા, અને બનતા જતા હતા ત્યારે આટલાં જ્ઞાનનો પ્રચાર કરી લોકોને ધર્મમાર્ગે વાળવાનું મહાન કાર્ય તેઓશ્રીએ આરંભેલું. બ્રાહ્મણો જો સંધ્યા કરતા થયા હોય તો તે શ્રીમન્નાથની

કૃપાથીજ. પોતેશ્રી પણ ધર્મમયજીવનમાં રંગાયેલા હતા, ઓતપ્રોત હતા મહાત્માશ્રીની વાણીમાં કદી કોઇ મતપંથનું ખંડન નહોતું તેઓશ્રીએ હમેશા મંડનાત્મકપ્રવૃત્તિ એવી હતી બીજા સંપ્રદાયને હલકો પાડવાની અથવા ઉતારી પાડવાની વાત તેઓશ્રીનાં કોઈ પ્રવચનમાંથી મળતી નથી.

એવી રીતે યોગમાં પણ મહાત્માશ્રી સિદ્ધપુરુષ હતા અને બરાબર યાદ છે કે એક ભાઈ રક્તપિત્તથી પીડાતા હતા, અને તેથી તે મહાત્માશ્રીપાસે ગયેલ મહાત્માશ્રીએ તેમને અમુક યોગક્રિયા બતાવેલી અને તેદ્વારા તે ભાઈ એ રોગમાંથી મુક્ત થઈ ગયેલા

——[*]——

## ગુરુદેવનું નામસ્મરણ

[ વ્યાખ્યાતા—શ્રી નર્મદાશંકર ઠાકર-ઠાકરહાઈસ્કૂલના સંચાલક-અમદાવાદ ]

મને તો એટલી શ્રદ્ધા છે, અને મારા જાત અનુભવે આ શ્રદ્ધાને એટલી સુદૃઢ બનાવી છે કે ગુરુદેવના નામસ્મરણના પ્રભાવથી મારે કદી દવાખાને જવુ પડયું નથી-એટલેકે મારું સ્વાસ્થ્ય હું બરાબર જાળવી શકયો છુ શ્રીમન્નાથ વિષે શિષ્યો તથા સદ્‌ગૃહસ્થોને મે' કહેતા સાંભળ્યા છે કે ગુરુદેવ જયારે સમાધિમાં બિરાજેલા ત્યારે આસનથી આશરે એક ફુટ અદ્ધર અવકાશમાં બિરાજેલા આ માત્ર કલ્પિત લોકોક્તિ અથવા કિંવદંતી નથી, પણ એક સુભાગી શિષ્યનો અંગત અનુભવ છે આ માટે જુઓ "શ્રીનાથચરિતામૃત" પ્રથમપ્રવાહનું પાનું ૩૩૧ મું અને ત્યાં વાંચો શ્રી પ્રસનજી લાલજી—વ્યાસના અનુભવશબ્દો—"મહાત્માશ્રી સમાધિમાં હતા તે વખતનું તેઓશ્રીનું દર્શન અલૌકિક હતું તે પ્રભાવ વાણીમાં આવે નહિ યોગબળથી આસન ઉપરથી એક ફુટને આશરે મહાત્માશ્રી અદ્ધર હતા ! આ દર્શનનો લાભ તેઓશ્રીની કૃપાથી મળ્યો"

આ શબ્દો શું સિદ્ધ કરે છે? સિદ્ધ એ કરે છે કે તેઓશ્રી સિદ્ધ યોગેશ્વર હતા તેઓશ્રી રચિત ટીકાગ્રંથો-શ્રીવેદાંતદર્શન, શ્રીઉપનિષદો, શ્રીમદ્ ભગવદ્‌ગીતા, શ્રીપંચદશી, શ્રીઅષ્ટાદશરત્નો વગેરે ગ્રંથો તથા તેઓશ્રીના કર્મ, ઉપાસના, ભક્તિ, યોગ, સાંખ્ય તથા જ્ઞાન ઉપરના સ્વતંત્ર ગુજરાતી ગ્રંથોમાંનો કોઈ એક ગ્રંથ વાંચી જુઓ-આ બધા ગ્રંથો મળીને સંખ્યામાં એક સો ઉપર છે સંખ્યાની દૃષ્ટિએ અને ગુણની દૃષ્ટિએ તેમાં રહેલા જ્ઞાનનો વિચાર કરો અને એ પણ એક તટસ્થ વિચારકની દૃષ્ટિએ, અને તમારી જાતને પ્રશ્ન પૂછો કે રાજકોટ ટ્રેઇનિંગ કોલેજના-અધ્યાપનમંદિરમાં માત્ર ગુજરાતીનો બે વર્ષનો અભ્યાસ કરનાર એટલે સિનિયરસુધીનુ પણ જ્ઞાન નહિ ધરાવનાર અને અઠવાણા, લીબુડા અને જાફરાબાદજેવી પ્રાથમિક ગુજરાતી શાળામાં એક શિક્ષકતરીકે કામ કરનાર આવું ગ્રંથ-સાહિત્ય કયાંથી લખી શકયા? એનો એકજ ઉત્તર મળી શકે કે યોગશક્તિનો એ પ્રતાપ હતો-યોગવડે વિશ્વાત્માસાથે જોડાયાનો એ પ્રતાપ હતો ઋતંભરાપ્રજ્ઞાની પ્રાપ્તિવડે થયેલા આત્મદર્શનનો એ પ્રકાશ હતો-અથવા મનુષ્યરૂપમાં દેખાડેલી અવતારલીલાનું એ રહસ્ય હતું બીજો આનો જવાબ શો હોઈ શકે? કશો નહિ



# અલૌકિકતા

[ વ્યાખ્યાતા : શ્રી. ગિરજાશંકર જોશી–અમદાવાદ ]

હું તો તેઓશ્રીની કથાના શ્રવણથી, જ્ઞાનગંભીર પ્રવચનથી તથા દર્શનથી પ્રભાવિત થયેલો છું. મહાત્માશ્રીના સંપર્કમાં અથવા સમાગમમાં આવનાર સૌ લોકો સંતોષ પામીને જતા, અને હમેશાં શિષ્યભાવ જાળવતા-તેઓશ્રીમાં વિચાર, વાણી અને વર્તનની એકતા હતી. તેઓશ્રી બ્રહ્મદર્શી વેદાંતી હતા-યોગસિદ્ધ યોગી હતા-વિવેચક, સિદ્ધવ્યાખ્યાતા અને શ્રોત્રિય હતા-આરીતે તેઓશ્રી અનેક ગુણસંપન્ન હતા. યોગશાસ્રના શિક્ષણની સિદ્ધકલા તેઓશ્રીમાં હતી શિષ્યોના અને શરણે આવનાર શ્રદ્ધાન્વિત સૌનાં ત્રિવિધ તાપો-ત્રિવિધ દુઃખો સદ્ગુરુદેવ અવશ્યમેવ દૂર કરી શકે છે એવી સુદૃઢ શ્રદ્ધા તેઓશ્રીએ પ્રકટાવી છે, અને એરીતે તેમનાં હૃદયપર-આત્માપર સદ્ગુરુનું શાસન સ્થાપ્યું છે. સૌરાષ્ટ્ર-સોરઠ-સિંહની ભૂમિ છે, એટલે ત્યાં જેમ વનકેશરી પાકે છે તેમ વેદાંતકેશરી સમા આ માનવેન્દ્ર મહાપુરુષ પ્રકટ્યા હતા

# મારા શિક્ષક

[ લખાવનાર : શ્રી. જેરાજભાઈ-જૂના ખોજા વિદ્યાર્થી-લીંબુડા ]

મહાત્માશ્રી લીંબુડાના મહેતાજીની જગાએ પધાર્યા તે વેળા નિશાળમાં હું વડે નિશાળીઓ હતો. તેઓશ્રી મારાપર અને બીજા બધા વિદ્યાર્થીઓ ઉપર બહુજ પ્રીતિ રાખતા. ગમે તેટલું નુકસાન થાય તોપણ સાચુંજ બોલવું અને સાચુંજ કરવું એવો આગ્રહ અમને માસ્તરસાહેબ ( મહાત્માશ્રી ) કરતા વિદ્યાર્થીઓને ભણાવવામાં કે જૂદે જૂદે પ્રસંગે નીતિનો બોધ ચાલુ રહેતો. હિંદુ મુસલમાન બધા ઉપર સરખી પ્રીતિ રાખતા. સ્કૂલટાઈમ-સિવાયના વખતે સારાં સારાં પુસ્તકો વાંચવામાં, સત્સંગમાં ને ભજનમાં ગાળતા. દરરોજ પાંચ વાગ્યા પહેલાં ઊઠતા. રાત્રે દશ અગિયાર વાગ્યાસુધી સત્સંગ કરાવતા હોય. ભજનમાં બહુ પ્રીતિ હતી. નવરાશ મળે કે ભજનમાંજ બેસે તે વેળા આપણે તેઓશ્રીને મળી શકીએ નહિ મળવું હોય તો તેઓશ્રીએ જણાવેલ વખતે સાંજસવાર મળી શકીએ ઘરને બે બારણાં હોઈ એકાંતને માટે એક બારણે તાળું દે, ને બીજું અંદરથી વાસે એટલે ખબર ન પડે કે પોતે અંદર છે. નિશાળના વખતમાં નિશાળના કામ સિવાય બીજું કાંઈ પણ કામ કરતા નહિ મારી ઉંમર એ વખતે ૧૬-૧૭ વર્ષની હતી. મહાત્માશ્રીએ મને નિશાળમાં આસિસ્ટંટની જગાએ દાખલ કરાવ્યો હતો. નિશાળમાં અંગ્રેજી ચાલતું નહોતું. પણ મારા ઉપર બહુ પ્રેમ હોઈ મને અંગ્રેજી પહેલી ચોપડી આખી તથા બીજી ચોપડીના થોડા પાઠ તેઓશ્રીએ શીખવ્યા હતા, પણ પછી તેમની જાફરાબાદ બદલી થઈ જતાં મારું અંગ્રેજી ભણવાનું બંધ થયું. મહાત્માશ્રી વ્યવહારમાં ઉધાર લેવડદેવ બનતાંસુધી કરતા નહિ. સાધુ-સંતોપર અતિપ્રેમ રાખતા. કેટલાંક આસનો મને મહાત્માશ્રીએ શીખવ્યાં હતાં પોતે કોઈ બાઈમાણસને અડતા નહિ, અને પાંચ વર્ષથી મોટી બાઇને અડી જવાય તો ઉપવાસ કરતા."

[ લખાવનારઃ-બીજા એક જૂના ખોજા વિદ્યાર્થી કાનજી રાજા-લીંબુડા. ]

" હું પહેલેથી ત્રીજી ચોપડીસુધી મહાત્માશ્રીની પાસે ભણ્યો હતો. તેઓશ્રીનો સ્વભાવ બહુ જ દયાળુ ને શાંત હતો. સોટી વિગેરેની શરીરશિક્ષા બિલકુલ કરતા નહિ.

એકવાર પરીક્ષાના પ્રસંગમાં સબડેપ્યુટી સાહેબ ખીજતા હતા, તેનો જવાબ માસ્તર-સાહેબ બહુ જ શાંતિથી તપ્યાવગર આપતા હતા. ધગવાની તો બિલકુલ વાત જ નહિ."

## ક્ષમાયાચના

[ લેઃ— ગ. સ્વ. લક્ષ્મીબેન કરમશી ]

[ નોંધઃ-મુંબઈના પ્રસિદ્ધ શેઠ રાવબહાદુર કરમશી દામજી, જેમના ધાર્મિક પુત્રોએ પૂજ્યપાદશ્રીને પોતાને ત્યાં પધરાવ્યા હતા. તેમનાં જિજ્ઞાસુ ને અભ્યાસી બહેન લક્ષ્મીબહેને મુંબઈની જનતાને કૃપાનાથના ઉપદેશનો લાભ મળે તે સારુ કૃપાનાથને આગ્રહપૂર્વક વિનતિ કરીને તેઓશ્રી પાસે શ્રીલક્ષ્મીનારાયણના મંદિરની મોટી ધર્મશાળામાં ચૈત્ર વદિ ૯ થી ચૈત્ર વદિ ૧૩ સુધી ચાર દિવસ વ્યાખ્યાન અપાવ્યાં હતાં. સવારે દૈવી સંપત્તિવિષે ને સાંજે અનન્યભક્તનાં લક્ષણવિષે વ્યાખ્યાન ચાલતું. શ્રોતાઓને એથી બહુ પ્રસન્નતા ઉપજી હતી; અને તેમણે પૂજ્યપાદશ્રીપ્રતિ બહુ પૂજ્યભાવ દર્શાવ્યો હતો ]

" આચાર્યદેવો ભવ " ( આચાર્ય-ગુરુને દેવરૂપ-પ્રભુરૂપ માન ) એવું શ્રુતિમાતાનું-વેદ ભગવાનનું વચન છે. અરે ! ગુરુ તો દેવ કરતાં અધિક છે, કારણ કે દેવનું દર્શન કરાવનાર ગુરુ છે. " બલિહારી ગુરુદેવકી, જિન ગોવિંદ દીયા બતાય " એવા સદ્‌ગુરુને અંતરના પ્રણામ.

હેતુવિના કાર્ય હોય નહિ-પ્રણામમાં પણ હેતુ છે, સંસારીઓ તો સ્વાર્થી રહ્યા, પ્રણામમાં પણ પ્રણામ કરનારનો સ્વાર્થ છે. માતાપિતા સંસારમાં જન્મ આપીને પાલન કરે છે, તેથી તે પૂજ્ય છે, અને સદ્‌ગુરુ આ અસાર ને દુઃખમય ઘાટા તિમિરરૂપ સંસારમાંથી તરી જવાનું દિવ્યજ્ઞાન આપે છે, તેથી માતાપિતા કરતાં અધિક પૂજ્ય છે. એવા જ્ઞાનની તૃષ્ણા પરમકૃપાળુ ગુરુદેવ પૂરી કરો એવી પ્રાર્થના છે.

ગુરુદેવે દૃષ્ટાંત આપ્યું હતું કે સાગરનું ખારું જળ પીવાથી તૃષા છીપતી નથી, અને વધારે પીવાય તો ગાંડાં થઈ જવાય છે; પણ મને તો ગુરુદેવની અમૃતવાણીરૂપ બહુ મધુર જળનું પાન કરતાં મારી તૃષ્ણા છીપતી નથી, અને તેથી તે ઉપદેશરૂપ મિષ્ટ જળ વધારે પીતાં તેમાં ગાંડાં થઇ જવાય તો અતિ અમૂલ્ય વસ્તુની પ્રાપ્તિ થઈ જાય એમ લાગે છે. પ્રભો ! કૃપા કરો અને તે માર્ગે લઇ જાઓ.

શ્રીગુરુના ગુણોનું ને ઉપકારોનું વર્ણન શેષભગવાનની સહસ્ર જિહ્વાથી થઈ શકે એમ નથી, તો એક અબળાની નિર્બળ જીભનું શું ગજું ? છતાં વ્યાવહારિક જીવ વ્યવહાર-માર્ગને અનુસરે છે-આ કાલાવાલા કરે-છે.

વરસાદ જેમ જગતમાં અમૃતરૂપ જળની ધારાબંધ વૃષ્ટિ કરી લીલાલહેર કરે છે, તેમ આપશ્રીએ ઉપદેશરૂપ અમૃતધારાઓની વૃષ્ટિ કરી અમારા હૃદયોને આનંદમય કરી મૂક્યાં. આ આનંદની અખંડધારાઓ ચારદિવસ ચાલી, અને તેણે અમારાં અંતઃ-

કરણના મળોને દૂર કરી અમારી સંસારસાગર તરી જવાની જિજ્ઞાસાને તીવ્ર બનાવી દીધી છે. એ ઉપકારનું માપ કેમ કરીને થઈ શકે? આજથી આ અમારો આનંદ ઓછો થવાનો છે એ ભયનું સૂચન થતાં હૃદય કંપી ઊઠે છે! શ્રીગુરુદેવ! આપશ્રીનો ઉપદેશ છે કે સત્પુરુષોનો સમાગમ હોય વા ન હોય તોપણ સમભાવી રહેવું, પણ એવી સ્થિતિમાં અમે આવ્યાં નથી, અને પ્રસ્થાનના ભણકારા વાગે છે, આને લઈને આપશ્રીનાં વચનામૃતોનું નિત્ય પાન કરનારાઓની અમારાથી ઈર્ષ્યા થઈ જાય છે, તો એ શું પાપ છે? આપશ્રીનું વચનામૃત છે કે અબ્રહ્મમાં બ્રહ્મની વ્યાપ્તિ છે તો એ ઈર્ષ્યામાં પણ ગુરુદેવનાં દર્શન અને ઉપદેશવચનની વ્યાપ્તિ નથી શું? પણ પ્રભો! આપશ્રીપ્રત્યે સતત દૃષ્ટિ રહેતી નથી. સહજ સ્વભાવે તેમ થઈ જાય તો શ્રીગુરુદેવ! આપ ક્ષમા આપવા કૃપા કરશો.

વિશેષ કેટલું કહું? કહેતાં પાર આવે તેમ નથી. પ્રભો! અમે તો આપશ્રીનાં બાળક છીએ, ને બાળક તો સ્વાભાવિકરીતે ભૂલો કરે, તો સતત મહાક્ષમી આપશ્રી અમારી ભૂલોની ક્ષમા આપશો. વળી બોલવામાં શબ્દદોષ કે અર્થદોષ વગેરે જે દોષો થયા હોય તેની પણ આપ દયાસાગર ક્ષમા આપશોજી.

છેવટ બાંહ્ય ગ્રહ્યાની લાજ છે તો "દીનાનાથ! દયાળ નટવર! હાથ મારો મૂકશો માં" એ પ્રાર્થના લક્ષમાં લઈ ભવસાગરથી બચાવવા કૃપા કરશો.

अपराध सहस्राणि, क्रियंतेऽहर्निशं मया ।
दास्यहमिति मां ज्ञात्वा, क्षमस्व परमेश्वर ॥

---

## જૂનાં સ્મરણો

[ લેખકઃ-શ્રી. બાપાલાલ છગનલાલ શાહ-હરિભક્ત અમદાવાદ. ]

[ નોંધઃ-શ્રીયુત બાપાલાલ છગનલાલ શાહ પ્રખર હરિભક્ત બાલ બ્રહ્મચારી છે. વડતાલના સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્યશ્રી મહારાજ અને અમદાવાદના સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્યશ્રી મહારાજના અતિપ્રિય છે. તેમનામાં અનોખી ભક્તિ છે. પોતે જ્ઞાની અને સનાતનધર્મને અનુસરનારા છે. ભક્તિભાવમાં મસ્ત રહે છે. પોતે નિરભિમાની અને સૌજન્યમૂર્તિસમા છે. ]

સં. ૧૯૬૨થી સં. ૧૯૬૫ સુધીમાં મારે માણાવદર સ્ટેટમાં કામપ્રસંગે અવારનવાર જવું-આવવું થતું હતું. એ સમય દરમિયાન બાંટવાના બાહોશ વકીલ શ્રીયુત લાલસિંહજી જોડે પરિચય થતાં સંબંધ બંધાયો, એટલું જ નહિ પણ બાંટવાના ન્યાયાધીશ શ્રી વલ્લભદાસ રવજી તથા શિરસ્તેદાર શ્રી. મલુકચંદભાઈના પરિચયમાં આવ્યો. આ કારણે મારું માણાવદરથી બાંટવા પણ જવું થતું.

લાલસિંહજીભાઈ જોડેના સંબંધથી બીલખા-આનંદાશ્રમના પૂજ્યપાદ મહારાજશ્રી નથુરામશર્માજીના સમાગમમાં આવવાનો મને લાભ મળવા લાગ્યો. લાલસિંહભાઈને ત્યાં બાંટવામાં પધારે ત્યારે માણાવદરથી હું બાંટવા જઉં, અને અનુકૂળ પડે ત્યાંસુધી બાંટવામાં

રહી સાંજરે મહાત્માશ્રીની કથાનો લાભ લઉં. આ પ્રમાણે મહારાજશ્રીનાં દર્શનસમાગમનો લાભ મને બાંટવામાં મળ્યા કરતો. મહાત્માશ્રી સાચા મહાપુરુષ અને ધર્મનિષ્ઠ હતા. તેઓશ્રીએ કર્મકાંડનું રહસ્ય બહુ સ્પષ્ટતાથી સમજાવ્યું હતું, એટલે મને બહુ આનંદ પડતો હતો.

બાંટવામાં વકીલશ્રી લાલસિંહજીભાઈને ત્યાં સાંજરે થતી પૂજ્ય નથુરામશર્માજીની કથાનું-કથાના એક પ્રસંગનું—મને બરાબર સ્મરણ છે —

ગીતાજીના બીજા અધ્યાયના અગિયારમા શ્લોકપર પ્રવચન ચાલ્યું :—

અશોચ્યાનન્વશોચસ્ત્વં, પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે ।
ગતાસૂનગતાસૂંશ્ચ, નાનુશોચન્તિ પંડિતાઃ ॥ (૧૧)

શબ્દાર્થ:-શ્રીભગવાન્ બોલ્યા:-જેનો શોક કરવો યોગ્ય નથી, એવાનો (ભીષ્મદ્રોણાદિકનો) તમે શોક કરો છો, ને પંડિતોએ કહેવા યોગ્ય નહિ એવાં વચનોને બોલો છો; પંડિતો તો પ્રાણોથી રહિત (બાંધવો)નો તથા પ્રાણયુક્ત (બાંધવો)નો શોક કરતા નથી

આ શ્લોકથી કથા શરુ કરી, અને એ શ્લોકના વિવેચનમાં એક કલાક પૂરો થતાં કથાની તેઓશ્રીએ સમાપ્તિ કરી. આ પ્રમાણે બાંટવામાં તેઓશ્રી નિત્ય સત્સંગ કરાવતા.

જૂનાગઢના નવાબસાહેબ રસુલખાનજીના ખાનગી કારભારી જૂનાગઢના રહીશ નાગરગૃહસ્થ શ્રીમાન્ અમરજીભાઈ પણ મહાત્માશ્રીના શિષ્ય હતા, અને તેઓશ્રીના સમાગમ, દર્શન અને સત્સંગથી ચિત્તની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શક્યા હતા. તેમણે પોતાનું જીવન સફલ કર્યું, અને મરણપછી પણ ઉચ્ચસ્થિતિને પામ્યા.

મહાત્માશ્રીના સમાગમથી બ્રાહ્મણોની પેઠે ક્ષત્રિયો અને ઘણા વૈશ્યો, કણબીઓ વગેરે કર્મકાંડમાં પ્રવૃત્ત થઈ પવિત્ર જીવન જીવવા લાગ્યા, એટલુંજ નહિ પણ કુંભાર આદિ સત્શૂદ્રો આદિ પણ સંસ્કારી બન્યા હતા, અને તેઓશ્રીની પારમેશ્વરી યોગશક્તિથી આધ્યાત્મિક માર્ગમાં આગળ વધ્યા હતા.

અમદાવાદમાં તેઓશ્રી રાયપુરમાં હવેલીની પોળમાં ત્યાંની સ્મોલકોઝ કોર્ટના જજ શ્રી જયેષ્ઠારામભાઈના મોટાભાઈ શ્રી ગણપતરામભાઇને ત્યાં પધારતા અને અમદાવાદની ધાર્મિકપ્રજાને સત્સંગનો લાભ આપતા, ત્યારે હું પણ પવિત્ર પુરુષ જયેષ્ઠારામભાઈ જોડે તેઓશ્રીનાં દર્શનસત્સંગનો લાભ મેળવતો અમદાવાદની રાયકવાળ બ્રાહ્મણ જ્ઞાતિમાંથી અને અન્ય જ્ઞાતિમાંથી પણ તેઓશ્રીના ઘણા શિષ્યો હતા અને છે

તેઓશ્રીએ આત્મદર્શન-પરમાત્મદર્શન કરી સિદ્ધપણું મેળવેલું હોવાથી ઘણા જીવાત્માઓનું કલ્યાણ કરી મોક્ષમાર્ગે પ્રેર્યા છે તેઓશ્રી મુખ્યપણે બીલખા-આનંદાશ્રમમાં નિવાસ કરતા અને ત્યાંજ સ્વરૂપાવસ્થાન પામી સંસાર છોડયો છે તેઓશ્રીપ્રતિ મને પૂજ્યભાવ હતો અને છે

# મૂર્તિમાન્ ધર્મ

[ Prof:— J. B. Dave, M. A.
Head of the Department of Philosophy,
Samaldas College,
BHAVNAGAR. ]

The life-work of the Maharshi of Bilkha was to bring about the Renascence of Sanatana Dharma, the Eternal Wisdom of the Hindu race. Never has the need of a restoration of true religious values been more vital to us than in these days of moral, religious and cultural chaos. The Maharshi was a living embodiment of Hindu Philosophy and Religion.

[ શ્રી ભાઈશંકર ધનજી દવે-પૂજ્યપાદ નાથપ્રભુના જૂના અગ્રગણ્ય શિષ્યના-સુપુત્ર શ્રી જયંતીલાલભાઈ એમ. એ. ભાવનગર શામળદાસ કોલેજના તત્ત્વજ્ઞાન વિભાગના ભૂતપૂર્વ મુખ્ય પ્રોફેસર ] શ્રીબીલખાના મહર્ષિ એવા પૂજ્યપાદ કૃપાનાથનું-મહાત્મા શ્રીનથુરામશર્માજીનું જીવનકાર્ય સનાતનધર્મના પુનરુદ્ધારમાટે હતું. નૈતિક, ધાર્મિક, અને સાંસ્કૃતિક અધઃપતનના આ કાલમાં આપણને સત્યધર્મના પુનરુત્થાનની વધારેમાં વધારે અગત્ય છે, અને તે પૂજ્યપાદ મહાત્માશ્રીએ પોતાના જીવનકાર્યથી પૂરી પાડી છે. પૂજ્યપાદ મહાત્માશ્રી હિંદુધર્મ અને હિંદુસંસ્કૃતિની જીવંતમૂર્તિરૂપ હતા.

પૂજ્યપાદ મહાત્માશ્રીનું જીવનકાર્ય ગુજરાત કાઠિયાવાડને ઉદ્દેશીને ઘણેભાગે થયું છે, પરંતુ સમસ્ત હિંદ પણ તેઓશ્રીનું જીવનકાર્ય જાણે તો તેઓશ્રી સાચે જ સ્થળદેશકાળથી પર ગયેલા સાર્વભૌમ મહાત્મા હતા એવી જરૂર પ્રતીતિ થયાવગર રહે નહિ.

# બીલખાના સંત

[ Surajlal S. Sheth B. A. B. T.
Asstt. Teacher
Bahadurkhanji High School
JUNAGADH. ]

At present when human life has sunk down to a mere biological episode, to a mere strange interlude between a ridiculous birth and an annihilating death and when Science instead of offering any consolation seems to destroy our faith by reducing soul to brain, life to matter and personality to chemistry, the Saint of Bilkha came forward as a Saviour and with his Message of the Absolute Monism sought to create a nobler and ever nobler humanity and a happier and an ever happier world.

[ જૂનાગઢની બહાદુરખાનજી હાઈસ્કૂલના ભૂતપૂર્વ શિક્ષક
શ્રી. સુરજલાલ સુંદરજી શેઠ બી.એ.બી.ટી. ]

અત્યારે જ્યારે માનવજીવન જીવનશાસ્ત્રની, માત્ર જડકથારૂપ બનવા લાગ્યું છે, હાસ્યાસ્પદ જન્મ અને વિનાશક મરણની માત્ર એક વિલક્ષણ ઘટના ગણાવા લાગ્યું છે, અને ભૌતિક વિજ્ઞાન માનવજાતને કાંઈ પણ આશ્વાસન-શાંતિ કે સમાધાન-આપવાને બદલે મસ્તિષ્કથી આગળ આત્માજેવું કશું નથી, ભૌતિક પદાર્થોની પછી સૂક્ષ્મ જીવનતત્ત્વજેવું બીજું કશુ નથી, અને વ્યક્તિત્વ એ રાસાયણિક મિશ્રણનું માત્ર પરિણામ છે-આમ પ્રતિપાદન કરી જ્યારે ભૌતિક વિજ્ઞાને આપણા શ્રદ્ધાવાદ ઉપર કુઠારાઘાત કર્યો ત્યારે બીલખાના આ મહાસત (કોઇ ઈશ્વરી ગૂઢ સંકેતાનુસાર) આપણા ઉદ્ધારકરૂપે પ્રકટ્યા અને અદ્વૈત એવા પરમાત્માનો અમર સંદેશ આપીને માનવજાતને ઉન્નત અને ઉચ્ચતર કક્ષાપર મૂકી ગયા, અને જગતને વધારે સુખમય અને વધારે શાંતિમય કરવા મહાન્ પ્રયત્ન કરતા ગયા

---

# બીલખાના મહર્ષિ

[Sri Swami Sivananda-Ananda Kutir, Rikhikesh]

The Maharshi of Bilkha was a great YOGI and His fame spread throughout the length and breadth of Gujarat His entire life was a living SCRIPTURE or Shastra which taught the Hindu gospel mere by action than by speech. He wrote in extenso and his brilliant and lucid commentaries on the Upanishads, the Gita, Yoga Darshan etc are a source of inspiration to His countless admirers and followers The several Ashrams left behind stand to-day as monuments of the Saint's glory.

("The Divine Life")

[પૂ. સ્વામી શ્રીશિવાનંદજી-આનંદકુટિર, હૃષીકેશ]

શ્રીબીલખાના મહર્ષિ એવા પૂજ્યપાદ મહાત્માશ્રી સિદ્ધયોગી હતા, અને એ રીતે એટલે એક સિદ્ધયોગી તરીકે આખાય ગુજરાતમાં પ્રસિદ્ધ હતા તેઓશ્રીનું આખુંય જીવન જીવંત શાસ્ત્રસમું હતું, અને તેઓશ્રીની જીવનચર્યામાંથી હિંદુધર્મની શાસ્ત્રીય પ્રણાલિકાનો બોધ મળતો તેઓશ્રીએ અનેક ગ્રંથો લખ્યા છે (એકસો ઉપરાંત)-તેમાં પણ શ્રીઉપનિષદોપર, શ્રીગીતાપર અને યોગદર્શન આદિપર જે પ્રતિભાપૂર્ણ અને પ્રાસાદિક રહસ્યદીપિકાઓ અને તાત્પર્યદીપિકાઓ રચી છે તે સર્વ તેઓશ્રીના અનેક પ્રશંસકો અને પૂજકોને દિવ્ય પ્રેરણા આપી રહેલ છે તેઓશ્રીસ્થાપિત જે આનંદાશ્રમો છે તે આજે પણ તેઓશ્રીની સંતતાના મહિમાનું સ્મરણ કરાવી રહેલ છે

("દિવ્ય જીવન")

## મહાત્માશ્રી

[ Anantrai Manishanker Raval M. A.
Professor of Gujarati,
Gujarat College,
Ahmedabad ]

The late Mahatma Shri of Bilkha was, so to say, a spiritual Dynamo, which generated spiritual aspiration and endeavour for Light and Self-realisation in many Waiting Souls, and who was, we may say, sent by the Almighty to stem the rising tide of Agnosticism and materialistic apathy to Matters Spiritual.

[ શ્રી અનંતરાય મણિશંકર રાવળ એમ એ. ]
ગુજરાતીના પ્રોફેસર, ( પ્રાધ્યાપક, ) ગુજરાત મહાવિદ્યાલય અમદાવાદ ]

વાસ્તવિકરીતે શ્રીબીલખાના મહર્ષિ એક દૈવી વિભૂતિ-મહાપુરુષ-હતા. તેઓશ્રીએ અનેક જિજ્ઞાસુહૃદયમાં જ્ઞાન અને આત્મસિદ્ધિ-આત્મજ્ઞાન-માટે આધ્યાત્મિક અભિલાષા અને પ્રયત્ન પ્રકટાવ્યાં હતાં આપણે કહી શકીએ કે અજ્ઞેયવાદ અને અધ્યાત્મજ્ઞાન-બ્રહ્મવાદ આત્મવાદ-ભણીની દેહાત્મવાદીઓની ઉદાસીનતાના વધતા જતા પૂરને-પ્રવાહને-ખાળવા પરમાત્માએ તેઓશ્રીને મોકલ્યા હતા.

---

## મહાત્મા નથુરામજી

J K. Mehta M. A.
Secretary, The Indian Merchant's Chamber,
Bombay.]

Ever-since I was a child I knew about Mahatma Nathuramji, as I happened to be in Kathiawar. I knew also, as my father's friend, late Sj. Ganpatrambhai, who was a great disciple of Mahatma Shri and since then also I have met several friends, both men and women, who were disciples of Mahatma Shri I can see that Mahatma Shri's teachings have got a great hold upon his disciples and those teachings themselves were based upon a lofty conception of life.

I myself unfortunately, have not been able to see eye to eye through several teachings of Mahatma Shri, but I believe in bowing my head to whoever has devoted his life to lifting up humanity higher than when he found it.

With regard to Agricultural Economy we pay our respects to those Scientists who help in having two blades of grass where one blade grew, similarly with regard to Spiritual Economy also we may pay respects to those Souls who have contributed to making the world richer in the Spirit.

હુ બાળક હતો ત્યારથી અને કાઠિયાવાડમાં નિવાસ કરતો તે સમયથી મહાત્મા શ્રીનથુરામજીને ઓળખતો આવ્યો છુ સુરતનિવાસી સદ્ગત શ્રી ગણપતરામ અનુપરામ ત્રવાડી મારા પિતાના મિત્ર હોવાને કારણે પણ હુ તેઓશ્રીના (મહાત્માશ્રીના) પરિચયમાં આવ્યો હતો આ ગણપતરામભાઇ પૂજ્યપાદ મહાત્માશ્રીના પરમ શિષ્ય હતા આ પછી પણ મહાત્માશ્રીના શિષ્ય હોય એવા મારા ઘણા મિત્રોના સમાગમમાં આવ્યો છુ, અને તેથી જાણી શકયો છુ કે મહાત્માશ્રીના સદુપદેશની અસર તેઓશ્રીના શિષ્યોપર બહુ પડી છે એ બધો સદુપદેશ પરમાત્મદર્શનની ઉન્નત સ્થિતિએ પહોચાડવામાટે હતો, અને ગ્રંથારૂપે છે

કમભાગ્યને લઈને એ સદુપદેશથી ભરેલા તેઓશ્રીરચિત ગ્રથોને હું વાંચી શકયો નથી, અથવા મંદભાગ્યે તેઓશ્રીનો સદુપદેશ જાણવાનો-સાંભળવાનો લાભ મને સાક્ષાત્ મળ્યો નથી, પણ માનવજાતની ઉન્નતિ કરવામાં જે મહાપુરુષોએ પોતાના જીવનનુ સમર્પણ કર્યું છે તેમના પાદારવિંદમાં વંદન કરવામા હું શ્રદ્ધાપૂર્વક માનુ છુ

જે કૃષિવિજ્ઞાનવેત્તાઓએ કૃષિના ફાલને દ્વિગુણિત કરવામાં-વધારવામાં-પોતાના જ્ઞાનનો ફાળો આપ્યો છે તેમને સૌને આપણે વંદના કરીએ છીએ, તેજ પ્રમાણે જે મહાપુરુષોએ આપણા સંસારને આધ્યાત્મિક સંપત્તિવડે સમૃદ્ધ કર્યો છે તે મહાપુરુષોપ્રતિ આપણને પૂજ્યભાવ પ્રકટે એ સ્વાભાવિક છે

——[o]——

## મહાન્ લેખક

[ Ananga Mohan Saha ]

Mahatma Shri Nathuram Sharma, better known as the Saint of Bilkha was not only a Saint and Religious Teacher, but was also a Prolific Writer

("The Modern Review")

[ અનંગ મોહન સહા ]

શ્રીબીલખાના સંતશ્રી તરીકે વધારે જાણીતા એવા મહાત્માશ્રી નથુરામશર્માજી એક મહાપુરુષ અને આચાર્યપ્રવર હતા એટલુંજ નહિ, પરંતુ આપશ્રી એક પ્રખર પ્રણેતા અથવા મહાન્ ગ્રંથસર્જક પણ હતા

("ધી મોડર્ન રિવ્યુ")

# શ્રીનથુરામશર્માજી

[ વડોદરા કોલેજના પ્રોફેસર-પ્રાધ્યાપક-કે. એચ કામદાર ]

કાઠિયાવાડની જનતાને મહાત્મા શ્રીનથુરામશર્માજીએ જે આંદાલના આપ્યાં છે તે કદી ભૂલાશે નહિ તેઓશ્રીએ અનેક શંકાશીલ માનવીઓને શ્રદ્ધાવાન્ કર્યા છે, અને અનેક નાસ્તિકોને આસ્તિક બનાવ્યા છે

આનંદાશ્રમની સંસ્થા આ આદર્શ પ્રમાણે પ્રકાશન વગેરેનું કામ કરે છે તે રૂબરૂ જોઈ મને ઘણો આનંદ થયો, સંસ્થાની વ્યવસ્થા આશ્રમની વ્યવસ્થાજેવી જ લાગી.

આનંદાશ્રમસંસ્થાના કાર્યક્રમની સફળતા ઇચ્છું છું.

——[ * ]——

# અનંતની ઝાંખી

[ લેખક . શ્રી ગુરુદયાલ મલ્લિક-પચગની ]

[ નોંધ : શ્રી ગુરુદયાલ મલ્લિક પૂ ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરના શાંતિનિકેતનના અંતેવાસી તથા ભૂતપૂર્વ પ્રાધ્યાપક અને પૂ ગાંધીજીના નિકટના અનુયાયી છે. ]

ગુરુમહારાજસંબંધી મારી એક "પુણ્યસ્મૃતિ" કહેવાનું મન થઈ આવ્યું છે. વર્ષો પહેલાંની વાત છે. એક દિવસે કરાચીના અગ્રગણ્ય સંત અને સેવક શ્રી. જમશેદજી નસરવાનજી મહેતા અને હું ગુરુમહારાજનાં દર્શને ( કરાચીમાં જ્યાં તેઓશ્રી બિરાજ્યા હતા ત્યાં ) ગયા હતા સવારનો સમય હતો. તેઓશ્રી હમણાંજ પૂજામાંથી પરવાર્યા હતા. અમે બન્ને જણાએ તેઓશ્રીને પ્રેમપ્રણામ કર્યા. તેઓશ્રીનો સૂર્યસમાન ઉજ્જવલ ચહેરો જોઇને અમોએ ગંભીર અને અગાધ શાંતિ અનુભવી, તેથી અમે તેઓશ્રીનાં પવિત્ર સાંનિધ્યમાં ચૂપચાપજ બેસી રહ્યા

પછી થોડીવાર પછી તેઓશ્રીને પ્રણામ કરીને ઊઠ્યા તેઓશ્રીએ અમને આશીર્વાદ આપ્યા.

જ્યારે અમે બહાર આવ્યા ત્યારે મેં જમશેદજીને કહ્યું —

"જમશેદજી ! ગુરુ મહારાજની આંખોમાં આજે તો મને અનંતની ઝાંખી થઇ."

---

# શ્રીમન્નથુરામશર્માજી

[ લેખકઃ-શ્રી. જયોતીન્દ્ર હરિશંકર દવે-દેવલાલી ]

[ નોંધ -શ્રી જયોતીન્દ્ર દવે સાહિત્યના કોઈપણ સ્વરૂપઉપર કલમ અજમાવે છે. તેઓ કવિ, નિબંધકાર કે વિવેચક કરતાં હાસ્યલેખક વિશેષ છે ]

આપણી ધર્મભાવનાને એ મંદ ને વિકૃત સ્થિતિમાંથી બચાવવા ફરી વિશુદ્ધ અને સબળ બનાવવા આપણા દેશમાં યુગે યુગે જે સંત મહંત દ્રષ્ટા આદિ મહાપુરુષો થઇ ગયા છે

તેમાં શ્રીનથુરામશર્માજીનું સ્થાન છે એમ હું માનું છું એમના જેવા વેદાંતના મહા સમર્થ અભ્યાસી અને વિવેચક ગુરુઓ બહુ થોડા થયા છે એમ એમના સંપર્કમાં આવેલાઓના કહેવાથી જાણું છું, પરંતુ એમના સંપર્કમાં આવવાના લાભથી હું વંચિત રહ્યો છું, એટલે એમના જેવા મહાપુરુષવિષે અલ્પ જ્ઞાન છતાં કંઈપણ લખવું એ બહુ મોટી ધૃષ્ટતા લેખાય !

આશા રાખું છું કે, "શ્રીનાથશતાબ્દી સ્મારક ગ્રંથ" એમના નામ અને કામને શોભે એવો ઉત્તમ પ્રકારનો બનશે.

---

## योगीराज श्रीनथुरामजी

[ लेखकः-साधु श्रीगोमतीदासजी ]

योगीराज श्रीमन्नथुरामजीका प्रादुर्भाव लींबडीके मोजीदड नामक ग्राममें शुक्ल यजुर्वेदीय माध्यंदिनीशाखास्थ औदीच्यब्राह्मण दंपतीसें सं.-१९१४ आश्विन शुक्ला ४ रविवारको हुआ था। आप हठयोग, लययोग, मंत्रयोग और राजयोग चारोंके नियमानुकूल अभ्यासी और सिद्धपुरुष थे। आपका प्रगाढ ज्ञान और चमत्कारपूर्ण जीवन सर्वथा आदर्श था, आपकी नियमित दिनचर्या मुमुक्षुपुरुषोंके लिये पथप्रदर्शक थी। आपने अनेकों ग्रंथ भी लिखे हैं जो आनंदाश्रम-पो. बीलखासें प्राप्त हो सकते हैं। विक्रम सं १९८७, आश्विन कृष्ण ११, शुक्रवारको प्रात.काल आप नश्वर शरीर छोडकर परमधाम पधार गये।

---

## संतश्री नथुरामजी

योगीराज नथुरामजीका जन्म लींबडीके मोजीदड नामक ग्राममें शुक्ल यजुर्वेदीय औदीच्य ब्राह्मणदंपतीसें सं १९१४ आश्विन शुक्ला-४ रविवारको हुआ था। आपने अल्पकालमें ही हठयोग, लययोग, मंत्रयोग, और राजयोगका विधिवत् अभ्यास किया और सिद्धि प्राप्त की। ज्ञान आपका अत्यन्त प्रगाढ और जीवन तपस्यापूर्ण, साधनामय था। आपके जीवनमें विलक्षण विलक्षण चमत्कार हुवे। आपकी नियमित दिनचर्या मुमुक्षु पुरुषोंके लिये पथप्रदर्शक थी। साधनसम्बन्धी आपके लिखे अनेकों ग्रंथ हैं। विक्रम सं १९८७ आश्विन कृष्णा ११ शुक्रवारको प्रातःकाल आप नश्वर शरीर छोडकर परमधाम पधार गये। आप गुजरात-काठियावाडके एक परम आदर्श संत थे।

( " कल्याण-संतांकमेंसें " )

ॐ

બ્રહ્મરૂપ રહેવું સદા, કરવો શુચિ વ્યવહાર;
મનને પ્રશાંત રાખવું, ત્યજવા સર્વ વિકાર.

—નાથ ભગવાન

# મહાત્માશ્રી નથુરામશર્મા

[ લેખક : શ્રી. નારાયણજી ગોવર્ધન-કળસારકર ]

( તંત્રી " ઔદીચ્ય પ્રકાશ " )

એક ઘડી આધી ઘડી, આધીએં પુનિ આધ;
તુલસી સંગત સાધુકી, કટે કોટિ અપરાધ

મહાપુરુષોનાં દર્શન, સત્સંગ અને ઉપદેશશ્રવણથી અનેક જીવોનો ઉદ્ધાર થઈ જાય છે. અનેક જીવોના જીવનમાં આશ્ચર્યકારક પરિવર્તન આવી જાય છે. પરમાત્માના પવિત્ર તત્ત્વનું વહન આવા મહાત્માઓનાં વચનામૃતોદ્વારા પ્રજાના સંસ્કારોમાં ભળે છે, અને મનુષ્યજીવન દિવ્યતાતરફ પ્રયાણ કરે છે.

ઔદીચ્યજ્ઞાતિની મહાવિભૂતિ પૂજ્યપાદ શ્રીનથુરામશર્માજીના નામથી કોઈ અજાણ નહિ હોય સૌરાષ્ટ્રમાં આવેલા બીલખા-આનંદાશ્રમમાં મહાત્માશ્રીએ ગાયત્રીઉપાસના શીખવી અને હજારો દ્વિજોને સંધ્યા-ગાયત્રીના ઉપાસક બનાવ્યા. ગુજરાતીભાષામાં નિત્યકર્મની ચારેય વેદની પુસ્તિકાઓ સરળભાષામાં છપાવી અધિકારી દ્વિજોને વિનામૂલ્યે વહેંચેલ છે. સ્ત્રીઓનાં નિત્યકર્મની પુસ્તિકાઓ પણ પ્રસિદ્ધ કરાવી પ્રચાર કરાવેલ છે, અને ઉપદેશ-ગ્રંથાવલિના પ્રકાશનમાં બોધસાથે ઉત્તમ સંસ્કારધનની જાળવણીના આદેશો આપેલ છે.

ગાયત્રીપટ્ટ-ત્રિરંગી છાપના મોટા નકશાઓની માફક છપાવીને તેનાં વ્યાહૃતિ, અર્થ, ઉપદેશ વગેરે સમજાય તેમ સરળતાથી વર્ષોપહેલાં આપેલ, અને તેનાથી હજારો બ્રાહ્મણો અને દ્વિજવર્ગ સંધ્યોપાસના અને ગાયત્રી જપતા જોવાય છે, આ તેમની અનન્ય ગાયત્રી-ઉપાસનાપ્રત્યેની શ્રદ્ધા અને નિષ્ઠાનું સૂચક છે.

" ઔદીચ્ય પ્રકાશ "નું સંવત્ ૧૯૭૪ માં પહેલું પ્રકાશન મહારાજશ્રી નથુરામશર્માજીની સંમતિથી થયું.

# શુભ સંદેશ

(From: Swami Shri Ramdasji-Kanhangad)

Ramdas is very happy to receive your printed invitation letter for the centenary celebration of Shri 108 Shriman Nathuram Sharma on the 27th-28th September, 1957.

By the Saint's grace the celebration will surley be crowned with every success. May His grace ever pour upon all his devotees and disciples who gather for this auspicious function.

Love and blessings to you and all others there.

[ પાઠવનાર —પૂ. સ્વામીશ્રી રામદાસજી-કન્હાનગઢ ]

ઈ સ ૧૯૫૭ના સપ્ટેમ્બર માસની તા ૨૭–૨૮ (સં ૨૦૧૩ના આશ્વિનમાસની સુદિ ૪-૫)ના શુભ દિવસોએ શ્રી૧૦૮ શ્રીમન્નથુરામશર્માજીનો શતાબ્દીમહોત્સવ ઉજવાશે એ દર્શાવતું છાપેલું નિમંત્રણપત્ર મળતાં રામદાસને બહુ પ્રસન્નતા ઉપજી છે

એ સંતશ્રીની કૃપાથી આ મહોત્સવ ચોક્કસ સંપૂર્ણ પ્રકારે પરિપૂર્ણ થશે. આ મંગલ-મહોત્સવમાં ઉપસ્થિત થનાર સૌ ભક્તો અને શિષ્યોઉપર તેઓશ્રીની દયામયતાનું સતત વર્ષણ થાઓ

ત્યાં એકત્ર થયેલા તમને સર્વને મારા પ્રેમમય આશીર્વાદ

## શુભસંદેશ

[ પાઠવનાર —શ્રી નાગરદાસ પાઠક—ભાવનગર ]

આશ્રમસાથેનો એટલે કે ગુરુદેવસાથેનો લગભગ ૫૦--૫૫ વર્ષપૂર્વનો સંબંધ સ્મરણપર હમેશાં આવે છે, મારા પૂ મામાશ્રી વિશ્વનાથભાઈ તથા મામાશ્રી હરગોવિંદદાસભાઈ તથા બધેકાજી તથા ચુડાવાળા મોહનલાલભાઈ વગેરે અનેક વડીલ બંધુઓનું સ્મરણ ગુરુદેવના સાંનિધ્યમાં થાય છે, અને આજે પણ તેમનું સૌનું માનસદર્શન કરીને કૃતાર્થ થાઉં છું.

નાથપ્રભુની જે કૃપાદૃષ્ટિ મારા જીવનમાં મેં સં ૧૯૦૪ની સાલથી અનુભવી છે તેને લીધેજ હું મારા જીવનને કૃતાર્થ કરી રહ્યો છું એમ માનું છું મારી ભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિના એ માર્ગદર્શક હતા અને છે મારી પામરતાને લીધે હું ગુરુદેવનો સંપૂર્ણલાભ ઊઠાવી શકયો નથી, નહિતર જીવન બહુજ કૃતાર્થ બનત ગુરુદેવનુ જીવનકાર્ય શિષ્યો આગળ ધપાવે એવી શાસ્ત્રાજ્ઞા છે તેઓશ્રીએ ચેતાવેલો જ્ઞાનાગ્નિ ન બુઝાય એ રીતે કામ કરવાની શક્તિ આપણ સૌને પ્રભુ આપે એવી પ્રાર્થના છે।

નાથપ્રભુ માટે શું લખું ? આશ્રમ અને તેઓશ્રીની મૂર્તિ સાક્ષાત્ મારી આંખ આગળ છે. એજ પ્રભુ આપણ બધાને આ શતાબ્દીઉપર આશિષ્ અર્પે, અને આપણે સૌ સુશિષ્યો એ અંતર્યામીની આજ્ઞાનુસાર જીવન વિતાવીએ

## શુભસંદેશ

[ પાઠવનાર -શ્રી અંબાશંકર-બોટાદ ]

પૂજ્યપાદ નથુરામશર્માજી વીશમી સદીના શંકરાચાર્ય હતા વૈદિક ધર્મના પુનરુદ્ધારમાં તેઓશ્રીએ એક મહાન ફાળો આપેલ છે સામાન્ય ગુજરાતી નિશાળના શિક્ષકની કોટિમાંથી તેઓશ્રીએ આત્મદર્શન કરી મહાપુરુષનું પદ પ્રાપ્ત કર્યાનો સચોટ દાખલો બેસાડયો હતો, અને સાથેસાથે જિજ્ઞાસુઓ પણ એ માર્ગે જઈ આત્મકલ્યાણ કરી શકે એવુ માર્ગદર્શન આપ્યું છે આવી મહાન્ વ્યક્તિમાટે દરેક સનાતન ધર્મપ્રેમી ભાઈબહેનને માન તથા પૂજ્યભાવ હોયજ.

હું જૂનાગઢ કોલેજમાં અભ્યાસ કરતો ત્યારે અષાઢી પૂનમના ગુરુપૂર્ણિમા મહોત્સવ-ઉપર બીલખા જતો, અને આનંદાશ્રમમાં પૂજ્યપાદનાં પ્રવચનનો, અને દર્શનનો લાભ મેળવતો, એટલુંજ નહિ પણ ત્યાં તે વખતે પળાતા નિયમો અને વ્યવસ્થા દરેક સંસ્થાને અનુકરણીય થઈ પડે તેવી લાગતી હતી આ બીલખા-આનંદાશ્રમ એજ મહાપુરુષનું સ્મારક છે, જો કે અત્યારે અભ્યાસમાં ધાર્મિક શિક્ષણનો લોપ થતો જાય છે તોપણ ભારતવર્ષે જે પ્રમાણે ભૂતકાળમાં આપણા ગુરુદેવ જેવા મહાત્માઓ આપણને આપ્યા હતા તેવા મહાત્માઓની આવૃત્તિ ચાલુ રાખશે એમ મને વિશ્વાસ છે

—:*:—

## શુભસંદેશ

[પાઠવનાર-વકીલ શ્રી રામલાલ ગોપાલજી વ્યાસ]

વિશ્વબંધુત્વ અને વિશ્વપ્રેમની મૂર્તિસમા નાથપ્રભુએ માનવમાત્રના આધ્યાત્મિક ઉત્થાનમાટે પોતાશ્રીનું જીવન સમર્પણ કરેલુ હતું. પુસ્તકપ્રકાશન અને પ્રવચનો વગેરે દ્વારા જનતાને એઓશ્રીએ ખરો રાહ બતાવ્યો છે બ્રાહ્મણસમુદાય ઉપરનો તેઓશ્રીનો અનહદ ઉપકાર છે સંધ્યા ચારેય વેદની, નિત્યકર્મની પુસ્તિકાઓ અને ચારેવેદનાં આહ્નિકોનો મોટા પ્રમાણમાં ફેલાવો કરી ત્રિવર્ણને એટલે બ્રાહ્મણાદિ દ્વિજને નિત્યકર્મમાં પ્રેરણા આપનાર તેઓશ્રી જ હતા ભારતવર્ષના ઔદીચ્ય બ્રહ્મસમાજના તેઓશ્રી વર્ષોસુધી માન્યવર પ્રમુખ હતા તે દરમ્યાન થોડાં વર્ષસુધી બ્રહ્મસમાજના-સામાન્ય મંત્રીતરીકે તેઓશ્રીના સંપર્કમાં આવવાનો કાંઈક લાભ મને મળેલ છે બ્રાહ્મણજ્ઞાતિપ્રત્યેનો તેઓશ્રીનો પ્રેમ અદ્‌ભુત હતો, અને ઔદીચ્યો તેઓશ્રીને પોતાના પિતાતરીકે માનતા હતા સારા સંસ્કારી પિતાને શોભતો વાત્સલ્યભાવ અને પ્રેમ તેઓશ્રીમાં જણાઈ આવતો હતો બ્રહ્મસમાજને વ્યવસ્થાપૂર્વક બંધારણીય સંસ્થા બનાવવામાં અને તેનું યોગ્ય અને સુદૃઢ રીતે સંચાલન કરવામાં તેઓશ્રીનું અજોડ માર્ગદર્શન અને આશીર્વાદ હતાં

---

## શુભસંદેશ

[પાઠવનારઃ-શ્રી રામલાલ ગુલાબરાય દેશાઇ બી એ એન એલ બી. ભાવનગર]

પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્માજીએ તેઓશ્રીના જીવનકાળમાં ધર્મની લુપ્તપ્રાય થતી પરિસ્થિતિમાં વૈદિક ધર્મમાં માનનારી જનતાને ધર્મને માર્ગે વાળવા પ્રયાસ કર્યો હતો તેવી મહાન્ વિભૂતિ તો આપણા દેશની હાલતી ચાલતી જીવતી અને બોલતી વિદ્યાપીઠ ગણી શકાય તેદ્વારા અનેક વ્યક્તિને સાચુ ધર્મરહસ્ય અને માર્ગદર્શન મળ્યું છે તેવા મહાન પુરુષનો સનાતનધર્માવલંબી જનતાઉપર ભારેમાં ભારે ઉપકાર છે, અને તે આપણાથી ભૂલી શકાય તેમ નથી

મહાન્ ચક્રવર્તીઓનાં નામો માનવ જાતિની સ્મૃતિમાંથી ચાલ્યાં જશે, અને ચાલ્યાં ગયાં છે, પરંતુ આવા દૈવી સંતપુરુષના જીવનમાંથી પ્રાપ્ત થતાં કથન અને વચન માનવ-

હૃદયમાંથી વર્ષોનાં વર્ષોસુધી ખસી શકતાં નથી તેઓશ્રી સ્થૂલદૃષ્ટિથી અદર્શન પામ્યા છતાં પોતાશ્રીની હિતાવહ અમરવાણીવડે સૈકાઓસુધી માનવહૃદયમાં જીવિત રહેશે

તેઓશ્રીના માહાત્મ્યને આપણે વંદનાજ કરવી રહે છે. હજારો માણસોને શ્રેયને પંથે વાળી ગયા હોય એવા આ મહાપુરુષના માહાત્મ્યનું વર્ણન કરવું અથવા તેનું ઋણ ચૂકવવાનો વિચાર કરવો તે આપણાથી બની શકે તેમ નથી.

## શુભસંદેશ

[ પાઠવનારઃ—ઠાકોરસાહેબ શ્રી. ગંભીરસિંહજી-વળા ( વલભીપુર ) ]

સમગ્ર માનવધર્મનું સાચું વેદરહસ્ય અથવા સનાતનધર્મરહસ્ય જીવનમાં ઉતારવા શ્રીમન્નથુરામશર્માજીએ પરમ તપશ્ચર્યા કરી હતી. વર્તમાનયુગમાં લોકમાનસની ધર્મઅભિરુચિ વધે અને સૌ કોઈ આત્મસાધનાતરફ પ્રેરાય, પ્રત્યેક માનવી કર્તવ્યનિષ્ઠ બને તેવું આદર્શ અને તપસ્વીજીવન તેઓશ્રી જીવી ગયા છે, અને સારાષ્ટ્રની ધરતીને પાવન કરી છે. તેઓશ્રીએ જનસમાજને કર્તવ્યનિષ્ઠ, ધર્મપાલક અને વૈદિકધર્મનું રહસ્ય સમજનાર બનવાને પ્રેરણા આપી છે.

તદુપરાંત અનેક ગ્રંથોદ્વારા તત્ત્વજ્ઞાન અને વેદવેદાંતના રહસ્યને સાદી અને લોકભોગ્ય ભાષામાં વણીને તેઓશ્રીએ શ્રેષ્ઠ ધાર્મિક સાહિત્ય સર્જ્યું છે. એવી એ મહાન્ વિભૂતિનો શતાબ્દી'જન્મમહોત્સવ ભક્તિભાવે ઉજવાય છે ત્યારે તેઓશ્રીનો જીવનસંદેશ અને તેઓશ્રીનું સાહિત્યસર્જન આપણા સૌના આત્મકલ્યાણમાટે ભક્તિ, શ્રદ્ધા અને શક્તિ અર્પો એજ અભ્યર્થના !

## શ્રીઉપનિષદો

" આખા વિશ્વમાં ઉપનિષદોના અભ્યાસ જેવો શ્રેયસ્કર અન્ય કોઈ પણ અભ્યાસ નથી, મારા જીવનનું એ આશ્વાસન છે, અને મારા મૃત્યુકાળમાં પણ મને એનું જ આશ્વાસન રહેશે. " —શોપનહોર.

" યુરોપનું ઉત્તમોત્તમ તત્ત્વજ્ઞાન કે ગ્રીક તત્ત્વજ્ઞોનો ચૈતન્યવાદ પણ આર્યાવર્તના બ્રહ્મવાદ સાથે સરખાવતાં મધ્યાહ્નના પૂર્ણપ્રકાશવાળા સૂર્યની આગળ એક તણખા જેવો જણાય છે." —ફ્રેડરીક શ્લેગલ.

આખી દુનિયામાં અંગ્રેજી સાહિત્યની વિશાળતાની બાબતમાં બરોબરી કરી શકે એવું ઉત્તમ સાહિત્ય બીજી કોઈ પણ ભાષામાં નથી, તેવીજ રીતે ભારતીય સાહિત્યની શ્રેષ્ઠતાની બાબતમાં બરોબરી કરી શકે એવું ઉત્તમ સાહિત્ય દુનિયાના કોઈ પણ દેશપાસે નથી વેદો, ઉપનિષદો, ગીતા, પુરાણો, રામાયણ, મહાભારત ઇત્યાદિ ભારતીય પ્રાચીન સાહિત્યના અજોડ નમૂનાના ગુણગાન એકલા હિંદીઓજ ગાય છે એમ નહિ પરંતુ સાંસ્કારિક, કેળવાયેલા અને ભૌતિક વિજ્ઞાનની શોધખોળમાં શોખરે ગણાતા એવા જર્મની, ઇંગ્લાંડ,

અમેરિકા, ગ્રીસ વગેરે પાશ્ચાત્ય દેશોમાં અપૂર્વ નામના મેળવનાર તત્ત્વવિદોએ પણ એ ગ્રંથોની મુક્તકંઠે પ્રશંસા કરી તથા તેમાં સમાયેલા જ્ઞાનની કક્ષાના ખ્યાલથી મંત્રમુગ્ધ બની જઈ શિષ્યભાવે શરણાગતિ પોકારી શિર ઝુકાવ્યાં છે આ છે આ ગ્રંથોની મહત્તા આ છે ભારતવાસીઓની વડીલોપાર્જિત અવિનાશી આધ્યાત્મિક મૂડી. આ છે સુખ, શાંતિ ને સમૃદ્ધિનો અખૂટ ભંડાર.

ઉપનિષદો એટલે વેદનો જ્ઞાનભાગ. એવી માન્યતા ફેલાયેલી છે કે એકંદરે ૧૧૮ પ્રાચીન ઉપનિષદો છે. તેમાં ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય અને બૃહદારણ્યક એ દશ ઉપનિષદો વિશેષ પ્રાચીન અને પ્રમાણભૂત લેખાય છે. કેટલાક તત્વજ્ઞાની વિદ્વાન્ મહાપુરુષો, પંડિતો, આચાર્યો, સંન્યાસીઓ, લેખકો વગેરેએ મુમુક્ષુજનોના હિતાર્થે ઉપનિષદોપર ભાષ્યો, ટીકાઓ, ભાવાર્થો, વિવેચનો વગેરે સરળતાથી સમજી શકાય તેવું સાહિત્ય પોતપોતાના પ્રદેશની ભાષાઓમાં લખી ઉપનિષદોનો અંતર્ગત ભાવ સ્પષ્ટ કરવા મથામણ કરી છે.

આવા વિદ્વાન્ બ્રહ્મનિષ્ઠ આચાર્યોમાં બીલખા-સૌરાષ્ટ્ર-ના આનંદાશ્રમના સંસ્થાપક પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્માજી એક હતા તેઓશ્રીએ ઉપર ગણાવેલાં દશ ઉપનિષદો ઉપરાંત શ્વેતાશ્વતર અને કૈવલ્ય મળી એકંદરે બાર ઉપનિષદોના મૂળ મંત્રો, દરેક મંત્રનીચે તેનો સરલ ગુજરાતીમાં શબ્દાર્થ અને એ શબ્દાર્થોની નીચે તેનાપર ગુજરાતીમાં વિવેચન કે જેને તાત્પર્યદીપિકા નામની ગુજરાતી ટીકા તરીકે ગ્રંથમાં ઓળખાવવામાં આવી છે તે તથા બાકીના ૧૦૬ ઉપનિષદોનો એકલો સાર સંપાદન કરી ઉપરનો "શ્રીઉપનિષદો" નામનો ૬૭૨ પૃષ્ઠનો બૃહદ્ ગ્રંથ નિર્માણ કર્યો છે. તાજેતરમાં તેઓશ્રીના સદ્ભક્ત મુંબઈવાળા સ્વ. શેઠ જાદવજી જીવરાજ અને તેમના સુપુત્રોએ આ મહાન્ ગ્રંથની પાંચમી આવૃત્તિ છપાવીને પ્રગટ કરાવી છે.

ઉપનિષદોમાં એવું પરમ અદ્ભુત કલ્યાણકારક અને પવિત્ર જ્ઞાન સમાયેલું છે કે એ જ્ઞાનરૂપી અમૃતનું પાન કરનાર નરનારાયણના પદને પામે છે. તેને માટે મોક્ષનાં દ્વાર ખુલ્લી જાય છે. આ દુઃખમય જગત્ તેને માટે ઈન્દ્રપુરી બની જાય છે, અને માનવજીવન સાર્થક થાય છે.

બધાં ઉપનિષદો તપાસી જોતાં માલુમ પડે છે કે તેમાં મુખ્યત્વે બ્રહ્મસ્વરૂપનો નિર્ણય, તેનો મહિમા, મોક્ષપ્રાપ્તિના ઉપાયો, દિવ્ય અને પવિત્રતમ જીવન જીવવાનાં સાધનો, બ્રહ્મવિદ્યાની ચાવીઓ વગેરે સર્વતોભદ્ર બાબતો આપેલી છે. ટૂંકમાં કહીએ તો ઉપનિષદો એટલે એક કામધેનુ. એ કામધેનુનું દોહન કરી, તેમાંથી સાર લઈ, શ્રીવ્યાસ-ભગવાને શ્રીમદ્ભગવદ્ગીતા રચી, કે જે કૃતિ અને તેના કર્તા બંને આજે દુનિયામાં ખૂણેખૂણે વંદનીય સ્થાન ભોગવી રહ્યાં છે. સંન્યાસીઓના શિરોમણિ આદ્ય જગદ્ગુરુ શ્રીશંકરાચાર્યજીની વિશ્વવિખ્યાત કૃતિઓ પણ આ ઉપનિષદોના જ્ઞાનને આધારે રચાઈ છે.

ઘણાં વર્ષ થયાં અપ્રાપ્ય બનેલો આ પારસમણિ સમો ગ્રંથ ખાનગી તેમજ જાહેર પુસ્તકાલયોમાંની શોભા અને સમૃદ્ધિમાં અવશ્ય વધારો કરે તેવો છે શ્રવણ, મનન, ને નિદિધ્યાસનના અભ્યાસથી સચ્ચિદાનંદ સ્વરૂપનો-બ્રહ્મનો-અપરોક્ષાનુભવ કરવા માગતા મુમુક્ષુઓને આ ગ્રંથનો નિત્ય સ્વાધ્યાય કરવો ઘટે છે. વેદાંતના અભ્યાસીઓને સદ્ગુરુના ઉપદેશની ગરજ સારશે.

આ ગ્રંથની પડતર કિંમત રૂપિયા સાત છે. શતાબ્દી વર્ષ અંગે ઘટાડેલું મૂલ્ય રૂા. ૭ છે.
મળવાનું ઠેકાણું :-શ્રી વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર )
( " મુંબઈ સમાચાર "-માંથી )

# સાંપડેલું

[ નિવેદક-શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર-હાલ પૂ સ્વામી ચિદાનંદજી જૂનાગઢ ]

શ્રીનાથશતાબ્દીના પ્રચારકાર્ય અંગે અમદાવાદ જવું થયું ત્યારે ત્યાંના સજ્જનોના સંપર્કમાં આવવાનું બન્યું હતું. જેમને જેમને મળવાનું થાય તેમને તેમને નીચેના બે પ્રશ્નો પૂછું :—

(૧) તમે નાથપ્રભુનાં દર્શન કર્યાં છે ?

(૨) તમે બીલખા આનંદાશ્રમમાં આવ્યા છો ?

આ પ્રશ્નો પૂછતાં મને ત્યાંના સજ્જનોપાસેથી ગુરુદેવના જીવનસંબંધે જે જાણવા મળ્યું છે તેનો સાર નીચે આપુ છું.—

શ્રી નાગરદાસભાઈ કાશીરામ શાસ્ત્રીજીના નાનાપુત્ર થાય તેઓ એમ એ. એલ એલ. બી. છે. તેમને મળવું થયું ત્યારે તેમણે મુક્તકંઠે જણાવ્યું કે કૃપાનાથનાં મેં સાક્ષાત્ દર્શન કરેલાં. તેઓશ્રી માંગરોળમાં ( સૌરાષ્ટ્ર ) પધારતા ત્યારે મારી ઉમ્મર નાની. તેઓશ્રીને ગમે તે પ્રશ્ન પૂછવામાં આવે તેનો જવાબ એક ક્ષણ આંખો મીંચીને તુરત આપી દેતા બહુ થોડો સમય રહી કાશીપુરીમાં સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો છતાં શાસ્ત્રોના ગુપ્ત રહસ્યનો નિચોડ થોડા શબ્દોમાં આપી દેતા. આનું એકમાત્ર કારણ એ કે તેઓશ્રી યોગસિદ્ધ મહાપુરુષ હતા અને ઋતંભરાપ્રજ્ઞાને વરેલા સંત હતા ઋતંભરા પ્રજ્ઞા એવી દિવ્યયોગશક્તિ છે કે જેવડે યોગી સઘળું જાણી શકે છે.

નાગરદાસભાઈના મોટાભાઈ કેશવરામ શાસ્ત્રીના અંગત પરિચયમાં આવતાં તેમની પાસેથી કૃપાનાથસંબંધે વિશેષ જાણવામાં આવ્યું તેમણે જણાવ્યું-મારી ઉમ્મર મોટી એટલે હું કૃપાનાથના સમાગમમાં આવેલો તેઓશ્રીના જીવનની રહસ્યકથા અનુપમ છે. તેઓશ્રીની વ્યાખ્યાનપદ્ધતિ એવી મંડનાત્મક કે વિરોધીઓનો વિરોધ પણ શમી જાય તેઓશ્રી સોરઠના મુસલમાની રાજ્ય જૂનાગઢ, માંગરોળ, માણાવદર, સરદારગઢ, બાંટવા વગેરેમાં પ્રવાસ કરતા, પ્રવચન આપતા અને તે તે સ્થાનની પ્રજાને પ્રભાવિત કરી દેતા તેઓશ્રીના જીવનમાં એવું મમત્વ હતું કે સૌ તેઓશ્રીનાં વ્યાખ્યાન સારગ્રાહી દૃષ્ટિએ સાંભળી શકતાં. ખ્રિસ્તીધર્મનો પ્રચાર સૌરાષ્ટ્રમાં તેઓશ્રીના પ્રભાવથી અટક્યો હતો. તેઓશ્રી સમર્થ યોગી હતા અને જ્ઞાન અને ભક્તિ કરતાં પણ યોગશક્તિનો પ્રતાપ અનેરો છે. માંગરોળના એક ગોમતીદાસજી નિંબાર્ક સંપ્રદાયના સાધુ હઠયોગસાધના કરતા હતા તેમની ગુરુગમ વગરની હઠયોગસાધનામાં ક્ષતિ થતાં તેમને વ્યાધિ થઈ આવ્યો તેઓ મુંઝાયા અને ગુરુદેવ સમીપ બીલખા-આનંદાશ્રમમાં ગયા ત્યાં તેમને કૃપાનાથની કૃપાથી સારું થયેલું મહાત્માશ્રીના સ્મારકરૂપે વેદાંતની શિષ્યવૃત્તિ ભલે આપી, પણ સાચી રીતે યોગશાસ્ત્રમાં નિષ્ણાતમાટે પણ સારી શિષ્યવૃત્તિ શરૂ કરવી જોઈએ.

આ પછી શ્રી. નાગરદાસભાઈ જોડે અમદાવાદના વૈષ્ણવ સંપ્રદાયના મહારાજશ્રી પાસે જવું થયું. ત્યાં એવું બન્યું કે તેમની પાસે તેમના સલાહકાર-સજ્જન એક શ્રી. મહેતા નામના સજ્જન આવ્યા. તેમને જ્યારે ખબર પડી કે હું બીલખા-આનંદાશ્રમમાંથી આવું છું ત્યારે તેઓ બહુ પ્રસન્ન થયા અને પોતાની મેળે મહારાજશ્રીને પોતાનો અનુભવ કહેવા લાગ્યા:- "હું કેડલસાહેબના સમયમાં ઈ. સ. ૧૯૩૩-૩૪ની સાલમાં જૂનાગઢરાજ્યમાં ગયેલો, અને ત્યાંથી બીલખા-આનંદાશ્રમનાં દર્શને ગયેલો. મહાત્માશ્રીનું સ્વરૂપાવસ્થાન થયેલું એટલે સ્થૂલસ્વરૂપે તેઓશ્રી ત્યાં ન હતા. અમે તેઓશ્રીના બેઠકના ઓરડામાં એટલે "નિજમંદિર"માં ગયા. મારે પ્રામાણિકપણે એકરાર કરવો પડે છે કે મને એ સ્થાનમાં "દિવ્યસુગંધ"નો અનુભવ થયો. તેઓશ્રીના સાંનિધ્યવગરના એ સ્થાનમાં જ્યારે મને આવો અનુભવ થયો ત્યારે તેઓશ્રી એ સ્થાનમાં સાક્ષાત્ બિરાજતા હશે ત્યારે એ સ્થાનનો કેવો અને કેટલો પ્રભાવ હશે ! તે સ્થાનનો ત્યારે કેવો અને કેટલો પ્રતાપ હશે ! આ પ્રશ્ન હું વિચારકોસમક્ષ બુદ્ધિમાનસમક્ષ મૂકું છું.

આ પછી અમદાવાદના સ્વામિનારાયણમંદિરના આચાર્યશ્રીસમક્ષ જવાનો સુયોગ સાંપડ્યો. ત્યાં જતાં તેમના સત્સંગમંડળનો એક વયોવૃદ્ધ પુરુષ ત્યાં આવ્યો, અને કૃપાનાથ-સંબંધે વાત નીકળતાં પોતાની મેળે તે સ્વાનુભવ આચાર્યશ્રીને કહેવા લાગ્યો:-"બીલખા-આનંદાશ્રમના આચાર્યપ્રવર શ્રીમન્ નથુરામશર્મા સમર્થ મહાપુરુષ હતા. તેઓશ્રી જેમ જ્ઞાની હતા તેમ યોગી પણ હતા. તેઓશ્રીના પ્રભાવની અને પારમેશ્વરી શક્તિના મહિમાની વાતો મેં સાંભળી છે." નિજમંડલના સત્સંગીના આ શબ્દો સાંભળી મહારાજશ્રી પણ સાનંદાશ્ચર્ય પામી ગયા.

ગુરુદેવનો પ્રભાવ કેટલો પ્રબલ હતો કે સૂર્યના પ્રકાશકણોની પેઠે તેની પ્રતીતિ સ્થલે સ્થલે *મળી જાય છે. જ્યાં જ્યાં વાત નીકળે ત્યાં ત્યાં નાથના અવતારીજીવનની સુસ્ફુર* સૌરભ સાંપડી જાય. એ સૌરભ એટલી રસભરી છે કે કહેનાર અને સાંભળનારના જીવનનાં અંગપ્રત્યંગમાં પ્રવેશ પામી તેને રસમય કરી મૂકે શાસ્ત્રો પણ પ્રભુના એ દિવ્યસ્વરૂપને "રસો વૈ સઃ" કહે છે. વિશ્વનો સમસ્ત આનંદ જ્યાં વિરામ પામે છે અથવા વિશ્વના સમસ્ત આનંદનું જે પ્રભવસ્થાન છે તેજ પરમાત્માનું સ્વરૂપ છે એટલે પરમાત્મા અને આનંદ અભિન્ન છે. આનંદ એજ રસ, રસ એજ આનંદ અને આનંદ એજ પરમાત્મા આવા પરમાત્મા બિરાજતા હોય ત્યાં રસ કેટલો વિપુલ હોય અને એ રસ જ ગુપ્તસ્વરૂપે હજુ ભિન્ન ભિન્ન સ્થળોએ અને ભિન્ન ભિન્ન વ્યક્તિઓમાં અવ્યક્ત સ્વરૂપે વિરાજી રહ્યો છે. જે રસને માટે રાજાઓ વનવાસી બન્યા છે, ત્યાગી બન્યા છે, તપસ્વી બન્યા છે એ રસના રસ છાંટણાં ગુરુદેવે ખૂબ કર્યાં છે. એનું સ્મરણ કરવું, એનું પારાયણ કરવું, એનું કથન કરવું એ રસરાજના આનંદને પામવા જેવું મંગલ કાર્ય છે. એ કરશે તે અનુભવશે અને અનુભવશે તે આચરશે. નાથજીવનલીલા અદ્ભુત સંજીવની છે-કામધેનુ અને કલ્પવૃક્ષથી પણ આગળ વધી જીવનને શિવમય-કલ્યાણમય કરી દેનાર સિદ્ધાંજન છે.

# સમર્થ આચાર્યપ્રવર

[ નિવેદકઃ— વિપ્ર ધનેશ્વર ભુરાભાઈ શુક્લ-માણાવદર ]

મારા મોટા બંધુ ભવાનીશંકરના પુત્ર હરિલાલની જાન લઈ અમે કુંતિયાણા ગયા હતા. કુંતિયાણામાં વસતા અને નાથભગવાનના શિષ્ય શ્રી. શ્યામજી રણછોડ જાનીની સુપુત્રી જોડે હરિલાલનાં લગ્ન થવાનાં હતાં. આ અરસામાં પૂજ્યપાદ નાથભગવાન પણ કુંતિયાણામાં બિરાજતા હતા. લગ્નને દહાડે કન્યાદાન પ્રસંગે શ્યામજીભાઈની વિજ્ઞપ્તિ અને ભાવભર્યા આગ્રહને લઈને પ્રભુશ્રી લગ્નમંડપમાં પધાર્યા હતા. હું ત્યારે લગ્નમંડપમાં કન્યાની સમીપ બેઠો હતો. મારીતરફ કૃપાનાથની નજર પડી. તેઓશ્રીએ મારું નામ પૂછયું, અને હું શુક્લ છું એમ જાણ્યું ત્યારે સ્મિત કરતાં મને પ્રબોધ્યો. "જુઓ શુક્લજી! તમો તો બ્રાહ્મણોના પણ પુરોહિત અથવા ગોર ગણાઓ-તમારે તો પ્રજાને સંસ્કાર આપવાના છે, એટલે તમારું પોતાનું જીવન શાસ્ત્રાનુસાર વિહિત હોવું જોઈએ. શાસ્ત્રવિધિ કરતી વેળા અથવા કરાવતી વેળા તમારે અત્યારે જેમ બાંધ્યો છે તેમ માથાપર સાફો અથવા ફેંટો ન બંધાય, અને અત્યારે જેમ ત્રણ છેડે ધોતિયું પહેર્યું છે તેમ ન પહેરાય. બ્રહ્મકર્મ કરનાર બ્રાહ્મણે અને દ્વિજે ધોતિયું ચાર છેડે પહેરવું જોઈએ, એટલે કે જેમ આગલી પાટલીના બે છેડા ખોસાય છે તેમ પાછલી પાટલીના બે છેડા પણ ખોસાવા જોઈએ-અત્યારે જેમ સામાન્ય માણસો ધોતિયાંનો એક છેડો લટકતો રાખે છે તેમ નહિ. ધોતિયું ચારછેડે પહેરવું એ શાસ્ત્રીય શિષ્ટાચાર છે. આ શિષ્ટાચાર સમસ્ત હિંદુપ્રજાએ, તેમાં પણ બ્રાહ્મણોએ અને તેમાં પણ શ્રેષ્ઠપદે બિરાજતી શુક્લ જ્ઞાતિએ તો અવશ્ય પાળવો જોઈએ. તેઓશ્રીનાં પ્રશાંત ગંભીર આ વચનો સાંભળી હું પ્રસન્ન થયો. એઓશ્રીની કહેવાની શૈલી કટુતાવગરની અને સાંભળનારનું માનભંગ ન કરે એવી સુમધુર હતી; મોટા બ્રાહ્મણસમૂહમાં બેઠેલા મને તે શબ્દોની સુંદર અસર થઈ.

હું શુક્લજ્ઞાતિના સમાજમાં મનાતો શ્રેષ્ઠ બ્રાહ્મણ, વળી મારી સન્મુખ વેવાઈવર્ગના માણસોની હાજરી અને અપરિચિત ઇતર સજ્જનોનું સાંનિધ્ય—આ બધું છતાં મારા પૂર્વજન્મના સુસંસ્કારો ઉદય પામ્યા અને નાથનાં એ દિવ્ય બોધવચનો મીઠાં મધની પેઠે હૃદયમાં ઊતરી ચિત્ત પર ચોંટી ગયાં. મેં તે સુદિનથી નિશ્ચય કર્યો, અને તેઓશ્રીની એ આજ્ઞાનું પાલન કરવું શરુ કર્યું, અને અત્યારસુધી કરતો રહ્યો છું, તેમજ ભવિષ્યમાં પણ કરતો રહીશ.

તેઓશ્રી સમર્થ આચાર્ય હતા એટલે તેઓશ્રીનું સમસ્ત જીવન શાસ્ત્રીય સદાચારની પ્રત્યક્ષ પ્રતિમા હતું: તેઓશ્રી જે જે ઉપદેશતા તે તે આચરતા—તેઓશ્રી જે જે કહેતા તે તે કરતા, અને તેથીજ તેઓશ્રીના ઉપદેશની સાંભળનાર દરેકપર સુઅસર થતી. એ ઉપદેશ બહુ કારગત થતો તેનું અન્ય પણ કારણ હતું. તેઓશ્રીના ઉપદેશની શૈલી માનસશાસ્ત્રાનુસાર હતી. જેમ વૈદ્ય અથવા ડાક્તર દરદીને તેના ખાનપાનની હિતકર સલાહ આપે તેમ એ આચાર્યશ્રી સમાગમમાં આવનાર પ્રત્યેક ભવપ્રવાસીને ભવપ્રવાસમાં ઉપયોગી થાય એવાં શાસ્ત્રવચનો અવશ્ય સંભળાવતા. શાસ્ત્રોનો સમન્વય કરવા કેમ ન આવ્યા હોય? જેમ સર્વે ઉપનિષદોના દોગ્ધા-દોહનારા કૃષ્ણચંદ્રજી હતા, અને તેઓશ્રીએ મહાભારતના રણસંગ્રામમાં

# મારું હૃદય વાંચ્યું

[ લેખકઃ-શ્રી. દુર્લભજી મોરારજી ટટ્ટા-બાંટવા ]

સને ૧૯૨૬ના મે માસની તા. ૫ મીએ મારા પૂ. પિતાશ્રી બાંટવામાં ગુજરી ગયા. તેમની માંદગીમાં હું મુંબઈથી બાંટવા બપોરે આવ્યો, અને રાતે તે ગુજરી ગયા. તે પછી થોડે સમયે કૃપાનાથ બાંટવામાં દાક્તર દ્વારકાદાસ ભાઈને ત્યાં પધાર્યા. હું ત્યાં દર્શને ગયો. મારા પિતાશ્રી દીક્ષિત હતા, પણ હું દીક્ષિત થઈ શક્યો નહિ મારા પિતાશ્રીની પાછળ કાંઈ ભેટ ધરવા ગયેલો ત્યારે તેઓશ્રીએ પ્રસન્નતા દેખાડી આશ્વાસન આપ્યું, અને ન મુંઝાવાનો મને બોધ આપ્યો.

થોડા મહિના પછી તેઓશ્રીનું રાજકોટ પધારવું થયેલું ત્યારે ત્યાં બાંટવાથી ખાસ દર્શને ગયો હતો. કોટડી દરબાર મારા પિતાશ્રીની જગાએ મને રાખવા માગતા હતા, પણ પગારનો દર માસિક ૬૦ કહ્યો ત્યારે મુંબઈના મારા શેઠ મને રૂપીયા ૨૫૦-૩૦૦ સુધી આપવા તૈયાર હતા. મારું કુટુંબ મોટું એટલે રૂપીઆ ૬૦માં પૂરું કેમ થાય? અને રૂ. ૨૫૦-૩૦૦ સુધીનો પગાર છોડી પણ કેમ દેવાય? આ પ્રશ્નની ભાંજગડ મારા મનને મુંઝવ્યા કરતી હતી, શું કરવું અને શું ન કરવું એ વિચાર આવ્યાજ કરતો. મનની મારી આવી અશાંત સ્થિતિમાં હું ત્યાં ગયો. મેં દંડવત્ પ્રણામ કરી મારું સ્થાન લીધું ત્યાંજ તેઓશ્રીએ મને સીધો પ્રશ્ન કર્યો "મનનું હજી સમાધાન થયું નથી? શું નિશ્ચય કર્યો?" મારા મનની ભાંજગડ સંબંધેનો આ સીધો અને સૂચક પ્રશ્ન સાંભળી હું તો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો, તેઓશ્રીની હૃદયને વાંચવાની ઈશ્વરીશક્તિ જોઈને મેં મારા મનની બધી વાતો સ્પષ્ટપણે રજૂ કરી દીધી. તેઓશ્રીએ ગંભીર મુખાકૃતિ કરી મને આજ્ઞા કરી, "હવે મુંબઈનો મોહ છોડી બાંટવામાંજ રહો, કુટુંબની અને માતાની સેવા થશે, અને ઘરનાં નાનાં મોટાં સૌની સંભાળ રાખી શકાશે." શંકાને જરાપણ અવકાશ આપ્યાવગર બાંટવા દરબારની નોકરીમાં દાખલ થયો. મુંબઈથી વધારે પગારની લાલચના કાગળો આવવા લાગ્યા, પણ હું લલચાયો નહિ. સને ૧૯૨૬ થી સને ૧૯૪૯સુધી હું બાંટવામાંજ રહ્યો છું. કોટડી દરબારના કામદારતરીકે હું કામ કરું છું. અને દરબારો પોતાનોજ માને છે. માતાની સેવા કરવા સુભાગી થયો, અને કુટુંબનાં સૌને મારાંજ માની હું સેવા કરી શક્યો. ગુરુદેવની આજ્ઞામાં મારા ભાવિજીવનની કથા લખી હતી. મહાપુરુષ જે કહે છે તે કલ્યાણ-માટે કહે છે એમ હજી મને લાગ્યા કરે છે, અને અત્યારસુધી હું સુખમય જીવન ગાળી શક્યો છું એ બધો પ્રતાપ તેઓશ્રીનોજ છે. આ ફલ તેઓશ્રીની કૃપાનું છે. તેઓશ્રી સ્વધામ પધારી ગયા છે, તોપણ જ્યારે જ્યારે મને રાજકોટના એ સુભગ દિવસનું સ્મરણ થઈ આવે છે ત્યારે ત્યારે એ દયાલુતાની મૂર્તિનાં માનસદર્શન થઈ આવે છે, અને મારું હૃદય અને આંખો ભીનાં બને છે.





પ્રાતઃ અને સાયંસંધ્યાદિમાંથી પરવારી નાથભગવાન્ નિત્ય આ "સંયમમંદિર"માં અથવા આ "સમાધિમંદિર"માં પધારતા. શામાટે? નિર્વિકલ્પ સમાધિમાં અથવા નિર્બીજ સમાધિમાં અથવા અસંપ્રજ્ઞાતસમાધિમાં બિરાજવા.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, સંયમ, સંપ્રજ્ઞાતસમાધિ, ધર્મમેઘસમાધિ, અને પરવૈરાગ્યની પ્રાપ્તિ પછી આ "અસંપ્રજ્ઞાતસમાધિ"નો લાભ થાય છે. આ અસંપ્રજ્ઞાતસમાધિમાંથી જાગ્રત્ થયેલા મહાયોગીઓનો વિલક્ષણ આનંદ નાથપ્રભુ નીચેના શબ્દોમાં જણાવે છેઃ—

## સંયમ મંદિર

### ભૈરવ

શું અચરજ ભાળું આજે, જ્યાં ત્યાં સર્વ દશ્યની માંહે;
સત્ ચિત્ સુખ વિરાજે, શું અચરજ૦ ટેક—૧
ગૂઢ રૂપથી સકલ વિશ્વમાં, સ્વયંપ્રકાશજ રાજે. શું અ—૨
બ્રહ્મ-અંશની શોભા-આગળ, કોટિ કામછબી લાજે. શું અ—૩
જગને સ્થાને બ્રહ્મજ ભાસ્યું, અનુભવ બદલાયો આજે. શું અ—૪
ભોક્તા ભોગ્ય જણાયાં કલ્પિત, તપવું કોણે શા કાજે? શું અ—૫
અભેદ જીવબ્રહ્મનો કહે છે–, શ્રુતિઓ સ્પષ્ટ અવાજે. શું અ—૬
તે અનુભવ સુદૃઢ થઈ આજે, મમહૃદયમાં ગાજે. શું અ—૭
અંતર બાહર પરમસુખરૂપ, એકજ બ્રહ્મવિરાજે. શું અ—૮

# મારા મિત્રનો અનુભવ

[લેખકઃ–શ્રી. શાંતિલાલ ધનેશ્વર પંડ્યા બી. એ. એલ. એલ.બી.–જૂનાગઢ]

સંવત્ ૨૦૦૬ના કાર્તિક સુદિ ૧૫ શનિવારે હું, મારા પૂજ્ય પિતાશ્રી, શ્રી. જયચંદ-ભાઈ વકીલ તથા ભાવનગરના રહીશ અને ગુજરાતકાઠિયાવાડ થિયોસોફિકલ ફેડરેશનના મંત્રી શ્રી વેણીશંકર ગોવર્ધનરામ ભટ્ટ બી એ એમ ચાર જણા બીલખા–આનંદાશ્રમમાં ગયેલા. શ્રીસદ્‌ગુરુદેવના સમૂહપૂજન પછી અમે સૌ નિજમંદિરમાં દર્શને ગયા, ને તે પછી સંયમમંદિરમાં જઈ ગુરુદેવની છબીજીનાં દર્શન કર્યાં. બહાર નીકળ્યા પછી શ્રી વેણીભાઈએ અમને સૌને નિજમંદિરની શાંતિનો પોતે કરેલો અનુભવ જણાવ્યો. એટલુંજ નહિ પણ તે દિવસે જૂનાગઢ આવ્યા પછી અનંતધર્માલયમાં સાંજરે થયેલી સભામાં તેમણે જે પ્રવચન કર્યું—"વિચારશક્તિ"—નું તેમાં મુક્ત કંઠે માહાત્મ્ય ગાતાં જણાવ્યું કે "બીલખા–આનંદાશ્રમના આચાર્યપ્રવર શ્રીમન્નથુરામશર્માજીના સ્વરૂપાવસ્થાનને અઢાર અઢાર વર્ષ પૂરાં થયાં છતાં નિજમંદિરમાં કે જ્યાં તેઓશ્રી નિત્ય બિરાજતા ને સંયમ મંદિરમાં કે જ્યાં તેઓશ્રી સમાધિમાં સ્થિત થતા એ બંને સ્થાનોની શાંતિ મને અદ્‌ભુત લાગી છે. એ શાંતિ અત્યારે આવી ને આટલી છે તો જ્યારે તેઓશ્રી ત્યાં સાક્ષાત્ બિરાજતા હતા ત્યારે તે બંને સ્થાનોની શાંતિ કેટલી અદ્‌ભુત હશે એ અનુભવીઓને વિચારવાનું સોંપું છું. તેઓશ્રીનું જીવન કેટલું ઉત્કૃષ્ટ ને દિવ્ય હશે કે જેનાં આંદોલનો અત્યારે પણ આ સ્થાનોમાં આવી શાંતિ પ્રવર્તાવી શકે છે!

જૂનાગઢ છોડ્યા પછી શ્રી વેણીશંકરભાઈએ મારા ઉપર એક પત્ર લખ્યું છેઃ—

આપણે બીલખા–આનંદાશ્રમમાં ગયા હતા તે મુલાકાત ઘણી ઉપયોગી થઈ પડેલી છે, અને તેમાંય નિજમંદિરની શાંતિ અનુપમ હતી.

વેણીશંકર ગો. ભટ્ટ બી.એ.

## (તેમનું બીજું પત્ર)

મુંબઈ પોષ વદિ ૧૦/૨૦૦૬
તા. ૧૩–૧–૧૯૫૦ શુક્રવાર

સ્નેહી ભાઈશ્રી, શાંતિભાઈ ધનેશ્વર પંડ્યા.

× × ×

બીજું નિજમંદિરમાં એવો અનુભવ થયેલો કે ત્યાં પગ મૂકવાની સાથે મને અંદરના ઉંડાણમાંથી આત્મસાક્ષાત્કાર જેવી પ્રતીતિ થયેલી, એટલે પરાબુદ્ધિનો સાક્ષાત્કાર થયેલો, એટલે કે અત્રે એક યોગીપુરુષે ધ્યાન કરેલ છે તેની મને મારા જીવનના અંદરના ઊંડાણમાં છાપ પડેલી હતી, અને ગુજરાતમાં કોઈ કોઈ થિઓસોફિકલ શાખના સભ્યોની મિટિંગમાં મેં આ વાત કરી હતી.

લિ. વેણીશંકર ભટ્ટ

# શ્રીમન્નાથ પ્રભુને કરાચીનું માનપત્ર

સં. ૧૯૮૧

[ શ્રીમન્નાથપ્રભુ કરાચી પધારતાં તેઓશ્રીને ત્યાંના ધર્મપ્રેમી સજ્જનોતરફથી અર્પાયેલ માનપત્ર ]

[ શ્રીમન્નાથપ્રભુને-પરમ પૂજ્ય બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીનથુરામશર્માજીને કરાચીની ધર્મ-જિજ્ઞાસુ જનતાતરફથી માનપત્ર આપવાનો જાહેર મેળાવડો તા. ૧૪-૩-૧૯૨૫ ને શનિવારના રોજ સાંજના (સ્ટાં ) ૭ વાગે બંદરરોડપર આવેલ થીઓસોફિકલ સોસાયટીના હોલમાં કરાચીના અગ્રગણ્ય શહેરી શેઠ જમશેદ એન આર. મહેતાના પ્રમુખપણા હેઠળ થયો હતો.]

॥ ૐ ॥

ગુરુવર્ય પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા

શ્રીમન્નાથશર્માજીના

પાદપંકજમાં વિનયવંદનસાથ સમર્પણ !

કૃપાનિધિ ! આપ શ્રીમાનના જીવનભરના ઉત્તરોત્તર વૃદ્ધિગત ધર્મકાર્યના દષ્ટાંતરીકે, અમારા હૃદયમાં આપના પ્રત્યે સ્ફુરાયમાન થતાં સન્માન અને ભક્તિભાવનાના સ્વલ્પ ચિહ્નતરીકે આ માનપત્રરૂપી પુષ્પાંજલિ સાદર કરવા અનુગ્રહ યાચીએ છીએ.

આપ શ્રીમાને આ મોહપાશવશ સંસારમાં આજીવન અખંડ બ્રહ્મચર્ય કલ્યાણપ્રદ અને ઉત્તમોત્તમ વ્રતનું યથાવિધિ પરિપાલન કરી બતાવી આપના જીવનની ભવ્યતા, મહત્તા અને પૂજ્યતા સિદ્ધ કરી છે, અને એવડે અનેક ક્ષુદ્ર જીવોમાટે વ્રતપાલનના પ્રથમકોટિના માર્ગદર્શનનું કાર્ય કર્યું છે.

આપ મહાનુભાવે પ્રતિવર્ષ અનેક સ્થળોએ પરિભ્રમણ કરી, આપના ઉત્તમોત્તમ બોધપ્રદ મર્મસ્પર્શી વ્યાખ્યાનો અને ધર્મોપદેશવડે અનેક પામર જીવોમાં ભક્તિભાવનો સંચાર કર્યો છે, અનેકને ઈશ્વરપદરટણના ચુસ્ત ઉપાસક બનાવ્યા છે, અને અનેકને બ્રહ્મપદપથગામી બનાવી ઉચ્ચશ્રેણીની માનવસેવા આચરી છે

આપશ્રીએ બહુવિધ શાસ્ત્રોના તલસ્પર્શી નિરીક્ષણદ્વારા તત્ત્વવિદ્ બની અનેક ધર્મ-પુસ્તકોના લેખનપ્રકાશનનું સુરુચિર કાર્ય કર્યું છે, અને જિજ્ઞાસુઓમાટે જ્ઞાનના આગારો આવિષ્કૃત કરી અને ઉપદેશામૃતની સરિતા વહેવડાવી જીવનયાત્રાને ધર્મયુક્ત બનાવવાની સુખદ સરલતા કરી આપી છે.

આપશ્રીના શ્રમપરિપૂર્ણ પર્યટનોનો અલભ્ય લાભ પ્રાપ્ત કરવાને ભાગ્યવાન્ બનેલાં અનેક સ્થળોમાં આનંદાશ્રમોની સ્થાપના કરી, અને શ્રીબીલખામાં મુખ્ય આનંદાશ્રમની સ્થાપના કરી ધર્મધ્યાન અને ઈશ્વરોપાસનાની એક પ્રણાલિકાને ગતિમાન્ કરી ચિરંજીવ અને વ્યાપક યશોદ્રુમનું બીજારોપણ કરેલ છે

અમદાવાદખાતે શ્રીઔદીચ્ય વિદ્યાર્થિભવનના સંસ્થાપક અને સંવર્ધક બનીને તથા ભાવનગરખાતેના શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનની સ્થાપનામાં અધિષ્ઠાતા બનીને અને એવા અન્ય વિદ્યાવ્યવસાયી કાર્યોને ધનની નિરપેક્ષ સહાય અર્પીને વિદ્યાપ્રસારનાં કાર્યોને



કરાચી—આનંદાશ્રમ

સુશ્લાઘ્ય હિસ્સો સમર્પિત કર્યો છે, અને એ પ્રકારે પોતાના જ્ઞાતિબંધુઓ તથા ઇતર દેશબાંધવોની ઈહલૌકિક એષણાઓને વિસારી નથી

આપની જન્મદાત્રી જ્ઞાતિસમિતિની પ્રગતિના પ્રવર્તક શ્રીઅખિલ ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજના સંચાલક બનીને બહુવાર તેના અંધ્યક્ષપદની વ્યાધિ વયોવૃદ્ધ અને જર્જરિત કાય થતા છતાં વહોરીને અને એ દ્વારા જ્ઞાતિહિતના ગૂઢ પ્રશ્નોના ધર્માચરણ તથા વહેવારપાલનનાં સૂક્ષ્મસૂત્રોના વિચારઅનુસારના ઉકેલ બતાવીને અને તે તે કાર્યોના પ્રેરક અને પોષક બનીને ઉચ્ચકક્ષામાં મૂકવાલાયક જ્ઞાતિસેવા અને સમાજસેવા બજાવી છે

ઉપર્યુક્ત અને અન્યપ્રકારોવડે જ્ઞાતિસેવા જનસેવા સાહિત્યસેવા અને ધર્મસેવા અને એ સર્વવડે દેશસેવા કરી આપ મહાનુભાવે અમારા અંતરમાં આપનાપ્રત્યે ભક્તિ-ભાવનાની આહ્લાદભરી જયોતિ પ્રગટાવી છે, અને તેના સુખાનુભવકારી સ્મરણચિહ્નરૂપે આ પ્રેમભક્તિના અંકુરોથી અંકિત અંજલિ આપનાં ચરણોમાં અર્પણ કરી અમો કૃતકૃત્ય થઇએ છીએ

આપનુ બહુવિધ કલ્યાણકારી અને સિદ્ધિપ્રદ ધર્મકાર્ય અનેક વર્ષોસુધી કરવાને સચરાચરના સ્વામી આપને ક્ષેમયુક્ત દીર્ઘાયુષ્ સમર્પો અને યશસ્વી જીવનયાત્રાને અંતે આપ કૃપાનિધાન મોક્ષપદના ભોક્તા થઇ અનેક જીવોમાટે મોક્ષપ્રાપ્તિના માર્ગનિર્દેષ્ટા બનો એવુ યાચી વિરમીએ છીએ

વિ અમે છીએ
આપના આશીર્વચનના અભિલાષી

| | |
|---|---|
| જમશેદ એન આર મહેતા | જટાશંકર દેવશંકર ભટ્ટ |
| એચ એલ લાલુ | પ્રાગજી દામજી |
| નરસી દેવકરણ | એમ ચુનીલાલ કું હસ્તે છગનલાલ |
| ચેલારામ ઘલુમલ | હરિલાલ વાલજી ઠાકર |
| ડા પોપટલાલ અ ભૂપતકર | રેવાચંદ રતનચંદ |
| પ્રાગજી દેવજી | લાલચંદ પાનાચંદ |
| રણછોડદાસ પ્રિતમદાસ | મોહનલાલ જદુરામ મંકોડી |
| ડા કે બી પાટીલ | શિવજી આણંદજી |
| કરશનદાસ શ્યામજી | ચત્રભુજ નારણજી ગણાત્રા |
| દીપચંદ ટી ઓઝા | પ્રાનજીવન હરિરામ ઉપાધ્યાય |
| લખમશી રાયસી | લોકામલ ચેલારામ |
| ઓધવજી માધવજી કારિયા | ચુનીલાલ કાળિદાસ યાજ્ઞિક |
| અમરચંદ માધવજી | મોહનલાલ પી ભટ્ટ |
| વિશનજી વિશરામ | ઠાકરસી રાયસી |
| હસ્તે વલ્લભદાસ કાળિદાસ | પંડિત રંગલાલ શિવબક્ષરાય |
| નાગજી દેવચંદ | પંડિત માધવશર્મા |
| મોરારજી અમરશી | એમ ડી મલ્લિક |
| કરશનદાસ પ્રેમજી | શાસ્ત્રી વિશ્વનાથ હરજીવન |

# संस्कृतविद्यामानपत्रम् ।

श्रीयुक्त पंडित नथुरामशर्मा

आनंदाश्रम, बीलखा ( सौराष्ट्र )

अत्र ये केचित् सरस्वतीदेव्या कृपास्पदीभूताः संस्कृतज्ञा विद्वांसो विद्योन्नतौ रतास्ते सर्वेऽप्यस्याःस्वजातीयविराड्धर्मसभाया प्रेमभाजनानीति भवतः संस्कृतविद्यायां योग्यतया प्रसन्नेयं स्वजातीयधर्ममहासभा सद्विद्याया सम्मानवृद्ध्यर्थं भवन्तं "महामहाध्यापक" विद्योपाधिरूपालंकारेणाऽलंकृत्य परमं प्रमोदमश्नुते । सर्वज्ञानमयस्य सर्वशक्तिमतः परमेश्वरस्य चरणकमलयोः सविनयं प्रार्थयते च भवत आध्यात्मिकयुन्नतिर्भूयादिति शम् ।

श्रीकाशीधाम्नि श्रीभारतधर्ममहामण्डलप्रधानकार्यालय ।

| | |
|---|---|
| द्वितीयायां तिथौ कृष्णपक्षे<br>पौषमासे १९८० विक्रमे वर्षे<br>कवीन्द्र नारायणसिंह.<br>प्रधानाध्यक्ष. | महाराजाधिराज<br>मिथिलाधिपति ओनरेबल<br>जी सी. आई ई. के. सी. ई. इत्याद्युपाधिधारी<br>श्रीदरभंगानरेश.<br>श्रीरामेश्वरसिंहः<br>प्रधान-सभापति. भारतधर्ममहामंडलस्य |

## સંસ્કૃતમાં અપાયેલ માનપત્રનું ગુજરાતી ભાષાંતર

## શ્રીમન્નાથપ્રભુને સંસ્કૃતવિદ્યા—માનપત્ર.

શ્રીયુત પંડિત નથુરામશર્મા—આનંદાશ્રમ—બીલખા, (સૌરાષ્ટ્ર)

ભારતખંડમાં જ્યાં જે કોઈ શ્રીસરસ્વતીદેવીના કૃપાપાત્ર થયેલા સંસ્કૃતના જ્ઞાતા વિદ્વાનો વિદ્યાની ઉન્નતિમાં પ્રીતિવાળા છે તે સર્વે આ સ્વજાતીય મહાધર્મસભાનાં પ્રેમપાત્રો છે; અને એ પ્રમાણે આપની સંસ્કૃતવિદ્યાની યોગ્યતાવડે પ્રસન્ન થયેલી આ સ્વજાતીય મહાધર્મસભા સદ્વિદ્યાના સંમાનની વૃદ્ધિને અર્થે આપને "महामहाध्यापक" ( બહુ મોટા અધ્યાપક—આચાર્ય—પ્રજાને ધાર્મિક શિક્ષણ આપનાર ) એવી વિદ્યોપાધિરૂપ ( વિદ્યાની પદવી—રૂપ )ભૂષણ(ઘરેણા)વડે અલંકૃત કરીને મોટા હર્ષને પામે છે, અને સર્વજ્ઞાનમય તથા સર્વશક્તિમાન્ પરમેશ્વરનાં બંને ચરણકમળોમાં સવિનય પ્રાર્થના કરે છે કે આપની આધ્યાત્મિક ઉન્નતિ થાઓ । ઈતિ શમ્

| | |
|---|---|
| શ્રીકાશીધામ<br>શ્રીભારતધર્મમહામંડલનું મુખ્ય કાર્યાલય<br>સં ૧૯૮૦ના પોષ વદિ ૨<br>કવીન્દ્રનારાયણસિંહ<br>પ્રધાનાધ્યક્ષ | મહારાજાધિરાજ મિથિલાધિપતિ<br>ઓનરેબલ જી સી આઈ ઈ કે વી એ.<br>ઉપાધિ (પદવી)વાળા શ્રી દરભંગાનરેશ્વર<br>શ્રીરામેશ્વરસિંહ પ્રધાનસભાપતિ<br>ભારતધર્મમહામંડલ |

॥ ॐ ॥

पूज्यपाद श्रीमन्मथुरामशर्मभ्यो ब्रह्मर्षिभ्यः
रसशाला–औषधाश्रम–गोंडल–संस्थया समर्पितम्

## सम्मानपत्रम्

ब्रह्मर्षिपूज्यव्रतधारकस्य, निःशेषशास्त्रेषु च दीक्षितस्य।
श्रीमन्मथुरामाख्यबुधस्य पादयोर्नतिं शुभं नो वितनोतु निश्चितम् ॥ १ ॥

यदीयाङ्घ्रिपङ्केरुहध्यानमात्रादभिष्टार्थसिद्धिर्भवेदेव नृणाम्।
सदा सच्चिदानंदरूपं शिवं तं, गुरूणां गुरुं भावयामोऽद्य भक्त्या ॥ २ ॥

यदालोकमात्रेण पुंसां हि लोके, जरीजृंभते स्वर्धुनीस्पर्धिनीवाक्।
स्वपादाम्बुजासक्तभक्तप्रदाता, गिरां देव्यसौ लास्यमास्ये तनोतु ॥ ३ ॥

पाद्यैर्गांगजलैः स्वयंश्लथजटाजूटच्युतैः क्षालिता,
भालेन्दोर्मधुपर्किताभिरमृतज्योत्स्नाभिराप्यायिता।
दीपेनाऽपि तृतीयनेत्रशिखिना नीराजिताङ्घ्रिद्वयी,
मानं मोचयतेश्वरेण नमता गौर्या प्रसन्नास्तु वः ॥ ४ ॥

भवतां वशंवद
रसवैद्य जीवराम कालीदास व्यास
मालेक रसशाला औषधाश्रम,
अधिपति पारद अने आयुर्वेदिक ग्रंथमाला
गोंडल (सौराष्ट्र)

द्वितीय ज्येष्ठ शुक्लद्वादशी सोमवार सं १९७९ ता २५-६-२३

પૂજ્યપાદ બ્રહ્મર્ષિ શ્રીમન્મથુરામશર્માજીને "રસશાળા–ઔષધાશ્રમ–ગોંડલ" આ સંસ્થાએ સમર્પણ કરેલું

## સંમાનપત્ર

બ્રહ્મર્ષિઓના પૂજ્યવ્રતને ધારણ કરનારા–નૈષ્ઠિક બ્રહ્મચારી સઘળા શાસ્ત્રોમાં નિષ્ણાત અને પ્રાજ્ઞ એવા શ્રીમન્મથુરામશર્માજીના ચરણયુગલમાં અમારો શુભ નમસ્કાર નિશ્ચિતરીતે વિસ્તાર પામો,–અમારા અનેક વંદન હો !

જેમના ચરણકમલના ધ્યાન માત્રથી મનુષ્યોના ઇચ્છિત વિષયની પ્રાપ્તિ ચોક્કસ થાય છે તે સર્વદા સચ્ચિદાનંદસ્વરૂપ ગુરુઓના ગુરુ એવા ભગવાન્ શિવનું આજે અમે ભક્તિવડે દર્શન કરીએ છીએ ૨

આ લોકમાં જેમની દૃષ્ટિમાત્રવડે ગંગાની સ્પર્ધા કરનારી વાણી વિસ્તાર પામે છે, તે પોતાનાં ચરણકમળોમાં પ્રીતિવાળા ભક્તના ઇષ્ટને આપનારાં વાણીની દેવી સરસ્વતી આપશ્રીના મુખમાં નૃત્ય કરો. આપનું સામર્થ્ય વૃદ્ધિને પામો. ૩

શ્રીશંકરના સ્વયં વિખરાયેલા જટાજૂટમાંથી નીકળેલા ગંગાજલરૂપ પાદ્યવડે પ્રક્ષાલન કરાયેલાં, શ્રીશંકરના ભાલમાં રહેલા ચંદ્રામૃતની પ્રભારૂપ મધુપર્કવડે પોષાયેલાં અને માન મૂકાવવામાટે નમન કરતા શ્રીશંકરવડે પોતાના તૃતીય નેત્રરૂપ અગ્નિના દીપકથી આરતી ઉતારાયેલાં શ્રી પાર્વતીજીનાં ચરણકમલ આપના ઉપર પ્રસન્ન થાઓ,-જગન્માતા પાર્વતીજી આપને અનુકૂલ રહો. ૪

સંવત્ ૧૯૭૯ના બીજા જેઠ સુદિ
૧૨ ને સોમવાર, તા. ૨૫-૬-૧૯૨૩

આપનો અધીન
રસવૈદ્ય જીવરામ કાલીદાસ વ્યાસ
માલેક રસશાળા ઔષધાશ્રમ,
અધિપતિ પારદ અને આયુર્વેદિક ગ્રંથમાળા,
ગોંડલ-સૌરાષ્ટ્ર.

[ ફ્રાન્સના એક બહુ વિનયાન્વિત, તત્ત્વજિજ્ઞાસુ અને યોગવિદ્યાના પણ પ્રેમી વિદ્વાન્ શ્રીમાન્ જે. રીવીએરનું પારીસથી તા. ૧૯ ફેબ્રુઆરી સને ૧૯૨૮ નું પૂજ્યપાદ કૃપાનાથ ગુરુદેવની પવિત્ર સેવામાં પત્ર આવતાં તેઓશ્રીએ તે, તથા તેમને કરાચી મુકામેથી અપાયેલા પ્રત્યુત્તરની અંગ્રેજી અને ગુજરાતી નકલ મારાપર શ્રીબીલખા-આનંદાશ્રમમાં મોકલવા કૃપા કરેલી, તે ત્રણે તથા આવેલા અંગ્રેજી પત્રનું ગુજરાતી ભાષાંતર એ ચારે આ નીચે આપ્યાં છે. તે ઉપરથી ભારતવર્ષમાં ને ફ્રાન્સ જેટલે દૂર યૂરોપમાં પણ કૃપાનાથની યોગ-વેદાંતના સમર્થ આચાર્યતરીકે કેટલી ખ્યાતિ ફેલાયેલી તે આપણે જોઈ શકીએ છીએ. ]

શ્રી. માણિક્યવર્મા.

## શ્રીમાન્ જે. રીવીએરનું આવેલું અંગ્રેજીપત્ર

Paris 18th February, 1928

J. Riviere
19 rue Jouvener,
Paris 16 E.
France.

Maharaj Shri Nathuram Sharma,
India.

My Lord,

A friend of mine, coming from India gave me your address. I am a French orientalist, interested with Vedantism and Traditional Indian thought. I try to get some glimpse on these subjects from qualified

Thinkers, who have the knowledge and practices of the matter.

I ought to confess that I am not an ordinary, oriental student. It is not with a mere mind of intellectual or scholarlike researches that I study Vedantism. I have researched in occidental philosophies a solution to the primordial questions of life; I have found nothing. Happily, I found some books on Indian philosophies. Since three years I work and study Vedant Sutras and Upanishads. I learn by myself Sanskrit. I take Shanker's instructions as my model and rules of life.

It is very difficult to realise such things in Europe. There are here too much excitement, egoism, selfishness and materialism. I hope one day to go to India and find by myself the "GURU" who will give me Light and Peace.

May I ask you to give me some light on the subject? I know you realise much instructions. I have the materials; for I suppose that Upanishads and the Vedant Sutras are the support of all essay of realisation. I possess the Bhashya of Shanker on all these texts. But I would know the way of the study of the sacred texts May I ask you for the knowing of your experience? Can you indicate the books or reviews, which could guide my going on the Path? I would be happy to be connected with some spiritual and traditional group in India. Yoga interests me as the means to get spiritual deliverence; but I think that Yoga is not practicable in Europe without a true Guide. As I tell my Indian friends of Paris, it is really a Kaliyuga that European life.

Impartial researches of the truth are my excuses for the sending of this letter.

I am, my Lord,
yours respectfully,
J. Riviere.

૨

એ પત્રનું ગુજરાતી ભાષાંતર

જે. રીવીએર
૧૯, રયુ-ચયુવેનર
પારીસ ૧૬-ઈ
ફ્રાન્સ.

પેરીસ ૧૮ મી ફેબ્રુઆરી, ૧૯૨૮

મહારાજશ્રી નથુરામશર્મા, હિન્દ.

મારા પ્રભુ !

હિન્દથી આવેલા મારા એક મિત્રે મને આપનું શિરનામું આપ્યું. હું એક ફ્રેન્ચ,

પૌર્વાત્યપ્રેમી છું, અને વેદાંત અને સાંપ્રદાયિક ભારતીય વિચારસરણીમાં રસ ધરાવનાર છું. જેમને આ વિષયોનું જ્ઞાન અને અભ્યાસ હોય તેવા સમર્થ વિચારકોપાસેથી હું માર્ગદર્શન મેળવવાના પ્રયત્નો કરી રહ્યો છું.

મારે કબુલ કરવું જોઈએ કે હું માત્ર એક પૌર્વાત્ય અભ્યાસી નથી, માત્ર બૌદ્ધિક કે પાંડિત્યવાળી સંશોધનવૃત્તિથી હું વેદાંતનો અભ્યાસ કરું છું એમ પણ નથી. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં મેં જીવનના બીજભૂત પ્રશ્નોનું નિરાકરણ શોધવાના પ્રયત્નો કર્યા છે; અને મને કાંઈજ જડયું નથી. સદ્ભાગ્યે, ભારતીય તત્ત્વજ્ઞાન ઉપરનાં મને કેટલાંએક પુસ્તકો મળી આવ્યાં છે. ત્રણ વર્ષથી હું વેદાંતસૂત્ર અને ઉપનિષદોનો અભ્યાસ કરી રહ્યો છું. હું મારી મેળે સંસ્કૃત શિખું છું, અને હું શંકરઉપદેશને આદર્શતરીકે અને જીવનના નિયમો તરીકે સ્વીકારું છું.

આવી વસ્તુઓનો યુરોપમાં સાક્ષાત્કાર કરવો બહુજ કઠિન છે અહીં તો એકલાં આવેશ, અહંભાવ, સ્વાર્થ અને અનાત્મવાદની અતિશયતા ભરેલી છે મારી તો એવી આશા છે કે એક દિવસ હું ભારતમાં જાઉં, અને એક એવા ગુરુ–સદ્ગુરુ–શોધી લઉં કે જે મને પ્રકાશ અને શાંતિ આપે

મને આ વિષયપર આપ કાંઈક પ્રકાશ આપો એમ હું યાચું? હું જાણું છું કે આપનો આ વિષયનો વિશાળ અનુભવ છે, મારીપાસે સાધનો તો છે; કેમકે હું માનું છું કે ઉપનિષદો અને વેદાંતસૂત્રો સિદ્ધિમાટેના પ્રયત્નમાં મદદરૂપ છે આ બધા મૂળગ્રંથો ઉપરનું શાંકરભાષ્ય મારીપાસે છે; પરંતુ મારે તો આ પવિત્ર મૂળગ્રંથોના અભ્યાસની રીત જાણવી છે. આપનો અનુભવ જાણવાની માગણી કરું? આપ મને આ માર્ગતરફ દોરવામાટેનાં પુસ્તકો અને અવલોકનોનું સૂચન દર્શાવી શકશો?

ભારતમાં કોઈ આધ્યાત્મિક કે પરંપરાગત સંઘ હોય તો તેમનો સુયોગ સાધવાનું મને સુખદ લાગશે આધ્યાત્મિક મુક્તિ મળવા માટેના એક સાધનતરીકે મને યોગમાં રસ છે; પણ હું ધારું છું કે માર્ગદર્શકવિના યોગની સાધના યૂરોપમાં શક્ય નથી–કરી શકાય તેમ નથી–હું હમેશાં પારીસમાં વસતા મારા ભારતીય ભાઈઓને કહેતો આવ્યો છું કે યૂરોપનું જીવન એ વસ્તુતઃ અથવા સત્યરીતે કલિયુગજ છે.

આ પત્ર પાઠવવામાં સત્યની સમદર્શી અન્વેષણા નિમિત્તરૂપ બની છે.

હું છું, મારા પ્રભુ!
આપનાપ્રતિ માન ધરાવનાર
જે. રીવીએર.

૩

પૂજ્યપાદ કૃપાનાથે ઉપરોક્ત પત્રના આપેલા ઉત્તરનું મૂળ લખાણ

કરાચી, ૧૯ માર્ચ, ૧૯૨૮

મોંસ્યુર જે. રીવીએર
પ્રિય જિજ્ઞાસુ!

તમારો તા ૧૮ મી ફેબ્રુઆરીનો કાગળ બીલખાથી રિડાયરેક્ટ થઈને હમણાં થોડા

સમયમાટે અહીં સ્થિતિ હોવાથી પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્માને અહીં પહોંચ્યો. તેનું તેઓશ્રીની આજ્ઞાનુસાર ઉત્તર નીચે પ્રમાણે:—

વેદાંત, યોગ ને ભરતખંડની તાત્ત્વિક વાતોમાં તમારી પ્રીતિ તથા તે જાણવાની તમારા હૃદયની ઉત્સુકતા જાણી અંતઃકરણને સંતોષ થયો એ વિષયમાં રસ લેવો, તેનો અનુભવ કરવા યોગ્ય પ્રયત્ન કરવો, ને અંતે તે પ્રયત્નદ્વારા સત્ય તત્ત્વને જાણી શાંત ને સુખી થવું તેજ મનુષ્યજન્મની સફલતા ગણાય છે. શ્રીશાંકરભાષ્ય સહિત ઉપનિષદો ને વેદાંતસૂત્રો શ્રદ્ધા, પ્રીતિ, સાવધાનતા ને ધૈર્ય રાખી વાંચવા વિચારવાથી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને જાણવામાંજ મનુષ્યજીવનની મહત્તા સમાયેલી છે એમ તમને સ્પષ્ટ સમજાવાનો સંભવ છે.

યૂરોપના મનુષ્યોના મોટા ભાગની વર્તમાનકાલની સ્થિતિ તમે જણાવો છો એવી હોવાથી તેમની પાસેથી સત્યનું ને શાંતિનું યથાર્થ દર્શન થવું દુર્લભ જણાય છે.

મુમુક્ષુએ માંસ, મત્સ્ય, ઇંડાં તમાકુ, દારૂ ને મદ્યનો પરિત્યાગ કરવો જોઇએ, અર્થાત પવિત્ર અને પરિમિત આહાર લેવો જોઇએ. સવારસાંજ શાંત સ્થળે બેસી હૃદયમાં ઊંડા ઊતરી, અંતઃકરણના તથા પ્રાણના મૂળમાં જે સચ્ચિદાનંદરૂપ વસ્તુ રહે છે તેને જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને મનના તથા ઇન્દ્રિયોના બાહ્યવેગોને અંતર્મુખ કરવા પ્રયત્ન સેવવો જોઇએ.

જો તમે વિદ્યારણ્યસ્વામિકૃત પંચદશી, જીવન્મુક્તિવિવેક ને અનુભૂતિપ્રકાશ વાંચશો તો તમને વેદાંત ને યોગસંબંધી ઘણું ઉપયોગી જાણવામાં આવશે જો તમે ઉપયોગ પૂરતું ગુજરાતી ભાષાનું જ્ઞાન મેળવી શકો તો તમને એ બંને વિષયમાં અહીંના તરફથી ગુજરાતીમાં પ્રકટ થયેલા ઘણા લેખો વાંચવા વિચારવાની તક મળશે.

સમર્થ અનુભવી ગુરુના આશ્રયવિના યૂરોપમાં યોગાભ્યાસ વા નિદિધ્યાસ કરવો શક્ય જણાતો નથી.

શુભ પ્રયત્ન શ્રદ્ધાપ્રીતિથી ચાલુ રાખી સત્યના માર્ગમાં આગળ વધશો.

આજ્ઞાથી
આપનો વિશ્વાસુ
**ટી. વી. દવે.**
(મેનેજર, આનંદાશ્રમ, બીલખા)

## પૂ. કૃપાનાથે એ પત્રના આપેલા ઉત્તરનું અંગ્રેજી ભાષાંતર

Karachi, Dated 19th March 1928

J. Rivie're, Esq.
19 rue Jonvener,
Paris 16 E

God bless you!

Your letter of 18th ultimo, redirected from Bilkha (Kathiwar-India)

has been placed in the hands of His Holiness Maharaj Shri Nathuram Sharma as the camp of His Holiness is here for a month and a half for the benefit of the pupils and followers.

His Holiness Maharajshri is very much pleased to note the contents of your letter under reply. News of your interest in Vedanta, Yoga and the spiritual topics of India and your hearty keenness to be' initiated therein, fills the heart with gratification. The destination of human life is nothing but to cultivate attachment for spirituality, to strive by adequate means to be in touch with its theoretical side and finally to arrive at the intuitional cognition of the Highest TRUTH to be wedded to Everlasting Peace and undying Happiness.

To peruse and ponder over the Upanishads and the Vedanta-Sutras along with the Bhashya of Shri Shanker thereon with faith, with fondness, with caution and with perseverance leads one to cognize Brahman non-distinct from the Self and this, in short, is the Summum Bonum of human existence. And it is just likely that this Eternal Truth will dawn upon you.

You are totally right when you point out:-" It is very difficult to realize such things in Europe. There are here too much excitement, egoism, selfishness and materialism."

Mumukshu-one desirous of salvation-ought to abstain from taking flesh-diet, fish, eggs, tobacco, wine and every intoxicating drink or rather his diet ought to be natural, humane and moderate. Every morning and evening he ought to seat himself in a peaceful place and continue introspection. And in doing so his goal should be to realise that All-Blissful Light shining underneath the vital airs and mind's movement. For this he should not only curtail worldward projection of his mind and senses, but strive to carry them within.

The perusal of the books viz the Panchdashi, the Jivanmukti Viveka and the Anubhooti Prakash written by Vidyranya Swami would throw more light on the Vedanta and Yoga Philosophy. In case you make it a point to learn Gujarati Language sufficient for practical purposes, many Gujarati books and booklets published from here that is Anandashram-Billkha would be at your disposal to afford you facility for reading and intelligently understanding them.

It is almost impossible in a place like Europe to practise Yoga or mental introspection without having recourse to a Guru or a spiritual guide, who is both well-versed in sacred lore and self-luminous

Continue this divine activity conjoined with conviction and Zeal and pace onwards on the Path of Righteousness.

By order
Yours faithfully,
त्रिभुवन विट्ठलजी दवे
Manager
Anand-Ashram, Bilkha
(Saurashtra-India)

# ગુરુવર્ય કૃપાનાથનાં સ્મરણો

[ લેખક : શ્રી ચંદુલાલ બહેચરલાલ પટેલ બી એ માજી વિદ્યાધિકારી-ગોંડલ રાજ્ય. ]

ગુરુસ્તોત્રમાં સદ્‌ગુરુનાં જે લક્ષણો આપવામાં આવ્યાં છે તે પૈકીનાં અતિ મહત્ત્વનાં લક્ષણો હું કૃપાનાથમાં પ્રત્યક્ષ અનુભવી શકયો છું, અને સમજણો થયો ત્યારથી આજ દિવસસુધી તેમને હું હરહંમેશ વંદતો રહ્યો છું.

સૌરાષ્ટ્રની એક અનોખી આધ્યાત્મિક વિભૂતિસમા કૃપાનાથ યોગની એક સાક્ષાત્ મૂર્તિ છે એમની યૌગિક શક્તિનો જે કોઈને અનુભવ થયો છે તે એમનું સામર્થ્ય સમજી શકે. પણ હું તે ક્ષેત્રમાં એક માત્ર અદનો અલ્પજ્ઞયે નથી છતાં કહ્યાવિના ચાલતું નથી કે એમનાં ઘણાં અનુયાયીઓ યોગનું ગૌરવ અનુભવતાં હતાં, એ અનુયાયીઓનો હું એક પ્રશંસક છું ને તેઓશ્રીનાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિથી મુગ્ધ થયેલ એક પામર જિજ્ઞાસુ છું. એમનું યોગાશ્રમ, એમની યોગક્રિયા, એમનાં યોગાસન અને એમનું યોગીસમું સમાધિસ્થ જીવન જોવાજાણવાની જે કંઈ મને સુવર્ણ તક સાંપડી છે તેઉપરથી મને તો સ્પષ્ટ લાગે છે કે : તેઓશ્રી—(૧) કેવળ જ્ઞાનની મૂર્તિરૂપ છે, (૨) 'તત્ ત્વં' અસિ'નું લક્ષ્ય સમજાવનાર છે, (૩) અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર છે, (૪) સર્વવિદ્યાના ભંડારરૂપ છે, (૫) ભવરૂપી રોગને મટાડનાર છે, (૬) શ્રુતિ સ્મૃતિ અને પુરાણોના ભંડારરૂપ છે, અને (૭) કરુણાના સાગર છે।

આજથી ૬૦ વર્ષ પૂર્વે ગુરુવર્યનાં પ્રથમ દર્શન મને ભાયાવદર સ્ટેશન ઉપર મારા પિતૃદેવની સાંનિધ્યમાં થયેલ, ત્યારથીજ હું તેઓશ્રીને એક સદ્‌ગુરુ માનું છું તેઓશ્રી એમની પૂર્વ અવસ્થામાં-વરલમાં મારા પ્રપિતામહ ત્રિકુપટેલના એક સ્નેહી હતા. મારા પિતાશ્રી પાસેથી હું જાણી શકયો છું કે તેઓ એક અદ્‌ભુત શક્તિશાળી વ્યક્તિ હતા

મારા મંથનકાળનું, મારી ગધાપચીશીનું કે મારી અલ્પજ્ઞ દશાનું એક અતિ દુઃખદ સ્મરણ અહીં ભાવિ નાગરિકોની જાણમાટે ટપકાવતાં કલમ કંપે છે; મને દુઃખ થાય છે પણ

એ કેમ છુપાવી શકું? ભાવનગર કોલેજમાં અભ્યાસ કરતી વખતે ગિજુભાઈ બધેકાજેવા વિચારશીલ સ્નેહીઓસાથે ભાવનગર સ્ટેશનપાસેની ધર્મશાળામાં એ મહાત્માશ્રીનું-ગુરુપૂજાનું-દૃશ્ય ઉપેક્ષાવૃત્તિથી, જોવા ગયેલા, માનવીપૂજનની શંકાનું સમાધાન કરાવવાની હામ ભીડીને ગયા તે સૌ; પણ હું તો દૃષ્ટિએ દૃષ્ટિ મળતાં સ્તબ્ધ થઈ ગયો, ને એક બીજા સામું ટગર ટગર જોયા કર્યું. પૂજન કરનાર પણ અમારા મુરબ્બીવર્યો નીકળ્યા, ને જેનું પૂજન થતું હતું એ મારા પૂ. પિતામહની સાથના સંબંધવાળા ગુરુવર્ય હતા. આ આંતરહેતુમાટે પછી તો એકથી અનેકવાર પ્રાયશ્ચિત કર્યું, ને મહત્ત્વના પ્રસંગે એ ચાંખડીઓનું-પાદુકાઓનું-અનેકવાર સમજપૂર્વક પૂજન કરી કૃતાર્થ થયો અત્યારે તો હું ગુરુસ્તોત્ર માંહિનાં વિધાનો અંતરથી માનું છું

"ધ્યાનના મૂલમાં ગુરુની મૂર્તિ, પૂજાના મૂલમાં ગુરુનાં પાદ;
મંત્રના મૂલમાં ગુરુનું વાક્ય, અને મોક્ષના મૂલમાં ગુરુની કૃપા છે."

આ દૃષ્ટિએ શ્રીસદ્‌ગુરુદેવનું પૂજન એ તો મારા જીવનની એક અણમોલી લ્હાણ હું સમજું છું

સાધુપુરુષો આપણને સદ્‌બોધે છે કે—આત્મસાક્ષાત્કાર એજ મનુષ્યજીવનનું પરમ લક્ષ્ય છે આથી તેઓ માર્ગ પણ બતાવે છે કે જીવનની પ્રત્યેક ક્ષણનો ઉપયોગ પોતાના લક્ષ્યની સિદ્ધિમાટેજ થવો જોઇએ તેઓ છેવટે રાજમાર્ગ બતાવે છે કે: જપ, કીર્તન, સ્વાધ્યાય, સત્સંગ, આસન, પ્રાણાયામ, ધારણા અને ધ્યાનની સાથે સાથે જીવનનું પ્રત્યેક કાર્ય નવીન દૃષ્ટિથી જોઇ સર્વોપરી પરમાત્માને સમર્પણ પૂજનભાવથી કરવું એજ આ જીવનનું લક્ષ્ય પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ માર્ગ છે!

ઉપરોક્ત રીતે આત્મસાક્ષાત્કાર સાધવાનું આ જીવનનું મુખ્ય લક્ષ્ય પ્રાપ્ત કરવા કરાવવામાટે જે રીતે ઋષિકેશમાં સ્વામીશ્રી શિવાનંદજી મહારાજ યોગવેદાંત આરણ્યક વિશ્વ-વિદ્યાલય ચલાવી રહ્યા છે, એજ રીતે મુમુક્ષુઓના હિતાર્થે બીલખામાં શ્રીનથુરામશર્મા મહારાજ આનંદાશ્રમ આજ વર્ષોથી ચલાવી રહ્યા છે ઉભયનો હેતુ જ્ઞાનપ્રચારનોજ છે. કૃપાનાથે ઉપનિષદો, વેદાંતદર્શન, સાંખ્યપ્રવચન, ભગવદ્‌ગીતા, પાતંજલયોગદર્શન, પરમસુખી-થવાના ઉપાય, યોગકૌસ્તુભ, અંતર્યામીના આદેશો વગેરે પ્રસિદ્ધ કર્યાં છે.

અકસ્માત્, આંદોલન, ગુરુકૃપા કે મિરેકલ જે કહો તે પણ આવા પરં પુરુષોના સંબંધમાં, કંઈને કંઈ તો કહેવાય છે એકને મળવાનું મન થાય કે તુરત જ અકસ્માત્ રીતે ત્યાં જવાની પૂર્વ તૈયારી સહજ રીતે થઈ ગઇ જ હોય, જ્યારે બીજાના આશ્રમ પાસેથી પસાર થતાં આશ્રમના દ્વારમાં જ ખડું થઈ જવાય. એકને મળવા જતાં સિંહના પંજામાંથી અણીશુદ્ધ છટકી જવાય ને બીજાને મળવા જતાં 'ન ભૂતો ન ભવિષ્યતિ' સમું અણધાર્યા દ્વાર ખુલ્લાં થઈ જાય! શ્રદ્ધા એ જ મિરેકલ છે, ભક્તિ એ જ આંદોલન છે, મનોમનસાક્ષી એ જ સનાતન સિદ્ધાંત છે! પ્રભો! આવી ગુરુકૃપાને પાત્ર તું ભક્તમાત્રને બનાવે છે એ હકીકત છે સૌ કોઈ માને છે કે મારી ઉપર ગુરુવર્યની કૃપા બહુ જ છે, પણ અતિશયોક્તિ છે, ગુરુવર્યની કૃપા તો સૌની ઉપરે છે, પણ તે પ્રગટ પ્રસંગ આવ્યે જ થાય છે, ને તે ધર્મકર્મને અધીન છે.

કૃપાનાથની નિયમિતતા પ્રભુનાં ભરતીઓટ, ઉદયાસ્ત, શ્વાસોચ્છ્વાસ સમી છે, તેમાં એક ઘડીનો યે ફેર ન પડતો એમની ચોકસાઈ પણ દાખલો પાડતીજ! શિસ્ત, સ્વચ્છતા, ને વ્યવસ્થા ભલભલા નિષ્ણાતોને શરમાવે એવાં એમની ગોઠવણી ને પુસ્તકોની જાળવણી અનુકરણીય છે આ બધું જાતે અનુભવેલું હોઇને એમ થાય છે કે આ તો આવા પુરુષો શિખીને જ અવતર્યા લાગે છે. યોગથી ભ્રષ્ટ થયેલ માટે ગીતામાં જે કહ્યુ છે તે મને કૃપાનાથમાં બંધબેસતું લાગે છે કે:—

ત્યાં પામે તે મૂળ જનમના બુદ્ધિ સંસ્કારને એ,
ને તેથી ત્યાં ફરીથી મથતો પાર્થ ! તે સિદ્ધ કાજે !
આ લોકે કે નથી કદિ બીજા લોકમાં નાશ તેનો
પામે બાપુ ! ન નીચ ગતિ કો પુણ્ય કર્મો કરંતો !

કૃપાનાથનાં પ્રકાશનો સામાન્યત સમાધિભાષામાં લખાયાં છે એમાં તો લગીરે શંકા નથી. એક નાના બાળકથી માંડીને મુમુક્ષુઓને ઉપયોગી થઇ પડે એવાં વિવિધ પ્રકાશનો એમણે પડતર કિંમતે જનતાને પૂરાં પાડીને પોતાના જીવનને ધન્ય કર્યું છે! ઉપનિષદો કે ગીતા પ્રસિદ્ધ કરીને તેઓ બેસી રહ્યા નથી કર્મકાંડ પણ તેઓ ભૂલ્યા નથી. પાઠશાળાઓ ખોલીને બાળકોને સંસ્કારી બનાવે તેવાં બાળોપયોગી નિત્યનૈમિત્તિક સાહિત્યાદિ પણ પ્રસિદ્ધ કર્યાં છે. ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલ એમનાં ઉપનિષદો ને ગીતા તેમજ અન્ય પુસ્તકો પણ જનતામાં ખૂબજ પ્રચાર પામ્યાં છે 'ગીતાજ્ઞાનકોષ' કરવામાટે ગુજરાતી ભાષામાં મળી શકે તેટલી ગીતા એકઠી કરીને તેનો તુલનાત્મક દૃષ્ટિથી અભ્યાસ કરતાં આનંદાશ્રમની કૃપાનાથના ભાષ્યવાળી ગીતા બહુ ઉપયોગી જણાયેલી છે, અને ઉપનિષદોમાં તો કૃપાનાથના ભાષ્યવાળી ઉપનિષદો મોખરે આવે છે એ ઉપનિષદ્‌ની પ્રસ્તાવના પણ આત્મસાક્ષાત્કારનો માર્ગ, બહુજ સંક્ષિપ્તમાં પણ સચોટ રીતે સમજાવે છે, માટે મહાત્માશ્રીના સર્વે ગ્રંથો આદરણીય અને મનનીય છે. તથાઽસ્તુ।

———)×(———

## મહારાજશ્રીની નિઃસ્પૃહતા

[ લેખક—શ્રી આણંદજી વાલજી રાજ્યગુરુ ]

" ભાવનગર રાજ્યના ભાયાત જેઓ સિહોરપાસેના વરલગામમાં રહેતા હતા તેઓ નામદારનું નામ ગોહીલ હરિસિંહજી તેઓ ધર્મનિષ્ઠ હતા વિદ્વાન્ હોઈ મહાત્માઓને ઓળખી શકતા: સારાં સારાં પુસ્તકો વાંચતા-વિચારતા મહાત્માશ્રી નથુરામશર્માજીની પ્રશંસા સાંભળી એવા પુરુષ મારીપાસે હોય તો મને મોટો લાભ થાય એવા હેતુથી તે ધર્માત્મા દરબારે મહાત્માશ્રીને આગ્રહથી પોતાના કારભારીતરીકે રાખ્યા મહાત્માશ્રીની વૃત્તિ મનુષ્યજાતિની નોકરી કરવાની નહોતી, [ પણ જગતના નાથથી નોકરી કરવાની હતી. ] કોઈના બંધનમાં ન રહેવું પણ સ્વતંત્રપણે વિચરવું એવી દૃઢ ધારણા થવાથી વરલમાં પાંચ છ માસ રહી રજા માગી. દરબારશ્રીની ઈચ્છા તેઓને રાખવાની બહુ હતી, પણ મહાત્માશ્રીએ કહ્યું કે હવે હું અહીં નહિ રહી શકું દરબારશ્રીએ કહ્યું કે ભલે આપની ઈચ્છા હોય ત્યાં રહેવાનું

રાખો, પણ મારી એક માગણી સ્વીકારો: આપ જે જે સ્થળ પસંદ કરો, ને જ્યાં જ્યાં રહો ત્યાંના ખર્ચને મારેની રકમ આપ કહો તેટલી તેટલી મુદતે હું મોકલતો જાઉં, ને તે આપે સ્વીકારવી. તેના પ્રત્યુત્તરમાં મહારાજશ્રીએ તેમના સંતોષને ખાતર કહ્યું કે "ઠીક છે. તેવો સમય હશે તો હું જણાવીશ." × × × આ સંબંધે એક ગૃહસ્થ જેને આ વાતની જાણ હતી ને જેમને મહાત્માશ્રીની સાથે બોલવાની છૂટ હતી તેમણે મહાત્માશ્રીને એક પ્રસંગે વાત કરી કે, "મહારાજશ્રી! વરલના દરબારશ્રી હરિસિંહજીએ પૂરા પ્રેમ ને શ્રદ્ધાથી આપશ્રીને વિનતિ કરી કે આપને, આપ જ્યાં રહો ત્યાં હમેશને માટે ખર્ચી પૂરી પાડું તેનો સ્વીકાર કરવામાં આપે આનાકાની કરી તે તો મને ઠીક લાગતું નથી; કેમકે તેમની માગણી હતી તો તેમનું માન રાખવાજેવું હતું." બહુ મોટા મનવાળા અને અગાધ શક્તિવાળા મહાત્માશ્રીએ તેમને જવાબ આપ્યો કે: "તે વાત તમને ઠીક લાગતી હશે, અને તેમ કરવામાં કાંઈ અડચણ જેવું નહોતું; પણ જે મહાદાતાને ફિકર છે તે સદા પૂરું પાડનાર છે: અન્યનું ગજું નથી. જેને ચિંતા છે તેજ પૂરું પાડશે." વાત કરનાર ગૃહસ્થને આ વચનો સાંભળી બહુ આનંદ થયો, અને મહાત્માશ્રીના ઈશ્વરપ્રતિના અનન્યભાવમાટે તેમના મનમાં ગાંઠ વળી."

પૂર્વે જણાવ્યા પ્રમાણે નીચેની સાખી મહાત્માશ્રીને બહુ પ્રિય હતી, ને તેઓશ્રી તે પ્રમાણે પરમાત્મામાં પરમ વિશ્વાસ રાખી નચિંતપણે રહેતા.

"ભૂખ્યા ભૂખ્યા ક્યા કહો? કહા સંભળાવો લોગ?
ભાંડા ઘડી જિન મુખ દિયા, સોઈ પૂરણ જોગ."

(૨)

કેશોદની એક બે વાત ખાસ જાણવાજેવી છે. કુતિયાણાથી મારી બદલી કેશોદ થઇ હતી, તેથી ત્યાં પણ કૃપાનાથ મારી વિનતિ સ્વીકારીને પધારતા, ને બહુ આનંદ આપતા.

મહારાજશ્રી દિવસના આશરે ચારેક વાગ્યાના સુમારે જળ પીતા ત્યારે દ્રાક્ષ, સાકર આદિ કંઈક પદાર્થ અલ્પ પ્રમાણમાં મુખમાં મૂકીને પછી જળપાન કરતા: કૃપાનાથના ફરાળ આદિ માટે મેં સાકરના પેંડા કરાવી રાખ્યા હતા તેમાંથી આ સમયે હું ધરતો. એક દિવસ જળ પીવાને સમયે કૃપાનાથે જરાક પેંડો માગ્યો: સંયોગ એવો બન્યો કે પેંડા વેચાઈ જતાં તે વેળા એક પણ પેંડો હતો નહિ. મહારાજશ્રી હસીને વદ્યા: કે કાંઈ જરૂર નહિ, પણ પરમાત્માની કૃતિ તો જુઓ: આ વાત ચાલે છે એટલામાં કેશોદના રહીશ એક શ્રદ્ધાળુ વિપ્ર શ્રી: આણંદજી રાજગર પેંડાનો એક મોટો થાળ ભરીને લાવ્યા, અને કૃપાનાથની સેવામાં મૂકીને હાથ જોડી બોલ્યા કે કૃપા કરીને આમાંથી આરોગો! મેં પાસે બેસીને પવિત્રપણે આ પેંડા કરાવ્યા છે. હાજર રહેલા સૌ આ દૃશ્ય જોઈ આશ્ચર્યચકિત થઈ ગયા! બરાબર એજ વખતે આ પ્રમાણે બનેલું જોઈ મારા સ્વભાવપ્રમાણે મને હસવું આવ્યું, ને મેં કૃપાનાથની સેવામાં પૂછ્યું કે આ શું? મહારાજશ્રીએ મંદહાસ્ય કરતાં કહ્યું કે:— "પ્રભુ દીનદયાળ છે!"

(૩)

"મહાત્માશ્રીને માંગરોળમાં એક વખત સખત તાવ આવેલો, તાવ એવો આવેલો કે

શિષ્યવર્ગનાં માણસોને ભય લાગેલો. મહાત્માશ્રીએ આંખ ઉઘાડી જોયું તો કેટલાક શિષ્યો અશ્રુપાત કરતા હતા. તુરતજ મહાત્માશ્રી પોતાના ધ્યાનના ઓરડામાં પધાર્યા, અને બાર બંધ કર્યાં, અને થોડીવારે પાછા બહાર પધાર્યા, અને સ્વસ્થપણે-અસલ સ્થિતિમાં દર્શન આપ્યાં. તાવ ઊતરી ગયો હતો. તેઓશ્રી સમર્થ મહાયોગી હતા."

# કૃપાનાથ અને માંગરોળ

"શ્રીમાન્ ફીભાઈ-માંગરોલ" (પત્ર)

વેરાવળ, બીજા વૈશાખ સુ. ૨/૧૯૭૨ રવિવાર

પરમ સ્નેહી ભાઈશ્રી માણેકલાલજી,

"દીર્ઘકાળ વ્યતીત થયા પછી આજે અકસ્માત્ તમારો પત્ર મળ્યો. પત્ર વાંચતાં જ મારાં રોમાંચ હર્ષથી ઊભાં થઈ ગયાં, અને બે મિનિટસુધી હું એવી આનંદમયી સ્થિતિમાં રહ્યો કે જેનું ખરું ભાન અન્યને કરાવવું અશક્ય છે. જગતની સર્વ વસ્તુને પ્રકાશ આપનાર છતાં અમુક કાર્યો કરવાને અર્થે જ પોતાની ઇચ્છાથી જેમણે શરીર ધારણ કર્યું છે તેમના ચરિત્રનું કથન કરવું અને તે બીજાને યથાર્થ સમજાવવું એ મનુષ્યશક્તિની બહાર છે. અલ્પજ્ઞ અજ્ઞાનગ્રસ્ત વ્યક્તિઓ તેનું શ્રવણ કરવાને પણ અધિકારી નથી, કેમકે કેસરીસિંહની શક્તિનું તોલન કરવા શિયાળિયાં પાત્ર નથી. તેવા મનુષ્યો પોતાની અલ્પ શક્તિ અને સાધારણ કાર્યોનો ઈશ્વરી કાર્યોસાથે મુકાબલો કરી કાકદૃષ્ટિથી અશ્રદ્ધા ધરી, શંકાગ્રસ્ત થઈ કલ્યાણને બદલે અકલ્યાણનું ફલ પોતાથી મેળવી લે એવો સંપૂર્ણ ભય રહે છે, અને તેવાજ પ્રધાન કારણને અચૂક લક્ષમાં રાખી, કૃપાળુશ્રીના અકળ ચરિત્રની ચર્ચા, આપણા મંડળમાંથી કોઇ પૂછે તોપણ હું તે વાતને નિવારી મૂકું છું: આટલી અગત્યની વાત જણાવ્યા પછી,–"

"આ ઠેકાણે એક બીજી પણ સૂચના કરવી હું જરૂરની ધારું છું, અને તે એ કે ભાષા ઉપર મારો જોઇએ તેવો કાબુ નથી, માટે પૂર્ણવિરામ, અલ્પવિરામ, હ્રસ્વ, દીર્ઘ ઇત્યાદિ ભૂલો ઉપર વખત ખોવાનું ઉચિત ધારશો નહિ; કેમકે શેરડી, કેરી, કેળાં ઇત્યાદિ વક્ર છતાં તેનો રસ એક સરખોજ સ્વાદ આપે છે."

"કૃપાળુશ્રીનો ચમત્કારિક વૃત્તાંત લખતાં હું પોતે પણ પોતાપણામાં ગળી જાઉં છું, તો પછી તમારાજેવા પરમભક્ત વાંચીને દેહાતીત (લોકાતીત) અકથનીય આનંદનો અનુભવ કરે તેમાં શું આશ્ચર્ય છે? ચરિત્રની સાથે મારા અનુભવેલા બનાવોનું તમોને ભાન કરાવવામાં હું લેશમાત્ર અતિશયોક્તિ નહિ કરું એ ચોક્કસ માનજો."

"કૃપાનાથનું માંગરોળમાં પધારવું, તથા ત્યાં બિરાજ્યા તે દરમ્યાન બનેલા બનાવોનું અને દિનચર્યાનું ટૂંકું વર્ણન:—"

"જાફરાબાદમાં રઘુનાથ વિનાયક નામના એક દક્ષિણી ગૃહસ્થ મામલતદાર હતા, અને પાછળથી સંવત્ ૧૯૪૦ની સાલમાં તેમની માંગરોળ કારભારીતરીકે નિમણૂક થઈ હતી. જાફરાબાદમાં કૃપાળુશ્રી સાથે તેમને પવિત્ર સ્નેહ અને કૃપાળુશ્રી ઉપર તેમની પૂર્ણ શ્રદ્ધા હોવાથી તેમને પોતાના વિશ્વાસુ માણસતરીકે સિરસ્તેદારની જગ્યા ઉપર કાયમ કરી,

તેઓશ્રીના ભરોંસા ઉપર હજુર ઓફિસનું સઘળું કામ લેતા હતા. વ્યવહારમાં પોતાના તાબામાં ગણાય છતાં એક મહાત્મા અને યોગી છે એવી ખાત્રી હતી એટલે તેમનો મરતબો લક્ષમાં રાખી, સદા સર્વદા પૂજ્યભાવે કૃપાળુશ્રીની સેવા કરવામાં દુર્લક્ષ કરતા નહિ "

"રેગ્યુલર રીતે ઓફિસના સમયમાં ઓફિસનું સર્વકાર્ય યથાર્થ રીતે કરતા છતાં, તે સમય દરમિયાન કોઈ પ્રસંગે કોઈ સમયે ચર્ચા કરવામાં પ્રવૃત્ત થવું પડે તો આનંદી સ્વભાવથી, ગંમત-નિર્દોષ રમુજ કરવાની મહાત્માશ્રીને ટેવ હતી. આ ટેવને લીધેજ મારી અધોગતિનું વહન અટકાવીને મને પ્રભુના રાજમાર્ગ ઉપર મૂક્યો હતો. શીતળ છાયા અને અતિ રસમય ફળ આપનાર અમૃતવૃક્ષ ઉપર પથ્થરો ફેંકવાની ક્રિયા કર્યા છતાં, તે સામું ન જોઈ મારા ઉપર એટલી બધી કૃપા કરી હતી કે હજી તે વાત સં. ૧૯૪૧ની છતાં મારી સ્મૃતિમાં તાજીજ છે. જ્યારે જ્યારે તે વાતનું મને સ્મરણ થાય છે ત્યારે ત્યારે મારું ઝેરી જીવન ઊલટાવીને અમૃતમય બનાવવાની કૃપાળુશ્રીની આ અગાધ કૃપાનું યથાર્થ ચિત્ર દોરી, એકબાજુ મારી ધૃષ્ટતા, અને બીજી બાજુ તેથી વિપરીત કૃપાળુશ્રીના મહાન્ સામર્થ્ય અને પ્રેમસહ ઉપકારમાટે પ્રેમથી અશ્રુપાત કરી, અકથનીય આનંદ અનુભવું છું. આ વૃત્તાંત બનવાનું શરુથી આખરસુધીનું વર્ણન કરતાં મને શરમ આવે છે, તેમ છતાં તે વિસારી મૂકી ત્યારપછી બનેલા બનાવોનું હું બ્યાન કરીશ, તો તમને રસ નહિ આવે, જેથી પહેલાં મારો પોતાનો વૃત્તાંત ટૂંકામાં સમજાવું છઉં.—"

"મારી રહેણીકરણી રજોગુણનો તાદશ્ય નમુનો હતો. ઈશ્વર અને પોતાના પ્રારબ્ધ ઉપર મને જન્મથીજ તીવ્રતમ શ્રદ્ધા હોવાથી લોકચર્ચાની લેશમાત્ર પણ પરવા હું રાખતો નહિ. ધંધો વકીલાતનો: કમાણી ગમે એટલી થાય છતાં બચાવવાની દરકાર ન હતી. આપણા રામ તે વખતે એવી મસ્તીમાં ફરતા હતા કે દુનિયા ઉત્પન્ન થઈ તે વખતે તમામ મનુષ્ય પોતપોતાની મરજી મુજબ સદા સ્વતંત્ર અને પ્રેમાધીન થઈ જેમ સુખ મેળવી શકે તેમ મેળવી લેવા મુખત્યાર હતા તેમ વર્તવું. લોકલાજથી ડરીને ઇચ્છાને રોકવી તે વાજબી નથી. મનુષ્યોને જગતમાં કાળના પ્રવાહથી જેમ જેમ ઠીક લાગ્યું તેમ તેમ પોતપોતાના સુખને માટે લગ્નવિધિ અને તેવાંજ બીજાં તૂત ઊભાં કર્યાં, એટલે તેવા અંકુશ નીચે દબાઈ રહેવું તે નામરદાઈ છે. આવતી કાલે મારું શું થશે એવો વિચાર કરવો વાજબી નથી; કેમકે સુખદુઃખ તો કર્માનુસાર જરૂર પ્રાપ્ત થવાનાં છે, એ સંબંધી ચિંતા કરવી નકામી છે. ડર અથવા ખુશામતથી કામ કાઢી લેવાની કળા હું હરગીજ પસંદ કરતો નહિ. વાદવિવાદનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે નાનવડાઈ ગોટવડાઈના નિયમો નહિ જાળવતાં મનમાં આવે તે મુજબ દુનિયાના સર્વ લોકોસાથે વાત કરવાની મને ટેવ પડી ગયેલી, અથવા તદ્દન બે પરવાઈ અને મસ્ત દશામાં રહી સમય વ્યતીત કરી આનંદનો ભંગ થવા દેતો નહિ. મારાં માતાપિતા મારાપર અતિ સ્નેહ રાખતાં તેમ છતાં તેમના દાબનીચે હું હતો નહિ. મારી અઢાર વર્ષની ઉંમરે હું તેમનાથી છૂટો થઈ વતન છોડી એકલો વિચરતો હતો. માબાપ પૈસેટકે સુખી હતાં એટલે તેમની ચિંતા રાખવા કારણ ન હતું."

"મારી ઉંમર ૨૭ વર્ષની થઈ તે સમયે સં. ૧૯૩૮માં હું માંગરોળમાં આવ્યો, અને ત્યારપછી બે વર્ષબાદ મહાત્માશ્રીનું માંગરોળમાં આવવું થયું. તેમની રહેણીકરણી ઘણીજ ઊંચા પ્રકારની છે, અને તેઓ યોગી હોઇ બીજા સાધુસંતો તેમને મળવા આવે છે

એવી વાતો મારા સાંભળવામાં આવી એટલે વિરોધીવૃત્તિનો આશ્રય રાખી હું તેઓશ્રીના સહવાસમાં આવવા લાગ્યો. એ સમયમાં તેમણે "મનુષ્યમિત્ર" નામનું પ્રગટ કરેલું પુસ્તક તથા તેમણે પ્રથમ રચેલું "સ્વાભાવિક ધર્મ" નામનું પુસ્તક પણ મારા વાંચવામાં આવ્યું. એ બંને પુસ્તકો વાંચી હું તે પુસ્તકોઉપર નિંદાના રૂપમાં મોઢેથી ટીકા કરવા લાગ્યો."

"આ વખતે માંગરોળરાજ્યમાં શ્રી કલ્યાણરાય જેઠા બક્ષી, શ્રી ગૌરીશંકર ઉમયાશંકર પોટા તથા શ્રી. દુલેરાય ઉમયાશંકર પોટા અને બીજા ગૃહસ્થો ઓફિસર તરીકે કામ કરતા હોવાથી હું તેમના વધુ પરિચયમાં આવતો. રાત્રિએ પણ તેઓની પાસે લાંબો સમય વ્યતીત કરવાની મને ટેવ હતી. મહારાજશ્રીને લાવનાર કારભારી શ્રીમાન્ રઘુનાથ વિનાયક ઘણાજ માયાળુ ભોળા તથા ભલા છતાં તેમને માટે આ બધા નાગરોના વિચારો ઘણાજ હલકા હતા, અને તેથી કરી મહારાજશ્રી માટે પણ તે બધાના વિચારો, જો કે વિરુદ્ધ નહિ, પણ શંકાશીલ તો હતાજ. (પાછળથી આ તમામ લોકો મહારાજશ્રીને પૂજ્યભાવથી જોવા લાગ્યા હતા.) તેઓને રાજી રાખવાના હેતુથી નહિ, પણ હું તે લોકોનો સહવાસી હોવાથી કોઇ કોઈ વખત મહારાજશ્રીને મનમાં દુઃખ થાય તેવાં વાક્યો હું વાપરતો હતો. મારું આચરણ તથા તેને લગતો મારો બધો વ્યવહાર મહાત્માશ્રી જાણતા હશે એવું કેટલીક વાતો ઉપરથી હું સમજી શકતો હતો, આમ છતાં અમારા લોકોની દુર્જનતાનો વિચાર ન લાવી પ્રભુશ્રી સદાસર્વદા સાધુવૃત્તિથી સર્વનું કલ્યાણજ ઇચ્છતા હતા."

"એક સમય એવું બન્યું કે મહાત્માશ્રી તેઓની ઓફિસમાં બેઠા હતા. હું પોતે કાંઈક કામના પ્રસંગથી ત્યાં ગયો: તેઓશ્રી પોતાની હમેશની આનંદી ટેવ મુજબ મારી સાથે વાર્તાવિનોદ કરતા હતા તેવામાં માંગરોળનો મૂળજી રામજી નામનો એક શાહુકાર કોઈ કામના પ્રસંગથી ત્યાં આવી લાગ્યો· તેણે મને એક અરજી લખી દેવા જણાવ્યું: મેં તેમને કહ્યું કે મને અત્યારે ફુરસદ નથી· ઓફિસે આવી લખાવી જજે આ વખતે કૃપાળુશ્રીએ નિર્દોષવૃત્તિથી એ શાહુકારસાથે એવી વાત કરી કે "ત્રિભુવનદાસ પોતાની ઓફિસમાં આનંદથી બેઠા હોય ત્યારે એક શીશો લઇને તમારે તેની પાસે જવું, એટલે તમારી અરજી ઘણીજ ઉત્તમ રીતિથી લખી દેશે." આ વાક્યો સાંભળતાંજ રેલવેનું એન્જીન તપીને તેમાંથી વરાળ વછૂટે તેમ હું ક્રોધવશ થઇ ગયો. સર્પવૃત્તિ ધારણ કરી ત્યાંજ તુરત કટુ વાક્યપ્રયોગ મેં શરુ કર્યો. આજુબાજુના લોકોએ તથા મહાત્માશ્રીએ મને શાંત કરવા પ્રબળ પ્રયત્ન કર્યો, પણ સર્વ વ્યર્થ: તેમના સઘળા પ્રયત્નનું ફળ અગ્નિમાં ઘી રેડવાજેવું થયું! છેવટે સર્વ સમજ્યા કે આને શિખામણ દેવી વૃથા છે, એટલે તેમણે તે વાત પડતી મૂકી."

"તત્કાળ ત્યાંથી ઊઠી હું ન્યાયકોર્ટમાં રા. દુલેરાય ઉમયાશંકર પોટા (પાછળથી મહાત્માશ્રીના શિષ્ય બનેલા) ન્યાયાધીશ હતા, તેમની પાસે ગયો, અને કૃપાળુશ્રીના ઉપર ડેફેમેશન-કેસ (આબરૂનો દાવો) માંડવાની અરજી તૈયાર કરી ફરિયાદ નોંધાવવા લાગ્યો. ઈશ્વરીસંકેત કહો વા ગમે તે ધારો, પરંતુ તેમણે મહાત્માશ્રીપ્રતિની પોતાની વિરોધીવૃત્તિનો એકદમ ત્યાગ કરી મારી ફરિયાદ લેવાની ના પાડી; ઊલટા મને ઠપકો દેવા લાગ્યા; અને એટલેસુધી કહ્યું કે તમારી આ ફરિયાદ દાખલ કરવામાં મને વાંધો નથી, પરંતુ પાછળથી તમને પસ્તાવો થશે. અત્યારે તમો પાછા જાવ, સાહસ ના કરો, ટૂંકામાં ફરિયાદ દાખલ ન થઈ, અને હું મારે મકાને પાછો આવ્યો.

"આ બનાવ બન્યો તે હશેળ (અગાઉ) ૧૫ દિવસ પહેલાં કૃપાળુશ્રીએ મુંબઈથી મારામારફત તે વેળા નવી નીકળેલી વેસ્ટ એન્ડ વોચ કંપનીનું સારી જાતનું એક ખિસ્સા ઘડિયાળ મંગાવેલું હતું તે તેજ દિવસે ટપાલમાં આવી લાગ્યું. હવે હું ઘડિયાળ જોઈ મુંઝાયો કે તેનું શું કરવું? કેટલાક સંકલ્પવિકલ્પને અંતે હું એવા નિર્ણયઉપર આવ્યો કે ઘડિયાળ જેમનેમાટે મંગાવ્યું છે તેમને દેવુંજ જોઈએ. બહારના ઝઘડાને કે મનના વિકારને વશ થઈ વચન તોડવું એમાં પ્રામાણિકપણું નથી. છેવટે મહાત્માશ્રીને મારે મકાને બોલાવવામાટે મેં મારું માણસ મોકલ્યું."

"મહારાજશ્રીને જે વિચાર આવ્યા હોય તે ખરા, પરંતુ એટલું તો ચોક્કસ ધારી શકાય કે એક બાજુ કોર્ટમાં ફરિયાદ કરવા જવું, અને બીજી બાજુ તેજ દિવસે આ પ્રમાણે મકાને બોલાવવા, એ એકબીજાથી ઊલટું હોઈ કાંઈક આશ્ચર્ય તો લાગ્યું હશેજ! ખેર! તેજ વખતે મહાત્માશ્રીનું મારે ત્યાં પધારવું થયું. મેં ઘડિયાળ તેઓશ્રીના હાથમાં મૂક્યું. મહારાજશ્રી કૃપાળુ વૃત્તિથી મને કહેવા લાગ્યા કે ઘડિયાળ નવી ફેશનનું સારું છે, માટે તમે રાખો. હું સામેથી ગળે પડ્યો કે કરારનો ભંગ કરવાનું કામ અઘટિત છેઃ જો નહિ રાખો તો એકને બદલે બે ફરિયાદ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. છેવટે મહારાજશ્રીએ તે ઘડિયાળ લીધું, અને ઘડિયાળની ચર્ચા બંધ પડી."

"એજ વખતમાં સૂરજની સામે પતંગિયું હરિફાઈમાં ઉતરે તે મુજબ મહારાજશ્રીના પુસ્તકોની સામે હું પણ એક પુસ્તક તૈયાર કરતો હતો તેથી આ તકનો લાભ લઈ, તે પુસ્તકનાં દશબાર પૃષ્ઠ તૈયાર હતાં તે વાંચી જવા તથા તેમાં કાંઈ ભૂલચુક હોય તો તે મને જણાવવા મેં વિનતિ કરી. કૃપાળુશ્રીએ તુરત જ તે વાંચ્યું, અને વાંચ્યા પછી એવી ઈચ્છા બતાવી કે અત્યારસુધીના વિચારો યથાર્થ છે, પણ હવે ધર્મસંબંધી ચર્ચાનો વિષય તમે છેડ્યો છે, માટે ઊતાવળા થઈ આગળ ન વધજો; અને તમને હરકત ન હોય તો રાત્રિએ મારા મકાનપર આવજો તે વખતે ચર્ચા કરશું. મને એમ લાગે છે કે આ સમય મારા કોઈ પૂર્વના પુણ્યના ઉગ્ર ઉદયનો હતોઃ મારી વૃત્તિ એકદમ બદલાઈ ગઈ! હૃદયમાં ઘૂમતા બધા પાપી વિચારો ઊડી ગયા! અને મહાત્માશ્રીની અદ્‌ભુત-શક્તિનું ભાન થવા લાગ્યું! દુલેરાય પોટાનાં (ન્યાયાધીશનાં) શુકનો-વચનો-યાદ આવ્યાં; અને પસ્તાવો કરી મહાત્માશ્રીની વિરુદ્ધ અરજી વગેરેના કાગળો ફાડી નાંખ્યા. આશ્ચર્યની વાત છે કે મને એવી તીવ્રતમ ઈચ્છા ઊપડી કે ક્યારે રાત્રિ પડે અને ક્યારે કૃપાળુશ્રીપાસે જવાનો યોગ પ્રાપ્ત થાય! એ ને એ વિચારમાં છેવટે રાત્રિના આઠ વાગે કૃપાળુશ્રી જ્યાં રહેતા હતા તે મકાનપર હું જઈ પહોંચ્યો."

"એ વખતે મહારાજશ્રી પરભુ ભટ કરીને એક ગિરનારા બ્રાહ્મણ હતા તેના ઘરમાં રહેતા હતા. એ મકાન બે ભોંયનું હોઈ નીચેની ભોંયનો વપરાશ થોડો હતો; ઉપરના ભાગમાં જ કૃપાનાથનું રહેવાનું થતું હતું દાદરેથી ચઢતાં આગળ એક અગાશી, પછી એક મોટો હૉલ, અને ત્યારપછી એક ઓરડો એ પ્રમાણે તેમાં સગવડ હતી. અગાશી તથા મોટો હૉલ બેસવા ઊઠવાના કામમાં આવતો, અને છેલ્લો ઓરડો કૃપાળુશ્રી એકાંતસેવનમાટે-ધ્યાન-સમાધિમાટે વાપરતા. આ ઓરડામાં અન્યને દાખલ થવાની છૂટ ન હતી."

"મહાત્માશ્રી મને ઉપર દર્શાવેલા પોતાના ઓરડામાં લઈ ગયા. તુરત જ એક દીપક

કરવામાં આવ્યો, અને મને પદ્માસને બેસાડી તે દીપકની સામે અનિમેષ દૃષ્ટિથી જોઈ રહેવાની આજ્ઞા કરી. હું તે પ્રમાણે કરવા લાગ્યો. પોતે મારી સન્મુખ બેઠા હતા. મેં આ દીપકની જ્યોતિમાં જે જે કાંઈ જોયું તે મારી આખી જીંદગીમાં તદ્દન નવું જ હતું. હું આનંદમાં એટલો બધો ગરકાવ થઈ ગયો હતો કે આજુબાજુ શું બને છે તેની મને કશી ખબર ન હતી. શ્રવણદ્વારા નવીન પ્રકારના અનેક નાદ પણ એ વેળા હું સાંભળતો હતો. આશરે એક કલાક પછી કૃપાળુશ્રીએ એ સ્થિતિમાંથી મને જાગ્રત્ કર્યો. ત્રાટકની એ સ્થિતિમાં મેં જે જે કાંઈ જોયું, અનુભવ્યું, તે મારા પુરુષપ્રયત્નથી નહિ હતું, પણ એ બધો પ્રતાપ મહાત્માશ્રીની કૃપાદૃષ્ટિ અને યોગશક્તિનો હતો. એક બાળકપાસે તેની પ્રિય વસ્તુ તેના હાથમાં આવ્યા પછી કોઈ ઝોંટી લે, અને તેથી તેને જેટલો ખેદ થાય તેટલો ખેદ મને ધ્યાનસ્થ સ્થિતિમાંથી મુક્ત કરવાથી થવા લાગ્યો. મારું આનંદી મુખ ઢીલું થઇ ગયું. તુરત જ કૃપાળુશ્રીએ મને દયાદૃષ્ટિથી મધુરવચને સમજાવ્યું કે તારા પોતાના પ્રબળ પુરુષાર્થ સિવાય તને સદા સર્વદા આવો અનુભવ નહિ થાય: આ જો તારા જેવા મનુષ્યને પ્રથમથી આવો પ્રત્યક્ષ અનુભવ ન કરાવ્યો હોય તો આ વિષયમાં શ્રદ્ધા ન ચોંટે, એટલા માટે આ થોડા સમય તને આ અનુભવ કરાવ્યો છે. હવે તારે યોગને માર્ગે ચાલી તેને કાયમ કરવો એ અગત્યનું છે. તેજ ક્ષણથી મારી વૃત્તિ એકદમ બદલાઈ ગઇ!"

"વળતા દિવસથી હું મહાત્માશ્રીનો થઇને મહાત્માશ્રીની પાસેજ રહેવા લાગ્યો; વ્યવહારનું જે જે કામ હોય તે કર્યા પછી હું તેઓશ્રીની કૃપાદૃષ્ટિ નીચેજ મારો સઘળો સમય નિર્ગમન કરતો હતો. રાત્રિએ સૂવાનું પણ તેઓશ્રીની સેવામાંજ રાખેલું હતું, આથી હમેશાં રાત્રિએ લગભગ બાર વાગ્યાસુધી રા. દુલેરાય પોટા (ન્યાયાધીશ)પાસે મારી અચૂક બેઠક હતી તે બંધ થઈ. દુલેરાયભાઈને ત્યાં બેસવા આવનારા લોકોને આથી વહેમ પડ્યો, અને સૌ કોઈ મને પૂછવા લાગ્યા, પરંતુ હું તેમને કાંઇ જવાબ દેતો નહિ. પરમ-પૂજ્ય સદ્‌ગુરુશ્રીની પૂર્ણકૃપાથી સવારના ત્રણથી સાત, બપોરના અગિયારથી એક અને સાંજના પાંચથી આઠ એમ ત્રણ ટંક હું યોગક્રિયામાં મારો સમય વ્યતીત કરવા લાગ્યો. ગુરુકૃપાથી હઠયોગમાં ઉપયોગી થાય તેવી ક્રિયાઓ જેવી કે નેતિ, ધૌતિ, કપાલભાતિ, બ્રહ્મદાતણ વગેરે, જેને યોગથી અજ્ઞાત મનુષ્યો મહાન્ ક્રિયાઓ માને છે તે મને થોડાજ સમયમાં એટલી બધી સાધ્ય થઈ ગઈ કે તે ક્રિયાઓ કરવી તે મારે મન એક રમતજેવું હતું. એક ટંકે એંશી પ્રાણાયામ હું કરતો હતો, અને તેપ્રમાણે ત્રણે ટંક કરવામાં હું કદી પણ પ્રમાદ સેવતો નહિ, આથી મારી મુખમુદ્રા, વાણી, વિચાર અને વર્તનમાં ધીમે ધીમે ફેરફાર પડવા લાગ્યો, અને તેની ચર્ચા જનો બન્નેનો થવા લાગી."

હોવાને લીધે તેમણે મારા વર્તનમાં એકદમ ફેરફાર થયેલો જોઈ તેનું કારણ એક દિવસ મને પૂછ્યું. મેં જે સત્ય બિના હતી તે તેમની પાસે ખુલ્લી કરી, જે સાંભળી તેમણે પણ કૃપાળુશ્રીનું શરણ લેવા ઇચ્છા બતાવી. કૃપાળુશ્રીને મેં એ વિષે વિનતિ કરતાં તેઓશ્રીએ હા પાડી, અને તે દિવસથી તેઓ બહારકોટ રહેતા હતા છતાં ત્યાંથી વહેલા ઊઠી નિયમિતપણે સવારે અને સાંજે પણ કૃપાળુશ્રીપાસે આવવા લાગ્યા સ્વમાન જાળવવામાં દુલેરાય ઘણાજ મશહુર હતા, છતાં તેમનું એકદમ આ પ્રમાણે કૃપાળુશ્રીને અધીન થવાનું જોઈ તેમના વડિલબંધુ ગૌરીશંકર પોટા વગેરેને આશ્ચર્ય લાગ્યુ. પરિણામ એ આવ્યું કે એ મંડળીના દરેક જણ જે કૃપાળુશ્રી તરફ ઠચુપચુ અને શંકાશીલવૃત્તિવાળા હતા તે બધા પૂજ્યપાદશ્રીની સાથે પૂજ્યભાવથી વર્તવા લાગ્યા. ધીમે ધીમે બીજા ગૃહસ્થો એટલે શ્રી. અનંતરાય તથા શ્રી. શંભુપ્રસાદ વગેરે અનેક ગૃહસ્થો મહાત્માશ્રીના શિષ્યમંડળમાં દાખલ થઈ સૌ સૌના અધિકાર મુજબ સતત ક્રિયાઓનું આલંબન પકડી કલ્યાણમાર્ગે વિચરવા લાગ્યા."

"અનેક સાધુસંન્યાસીઓનું વખતોવખત મહાત્માશ્રી પાસે આવવું થતું. એમના સંબંધે, અને બીજી બધી વાતો વિગતસહિત જાણવાની ઇચ્છા ધરશો તો વિસ્તાર બહુ જ વધી જાય તેવું છે, એટલે જે જે ચમત્કારો મેં મારી જાતે જોયા તથા અનુભવ્યા છે તે તે મુખ્ય ટૂંકામાં હું તમને જણાવું છઉં વર્ષોનાં વર્ષો વ્યતીત થઈ ગયાં છે, છતાં મારી યાદદાસ્તને જોર દઈ બની શકશે ત્યાંસુધી હું તમને ક્રમવાર કહેવાની કોશિષ કરીશ, તોપણ મારે જણાવવું જોઈએ કે લાંબાસમયની વાત છે એટલે કહેવામાં ક્રમભંગ થાય તો તેમાં તાજુબી નહિ."

"<u>પહેલો ચમત્કાર : સંકલ્પબળથી ઇચ્છા ફલીભૂત કરવી</u>" "શિષ્યવર્ગમાં સર્વેને સદ્‌ગુરુશ્રી ઉપર પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા હોવાથી તેઓ પોતાની ઇચ્છા પૂર્ણ કરવામાટે તેઓશ્રીને હમેશાં વિજ્ઞપ્તિ કરવા ચૂકતા નહિ રા દુલેરાય પોટાને ચાલુ નોકરીમાં અતિ કંટાળો આવ્યો હતો, તેથી તેઓ હમેશાં કૃપાળુશ્રીપાસે તેવા ઉદ્‌ગારો કાઢયા કરતા હતા, અને વિનતિ કરતા કે હવે બીજે કોઈ ઠેકાણે મારો જોગ થાય તો ઠીક. આવું આઠેક દિવસ ચાલ્યું. એક વખત ખુલ્લીરીતે તેમણે મને કહ્યું: કે આ બાબતમાં કૃપાળુશ્રી સહાયતા કરે તો ઠીક. મેં તે બિના કૃપાળુશ્રીને નિવેદન કરી, ત્યારબાદ થોડી મુદતેજ કૃપાળુશ્રીએ સવારમાં ઊઠતાંજ મને આજ્ઞા કરી કે આજે ટપાલમાં કાગળો લેવા જા, ત્યારે ટપાલમાં દુલેરાય પોટાનો પત્ર હશે તે તેને દઈ આવજે, અને પછી ક્રિયામાં બેસજે. આ સ્થળે કહેવું જોઇએ કે જે વખતની આ વાત કરું છું તે વખતે માંગરોળમાં ટપાલ સવારના ચાર વાગે પોસ્ટ ઓફિસમાં આવતી હતી. આજ્ઞાપ્રમાણે હું ટપાલ લેવા ગયો, અને કાગળો જોયા તો તેમાં દુલેરાય પોટા ઉપરનો ઇંગ્રેજી શિરનામાનો એક પત્ર હતો! આથી મારી જિજ્ઞાસા ઉશ્કેરાણી કે તેમાં શું હશે? એટલે તે પત્ર લઈ હું સીધો દુલેરાય પોટાપાસે તેને ઘેર ગયો તે હજી સૂતા હતા, મેં તેમને જગાડયા; તેને બહુ જ આશ્ચર્ય લાગ્યું; મહારાજશ્રીએ કહેલા શબ્દો મેં તેને કહી સંભળાવ્યા તે શબ્દો નીચે પ્રમાણે હતા:—

"આ પત્ર વાંચો. તેમાં તમારી ઇચ્છા તૃપ્ત થયાના ખબર છે; પણ યોગ અને પરમાર્થના પંથમાં આવી ઇચ્છા કરવી એ જિજ્ઞાસુને વિઘ્નકર્તા છે."

"કાગળ તેમણે મારા રૂબરૂમાંજ ફોડયો: તેમાં શું હતું?" પોટાને સ્વપ્નું પણ નહિ

જહેશે તેવી બિના તેમાં હતી તે પત્ર પ્રિન્સ હરભમજીતરફથી હતો, અને તેમાં રૂા ૧૫૦)ના માસિક પગારથી પાલીતાણામાં મોરબીના પાટવીકુમાર જેલુભા રહેતા હતા તેના મુસાહિબતરીકે તેમની નિમણૂક થયાના સમાચાર હતા માંગરોળમાં પોટાનો પગાર માસિક રૂા. ૯૦)નો હતો તેમાંથી એકદમ દોઢમોમાં અચાનક નિમણૂક થઈ તે વાત ગુરુશ્રીમાં પોયાની શ્રદ્ધા દૃઢ થવામાટે કાંઈ સાધારણ કારણરૂપ ન હતી"

"બીજો પ્રસંગ-શબવત્ થયેલા પોતાના આશ્રિતને અલૌકિક શક્તિથી સાહાય્યકરવું -"

"આગળ જણાવેલ પરભુભટ ચુસ્ત વૈષ્ણવ હતા તેમના મંદિર સામેજ તેમના ઘરમાં મહારાજશ્રી ભાડે રહેતા હતા પરભુભટના ભાણેજ વ્યાસ વસનજી લાલજી તેમની (પરભુભટની) સાથે રહેતા હતા તેઓ કૃપાળુશ્રીની પૂર્ણ પ્રેમભક્તિથી સેવા કરનાર હોઇ મારા મિત્ર હતા. તેમની કૃપાળુશ્રીઉપર ભારે શ્રદ્ધાભક્તિ હતાં હું કૃપાળુશ્રીની સેવામાંજ રહેવા લાગ્યો ત્યારથી તેમણે પણ ઘણો સમય ત્યાંજ વ્યતીત કરવા માંડેલો અને તેથી તેઓ પ્રભુશ્રીની કૃપાનું પાત્ર બન્યા હતા એ વસનજી પ્રારબ્ધના યોગથી બીમાર પડ્યા. દમ, તાવ, અને વિશેષમાં સાથળમાં એક ગુમડું થયેલું હોવાથી તેમને પથારીવશ થવુ પડ્યું દિનપ્રતિદિન બિમારી વધતી ગઈ ડાક્તરો અને વૈદ્યોના ઘણા ઈલાજો કરાવ્યા છતાં કાંઈ સારું પરિણામ ન આવ્યું"

એક રાત્રિના આશરે નવ વાગ્યાનવના સુમારે કૃપાળુશ્રી શયનમાટે શયનગૃહમાં દાખલ થયા, અને બારણાં બંધ કર્યાં પશ્ચાત્ મેં મારા હમેશના નિયમ પ્રમાણે શયનગૃહના દરવાજાની આડેજ પથારી કરી તે ઉપર આળોટવાનું શરુ કર્યું આ સ્થળે એટલું જણાવવું જોઇએ કે કૃપાળુશ્રી શયનમાં પધાર્યા પછી બ્રાહ્મમુહૂર્તમાં જાગ્રત્ થાય ત્યાંસુધી ઓરડાનાં દ્વાર કોઈપણ દિવસ ઊઘડતાં નહિ, તેમ તે ઊઘડાવવાની રજા પણ ન હતી હું હજી નિદ્રાધીન થયો નહોતો તેવામાં તે દર્દીના મામા પરભુ દેવજી ભટે નીચે ઊભા રહીને મારું નામ લઇને જોરથી એક અવાજ દીધો હું એકદમ પથારી છોડી તેમની પાસે ગયો. પરભુ ભટની આંખમાં અશ્રુ વહેતાં હતાં મને કાંઈપણ કહેવાની તેમને હોશ ન હતી. હું સમજી ગયો કે કાંઇક વિપરીત બનાવ બની ગયો હશે તુરતજ ત્યાંથી હું તેમની સાથે તેમના ઘરના વાડાને ટૂંકે રસ્તે દાખલ થયો ત્યાં મેં શું જોયું?! મારા મિત્ર વસનજી નિશ્ચેષ્ટ શબવત્ પથારીમાં પડ્યા હતા, અને તેમના ઓશીકા આગળ ઘીનો દીવો કરવામાં આવ્યો હતો. હું વસનજીના હાથની નાડી ચાલે છે કે કેમ એમ જોવાની ઇચ્છા કરતો હતો ત્યાં કૃપાળુશ્રીના શયનગૃહનાં દ્વાર ઊઘડવાનો અવાજ મારા કાનઉપર આવ્યો, અને દાદરેથી ઊતરતાં થતો તેઓશ્રીની ચાંખડીનો (પાદુકાનો) અવાજ પણ સ્પષ્ટ સંભળાયો. મેં તુરતજ પરભુ ભટ તથા વસનજીનાં પત્નીને આજ્ઞાસૂચક વાણીથી જણાવ્યું કે હાલ તમારે તદ્દન મુંગા રહેવું મહાત્માશ્રી નિદ્રામાટે ઓરડામાં દાખલ થયા પછી કોઈ દિવસ ઓરડો ઊઘાડતા નથી છતાં તેઓશ્રી અહીં આવતા હોય એમ લાગે છે.

દીવામાંથી સ્વહસ્તે પોતાનાં બે આંગળાંઉપર ઘી લીધું, અને તે દર્દીના બ્રહ્મરંધ્રઉપર મૂક્યું. ઘી પીગળી ગયું, એટલે મસ્તકની બે નસો જે કપાળના ડાબા તથા જમણા છેડા-લમણા-પાસે આવેલી છે તે દબાવી રાખી: તુરતજ દર્દીએ નિદ્રામાંથી જાગે અને ભડકી ઊઠે તેવી રીતે અજાયબીથી કૃપાળુશ્રીની સામે જોયું, એટલુંજ નહિ પણ તેઓશ્રીને પૂછ્યું કે આપ અહીં ક્યારે પધાર્યા? મહાત્માશ્રીએ સ્મિત હાસ્યવદને ટૂંકામાં કહ્યું કે: 'તમારી તબિયત જરા ઠીક નહતી!' આ બધો બનાવ માત્ર પાંચ મિનિટમાં બન્યો હશે! તુરતજ મહાત્માશ્રી જે પ્રમાણે પધાર્યા હતા, તે પ્રમાણે પાછા શયનગૃહમાં દાખલ થયા, અને બારણાં તુરતજ બંધ કરી દીધાં. આ વખતે વસનજીનાં પત્ની તથા તેના મામાના અંતઃકરણમાં કેટલો બધો અદ્ભુત આનંદ પ્રકટ્યો હશે? અને કૃપાળુશ્રી માટે કેવો અને કેટલો પૂજ્યભાવ ઉદ્ભવ્યો હશે તેનું કથન કરવાની અથવા સમજાવી શકવાની મારામાં શક્તિ નથી."

"આ વસનજી વ્યાસને ત્યારપછી બે પુત્રો અને બે પુત્રીઓ થઈ છે. તેમને દમનું દર્દ હતું તે વિનાશ પામ્યું છે, એટલુંજ નહિ, પણ હાલ તેમનું વય ૫૪ વર્ષનું હોઈ તેઓ અહીં વેરાવળ પાંજરાપોળમાં મહાજનતરફથી મુખ્ય મુનીમનું કાર્ય કરે છે. મહાત્માશ્રીનો આ મહદ્ ઉપકાર તેઓ ભૂલી ગયા નથી. દર્શન કરવા ઈચ્છા થાય ત્યારે વખતોવખત બીલખા જવાને તેઓ ચૂકતા નથી, અવસ્થા વૃદ્ધ થઈ એટલે એકાદ બે વર્ષ થયાં હમણાં પાછો દમનો વ્યાધિ દેખાવા લાગ્યો છે, પણ જોર કરી પ્રથમના જેવું દુઃખ દઈ શકતો નથી.'

"મહાત્માશ્રી માંગરોળમાં બિરાજતા હતા તે સમયમાં કોઈ કોઈ વખત પૂર્ણિમાના બે દિવસ પહેલાં તેઓશ્રી પોતાના શયનગૃહ અથવા ધ્યાનસ્થ થવાના ઓરડામાં દાખલ થઈ, અમો શિષ્યવર્ગને એવી આજ્ઞા કરતા કે અમો બધાએ બહારના દરેક બારણે તાળું દઈ પૂર્ણિમાના વળતા દિવસસુધી આશ્રમમાં આવવું નહિ જે ઓરડામાં કૃપાળુશ્રી એકાંતમાં પ્રાણનો લય કરી ધ્યાનસ્થ થતા હતા તે ઓરડામાં એક નાનકડી બારી, અને બે જાળિયાં સિવાય કાંઈ ન હતું. બહુભાગે બારી બંધ રહેતી હતી.

આજ્ઞાપ્રમાણે પૂર્ણિમાને વળતે દિવસે પ્રાતઃકાળમાં દરવાજો ખોલી, અને આતુરતાથી અમે દાખલ થતા ત્યારે કૃપાળુશ્રીને એવી સ્થિતિમાં જોતા હતા કે એકદમ કાંઈ પૂછવાની હિંમત થઈ શકે નહિ. આખું મુખારવિંદ જાણે તેના ઉપર માખણની તાજી માલીશ કરી હોય, અને તેમાં સૂર્યનાં કિરણો પડવાથી જેવો પ્રકાશ થાય તેવું અપૂર્વ તેજ મારતું માલુમ પડે. પાંચમિનિટ આવી સ્થિતિ રહ્યાબાદ આપણને સ્પષ્ટ સમજાય કે શરીરના કોઈપણ ભાગમાં પ્રાણનો લય થયો છે ત્યાંથી આસ્તે આસ્તે પ્રાણ બહાર આવે છે."

——[*]——

## હવામાં અદ્ધર

[ લેખકઃ-શ્રી. વસનજી લાલજી વ્યાસ-માંગરોળ ]

[ માંગરોળના પ્રકરણમાં પૂર્વે જણાવ્યાપ્રમાણે જેમને પૂ. મહાત્માશ્રીએ-સાથરેથી બેઠા કર્યા હતા તે શ્રી. વસનજી લાલજી વ્યાસ જણાવે છે કેઃ—]

શિક્ષણવિભાગના મંત્રી શ્રી. માણેકલાલભાઈ, શ્રીઆનંદાશ્રમ-બીલખા. આપે

મહાત્માશ્રી માંગરોળમાં અમારા ઘરમાં બિરાજતા હતા ત્યારની કેટલીક હકીકત પ્રશ્નતરીકે પૂછી, તેનું પ્રત્યુત્તર નીચે આપું છું:—"

"મહાત્માશ્રી માંગરોળમાં બિરાજતા હતા તે વખતની યોગની સાધના ઉગ્ર હતી. સવારના ચાર બજ્યાથી તે આઠ બજયાસુધી અને સાંજરે સાતથી નવસુધી યોગસાધનામાં તેઓશ્રી બિરાજતા, તેમાં મેં તેઓની બની શકે તે સેવા કરી છે."

તેઓશ્રી અમારા ઘરમાં બિરાજતા ત્યારે મને સેવાનો લાભ ઘણો સારો મળેલો, અને તેથી તે પરિચર્યામાં તેઓશ્રીની યોગસાધના અને મહત્ત્વનો મને ઘણો અનુભવ થયો છે."

"માંગરોળમાં યોગ પરિપૂર્ણ થયો. એ પ્રતાપ વર્ણવ્યો જાય તેમ નથી. કેટલીક હકીકતો અનુભવમાં આવે, પણ વાણીમાં કહી શકાતી નથી."

યોગપ્રભાવ—હવામાં અદ્ધર-એક વખત મેં પૂજાનું તમામ સાહિત્ય તૈયાર કરી પૂજાવાળા ઓરડામાં મૂકેલ, પણ ધૂપ મૂકવો ભૂલી ગયો. મહાત્માશ્રી પૂજા કરવા બિરાજ્યા પછી અર્ધેપોણે કલાકે ધૂપ લઈ ધીમેથી પૂજાના ઓરડાનું બારણું જરા ઊઘાડી, અંદર ગયો; ધૂપ મહાત્માશ્રીપાસે મૂક્યો મહાત્માશ્રી સમાધિમાં હતા. તે વખતનું તેઓશ્રીનું દર્શન અલૌકિક હતું. તે પ્રભાવ વાણીમાં આવે નહિ. આસન ઉપરથી એક ફૂટને આશરે મહાત્માશ્રી અદ્ધર હતા! આ દર્શનનો લાભ તેઓશ્રીની કૃપાથી મળ્યો. સમાધિ ઉતર્યા પછી મહાત્માશ્રી બહાર પધાર્યા ત્યારે મને કહ્યું કે ધૂપ ભૂલી જવાયો હોય તો હરકત નહિ.

---

## બાંટવાના સુપ્રસિદ્ધ વકીલ શ્રીમાન્ લાલસિંહજીનું પત્ર

"તા. ૪-૭-૧૯૦૭
જેતલસર"

"પરમપ્રિય માણેકચવર્મા,

સેવામાં નમ્ર લાલસિંહના જયશ્રીગુરુવંદન વાંચશો પરમકૃપાળુ ભગવાનશ્રીનાં પવિત્ર પાદારવિંદની યાત્રાનિમિત્તે જેઠ વદિ ૪ના રોજ ભાવનગર ગયો હતો. ત્યાં શ્રી ગોવિંદજીભાઈ તથા વિશ્વનાથભાઇના સમાગમનો લાભ મળ્યો હતો. ત્યાંથી ગઈ સાંજનાં દર્શન કરી રવાના થયો છું."

"શનૈ શનૈ પરમ કારુણિક મહાપ્રભુનો પ્રતાપભાનુ વૃદ્ધિ પામતો જાય છે એનો ખ્યાલ ભાવનગરમાં અપાતા ગંભીર, મધુર અને પરમશ્રેયસ્કર ઉપદેશથી પ્રત્યક્ષ થયો છે. આપજેવા સુશીલ અને સજ્જન પુરુષે ભાવનગરના સુસંસ્કારી જનોનાં પ્રેમ, ઉત્સાહ અને શ્રદ્ધા અનુભવમાં લેવાનાં હતાં. ભાવનગરી અધિકારી જીવો-સ્ત્રીપુરુષોના ઉપદેશગ્રહણ અને શરણગ્રહણના પ્રેમાવેશનાં દર્શનથી મને તો અતિ આનંદ મળ્યો છે"

"પરમકૃપાળુ સદ્ગુરુશ્રીની સુમનોહર પવિત્ર સાક્ષાત્ પ્રભુમૂર્તિનાં દર્શનનો જે અલભ્ય લાભ પ્રાપ્ત થયો છે તે અવર્ણનીય છે. આ પ્રસંગે આપ વારંવાર સ્મરણમાં આવતા હતા.

શ્રીજી વધારે પ્રેમવાર્તા પૂર્ણિમાપર મળીશ ત્યારે કરીશ, પણ સહેજ ખ્યાલ આવે તેટલામાટે થોડી બિના જણાવું છું —"

"સવારના ૮ાા થી ૯ાા લગી "જીવન્મુક્તિવિવેક"નું શ્રવણ ચાલે છે, અને સાંજના ૭ાા થી ૮ાા લગી "ઉપનિષદ્"નું શ્રવણ ચાલે છે. શ્રી હરગોવિંદદાસભાઈના બંગલા પાસે મહાજનની મહાન્ વિશાલ ધર્મશાળાના મેદાનમાં ૨૦૦૦ (બે હજાર) સ્ત્રીવર્ગ અને ૨૦૦૦ થી ૨૫૦૦ (બેથી અઢી હજાર) પુરુષવર્ગ શ્રવણ કરવા આવે છે બંદોબસ્તમાટે પોલીસ હાજર રહે છે ચમત્કાર એવો કે મંગલાચરણ શરુ થતાંવેંત એટલી શાંતિ પ્રસરે છે કે ટાંકણીનું માથું પડે તો તે પણ સંભળાય. પાંચ વાગતાંને માઈલ માઈલથી લોકો દોડતા-પ્રથમ જગા મળે એટલા માટે કથાશ્રવણમાટે આવવા શરુ થાય છે સાત વાગતાં તો સભાસ્થાન ભરાઈ જાય છે સ્ત્રીવર્ગ પણ દોડતો આવે છે. બંને વખત ભીડ સરખી રહે છે ઘણા પુરુષોને ઊભું રહેવું પડે છે. ભગવાન્શ્રી સુસ્પષ્ટ પણ શ્રીમુખેથી એવું વદે છે કે સર્વને શ્રવણ સરખું થાય છે.

"રોજબરોજ કથામાં ભીડ વધતી જાય છે, અને દીક્ષિત વર્ગ બહુ પૂરજોરથી વૃદ્ધિ પામતો જાય છે. એ ઘણું આનંદિત થવાનું છે."

"કથામાં-શ્રવણમાં એટલો રસાસ્વાદ લાગ્યો છે કે બૈરાંઓ ઘરનાં કામ વહેલાં ઊઠી કરી પરવારે છે કેટલાંક વહુરો પાણી ભરવાના બહાનાથી શ્રવણનો લાભ લે છે."

"કાલે ભગવાન્શ્રી સ્નાનગૃહમાં બિરાજતા હતા હું પોતે હાજર હતો. ત્યાં એક જુવાન પ્રેમાવેશવાળી બાઇ એક માઈલથી ખરા તડકામા દર્શનમાટે આવી. તે બહુ ચંચળ ને ભણેલી હતી, બોલવામાં હુશિયાર જણાતી હતી તેણીએ વિનતિ કરી કે શ્રવણમાં હું એકવાર આવી હતી મારાં મા અને કાંકી હમેશ બે વખત આવે છે મારું છોકરું નાનું છે, એટલે અવકાશ મળતો નથી ભીડ એટલી કે આપનાં પ્રિયદર્શન ધરાઈ ધરાઈ કરી શકું એવો લાગ મળતો નથી. વળી કાને જરા ધાક છે, એટલે નિરાંતે માત્ર દર્શન સારુ આવી છું તો દર્શનનો લાભ આપવા કૃપા કરશો."

"શરદ્પૂનમનો શ્રીકૃષ્ણ ભગવાનનો રાસ મને સાંભરી આવ્યો શુદ્ધ, પવિત્ર, મનોહર મોરલીરૂપી ઉપદેશ ભગવાન્શ્રીએ ગાવા માંડ્યો છે ભાવનગરી સ્ત્રીપુરુષો પ્રેમઘેલાં બન્યાં છે. મહાજન ચાતુર્માસ રોકાવાની પ્રાર્થના કરવા આવ્યું હતું, પણ સ્વીકાર ન થતાં બે દિવસ વધારે સ્થિતિ કરાવી છે"

"ભગવાન્શ્રીએ એક પ્રિય શિષ્યપ્રતિ કથન કર્યું હતું કે "ઉપદેશ ત્યારેજ ખરો કે જે શહેરના પાદર હોઇએ ત્યાં શહેરના લોકો અને અધિકારી પ્રેમવશ થઇને સેવામાં આવે"[1]

"એ વચનો ખરાં પડે છે એ જોઈ હું મનમાં અતિહર્ષને પામું છું ખરેખર બુદ્ધ ભગવાન કે શંકરાચાર્ય ભગવાનનાં ચરિત્રો વાંચીએ છીએ, અને પરમ સુખદાયી સદ્‌ગુરુશ્રીનાં

૧ આ વાત મને (માણેકલાલને) શ્રી લાલસિંહજીભાઈએ ઘણા વર્ષ પૂર્વે કર્યાનુ સ્મરણ આવે છે, અને પ્રિયશિષ્ય તે માંગરોળવાળા શ્રી કીભાઈ (ત્રિભુવનદાસભાઈ) કે લાલસિંહભાઈ પોતે એવુ મારું અનુમાન છે.

ચરિત્રો પ્રત્યક્ષ અનુભવીએ છીએ. અહા ! શો આનંદ ! શી મોજ ! શો ભવ્ય પ્રતાપ !

"હું જામનગર જાઉં છું. રસ્તે ચાલતાં ઉતાવળે જે ઉદ્ગારો આવ્યા તે લખી મોકલ્યા છે. રૂબરૂમાં મારા ઉદ્ગારોનું શ્રવણ કરી આપ એક પરમ ભક્ત બહુ બહુ રાજી થશો એવી આશા રાખું છું."

"આપના પૂ. કાકા તથા બીજા ૭ સાત માણસ ભગવાન્શ્રીને વરતેજ પધારવા વિનતિમાટે આવ્યા હતા, પણ વખત ભરાઈ જવાથી વિનતિ સ્વીકારવામાં આવી નથી. કેંાચ ચાલવાના દિવસે એટલે-વદિ ૧૪-ના રોજ ઘોડાગાડીમાં જઈ બે કલાક રોકાઈ સાંજની ગાડીમાં વિરાજે !!"

"હમેશ દિવાન સાહેબ વખતસર આ શ્રવણમાં આવે છે. હમેશ સ્ટેટની બે ઘોડાંની ગાડી આશ્રમપર હાજર રહે છે. ગામમાં પધરામણી ચાલે છે. ત્યાં પણ લોકોનાં ટોળે ટોળાં દર્શનમાટે મળે છે."

લિ. નમ્ર

લાલસિંહના શ્રીસદ્ગુરુવંદન."

[ નોંધ—સહૃદય વાચક બંધુઓ! શ્રીમાન્ લાલસિંહજીનું આખું પત્ર તમે વાંચ્યું ? લાલસિંહજીની શ્રીગુરુચરણારવિંદમાં કેટલી શ્રદ્ધા છે ! તેમનો સદ્ગુરુચરણપ્રતિનો પ્રેમ કેવો ઊછળે છે ! શ્રીસદ્ગુરુનો વિજય જોઈને તથા પ્રજાજનોને તેઓશ્રીના ઉપદેશનો લાભ વિશેષપણે ઊઠાવી રહેલા જોઈને લાલસિંહજી કેટલા હર્ષિત થાય છે !! ભાવનગરના શ્રવણસમયના અદ્ભુતદૃશ્યનો લાભ મેં ન લીધો તેને માટે મને લાલસિંહજી મિત્રતરીકે મીઠો ઠપકો આપે છે,. એમાં પણ શ્રીસદ્ગુરુચરણપ્રતિની તેમની કોઈ અવનવી ભાવના આપ જોઈ શકો છો ! લિ. માણિક્યવર્મા ]

---

# સંવત્ ૧૯૪૭માં પશ્ચિમ હિંદની યાત્રામાંથી

[ લેખક:- શ્રી શંકરપ્રસાદ જયશંકર વ્યાસ-બીલખા ]

"મુંબઈમાં ૭ દિવસ સ્થિતિ રહી —કૃપાનાથ નિત્યપ્રતિ સાંજના ૪ થી ૬ પર્યંત સર્વને સત્સંગલાભ આપતા મુંબઈનગરીના સમાજની શી વાત કરવી ? આ સ્થળે પૂજ્યપાદ મહાત્માશ્રીના બહુશ્રુતપણાનો તથા અલૌકિકપણાનો પ્રભાવ મને જાણવામાં આવ્યો. મુંબઈમાં ભારતના સમર્થ વિદ્વાનોનો અને દેશદેશના પંડિતોનો વસવાટ, પૃથ્વીપરની ઘણી ભાષાઓનો વ્યવહાર, અનેક મહાધનાઢ્ય ગૃહસ્થોનો નિવાસ, સમર્થ વિદ્વાનો, શાસ્ત્રીઓ અને આચાર્યોનો પણ નિવાસ. શેઠ ગોકુળદાસજીએ લાગતાવળગતા ને પિછાણવાળા ગૃહસ્થોને પૂ. કૃપાનાથના પધારવાના સમાચાર આપેલા અને કર્ણોપકર્ણ પણ સમાચાર ફેલાયેલા."

"શ્રવણમાં પહેલે દિવસે અઢીસો ત્રણસો મનુષ્યો જોવામાં આવ્યાં. બીજા દિવસથી તેમાં વધારો થતો ગયો, ને શ્રોતાઓની સંખ્યા લગભગ હજારસુધી પહોંચી ગઈ"

"ભાવિક જિજ્ઞાસુઓ જેમ પોતાની શંકાઓનું સમાધાન મેળવવા આવતા, તેમ

કેટલાક પંડિતો ને તાર્કિકો વિદ્વત્તાની પરીક્ષા કરવા આવતા જણાયા. ઉપરાંત નાસ્તિક-જેવાઓ આડાઈ બતાવી ચર્ચા કરવામાટે આવતા દેખાયા. જાતજાતનો મનુષ્યસમૂહ શ્રવણસ્થાનમાં એકત્ર થતો. ભિન્ન ભિન્ન જાતિનાં મનુષ્યો-હિંદુસિવાય પારસીઓ, ઇસ્લામીઓ ને ખ્રિસ્તીઓ પણ આવતા. ચારનો અમલ થાય ત્યાં તો મનુષ્યોનો દરોડો પડતો."

સભાનું રસુજી વર્ણન કરતાં જણાવું છું કે:—

"પ્રથમ દિવસે પૂજ્યપાદ મહાત્માશ્રી સભાસ્થાનમાં પધાર્યા ત્યારે કેટલાક શેઠિયાઓ ફળોની છાબડીઓ ધરી, પુષ્પમાળાઓ અર્પણ કરી, બે હાથ જોડી નમન કરી, જે જે બોલી બેઠા. કોઇએ બે હાથે નમસ્કાર કર્યા, તો કોઇએ એક હાથે સલામ કરી; ને કોઇએ વગર નમન કર્યે અકડાઈથી બેઠક લીધી. કોઈ પ્રશ્નોની નોંધો કરી આવેલા. તેમાંના કેટલાક ચંચળ ચબરાક કે ઉતાવળિયા બંધુઓ પાછલી હારમાંથી આગળ આવી પ્રશ્નો પૂછવા આતુર થતા જણાયા."

"આંટીઘુંટીવાળો શાસ્ત્રીય પ્રશ્ન રજૂ થયો. કૃપાનાથે તેનું શ્રુતિ, યુક્તિ ને અનુભવથી સમાધાન આપવા માંડ્યું. આનંદજનક શાસ્ત્રીય ને વ્યાવહારિક દૃષ્ટાંતો, સિદ્ધાંતના સમર્થન-માટે અપાવા લાગ્યાં. લગભગ કલાકસુધી શીતળ શાંત વાગ્ધારા ચાલુ રહી. શ્રોતાઓ એકતાર થઈ ગયા. સભામાં આનંદ છવાઈ ગયો. મહાત્માશ્રીએ પ્રશ્ન કરનારને પૂછ્યું: કેમ? આપનું સમાધાન થયું? પ્રત્યુત્તરમાં બદ્ધાંજલિ થઈને કહ્યું: જી! હા, એટલે કૃપાનાથ વધ્યા: હવે કોઇને કાંઈ બીજું પૂછવાનું હોય તો પૂછો: પ્રત્યુત્તરમાં પોતાના પ્રશ્નોની નોંધમાં પુનઃ પુનઃ જોતા પંડિતો, વગર નોંધે મનમાં શંકા અને વિકલ્પો રાખી બેઠેલા તાર્કિકો, ટીકા કે ચર્ચા કરવાને ઇચ્છતા અન્યજનો ને અભિમુખ વૃત્તિવાળા ગૃહસ્થોના-ચારસો પાંચસો મનુષ્યોના-સમૂહમાંથી આવા ભાવનો ઝણઝણાટ ઊઠ્યો કે એક પ્રશ્નના પ્રત્યુત્તરમાં થયેલા આપશ્રીના વ્યાખ્યાનથી અમારા સર્વ પ્રશ્નોનાં સમાધાન મળી ગયાં છે। હરોળમાં બેઠેલા અન્ય શિષ્ટજનો વદવા લાગ્યા કે આપ તો અંતર્યામીસિદ્ધિવાળા જણાઓ છો. આપને શ્રમ આપ્યો તેને માટે ક્ષમા યાચીએ છીએ."

સભામાં પુષ્કળ શ્રીમંત શેઠિયાઓ આવતા તેમની ભિન્ન ભિન્ન જાતની ઘોડાગાડી-ઓની, વાડીબહાર દીવાલપાસે ઠઠ જામી રહેતી. તેઓ કૃપાનાથને પ્રાર્થના કરવા લાગ્યા કે બહાર ફરવા પધારવામાટે અમારાં વાહનો આપને માટે તૈયાર છે. આપ આજ્ઞા કરશો તે પ્રમાણે હાજર રહેશે. પ્રત્યુત્તરમાં કૃપાનાથ વધ્યા કે બહાર જવાની ઇચ્છા નથી. એ પ્રત્યુત્તર સાંભળી શેઠિયાઓએ વિનતિ કરી કે આપની સાથેના સેવકજનોને શહેર જોવા જવામાટે અમારાં વાહનો આપ જણાવશો તે અનુકૂળ સમયે હાજર રાખીશું. આ પ્રમાણે વિનય-વિવેક કરી, નમનપૂર્વક શેઠિયાઓ વિદાય થયા, અને તેમની પાંચસાત ઘોડાગાડીઓ સાંજસુધી વારાફરતી નિત્ય હાજર રહેવા લાગી

બીજા દિવસથી શ્રવણના સમયપૂર્વે પા અર્ધે કલાકે મનુષ્યોનો દરોડો પડવા લાગ્યો. નિયત સમયે પૂ મહાત્માશ્રી પધારે તે પહેલાં સભા જામી જતી, ને તેઓશ્રીની રાહ જોવાતી. વિનયવિવેકમાં પણ બીજા દિવસથી બહુ ફેર પડી ગયો. આગલા દિવસે મહાત્માશ્રી સભામાં પધાર્યા ત્યારે જેઓ સામાન્ય નમન કે સલામમાંથી પણ ગયા હતા તેઓ આજે ઊભા રહી કમાત્ પોતે લાવેલા લીલાસૂકા મેવાની છાબડીઓ તથા પુષ્પહાર અર્પણ કરી

કરસંપુટથી નમન કરી, બેસતા જોવામાં આવ્યા. કેટલાકે પંચાંગ નમસ્કાર કર્યા, તો કેટલાકે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

ગઈકાલના પ્રશ્ન કરનારાઓને મૃદુ હાસ્યકરી કૃપાનાથે કહ્યું : આજે કાંઈ પૂછવાનું લઈ આવ્યા હો તો બોલો. પ્રત્યુત્તરમાં તેમના તરફથી કહેવામાં આવ્યું કે, જી મહારાજ ! કાંઈ પૂછવાનું નથી.

ગંજાવર શહેર એટલે નિત્યપ્રતિ કોઈ કોઈ નવા પૃચ્છકો પણ નીકળી આવતા; ને તેમાંના કોઈકોઈ હરોળમાં આવી વાદવિવાદ કરવાના આડંબરથી પ્રશ્નો કરતા મહાત્માશ્રી તેમના એકાદ પ્રશ્નનું સમાધાન આપે ત્યાં નવાજૂના સર્વની જ્ઞાતઅજ્ઞાત શંકાઓનાં સમાધાન થઈ ગયાના ઉદ્ગારો સભામાંથી આનંદભેર ઊઠે, ને તેઓ તસ્દી આપી તેમાટે ક્ષમા માગી વિદાય થાય.

એકવાર જેમણે વ્યાખ્યાન સાંભળ્યું તેઓ બહુધા નિત્યપ્રતિ તેવો લાભ લેવાને ચૂકતા નહિ. આવો ક્રમ છદિવસ પર્યંત ચાલ્યો.

<u>અમેરિકન થીઓસોફીસ્ટોનું આગમન</u>—અગાઉથી સમય પૂછાવી, આજ ચૈત્ર વદિ ૧૩ બુધ તા. ૬-૫-૧૮૯૧ સવારના દશ વાગે આઠેક ગૌરાંગ વિદેશીઓ-અમેરિકન સ્ત્રીપુરુષો-દર્શનાદિમાટે આવ્યાં. તેમાં ત્રણચાર પુરુષો હતા ને ત્રણચાર સ્ત્રીઓ હતી સર્વમાં આગેવાન એક લેડી જણાતાં હતાં. સાથે એક મુસ્લીમ દુભાષિયો હતો.

પૂ. મહાત્માશ્રી અને પૂ. માજીમહારાજે સભામાં પધારી બેઠક લીધા પછી બહારના દ્વારમાં ઊભેલાં ગૌરાંગોએ ટોપીઓ ઉતારી, હાથમાં રાખી, બે હાથ જોડી નમન કરતાં "જે જે" ના ઉચ્ચારસાથે પ્રવેશ કર્યો સમીપમાં આવતાં મુખ્ય વ્યક્તિઓએ બે હાથ જોડી, મસ્તક નમાવી નમન કર્યું. પૂ. મહાશયોએ હાથની ઈશારતથી આશીર્વાદ સાથે બેસવાનું જણાવતાં, સામે ગોઠવી રાખેલી ખુરશીઓપર સૌએ બેઠક લીધી મુખ્ય લેડીએ પોતાની હકીકત ઇંગ્રેજીમાં કહેવા માંડી. સાથેનો દુભાષિયો તેનું હિંદી કરતો જતો હતો તેમણે પૂ. શ્રી માજીમહારાજપ્રતિ નિવેદન કર્યું કેઃ—

"અમારી આ કુટુંબમંડળી દેશાવરમાંથી કલકત્તા ઊતરી; કેટલાક દિવસ પછી બનારસ આવી પહોચી આપશ્રીનાં દર્શન ને સત્સંગની ઈચ્છાથી અમે આપશ્રીનાં સ્થાન-શ્રીઆનંદગુહાપર ગયાં, પણ અમને ખબર મળ્યા કે આપ તો યાત્રામાં પધાર્યાં છો; એટલે અમે નિરાશ થયાં, છતાં અમેરિકામાં થીઓસોફીમંડળમાં આપની પ્રશંસા અમોએ ખૂબ સાંભળેલી, એટલે યોગાભ્યાસ કરવાની તીવ્ર જિજ્ઞાસાથી આપની વિશેષ તપાસ કરી. અત્રથી ડાકટર તુકારામ તાતિયા તરફથી અમને જણાવવામાં આવ્યું કે આપ દ્વારકા જઈ મુંબઈ આવી દક્ષિણહિંદની યાત્રામાટે શ્રીરામેશ્વરતરફ પધાર્યાં છો, અને વળતાં પાછાં અહીં કેટલોક સમય સ્થિતિ કરવાનાં છો, એટલે જુદાંજુદાં શહેરોની મુલાકાત લેતાં અમે આપના આવવાના સમયહરોળ અહીં આવી પહોંચ્યાં છીએ. આપના આગમનની તપાસ રાખતાં ગઈકાલે અમને માલુમ પડ્યું કે આપ અહીં આવી ગયાં છો, ને તેથી અમારા અંતઃકરણમાં બહુ ખુશી ઉપજી છે."

તે સાંભળી પૂ. માજી મહારાજે પોતાની પ્રસન્નતા જણાવી હિંદીમાં કહ્યું કે આપને જે પૂછવાનું હોય તે પૂછો. [ દુભાષિયાદ્વારા સર્વકામ ચાલતું હતું. ]

# મારા અનુભવો

[ લેખકઃ—શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-માણિક્યવર્મા ]

## ( ૧ )

## પ્રથમ મિલન

બાંટવાથી કુંતિયાણા થઈને પૂ મહાત્માશ્રી પોરબંદર પધાર્યા :—પોરબંદરવાળા નાગર-ગૃહસ્થ શ્રી. મોહનલાલ ઉમયાશંકર પોટા મહાત્માશ્રીની સાથે હતા. તેઓ મહાત્માશ્રીને પોરબંદર તેડી જવામાટે આવ્યા હશે એમ અનુમાન છે. કુંતિયાણામાં મહાત્માશ્રીએ રાત્રિનિવાસ કરેલો. હું એ વેળા કુંતિયાણામાં તાલૂકાસ્કૂલમાસ્તરની જગાપર હતો. થેપડા દરવાજે ગિરધારીમંદિરવાળા બાવા કાલિદાસ ઠાકોરદાસ, કે જે મારાપાસે આસિસ્ટંટ માસ્તર હતા તેમના રસ્તાપરના ઓરડામાં મહાત્માશ્રી બિરાજ્યા હતા. ત્યાં જાફરાબાદના પ્રકરણમાં જણાવેલ મારા મિત્ર શ્રી. મયારામભાઈ વકીલ, ભાટકવિ રઘુરામજી અને હું ત્રણ જણ સાથે તેઓશ્રીનાં દર્શને ગયેલા, મહાત્માશ્રીએ ઘણી ઘણી ધાર્મિક સુંદર વાતો બહુ પ્રેમ ને ઉત્સાહથી સંભળાવી અમને આનંદમગ્ન કરી મૂક્યા. વાર્તાના પ્રસંગમાં વચ્ચેવચ્ચે કવિતો, દુહા, સાખીઓ, ભિન્ન ભિન્ન ભક્તો તથા કવિઓનાં પદ્યોનાં અવતરણો-એટલાં બધાં આવ્યાં કે હું, આશ્ચર્યમુગ્ધ થઇ ગયો. મને એમ લાગ્યું કે આટલું બધું સ્મરણમાં કેમ રહ્યું હશે? ખરેખર! મને તો એ બધું મનુષ્યશક્તિની બહારનું લાગેલું.

પૂ. મહાત્માશ્રીનું વય એ સમયે ઓગણત્રીશ વર્ષનું હતું. ( સં. ૧૯૪૪ ) ભરજુવાની ખીલી નીકળી હતી. શરીર કંઈક ભીને વાન-મેઘવર્ણ આછું શ્યામ, મુખારવિંદ અતિ તેજસ્વી-બ્રહ્મચર્ય અને તપની અલૌકિક પ્રભાયુક્ત નેત્રો ધ્યાનસમાધિમાંથી ઊઠેલા મહાયોગીના જેવાં લાલ* ને પ્રકાશિત, મૂછોના વાળ ઘણા સુંદર, ને તેનાથી ઓષ્ઠ સંપુટ ઢંકાયેલો, પોષાકમાં ધોતીઉં, તેપર પહેરણ ને બાંયોવાળો કબજો. મસ્તકપર પાસે રાખવાનો લાલ કોરનો ખેસ સુંદર રીતે બાંધેલો. સર્વ વસ્ત્રો ધવલ, સ્વચ્છ ને સુયોગ્ય રીતે ધારણ કરેલાં હતાં. કબજાના ખિસ્સામાં ઘડિયાળ રાખેલું હતું વાહનમાં સીગરામ હતો. બધું સાદું ને સંક્ષિપ્ત છતાં સારા ગૃહસ્થ પ્રવાસમાં હોય તેવો દેખાવ લાગતો હતો. મારા ઉપર તેઓશ્રીનો કોઈ અજબ પ્રભાવ તે વેળા પણ પડેલો.

## ( ૨ )

## નાથનું શારીરિક તપ

" ગુરુદેવ કાશીમાં ગંગાકિનારે આનંદગુહા નામક સ્થાનમાં બિરાજતા હતા ત્યારે તેઓશ્રીની દિનચર્યા નીચે પ્રમાણે હતીઃ—

બ્રાહ્મમુહૂર્તમાં નાથ મદ્રાસ ચારવાગતા સમયે નિયમપૂર્વક ઊઠતા, અને નિવાસસ્થાન વાળી ઝાડી, આસનાદિની શુદ્ધિ કરી, શૌચસ્નાન કરી લેતા. પશ્ચાત્ સંધ્યાવંદન, જપ, સ્વાધ્યાયાદિ નિત્યકર્મથી પરવારી પરમાત્મધ્યાનપરાયણ થતા-સમાધિમાં જોડાતા. સાયંકાળે પણ સંધ્યાદિ

* મારે કહેવું જોઈએ કે નેત્રોની એવી રક્તતા, ને પ્રકાશ મેં જીવનમાં અન્યત્ર ક્યાંય જોયાં નથી.

પ્રત્યુત્તરમાં આવેલા મંડળે જણાવ્યું કે અમારે યોગસમાધિનો અભ્યાસ કરવાની જિજ્ઞાસા છે, અને વાતચીત આગળ ચાલી પ્રશ્નોત્તર થવા લાગ્યાં આશરે એક કલાક ચર્ચામાં વીત્યો.

બાજીએ પૂજ્ય મહાત્માશ્રી સર્વ ચર્ચા સાંભળતા મૌનપણે બિરાજતા હતા જિકરમાં વૃદ્ધ માજીને ઘણો પરિશ્રમ પડવાથી તેમણે થાકીને પૂ મહાત્માશ્રી પ્રત્યે કહ્યું કે પંડિતજી! હવે આપ આ લોકોને સમાધાન આપો એટલે દુભાષિયાની જરૂર વગર —

પૂ. મહાત્માશ્રીએ ઈંગ્રેજીમાંજ સમજાવવાનું શરુ કર્યું, જેનો સાર વચ્ચે વચ્ચે પૂજ્ય માજી પૂછતાં હતાં, ને બોલતાં હતાં તે પરથી નીચે પ્રમાણે હું સમજી શક્યો:—

"યોગસાધનની દુર્લભતા યોગસાધન કરવામાટે પ્રથમ શારીરિક તથા માનસિક યોગ્યતા પ્રાપ્ત કરવી જોઈએ.— આહાર સત્ત્વગુણી લેવો જોઈએ, ને રહેણી કરણી શુદ્ધ રાખવી જોઈએ ઉપરાંત યોગનાં આઠ અંગો પૈકી યમ ને નિયમ એ બે આરંભક અંગોનું પાલન બરાબર કરવા માંડવું જોઇએ એમ કરવાથી ક્રમાત્ આસન પ્રાણાયામાદિ સિદ્ધ કરી ધ્યાનરૂપ યોગમાં પ્રવેશ કરવાની યોગ્યતા આવી શકે શુદ્ધ આહારવિહારથી શરીરનાં રાજસતામસ પરમાણુઓ—પ્રતિલોમ પરમાણુઓ—દૂર થવા માંડે, ને તેને સ્થલે સત્ત્વગુણી પરમાણુઓ—અનુલોમ પરમાણુઓ—આવવા માંડે; એમ થવાથી માનસિક રાજસતામસ સ્વભાવ બદલાઈ, સત્ત્વગુણી સ્વભાવ પ્રાપ્ત થાય શરીરમનનું કારણ પ્રકૃતિ ક્ષણપરિણામી હોવાથી એ ફેરફાર ધીમેધીમે થાય પૂરતો ફેર થતાં બાર વર્ષ લાગે, ને ત્યારેજ વાસ્તવિક યોગ્યતા પ્રાપ્ત થતાં ખરી રીતે યોગસાધન થઈ શકે "

"આ અલૌકિક યોગમાર્ગની પ્રાપ્તિ અતિદુર્લભ છે યોગ એ કાંઈ નટક્રિયા નથી, કે જે તે માણસ તેના અખતરા કરી પ્રાપ્ત કરી લે એ તો સાત્ત્વિક દેહધારી અધિકારી-જનોજ આચરી શકે આમ હોવાથી તમે યોગ્યતા સંપાદન કરવા પુરુષાર્થ કરો યોગ્યતા પ્રાપ્ત કરી જિજ્ઞાસા બતાવશો એટલે અહીં તો દ્વાર ખુલ્લાંજ છે "

વિદેશીઓનો વિવેકવિનય-સભ્યતા —ઉપરની વિસ્તૃત ચર્ચા પછી આવેલાં ગૌરાંગોએ ખુરશી ઉપરથી ઊતરી, નીચે બેસી, બંને મહાશયોપ્રતિ કરસંપુટ સમેત મસ્તકો નમાવી વંદન કર્યું. તેમનાં સ્મિતયુક્ત મુખોપર આનંદ છવાઈ રહ્યો હતો તેઓ પુન ખુરશીઓપર બેસાં, ત્યાં તો ઘટિયંત્રમાં બાર વાગ્યાના ટકોરા થતાં "પાછળ સમીપ ઊભેલા" "વ્યાસ અનુચરે" (શ્રી શંકરપ્રસાદજીએ) મેં આગળ આવી ભોજનનો સમય થઈ ગયાનું પૂજ્યપાદશ્રીની સેવામાં વિદિત કરતાં, આવેલા ગૃહસ્થોએ ઊભા થઈ, બંને મહાશયોને સ્વહસ્તે પુષ્પહાર પહેરાવી, છૂટાં પુષ્પો ચડાવી, પોતે લાવેલાં ફળ-મેવાની છાબડીઓ અર્પણ કરી, નમનપૂર્વક વિદાય માગી કૃપાનાથે તથા માજીએ અભયમુદ્રાવડે આશીર્વાદ સૂચવ્યા, એટલે તેઓએ મસ્તક નમાવી દ્વારપર્યંત પાછે પગે ચાલી વિદાય લીધી.



# મારા અનુભવો

[ લેખકઃ—શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-માણિક્યવર્મા ]

## (૧)

## પ્રથમ મિલન

બાંટવાથી કુતિયાણા થઈને પૂ. મહાત્માશ્રી પોરબંદર પધાર્યા :—પોરબંદરવાળા નાગરગૃહસ્થ શ્રી. મોહનલાલ ઉમયાશંકર પીઠા મહાત્માશ્રીની સાથે હતા. તેઓ મહાત્માશ્રીને પોરબંદર તેડી જવામાટે આવ્યા હશે એમ અનુમાન છે. કુતિયાણામાં મહાત્માશ્રીએ રાત્રિનિવાસ કરેલો. હું એ વેળા કુતિયાણામાં તાલુકાસ્કૂલમાસ્તરની જગાપર હતો. થેપડા દરવાજે ગિરધારીમંદિરવાળા બાવા કાલિદાસ ઠાકોરદાસ, કે જે મારાપાસે આસિસ્ટંટ માસ્તર હતા તેમના રસ્તાપરના ઓરડામાં મહાત્માશ્રી બિરાજ્યા હતા. ત્યાં જાફરાબાદનાં પ્રકરણમાં જણાવેલ મારા મિત્ર શ્રી. મયારામભાઈ વકીલ, ભાટકવિ રઘુરામજી અને હું ત્રણ જણ સાથે તેઓશ્રીનાં દર્શને ગયેલા, મહાત્માશ્રીએ ઘણી ઘણી ધાર્મિક સુંદર વાતો બહુ પ્રેમ ને ઉત્સાહથી સંભળાવી અમને આનંદમગ્ન કરી મૂક્યા. વાર્તાના પ્રસંગમાં વચ્ચેવચ્ચે કવિતો, દુહા, સાખીઓ, ભિન્ન ભિન્ન ભક્તો તથા કવિઓનાં પદ્યોનાં અવતરણો-એટલાં બધાં આવ્યાં કે હું, આશ્ચર્યમુગ્ધ થઇ ગયો. મને એમ લાગ્યું કે આટલું બધું સ્મરણમાં કેમ રહ્યું હશે? ખરેખર! મને તો એ બધું મનુષ્યશક્તિની બહારનું લાગેલું.

પૂ. મહાત્માશ્રીનું વય એ સમયે ઓગણત્રીશ વર્ષનું હતું. (સં. ૧૯૪૪) ભરજુવાની ખીલી નીકળી હતી. શરીર કંઈક ભીને વાન-મેઘવર્ણ આછું શ્યામ, મુખારવિંદ અતિ તેજસ્વી-બ્રહ્મચર્ય અને તપની અલૌકિક પ્રભાયુક્ત નેત્રો ધ્યાનસમાધિમાંથી ઊઠેલા મહાયોગીના જેવાં લાલ* ને પ્રકાશિત, મૂછોના વાળ ઘણા સુંદર, ને તેનાથી ઓષ્ઠ સંપુટ ઢંકાયેલો, પોષાકમાં ધોતીઉં, તેપર પહેરણ ને બાંયોવાળો કબજો. મસ્તકપર પાસે રાખવાનો લાલ કોરનો ખેસ સુંદર રીતે બાંધેલો. સર્વ વસ્ત્રો ધવલ, સ્વચ્છ ને સુયોગ્ય રીતે ધારણ કરેલાં હતાં. કબજાના ખિસ્સામાં ઘડિયાળ રાખેલું હતું. વાહનમાં સીગરામ હતો. બધું સાદું ને સંક્ષિપ્ત છતાં સારા ગૃહસ્થ પ્રવાસમાં હોય તેવો દેખાવ લાગતો હતો. મારા ઉપર તેઓશ્રીનો કોઈ અજબ પ્રભાવ તે વેળા પણ પડેલો.

## (૨)

## નાથનું શારીરિક તપ

"ગુરુદેવ કાશીમાં ગંગાકિનારે આનંદગુહા નામક સ્થાનમાં બિરાજતા હતા ત્યારે તેઓશ્રીની દિનચર્યા નીચે પ્રમાણે હતીઃ—

બ્રાહ્મમુહૂર્તમાં નાથ મદ્રાસ ચારવાગતા સમયે નિયમપૂર્વક ઊઠતા, અને નિવાસસ્થાન વાળી ઝાડી, આસનાદિની શુદ્ધિ કરી, શૌચસ્નાન કરી લેતા. પશ્ચાત્ સંધ્યાવંદન, જપ, સ્વાધ્યાયાદિ નિત્યકર્મથી પરવારી પરમાત્મધ્યાનપરાયણ થતા-સમાધિમાં જોડાતા. સાયંકાળે પણ સંધ્યાદિ

* મારે કહેવું જોઈએ કે નેત્રોની એવી રક્તતા, ને પ્રકાશ મેં જીવનમાં અન્યત્ર ક્યાંય જોયાં નથી.

નિત્યકર્મોનો અને ધ્યાનનો ક્રમ રહેતો. આચાર્યસ્થિતિ સ્વીકાર્યા પછી પુરુષાર્થસંબંધી કોઈ વાતને પ્રસંગે નાથે કાશીનિવાસસંબંધે પોતાને માટે શ્રીમુખે આવા ભાવનું જણાવેલું કેઃ—

"બહુધા ૫૫ જેટલાં પગથિયાં ઊતરીને ગંગાસ્નાન કરવા જવું, વસ્ત્ર ધોવાં, ગંગાજળનો ઘડો ભરી લાવવો, નિત્યકર્મ કરવું, હાથે રસોઈ કરી જમવું, અભ્યાસમાટેના ગ્રંથો વાંચવા-વિચારવા, નવીન ગ્રંથો લખવા, અને બીજું પણ પરચુરણ કામ કરવું. એ બધાં કર્મોની સાથે જિજ્ઞાસુઓને પત્રો લખવાનાં હોય, ને તે લખવાનો પણ અવકાશ મળતો. ધારીએ તો બધું થાયઃ કરવું જોઈએ."

આટલાં કાર્યોની વચ્ચે લખાયેલાં એ સમયનાં નાથનાં પત્રો જોઈને આશ્ચર્યમુગ્ધ થવાય છે. નેત્રને-ચિત્તને ચોરી લે એવા મોતીના દાણાજેવા સુંદર અક્ષરોથી લખાયેલાં એ પત્રો છેઃ ભાષા રમ્ય ને વિચારો ગંભીર છે, કેટલી ધીરજ ને એકાગ્રતાથી એ પત્રો લખાયાં હશે! સંવત્ ૧૯૪૬માં "અમરતટિનીતીર"થી મારાપર કૃપાર્ણવનાથનાં ત્રણ પત્રો આવ્યાં હતાં, જેણે મને આનંદમગ્ન કરી દીધો હતો એ પત્રો હવે પછી અપાશે. હું વિનમ્રભાવે કહું છું કે મારા ઘણા ગુરુબંધુઓની પેઠે મેં પૂજ્યચરણ નાથનાં હસ્તાક્ષરનાં કૃપાપત્રો સાચવી રાખ્યાં છેઃ મારા જીવનનું એ પરમ આશ્વાસન છે.

કાશીમાં રહીને નાથે પોતાશ્રીને પરમપ્રિય એવી દેવભાષાના-સંસ્કૃતના-જ્ઞાનમાં તેમજ શૌર્ય અને લાલિત્યભરી હિંદીભાષાના જ્ઞાનમાં વૃદ્ધિ કરી હતી. બંગાળી ભાષાની ઉપલબ્ધિ પણ કાશીમાં કરી હતી. શ્રીવેદાંતદર્શન, શ્રીપાતંજલયોગદર્શન, શ્રીસાંખ્યદર્શન, શ્રીમદ્ભગવદ્-ગીતા, શ્રીઆત્મપુરાણ, શ્રીઉપદેશસાહસ્રી, શ્રીવિવેકચૂડામણિ, શ્રીયોગવાસિષ્ઠ અને સાંખ્યકારિકા આદિ ધર્મગ્રંથો પણ અમરતટિનીના તીરેજ વિશેષપણે વંચાયા વિચારાયા હતા.

આપણને જાણીને આશ્ચર્ય થશે કે તેઓશ્રી જ્યારે સં. ૧૯૩૩માં પોરબંદરતાબે અડવાણા ગામમાં શિક્ષકપદે હતા ત્યારે એટલે કે લગભગ ૧૯ વર્ષની સુકુમાર વયે તેઓશ્રીએ ખાનગી રીતે બીજા કોઈની મદદ વગર પુસ્તકોવડે અંગ્રેજી ભાષાનો અભ્યાસ કર્યો હતો, ઉર્દૂભાષાનો અભ્યાસ કર્યો હતો, તેમજ કાયદાનો અભ્યાસ પણ કર્યો હતો. તેજપ્રમાણે તેઓશ્રી જ્યારે જાફરાબાદમાં શિક્ષકપદે હતા ત્યારે મરાઠીભાષાનો અભ્યાસ પણ કર્યો હતો.

(૩)

<u>ખેચરીમુદ્રાઃ</u>—પૂજ્યપાદશ્રી એ સમયે સં. ૧૯૪૮માં ખેચરીમુદ્રાનો અભ્યાસ કરતા હતા. જિહ્વાની નીચલી નસનું શસ્ત્રવડે છેદન કરીને ખેચરીમુદ્રા સિદ્ધ કરવામાં આવે છે તેમ છેદન કર્યાવિના જિહ્વાની નીચલી નસપર માત્ર ઘર્ષણ કરીને પણ ખેચરી સિદ્ધ કરી શકાય છે. હું માનું છું તે પ્રમાણે બહુધા એ ક્રિયા (ઘર્ષણની ખેચરી) કૃપાનાથે નવીન દર્શાવી હતી, ને તે કોમળ પ્રકૃતિવાળા અભ્યાસીને માટે સરલ છે.

પૂર્વે જણાવેલ શ્રીમાન્ વિશ્વનાથ સદારામ પાઠકને, શ્રી. હરગોવિંદ અજરામર પંડ્યાને તથા શ્રી. ભાઈશંકર ધનજી દવેને ને આ સેવક આદિને ઉપરની પદ્ધતિપ્રમાણે ખેચરી મુદ્રાનો અભ્યાસ કૃપાનાથે કૃપા કરી બતાવ્યો હતો. (બહુધા સં. ૧૯૪૯)

ખેચરીમુદ્રાના અભ્યાસના સમયમાં ખેચરીસંબંધી પૂ. કૃપાનાથની સેવામાં હું પૂછગાછ કરતો હતો. તે વેળા તેઓશ્રીએ એકવાર મને પોતાશ્રીની જિહ્વા મુખારવિંદમાંથી





## શ્રીપોરબંદર–આનંદાશ્રમ

સંવત ૧૯૪૯માં સૌથી પ્રથમ આ આનંદાશ્રમ સ્થપાયેલો આ આનંદાશ્રમ પોરબંદરમાં નોર્થબંદર રોડઉપર આવેલો છે તેનું ક્ષેત્રફળ ૨૦૦૦ ચોરસવાર છે. આ આનંદાશ્રમનું મૂળ મકાન પોરબંદરનિવાસી લોહાણા ક્ષત્રિયગૃહસ્થ અને સુપ્રસિદ્ધ વકીલ સ્વધર્મરત સદ્ગત શ્રીમાન્ ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણીએ બંધાવીને પૂજ્યપાદ સદ્ગુરુદેવને અર્પણ કરેલું પાછળથી તેમાં વધારો થયેલો છે આ પણ ઉત્તમ શાસ્ત્રીય ગ્રંથોથી ભરપૂર એક ભવ્ય સુંદર પુસ્તકાલય છે



સુદામાપુરી. સં. ૧૯૬૬.

પ્રિયદર્શન!

શ્રેયોવાદ. ગઇ કાલે સં. ૧૯૬૫ નું વર્ષ સમાપ્ત થયું– ફરીને મનુષ્યના અનુભવમાં ન આવે એની રીતે અદૃશ્ય થઇ ગયું. તેના અંકોનો સરવાળો ૨૧ થાય છે. સ્થૂળશરીર, દશ ઇંદ્રિયો, પાંચ પ્રાણો, ચાર અંતઃકરણો ને વ્યષ્ટિઅવિદ્યાસહિત ચિદાભાસ એ એકવીશમાં હુંપણાની– આત્મપણાની– બુદ્ધિરૂપ પરિભાવનો જે અંશ રહ્યો હોય તેને મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાંથી ગયા વર્ષની સમાપ્તિની પેરે સમાપ્ત કરવાનો બોધ એ એકવીશના આંકડા ઉપરથી ગ્રહણ કરવો જોઇએ.

આજે સંવત્ ૧૯૬૬ રૌદ્રસંવત્સર કાર્તિકમાસ શુક્લપક્ષ પ્રતિપદા રવિવાર અનુરાધા નક્ષત્ર અતિગંડયોગ બવકરણ ને વૃશ્ચિકરાશિના ચંદ્ર છે. તેઉપરથી ઉત્તમમુમુક્ષુએ નીચે પ્રમાણે બોધ ગ્રહણ કરવાનો છે. તમે પણ તમારા અંતઃકરણના ઉંગણમાંથી થતા તે બોધને ગ્રહણ કરી તદનુસાર વર્તવા પ્રયત્નશીલ રહેશો.

॥ૐ॥ શ્રી રામેશ્વર પુરી. ચૈત્રશુ. ૫ ચંદ્રવાર.

શ્રીયુત માણેકલાલજી;

તમારાતરફના વર્તમાન બહુ દિવસથી નથી મળ્યા. શિરનામાનો ૫-નો તો માગશર. બાંટવામાયા આવો શરત - પોરબંદરથી દ્વારકાં તથા બેટની યાત્રા કરી માંડવી રસ્તે નારાયણસરોવર જવું થયું હતું. ત્યાંથી પુનઃ માંડવી થઈ સ્ટિમરરસ્તે મુંબાઈ જવું થયું હતું. ત્યાંથી પંઢરપુર, ત્રિપતિ બાલાજી, શિવકાંચી, વિષ્ણુકાંચી, ચિદાંબરમ, શ્રીરંગધામ, મદુરા વગેરે સ્થળોમાં થઈ રામેશ્વર આવી આવવું થયું છે. બુધવારે અહીંથી વિદાય થઈ ચૈત્રશુ. ૧૦ ઉપર મદ્રાસ પહોંચાશે. ત્યાંથી પુના તથા નાસિક થઈ મુંબાઈ જવું થશે. મુંબાઈનું ઠેકાણું:- શેઠ ગોકુળદાસ દેવજીની વાડી, કેનેડી પુલપાસે, તાડદેવો રોડ, ગીરગામ- મુંબાઈ.

શ્રીયુત રૂપનાથજીભાઈ, મથુરાંકરણ કાળીદાસજી, ઘેલાભાઈ, છગનભાઈ, ઓધવજીભાઈ વગેરેને આશીર્વાદ. કર્તવ્યમાં વિશેષ ઉત્સાહ ને સાવધાનીની ઈચ્છા.

લી. નથુરામ શર્માના આશીર્વાદ.

નાથ પ્રભુના હસ્તાક્ષર લાલ શાહીમાં

બહાર કાઢી લંબાવી બતાવતાં તે નાસિકાના ટેરવાની ઉપર આશરે દોઢ બે આંગળ સુધી પહોંચી હતી, એમ મને સ્મરણ આવે છે. જ્યારે જિહ્વા મુખમાંથી બહાર કાઢતાં, નાસિકાગ્રને અડે તેટલી લાંબી થાય ત્યારે તે તાળવામાં ઉપર જઈ શકે છે. મતલબ કે કૃપાનાથની જિહ્વા જોઈએ તે કરતાં વિશેષ લાંબી થયેલી હતી. તેઓશ્રીની જિહ્વા ઘણી પાતળી શંકુ–આકારની ને અતિરક્ત હતી. તે જોતાં તથા તેની લંબાઈ જોતાં હું આશ્ચર્યમુગ્ધ થયો હતો. સં. ૧૯૪૯ના માગશર-પોષમાં પૂ. કૃપાનાથ કુંતિયાણામાં એક માસ બિરાજ્યા હતા તે વેળા કથા પછી ભજન બોલાતાં હોય ત્યારે ખેચરીમુદ્રા કરીને (જિહ્વા તાળવામાં લગાવીને) બેઠેલા કૃપાનાથને હું જોતો.

(૪)

એક આશ્ચર્યજનક પ્રસંગ —પ્રેતાવસ્થાને પામેલા સંન્યાસીની મુક્તિ —મહોત્સવ ચાલુ હતો કાર્તિક વદિ ૨—૧૯૫૧ ગુરુવારે રાત્રિએ પોરબંદર-આનંદાશ્રમમાં એક અવનવો બનાવ બન્યો; હાજર રહેલા સર્વેએ જોયોઃ દુર્ભાગ્યવશાત્ મરણોત્તર પ્રેતયોનિને પામેલા એક સંન્યાસીની, તે પ્રેતસ્થિતિમાંથી પૂ. કૃપાનાથે મુક્તિ કરી. આ પ્રસંગે હું (આ લખનાર સેવક) હાજર હતો. પ્રસંગની હકીકત મેં મારા મિત્ર શ્રી. ભાઈશંકર ધનજી દવે, ભાણવડના સ્કૂલ માસ્તર (પાછળથી ખંભાળિયા તા. સ્કૂલ માસ્તર) ને પત્રદ્વારા જણાવી હતી. સંગ્રહીત થયેલા એ પત્રની પ્રતિકૃતિ આ નીચે આપું છું, જે વાંચવાથી વાચકોને એ વિષયનો પૂરો ખ્યાલ આવવો સંભવ છેઃ—

॥ ૐ ॥

શ્રીકુંતિયાણા, સં. ૧૯૫૧ના કાર્તિક વદિ ૭ સોમ,

પ્રિય ભાઈશ્રી ભાઈશંકરભાઈ,

તમે આનંદસહ ઘેર પહોંચ્યા હશો. હું શુક્રવારની રાતે અત્રે આવ્યો છું આ વેળાનો આનંદ તમારી સાથે રહીને લીધો છે, એટલે તે વિષે કંઈ લખવાનું રહેતું નથી; તોપણ એક અદ્ભુત બનાવ-આપણા હૃદયોને દ્રવિત કરી નાંખે તેવો બનાવ તમારા ગયા પછી ગુરુવારની રાત્રિએ બન્યો તે નીચે લખું છું —

ઘણુંકરીને આપણે સૌ કૃપાળુશ્રીની પાસે ઓશરીમાં બેઠા હતા તે વેળા પડવાને દિવસે સાંજે રેલવે ટ્રેઈનમાંથી ઊતરી વડોદરાની ઇંગ્રેજી બ્રાંચસ્કૂલના એક આસિ. માસ્તર, હરિલાલ કરીને જ્ઞાતે બ્રાહ્મણ આવ્યા હતા, એ તમને યાદ હશે એ માસ્તર આપણા ઓરડાના મોટા હોલમાં બીજા ગુજરાતી ભાઈઓની સાથેજ ઊતર્યા હતા. તમારા ગયા પછી તેમણે પોતાની હકીકત કહી તે નીચે પ્રમાણે હતીઃ—

તેમને આજથી આશરે બે વર્ષ પહેલાં શરીરમાં વાયુ હોય તેવું—ઓડકાર હેડકી વગેરનું દર્દ જણાવા લાગ્યું; ખાધું પચે નહિ, ને મન બેચેન રહે, ઘણા વૈદકીય ઉપચારો કર્યા, પણ દર્દ મટ્યું નહિ ઉપાય કરે તેમ ઊલટું વધે, મંત્રતંત્રાદિક ઉપાય કર્યા, તોપણ તે ન મટ્યું. વડોદરામાં પૂજ્ય...છે તેમની પાસે ગયા તો જવાબ મળ્યો કે વાયુ છે, ઉપાય કરો, અંતે એ માસ્તર જે મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયેલ છે તે ધૂણ્યા, ને બોલ્યા, કે હું

'સંન્યાસી છું', ને તારું ભલું કરવામાટે આવ્યો છું. મારા કહેવાથી તમે વિરુદ્ધ કરશો ત્યાંસુધી દર્દ કદી મટવાનું નથી. માસ્તર નાસ્તિકજેવા હતા એટલે આટલી વાત થઈ તોપણ 'ભૂતને તેમણે માન્યું' નહિ, ને માત્ર પોતાના ચિત્તનો એક તરેહનો ભ્રમ માન્યો પછી તો વારંવાર સંન્યાસી સરમાં આવવા લાગ્યા, ને શુભ માર્ગે ચાલવાની-બીજાનું અન્ન કદી ન ખાવું, સાચું બોલવું, નીતિથી વર્તવું, કુસંગત ન કરવી ઇત્યાદિ ઇત્યાદિ શિખામણો આપવા લાગ્યા.

[સંન્યાસી સરમાં (ઘટમાં) આવતા ત્યારે માસ્તરને તો સ્વાભાવિકરીતે પોતાના દેહનું કશું ભાન રહેતું નહિ. એ તો સરમાં આવેલા સંન્યાસીજ બોલતા, ને પાસે બેસી સાંભળનારાઓ તેમને બનેલી વાત પાછળથી કહેતા, એટલે] માસ્તરે કહ્યું કે એ હું ન માનું. જો તેઓ (સંન્યાસી) મને પ્રત્યક્ષ દર્શન આપે તો સાચું માનું પ્રેતાવસ્થાવાળા સંન્યાસીએ માસ્તરની આ વાત સ્વીકારી.

માસ્તરને તેનાં—તે પ્રેત સંન્યાસીનાં—સરમાં આવ્યા વગર નજરેનજર, પોતાની સામે અવકાશમાં, પ્રત્યક્ષ દર્શન થવા લાગ્યાં. તેનો વેશ: એક વસ્ત્ર પહેરેલું, એક ઓઢેલું ને હાથમાં દંડ. બીજા કોઈને દર્શન ન થાય. તેની શિખામણ વિરુદ્ધ ચાલે તો તે પ્રત્યક્ષ થાય, ને અટકાવે; અગર શરીરમાં અડચણ થાય ઘણેઘણે પ્રસંગે આમ બનેલું. આમ વર્તવું, તેમ વર્તવું એમ ઘટમાં આવીને સૂચનાઓ કરે.

વળી ઘટમાં આવે ત્યારે મોટી ચીસો પાડે. એકવાર પોતાના ભાયાતના વિવાહમાં જમવા હરિલાલ ગયા, તો તુરત સરમાં આવી ના પાડી. આખા શાહેરમાં આ બધી વાત પ્રસિદ્ધ થઈ ગઈ.

સંન્યાસીપાસે પરચો માગતાં તેણે કહ્યું કે તારા પાડાશમાં ફલાણી સ્ત્રી છે, તે દિવસ ૧૦ પછી ગુજરી જશે. તે બાઈ ભારેવાઈ હતી, ને તેના કહેવા પ્રમાણે સાજીસારી છતાં, કસુવાવડ થતાં ગુજરી ગઈ!

સંન્યાસી હવામાં પ્રત્યક્ષ થાય ત્યારે તેની સાથે વાતો કરે. સરમાં આવે ત્યારે હરિલાલને ભાન ન રહે, પણ તે જાગ્રત્ થાય ત્યારે તેનું બોલેલું સાંભળનારા તેમને કહે, છતાં શંકા રહેવાથી—હરિલાલે તેને કહ્યું કે બીજા માણસની પેઠે શરીર ધારણ કરી મારી પાસે બેસો, તો સાચું માનું, ત્યારે તેણે કહ્યું કે તને હું આમ રહું છું તોપણ ડર લાગે છે ત્યારે પ્રત્યક્ષ શરીર ધારણ કરીશ તો કેટલો ડર લાગશે? માટે એ આગ્રહ છોડી દે.

માસ્તરે તેને પૂછ્યું કે મારી સાથે આપને આટલો બધો સંબંધ રાખવાનું શું કારણ છે? સંન્યાસીએ કહ્યું કે હું તો આ સ્થિતિમાંજ હતો, પણ તું પૂર્વજન્મમાં કઠિયારો હતો. વનમાં તેં મારી બહુ સેવા કરી હતી, ને સત્સંગ કર્યો હતો, આટલામાટે તારા ભલાને ખાતર હું અત્રે આવું છું!

આવા પ્રસંગથી માસ્તર નાસ્તિક મટી આસ્તિક થયા: રોગ મટ્યો.

એક પ્રસંગે સંન્યાસીએ માસ્તરને સંધ્યા કરવાની આજ્ઞા કરી, ને કહ્યું કે મહાત્માશ્રી નથુરામશર્માએ આહ્નિક ને સંધ્યા છપાવ્યાં છે તે મંગાવ, ને તે પ્રમાણે કર, એમણે તે અનુસાર કર્યું.

પાંચેક માસ પહેલાં સંન્યાસીએ હરિલાલ માસ્તરને આજ્ઞા કરી કે તે મહાત્માશ્રીની પાસે તું બોધ લેવા જા; ને તે કહે તે પ્રમાણે વર્ત.

એ આજ્ઞાથી પ્રેરાઈને આ વેળા હરિલાલ માસ્તર આવ્યા, કૃપાળુશ્રીની પાસે હકીકત જાહેર કરી, તથા દીક્ષા લેવાસારુ કાર્તિક વદિ ૨ ગુરુને દિવસે તેમણે ઉપવાસ કર્યો.

રાત્રે સૌને માટે ચા કાઢી હતી. પરાણ લઈશ તો સંન્યાસી આવશે એમ કહી તેમણે ચા પીવાની ના પાડી, પણ મેં ને બીજા કેટલાકે આગ્રહ કરી કહ્યું કે ગુરુનો આશ્રમ, એ તો પિતાનું ઘર કહેવાય, માટે આ પરાણ ન ગણાય, ને અહીં સંન્યાસી કાંઈ હરકત કરી શકે નહિ; એટલે તેમણે ચા પીધી. પછી આશ્રમની ઓશરીમાં કૃપાળુશ્રીના આસનની સામે આવી બેઠા. હું ને બીજા કેટલાક જણ જરા છેટે તેમની સમીપમાંજ બેઠા હતા. કોઈ ચા પીતા હતા. તેવામાં તેમણે એકદમ રેલવેગાડીની વ્હીસલ જેવી બે મોટી ચીસો નાંખી; ને છેવટ એક જાડો ઘોર અવાજ કર્યો. મનુષ્ય આવી મોટી ચીસો પાડી શકે એવો સંભવ નથી. મતલબ કે સંન્યાસી હરિલાલ માસ્તરના ઘટમાં આવ્યા: પૂ. મહારાજશ્રી ઓરડામાંથી બહાર પધાર્યા. ડીભાઈ, નૃસિંહશર્મા વગેરે કૃપાનાથની સેવામાં ઓરડામાં બેઠા હતા તેઓ પણ સત્વર બહાર આવ્યા. કૃપાળુશ્રી સચ્ચિદાનંદઘન એમ મોટે સાદે બોલી આસનપર બિરાજ્યા. આ વેળા કૃપાળુશ્રીનો સાદ અને સ્વરૂપ બદલાઈ ગયાં હતાં.

મહારાજશ્રીએ જલ લાવો એમ કહેતાં એક જણ જલ લેવા ગયા. હરિલાલના ઘટમાં આવેલા સંન્યાસી ઊભા થઈને જરા તોફાન કરતા હતા, એટલે બે બાજુએથી કેટલાકે તેમને પકડી રાખ્યા હતા. કૃપાનાથે તેમને છોડી દેવાનું કહેતાં તેમ થયું, અને તેઓ શાંતિથી ઊભા રહ્યા.

કૃપાનાથે પૂછ્યું:—"કૌન તુમ?"

જવાબ હાથ જોડી નીચા વળીને દીધો કે "મહારાજ! મૈં સંન્યાસી હૂં."

પ્રશ્ન:—તુમારા નામ ક્યા?

ઉત્તર:—મેરા નામ ગૌરીપ્રસાદ હૈ.

પ્રશ્ન:—સંન્યાસીકા નામ ગૌરીપ્રસાદ નહિ હોતા હૈ.

ઉત્તર:—મહારાજ! પૂર્વાવસ્થાકા યહ નામ હૈ. સંન્યાસઅવસ્થાકા દૂસરા નામ નહિ લિયા હૈ.

પ્રશ્ન:—તુમારા ગુરુ કૌન?

ઉત્તર:—મહારાજ! મૈંને ગુરુ નહિ કિયા, ઈસ લિયે મેરી ઐસી હાલત હૂઈ હૈ. (મતલબ કે આ પ્રેતયોનિને પામ્યો છું.)

કૃપાનાથે આજ્ઞા કરી:—દંડવત્પ્રણામ કરો. (એમ કહેતામાં) સંન્યાસીએ ત્રણ દંડવત્પ્રણામ કર્યાં.

કૃપાનાથ વદ્યા:—કૃતાર્થ હો જાઓ. તુમારા પાપ જાહિર કર દો. ઈસ શરીર છોડ દો.

એટલું થયા પછી જલ પીઓ એમ કહી, સદ્ગુરુશ્રીએ પોતાશ્રીના જમણા હસ્તકમળમાં પાણી લઈ, તેને ત્રણવાર હાથમાં આપ્યું, ને પીવરાવી આંખે અડાડાવ્યું. પછી બેસવાનું

કહેતાં તેઓ બેઠા. આશરે બે મિનિટ થઈ એટલામાં તે હરિલાલ માસ્તરને કૃપાળુશ્રીએ તેની રજા સબંધી હકીકત પૂછી, તે તેણે કહી ને નામ પૂછતાં હરિલાલ નામ કહ્યું: ( મતલબ: સંન્યાસી ઘટમાંથી ગયા તે નિશ્ચિત થયું. )

કૃપાળુશ્રી વદ્યા કે આવે પ્રસંગે આ શરીર નથુરામ નથી રહેતું. વળી મહારાજશ્રીએ એમ પણ કહ્યું કે સંન્યાસીનું ભલું થવાનું એટલે તે અહીં આવ્યો. ઇત્યાદિ આ બનાવ તમને શું કહે છે ?

સંન્યાસીની ચીસોથી હું કાંઈક ભય પામ્યો હતો. આ બનાવ જોઈ અમારાં અંતઃકરણ દ્રવિત થયાં હતાં. સંન્યાસીને " કૃતાર્થ હો જાઓ " એમ કૃપાળુશ્રીએ કહ્યું એનો અર્થ શો ? મહાત્માઓની સત્તા કેટલી ? તેઓ શું ન કરી શકે ? અહા ! પ્રભુ તમારી અદ્ભુત સત્તા મારા ચિત્તમાં નિરંતર વસી મને પૂર્ણ શ્રદ્ધા આપો. ઇતિ શિવમ્. "

( ૫ )

કૃપાનાથે સંવત્ ૧૯૫૬નું ચાતુર્માસ્ય રાજકોટમાં પરમશ્રદ્ધાન્વિત ગુરુબંધુ શ્રીમાન્ લક્ષ્મીદાસ ( કાલિદાસ ) કરમચંદ ગાંધીજી—પોરબંદરના સદ્ગત દિવાન કરમચંદભાઈના મોટા પુત્રને ઘેર કર્યું હતું. તેઓ વિશ્વપ્રસિદ્ધ રાજકીય ધીર વીરનર ગાંધીજી મોહનદાસભાઈના મોટા ભાઈ થાય, તેમજ " वंदेमातरम् "ના તંત્રી શ્રીમાન્ શામળદાસભાઈના પિતા થાય.

ગુરુદેવનો ત્રિપુરીપૂર્ણિમાના મહાપૂજનનો લાભ લેવામાટે હું સં. ૧૯૫૭ના કાર્તિક સુદિ ૧૧ને પવિત્ર દિવસે રાજકોટ શ્રીપ્રભુસેવામાં પહોંચ્યો હતો.

સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરીને હું ( માણિક્યવર્મા ) કૃપાર્ણવનાં દર્શન કરું છું, ત્યાં તેઓશ્રીના મુખારવિંદની આસપાસ કોઈ અલૌકિક મહાતેજસ્ પ્રભા વિસ્તરી રહી હતી ! આશ્ચર્યમુગ્ધ થઈને હું શ્રીપ્રભુનાં દર્શનમાં લીન થઈ ગયો !

શાસ્ત્રદ્વારા શ્રીમહેશ્વરના કે શ્રીભગવાનના મુખારવિંદની આસપાસની તેજસ્પ્રભાની વાત સાંભળેલી, તેમજ શ્રીમહેશ્વરના કે શ્રીભગવાનના ચિત્રજીની આસપાસ તેજસ-પ્રભા ચિત્રમાં જોયેલી, પણ આવી તેજસ્પ્રભાનું દર્શન તો કૃપાર્ણવ નાથનાં ભવતારક ચરણારવિંદની કૃપાથી જીવનમાં આજે પ્રથમજ થયું ! મનુષ્યજીવનને કૃતાર્થ કરનારો આ અલૌકિક પ્રસંગ હતો.

અહો ! એ સમયની કૃપાનાથની શોભાનું હું શું વર્ણન કરું ? !

કૃપાર્ણવ ભોજન લઈને આસનઉપર બિરાજ્યા હતા. મુખારવિંદપર ચાતુર્માસ્યના ચાર માસના કાળા ભમરજેવા કેશ હતા. મુખકમલપર અતીવ પ્રસન્નતા ને ગાંભીર્ય જામી રહ્યાં હતાં. તેજના અંબારથી મુખાંબુજની કાંતિ વિશેષપણે ખીલી ઊઠી હતી. કૃપાસિંધુના નેત્રકમલોના અદશ્ય મકરંદનું અવર્ણ્ય માધુર્ય, મારા બહુ સમયનાં તૃષિત નેત્રમધુપો અનિમેષ દૃષ્ટિથી પ્રત્યક્ષપણે પીવા મંડ્યા ! શ્રીપ્રભુની કૃપાદૃષ્ટિનું હું શું વર્ણન કરું ? ! તેઓશ્રીની કૃપાનું સ્મરણ થતાં નેત્રો અશ્રુપૂર્ણ થઈ જાય છે, ને હૃદય ભરાઈ આવે છે ધન્ય મારા નાથ ! ધન્ય મારા પ્રભો ! હું કયા શબ્દોવડે આપશ્રીની સ્તુતિ કરું ? આપ મારા પ્રભુ ને હું આપશ્રીનાં ચરણકમલનો દાસ એ વિના મને બીજું કાંઈ આવડતું નથી.

૪૮ વર્ષની વાત હું અત્યારે લખવા બેઠો છું, પણ એ દૃશ્ય તો મારી સામે તરવરી રહ્યું છે. શ્રીપ્રભુ શાંત ગંભીર પરમાનંદમયી સ્થિતિમાં આ દાસપર કૃપાદૃષ્ટિ કરતા આસનપર બિરાજી રહ્યા છે. હું કૃપાસાગરના મુખકમળપરથી દૃષ્ટિ ખસેડી શકતો નથી લગભગ પંદર મિનિટ થઈ ગઈ હશે, પણ એનાં એજ મહાતેજસ્પ્રભાનાં દર્શન, ને એનો એજ આનંદ!

ધરાઈ ધરાઈને મેં શ્રીપ્રભુનાં—શ્રીદક્ષિણામૂર્તિ મહેશ્વરનાં—નેત્રકમળોનું અમૃત પીધું, અને મહાતેજસ્પ્રભાનાં દર્શન પણ ખૂબખૂબ કર્યાં! શ્રીસર્વલોકમહેશ્વરે તો પોતાશ્રીની કૃપા ચાલુજ રાખી, પણ રાંકનું પ્રારબ્ધ પણ રાંક! અંતે આ વ્યવહારી જીવડાને સ્નાનાદિકની વ્યાવહારિક વૃત્તિ ઊઠી, ને જવું ગમતું નહોતું છતાં તે, વ્યવહારને વશ થઈ, કૃપાસિંધુની આજ્ઞા લઈ, પોતાના ઊતારાભણી હું ચાલ્યો

ધન્ય ઘડી! ધન્ય દિવસ! ધન્ય જીવન! અત્યારે પણ (સંવત્ ૨૦૦૫ના જ્યેષ્ઠ સુદિ ૮ શનિવાર સાંજના પાંચ વાગ્યે) હૃદય એ દર્શનમય થઈ ગયું છે. શ્રીપ્રભુની લીલા ને કૃપા વર્ણવી જાય તેમ નથી. શ્રીપ્રભુના આવા મુખારવિંદને મળતી છબી શ્રીનાથચરિતામૃતના દ્વિતીયપ્રવાહના પૃ. ૭૦-૭૧ મે મૂકવામાં આવી છે. તેમાં પ્રભા નથી, પણ દર્શન તો તેને મળતાંજ છે.

શ્રીશંકરદાદા—જગતના દાદા—જગદ્ગુરુ શ્રીઆદ્યશંકરાચાર્યભગવાન શ્રીમુખે કહે છે કેઃ—

"आस्ते दैशिकचरणं निरवधिरास्ते तदीक्षणे करुणा।
आस्ते किमपि यदुक्तं किमतः परमस्ति जन्मसाफल्यम्॥"

(જો કૃપાર્ણવ સદ્ગુરુનાં જગદુદ્ધારક ચરણારવિંદ મારા મસ્તકપર બિરાજી રહ્યાં છે, તેઓશ્રીની દૃષ્ટિમાં અનવધિ કરુણા છે, અને તેઓશ્રીનું ઉપદેશેલું જે કાંઈ પરમગુહ્ય જ્ઞાન-રહસ્ય તે મારા હૃદયમાં છે, તો આથી બીજી વધારે જન્મની સફલતા કઈ છે? મતલબ કે નથી. માત્ર એટલેથીજ મારા જન્મની સફળતા છે.)

ભાવનગરવાળા મારા મુરબ્બી મિત્ર સદ્ગત શ્રીમાન્ હરગોવિંદ અજરામર પંડ્યા તથા એક બીજા ગૃહસ્થને પણ ઉપરના જેવી તેજોમયી મુખપ્રભાનાં દર્શન એકવાર પ્રભુશ્રીએ નિજમંદિરમાં રાત્રિએ આપવા કૃપા કરી હતી, જેની વાત મને શ્રી. હરગોવિંદભાઈએ તુરત વેળા કરેલી. કૃપાર્ણવે પોતાશ્રીના મુખકમળની આસપાસ આંગળી ફેરવી, દર્શન કરવાની ઈશારત કરતાં તેમને તેવાં દર્શન થયાં હતાં, એમ પણ મને તેમણે કહ્યું હતું. હું તે સમે કાંઈ સેવાકાર્યમાં રોકાયેલો હતો. આ શ્રીભિક્ષા-આનંદાશ્રમના નિજમંદિરે ૧૯૬૦/૭૦ની વચ્ચેના કોઈ સમયનો પ્રસંગ હોવો જોઈએ.

અંતરબહાર સર્વત્ર-ભરપૂર બ્રહ્માનંદવડે સર્વદા પરિપૂર્ણ-તૃપ્ત રહેનારાં તેઓશ્રીને માનની સ્પૃહા ન હતી, પણ અન્યને માન આપી તેમને સંતોષ આપવાનો તેઓશ્રીનો સ્વભાવ હતો એથી કેટલાક, જેમને "તું" કરીને બોલાવતા તેવા નાના નોકરોને તથા અન્ય નાની સ્થિતિવાળાને પણ તેઓશ્રી "તમે" કહીને બોલાવતા; અને અમને પણ ઉપદેશતા કે નાની ઉંમરના વિદ્યાર્થી આદિ સિવાય બીજાને "તમે" કહેવું જોઈએ. મારાજેવા તુચ્છને પણ કૃપાનાથે એકવાર પત્રમાં પોતાશ્રીના માનદ સ્વભાવપ્રમાણે આપ લખેલું. અને તે વાંચીને મનમાં થયું કે આ સેવક આપને યોગ્ય તો નથી, તમેને પણ યોગ્ય નથી; માટે કૃપાનાથ તું લખે તો કેવું સારું?! પણ તેઓશ્રી તેમ તો લખેજ નહિ; એટલે આવા ભાવની મેં વિનતિ કરી કે :—પ્રભો! આ દાસ તો તુંને લાયક છે, એટલે આપશ્રી તેને તુંમાં અને તેમ ન બને તો તમેમાં રહેવા ઘો તો ઘણું સારું. હું આપને લાયક નથી. હું તો આપશ્રીનો બાળક છું વગેરે વગેરે."

"સબહીં માનપ્રદ, આપુ અમાની" એ શ્રીતુલસીકૃત રામાયણમાં દર્શાવેલું સંત-પુરુષનું લક્ષણ કૃપાનાથમાં સર્વદા દષ્ટિએ પડતું.

(૭)

## સરલતા

રાજમહારાજા કરતાં પણ વિશેષમાનને યોગ્ય તથા પૂજ્યભાવને પાત્ર આચાર્યપદમાં સ્થિત છતાં, અને નિત્યપ્રતિ વિવિધપ્રકારે પૂજાવા છતાં, પણ કૃપાનાથમાં કોઈ અલૌકિક સરલતા, અને અમાનિપણું જોવામાં આવતાં. બાળકો અને ગામડાના અભણ લોકોસાથે પણ તેઓશ્રી પ્રસન્નતાથી વાતો કરતા, ને તેમના અનુભવની કાંઈ કાંઈ નિર્દોષ ગંમતવડે તેમના અંતઃકરણને વિકસાવી, ઉપદેશામૃતપાન કરાવીને તેમને ધર્મમાર્ગે દોરતા. તેઓશ્રી સર્વનું કલ્યાણ ઇચ્છતા હોવાથી નાનામોટા, અને નાનીમોટી સ્થિતિવાળા સર્વપ્રતિ સમભાવ ને સરળતાથી વર્તી, તેમને કૃપા અને પ્રેમવડે પોષતા. જેમ રાજાઓ અને ધનાઢ્યોની પ્રાર્થનાથી તેમને ત્યાં તેઓશ્રી પધારતા તેમ ગરીબ માણસોને ત્યાં પણ તેમના ભક્તિભાવને વશ થઈ તેઓશ્રીનું પધારવું થતું.

મરમઠના ગરીબ લુહાર ભક્ત રામજી મનજીને ત્યાં પણ તેઓશ્રી બિરાજ્યા હતા, અને એક નાનો સરખા ઓરડામાં તથા તેની ઓશરીમાં ઊતારો કરી પૂજાપાઠ, ભોજન, અને અન્ય અગત્યનાં કાર્યોમાટે તેમાં સમાસ કરી લેવામાં આવ્યો હતો. વળી એકવાર શ્રીબીલખા-આનંદાશ્રમમાં પૂર્ણિમાના મહોત્સવ સમયે કૃપાનાથનું મહાપૂજન ચાલતું હતું, અને તેને માટે મનુષ્યની મોટી સભા મળી હતી તે વેળા લુહાર રામજી પૂજન કરવા આવતાં તેમની સાથે કૃપાપ્રેમથી વાત કરતા મેં કૃપાનાથને નીરખ્યા હતા.

જાડી પછેડી પહેરીને ઊભેલા ગામડિયા એક ગરીબ લુહારપ્રતિ પણ આવી દયા જોઈને હું તે વેળા આશ્ચર્યમુગ્ધ થયો હતો.

ભાવનગરપાસે કમળેજ ગામના રહીશ ગુરુબંધુ વિપ્ર જટાશંકર અજરામર જોશી પૂજ્યપાદશ્રીની દીક્ષા લેવામાટે સં. ૧૯૮૩ની ગુરુપૂર્ણિમાપર (આષાઢી પૂર્ણિમાપર) શ્રીબીલખા-આનંદાશ્રમમાં આવેલા. તેઓ મારા પરિચિત હોવાથી તેમને મેં એક દિવસે દિવસના બહુધા ૧૧॥ વાગ્યાના સમયે કહ્યું કે જરા જોઈ આવોને, પ્રભુશ્રી નિજમંદિરમાં

બિરાજે છે? તેઓ ગયા. તેમણે જોઈને મને ખબર આપવાને બદલે નિજમંદિરમાં જઈને ભગવાનશ્રીને વિનતિ કરી કે માણેકલાલ આપશ્રીને બોલાવે છે! પ્રભુશ્રીને શૌચ જવાનો એ સમય હતો કૃપાનાથની સરળતા ને દયા તો જુઓ! તેઓશ્રી શૌચ જવાનો માર્ગ બદલી મારા નિવાસના ઓરડાના પગથિયાંસુધી પધાર્યા, ને મને ખબર અપાવ્યા હું એકદમ બહાર નીકળ્યો, અને દર્શન કરી સા. દ. પ્રણામ કરવા પગથિયા નીચે ઊતરવા જાઉં છું ત્યાં કૃપાર્ણવે મને પૂછવા કૃપા કરી "તમે આવવાનું કહેવરાવ્યું હતું?" પ્રત્યુત્તરમાં પ્રભો! હું તે એવું કહેવરાવું? આ જટાશંકરની ભૂલ થઈ છે. પ્રભુશ્રીનાં ચરણારવિંદ પકડી, ચાંપતાં ચાંપતાં ખેદયુક્ત અંતઃકરણે મેં એ પ્રમાણે પુન પુન વિનતિ કરી કૃપાનાથે મને ક્ષમા કરી, ને પોતેશ્રી જાજરૂતરફ પધાર્યા શ્રી જટાશંકરજીને મેં કહેવાયોગ્ય કહ્યું: તેમણે પણ પ્રભુશ્રીની ક્ષમા માગી હતી

મહાપુરુષ-ઈશ્વરાવતાર પ્રભુ સહજ ખબર મળતાં પોતાશ્રીના મહત્ત્વને કોરે રાખી પોતાના એક તુચ્છ દાસને ઓરડે ચાલીને પધારે છે, અને તે પણ પોતાશ્રીના આ દીન સેવકને માટે. પ્રતીતિ તો હોયજ કે હું (માણેકલાલ) આવી રીતે અવિનય કરીને કદીપણ તેઓશ્રીને આવો શ્રમ નજ આપું, છતાં આમ કરવામાં શું જણાય છે? જિજ્ઞાસુ સજ્જનો! કહો, કહો કે કૃપાર્ણવની અલૌકિક નિર્માનિતા, અલૌકિક સરલતા, અને અલૌકિક કરુણા!

(૮)

છપાવવાનાં પુસ્તકોનાં પ્રૂફ જોવાનું કામ મને ન ગમતું. કૃપાનાથ તો જ્યારે ને ત્યારે પ્રૂફ જોવાનું કામ કરતાજ હોય. એથી તેઓશ્રીના આરોગ્ય ઉપર ખરાબ અસર થતી એમ મને લાગતું. એકવાર પ્રૂફ સુધારવા સંબંધી વાત નીકળતાં, મેં પ્રભુસેવામાં વિનતિ કરી કે. પ્રભો! મને તો પ્રૂફ જોઉં છું તે દિવસે ખાધેલું પાચન થતું નથી કૃપાનાથ કાંઈ બોલ્યા નહિ, પણ ત્યારપછી તેઓશ્રી મને પ્રૂફ જોવાનું કામ ન બતાવતા પોતાશ્રીએ તો લોકહિતાર્થે દેહજીવનના છેડા પર્યંત પ્રૂફ જોવાનું કંટાળાભરેલું કામ કર્યાજ કર્યું તેઓશ્રીની છેલ્લી અનારોગ્ય સ્થિતિવેળા જૂનાગઢના સદ્‌ગત ચિફ મેડીકલ ઓફિસર શ્રીમાન્ નૃસિંહદાસભાઈની દવા અમારા આગ્રહથી ચાલતી. શરીરસ્થિતિ તપાસીને તેઓ બોલેલા કે "મહારાજશ્રી! કામ કરી કરીને આપે શરીર ઘસી નાંખ્યું છે!"

આવશ્યક બધી બાબતો જાણી લઇને પછીજ તેમને ત્યાં સ્થિતિ કરવાનો નિર્ણય પોતેશ્રી જણાવતા. ગરીબ જિજ્ઞાસુઓને ખર્ચમાં ન ઊતરવું પડે તેમાટે તેઓશ્રી ખાસ કરીને ધ્યાન આપતા. તેઓશ્રી રાજાઓને ત્યાં જેવા કે લીંબડીના નામદાર ઠાકોર સાહેબને ત્યાં, ગૌરીદડના નામદાર દરબાર સાહેબને ત્યાં, મિયાંગામના ઠાકોરસાહેબને ત્યાં પણ પધારતા, અને લીંબુડા જેવા ગામના કરશનભાઈ કુંભારને ત્યાં અથવા મરમઠના રામજીભાઈ લુહારને ત્યાં અને એવા બીજા ગરીબ ભક્તોને ત્યાં પણ પધારતા.

તેઓશ્રીને ભવ્ય અને રોનકદાર ઉતારો નહોતો જોઇતો. તેઓશ્રીને તો પવિત્રતા ને ધર્મપાલનની સગવડ જોઈતાં હતાં: પૂજાપાઠ, ધ્યાન, રસોઈ ને બેઠકમાટે સમાસ જોઈતો હતો પછી ભલે ઉતારો સાદો હોય. જ્યાં પવિત્રતા ન હોય ત્યાં તેઓશ્રી સહેલી રીતે શાસ્ત્રીય પવિત્રતા કરાવતા. પૂજાનું એકાંત સ્થાન, રસોડું ને સભાસ્થાન સારું જોઈતી ભિન્ન ભિન્ન અનુકૂળતા ન હોય ત્યાં ધર્મપાલનમાટે આવશ્યક સગવડ પછી ભલે સાદામાં સાદી પણ કરાવી લેતા, ને બાકીની બાબતમાં સંકોચ વેઠીને પણ ચલાવી લેતા, એટલુંજ નહિ પણ પ્રતિકૂળતા વેઠીને પણ જિજ્ઞાસુઓને સત્સંગલાભ આપતા. કોઈ સ્થળે સ્નાનમાટે ખાળની યોગ્ય સગવડ ન હોય, ભોજનના સ્થાનમાં ભીનું ભીનું જ હોય, ચાલવાની જગાએ ગારો કચકચતો હોય, મકાનનું છાપરું મસ્તકે ભટકાય તેવું નીચું હોય, વસ્ત્ર સૂકવવાની યોગ્ય જોગવાઇ ન હોય, ફળિયામાં "કરશનભક્ત"ના—કુંભારભક્તના હાથી આવતા હોય, આ બધામાં પણ કૃપાનાથની પૂર્ણપ્રસન્નતા-આનંદ! આ નજરે જોયેલી વાત છે.

પ્રવાસ કરવામાં પરમાર્થવિના બીજો કશો હેતુ તેઓશ્રીનો ન હતો; કોઈ પણ યોગ્ય-વ્યક્તિ ભવસાગરમાંથી મુક્ત થવાનો માર્ગ મેળવે, ને યોગ્ય પુરુષાર્થ પરાયણ થાય એજ કૃપાનાથની આંતરભાવના હતી અને આને સ્પૃહા કહો તો એ શુદ્ધ સ્પૃહા કૃપાનાથના અંતઃકરણમાં હતી બાકી નિઃસ્પૃહતાની તો તેઓશ્રી સાક્ષાત્ મૂર્તિ હતા.

(૧૦)

કરજ ન કરવું એ મહાત્માશ્રીના સ્વભાવનું એક દઢ લક્ષણ હતું. હાથમાં દ્રવ્યની તાણ હોય છતાં મહાત્માશ્રી ચાલે ત્યાંસુધી કરજ ન કરવાનો પોતાનો નિયમ દઢતાથી પાળ્યે જતા હતા. કાશીથી (સં. ૧૯૪૪ ના ફાગણ માસમાં) નીકળ્યા ત્યારે દ્રવ્યનો સંકોચ હતો; પૂજ્ય માજી મહાશયાના ભાણેજ શ્રીયુત માણેકરામજીએ આગ્રહ કરતાં તેમણે આપેલી અમુક રકમ ઉછીની તરીકે સ્વીકારી. બહુધા પાંચ રૂપીઆ હશે. પોતાના નિયમ વિરુદ્ધ આ ઋણ થયું તે હૃદયમાં ખટકતું હતું એટલે માર્ગમાં વઢવાણ કેમ્પના સ્ટેશને આવ્યા ત્યાં પોતાની પાસેનાં કેટલાંક પુસ્તકો વેચી નાંખી શ્રીયુત માણેકરામજીની ઉછીની રકમ તેમને મનીઓર્ડરથી મોકલી આપી હતી

કરજ ન કરવાનો ઉપદેશ તેઓશ્રી ભાર મૂકીને કરતા. તેઓશ્રી કહેતા કે "રોટલો ને મીઠું ખાઓ, પણ કરજ ન કરો, ખર્ચ વિચારીને કરો, ઉપજ કરતાં ખર્ચ જેમ બને તેમ ઓછો રાખવો, તમે મહિને પંદર રૂપીઆ કમાતા હો તો રૂપીઆ ચૌદ પંદર આના નવ પાંઇસુધી ખર્ચ કરો ત્યાંસુધી તમારી સલામતી છે, પણ જો તમે રૂપીઆ પંદર ત્રણ પાઈ ખર્ચો તો તમે જોખમમાં છો. તમારી એવી ટેવથી તમારી કફોડી સ્થિતિ થશે; વધારે ખર્ચેલા પૈસા તમે ક્યાંથી લાવવાના હતા? કદાચ તેને માટે તમારે પાપ કરવું પડશે-અઘટિત રીતે તે

મેળવવાનો પ્રયત્ન કરવો પડશે, તમારે તેવી સ્થિતિમાં ન આવવું પડે તેને માટે પ્રથમથીજ પૂરી સંભાળ રાખો, ધંધાને અર્થે આવશ્યક કરજ કરવું પડે એ જુદી વાત છે, પણ ખાવાપીવા માટે તો ક્યારે કરજ નજ કરવું જોઈએ. મનુષ્યને કરજ ચિંતા કરાવે છે, ને એ ચિંતાથી ઈશ્વરભજનમાં વિઘ્ન થાય છે; કરજ મનુષ્યનો વ્યવહાર ને પરમાર્થ બંને બગાડે છે, માટે પૂરી સાવધાનતા રાખી કરજથી બચો."

કરજ ન કરવાનો નિયમ પોતાશ્રીએ છેવટસુધી જાળવ્યો હતો. આનંદાશ્રમનો સઘળો વ્યવહાર રોકડેથી ચાલતો હતો. વ્યવસ્થાપક માલ લેવા જાય ત્યારે પૈસા સાથે લઈને જાય. આનંદાશ્રમ ક્યારે પણ ઉધાર વ્યવહાર કરે નહિ; આનંદાશ્રમના ઉધારનું કોઈના ચોપડામાં ખાતું નથી.

ઋણમુક્ત રહેવામાટે પોતાની પેદાશ કરતાં ખર્ચ ઓછો રાખવા સંબંધે મહાત્માશ્રી ઘણીવાર ઉપદેશ કરતા, પ્રસંગોપાત્ત સં. ૧૯૮૭ના શ્રાવણ વદિ ૪ની રાત્રિએ તેઓશ્રીએ એ વિષે અમને કેટલાક હાજર શિષ્યોને નીચેનો શ્લોક કહ્યો હતોઃ—

" इदमेव हि पाण्डित्यं, चातुर्यमिदमेव हि ।
" इदमेव सुबुद्धित्वमायादल्पतरो व्ययः ॥ "

ભાવાર્થઃ—નિશ્ચય આજ પાંડિત્ય છે, નિશ્ચય આજ ચાતુર્ય છે, નિશ્ચય આજ સુબુદ્ધિમાનપણું છે, કે પોતાની આવક કરતાં ખર્ચ ઘણો ઓછો રાખવો.

પોતાશ્રીના અનુયાયી એક ધનિક ગૃહસ્થને તેઓશ્રીએ નીચે પ્રમાણે સ્પષ્ટ લખેલુંઃ—

બજારમાંથી રોકડે નાણે જોઈતા પદાર્થ વેચાતા લેવાય તે શ્રેષ્ઠ, માસિક ચૂકાવો થાય તે મધ્યમ ને ત્રિમાસિક ચૂકાવો થાય તે કનિષ્ઠ; પણ બુદ્ધિપૂર્વક તેથી પણ વધારે લંબાવાય, તથા ઉઘરાણીએ આવ્યા છતાં પણ તેને ન અપાય, કિંવા વાયદાપર વાયદા થયા કરે કે અયોગ્ય ઉત્તર દેવાય, તે અત્યંત અધમ વ્યવહાર ગણાય છે; માટે સાધકે જેમ બને તેમ શ્રેષ્ઠ વ્યવહાર સેવવા યત્ન કરવો જોઈએ; ને વ્યાજલોભ, ગર્વ કે પ્રમાદને ત્યજવાં જોઈએ.

ત્યાંનાં લોકોનું જે દેણું હોય તે વૈશાખ વદિ ૪ સુધીમાં ચૂકવી દેશો, ને વ્યાજાદિ વિનાનાં સર્વ ખાતાં સ્પષ્ટ કરી નાંખશો. બજારનું લેણું કંઈ શેષ ન રહે તેમ કરશો, ને પરચુરણ તથા અગત્યનાં કાર્યોમાટે દ્વિશતક એટલે રૂપીઆ બસો ગૃહમાં (ઘરમાં) નિરંતર રહ્યા કરે એમ વ્યવસ્થા રાખશો. આપ જ્યાંપર્યંત પૂર્વોક્તરીતે આચરણ ન કરી શકો ત્યાં પર્યંત આપ દ્રવ્ય, અન્ન, વસ્ત્ર કે પુસ્તકાદિ પદાર્થોવડે અન્યની સેવા કરવાથી ઉપરામ પામશો."

સ્ટેશનમાસ્તરને ત્યાંજ ઊતરવાનુ હતું એટલે ત્યાંપણ સામાન સંબંધી પૂછપરછ થાય તેવો સહજપણ સંભવ નહોતો, છતાં વ્યવહારશુદ્ધિને ખાતર સામાન તોળાવ્યો વ્યવહારશુદ્ધિમાટે કૃપાનાથ આવો નિશ્ચય અને જાગૃતિ રાખતા

એકવાર શ્રીમાન્ ગોરધનદાસ લાધાભાઈ વકીલે શ્રીપ્રભુને રાજકોટ પોતાને ત્યાં પધરાવેલા હતા તે વખતે હું પણ ત્યાં ગયેલો હતો શ્રી ગોરધનદાસભાઈએ કૃપાનાથને આ પ્રમાણે કહ્યું "આપશ્રીને અમે કોઈ દિવસ આવું કહેતાં સાંભળ્યા નથી, કે અમારે દેવું થઇ ગયું છે, તો તમે બધા શિષ્યો ભેગા મળીને અમુક રકમ આશ્રમના નિભાવમાટે આપો"

પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રોતાઓને ઉપદેશતા કે નિયમથી વ્યવહાર કરો, ને નિયમથી પરમાર્થ કરો ઘર છોડી ક્યાંઈ ભાગી જવાનું નથી, ને ભાગી ગયે પ્રભુ મળી જાય તેમ નથી સમયનો સદુપયોગ કરતાં શિખો વ્યવહાર અને પરમાર્થના કામનું સમયપત્રક બાંધો વ્યવહારને વખતે વ્યવહાર કરો, ને પરમાર્થને વખતે પરમાર્થ કરો જ્યારે જે કરો તેમાં બરાબર ધ્યાન આપો, ને એમ કરીને તમારી શુભેચ્છા પ્રમાણે આગળ વધવા પ્રયત્નશીલ રહો. તમારો વ્યવહાર ઉદ્યોગ, આવડત, પ્રામાણિકતા ને વિવેકથી કરો, એટલે તમને પ્રભુની કૃપાથી વ્યવહારની અનુકૂળતા સાથે પરમાર્થમાં આગળ વધવાની તક મળશે પરમાર્થ પણ જાગૃતિથી ઈષ્ટદેવમાં હૃદયથી સંલગ્ન થઇને સાધો એકેયમા આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા કે અવ્યવસ્થાથી ન વર્તો, પણ ઉદ્યોગ, બંનેમાં જાગૃતિ, તરત કામ કરવાનો સ્વભાવ, ને વ્યવસ્થાથી વર્તો"

જેનો વ્યવહાર સારો હોય નહિ, તેનો પરમાર્થ પણ સારો હોય નહિ, બનેની પરસ્પર અસર છે જેનો વ્યવહાર આદર્શરૂપ નિર્મળ હોય,- તેનો પરમાર્થ પણ આદર્શરૂપ-નિર્મળ થાય એ દેખીતું જ છે ગૃહસ્થોએ પોતાનો વ્યવહાર યથાયોગ્યપણે કરવો જોઇએ જો તે ભૂલવાળો વ્યવહાર કરે તો તેની અસરથી તેનો પરમાર્થ પણ ભૂલવાળો થાય છે-બગડે છે. ગૃહસ્થોએ વ્યવહાર અને પરમાર્થ બંનેમાં સાવધાનતા રાખવાની આવશ્યકતા છે

(૧૧)

## આનંદાશ્રમનો આર્થિક પરોપકાર

"न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः ॥

(સાત્વિક ત્યાગના સામર્થ્યવાળા સર્વોત્કૃષ્ટ ભવ્ય પુરુષો ત્યાગવડે અમરપણાને પ્રાપ્ત થાય છે અમરપણાની પ્રાપ્તિ માત્ર કર્મવડે, પ્રજાવડે, કે ધનવડે થઈ શકતી નથી)

કૃપાનાથના જીવનના આરંભકાળથીજ તેઓશ્રીમાં ત્યાગ પ્રધાનપણે વર્તતો હતો, અને એ ત્યાગનાજ બળવડે સંસારના કોઈપણ પાશમાં અટવાયાવિના ઉત્કૃષ્ટ પુરુષાર્થદ્વારા શાસ્ત્રીયમાર્ગે ઉત્તરોત્તર સિદ્ધદશા મનુષ્ય કેવીરીતે પ્રાપ્ત કરી શકે છે તેનો જીવંત આદર્શ તેઓશ્રીએ પ્રસ્થાપિત કરેલો છે

તેઓશ્રીએ આચાર્યસ્થાનઉપર બિરાજી ગ્રંથલેખનદ્વારા અને વ્યાખ્યાનાદિદ્વારા ધર્મોપદેશ કરીને જનતાને કલ્યાણના માર્ગભણી દોરવા પુષ્કળ શ્રમ લીધેલો છે જનકલ્યાણમાટેજ આનંદાશ્રમોની સ્થાપના કરવામાં આવેલી છે આનંદાશ્રમોના નિર્વાહમાટે દ્રવ્યની આવશ્યકતા પડે એ સ્વાભાવિક છે. એ દ્રવ્ય એકત્ર થવામાં આનંદાશ્રમને કોઈ ગામગરાસ





## શ્રીપ્રકાશા-આનંદાશ્રમ

સંવત્ ૧૯૭૭ના વર્ષમાં આ આનંદાશ્રમ સ્થાપેલ છે. નાકાગામની સરોવરના દરવાજાની દક્ષિણ બાજુ આવેલ છે. આ આશ્રમનું ક્ષેત્રફળ કુલ ચોરસ હાથ ૫૦૦૦-૧૫૦૦] તથા ચોરસ ફૂટ ૩૩૭૫] છે.

***

આદિ સંપત્તિ કારણભૂત નહોતી, તેમજ દ્રવ્યમાટે પ્રજાવર્ગપાસેથી ફંડફાળા કરવાનું પોતે ઉચિત માન્યું નહોતું, માત્ર સ્વપુરુષાર્થવડે ધાર્મિક ગ્રંથલેખનનું ને પ્રકાશનનું અતિપરિશ્રમસાધ્ય કાર્ય કરતાં તેના પ્રચારવડે ઉત્પન્ન થતું દ્રવ્ય અને શિષ્યવર્ગતરફથી તેઓશ્રીના ચરણારવિંદમાં ધરાતી ભેટદ્વારા આવતું દ્રવ્ય એ આનંદાશ્રમમાટે દ્રવ્યોપાર્જનનાં શાસ્ત્રીયસાધનો હતાં. એ રીતે આવેલા દ્રવ્યની વિવેકવાળી અત્યંત ઝીણવટભરી કાળજીથી કરકસરપૂર્વક વ્યવસ્થા તેઓશ્રી વ્યવસ્થાપકદ્વારા કરાવતા, અને તેનો ઉપજખર્ચનો સ્પષ્ટ હિસાબ પણ રાખવામાં આવતો. પ્રાપ્તદ્રવ્યમાંથી આનંદાશ્રમનો વ્યવહાર ચલાવતાં,સાથેસાથે જે કોઈ દીન, દુઃખી, અનાથ, અભ્યાગત આવે તેને અન્નવસ્ત્રાદિનું સાહાય્ય કરવામાં વ્યય થતો, વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસમાટે સહાયરૂપે શિષ્યવૃત્તિઓ અપાતી, અને યોગ્ય સાધુસંતોનો તથા વિદ્વાન્‌બ્રાહ્મણોનો આદરસત્કાર થતો. આમ ધર્મમાર્ગે આવતા દ્રવ્યનો ધર્મપ્રચારનાં અંગોમાં વ્યય થતો હતો. જેમ જેમ દ્રવ્યની આવક વધતી ગઈ તેમ તેમ દ્રવ્યમાંથી વિદ્યાવૃદ્ધિ ને ધર્મપ્રચારનાં કાર્યો વિશેષરૂપે ચાલુ રહેતાં હતાં, અને તેઓશ્રીની લૌકિક વિદ્યમાનતાપછી અને આનંદાશ્રમનો એ પ્રકારનો આર્થિક પરોપકારનો પ્રવાહ ચાલુ રહે તે માટે તેઓશ્રીએ સંગીન વ્યવસ્થા કરી રાખેલી છે, તથા એ પ્રવાહ વર્તમાનમાં આનંદાશ્રમના ટ્રસ્ટીમંડળદ્વારા તેઓશ્રીની આજ્ઞાનુસાર ચાલી રહ્યો છે

આનંદાશ્રમમાં એકત્ર થયેલા દ્રવ્ય ઉપર તેઓશ્રીએ પોતાનું કોઈપણ રીતે વ્યક્તિગત સ્વત્વ સ્થાપ્યા સિવાય પોતે એક ટ્રસ્ટીતરીકે એ દ્રવ્યનો વહીવટ ચલાવેલો છે, અને આનંદાશ્રમની સ્થાયી ભંડોળસહિત સ્થાવરજંગમ સર્વ મિલકત ધર્મપ્રચારાર્થે વાપરવાસારું ટ્રસ્ટ કરીને તે ટ્રસ્ટીમંડળને સોંપેલી છે, જે પ્રસિદ્ધ છે. આની પાછળ ત્યાગનું બળ એજ મુખ્ય હેતુ છે. આવા ત્યાગબળવિના આટલું વિશાળ કાર્ય અશક્ય છે.



આથી સહજ સમજાય એવું છે કે મનુષ્યે પોતાના જીવનમાં શુભકર્મો કરવાં, અને અશુભકર્મોનો પરિત્યાગ કરવો. શુભકર્મોનું પાલન અને અશુભકર્મોનો ત્યાગ એ ધર્મનાં તત્ત્વો સમજી તેનું યથાર્થ પરિપાલન કરવાથી બની શકે, અને તેટલા માટે આપણા શાસ્ત્રકારોએ ધર્મને અગ્રસ્થાન આપેલું છે. "धर्मो रक्षति रक्षितः।" (રક્ષણ કરાયેલો-પાળેલો ધર્મ એ મનુષ્યનું રક્ષણ કરે છે) માટે દરેક મનુષ્યે પોતાના જીવનપર્યંત ધર્મપરાયણ રહી પોતાનો સંસારવ્યવહાર શુદ્ધરીતે ચલાવવો એ અગત્યનું છે. ધર્મવિમુખ થઈ સ્વચ્છંદી રીતે વર્તવાથી અનિષ્ટ પરિણામ જ આવે, અને તેવું વર્તન પશુતુલ્ય ગણાય. જો મનુષ્ય પશુની પેઠે વર્તે તો પછી મનુષ્ય અને પશુમાં કાંઈ ફરક જ ન ગણાય. શાસ્ત્રમાં કહેલ છે કેઃ— "धर्मेण हीनाः पशुभिः समानाः॥" ધર્મરહિત મનુષ્યો પશુસમાન છે.

ધર્મ એ મનુષ્યને અવિવેક, ગર્વ ને વિષયલંપટતા આદિ અનેક દોષોથી રક્ષે છે, અને દુઃખમાં અસાધારણ આશ્વાસન આપી દુઃખના આઘાતથી બચાવે છે, એટલું જ નહિ પણ આ લોકમાં તનની મનની અને અન્ય વ્યાવહારિક સ્થિતિની ઉન્નતિને પ્રાપ્ત કરવામાં તેમજ પરલોકની સિદ્ધિમાં ને મોક્ષપ્રાપ્તિમાં પણ તે પરમ ઉપયોગી સાધન છે.

પરંતુ પૂર્વનાં શુભ કર્મોના સંયોગવિના ધર્મવૃત્તિનો ઉદ્‌ભવ થવો અને તેને લગતાં સાધનો મળી આવવાં મુશ્કેલ છે. પૂર્વસંચિત શુભકર્મોથીજ ધાર્મિક શુભેચ્છા ને તેને પોષનારાં સાધનોનો યોગ અનાયાસે તેવા સદ્‌ભાગી પુરુષોને મળે છે, અને હું માનું છું કે મને મારા પૂજ્યચરણ સદ્‌ગુરુભગવાન્ શ્રીમન્નથુરામશર્માનો જે યોગ અનાયાસે પ્રાપ્ત થયો તે મારા પૂર્વજન્મનાં કાંઈક શુભકર્મનું ફળ હોવું જોઈએ.

આશરે ૪૦-૪૨ વર્ષ ઉપર જ્યારે પૂજ્યપાદશ્રી પ્રથમ પોરબંદર પધાર્યા અને શ્રીયુત કલ્યાણજી ચતુર્ભુજની વંડીમાં તેઓશ્રીએ મુકામ કર્યો હતો ત્યારે તે વખતના રાજ્યના દફતરી રા. પરમાનંદદાસ રતનજીદ્વારા મને તેઓશ્રીનાં દર્શનનો પ્રથમ લાભ થયો. તેઓશ્રી સાથેના મારા દરરોજના સમાગમથી ને ધર્મચર્ચાથી મેં તેઓશ્રીને દીક્ષા આપવાની કૃપા કરવા વિનતિ કરતાં મારી તે વિનતિ તેઓશ્રીએ કૃપા કરી સ્વીકારી અને મને દીક્ષા આપી, અને પોતેશ્રી બીજાને પ્રથમ જેમ પ્રાવેશિક દીક્ષા આપતા તેવી રીતની પ્રાવેશિક દીક્ષાને બદલે પહેલેથીજ પ્રાથમિક દીક્ષા આપવાનું મને પોતે સ્વમુખે કહી મારો તે માટેનો ઉચ્ચ અધિકાર હોવાનું મને જણાવતાં મારું મન અતિ આનંદિત થાય એ સ્વાભાવિક છે, અને તેથી મારા ધર્મકાર્યમાં મને તેઓશ્રીનાં તે વચનોએ વધારે ઉત્તેજિત કર્યો.

આ પ્રમાણે મારો સંબંધ ઉત્તરોત્તર તેઓશ્રી સાથે વધતો ગયો, અને તેઓશ્રીની કૃપાદષ્ટિ તથા અગાધ માયાળુપણાને પ્રતાપે તેઓશ્રીના વધારે નિકટના સંબંધમાં આવતાં તેઓશ્રીની અમીદષ્ટિનો તથા આશીર્વાદોનો મને વખતોવખત સાક્ષાત્ અનુભવ થવા લાગ્યો. દીક્ષા લીધાપછી યોગ તથા વેદાંતાદિ વિષયોપરના તેઓશ્રીના વ્યાખ્યાનો સાંભળવાનો તેમજ યોગક્રિયાઓ તથા જપધ્યાનાદિના અનુષ્ઠાનનો તેઓશ્રીના સાંનિધ્યમાંથી મને ઉત્તરોત્તર લાભ મળ્યા કર્યો. વળી પોરબંદરમાં ભોજેશ્વર પ્લોટમાં સં. ૧૯૫૯/૬૦માં મારા મકાનમાં જ્યારે તેઓશ્રીએ ચાતુર્માસ સ્થિતિ કરી ત્યારે પોતાશ્રીની સન્મુખ યોગની જુદી જુદી ક્રિયાઓનો અભ્યાસ મને તથા મારા મિત્રો રા. ગોવિંદજીભાઈ તથા રા. આણંદજીભાઈ અને રા. કાલિદાસ ગાંધીને (ગાંધીજીના મોટાભાઇને) પણ પ્રીતિપૂર્વક કરાવી અમોને અતિ

આભારી કરી અમારું ભાવિ સુધાર્યું છે, જે તેઓશ્રીની કૃપા તથા આશીર્વાદનું જ ફળ છે. આ અભ્યાસકાલે તથા ચાતુર્માસની સમાપ્તિ વખતે જ્યારે અમો તેઓશ્રીના પૂજનઅર્થે તથા આશીર્વાદ અર્થે બેઠેલા હતા ત્યારે અમો દરેકને જે જે આજ્ઞાઓ આપવાની હતી તે આપતાં મને ઉદ્દેશીને જ્યારે આજ્ઞા અપાઈ ત્યારે તેઓશ્રીના મુખારવિંદમાંથી એવા ઉદ્ગારો નીકળ્યા કેઃ—"બે પુત્રો થયા પછી તમારે અમુક સંયમો પાળવા." હું આ વખતે સંતાનરહિત હતો. મારી સ્ત્રી બીજી વારની હતી, અને તે પણ આ સમયે તેઓશ્રીની સેવામાંજ સતત રહેતી હતી. તેની ઉપર તેઓશ્રી તેની અત્યંત સેવાથી પ્રસન્ન થયા હતા. અમે બેમાંથી કોઇએ સંતાન સંબંધી વાત કે યાચના કરી નહોતી, અને તેવી યાચના કરવાનો અમારા સ્વપ્નામાં પણ ખ્યાલ નહોતો; પરંતુ ગુરુકૃપા તે ગુરુકૃપાજ છે. સેવાનું ફલ તેઓશ્રીએ અણચિંતવ્યા આપેલા આશીર્વાદથી પછી મને મળ્યું, અને ત્યારપછી મને બે પુત્રોની પ્રાપ્તિ થઈ હતી.

પરંતુ પ્રારબ્ધ બલવાન્ છે. પૂર્વના દોષોને લઈ અથવા આજ્ઞાપાલનમાં સ્ખલન થવાના કે, કોઈપણ એવા બલવાન્ પાપકર્મ કે દુર્ભાગ્યને લીધે પ્રથમ એ પુત્રોની માતા તેઓને બાળવયમાં મૂકી ક્ષયનો ભોગ થઈ પડી, અને ત્યારપછી બંને પુત્રો પોતાની યુવાવસ્થામાં ક્ષયના દરદનો ભોગ થઈ પડ્યા. બંને પુત્રો મેટ્રિકયુલેશન ક્લાસમાં સાથે હતા, તેમાં મોટો પુત્ર જયેંદ્રપ્રસાદ જે પરણેલ હતો તેને એકાએક તાવ આવી પાછળથી ક્ષયનાં ચિહ્ન લાગુ પડેલાં જણાયાં અનેક ઉપાયો કર્યા છતાં તે તમામ નિષ્ફળ ગયા, અને તેણે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. તેની પાછળ તેની વિધવા સ્ત્રી છે, ને તે હાલ મારી ભેળાં રહે છે. બીજો પુત્ર સુરેંદ્રપ્રસાદ મેટ્રિકયુલેશનમાં પાસ થઈ પ્રિવિયસનો અભ્યાસ કરતો હતો ત્યાં બીજી ટર્મ વખતે એને પણ એ રોગ લાગુ થયો, અને તે અસાધ્ય થતાં આખરે તે પણ રોગનો ભોગ થઈ પડ્યો બંને પુત્રોએ પૂજ્યપાદશ્રીની દીક્ષા લીધેલી હતી, અને પૂજ્યપાદશ્રીની આજ્ઞાપ્રમાણે તેઓ સંધ્યાદિ નિત્યકર્મ હમેશાં કરતા કમનસીબે હું પણ આ દરમ્યાન ખાટલાવશ રહ્યો, અને લગભગ બે વર્ષસુધી હું હાલીચાલી શકતો નહિ એવી અપંગ દશામાં આવી પડ્યો હતો–છેક પરાધીન સ્થિતિમાં આવી પડ્યો હતો.

આ પ્રમાણે ઉપરાઉપરી આવી પડેલાં સંકટોમાં મનુષ્યને ધૈર્ય રહેવું મુશ્કેલ છે; પરંતુ મારા પૂજ્ય સદ્ગુરુશ્રીના આશ્વાસન, આશીર્વાદ અને ધાર્મિકબોધને લીધે જ હું આ દુઃખો સહન કરવા શક્તિમાન્ થયો છું, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તેઓશ્રીના ધાર્મિક ઉપદેશથી, વેદાંતવિચારથી તથા ધ્યાનાદિના અભ્યાસથી મારા મનને શાંતિ મળતી રહી અને સમજવા માંડ્યું કે વેદાંતવિચારથી ઉપજતું આત્મજ્ઞાન અને ધ્યાનાદિ મનુષ્યમાટે બહુ ઉપકારક વસ્તુ છે. ઉપનિષદો પોકારીને કહે છે કેઃ—"ऋते ज्ञानान्न मुक्तिः"। "ज्ञानादेव तु कैवल्यम्"।—આત્મજ્ઞાનવિના મુક્તિ નથી! આત્મજ્ઞાનથીજ કૈવલ્ય-મોક્ષ થાય છે.

હાલ નિશાળોમાં વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ અપાતું નહિ હોવાથી આપણા સનાતન હિંદુ ધર્મશાસ્ત્રો ઉપરથી વિદ્યાર્થીઓની આસ્થા ઊઠી ગયેલી જોવામાં આવે છે આધ્યાત્મિક જ્ઞાનના વિષયો ઉપર તેમની અરુચિ અને અવિશ્વાસ નજરે પડે છે, અને તેઓ આધિભૌતિક વિષયોતરફ વધારે દોરાય છે, એ શોચનીય છે. જ્યાંસુધી પોતાના ધર્મશાસ્ત્રોનો પૂરો અભ્યાસ ન કર્યો હોય ત્યાંસુધી તે શાસ્ત્રોનું રહસ્ય સમજાય નહિ યુરોપિયનો પારસીઓ ને મુસલમાનો વગેરે અન્ય વર્ણો પોતાના ધર્મઉપર જે પૂજ્યભા વધરાવી તેનો અભ્યાસ કરે છે

તેવી જાતની વૃત્તિ આપણી હિંદુ પ્રજામાં—હાલની નવી પ્રજામાં મોટે ભાગે ઉદ્ભવતી નથી, અને તેથી આપણી આધ્યાત્મિક અધોગતિ થાય એ સ્વાભાવિક છે આપણાં ધર્મશાસ્ત્રો મનુષ્યોને વ્યાવહારિક તેમજ આધ્યાત્મિક ઉન્નતિ તરફ દોરવાના હેતુથી રચાયેલાં છે કે જેથી મનુષ્ય પોતાનું ઐહિક તથા પારમાર્થિક શ્રેય સાધી શકે, પરંતુ ધાર્મિક શિક્ષણના અભાવે મનુષ્યો તેની કિંમત સમજી શકતા નથી, અને માત્ર ઐહિક સુખના સાધનોમાં પોતાનું જીવન નિર્ગમન કરે છે આ પ્રમાણેની સ્થિતિ હોવાથી મારા પૂજ્યપાદ સદ્ગુરુ મહારાજ શ્રીમન્નથુરામશર્માએ સનાતનધર્મના ઉદ્ધારમાટે અથાક શ્રમ વેઠી ઘણાં ધાર્મિક પુસ્તકો લખી તેમજ ધર્મનાં વ્યાખ્યાનો સચોટપણે આપી લોકોમાં ધર્મપ્રત્યે જાગૃતિ ઉત્પન્ન કરી છે. કર્મકાંડ, સાંખ્ય, યોગ, ભક્તિ, તથા વેદાંતવિષયોનાં જુદાં જુદાં પુસ્તકો રચી ગુજરાત-કાઠિયાવાડ કરાંચી તથા મુંબઈ વગેરે સ્થળોએ વધુ શ્રમે વારંવાર પ્રવાસ કરી વ્યાખ્યાનો આપી, લોકોમાં ધર્મપ્રતિ રુચિ ઉત્પન્ન કરી છે. આવી રીતે તેઓશ્રીએ લોકોને સન્માર્ગે દોરી તેમના ઉપર અનેકરીતે ઉપકારો કર્યા છે

તેઓશ્રી સાથેનો મારો સંબંધ ઉપર કહ્યા મુજબ ૪૦-૪૨ વર્ષનો હોવાથી મારી ઉપરનો તેઓશ્રીનો અત્યંત ઉપકાર અનેકરીતે થયેલો છે પાલનપુરના ને અમદાવાદના નિવાસ દરમ્યાન તેઓશ્રી જ્યારે જ્યારે કરાચીભણી ને મુંબઈભણી પધારતા ત્યારે ત્યારે મારી વિનતિપરથી તેઓશ્રીએ મારે ત્યાંજ મોટેભાગે મુકામ રાખી મને સેવાનો લાભ આપ્યો છે, અને વ્યાખ્યાનો આપી લોકોને ધર્મોપદેશ આપવા કૃપા કરી છે. ઉપરોક્ત કારણોથી તેઓશ્રીનો હું મારા જીવનપર્યંત ઋણી છું, અને તેનો બદલો વાળવા તદ્દન અશક્ત છું, પરંતુ મન, કિંચિત્ સેવા થઈ શકે તો તે કરવા પ્રેરાયાથી તેઓશ્રીનાં પુસ્તકોનો પ્રચાર વધારે થાય, અને લોકો તેનો લાભ વધારે લે એવી રીતનું કોઈ કાર્ય કરવાની ઇચ્છા થતાં મારા ઉપરોક્ત સદ્ગત પુત્રોના જીવાત્માના કલ્યાણાર્થે તથા તેમના વ્યાવહારિક સ્મરણાર્થે મારી શક્તિ અનુસાર મારા પૂજ્ય સદ્ગુરુશ્રીનાં નીચે જણાવેલાં ધાર્મિક પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવા વગેરેની ગોઠવણ કરવા તેઓશ્રીને વિનતિ કરતાં તેઓશ્રીએ મારી તે વિનતિ કૃપા કરી સ્વીકારવા અને મારી ઇચ્છા પ્રમાણે પ્રબંધ કરવા પોતે અનુમતિ આપતાં હું તેઓશ્રીનો વિશેષ આભારી થયો છું.

૧ શ્રીયજુર્વેદીય સંધ્યાદિનિત્યકર્મનાં વા બીજાં એવાં પુસ્તકો છપાવી વિનામૂલ્યે આપવા પ્રકટ કરવા રૂ. ૭૦૦) સાતસો.

૨ બીલખા-આનંદાશ્રમને અંગે સ્થપાયેલ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓને યોગ્ય લાગ્યા મુજબ પુસ્તકો તથા ભોજનાદિની મદદમાટે રૂપીઆ ત્રણસો

એ પ્રમાણે ઉપરોક્ત એક હજારની રકમના વ્યાજમાંથી વખતોવખત જરૂરિયાત પ્રમાણે વ્યવસ્થા કરવા માટે રૂ ૧૦૦૦) એક હજારની ૩॥ ટકાની ગવર્નમેંટ પ્રોમીસરી નોટ તેઓશ્રીને અર્પણ કરી છે.

૩ આ સિવાય વેદાંતના અભ્યાસીઓ તથા અન્ય મુમુક્ષુઓના હિતાર્થે સમગ્ર વિશ્વના સર્વોત્કૃષ્ટ તત્ત્વવેત્તા ને શ્રીમહેશ્વરના અવતારરૂપ જગદ્ગુરુ ભગવાન્ શ્રીઆદ્ય-શંકરાચાર્યરચિત આત્મજ્ઞાનના સરલ સાધનરૂપ આ અષ્ટાદશરત્નોનું પુસ્તક જેની મારા પૂજ્યપાદ સદ્ગુરુશ્રી તરફથી ભાવાર્થદીપિકા નામની ગુજરાતી ટીકાવાળી

॥ ॐ ॥



## મોજીદડ—આનંદાશ્રમ

સં. ૧૯૬૫ના વર્ષમાં આ આનંદાશ્રમ સ્થપાયેલો છે. આ આનંદાશ્રમ મોજીદડ ગામ નજીક નિશાળ પાસે આવેલો છે. આ આશ્રમની જમીનનું ક્ષેત્રફળ ૪ વીઘા ચોરસવાર છે. આ આશ્રમમાં પણ પુસ્તકાલય છે. મોજીદડ શ્રીમન્નાથપ્રભુનું પ્રાકટ્ય સ્થાન છે.



"निःसंगता मुक्तिपदं यतीनां
संगादशेषाः प्रभवंति दोषाः ।
आरूढयोगोऽपि निपात्यतेऽधः
संगेन योगी किमुतात्मसिद्धिः ॥"
"अहिमिव जनसंगं सर्वदा वर्जयेद्यः
कुणपमिव सुनारीं त्यक्तकामो विरागी ।
विषमिव विषयान्यो मन्यमानो दुरंतान्

Mr. Maneklál Kánjee
Taluká School Master;
Kutiyáná

નાથપ્રભુના સંસ્કૃત અને અંગ્રેજી તથા ગુજરાતી હસ્તાક્ષરો

પ્રથમાવૃત્તિ જિજ્ઞાસુવર્ગમાં બહુ આદરભાવ પામેલી છે, ને જે પંદર-સોળ વર્ષના લાંબા સમયપર પ્રસિદ્ધ થયેલ હોવાથી હાલ અલભ્ય છે, અને જિજ્ઞાસુવર્ગની જેનેમાટે માગણી છે તે પુસ્તકની બીજી આવૃત્તિ મારા તરફથી છપાવવા અને તે પડતર અથવા ઓછી કિંમતે વેચવાનો અને તેના વેચાણના ઉત્પન્નમાંથી આનંદાશ્રમ-તરફથી તેની બીજી આવૃત્તિઓ વખતોવખત છપાય એવી રીતનો પ્રબંધ કરવામાં આવે તો તે પુસ્તકો છપાવી તે છપાઈ ગયે પોતાશ્રીને અર્પણ કરવાનો મારો વિચાર તેઓશ્રીને નિવેદન કર્યો હતો પ્રભુશ્રીએ મારી ઉપરોક્ત ત્રણેય વિનતિઓ સ્વીકારી મને કૃતાર્થ કરેલો છે.

આ અષ્ટાદશરત્નોનું પુસ્તક છપાઈ તૈયાર થયેથી તેઓશ્રીનાં પાદપંકજમાં જાતે અર્પણ કરવાની મારી અભિલાષા હતી; પરંતુ દૈવેચ્છાથી તેમ નહિ થઈ શકવાથી કેટલેક અંશે મનને આઘાત થયો છે, પણ જ્યાં ઉપાય નહિ ત્યાં લાચાર! પ્રથમાવૃત્તિનુ તમામ મેટર તેઓશ્રીએ સુધારી તૈયાર કરી સોંપ્યું હતું, અને તે છાપખાનામાં છપાતું હતું પોણો ભાગ છપાઈને તૈયાર થયો એટલામાં અમો શિષ્યવર્ગના દુર્ભાગ્યે તેઓશ્રીની તબિયત બગડી અને આખરે સં ૧૯૮૭ના આશ્વિન વદિ ૧૧ શુક્રવારના રોજ સવારના ૭ વાગે તેઓશ્રી વિદેહ-કૈવલ્યને પામતાં મારી ઇચ્છા મારા મનમાં જ રહી ગઈ તેઓશ્રીના મંદવાડની ખબર પડતાં હું તથા મારા લઘુબંધુ ભાઈ જયેષ્ઠારામ બીલખે તેઓશ્રીની સેવામાં હાજર રહ્યા હતા. હું ત્યાં લગભગ એક માસસુધી રહ્યો હતો, અને અમો બંને ભાઈઓએ ત્યાં રહ્યા ત્યાંસુધી તેઓશ્રીનાં દર્શનનો લાભ મેળવ્યો હતો. તે વેળા પુસ્તકને સુધારવું બાકી રહેલ તમામ મેટર પોતે સુધારી આપ્યાનું મને જણાવી તે તથા મુખપૃષ્ઠ વગેરે જોઈ જવાની મને આજ્ઞા કરતાં મેં તે તપાસી જોઈ પોતાશ્રીને નિવેદન કર્યું, અને અર્પણ પત્રિકાને મેં વિનતિ કરતાં "જેમ તમારી ઇચ્છા" એ મુજબ આજ્ઞા કરેલી તે વખતે મારો વિચાર થોડી લીટીમાં અર્પણ-પત્રિકા લખી મોકલવાનો હતો, પરંતુ હવે એઓશ્રી સ્વરૂપાવસ્થાન પામતાં પુસ્તકો તેઓશ્રીને રૂબરૂ અર્પણ કરવાની સ્થિતિ પલટાઈ જવાથી આ નિવેદન કરવાની જરૂર પડી છે, કેમકે તેઓશ્રી સ્થૂલદેહથી મુક્ત થયા છે, તોપણ તેઓશ્રીનું સચ્ચિદાનંદ સ્વરૂપ સર્વદા સર્વસ્થળે વિરાજમાનજ છે, તેથી આ લેખ સમાપ્ત કરતાં તેઓશ્રીનાં ચરણારવિંદમાં સવિનય સાષ્ટાંગ દંડવત્ પ્રણામો સહિત આ પુસ્તકરૂપી શ્રદ્ધાંજલિ પ્રેમપૂર્વક બ્રહ્મસ્વરૂપી એઓશ્રીને અર્પણ કરી કૃતાર્થ થાઉં છુ ઇતિ શિવમ્

# श्रीनाथजन्ममंगलस्तोत्रम्

[રચનારઃ-શ્રી. મૂળશંકર મયારામ વ્યાસબાપા—જૂનાગઢ]

[જૂનાગઢનિવાસી પૂજ્ય વેદમૂર્તિ વિપ્રવર્ય શ્રીમાન્ મૂળશંકર મયારામ વ્યાસ કે જેઓ પરમ ભગવદ્ ભક્ત હોઈ ધર્મોપદેષ્ટાતરીકે સોરઠમાં પ્રસિદ્ધિ પામ્યા હતા. આશરે ૭૫ વર્ષ જેટલી વૃદ્ધાવસ્થાને પામ્યા છતાં જેઓ ધર્મકાર્યમાટે બહુ ઉત્સાહી રહેતા હતા, જૂનાગઢ તથા કેશોદમાં અષ્ટોત્તરશત પારાયણ આદિના મોટા ધાર્મિક પ્રસંગોનો જેમણે ભાવિક જનોને અનેકવાર લાભ આપ્યો હતો શ્રદ્ધાળુ મનુષ્યોની પ્રાર્થનાથી જેમણે અનેક

સ્થળે શ્રીમદ્ભાગવતના સપ્તાહ પારાયણવડે ભક્તિમાર્ગનું પોષણ કર્યું હતું. ભિન્ન ભિન્ન ધર્મજિજ્ઞાસુઓની રુચિપ્રમાણે ભિન્ન ભિન્ન ગ્રંથોનું શ્રવણ કરાવીને તથા અન્ય રીતે ભક્તિ અને વેદાંત આદિના ઉપદેશવડે જેમણે અનેક મનુષ્યોને સ્વધર્મમાં પ્રીતિવાળા કર્યા હતા, જેઓ ભિન્ન ભિન્ન ધાર્મિક વિષયોમાં પ્રવીણ છતાં બહુ સાદા, બહુ સરલ અને અત્યંત નિરભિમાની હતા, તથા સર્વદા પ્રભુપરાયણ રહેવાથી નરસિંહ મહેતાના જેવા ગણાઇ જ્યાં ત્યાં " વ્યાસબાપા " ના ઉપનામથી પ્રસિદ્ધ હતા. વળી જેમણે કેશોદ તથા જૂનાગઢમાં આશ્રમો સ્થાપીને તથા સદાવ્રત આદિની વ્યવસ્થા કરાવીને વિદ્યાર્થીઓ તથા સાધુસંતોને અનુકૂળતા આપી છે, તેમણે આશરે ૨૫-૩૦ વર્ષપૂર્વે પૂજ્યપાદ સદ્ગુરુવર્ય શ્રીમન્નાથભગવાનનું જન્મમંગલસ્તોત્ર રચ્યું હતું, જેમાં પૂજ્યપાદશ્રીના પ્રાકટ્યના સમયનું વર્ણન છે તે અત્ર આપું છું :—]

ब्रह्मविष्णुशिवान्नत्वा वच्मि नाथगुरोः स्तवम्।
जन्ममंगलनामानं सांख्ययोगैकदर्शिनः ॥ १ ॥

શ્રીબ્રહ્મા, શ્રીવિષ્ણુ અને શ્રીશંકરને નમન કરીને સાંખ્ય-જ્ઞાન તથા યોગ, નિષ્કામ કર્મયોગ-એ બંનેનું એકત્વ જોનારા (અધિકાર પરત્વે સાધનોમાં ભિન્નતા છતાં મોક્ષરૂપ ફલમાં બંનેની એકતા જોનારા) શ્રીનાથસદ્ગુરુનું પૂજ્યચરણ આચાર્યપ્રવર શ્રી શ્રી ૧૦૮ શ્રીમાન્ નથુરામશર્મા આચાર્યજીનું જન્મમંગલ સ્તોત્ર કહું છું. ૧

सद्धर्माचार्यरुद्रः कृतयुग उदितोदक्षिणामूर्तिसंज्ञ—
स्त्रेतायां द्वापरेऽसौ शुक इति गदितो ज्ञानदाता शिवोऽभूत्।
घोरे तद्वत्कलौ तु मथितगुणगणः शंकराचार्यवर्यो,
भूयः श्रीनाथशर्मा मकटित इह वः शांतिदस्तच्छिवः सः ॥ २ ॥

આદિ એવા જે શિવ, તે યુગયુગપ્રત્યે સદ્ધર્માચાર્યરૂપે અવતાર ધારણ કરે છે. પ્રથમ કૃતયુગમાં (સતયુગમાં) રુદ્ર થયા, ત્રેતાયુગમાં શ્રીદક્ષિણામૂર્તિ નામે થયા, અને એજ જ્ઞાનદાતા શિવ દ્વારપર યુગમાં શુકદેવનામે કહેવાયા. તેજ પ્રમાણે ઘોર કલિયુગમાં તો અહીં ભૂતલમાં પ્રથમ વિસ્તારયુક્ત ગુણસમૂહ છે જેનો એવા શ્રેષ્ઠ શ્રીશંકરાચાર્ય થયા, અને પુનરપિ એજ શંભુ શ્રીનાથશર્મા સદ્ગુરુરૂપે પ્રકટ થયા છે તે શ્રીસદ્ગુરુ તમો સૌને શાંતિદાતા હો. ૨

## श्रीसद्गुरोर्जन्मदेशनिदर्शनम्

भूमौ सुराष्ट्रमथितप्रदेशे झालाकुलक्षत्रियमुख्यराज्ये।
नृपावटंकांकितवाटिकाख्ये सद्भक्तिवैराग्यविवेकसेव्ये ॥ ३ ॥

## શ્રીસદ્ગુરુના જન્મદેશનું નિદર્શન :-

આ પૃથ્વીને વિષે પ્રસિદ્ધ એવા સુરાષ્ટ્ર-સૌરાષ્ટ્ર-કાઠિયાવાડ-દેશવિષે, સદ્ભક્તિ તથા વિવેકવૈરાગ્ય જેમાં સેવન કરવાયોગ્ય મનાય છે એવા, રાજાની ઝાલા અવટંકથી (ઓડકથી) ઓળખાતા ઝાલાવાડમાં, ક્ષત્રિયોમાં મુખ્ય એવા ઝાલાકુલના રાજ્યમાં,—૩

जन्मग्रामकथनम् ।

मोक्षप्राप्तिपदप्रदे सुविमले ब्रह्मेशविष्णुप्रिये,
सद्वर्णाश्रमिभिः स्वधर्मनिरतैः पुण्यैर्जनैः सेविते ।
मौंजीधारकसद्बृहद्व्रतजुषां वासेन मौंजीधर—
श्चेत्यर्थाविहनामके सुखकरे ग्रामे सुतीर्थोपमे ॥ ४ ॥

જન્મના ગામનું કથન.

મોક્ષની પ્રાપ્તિ કરાવનાર બ્રહ્મપદને આપનાર, અતિનિર્મલ, બ્રહ્મા વિષ્ણુ ને શંકરને પ્રિય, સ્વધર્મમાં પ્રીતિવાળા અને પવિત્ર એવા પ્રશસ્ત વર્ણાશ્રમી જનોવડે સેવાયેલા, પ્રશસ્ત બ્રહ્મચર્યને સેવનાર અને મુંજ ઘાસની કટિમેખલાને ધારણ કરવાથી જેઓ મૌંજીધર કહેવાય છે એવા બ્રહ્મચારીઓના નિવાસવડે અર્થાનુસાર નામવાળા મૌંજીધર (મોજીદ્દ) નામના સુખદાયક અને તીર્થોપમ પવિત્ર ગામવિષે—૪

जन्मवर्षम् ।

शाकेऽब्दे नृपशालिवाहनकृते खाष्टाचलोर्वीमिते,
संवद्विक्रमपासवांकक्रुमिते चाब्दे प्रमोदाभिधे ।
मार्तंडायनदक्षिणे शरदृतौ पुण्यप्रदे पावने,
कन्यासंक्रमिते रवाविति शुभे ज्योतिःशुचौ वत्सरे ॥५॥

જન્મવર્ષ

શાલિવાહનશાકે ૧૭૮૦, વિક્રમસંવત્ ૧૯૧૪, પ્રમોદનામે સંવત્સર, દક્ષિણાયનના સૂર્ય પુણ્યપ્રદ પવિત્ર-નિર્મળ શરદૃઋતુ અને કન્યાસંક્રાંતિના સૂર્ય એ રીતે જ્યોતિષ્ પ્રમાણે પવિત્ર અને શુભ વર્ષમાં,—૫

जन्मसमयः ।

मासेषे सितपक्षवह्न्युपरिगायां वेदसंख्यातिथौ,
द्वीशर्क्षोपरिमैत्रभे रविदिने तुर्येऽम्बिकारात्रिके ।
योगे प्रीत्युपरिस्थ आयुरभिधे काले द्विमौहूर्तिके,
वाणिज्ये करणे स्थिरे तु वृषभे लग्ने सुशांतिप्रदे ॥६॥

જન્મસમય

આસો માસમાં શુક્લપક્ષની તિથિ ત્રીજ ઉપરાંત ચોથે, વિશાખા ઉપરાંત અનુરાધા નક્ષત્રમાં, રવિવારે, દેવીની નવરાત્રિની ચોથી રાત ચાર ઘડી જતાં પ્રીતિઉપરાંત આયુષ્યમાન યોગમાં, વાણિજ્ય કરણમાં અને સ્થિર તથા શાંતિ દેનારા વૃષભ લગ્નમાં,—૬

बुद्धिस्थानगते बुधे च मिहिरे रंध्रस्थभौमे तथा
जायास्थानगते विधौ च भृगुजे द्रव्यस्थिते गीष्पतौ।
मंदे चोपगते तु बंधुभवने राहौ च कर्मालये
केतौ तुर्यगते तथोत्तमदिने देवर्षिहर्षप्रदे ॥ ७ ॥

પાંચમા સ્થાનમાં રવિ અને બુધ, આઠમા સ્થાનમાં મંગળ, સાતમા સ્થાનમાં ચંદ્ર અને શુક્ર, બીજા સ્થાનમાં ગુરુ, ત્રીજા સ્થાનમાં શનિ, દશમા સ્થાનમાં રાહુ, અને ચોથા સ્થાનમાં કેતુ એ પ્રકારે ભિન્ન ભિન્ન સ્થાનમાં ભિન્ન ભિન્ન ગ્રહો આવેલા હતા એવા દેવોને તથા ઋષિઓને હર્ષ આપનાર ઉત્તમ દિવસે,—૭

## जातिकुलगोत्रादिवर्णनम् ।

शुक्लो वेदयजुर्विभाति सुकुले शाखा च माध्यन्दिनी,
युक्ता वाजसनेयिकी सुविततां गोत्रं वरं कुत्ससम् ।
मांधाताऽऽगिरसर्षिकौत्सवरवत्यौदीच्यविप्रोत्तमे,
भूपासेवितराजवल्लभकुले षट्कर्मनित्ये हिते ॥ ८ ॥

## જાતિકુલગોત્રાદિનું વર્ણન

વિપ્રોમાં ઉત્તમ એવા ઔદીચ્ય વિપ્રના ઋષિ કૌત્સ, આંગિરસ તથા માંધાતા એ ત્રણ પ્રવરવાળા જે સત્કુલમાં શુક્લયજુર્વેદ શોભી રહ્યો છે, જેની વિસ્તારવાળી ઉત્તમ માધ્યન્દિની શાખા છે, ને જેનું ઉત્તમ કુત્સસ ગોત્ર છે એવા ષટ્કર્મમાં પ્રીતિવાળા તથા રાજાઓએ સેવેલ રાજવલ્લભ ( રાવળ ) કુળમાં,—૮

देवीनंदकुमारिकोदरगतः पीतांबरस्यात्मजः,
पूर्णानंदमयो यथाखिलकलो राकानिशायां शशी ।
तद्वत्प्रादुरभूत्स्वयं करुणया शर्मोत्तरः श्रीनथुर्,
नाथस्वीकृतनाथशर्मकगुरोर्जन्मोत्सवः कीर्त्यते ॥९॥

દેવી નંદકુંવર માતાના ઉદરમાં બિરાજમાન, રાવળ પીતાંબરજીના પુત્ર, પ્રથમ શ્રીનથુરામશર્મા અને પાછળથી નવનાથ યોગીઓએ સ્વીકારેલા શ્રીનાથશર્મા એવા નામથી પ્રસિદ્ધ સદ્‌ગુરુ પૂર્ણિમાની રાત્રિએ જેમ પૂર્ણ-સોળ-કળા-યુક્ત ચંદ્રનો ઉદય થાય તેમ પૂર્ણાનંદમય સ્વરૂપે કરુણાવડે સ્વેચ્છાથી પ્રકટ્યા તે સદ્‌ગુરુશ્રીનો જન્મોત્સવ કહેવાય છે ૯

## जन्मोत्सववर्णनम् ।

सुमंगले दैशिकजन्मकाले सुरांगना भूमितलं प्रयाताः ।
इंद्रादिदेवाः सह सिद्धनाथैश्चक्रुः प्रयत्नेन च पुष्पवृष्टिम् ॥ १० ॥

## જન્મોત્સવવર્ણન

શ્રીસદ્‌ગુરુના સુમંગલ જન્મસમયે દેવતાઓની સ્ત્રીઓ મંગલ ગીતો ગાવામાટે પૃથ્વીઉપર આવી, ઇંદ્રાદિક દેવો પણ આવ્યા, અને તે સર્વેએ, નવનાથ તથા સિદ્ધોએ પ્રયત્નવડે—આદરપૂર્વક—દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી ૧૦

स्मृत्याख्यदेव्यो ननृतुः महर्षिवा, जगुश्च गीतं सह वेदवंदिभिः ।
चक्रुः स्तुतिं शास्त्रपुराणसाधवः स्तोत्रैः सुपद्यैर्मुनयो महर्षयः ॥ ११ ॥

અત્યંત હર્ષ પામેલી સ્મૃતિઓરૂપી અપ્સરાઓ વેદરૂપી બંદીજનોની સાથે નાચવા તથા ગાવા લાગી; અને શાસ્ત્રો તથા પુરાણોરૂપી સંતો, તેમજ મુનિઓ અને મહર્ષિઓ સારાં પદ્યવાળાં સ્તોત્રોવડે સ્તુતિ કરવા લાગ્યા ૧૧

### फलश्रुतिः ।

कृतं प्रसादान्नवनाथजाद्यच्छ्रीनाथशर्मस्तवनं वरेण्यम् ।
इदं सुभक्त्या जनिमंगलाख्यं, श्रुत्वा पठित्वा पदमेति पुण्यम् ॥ १२ ॥

इति श्रीजीर्णदुर्गनिवासिना मूलशंकरव्यासेन कृतं श्रीनाथजन्ममंगलस्तोत्रं समाप्तम् ॥

### ફળનું શ્રવણ

નવનાથોથી પ્રાપ્ત થયેલા પ્રસાદવડે શ્રીમન્નાથગુરુનું જે આ જન્મમંગલ નામનું શ્રેષ્ઠ સ્તોત્ર સદ્‌ભક્તિથી રચ્યું છે તેનું શ્રવણ તથા પાઠ કરવાથી શ્રદ્ધાળુ મનુષ્ય પવિત્ર મોક્ષપદને પામે છે.

એ પ્રમાણે શ્રીજૂનાગઢનિવાસી વ્યાસ મૂળશંકરકૃત શ્રીનાથજન્મમંગલ એ નામનુ સ્તોત્ર પૂર્ણ થયું.

———[*]———

## અવતારી જીવન

[ લેખકઃ—કવિશ્રી અંબાશંકર લાલજી ઠાકર-સાતોદડવાળા ]

(૧)

"મેં દીક્ષા લીધા પછી પૂ. કૃપાનાથનાં પૂજ્ય માતુશ્રી હયાત છે એમ જાણતાં મને ઇચ્છા થઈ કે જે માતાજીના ઉદરથી આવા ઈશ્વરી અંશાવતારે જન્મ લીધો છે તે માતાજીનાં દર્શન તો અવશ્ય કરવાંજ જોઈએ, એટલે મેં તપાસ કરાવી ત્યારે મને પત્તો મળ્યો કે કૃપાનાથના નાનેરાભાઈ શ્રી. જટાશંકરજી પોરબંદરસ્ટેટના નવીબંદર મહાલના ગામ કઠછમાં ટપ્પેદાર છે ત્યાં તેમની સાથે પૂજ્ય માતુશ્રી રહે છે એ ઉપરથી ફરતો ફરતો હું કઠછ ગામે ગયો. ત્યાં કઠછના પાદરમાં એક બ્રહ્મચારીની જગ્યા હતી તે બ્રહ્મચારી ચંડીના ઉપાસક હતા. હું ત્યાં ઊતર્યો બ્રહ્મચારીજી એક વખત દાળબાટી કરીને જમતા હતા બાકીનો વખત ભજનમાં ગાળતા રાતે તો આખી રાત જાગતા ઘીનો અખંડ દીવો કરી ચંડીની

ઉપાસના કરતા. મેં પણ રસોઈ કરી જમવાનું ત્યાં રાખ્યું હતું: કારણ, મારો ઉતારો મેં ત્યાંજ રાખ્યો હતો."

"મેં ટપ્પેદાર શ્રી. જટાશંકરભાઈનું ઘર પૂછ્યું. ત્યાં જઈને માતુશ્રીનાં દર્શન કર્યાં: વૃદ્ધાવસ્થાને લીધે તેઓ એક ખાટલામાં સૂતાં રહેતાં. મેં પૂ. કૃપાનાથપાસેથી ગુરુદીક્ષા લીધાની વાત કરી: પોતે કુદરતી સ્નેહને લીધે પુત્રવત્સલતાથી મને પૂછ્યું કે:—"દીકરા! મારો નથુ શું કરે છે? શરીર કેવું છે? શું બોધ આપે છે?" આવા ભાવલીના હૃદયના ઉમળકાના શબ્દો બોલતાં બોલતાં માતુશ્રીનું હૃદય ભરાઈ જતું હતું. આંખોમાં આંસુ આવી જતાં હતાં. હું તેમને સંતોષ મળે તેવી વાતો કરી સમજાવતો કે માતાજી! તમારા દીકરા તો જગતના પ્રભુ થયા છે. તમારું ઉદર શોભાવ્યું છે. તમે તો પૂર્ણભાગ્યશાળી છો કે આવા પુત્રરત્નને જન્મ આપી દુનિયાને ઋણી બનાવી છે. દુનિયા તમારા ઋણમાંથી છૂટે તેમ નથી. તમે અમારા પ્રભુનાં લાલનપાલન કરી લાવ લીધો છે. એમ કહી મેં એક પદ બનાવી માતાજી પાસે ગાયું તે નીચે પ્રમાણે:—"

રાગદેશ

"જાણો સંત સલોણા, જગત્ વિષે અવતાર છે રે,
જન્મ્યા અન્ય જગતમાં, માત ઉદરનો ભાર છે રે. ટેક.
જગપાવન કરવા અવતરિયા, પરમારથ પંથે પરવરિયા,
અખૂટ દિલમાં, દયાતણો ભંડાર છે રે. જાણો૦ ૧
જનની જન્મ ભલે તેં દીધો, દોરડી તાણી હિંચોળો કીધો;
લ્હાવ લાખેણો લીધો, સફળ અવતાર છે રે. જાણો૦ ૨
ભલે માત તેં પુત્ર રમાડ્યો, જેણે જગતનો મોહ મટાડ્યો;
દુઃખી દિવસ જગતણો નસાડ્યો, ધન્ય અવતાર છે રે. જાણો૦ ૩
અંબાશંકર અખિલ ભવનમાં, છાપ લગાવી જન તન મનમાં;
વિચરે સ્થળ સ્થળ કરતા, પર ઉપકાર છે રે. જાણો૦ ૪

"હું કચ્છમાં આશરે અઠવાડિયું રોકાયો હતો. બ્રહ્મચારીજીની જગ્યામાં રસોઇ કરી જમીને બાકીનો વખત માતુશ્રીપાસે કાઢતો. પગચંપી કરતો, વાતો કરતો, પદ બોલતો વગેરે."

"એક વખત માતુશ્રીએ મને વાત કરી કે દીકરા! મારા નથુનું મનજ દુનિયામાં ચોંટ્યું નહિ. અમે પરાણે પરાણે રાખ્યા હતા. અમે જાણ્યું સરસગપણ કરશું, વરાવશું પરણાવશું એટલે બેસી જાશે, પણ એણે તો એમાં ચિત્તજ વળગાડ્યું નહિ. વારંવાર ભાગી જવાની રજા લે, હું રજા ન આપું, પણ એક દિવસ છેતરીને રજા લીધી. મેં જાણ્યું હવે ચિત્ત હેઠું બેઠું છે તેથી ભાગવાનું નામ લેતો નથી. જવું હતું ત્યારે મારીપાસે ટાળાં કરે, હેત દેખાડે, એમ ધીરેધીરે મને વિશ્વાસમાં લીધી. એક વખત નાહી ધોઇ ટીલાં ટપકાં કરી પાણીનો લોટો હાથમાં લઈ હસતા હસતા ને ટાળાં કરતાં કરતાં પૂછ્યું કે બા! હું મહાદેવજીને પ્રસન્ન કરી આવું? મેં જાણ્યું કે શંકરની પૂજા કરવા જતો હશે, એટલે મેં હા પાડી કે જા બેટા! શંકરને પ્રસન્ન કરીને વહેલો આવજે, અને હવે ડાહ્યો થજે. આમ ડાહ્યો થતો હો તો કેવું સારું લાગે! પોતે કહ્યું: કે ઠીક બા! હવે ડાહ્યો થઇશ. એમ હસતે મોઢે પૂજા કરવા

ગયો, તે આજની ઘડી ને કાલનો દી. મને શી ખબર કે દીકરો મને છેતરીને આમ ભૂલ ખવડાવશે, એમ કહીને રડી પડ્યાં !!"

મેં માતાજીને કહ્યું કે માતાજી ! તમે તો જગતના તારણહારને જન્મ આપ્યો છે કે જેણે મહેશ્વરનું પૂજન કરી, મોટું ડહાપણ મેળવી, જગતનો ઉદ્ધાર કર્યો છે શ્રીઆદ્ય-શંકરાચાર્યજીએ પણ એવી રીતે દુનિયાના ફંદામાંથી છૂટવામાટે માતાજી પાસેથી રજા લીધી હતી. માયારૂપી મગરના મોઢામાં પગ નાંખી માતાજી પાસે પ્રતિજ્ઞા લેવરાવી હતી કે મારો દીકરો મગરના મોઢામાંથી બચીને સાજોનરવો નીકળે તો હું તેને સંન્યાસ લેવરાવું "જીવતા જોગી ચે ભલા" એવી રીતે માયારૂપી મગરને વિદારી, મોકળા થઈને માતુશ્રીપાસેથી રજા મેળવી તેઓ સંન્યાસી બન્યા હતા આમ આપને પણ થયુ, ને માયારૂપી જગતજંજાળને તોડવા મહાદેવજીને પ્રસન્ન કરવા આપના પાસેથી રજા લીધી, અને આપના આશીર્વાદથી મહા ડાહ્યા થયા, કે જેણે જગતને લાવ લેવરાવ્યા, અને આપની એકોતેર પેઢી તારી ! આપનો આશીર્વાદ ફળ્યો છે"

( ૨ )

સંવત્ ૧૯૬૫મા ગુરુમહારાજશ્રીનું ચાતુર્માસ્ય ભાવનગરમાં થયું હતું પ્રસિદ્ધ યશોનાથ મંદિરમાં કૃપાનાથનાં વ્યાખ્યાન ચાલતાં હતાં જે સમયની વાત થાય છે, તે સમયે વૃષ્ટિ મુસળધાર થતી હતી કથાનો સમય ભરાઈ ગયો હતો, પણ વરસાદ ધાર ખેંચતો ન હતો, અને કોઈ કથા સાંભળવા આવી શકે તેવો સંભવ ન હતો, છતાં કૃપાનાથે કહ્યું કે "શ્રોતાઓ આવે કે ન આવે, પણ આપણે તો નીમેલે સમયે જવુંજ જોઈએ" તેઓશ્રી દરબારી ગાડી આવી હતી તેમાં તુરતજ પધાર્યા, ને અમે-શ્રી હરગોવિંદભાઈ વગેરે કેટલાક બંધુઓ પણ પહોંચ્યા, અને ખબર પડતાં ૫૦-૭૫ મનુષ્યો જેમ તેમ કરીને આવી પહોંચ્યાં; અને નિત્યની પેઠે સમયસર વ્યાખ્યાન થયું. સમયપાલકતાની બાબતમાં તો મેં બહુધા સં ૧૯૬૮ કે ૬૯ની સાલમાં રાજકોટમાં એક યુરોપિયનના ગુજરાતી ભાષણમાં સાંભળ્યું હતું કે "ટાઈમની કિંમત હિંદુસ્તાનમાં બે જ જાણે છે રાજકર્તાતરીકે ગોંડલના ઠાકોર સાહેબ, અને ધર્મગુરુ-તરીકે મહારાજશ્રી નથુરામશર્મા." આ શબ્દો ગુજરાતીમાં ધીરે ધીરે બોલ્યા હતા. તે મેં સાંભળ્યા હતા"

(૩)

## શ્રીસદ્ગુરુનાં સ્મરણ

રાગ પ્રભાત

સાંભરે એવા ગુરુ.
જેનાં નયનમાં અમૃત તરે, જેનાં વચનમાં અમૃત ઝરે;
વદનસ્મિતનું સહજ દર્શન, શિષ્યસંતાપો હરે. ટેક.

જેની શાંતિ શીતળતા દે, અન્યમાં શાંતિ ભરી;
ઉરતણા ઉદ્વેગ જેણે, લીધા નિજબલથી હરી. સાંભરે૦ ૧

કશા આડંબર વિના જે, મર્મને સમજાવતા;
કંઈ ન કરતા તે ઉપર પણ, જે કૃપા વર્ષાવતા. સાંભરે૦ ૨

ખિન્ન બની જ્યાં ગયેલાં તે, હસતાં પાછાં આવતાં;
ઢીલાં થઈ ને આવનારાં, ધીર બની પાછાં જતાં. સાંભરે૦ ૩

કશાની ઈચ્છા ન જેને, સ્પૃહા તો ન કશાની એ;
જે સદાય પ્રસન્ન જ્યાં નહિ, શોક ભય પા આની એ. સાંભરે૦ ૪

ઉચ્ચપદપર શિષ્ય જનને, અનાયાસે લાવતા;
હર નિમિત્તે સ્વજનને તે, સપ્રેમ લાડ લડાવતા. સાંભરે૦ ૫

મોં વિલાતું જોઈને કહે, શું થયું એમ પૂછતા;
જુએ હૈયું ભરાતું, તો, હૃદયથી આલિંગતા. સાંભરે૦ ૬

મૃદુલ હસવું મૃદુલ કસવું, મૃદુલ રસભર્યું બોલવું;
મૃદુલ દોષ ઉપેક્ષવું જોતું, મંદ મધુરું ડોલવું. સાંભરે૦ ૭

હસાવે કદી ખિલાવે કદી, બાલવત્ ચેષ્ટા કરે;
ભૂલીએ કદી અમે તોપણ, અમને નિમિત્તો લઈ સ્મરે. સાંભરે૦ ૮

એક સ્વપ્નજ થઈ ગયું ને, સ્મૃતિ શેષજ થઇ રહ્યું;
હરિ હરિ સમજાતું નથી જે, ક્યાંથી આવ્યું ક્યાં ગયું. સાંભરે૦ ૯

જાય આયુષ્ય તોય જેતું, કથાય માહાત્મ્ય ના પૂરું;
જીવનના પણ જીવન એવા, સાંભરે શું ના ગુરુ? સાંભરે૦ ૧૦

## જૂનાં સંસ્મરણો

[લેખક-કવિ કાનજી ધર્મસિંહ-રાજકોટ]

પૂજ્યપાદ કૃપાનાથકૃત "પરમપદબોધિની"ની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરનાર હું હતો. એ પવિત્ર પુસ્તકમાં મેં "સંતજીવન" એ મથાળાનીચે પ્રભુશ્રીનું સંક્ષિપ્ત જીવન લખીને મૂક્યું હતું. દીર્ઘસમયસુધી કૃપાનાથના સહવાસમાં આવ્યા પછી ગુરુભાવ ઉપજતાં મેં તથા મારાં પત્નીએ પોરબંદરમાં કૃપાનાથની દીક્ષા લીધેલી. પૂજ્યપાદશ્રીના સ્વરૂપાવસ્થાન પછી એકવાર બહુધા હું રાજકોટથી શ્રીબીલખા-આનંદાશ્રમમાં આવેલો.

આશરે ચાલીશપચાશ વર્ષના દીર્ઘસમયસુધીના પરિચયમાં મેં કોઈપણ દિવસ એઓશ્રીને કોઈની પણ નિંદા કરતા, અથવા કોઇઉપર ક્રોધ કરતા જોયા નથી; પરંતુ એઓશ્રીની રૂકીલી, વિચારશીલ, વ્યવહારકુશળ, નિર્લોભી અને ઉદાર પ્રકૃતિ જોઈ મનમાં ને મનમાં તેઓશ્રીની પ્રશંસા કર્યા કરું છું, ને મિત્રોને ઉદાહરણ આપું છું; ખરેખર! તેઓ પ્રાતસ્મરણીય ને પ્રાજ્ઞ પુરુષ હતા.

બહુજ જૂની વાત છે. મુંબઈમાં પ્રસિદ્ધ થતા "સત્યવક્તા" નામના વર્તમાનપત્રમાં નર્મદસ્મારકમાટે ફંડ ઉઘાડેલું, તે વેળા પૈસાસંબંધી સ્થિતિ નહિ છતાં, એક નાની રકમ મારી માર્ફત પ્રેમપૂર્વક મોકલેલી.

"કંઠે રુદ્રાક્ષ, વિશાળ ભાલપર ભસ્મ ત્રિપુંડ્ર, દૃષ્ટિ નીચે રાખી ચાલવું." "કોઇને

ખાનગી બાબત પૂછવી નહિ. અયોગ્ય બોલનાર સાથે મૌન, ઉદાસીનતા."

બાળવયથી આપશ્રી સુદૃઢ સનાતની છતાં નવી કેળવણી, સ્ત્રીસુધારણા, સંસાર-સુધારા સમાજપ્રત્યે સમભાવ રાખતા.

તેઓશ્રીનાં કહેલાં મધુર કથન યાદ આવે છે:—

"નારાયણ દે બાતકું, દીજે સદા બિસાર;
કરી બૂરાઈ ઔરકી, આપ કિયા ઉપકાર."

"માન મહાતમ પ્રેમરસ, ગરવાતણ ગુણગેહ;
એ સઘળાં એળે ગયાં, જો કહ્યું કુછ દેહ." (દે)

"માગે તેને ત્યાગે, ને ત્યાગે તેની આગે."

"સ્વપ્નાના લાખ રૂપીઆ કરતાં જાગ્રતનો દોકડો સારો."

મુંબઈમાં ગામદેવી ખાતે ગોકુળદાસ દેવજી ગંગાધરની વાડીમાં પૂજ્ય મહાત્માશ્રીનો મુકામ હતો, ત્યારે કાશીવાળાં માજી મહાશયા શ્રીમતી હરિકુંવરબાઈ યોગિની, પંચોલી રત્નશંકર અલીગઢવાળા, તથા પોરબંદરના શ્રી. ગોવિંદજીભાઈ, તેમજ શ્રી. કીભાઈ, શ્રી. આણંદજીભાઈ વગેરે મંડળીસાથે હતી. ટ્રીચીસ્ટુઅર્ટ કુંપનીના સેલ્સમેન શ્રી. બહેરામજી દીનશાજી વગેરે દર્શને આવતા, ને શિષ્યભાવ દર્શાવતા; કારણકે પરમપદબોધિની, સ્વરોદય, વગેરે ગ્રંથોના તે અભ્યાસી હતા.

મુંબઈમાં વસતા પ્રસિદ્ધ ભક્ત જાદવજી મહારાજે ઝવેરબાગમાં સીમંઠળ સ્થાપતાં પૂ. મહાત્માશ્રીને વ્યાખ્યાનમાટે પધરાવ્યા હતા. ત્યાં "ગુરુ નથુરામ પધાર્યા" એ ગીત ગવાયું હતું. સભામાં હજારોની સંખ્યા હતી. મારે ત્યાં તારદેવ જ્યુબિલીબાગમાં મહાત્માશ્રીની પધરામણી થઈ તે વેળા સુરતનિવાસી રાવસાહેબ ગણપતરામભાઈ વગેરે પ્રતિષ્ઠિત વિદ્વાન્ ગૃહસ્થો, તેમજ શ્રીમંત બહેનો અને પ્રતિષ્ઠિત સજ્જનો આવેલા હતા. તેમાં વેદાંતદર્શન વંચાયું હતું.

ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટુલાલજી પણ ગુરુદેવની પ્રશંસા કરતા.

મોહમયીમાં-મુંબઈમાં શ્રીબાબુલનાથનું શિવાલય ભવ્ય ને સર્વોત્કૃષ્ટ છે. તેનાં દર્શને જતાં મહાત્માશ્રીએ મને પ્રથમ દર્શક-ભોમિયા તરીકે સાથે લીધો. ત્યાં ફળફળાદિ ઉપહાર ધરતાં જે મંત્રોચ્ચારથી ભવ્ય ભદ્રામુદ્રાયુક્તપણે તેઓશ્રીએ શિવદર્શન કર્યાં; તે મને આજે ૪૦ વર્ષે પણ યાદ આવે છે. એથી જાણે શંકર પ્રસન્ન થયા હોય એમ લાગ્યું, ને મેં મોટી શિવભજનાવલિ "બાબુલનાથ દિગ્વિજય" નામે તૈયાર કરી તે તેઓશ્રીને અર્પણ કરવા મને મનમાં પ્રેરણા થઈ.



# મહાપ્રતાપ અને સમદૃષ્ટિ

[લેખક—શ્રી રેવાશંકર બાલકૃષ્ણ ત્રવાડી-ગોધરા.]

૧ ગુરુશ્રીનો મહાપ્રતાપ—સંવત્ ૧૯૬૫માં પૂજ્યપાદ પ્રભુશ્રી આ સેવકને ત્યાં ગોધરે પધારેલા ત્યારે મીયાંગામના ઠાકોર શ્રી. રણમલસિંહજી તેઓશ્રીનાં દર્શને આવેલા હતા એ સમયે તેમણે મને વાત કરેલી કે પ્રભુશ્રીની દીક્ષા પહેલાં હું અફીણ ખાતો હતો. દીક્ષા લીધા પછી પ્રભુશ્રીએ મને આજ્ઞા કરી કે "અફીણ છોડી દેવું" તેથી મેં અફીણ ખાવું બંધ કર્યું, અને અફીણની ચાંદીની ડાબલી હતી તે અફીણ સાથે ચૂલામાં નાંખી દીધી. પણ ત્યારબાદ કોઈ દિવસ બગાસું આવ્યાનું કે હાથપગ તર્યાનું મને સ્મરણ નથી આ પ્રતાપ કૃપાનાથનો છે

૨ પ્રભુશ્રીની સમદૃષ્ટિ—તેઓશ્રીની સેવામાં ભિન્ન ભિન્ન સમયે ઘણાં માણસો દર્શન-સત્સંગમાટે આવતા. આવનાર શિષ્ય મંડળનો હોય કે ન હોય પરંતુ તેઓશ્રી મૌની સાથે એક બે મિનિટ પણ પ્રશ્ન પૂછીને ઉપદેશની વાત કરે કોઈને એમ ન થાય કે મારી સાથે બોલ્યા નહિ સૌને એમ લાગે કે મારા પર તેઓશ્રીની કૃપા છે

---

# અલૌકિકતા

[લેખક—શ્રી પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ]

"ઘણું કરીને સંવત્ ૧૯૭૮ના આષાઢ સુદિ ૧૪ની વાત છે ગુરુપૂર્ણિમા ઉપર જૂનાગઢથી બીલખા-આનંદાશ્રમમાં આવવા મેં પત્ર લખ્યું હતું, તેમાં લખ્યું હતું કે,—અહીંથી જમીને બે વાગે નીકળી સાંજે ત્યાં આવવા ઇચ્છા છે રાત્રે ત્યાં જમીશ નહિ"

"જૂનાગઢથી રવાના થઈ બરાબર સાંજના ૭ વાગે અમો પ્રભુ સેવામાં પહોંચ્યા દર્શન થયાં પ્રભુશ્રીએ કહ્યું કે—"તમે તો જમીને આવ્યા હશો, એટલે તમને તો જમવાનું પૂછવા જેવુંજ નથી"

"રાત્રે આઠ વાગે તો મને ક્ષુધા એવી કકડીને લાગી કે જમ્યાવિના નહિજ ચાલે એમ લાગ્યુ, અને સૌ સાથે જમવા પણ બેસી ગયો, ને સારી રીતે ભોજન કર્યું."

"રાત્રે કૃપાનાથશ્રીએ પૂછ્યું કે "તમને તો ભૂખ નહિં લાગી હોય?" મેં ધીમે સ્વરે કહ્યુ કે। "કૃપાનાથ। ભૂખ તો એવી લાગી કે જમ્યાવિના ચાલ્યુંજ નહિ. હું સૌ સાથે જમ્યો છુ કૃપાનાથે હસતાં હસતાં કહ્યું કે "હવે પછી એ પ્રમાણે લખવું નહિ અમુક કરવું કે ન કરવું એ તમારી ઇચ્છાનો વિષય નથી"

'સંવત્ ૧૯૭૩ આષાઢ સુદિ ૭નો દિવસ હતો કૃપાનાથશ્રીએ પ્રવાસમાંથી બીલખા-પાછા ફરતાં જૂનાગઢમાં એક અઠવાડિયું સ્થિતિ કરી હતી સાતમનો દિવસ બીલખા પધારવામાટે મુકરર થયો હતો બપોરના બેની ગાડીમાં પધારવાનું હતું સવારથી અસાધારણ વરસાદ શરુ થયો બપોરના દોઢસુધી સખત વરસાદ પડતો હતો"

"કૃપાનાથે પૂછ્યું કે ગાડીવાળાને બરાબર સમય અપાયો છે કે? મેં કહ્યુ: જી હા,

પરંતુ વરસાદ અસાધારણ છે, માટે આજે અહીંજ સ્થિતિ રહે ને આવતી કાલે પધારવાનું થાય તો ઠીક, એમ સૌ ઈચ્છે છે"

"કૃપાનાથે હસતાં હસતાં કહ્યું કે—"સાધારણ માણસો લૌકિક પદાર્થોને વશ વર્તે છે યોગીઓ તેમને પોતાને વશ વર્તાવી શકે છે"

"બરાબર પોણા બે વાગે ધોધમાર વરસાદમાં જૂનાગઢ સ્ટેટની બે ઘોડાની ગાડી ને શીગરામ આવી પહોંચ્યાં કૃપાનાથ તૈયારી કરી ઊભા થયા કે વરસાદ તુરત બંધ થઈ ગયો! મેં હાથ જોડી વંદન કરી દંડવત્ પ્રણામ કર્યા કૃપાનાથે મંદહાસ્યપૂર્વક કહ્યું કે—તમારી ચિંતા હવે મટી ગઈ નાં?"

સંવત્ ૧૯૭૪માં મારાં પત્નીને સગર્ભાવસ્થામાં શીતળા નીકળ્યાં હતાં શરીરની સ્થિતિ ભયંકર હતી શરીર છૂટી જશે એટલી હદે બિમારી પહોંચેલી હું મુંઝાયો, ને મેં પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં સાહાય્યની યાચના કરતું નીચેનું વિનતિપત્ર લખ્યું—

"જૂનાગઢ પોષ વદિ ૧૦/૭૪ બુધવાર."

"પૂજ્યચરણ શ્રીમદ્ગુરુ પરમાત્માના ચરણસરોજે સવિનય સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સ્વીકારશોજી. પ્રભુકૃપાથી કુશળ છું."

"દીનભાવે યાચના છે કે મારા ઘરમાં ભયંકર બિમારી છે આઠ માસનો ગર્ભ છે, અને તેમાં અસાધારણ શીતળા નીકળ્યાં છે છેલ્લા બે દિવસથી સ્થિતિ ભયંકર છે. તદ્દન બેશુદ્ધ સ્થિતિ છે. સંબંધીઓ બે દિવસથી ભગડને બેસી રહે છે. શું થશે તે પ્રભુ આપજ જાણો. મારું નાવ અત્યારે તો સમુદ્રમાં ગોથાં ખાય છે આપ સમર્થ નાવિક છો. તેને ડૂબાવવું કે પાર ઉતારવું એ આપશ્રીના હાથમાં છે જેમ ઘટે તેમ કરો."

"લિ આપનો બાળ પોપટલાલ."

આ પત્ર પૂજ્યપાદશ્રીની સેવામાં ટપાલ રસ્તે પહોંચતાં અગાઉ તો તેઓ દયાળુશ્રીએ અંતર્યામિસ્વરૂપે મારી પ્રાર્થના સાંભળી લીધી, ને મને અદ્ભુતરીતે સાહાય્ય આપ્યું!!!

"આ પત્ર લખ્યું ત્યારે સ્થિતિ ભયંકર હતી, અને હવે હમણાં શરીર છૂટી જશે એમ ધારી સૌ સંબંધીઓ ગભરાઇને બેસી રહ્યાં હતાં, પરંતુ આ સ્થિતિ છેક રાત્રિના આઠસુધી ચાલી રાત્રિના આઠ વાગે એકાએક ફેરફાર થયો બે મિનિટમાં કાંઈ પણ વેદના-વગર પ્રસવ થઈ ગયો. શરીરમાં એકાએક તેજ દેખાતું હોય તેમ સ્ફૂર્તિ આવી ગઈ. શીતળાના દાણા તો જાણે સૂકાવાજ માંડ્યા, અને બે કલાકમાં તો જાણે નવું જીવન આવ્યુ હોય તેમ જણાયું વ્યાધિમાત્ર શમી ગયો સૌને અત્યંત હર્ષ થયો રાત્રિ તદ્દન શાંતિમાં ગઈ. સવાર થતાં તો ચાલવાની શક્તિ આવી ગઈ, અને મને ખાત્રી થઈ કે પૂજ્યપાદ કૃપાનાથશ્રીએ પોતાની યૌગિક શક્તિથી સર્વવ્યાધિ દૂર કરી નવું જીવન આપ્યું છે હું મનમાં તેઓશ્રીની સ્તુતિ કરવા મંડ્યો"

"પૂજ્યપાદ કૃપાનાથે મને ઉપર પ્રમાણે સાહાય્ય કર્યું એ માત્ર શ્રદ્ધાથીજ હું માની લઉં છું એમ નથી; પણ પોતાશ્રીએ મારી વિનતિ પ્રત્યક્ષ સાંભળીને સાહાય્ય કર્યું તેના પ્રમાણરૂપે તેઓશ્રીના તરફથી મને કૃપાપત્ર મળ્યું હતું તે આ નીચે આપું છું—

"બીલખા. પોષ વદિ ૧૦/૭૪"

"શ્રીયુત પોપટલાલજી,

કૃપાનાથના આશીર્વાદ તમારું ભક્તિયુક્ત પત્ર મળ્યું. તમારાં પત્નીની પ્રકૃતિ હવે તદ્દન સ્વસ્થ હશે. તમારે ઉપવીત ધારણ કરવાનું મુહૂર્ત માઘ સુદિ ૫નું છે. તમે સુદિ ૨ સુધીમાં બીલખા પહોંચી જશો. સર્વ સાધકોને કૃપાનાથના શુભાશીર્વાદ જણાવશો.

લિ આજ્ઞાથી

ત્રિભુવન વિઠ્ઠલજી દવેના જયસદ્‌ગુરુ"

# યોગેશ્વર

[ લેખકઃ- શ્રી. ખેરાજ આણંદજી ઠક્કર-જૂનાગઢ ]

એક વર્ષ પૂજ્યપાદ મહાત્માશ્રીની જૂનાગઢમાં નામદાર નવાબ સાહેબના ખાનગી-કારભારી શ્રીમાન્ અમરજીભાઈને ત્યાં બે માસમાટે સ્થિતિ હતી, તે વેળા એકવાર,—

જૈનધર્મના સુપ્રસિદ્ધ વિદ્વાન્ ઉપદેશક પંડિત લાલન પૂજ્યપાદશ્રીપાસે આવ્યા. નમન કરી તેમણે પૂજ્યપાદશ્રીને વિનતિ કરી કે એક અમેરિકન મેડમ આવેલ છે તેમને યોગ શિખવાની ઇચ્છા છે. આપરચિત "યોગકૌસ્તુભ" નામનું પુસ્તક કોઈદ્વારા મળતાં, તે તેમણે સાંભળ્યા પછી આપશ્રીનાં દર્શનની ને યોગવિદ્યા જાણવાની તેમને તીવ્ર ઇચ્છા થઈ છે. તેઓ મુસાફરી બંગલે ઊતરેલાં છે. આપશ્રી આજ્ઞા આપો તે સમયે તેમને તેડી લાવું.

પૂજ્યપાદશ્રીએ ભોજનોત્તર દોઢ વાગે તેમને તેડી લાવજોએવી આજ્ઞા આપી. બીજે દિવસે પંડિત લાલન મેડમને લઈને આજ્ઞાનુસાર યથાસમયે આવ્યા. પંડિતે તથા મેડમે પૂજ્યપાદશ્રીને નમન કર્યું. મેડમે ભેટ ધરી. પૂજ્યપાદશ્રી પાટઉપર બિરાજ્યા હતા. મેડમને ખુરશી આપવામાં આવી હતી, ને પંડિત નીચે આસનપર બેઠા હતા.

પછી યોગસંબંધી વાતચિતનો પ્રસંગ ચાલ્યો. પૂજ્યપાદશ્રીએ યોગનાં આઠ અંગોસબંધી સવિસ્તાર વિવેચન કરી સમજાવ્યું ને કહ્યું કે આ યોગવિદ્યા શિખવી હોય તો પ્રથમ યમ ને નિયમ આ બે અંગોની સારી તૈયારી જોઇએ, ત્યારપછી આવશ્યક આસન ને ત્રણ બંધપૂર્વક પ્રાણાયામ કરવા જોઈએ, એમ થાય તો યોગના અભ્યાસમાં આગળ વધી શકાય. અભ્યાસ ચાલતો હોય ત્યારે એકાંતસેવન, મિતાહાર ને યોગશાસ્ત્રનું વાચન એનું સાહાય્ય હોવું જોઈએ.

ઉપરની વાત પંડિત લાલને ઇંગ્રેજીમાં મેડમને સમજાવી, તો મેડમ કહે મને શિખવોઃ કહો તેમ કરવા તૈયાર છું.

આ સાંભળી પૂ. મહાત્માશ્રીએ જણાવ્યું કે યોગક્રિયા જમ્યા પહેલાં થઈ શકે; માટે અહીં સવારે હથી ૧૦ મુમુક્ષુઓ વિચાર સાગરનો અભ્યાસ કરવા આવે છે તો સવારે દશે મેડમને તેડીને આવો એટલે તેમને બતાવવાનુ બતાવી શકાય.

બીજે દહાડે બંને સમયસર આવ્યાં, ને અગાઉના દિવસની પેઠે મેડમે તથા પંડિત લાલને બેઠક લીધી.

ક્રિયા બતાવવાની વાત ચાલતાં કૃપાનાથે કહ્યું કે આસનપ્રાણાયામની ક્રિયા ખુરશીપર બેસીને થાય નહિ.

પંડિત લાલને કહ્યું કે ગેઠમને નીચે બેસવાની જરાપણ ટેવ નથી.

પૂ. મહાત્માશ્રીએ કહ્યું: ત્યારે બનવાનું નથી. પછી ગેઠમને એક પાટલો નાંખી આપ્યો, પણ પગ વળે નહિ, (એટલે પદ્માસન તો ન થયું) છેવટે મુશ્કેલીથી સિદ્ધાસન ને સ્વસ્તિકાસન થયાં. મૂલબંધ, ઉડ્ડીયાનબંધ ને જાલંધરબંધ તેમને સમજાવવામાં આવ્યાં, ને પૂરક, કુંભક ને રેચકના પ્રકાર પણ તેમને શિખવ્યા. રેચકમાં પવન ધીરેધીરે મૂકવાનું ખાસ કરી કહેવામાં આવ્યું. આસનનો સમય ક્રમે કરીને વધારવાનું કહ્યું, ને આસન વધારે સમય રહેવાથી ફાયદા થાય છે, એમ જણાવ્યું. ત્રાટકની ક્રિયા પણ તેમને બતાવી હતી. કૃપાનાથ ઈંગ્રેજી જાણતા હોવાથી કેટલીક ઈંગ્રેજીમાં ને પંડિત લાલનસાથે હોવાથી કેટલીક ગુજરાતીમાં પણ, એમ મિશ્રવાતો થતી. પંદરેક દિવસ સુધી આવીને એ પ્રમાણે ગેઠમ શિખ્યાં હતાં. છેવટ મિતાહાર, એકાંતસેવન ને ધર્મશાસ્ત્રોનું વાચન રાખવાની કૃપાનાથે ભલામણ કરી હતી, તેમજ ભગવદ્ગીતાનો છઠ્ઠો અધ્યાય તથા સોળમો અધ્યાય વાંચવા અથવા સાંભળવાનું જણાવ્યું હતું.

પંડિત લાલને કહ્યું કે ઈંગ્રેજીમાં ગીતાનું ભાષાંતર છે તેમાંથી તે બંને અધ્યાય વાંચશે.

પંડિત લાલન જૈનધર્મનાં પુસ્તકો સાથે લાવતા. તેમાંથી કાંઈ વંચાતું; ને તેપર પંડિત લાલનસાથે કૃપાનાથ વાતો કરતા, અને તે વાતોમાં :—

એક દેશી ને સર્વદેશી અહિંસા સાધનારને આ હઠયોગ વેળાસર સિદ્ધ થાય છે આ ભાર મૂકીને કૃપાનાથે જણાવ્યું હતું.



# આચાર્યપ્રવર

[લેખક:—શ્રી. ડા. પીરોજશાહ એરચશાહ હાથવાય-માહીમ-મુંબઈ ]

કાંદિવલિ: રવિવાર, ચૈત્ર સુદિ ૧૧ (બીજી), ૧૯૮૧

શેઠ અમરચંદ માધવજીના પુત્ર (શ્રી. અમૃતલાલભાઈ) અને શેઠ અમરચંદભાઈના ભાગિયા સવારની કથા સમાપ્ત થયાપછી પૂજ્યપાદશ્રીના સત્સંગનો લાભ લેવામાટે સમીપ બેઠા હતા, ત્યારે શ્રીમુખેથી એ શેઠોને ઉદ્દેશી નીચલાં કૃપાયુક્ત પરમોપકારક વચનો નીકળ્યાં હતાં:—

શ્રીમુખે:—સંધ્યાદિ નિત્યકર્મો ચાલતાં હશે? ઉ.—હા, જી.

શ્રી:— (સાથે આવેલ એક વૃદ્ધ ગૃહસ્થને) વૈશ્વદેવ કરતા હશો?

ઉ:— ના, જી.

શ્રી:—ન થતો હોય તો હવેથી કરવો, કાંઈ નહિ તો કાચા ચોખાનો પણ કરવો. ઘરમાં પાંચ પાપસ્થાનો છે, જેમાં સૂક્ષ્મ પ્રકારની હિંસા થવાનો સંભવ હોવાથી તે દોષની નિવૃત્તિ અર્થે વૈશ્વદેવ અવશ્ય નિત્ય થવો જોઈએ,

તે અંધશ્રદ્ધા. દૃષ્ટાંત તરીકે કોઈ એમ કહે કે આ ભિંતમાં જડેલા લોખંડના ખીલામાંથી દૂઝણી ગાયની પેઠે દૂધ નીકળે છે એ વચનમાં વિશ્વાસ રાખવો તે અંધશ્રદ્ધા છે, એ અંધશ્રદ્ધાથી ખીલા આગળ ઘાસચારો નાંખી તેની ચાકરી કરવાથી સહજ પણ દૂધ મળતું નથી કે, અન્ય કશું ફળ મળતું નથી, પણ ઊલટો અનર્થજ થાય છે.

પ્રશ્ન —પોતાના કલ્યાણ અર્થે કોઈ જિજ્ઞાસુ ગુરુની શોધમાં હોય તો અમુક મહાપુરુષને પોતાના ગુરુતરીકે સ્વીકારવા પહેલાં તે મહાપુરુષ ગુરુપદને યોગ્ય છે વા નહિ તેની ખાતરી કેમ કરી શકાય?

ઉત્તર —શાસ્ત્રો પ્રમાણે સમર્થ સદ્‌ગુરુ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ હોવા જોઇએ. સામાન્ય મનુષ્યો કોઇ મહાપુરુષ બ્રહ્મનિષ્ઠ છે કે નહિ તેનો નિશ્ચય કરવાને અસમર્થ છે, કારણ કે તેમનો તેમાં અધિકાર નથી. જે બાળક મૂળાક્ષરોનો અભ્યાસ કરતો હોય તે કોઈ એમ એ. થયા છે કે નહિ તેની કસોટી કરી શકે નહિ સત્શાસ્ત્રોનો જેમણે પૂર્ણ અભ્યાસ કર્યો હોય જેઓનાં સર્વ વચનો શાસ્ત્રાનુકૂલ જ હોય, પાંચ પાંચ કલાક જેટલો સમય વ્યાખ્યાન કરવાનું હોય છતાં જેમને તે વેળા કોઈ પુસ્તકનો આશ્રય લેવો ન પડે, ને તોપણ જેમનું એકપણ વચન કે વાત શાસ્ત્રસિદ્ધાંતથી વિરુદ્ધ ન હોય, જેઓના બધા આચારો શુદ્ધ ને પવિત્ર હોય, અને જેમની સર્વ પ્રવૃત્તિ શાસ્ત્રવિહિતજ પ્રતીત થાય તેઓ શ્રોત્રિય છે. જેમ એક ન્યાયાધીશ જે કાયદા ઘડવામાં આવ્યા હોય તે કાયદાને આધારે જ ન્યાય આપે છે તેમ શ્રોત્રિય પુરુષ શાસ્ત્રોના આધારેજ સુયુક્તિઓવડે જિજ્ઞાસુઓનાં અંતઃકરણની શંકાઓનું સમાધાન કરે છે. પોતાનું કલ્યાણ ઇચ્છનાર જિજ્ઞાસુઓએ એવા શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ મહાપુરુષને સદ્‌ગુરુતરીકે સ્વીકારી તેઓને શરણે જવું એમાં લાભ છે. નિરર્થક શંકાઓ અધોગતિના કારણભૂત છે, માટે જિજ્ઞાસુઓએ એવી શંકાથી દૂર રહી ચોક્કસ નિશ્ચય ઉપર આવવું. પ્રથમ પ્રથમ "હું શરીર નથી, પણ શરીર અને શરીરના ધર્મોથી ભિન્ન પ્રત્યગાત્મા છું" એમ સદ્‌ગુરુદ્વારા શ્રવણથી દૃઢનિશ્ચય કરવો. પછી આઘાત અને પ્રત્યાઘાતના નિયમો પ્રમાણે શુભકર્મોનું ફળ શુભજ છે, અને તે સુખ આપનારું છે, તથા અશુભ કર્મોનું ફળ અશુભ અને દુઃખને ઉપજાવનારું છે, એ નિશ્ચય ઉપર આવવું; તેમજ પોતાના શ્રેયને માટે સદા સત્શાસ્ત્રો ને સદ્‌ગુરુની આજ્ઞામાં રહી શુભકર્મો ને શુભપ્રવૃત્તિમાંજ પોતાનાં મન ને ઇંદ્રિયોને જોડતા રહેવું એમ કરવાથી કલ્યાણ થાય.

જેવા છે પાંદડું જેમ પોતે તરી શકે છે, અને કીડી મકોડા આદિ કોઈ કોઈને તારી શકે છે તેમ આવા પ્રકારના માત્ર બ્રહ્મનિષ્ઠ ગુરુ પોતે તરી શકે છે અને કોઈ કોઈકનેજ તારી શકે છે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ નૌકાજેવા છે તેઓ પોતે ભવસાગરને તરી પોતાનો આશ્રય ગ્રહણ કરનારાઓને પણ સુખપૂર્વક ભવસાગરમાંથી તારી, પરપારરૂપ બ્રહ્મસ્વરૂપને અભેદભાવે પમાડે છે.

પોતાના કલ્યાણાર્થે પરમાર્થમાં આગળ વધવામાં જો પ્રથમ પ્રકારના ગુરુ પ્રાપ્ત થયા હોય તો બીજા ગુરુ કરવામાં કશુ પાપ નથી માત્ર પોતાના પ્રથમના ગુરુને નિંદવા નહિં, તેમનુ માન જાળવવું, અને બની શકે તો કોઈ કોઈ વેળાએ તેમના કુશળ સમાચાર પણ પૂછવા

ઊંચી જાતનું કપડુ ખરીદવુ હોય તે કોઈ એક દુકાને ન મળે તો અન્ય દુકાને જઈ તે ખરીદવુ પડે, ને તેમ કરવામાં લાભ છે, પણ હાનિ નથી, તેજ પ્રમાણે પ્રથમ કરેલા ગુરુથી જે પોતાના શ્રેયરૂપ ઇચ્છિત વસ્તુ હોય તે ન પ્રાપ્ત થાય, ને અન્ય ગુરુદ્વારા તે પ્રાપ્ત થઈ શકતી હોય તો અન્ય ગુરુને શરણે જવામાજ લાભ છે. તેમાં કશો દોષ વા પાપ નથી

એ પ્રમાણે શ્રીમુખથી કરુણાવડે અપાયેલાં ઉત્તરોથી સંતોષ પામી પૂજ્યપાદશ્રીનો આભાર માની ડા. દાજી વિદાય થયા હતા



# પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા અને તેઓશ્રીનું ધાર્મિક સાહિત્યમાં સ્થાન

[ લેખક-શ્રી ભાઈશંકર ધનજી દવે-સિહોર ]

લગભગ પચાસ વર્ષપૂર્વની ધર્મપ્રવૃત્તિ અને ધર્મસાહિત્યતરફ નજર કરીએ. એ વેળા ગુજરાત કાઠિયાવાડમાં સાધુસંન્યાસીઓ-બ્રહ્મચારીઓ હિંદુસ્તાની ભાષામાં વેદાંતનું શ્રવણ કરાવતા, કે અન્ય ધાર્મિક બોધ આપતા યોગવાસિષ્ઠ, વિચારસાગર આદિ વેદાંતનાં પુસ્તકો પણ હિંદીમાંજ હતાં, અને વેદાંતજિજ્ઞાસુઓ તે શ્રવણ કરતા, વાંચતા, વિચારતા જો કે વેદાંતના સમર્થ ઉપદેશક પૂજ્ય સ્વામીજી શ્રીરામબાવાએ કાઠિયાવાડ કચ્છમાં વેદાંતના ઉપદેશની પ્રવૃત્તિ આ સમયે કરેલી હતી, અને તેઓશ્રીના સમયમાં અને તે પછી પણ તેમના ચાર મુખ્ય શિષ્યોએ મુંબઈ, વડોદરા, જામનગર અને કચ્છમાં એ સત્પ્રવૃત્તિ ચાલુ રાખેલી, પણ તેમના તરફથી ગુજરાતી ભાષામાં તે સમયે પંચીકરણ સિવાય વેદાંતનું બીજુ કોઈ પુસ્તક પ્રસિદ્ધ થયું જાણ્યું નથી

આ સમયે ભાવનગરના ધુરંધર મંત્રી શ્રીમાન્ ગગા ઓઝા અને જૂનાગઢના કાર્યકુશળ દીવાન સુજ્ઞ ગોકુલજી ઝાલા આદિને વેદાંતજ્ઞાનની અભિરુચિ પ્રકટેલી, અને તેથી તે મહાશયો વિદ્વાન્ સંન્યાસીઓને ને પરમહંસોને, પોતાને ત્યાં રાખી તેમની પાસેથી વેદાંત-શ્રવણનો લાભ લેતા, પણ તે બધું હિંદીમાંજ ભાવનગરમાં દેશાઈની ટેકરી અને શ્રીમાન્ ગગા ઓઝાની વાડી, સંન્યાસીઓના નિવાસસ્થાનતરીકે થઈ રહ્યાં હતાં પૂજ્ય સ્વામીજી ચિદ્ઘનાનંદજીએ ભાવનગરમાં રહી શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર બહુ મનનીય ટીકા લખી;

તેમજ તત્ત્વાનુસંધાન તથા આત્મપુરાણનાં અવતરણો તેઓશ્રીના તરફથી થયાં, પણ તે હિંદીમાંજ જો કે વસાવડના પૂર્વાશ્રમના નાગરગૃહસ્થ કવિ અને પશ્ચાત્ સ્વામીજી મનહર સ્વામીએ મનહરકાવ્યો ગુજરાતીમાં રચેલાં અને પૂજ્ય સ્વામી સચ્ચિદાનંદ સરસ્વતી (પૂર્વાશ્રમના શ્રીમાન્ ગગા ઓઝાએ) સ્વરૂપાનુસંધાન નામનો વેદાંતનો ઉત્તમ ગ્રંથ ગુજરાતી ભાષામાં બહાર પાડ્યો હતો. આ ગ્રંથમાં ઉપનિષદો, સ્મૃતિઓ, શ્રીગીતા, યોગવાસિષ્ઠ, પંચદશી અને શંકરાચાર્યના સ્વારાજ્યસિદ્ધિ આદિ ગ્રંથોને અનુસરી વેદાંતસિદ્ધાંતનું સ્પષ્ટરીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

આ સમયે મુંબઈમાં વેદધર્મસભાની સ્થાપના થઈ ચૂકી હતી. તેમના તરફથી "ભારતાર્થ પ્રકાશ" "આર્યધર્મપ્રકાશ" માસિકો પ્રગટ થવા માંડ્યાં હતાં. તે સભાના વિદ્વાન્ મંત્રી ભક્ત કવિવર્ય શ્રીમાન્ કેશવલાલ હરિરામના પ્રયત્નથી મણિરત્નમાલા, મોહમુદ્ગર, આદિ કેટલાંક પુસ્તકોનાં ગુજરાતી ભાષાંતરો તેમજ અન્ય પુસ્તકો, અને વેદનાં પણ ભાષાંતરો પ્રકટ થવા માંડ્યાં હતાં. તે ઉપરાંત ગુજરાતી સામાન્ય પ્રજામાં અને વિદ્વાનોમાં સર્વત્ર પ્રિય થઈ પડેલી "કેશવકૃતિ"ની કવિતાઓ એ સદ્ગત સાક્ષરશ્રીનો ગુજરાતી ભાષાના સાહિત્યમાં ઊંચો ફાળો છે.

એક તરફ આમ ધર્મપ્રવાહ વહેતો હતો. બીજી બાજુ પશ્ચિમના અનુકરણવાળા સુધારાનો પવન ફૂંકાતો હતો. એ પવનમાં કેટલાક વિદ્વાનો પણ ખેંચાયા હતા, અને તેમણે ઉત્પન્ન કરેલી અસરથી સામાન્ય જનતાનાં મન સનાતનધર્મમાં સંશયી થયાં હતાં. આ અરસામાં થીઓસોફિકલ સોસાયટીની સ્થાપના થઈ, અને તેણે એશિયાનાં પ્રાચીન ધર્મપુસ્તકોનું અને ધર્મતત્ત્વોનું નિરીક્ષણ કરવા માંડ્યું. અને તેમાં પણ સનાતન ધર્મનું નિરીક્ષણ કરી તેનું મહત્ત્વ સહૃદયતાથી સ્પષ્ટપણે પ્રકટ કરવા માંડ્યું. મહાશયા મેડમ બ્લેવેટસ્કી, કર્નલ ઓલકોટ, અને વિદુષી બિસન્ટ મૈયા આદિ સમર્થ નેતાઓનો તેમાં ઊંચો ફાળો છે. ગુપ્તવિદ્યા-યોગ અને વેદાંતનાં પુસ્તકોવડે તેમણે આર્યજનતાને જાગ્રત્ કરવા માંડી, અને ઘણા વિદ્વાનોને તેમણે પોતાના અનુયાયીઓ કર્યા. આમ સુધારાના પ્રવાહમાં ખેંચાતી જનતા જાગ્રત્ થઇ, અને સનાતનધર્મના અભ્યાસમાં વળી. એ અભ્યાસીઓમાં સદ્ગત સાક્ષર બ્રહ્મનિષ્ઠ શ્રી. મણિલાલ નભુભાઈને અગ્રસ્થાને ગણી શકાય. તેમણે નવીન સુધારાનું પોકળપણું પ્રસિદ્ધ કર્યું, અને શ્રીમદ્ ભગવદ્ગીતાઉપરની પોતાની સુંદર ટીકાથી તથા વેદાંતને લગતા ભિન્ન ભિન્ન લેખોથી સુધારાતરફ વળેલી ગુજરાતી પ્રજાને પાછી વાળી સનાતનધર્મપ્રતિ આકર્ષવા માંડી પ્રિયંવદા (પાછળથી સુદર્શન) માસિકે, પ્રાણવિનિમય તથા સિદ્ધાંતસારના ગદ્યોએ તેમજ પ્રેમજીવન અને અભેદોર્મિનાં કાવ્યો અને તેપરની આધ્યાત્મિક ટીકા વગેરેએ અને વિશેષમાં અનુભૂતિપ્રકાશના ઇંગ્રેજી લેખે આ કામ ઉત્તમ પ્રકારે બજાવ્યું હતું. ગુર્જરીગિરાના ભૂષણરૂપ સત્યપ્રિય સુધીર કવિવર્ય વીર "નર્મદ"ના લાલ ફાનસરૂપ "ધર્મવિચારે" સુધારાની આંધળી દોડને સવેળા અટકાવવામાં મોટો ભાગ ભજવ્યો હતો એ પણ આપણે ભૂલી જવું ન જોઈએ.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સ્થાપક ફાર્બસ સાહેબે અને તેમના જમણા હાથરૂપ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ એ સોસાયટીમાં ઘણા ગ્રંથોનું પ્રકાશન કરી પ્રકારાંતરે ધાર્મિક સાહિત્યમાં પણ દૃષ્ટિ કરી છે. આમ હિંદી ધાર્મિક સાહિત્યને સ્થળે ગુજરાતી ધર્મ-

સાહિત્ય વધવા માંડ્યું હતું. વડોદરામાં પૂજ્ય બ્રહ્મનિષ્ઠ શ્રીમન્નૃસિંહાચાર્યજી અને તેમના વિદ્વાન્ શિષ્યો સદ્ગત છોટાલાલ માસ્તર, સદ્ગત સાક્ષરશ્રી કણિયાજી, શ્રીસંઘવીજી અને શ્રીયુત (પાછળથી દીવાન બહાદુર) નર્મદાશંકર મહેતા આદિકોએ માસિકો તથા પુસ્તકોદ્વારા વેદાંત, યોગ અને ભક્તિ આદિનું ધર્મસાહિત્ય પૂરું પાડવા માંડ્યું હતું, જેનો પ્રવાહ પૂ. શ્રી-ઉપેંદ્ર ભગવાને અદ્યાપિપર્યંત ચાલુ રાખ્યો છે. વૃદ્ધવિદ્વદ્વર્ય વેદાંતતત્ત્વચિંતક સદ્ગત શ્રીમાન્ મનસુખરામભાઈએ અને તેમના વિદ્વાન્ પુત્ર સદ્ગત તનસુખરામભાઈએ વિચાર-સાગરનાં ગુજરાતી ભાષાંતર અને સુજ્ઞ ગોકુલજી ઝાલા અને વેદાંત વગેરેથી ગુજરાતી ભાષાના ધર્મસાહિત્યમાં વૃદ્ધિ કરી છે. વળી સદ્ગત સાક્ષર હરગોવિંદદાસ કાંટાવાળાએ તથા તેમના સમર્થ સહાયકો શ્રીમાન્ છોટાલાલ નરભેરામ આદિકોએ પ્રાચીન કાવ્યમાળાનાં ઘોકબંધ પુસ્તકોવડે ગુજરાતી ધાર્મિક સાહિત્યમાં ઘણો સારો ઉમેરો કર્યો છે.

આ સમયે ગુજરાતી સાપ્તાહિકના આદ્ય વિદ્વાન્ તંત્રી મહાશય શ્રી. ઇચ્છારામ દેશાઈની ગુજરાતીમાં ધાર્મિક સાહિત્ય પૂરું પાડવાની પ્રવૃત્તિ ઉત્તમ સ્થાને છે. ચંદ્રકાંતનાં અપૂર્વ વેદાંતરહસ્યોથી અને આખ્યાયિકાઓથી ભરેલા ભાગો, પંચદશીનું ચંદ્રકાંતવિવરણ, ભાગવત ગુજરાતી ભાષાંતર, દેવીભાગવત, બૃહત્કાવ્યદોહનના ગ્રંથો આદિ પ્રસિદ્ધ કરી, ગુજરાતી ભાષાના ધાર્મિક સાહિત્યમાં પુષ્કળ ઉમેરો કર્યો છે. સાથે રામાનુજિય ભક્તિભાવના પૂરમાં ચડેલા મસ્ત ભક્તકવિ અનંતપ્રસાદ વૈષ્ણવે પણ હરિકથાનાં પુસ્તકોવડે તેમજ શ્રીમદ્ ભગવદ્ગીતાની ટીકા, અને એકાદ ઉપનિષદ્ની ટીકા આદિવડે વિશિષ્ટાદ્વૈત વેદાંતમાં ઊંચો ફાળો આપ્યો છે. જૈનધર્મસાહિત્યમાં અનેકાવધાની કવિ અને તત્ત્વચિંતક શ્રી. રાજચંદ્ર મહાશયે સારો ફાળો આપ્યો છે, જેની વિદ્વાન્ વિવેચકો સ્તુતિ કરે છે.

હવે હું મારા પ્રસ્તુત વિષયપર આવું છું. આજ અરસામાં કાઠિયાવાડમધ્યે અવધૂત ગુરુદેવ દત્તભગવાનના પ્રાચીન પવિત્ર સ્થાન ગિરનારની તળેટીમાં એક મહાન્ યોગી અને બ્રહ્મનિષ્ઠ જ્ઞાની મહાપુરુષે સનાતનધર્મનો ઝંડો ફરકાવવા માંડ્યો. એ મહાપુરુષ તે પૂજ્યપાદ મહાત્માશ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા-આચાર્ય. રાજકોટ ટ્રેઈનિંગ કોલેજની બે વરસની પરીક્ષા પસાર કરી પોરબંદરના અડવાણા ગામમાં મહેતાજીના પદપર સ્થિર થતાં "पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः." એ ગીતાવચન પ્રમાણે ત્યાં કબીરપંથી સંત-સાધુઓના સમાગમથી યોગવિદ્યા પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ જોરભેર ઉપડી. પશ્ચાત્ લીબુડા ગામમાં સ્થિતિ થતાં ત્યાંથી યોગીઓની શોધ અને યોગાભ્યાસમાટે ગિરનારમાં જવું થતું. આ સમયે યોગની ઊંચી ભૂમિકા પ્રાપ્ત કરવાની તાલાવેલી લાગી. તે સાથે જનસમાજને પ્રબોધવા ધાર્મિક લેખો અને પુસ્તકો પણ લખી જાહેરમાં પ્રચાર કરવાનું શરુ થયું. વિજ્ઞાન-વિલાસ, સૌરાષ્ટ્રદર્પણ આદિમાં નાનામોટા લેખો લખાયા, અને "स्वाभाविकधर्म"નું પુસ્તક બહાર પાડી ધાર્મિક ધૂન જગાડવા માંડી. જીવનનું નિર્માણ-કર્તવ્ય આ લીબુડાથીજ શરુ થયું ગણાય. ત્યાંનાં કેટલાંક ભાવિકો તેઓશ્રીનાં અનુયાયી-સત્સંગી થયાં. જાફરાબાદ સ્થિતિ થતાં ત્યાં પણ યોગ-વેદાંતના અભ્યાસની પ્રવૃત્તિ ચાલુ રહી, અને ત્યાં "મનુષ્યમિત્ર" નામક ગ્રંથ પ્રકટ થયો, અને તે પછી માંગરોળમાં અને કાશીમાં ક્રમથી परमपदबोधिनी તથા योगकौस्तुभનામે સ્વાનુભવ ગ્રંથ તૈયાર થયા. સંસ્કૃતમાં હઠયોગપ્રદીપિકા નામનો ગ્રંથ છે તેમાં જે સ્વાનુભવની યોગની પ્રક્રિયાઓ નથી-જે કઠણ યોગપ્રક્રિયાઓ દૈશિકાજ્ઞા જણાવી ગ્રંથ-કર્તાએ છોડી દીધી છે, અથવા જેની કૂંચી પોતાની પાસે રાખી છે, તે આ યોગકૌસ્તુભમાં

પોતે અજમાવેલી ને જુદી રીતે પણ અનુભવેલી તે બહુ સ્પષ્ટપણે બતાવેલી છે. અત્યારે તેની પાંચમી આવૃત્તિ બહાર પડી છે. દરેક આવૃત્તિઓમાં ઉત્તરોત્તર અધિકાધિક વધારોજ થયો છે, અને આ હમણાં બહાર પડેલી પાંચમી આવૃત્તિમાં તો ઘણાં નવાં આગમો તથા કેટલીક મુદ્રાઓ ઉમેરાઈ છે. પરમપદબોધિનીની પ્રથમાવૃત્તિના અભિપ્રાયમાં ભારતમાર્તંડ પ્રસિદ્ધ શીઘ્રકવિશ્રી ગટ્ટુલાલજી લખે છે કે "ગ્રંથ પરમપદબોધિની, યોગતત્ત્વનો સાર; મુક્તિ-ઇચ્છુ ભવભીતજન, વાંચો ધરી વિચાર." હવે પૂજ્યપાદ મહાત્માશ્રી કેળવણી ખાતાની નોકરી છોડે છે. જાફરાબાદના એક મુખ્ય અફસરની માંગરોળમાં નિમણૂક થતાં તેમણે મહાત્માશ્રીને માંગરોળમાં દીવાનઓફિસમાં પર્સનલ કલાર્ક નીમ્યા. પછીથી શિરસ્તેદાર થયા. અહીં યોગવિદ્યાનો અભ્યાસ લગભગ પૂર્ણ થાય છે. કેટલાક મુત્સદ્દીઓ અને અન્ય નાગરગૃહસ્થો વકીલો વગેરે તેઓશ્રીના અનુયાયી થયા. મહાત્માશ્રીની યોગવિદ્યાની કુશળતા હવે પ્રસરવા લાગી. વરલ (ભાવનગર ભાયાત) દરબાર હરિસિંહજી રૂપસિંહજી કે જેઓ થીઓસોફિકલ સોસાયટીના સભ્ય હતા, અને યોગવિદ્યાના જિજ્ઞાસુ હતા, તેમણે મહાત્માશ્રીને પોતાના કારભારી નીમ્યા. તે વેળા થીઓસોફિકલ સોસાયટીનાં સ્થાપક મહાશયા મેડમ બ્લેવેટસ્કી અને કર્નલ ઑલકોટ મુંબઈમાં આવેલાં તેમની ખ્યાતિ સાંભળેલી. તેમને મળવા અને યોગવિદ્યામાં એમનું સ્થાન ક્યાં છે તે જાણવાના હેતુથી મુંબઈ જવું થયું. સમાગમ થયો. કારભારીપદનું રાજીનામું આપી, પોતાના ભક્તશિષ્ય માંગરોળના વકીલ નાગર ગૃહસ્થ શ્રી. ત્રિભુવનદાસ ઉર્ફે દીભાઈને સાથે લઈ હિમાલયના ગહન પ્રદેશમાં પ્રયાણ કર્યું. જૂનું પદ્યાત્મક સાહિત્ય જાફરાબાદથી હાથ પડતાં હમણાં "શ્રીઆનંદાશ્રમ" માસિકમાં આવવા માંડ્યું છે. હવે હિમાલયથી મહાત્માશ્રી કાશીમાં અમરતટિનીતટે એક પૂજ્ય માજી મહાશયાના આનંદગુહા નામના સ્થાનમાં યોગાનંદ મેળવતા છતા વિશેષ શાસ્ત્રાભ્યાસની પ્રવૃત્તિ કરે છે.

અત્યારસુધી યોગવડે આત્મદર્શન કરવું એ મુખ્ય ધ્યેય હતું હવે સનાતનધર્મની રક્ષા અને તેનો ઉદ્ધાર એ મુખ્યધ્યેય થયું, અને તેને અનુસરીને કર્મ અને ઉપાસનાવડે અંતઃકરણની શુદ્ધિ અને સ્થિરતા પ્રાપ્ત થાય છે, અને તેમ થતાં એવા અંતઃકરણમાં પરમાર્થદર્શનની યોગ્યતા આવે છે, એ શાસ્ત્રીય સિદ્ધાંતને લક્ષમાં રાખીને "द्विजकल्पलतिकाप्रभृति" નામક સંધ્યાદિનિત્યકર્મનું પુસ્તક પ્રકટ કર્યું, અને ત્રિવર્ણ-દ્વિજો ને તેનો અધિકાર છે એમ જણાવી જનતામાં પ્રચાર કર્યો યોગનાં પુસ્તકોમાં પણ યોગકૌસ્તુભ અને પરમપદબોધિનીની દ્વિતીયાવૃત્તિ નીકળવાનો પ્રસંગ આવ્યો. પરમપદબોધિનીમાં યોગ અને જ્ઞાન સાથે અનુષ્ઠાન કરવા-યોગ્ય છે એમ બતાવી તેમાં વેદાંતવિષયનો ઉમેરો કર્યો.

હવે પ્રસ્થાનત્રયનાં—શ્રીમદ્ ભગવદ્ગીતા, શ્રીવેદાંતદર્શન અને શ્રીઉપનિષદોનાં ભાષાંતર શાંકરભાષ્યાનુસાર મૂળ અને તેપર ટીકાસહિત બહાર પાડ્યાં. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ પછી પ્રસ્થાનત્રયને સંપૂર્ણપણે ગુજરાતીમાં મૂકનાર જો કોઈ મહાપુરુષ હોય તો તે પૂજ્યપાદ મહાત્માશ્રીજ છે.

સનાતની પ્રજાને સનાતનધર્મસંબંધી કર્મ, ઉપાસના અને જ્ઞાનના ભિન્ન ભિન્ન વિષયોથી જ્ઞાત કરવાને શ્રીઉપદેશગ્રંથાવલિનામે અંકમાળા પ્રસિદ્ધ કરવા માંડી. તે ઉપદેશ-ગ્રંથાવલિના પ્રત્યેક વર્ષમાં બે અંકો કાર્તિકી પૂર્ણિમાએ તથા આષાઢી પૂર્ણિમાએ પ્રસિદ્ધ

થતા રહ્યા છે. અદ્યાપિપર્યંત તેના ૮૬ (હાલ-૧૩૩) અંકો પ્રસિદ્ધ થયા છે. સામાન્ય નીતિધર્મના ઉપદેશથી માંડીને વેદાંતના ઊંચામાં ઊંચા વિચારોપર્યંતના સનાતનધર્મને લગતા ભિન્નભિન્ન અનેક ધાર્મિક વિષયો આ ગ્રંથાવલિમાં સમાયેલા છે.

હવે દ્વિજો ઉપરાંત સ્ત્રીશૂદ્ર આબાલવૃદ્ધ સર્વની નિત્યકર્મમાં પ્રવૃત્તિ કરાવવામાટે ચારે વેદોનાં આહ્નિકપ્રકાશ તથા સંધ્યાદિ નિત્યકર્મ, સ્ત્રીઓનાં આહ્નિક અને નિત્યકર્મ—તેમજ પુરાણોક્ત નિત્યકર્મ આદિ પુસ્તકો પ્રસિદ્ધ કરી કરાવી વિનામૂલ્યે આપવા માંડ્યાં, જેની આજે પુષ્કળ આવૃત્તિઓ નીકળી ચૂકી છે.

પ્રસ્થાનત્રયના ભાષાંતરપહેલાં પાતંજલયોગદર્શન અને સાંખ્યદર્શન (છેલ્લી આવૃત્તિ સાંખ્યપ્રવચન) સટીક પ્રસિદ્ધ થઈ ચૂક્યાં હતાં. પાતંજલયોગદર્શન યોગનો વિસ્તૃત અને પુરાણો ગ્રંથ છે. યોગનું સૂક્ષ્મ શાસ્ત્રીય જ્ઞાન મેળવવામાટે તે અવશ્ય મનનીય છે. તે ષડ્દર્શનમાંનું એક દર્શનશાસ્ત્ર છે. આ ગ્રંથમાં ગુજરાતી વિસ્તૃત ટીકાસાથે પદબોધિની નામની એક સંસ્કૃત ટીકા પણ આપવામાં આવી છે. શ્રીસાંખ્યદર્શન-પ્રવચન-ભગવાન્ કપિલમુનિકૃત દર્શનશાસ્ત્ર છે. પ્રકૃતિ અને પુરુષનો (જડ અને ચેતનનો) વિવેક એ આ પુસ્તકનો મુખ્ય વિષય છે. આ ગ્રંથમાં મૂળ સંસ્કૃત સૂત્રો, સાંખ્યવૃત્તિ નામક શ્રીઅનિરુદ્ધભટ્ટકૃત સંસ્કૃત ટીકા અને ગુજરાતીમાં સૂત્રનો અર્થ તથા વિવેચન આપેલાં છે.

ઉપરાંત ધાર્મિક સાહિત્યનાં પુસ્તકો શ્રીસુબોધકલ્પલતા—આ પુસ્તકમાં અનેક મનોહર દષ્ટાંતોયુક્ત નીતિ, કર્મ, ઉપાસના (ભક્તિ) ને જ્ઞાનનો વિવિધરીતે બોધ આપનારાં ૮૬ પર્ણોનો સમાવેશ છે મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો સટીક—મુમુક્ષુને તેના કર્તવ્યનો તથા સ્વરૂપનો અનુપમ ઉપદેશ આપનાર કોઈ અલૌકિક ઉત્તમોત્તમ ઉદ્‌ગારોરૂપ ૧૦૯ મણિઓની મનોહર માલારૂપ આ પુસ્તક છે દિવ્યપ્રભા નામની ટીકા પણ પૂજ્યપાદ મહાત્માશ્રીએ બીજી આવૃત્તિમાં આપીને ગ્રંથના વિષયને સરલ કર્યો છે હવે સં. ૧૯૪૦થી પ્રાયઃ સં ૧૯૮૭ સુધી પૂજ્યપાદ મહાત્માશ્રી તરફથી સાધકજનોપર લખાયેલાં પત્રો શ્રીસદુપદેશદિવાકર પ્રથમકિરણ દ્વિતીયકિરણ, તૃતીયકિરણ ચતુર્થકિરણ અને પંચમકિરણ ને છઠ્ઠું કિરણ—આ છ પુસ્તકોરૂપે બહાર પડી ચૂક્યાં છે. આ પત્રોમાં જિજ્ઞાસુઓની લૌકિક અને શાસ્ત્રીય શંકાઓનાં સમાધાન આપવામાં આવ્યાં છે, તેમજ તે પૂજ્યપાદ મહાત્માશ્રીનાં સાક્ષાત્ વચનામૃત હોવાથી સાધકજનોમાં બહુ પ્રિય થઈ પડેલાં છે શ્રીરાસપંચાધ્યાયી શ્રીરહસ્યપ્રદીપિકા ટીકાસહિત આ ગ્રંથમાં શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધના રાસક્રીડાને લગતા ૨૯થી ૩૩ પર્યંતના પાંચ અધ્યાયના મૂળ શ્લોકો તેનો ભક્તિ પક્ષનો તથા જ્ઞાનપક્ષનો અર્થ ને તેપર વિસ્તૃત વિવેચન આપ્યું છે આ ગ્રંથના વાચનમનનથી જિજ્ઞાસુઓને તેમના અધિકારાનુસાર પરમાત્માની પ્રેમલક્ષણાભક્તિનો અથવા આત્મજ્ઞાનનો અલૌકિક માર્ગ મળી શકે છે શ્રીમદ્ ભગવદ્‌ગીતાદિ પાંચરત્નો--આ ગ્રંથમાં પાંચે રત્નો મૂળ તથા ટીકા સહિત આપ્યાં છે. ઉપરાંત શ્રીભગવદ્‌ગીતાના અગત્યના શબ્દોના આધ્યાત્મિક અર્થો ને પ્રાતઃસ્મરણસ્તોત્ર આપ્યાં છે શ્રીનાથ કાવ્ય ભાગ પહેલો તથા બીજો—આમાં નીતિ, વૈરાગ્ય, ભક્તિ, યોગ ને જ્ઞાનસંબંધી પૂજ્યપાદ મહાત્માશ્રીનાં રચેલાં બોધપ્રદ કાવ્યો, પદો, ભજનો છે શ્રીસદુપદેશમાળા:—આ પુસ્તક બાળકો, સ્ત્રીઓ તથા અભણ માણસો અંકોના જ્ઞાનસાથે ગુજરાતી તથા બાળબોધ વાંચતાં લખતાં શિખી શકે તથા તેમને નીતિ, ધર્મ, ઉદ્યોગ ને કર્તવ્યનિષ્ઠા આદિ શુભ ગુણોમાં રુચિ ઉપજે એવા હેતુથી

રચેલું છે શ્રીનાથસ્વરોદય:—આમાં પ્રાણ ને પાંચ તત્ત્વોને લગતા વિષયોનું વિવેચન છે. આ પુસ્તક સ્વરશાસ્ત્રસંબંધી બાર વિષય વિભાગમાં વહેંચાયેલું છે. યોગનું જ્ઞાન મેળવનારને સ્વર અને તત્ત્વનું જ્ઞાન હોવું જોઈએ યોગાભ્યાસીઓ, જ્યોતિષીઓ, વૈદ્યો અને સર્વ જનસમૂહને વ્યવહાર પ્રસંગમાં ઉપયોગી થાય તેવી બાબતોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. શ્રીયોગપ્રભાકર:—આમાં અષ્ટાંગયોગનું દશ પ્રભામાં અતીવ સ્ફુટ તથા અનુભવના રહસ્યરૂપ ઉદ્ગારોયુક્ત વર્ણન છે. યોગાભ્યાસીઓને અત્યંત ઉપયોગી છે. ઊલટીવાણીનું સ્પષ્ટીકરણ:—આમાં શ્રીસુંદરવિલાસગત વિપર્યયનામનું અંગ તથા શ્રીકબીરજીનાં અને ધીરાભક્તનાં કેટલાંક પદો આપી તેમાંની અવળી વાણીનું બહુ સ્ફુટતાથી સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. શ્રીસંધ્યાનો વેદાંતાનુસારવિચાર:—આ લઘુલેખમાં સંધ્યાવંદનસંબંધી અનેક અગત્યની સૂચનાઓ કરવાસાથે સંધ્યાનો વેદાંતને અનુકૂલ અર્થ દર્શાવવામાં આવ્યો છે, જે અત્યંત મનનીય છે શ્રીપ્રણવ પટ:—આ ૐકારનો રંગીન નકશો છે. એમાં શ્રીદક્ષિણામૂર્તિ આદિનાં ચાર ચિત્રો સહિત પ્રણવની મોટી આકૃતિ ને માંડૂક્યોપનિષદ્માં વર્ણવેલા ૐકારના ઉપવ્યાખ્યાનનું કોષ્ટક ને પદપદાર્થસાથે ગાયત્રીમંત્ર આદિ અનેક બાબતો સમજાવેલી છે. પટની ખાલી ભૂમિ નાના નાના ૐકારથી પૂરી સર્વ પ્રણવમય દર્શાવી સુશોભિત કરી છે. દર્શનીય તથા જ્ઞાનજનક હોવા સાથે ગૃહના અને સંયમમંદિરના શૃંગારરૂપ છે. શ્રીપ્રણવવિસ્તાર પટ:—વિશ્વમાંની સર્વ લિપિ તથા સર્વ પ્રાણિપદાર્થો ૐકારનો જ વિસ્તાર છે એ વાત આ નકશામાં બતાવેલી છે.

શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશરત્નો:—આ ગ્રંથમાં પૂજ્યપાદ ભગવાન્ શ્રીઆદ્યશંકરાચાર્યનાં સાધનપંચક, શ્રીવિવેકચૂડામણિ, શ્રીઉપદેશસાહસ્રી ગદ્યભાગ આદિ અઢારરત્નો મૂલ, અર્થ અને વિવેચનસહિત આપેલાં છે વેદાંતનો આ ગ્રંથ ઉત્તમ ભાવવાહી અને જ્ઞાનપ્રપૂર્ણ હોઈ અવશ્ય મનન કરવાયોગ્ય છે.

શ્રીદુરાચારગિરિવજ્ર—આ ગ્રંથમાં મુખ્યત્વે બ્રાહ્મણોને દુરાચાર ત્યજવાનો સકારણ બોધ આપેલો છે. બ્રાહ્મણોએ, પોતાની જીવનચર્યા કેવી રાખવી તે ભિન્ન ભિન્ન ધાર્મિક ક્રિયાઓના રહસ્યપૂર્વક બતાવવામાં આવ્યું છે. અન્ય જિજ્ઞાસુઓને પણ ઉપયોગી છે.

શ્રીવિનોદમાલા:—આ પુસ્તકમાં ચા તમાકુ આદિનાં દુર્વ્યસનો તથા અંતઃકરણના કામ ક્રોધાદિ દુષ્ટ વિકારો જે મનુષ્યોની અધોગતિ કરનારાં છે તેનો ત્યાગ કરવાનો હાસ્યરસયુક્ત બોધ અઢાર લેખોમાં છે. આ પુસ્તક ગમ્મત સાથે હૃદયને સન્માર્ગે દોરનાર છે. શ્રીપત્રકલ્પમંજરી:—એમાં મનુષ્યોપ્રતિ જીવન્મુક્તનું પત્ર, શ્રીપરમાત્મદેવપ્રતિ પ્રજ્ઞાદેવીનું પત્ર આદિ જ્ઞાન, ભક્તિ, અને મુમુક્ષુના કર્તવ્યોનો બોધ આપનારા આઠ વિસ્તૃત પત્રો છે, જે મુમુક્ષુઓને અત્યંત મનનીય છે.

શ્રીસનાતનધર્મનું નિરૂપણ—આમાં સનાતનધર્મનું સ્વરૂપ, તેનું રહસ્ય, તેની વિશાળતા, ઉદારતા તથા તેમાં પ્રવેશ કરવાનાં સાધનો આદિ બતાવવામાં આવ્યાં છે. શ્રીસુવિચારચંદ્રિકા:—આમાં હૃદયના દુષ્ટ વિકારોને મૂળથી ઉખેડી નાંખી તેને શાંત અને પવિત્ર કરવાદ્વારા જિજ્ઞાસુઓના અધિકારની વૃદ્ધિ કરનારા અનેક અલૌકિક ઉદ્ગારો છે. મહામંત્રમાલિકા—આ પુસ્તકમાં પરમાત્માની પ્રાપ્તિ કરાવનારા તથા વ્યવહારને પણ સુધારનારા સુયુક્તિયુક્ત સુવિચારોરૂપ ૧૦૯ મહામંત્રો આપ્યા છે. શ્રીરુદ્રસૂક્ત, પુરુષસૂક્ત તથા શ્રી ઈશાવાસ્યાદિ—આમાં

સ્વરોયુક્ત મૂલમંત્રો ને અર્થ રહસ્યરૂપ વિવેચન સહિત આપેલાં છે. દ્વિજોએ અને દ્વિજપુત્રોએ અવશ્ય ભણવાયોગ્ય અને વિદ્યાર્થિભવનોમાં દ્વિજપુત્રોમાટે પ્રચાર કરવાયોગ્ય છે. શ્રીસૂક્ત—અથર્વવેદમાં આવેલું આ શ્રીસૂક્ત વ્યવહારપક્ષની તથા પરમાર્થપક્ષની એમ બે ટીકા સહિત આપેલું છે. આ સૂક્ત સકામ દ્વિજોને વ્યાવહારિક શ્રીની (લક્ષ્મીની) પ્રાપ્તિ કરાવનારું અને નિષ્કામ દ્વિજોને બ્રહ્મવિદ્યારૂપ અલૌકિક શ્રીની (લક્ષ્મીની) પ્રાપ્તિ કરાવનારું છે. પરમ સુખી થવાના ઉપાય:—પૂજ્યપાદ મહાત્માશ્રીએ મુંબઈમાં આપેલાં વ્યાખ્યાનો અનેક મનોહર દૃષ્ટાંતો સહિત આમાં છે. ત્રણ ગુણોનું અતિક્રમણ એ આ વ્યાખ્યાનોનો વિષય છે. વ્યાખ્યાનો જાણે કેમ અત્યારે સાંભળતા હોઇએ એ પ્રમાણે નોંધવામાં આવ્યાં છે. આ વ્યાખ્યાનો તે વખતે પ્રખ્યાત "ગુજરાતી" પત્રમાં આવતાં હતાં, અને તે ગુજરાતી જનતા હોંશે હોંશે વાંચતી હતી. એવાંજ શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશસાધનો—ઉપર સુરતમાં અપાયેલાં વ્યાખ્યાન પણ પુસ્તકાકારે બહાર પડ્યાં છે, જે પણ બહુ મનનીય હોઈ શ્રવણ જેટલો સંતોષ ઉપજાવે છે. શ્રી વિવેકભાસ્કર પ્રથમરશ્મિ તથા દ્વિતીયરશ્મિ —પૂજ્યપાદ મહાત્માશ્રીની એકવર્ષ ઉપરાંતની નિત્યનોંધરૂપ તથા તે ઉપરાંત લખાયેલા ઉપદેશરૂપ આ બે ગ્રંથો ઉત્તમ મુમુક્ષુઓને અત્યંત મનનીય છે. અધિકારીઓનાં હૃદયોને કોઈ ઉચ્ચ કોટિમાં મૂકી આપે એવા ઉત્તમોત્તમ ઉદ્ગારોથી આ ગ્રંથ ભરપૂર છે સમર્થ મહાપુરુષની સમર્થ ગિરારૂપ આ ગ્રંથોમાં અધ્યાત્મવિષયના કોઈ અલૌકિક અદ્ભુત વિચારો દર્શાવવામાં આવ્યા છે.

આવી રીતે જ્ઞાન-વિજ્ઞાનથી ભરપૂર ભક્તિ, વૈરાગ્ય ને સામાન્ય બોધરૂપ, વ્યવહાર-પરમાર્થ બંનેને સાધવાનાં ઉત્તમ સાધનરૂપ તે માટે કર્તવ્ય પરાયણ કરનાર, ધાર્મિક-નૈતિક મર્યાદાયુક્ત, બોધપ્રદ અને કર્મકાંડીઓનાં કર્તવ્યોને અનેક રીતે દર્શાવનાર અનેક પુસ્તકો ઉપરાંત છેવટે અંત:કરણની શુદ્ધિ તથા સ્થિરતા થયે ત્રણ પ્રકારનાં દુઃખોની, ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ કરાવનારાં ને પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરાવનારા પ્રસ્થાનત્રય મળી ૧૦૫ થી વધારે પુસ્તક પુસ્તિકાઓ તથા લેખો ને વ્યાખ્યાનોવડે પૂજ્યપાદ મહાત્માશ્રીએ ગુજરાતી ધાર્મિકસાહિત્યમાં અપૂર્વ ફાળો આપ્યો છે એ પુસ્તક પુસ્તિકાઓની પુષ્કળ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ છે, ને તેની સંખ્યા લગભગ ૫૦૮૨૦૨ (હાલ-વધારે) થવા જાય છે.

આવા એક મહાન્ તત્ત્વવેત્તા, યોગ-બ્રહ્મવિદ્વરિષ્ઠ, સનાતનધર્મરક્ષક-પ્રવર્તક મહાત્માના ઉપદેશ આદેશનું કાંઇક દિગ્દર્શન કરાવી જનસમાજને તે વિષે જ્ઞાત કરવાનો આ લઘુ પ્રયાસ છે

પૂજ્યપાદ મહાત્માશ્રીએ પોતાશ્રીના ઉક્ત ગ્રંથોમાં ભાષાની યથાર્થતા ને શુદ્ધિ જાળવવા ઘણી સંભાળ રાખેલી છે એમ તે તે ગ્રંથના વાચકો સારી રીતે જોઈ શકે છે.

પૂજ્યપાદ મહાત્માશ્રીના સંબંધમાં મારે ભાર મૂકીને જણાવવું જોઇએ કે તેઓશ્રી કેવલાદ્વૈત સિદ્ધાંતના સમર્થ આચાર્ય હતા, છતાં તેઓશ્રીએ પોતાશ્રીના કોઈપણ વ્યાખ્યાન, લેખ કે પુસ્તકમાં અન્ય ધર્મ કે સંપ્રદાયની અલ્પ પણ નિંદા કરી નથી, બલ્કે ભિન્નભિન્ન ધર્મો ને સંપ્રદાયોની માન્યતાઓનો સારગ્રાહી દૃષ્ટિએ સમન્વય કરી તેમાં જે જે સુંદર જણાયું તેની સ્તુતિ કરી છે, એ તેઓશ્રીના હૃદયની વિશાળતા દર્શાવી આપે છે.

પૂજ્યપાદ મહાત્માશ્રી સાથે મારે લગભગ ૪૧ વરસ ઉપરાંત પરિચય રહ્યો હતો, તે સમયમાં તેઓશ્રીનો આશ્ચર્યજનક યોગાનુભવ, વિશાલ શાસ્ત્રજ્ઞાન, સુદૃઢ બ્રહ્મનિષ્ઠા, અપૂર્વ કાર્યકુશલતા, અને સનાતનધર્મની રક્ષા તથા પ્રચાર કરવાની ધગશ મેં યથાશક્તિ અનુભવ્યાં છે, તેણેજ મને આ ધર્મપ્રવૃત્તિમાં પ્રેર્યો છે, એમ મારે સ્પષ્ટ જણાવવું જોઈએ.

---

# શ્રીમન્નાથપ્રાકટ્ય

[લેખકઃ—શ્રી. મણિશંકર સોમનાથ રાવળ]

શ્રીમન્નાથપાદરજોંકિત મુમુક્ષુ બંધુઓ ! અને મોક્ષસોપાનપદારૂઢ ભગિનીગણ !

દૈવીસંપત્તિ સમન્વિત બંધુ શ્રી માણિક્યવર્માના "શ્રીનાથચરિતામૃત" નામક ગ્રંથના પ્રાકટ્ય પછી આ વિષયપર બોલવાનું ક્ષેત્ર અતિ સંકુચિત બની જાય છે, તોપણ અમર્યાદ ગુણાધિષ્ઠાન શ્રીમન્નાથપાદનાં ગુણગાન અધૂરાંજ રહેવાનાં ગરુડની નિર્બાધ ગતિથી ખળભળી ઊઠેલા ગગનવાયુમાં એક ચકલીનો ઊડવાનો અધિકાર લોપાતો નથી. ચકલી તો કલ્લોલ કરતી ચી ચી ગુંજ ચાલુજ રાખવાની

પૂજ્યચરણ શ્રીનાથપાદનું પ્રાકટ્ય કેમ જાણે કાઠિયાવાડના કલ્યાણમાટે વિશ્વ વ્યવસ્થાપક સત્તાનો સંકેતજ ન હોય! ગ્રામીણ જડ જીવનમાં મૃતપ્રાયઃ જીવોનાં જૂથ એક બાજુ, ને પશ્ચિમના ઝંઝાવાતથી નાસ્તિક બનેલાં વાયુચક્રો જેવાં શિક્ષિતજનોનાં જૂથ બીજી બાજુ. તદુપરાંત અંધશ્રદ્ધાની તામસનિદ્રા, તેમનું તારણ કરવા નીકળેલ ધર્મધ્વજીઓના દુરાગ્રહ ને દુરાચારમાં રચ્યાંપચ્યાનાં પડેલાં ધાડાં—આ દશા કાઠિયાવાડની એક સૈકા પર હતી.

આવા સંયોગોમાં એક વેદધ્વનિ ફરકાવતી રુદ્રશક્તિ પ્રકટી. કાઠિયાવાડ તેને સહન કરી શક્યું નહિ હિંદના બીજા ભાગોમાં તે બહુ ફાલીફૂલી થોડું નિરૂપયોગી નિંદણ પણ તેમણે વાળ્યું. સૂકાં ભેગું લીલું પણ થોડું પ્રજાળ્યું કાઠિયાવાડનો પ્રશ્ન તો વધારે ગંભીર બન્યો શીતજ્વરની શાંતિમાટે અમૃતરૂપ ગણાયેલ, ક્વિનાઈનનો સ્વીકાર બાળજનતા કરી શકે તેમ નહોતું તેને તો શર્કરાનિર્મિત ક્વિનાઈનની ગોળીજ જોઈતી હતી ઉપરોક્ત વિશ્વ-વ્યવસ્થાપક મહાશક્તિએ એક મહાન્ ભિષગ્વરની, વા દેશકાળને સમજી શકનાર મહાવૈદ્યની પસંદગી કરી. પોતાના સમગ્ર રોગોનો જેમણે નિઃશેષ નાશ કર્યો હતો, જેમણે સ્વરૂપનિષ્ઠારૂપ મહાઆરોગ્ય સંપાદન કર્યું હતું, અરે ! બીજાઓને આવુંજ આરોગ્ય આપવાની જેનામાં શક્તિ હતી; એવા ભિષગ્વર શ્રીમન્નાથપાદને ભગવતી જગન્નિયંત્રિણી શક્તિએ પ્રકટાવ્યા તેમણે જનતાને રુચે તેવી રીતે અમૃતૌષધ આપ્યું જનતાને તે ગમ્યુ, ને તેનો પ્રયોગ સફળ થયો. ભવરોગથી ભીત બનેલા અસંખ્ય રોગીઓ આજે નીરોગ થતા આપણી દૃષ્ટિસમીપજ છે. આ નીરોગિતા માત્ર દેહનીજ નહિ, પ્રાણો, ઈંદ્રિયો કે મનની પણ નહિ, પણ આ નીરોગિતા તો છેવટના મહાવ્યાધિરૂપ અવિદ્યાના શમનરૂપે ને પરમાનંદની પ્રાપ્તિરૂપે અધિકારી સજ્જનોને મળી ચૂકી

સાધારણ વિચારકો જો પરિસ્થિતિનું અવલોકન કરે તો તેમને સ્પષ્ટ થયા વિના નહિ રહે કે પૂજ્યપાદશ્રીના ઔષધીપ્રયોગે અલૌકિક પરિણામજ પ્રકટાવ્યું છે. માનવજીવનના પરમ ગતવ્યરૂપ મોક્ષમહાલયપદારૂઢ થવામાં અમુક તૈયારીઓ તો કરવીજ પડવાની. ચિત્તમાં રહેલા પાપસંસ્કારરૂપ મળદોષનું વિહિત કર્માનુષ્ઠાનથી ક્ષાલન થવુંજ જોઈએ; એટલે તેના ઉપાયરૂપે રજોગુણથી આવેલ વર્તમાન ચંચલતાને નિવારવા યોગવિદ્યા, ઉપાસના ને પ્રભુભક્તિનું ઔષધ મિષ્ટતાથી અપાયું ને, છેવટે અંતિમ મહાવ્યાધિભૂત, આવરણ-અવિદ્યાના શમનમાટે બ્રહ્મવિદ્યારૂપ મહાઔષધિનો પ્રયોગ જનતાપર સફળ રીતે થયો.

તેઓશ્રીએ આપેલી થોડી અલૌકિક ઔષધિઓનાં ગુણગાન કરી લઉં. શ્રીમદ્ ભગવદ્‌ગીતા પરનાં ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી ને ઇંગ્રેજી ભાષ્યો વાંચવા-વિચારવાની મને તક મળી છે. સંસ્કૃત ભાષાનું શાંકરભાષ્ય, તો બ્રહ્મનિષ્ઠ વિશ્વનાથભાઈ સાથેજ વાંચી શકાયું હતું. કોઈપણ જગાએ હું શોધી રહ્યો હતો તેવી એક વસ્તુ ન મળી. દૈવાસુરસંપત્તિનું જે સ્વરૂપ શ્રીનાથપાદે પ્રથમાધ્યાયમાં સમજાવ્યું છે તેવું મને એક બે અપવાદ સિવાય ક્યાંય ઉપલબ્ધ ન થયું. રહસ્યદીપિકાનો પ્રથમાધ્યાય પંચમવેદરૂપ મહાભારતના અનેક કૂટ પ્રશ્નોનું નિવારણ કરવાને અમોઘ કૂંચીરૂપ કોઈને પણ જણાયાવિના નહિ રહે મહાભારતમાં ઊઠતી અનેક શંકાઓ પ્રથમાધ્યાયના અધ્યયનથી સ્વતઃજ શમી જાય છે. ગીતાના કોઇપણ કૂટ પ્રશ્નને શ્રીરહસ્યદીપિકાએ અણઉકેલ્યા રાખ્યાજ નથી.

ઉપનિષદોની વાત કરવાને અહીં સમય પૂરતો નથી, તોપણ એક નાનકડું દૃષ્ટાંત આપીશ.

" न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति । आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति "

મૈત્રેયિ! સર્વને માટે સર્વ પ્રિય નથી, પણ પોતાને-સ્વને માટેજ સર્વ પ્રિય છે," ઉપનિષદોનો આ અર્થ ઘણે ઠેકાણે જોવાયો શું ઉપનિષદો આવો સ્વાર્થજ શિખવે છે? ભગવત્પાદ નાથે ઘણીજ સરલ પણ સચોટ ભાષામાં કહ્યું છે કે " અરે મૈત્રેયિ ! લોકમાં પ્રસિદ્ધ છે કે 'અન્ય સર્વના પ્રયોજનમાટે સર્વ પ્રિય થતું નથી, પણ આત્માના પ્રયોજનમાટે તે સર્વ થાય છે. પરમપ્રેમાસ્પદ તારો આત્માજ તને ભિન્નભિન્નરૂપે જણાય છે. ભિન્નતાની કલ્પિતતા સિદ્ધ છે, એમ સમજાતાં પતિપુત્રાદિ જગદ્‌ભ્રાંતિ વિલાઈ જાય છે, ને તેતાજ સ્થાને સદ્‌ઘન, ચિદ્‌ઘન અને આનંદઘન પોતેજ જણાય છે. ઉપનિષદોમાં આવા તો અસંખ્ય ઔષધીપ્રયોગો ભર્યા છે. જગતમાં આ ઉપચારો માટે બે મતજ નથી- નાથનું વિવેચન અલૌકિકજ છે.

નહિજ રહે; નિષ્પક્ષ વિદ્વાનો આ દૃષ્ટિથી આ મહાગ્રંથનું અવલોકન કરશે તો મારો અનુભવ તેમને શ્રદ્ધાનિર્ભરજ નહિ લાગે પણ શ્રુતિ-યુક્તિપ્રમાણે યોગ્યજ લાગશે.

આ પ્રમાણે સમગ્ર શાસ્ત્રભંડારને પાર પામી-બ્રહ્માનુભૂતિરૂપ સ્વાનુભવયુક્ત મહા-વૈદ્યરાજના રસોપરસરૂપ અનેક ઔષધો છે. આ રત્નોથી મારા સાધક બંધુઓ અપરિચિત નથીજ, છતાંએ હું એક મહાવસ્તુપ્રતિ બંધુઓનું ધ્યાન ખેંચીશ. રશિયાના રાજકુટુંબનો રાજવૈભવ ત્યજી આરના સમયમાં એક વિદુષી બાનુ હિમાલયના હિમાચ્છાદિત શિખરો ઉલ્લંઘી કોઈ યોગાશ્રમમાં પ્રવેશ્યાં. અનેક વર્ષોના પ્રણિપાત ને પરિચર્યાને પરિણામે મેડમ બ્લેવેટસ્કીને "અંતર્યામીના આદેશો"નો મહાગ્રંથ "Voice of The Silence"રૂપે મળ્યો. જગતની સર્વ શિષ્ટભાષામાં આજે તેનાં ભાષાંતરો અનેક આવૃત્તિમાં ઉપલબ્ધ છે. ગુર્જરભાષામાં પણ તેનાં ભાષાંતરો બે ત્રણ વિદ્વાનોએ કર્યાં છે. બ્રહ્મનિષ્ઠ મણિલાલનું ભાષાંતર અગ્રસ્થાન ભોગવે છે. અનેક પારાયણો કરવા છતાં મને ઘણી શંકાઓ ગળે ખૂંચતી. હું મનમાંજ મુંઝાતો. મારા અગાધ આશ્ચર્યવચ્ચે મુમુક્ષુઓના ભવજલધિ પોતરૂપે શ્રીમન્નાથ ભગવાને "શ્રીઅંતર્યામીના આદેશો"નું પ્રદાન પ્રૂફના રૂપમાંજ મને મોકલ્યું. મેં એકજ રાતમાં ત્રણ પારાયણ કર્યાં. મારા ગળામાંની બધી વ્યથા-શંકા અદૃશ્ય કેમ થઈ ગઈ તે મને હજીએ સમજાતું નથી! મને તો જગતના સર્વરોગોનું આ રામબાણ ઔષધજ જણાયું છે. તેઓશ્રીએ આ એકજ રત્ન આપ્યું હતે ને બીજાં અનેક મહામૂલાં રત્નો ગુર્જરીને આપ્યાં છે તે ન આપ્યાં હતે તોપણ સારૂં. કાઠિયાવાડ સુધનિકતાના ગૌરવથી ગુરુરૂપજ બની જાત. અન્ય સર્વ રત્ન સાથે આ રત્નની ગુરુતા તો અલૌકિકજ છે! ભગવાન્ કૃષ્ણચંદ્રનાં દર્શન આજે ભગવતી ગીતાદ્વારા સૌને સુલભ છે. પાંચ હજાર વર્ષે પણ પ્રભુ તમારી સાથે વાર્તાલાપ કરી રહ્યા છે. હું આપને ખાત્રી આપું છું કે શ્રીમન્નાથપાદ પણ અનંતકાળ મર્યાદાને ચીરીને ઉપરોક્ત મહાગ્રંથોદ્વારા આપ જ્યારે ઇચ્છશો ત્યારે આપ સર્વને બોધામૃતનું પાન કરાવી રહેશે.

શ્રીમન્નાથપ્રાકટ્યના અનેક કલ્યાણપ્રદ હેતુઓમાં આ હેતુ મને તો બહુજ ગમી ગયો છે. અવિદ્યા ને તેના કાર્યરૂપ દૃશ્ય પ્રપંચમય ભવાટવિમાં ભટકતા ભવ્ય જીવોને તેમાંથી કાઢી કલ્પલતિકાવેષ્ટિત કલ્પવૃક્ષની નીચેજ નંદનવનના મધ્યબિંદુમાંજ દેશ, કાળ ને વસ્તુરૂપ પરિચ્છિન્નતાઓથી પર પરમ ગંતવ્યરૂપ પૂર્ણતામાં પ્રવેશાવનાર ઉપદેશામૃતના દાનથી પર બીજો મહાજીવનનો કયો ઉદ્દેશ હોઈ શકે?

હરિ: ૐ ।



# જગત્માં વિચરતા જીવન્મુક્ત મહાપુરુષોદ્વારાજ થઇ શકતો આપણો વિકાસ

[ લેખકઃ-ઠક્કર દાનજી શામજી-કરાંચી ]

" बंदौं गुरुपदकंज कृपासिंधु नररूपहरि।
महामोहतमपुंज जासु बचन रविकरनिकर ॥

( મહાત્મા તુલસીદાસજી )

આજ પણ રામ, કૃષ્ણ, ભગવાન્ બુદ્ધ આપણા દેશમાં નથી એમ માનવાનું નથી. આપણે લાયક થઈશું ત્યારે તેમનો મેળાપ કરી શકીશું.

ધર્મધુરંધર મહાયોગીશ્વર પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ કૃપાસિંધુ સદ્ગુરુ પરમાત્માશ્રી ૧૦૮ શ્રીમન્નથુરામ શર્મા આચાર્યજીની ૭૨મી જન્મગાંઠને પુનિત અવસરે એ મોક્ષદાતા સદ્ગુરુ પરમાત્માનું ગુણગાન ગાવાની તક મળે છે એને હું મારું મહદ્ ભાગ્ય સમજું છું, પરંતુ હું અલ્પજ્ઞ એમના અનંત ગુણોનું વર્ણન કેવી રીતે કરું? હે પ્રભો! આ પામરને આપે વિવિધ ઉપદેશ કરી તેના અંતઃકરણને આપશ્રીના પારમાર્થિક સ્વરૂપમાં ભાવવાળું બનાવ્યું છે. તે વિભૂતિના પ્રસાદ માત્રથીજ આ વૃત્તિ કંઈક લખવા પ્રેરાય છે; પણ શું લખું? લખતાં શરીરે રોમાંચ થાય છે, લેખિની અટકી જાય છે, અહોહો! સદ્ગુરુ પરમાત્માના અગણિત ગુણોનું વર્ણન કોણ કરી શકે? સનાતનધર્મના ઉદ્ધારને અર્થે પૂજ્યપાદ મહાત્માશ્રી અર્ધી સદીથી સતત પ્રયત્ન કરી રહ્યા છે તે વાત પ્રત્યક્ષ કે પરોક્ષરીતે તેઓશ્રીના સંબંધમાં આવનાર સજ્જનોથી અજાણી નથી. તેઓશ્રીની પ્રતિભા અને સ્મરણશક્તિ અદ્ભુત છે. સંસ્કૃત, ગુજરાતી ઉપરાંત અંગ્રેજી, હિંદી, બંગાળી ને મરાઠી ભાષાના પણ તેઓશ્રી જ્ઞાતા છે. સનાતનધર્મના સર્વદેશી જ્ઞાન ઉપરાંત તેઓશ્રીનું વિશ્વના ભિન્નભિન્ન મતપંથોનું જ્ઞાન ને વિવેચનશક્તિ તથા ભિન્નભિન્ન મતોનું સમન્વય કરવાનું બલ અદ્ભુત છે તેઓશ્રીની વક્તૃત્વશક્તિ ને સ્વર હૃદયંગમ છે તેઓશ્રીની ધર્મનિષ્ઠા, પવિત્રતા, નિયમિતતા, વ્યવસ્થા, આત્મસંયમ, ગુણાનુરાગ, કર્તવ્યનિષ્ઠા ને સર્વ ધર્મપ્રતિનો સમભાવ જિજ્ઞાસુઓને અહોપણું ઉપજાવનારા ને ઊર્ધ્વગામી કરનારાં છે.

કર્મ, ઉપાસના તથા જ્ઞાનવિષે તેમજ તેને લગતાં વિવિધ સાધનોવિષે ભિન્ન ભિન્ન સ્વરૂપે અનેક ગ્રંથાદિ લખીને ગુજરાતી ભાષા જાણનારી પ્રજા ઉપર પૂજ્યપાદ મહાત્માશ્રીએ ભારે ઉપકાર કર્યો છે. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ પછી તત્ત્વજ્ઞાનના કઠિન ગ્રંથો જેવા કે સર્વે ઉપનિષદો, વેદાંતદર્શન, શ્રીપાતંજલયોગદર્શન ને સાંખ્યદર્શનનો ગુજરાતીમાં રસ ચખાડનાર પ્રથમ પુરુષ તેઓશ્રી છે તેઓશ્રીના નાનામોટા ગ્રંથાદિની સંખ્યા ૧૦૫ની થવા જાય છે લગભગ એકોતેર વર્ષની અતિવૃદ્ધાવસ્થાએ પણ તેઓશ્રી ઉત્સાહપૂર્વક પોતાના અમૂલ્ય ધર્મોપદેશનો લાભ આપવા, લગભગ પ્રતિવર્ષે અતિ કષ્ટસાધ્ય પ્રવાસક્રમ સેવી રહ્યા છે એવા શ્રીસદ્ગુરુ પરમાત્માની કૃપા જે મુમુક્ષુઓ ઉપર થાય છે તે મનુષ્યો નિશ્ચય કૃતાર્થ થાય છે. સર્વ ઋષિઓ, મહાયોગીઓ, અને સર્વ ભક્તો શ્રીસદ્ગુરુશ્રીના આશ્રયથીજ તર્યા છે તોટકાચાર્ય ઉપર જ્યારે આદ્યશંકરાચાર્ય ભગવાનની દયા થઈ ત્યારે શાસ્ત્રં પણ જેને

જ્ઞાન નહિ એવા તોટકાચાર્ય પુસ્તકોમાં જોયા સિવાય પારાયણ કરવાને શક્તિમાન થયા હતા. તોટકાચાર્યને આવી વિભૂતિ ફક્ત એવા સદ્‌ગુરુ ભગવાનની સેવા કરવાથીજ મળી હતી. કેટલાક મનુષ્યો એમ સમજે છે કે જંગલમાં કે પહાડમાં પડ્યા રહે અને જનસમૂહમાં ન આવે તેનેજ અમે બ્રહ્મનિષ્ઠ કહીએ, પણ બુદ્ધિશાળી મનુષ્યો સમજે છે કે આવા બ્રહ્મનિષ્ઠ મહાપુરુષો ધર્માચાર્યનું કાર્ય કરતા તમારા સમૂહમાં ન રહેતા હોય તો તમારૂં કલ્યાણ થાય એવા ઉત્તમ માર્ગ કોણ બતાવે ? શું ઈશ્વર આકાશમાંથી નીચે ઉતરી તમને સ્વર્ગમાં મોકલાવી દે, અથવા પહાડમાંથી અવધૂત યોગી આવી તમને નિર્વાણપદે પહોંચાડી દે ! નહિ, લોકસમૂહમાં રહી જનકલ્યાણ સાધતા મહાપુરુષોથીજ જગતનો ઉદ્ધાર થઈ શકે છે. એવા પરમોદાર સર્વ વિશેષણાતીત, સદ્‌ગુરુ પરમાત્માનું વાણીવડે વર્ણન કેમ કરી શકાય ! અંતમાં શ્રીઓશ્રીના આવા પરમદયાળુ સ્વભાવનું ને અલૌકિક સામર્થ્યનું સર્વને ભાન થાઓ, અને એઓશ્રીની કૃપાવડે સર્વદુઃખનું અતિક્રમણ કરી પરમાનંદનો અનુભવ કરવા ભાગ્યશાળી થાઓ એવું ઇચ્છતો વિરમું છું. ઇતિ શિવમ્

## સમયનો સદુપયોગ

[ લેખકઃ—શ્રી. ઓધવજી હીરજી અધિકારી—ભાવનગર ]

પૂજ્યપાદશ્રીની સેવામાં મારો પરિચય આજથી ૩૬ વર્ષ ઉપર થયો હતો, અને ત્યારથી અદ્યાપિપર્યંત અને તેઓશ્રીના "સમયનો સદુપયોગ" રૂપ ઉત્તમ ગુણનું બીજા અનેક ગુણો સાથે દૃષ્ટાંત લેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે. જેના યોગે મારાપર તેઓશ્રીની (ગુરુશ્રીની) કૃપા ઉતરી અને મને પોતાને—મારી શક્તિ અનુસાર—તે ગુણ (સમયનો સદુપયોગ) કેળવવાનું મળી આવ્યું છે, અને મને મારી ૬૭ વર્ષની અવસ્થાએ પણ મારા જીવનનો ઉત્સાહ એક નવીન વિદ્યાર્થી જેવોજ જણાય છે; અને હું હજી અભ્યાસીજીવન (વિદ્યાર્થિજીવન) ગાળવામાં હરહંમેશ પ્રવૃત્ત રહી શકું છું, એમ અનુભવસિદ્ધ જણાય છે.

પૂજ્યપાદશ્રીના જીવનમાંથી આપણને "સમયનો સદુપયોગ" એ મુદ્દાપર ઘણું જાણવાનું અને શિખવાનું મળે છે. તેમની નિયમિત દિનચર્યાથી આપણે આ મુદ્દાનું જો સંભાળપૂર્વક નિરીક્ષણ કરીએ તો, આપણને જણાય છે કે તેઓશ્રીના નિત્યના સમયપત્રકમાં પાંચ મિનિટ જેટલો સમય પણ નિરર્થક જતો નથી. તેઓશ્રીના દંતધાવન અને સ્નાન સમયમાં પણ તેઓશ્રી શિષ્યમંડળી સાથે વાતચીતમાં જે સમય લે છે તે પણ ખરેખર ઉચ્ચપ્રતિના ઉપદેશનોજ સમય જણાય છે.

ત્યારપછીના સંધ્યાવંદનાદિ અને સંયમનો સમય બાદ કરતાં મધ્યાહ્નપર્યંતનો સમય પણ સ્વાધ્યાય અને શિષ્યવર્ગને ઉપયોગી ઉપદેશમાં, અને અતિ ઉપયોગી વાર્તાલાપમાંજ તેઓશ્રી સદાસર્વદા ગાળતા જણાય છે. મધ્યાહ્નના ભોજન પહેલાં સ્નાન વગેરે કર્મોમાં પણ તેઓની પળેપળની ઉપદેશશ્રેણીપરત્વેની પ્રવૃત્તિ અવર્ણનીય હોઈ આપણને જીવનમાં અતિ અનુકરણીય લાગે છે. ભોજનસમયે પણ વાર્તાલાપમાં શિષ્યવર્ગને અતિ ઉપયોગી ઉપદેશજ હોય છે.

મધ્યાહ્નોત્તરનો સમય પણ બહુ ટૂંક સમયના આરામ (યોગનિદ્રા) પછી નવાં નવાં પુસ્તકોનું લેખન કે તે વિષયના વિચારમાં સત્શાસ્ત્રોના વાચનનો હોય છે, અને તેમાં પ્રસંગોપાત્ત કાંઈ વાર્તાલાપ થાય તો તે પણ તે ઊંચા ઉપદેશના સ્વરૂપમાંજ હોવાનુ દૃષ્ટિગોચર થાય છે.

સાંજના સમયમાં નિત્યપ્રતિ નિયમિતસમયે શિષ્યવર્ગના કલ્યાણાર્થે વેદાંતશાસ્ત્રોમાંથી કથાનો પ્રસંગ હોય છે.

રાત્રિના સંધ્યાવંદનાદિ તથા સંયમ વગેરેના નિત્યકર્મથી પરવારતાં ફરીવાર રાત્રિના સાડાદશ-શયન સમયસુધીના મિનિટે મિનિટના વખતમાં પણ નવા લેખો તપાસવાનું, બહારગામથી શિષ્યવર્ગના આવેલ પત્રોના નિયમિત જવાબો વગેરે આપવાનું અને છેલ્લે થોડીક મિનિટો આશ્રમના સર્વ કાર્યની તપાસણી અને તેપર સૂચનાઓ આપવાનુ હોય છે

આ ઉપરથી આપણને એ વાત સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે કે તેઓશ્રીના શયનનો સમય બાદ કરતાં, દિવસના ૨૪ કલાકમાંથી ચૌદથી સોળ કલાક જેટલો સમય સતત મુમુક્ષુ જીવોના કલ્યાણાર્થે સદુપદેશમાં, નવા શાસ્ત્રીય ગ્રંથો તૈયાર કરવામાં અને વ્યવહાર અને પરમાર્થ-કાર્યની સૂચનાઓમાજ ઉપયોગમાં લેવાય છે. આ રીતે તેઓશ્રીનુ આખું જીવન અતિ અનુકરણીય જણાય છે, અને જે વ્યક્તિઓ તેમની સેવામાં રહી તેઓશ્રીના આ ગુણ "સમયનો સદુપયોગ" ને પોતાના જીવનમાં ઉતારવા પ્રયત્નશીલ રહે છે, તેઓ ખરેખર પોતાના જીવનનું સાર્થક કરી શકે છે અમારા અનુભવપ્રમાણે જે જે ખંતીલા અને પ્રેમી જીવો તેમના આ ગુણનું કિંચિત્ પણ ધ્યાનપૂર્વક અવલોકન કરી જીવનમાં ઉતારવા મથન કરી રહ્યા છે, તેઓ પોતાના જીવનને ઉચ્ચ સ્થિતિમાં લાવી ફતેહમંદ નીવડ્યા છે; અને તેવા કેટલાક દાખલાઓ અત્યારે તેઓશ્રીના શિષ્યમંડળમાં મોજુદ છે તેઓશ્રીના આ મહદ્ સદ્ગુણને લઈ--અગર જો કે તેઓશ્રી તો બીજા અને તેવા મહદ્ ગુણોથી વિભૂષિત છે—સમાજમાં એક સમર્થ આચાર્યપદ ધરાવે છે, તેમજ સનાતનધર્મના-કાઠિયાવાડ-ગુજરાતમાં-તો ઉત્તમ નેતા છે, અને ધર્મોપદેશની જરૂરિયાત માટેના ધર્મશાસ્ત્રોપર-ગુજરાતી વાચકવૃંદના સમર્થ લેખક, ઉપદેશક અને પ્રેમપોષક ધર્મગુરુ છે વળી તેઓશ્રીના આ સદ્ગુણથી આટલી લાંબી સિત્તેર વર્ષની વયે તેઓશ્રી પોતાની દિનચર્યામાં અત્યંત નિયમિત રહેતા જણાય છે, અને એ નિયમિતતાને લઈને શરીરસંપત્તિ પણ ઉત્તમરીતે જળવાઈ રહી છે

તેઓશ્રીએ તો એક અંગ્રેજી જૂની કહેવતને ખરેખર પોતાના જીવનમાં મૂર્તિમંત કરી દર્શાવી છે.

Time is an old man with a scythe in his hand, which cut all mortal things, but the prudent man catches it by the forelock ".

જેનો સાર નીચે મુજબ છે —

"સમય એ એક વૃદ્ધ પુરુષ છે, અને તેના હાથમાં દાતરડું ધારી રહેલ છે, જે સર્વ નાશવંત વસ્તુઓને કાપી નાખી રહ્યો છે, પણ ડાહ્યા માણસોજ તેને તેના માથાના વાળના ગુચ્છાથી પકડી રાખે છે, એટલે કે તેનો ખરેખર સદુપયોગ કરી રહ્યા છે

તેઓશ્રી આટલી વૃદ્ધાવસ્થાએ પણ જનસમાજના કલ્યાણઅર્થે સનાતનધર્મની

ઉપદેશપ્રણાલિકા સતત સજીવન રાખવામાટે, વર્ષ દરમિયાન છ કે સાત માસ જેટલો લાંબો સમય કાઠિયાવાડ, ગુજરાત, મુંબઈ, કરાચી વગેરે સ્થાનોમાં પ્રવાસ કરી પ્રવાસ દરમિયાન પણ પોતાની દિનચર્યા બરાબર વ્યવસ્થિત રીતે જાળવી સમયનો સદુપયોગ કરતા સર્વને જણાય છે, અને એ સદ્ગુણને લઇનેજ તેમના જીવનકાળમાંજ સંખ્યાબંધગ્રંથો તત્ત્વજ્ઞાન તેમજ સતશાસ્ત્રો પર ગુજરાતી ટીકાઓ સાથે તેમજ ખાસ ધાર્મિક વિષયોપર ગુજરાતીમાં તેમના તરફથી બહાર પડ્યા છે, અને હજી પણ પડતા રહે છે. જેમાંના ઉપનિષદો, વેદાંત-દર્શન, ગીતા, પંચદશી, પાતંજલયોગદર્શન વગેરે ગ્રંથો પરની ગુજરાતી ટીકાવાળા ગ્રંથોએ ગુજરાતી વાચકવૃંદને તો ભારે ઉપકારમાં મૂક્યું છે એ વાત નિ:શંક જણાય છે.

તદુપરાંત છેલાં ૩૮ વર્ષથી દર વરસે બબ્બે ઉપદેશગ્રંથાવલિ નામના લઘુલેખો પણ જનસમાજમાં જ્ઞાનની ભારે લહાણી કરી રહ્યા છે, અને કોઇ વર્ષ એવું ખાલી જતું જણાતું નથી કે તેઓશ્રી તરફથી જનકલ્યાણઅર્થે કોઈ નવીન શાસ્ત્રીય ઉપયોગી ગ્રંથ બહાર ન પડ્યો હોય.

આ બધું એ મહદ્ગુણ "સમયનો સદુપયોગ"નેજ આભારી છે.

---

# ઔલિયા વા સંતપુરુષ

[ લેખક:—શ્રી. દોલતસિંહ હરિસિંહ ઠાકોર-આંટવા ]

(૧)

"આપણા લીંબુડામાં મહેતાજી હતા તે અહીં આંટવાના ભીમનાથ મહાદેવના મંદિરમાં ઊતર્યા છે એમ સાંભળ્યું છે તો તેઓ આપણને મળે ખરા?" આમ એકવાર આંટવાના ઉદારદિલ અને વિવેકી બાબી મુસલમાન દરબારસાહેબે મારા મોટાબંધુ શ્રી. લાલસિંહભાઈ કે જેઓ એજન્સી વકીલ હતા એમને બોલાવીને પૂછી જોયું.

"બાપુ! હવે એ મહેતાજી નથી રહ્યા, આપણે એમની પાસે જવું જોઇએ" એમ લાલસિંહજીએ શાંતિથી અને સ્પષ્ટપણે જવાબ આપ્યો.

આ ઉપરથી સાદા અને સરળ સ્વભાવના દરબારસાહેબ લાલસિંહજીને સાથે લઈને ભીમનાથમાં જ્યાં કૃપાનાથ બિરાજ્યા હતા ત્યાં આવ્યા

કૃપાનાથનાં દર્શન થતાં દરબારસાહેબથી સ્વાભાવિકરીતે કૃપાનાથને સલામ થઈ ગઇ, અને કૃપાનાથે પ્રસન્નવદને હસ્તકમળવડે આશીર્વાદ આપ્યા.

કૃપાનાથના સાંનિધ્યમાં રાજાતરીકેનું માન મૂકીને વિનયશીલ એવા દરબારસાહેબ નીચે સામાન્ય આસનપર બેસી ગયા. કૃપાનાથને સા. દં. પ્રણામ કરીને આજ્ઞા મળતાં લાલસિંહજી પણ બેઠા.

કુશળ સમાચાર પૂછવામાં-સામાન્ય શિષ્ટાચાર કર્યા પછી "કુરાનેશરીફ" "હદીસ" આદિમાંના અને તેને લગતાં કે મળતાં બોધવચનો તેમજ રાજાતરીકેના કર્તવ્યસંબંધી ઉપદેશવચનો પણ સંક્ષેપમાં સત્ય, પ્રિય ને હિતકર વાણીમાં કૃપાનાથે દરબારસાહેબને શ્રવણ કરાવ્યાં.

કૃપાનાથના સદુપદેશશ્રવણ સમયે દરબારસાહેબના સરલ અંતઃકરણમાં જે સાત્ત્વિક ભાવો અવ્યક્તપણે (ગુપ્તપણે) ઊભરાઈ રહ્યા હતા તે દરબારસાહેબની મુખમુદ્રાપરથી પ્રસન્ન ગંભીર એવી સૂક્ષ્મ રેખાઓદ્વારા લાલસિંહજી જોઈ શક્યા હતા.

કૃપાનાથપાસેથી ઊઠ્યા પછી રસ્તે ચાલતાં દરબારસાહેબથી લાલસિંહભાઈપ્રતિ પ્રસન્નભાવે બોલી જવાયું કે—

"ખરેખર! એ ઓલિયા છે."

(૨)

## શ્રીનાથજયંતી

" सर्ववेदांतसिद्धांतगोचरं तमगोचरम् ।
गोविंदं परमानंदं सद्गुरुं प्रणतोस्म्यहम् ॥ "

(શ્રીસદ્ગુરુએ કીધી મુજપર મેર રે ઓળખાવ્યો નિજ આત્મા રે-એ રાહ)

ધન્ય ધન્ય ધન્ય મોજીદડ ગામ,
ધન્ય ધન્ય ધામ વિપ્રતણાં રે,
ધન્ય ધન્ય ધરા તે ઝાલાવાડ,
ધન્ય લીંબડી સંસ્થાનને રે.

ધન્ય ધન્ય આસોની સુદિ ચોથને રે,
ધન્ય ધન્ય રૂડો તે આદિતવાર;
ધન્ય ઓગણીસેંના ચૌદને રે.

ધન્ય ધન્ય શુક્લયજુર્ એક વેદને રે,
ધન્ય ધન્ય માધ્યંદિનીય શાખ;
ધન્ય રાવળ ઔદીચ્ય જ્ઞાતિને રે.

ધન્ય ધન્ય સગાં સહોદર સાથને રે,
ધન્ય ધન્ય કુટુંબના પરિવાર;
ધન્ય જનની કેરા જન્મને રે.

તિમિર ટળીને પ્રભા વધી રે,
પ્રગટ્યા છે આ અવનીના ભાણ;
ગુરુનાથ સંસારે સાંચર્યા રે.

આનંદ વાધ્યો ને ઉજ્વળ થયો રે,
પ્રસર્યો છે પરમાનંદ અપાર;
આ સંસાર ઉદ્ધારક અવતર્યા રે.

દુંદુભિ વાગ્યાં ને વૃષ્ટિ થઈ રે,
દેવો કેરી ભીડ છે આકાશ;
અનુયાયીઓ ઉમંગે ભર્યા રે.

આનંદ પળાયો આ ભોમમાં રે,
વ્યોમમાં કાંઈ ફરકયાં નિશાન;
ધર્મધ્યાન કેરાં ભાવનાં રે.

આનંદથી શિષ્યો બહુ હરખિયા રે,
પરખ્યા છે પરમાનંદ ગુરુનાથ;
ગુરુ દોલતના નિરખિયા રે.

દોલત દયાદૃષ્ટિ દેખજે રે,
કરજે શ્રી શિષ્યોનાં કલ્યાણ;
ગાય તિથિ, તેને તારજે રે.

---

# પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નાથભગવાનના હૃદયની વિશાળતા

[ લેખકઃ શ્રી. મણિલાલ મગનલાલ ત્રિવેદી-" બ્રહ્મનાદ "ના તંત્રીજી-અમદાવાદ ]

આપણા આ પવિત્ર ભારતવર્ષમાં જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય ત્યારે ત્યારે હું યુગયુગને વિષે અવતાર ધારણ કરું છું એમ શ્રીકૃષ્ણ પરમાત્માએ यदा यदा हि धर्मस्य० એ શ્લોકવડે પ્રતિપાદન કર્યું છે. જ્યારે અધર્મી લોકો સજ્જનોને દુઃખ દે છે ત્યારે શ્રીહરિ ક્ષત્રિયાદિ કુળમાં અવતાર ધરે છે, અને પોતાનાં દિવ્ય અસ્ત્રશસ્ત્રોથી તેવા દુષ્ટ મનુષ્યોનો સંહાર કરી પૃથ્વીમાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપે છે. આ પ્રમાણે શ્રીહરિના નવ અવતારો થયા છે, અને દશમો કલ્કિ અવતાર થવાનો છે. જ્યારે જ્યારે વેદમાર્ગ પ્રમાણે લોકો વર્તતા નથી, સંધ્યાદિ નિત્યકર્મ કરતા નથી અને વર્ણાશ્રમના ધર્મમાં શિથિલતા આવે છે ત્યારે શ્રીસદાશિવ બ્રાહ્મણને ત્યાં અવતાર ધારણ કરીને લોકોને વેદધર્મ સમજાવી ચારે વર્ણને પોતપોતાના ધર્મમાં યોજે છે. પોતપોતાના ધર્મમાં યોજવામાટે બ્રાહ્મણકુળમાં પ્રભુનો જે અવતાર થાય છે તે આચાર્ય અવતાર ગણાય છે. આ પ્રમાણે મોટા ચાર અવતારી આચાર્યો ચાર યુગમાં થઈ ગયા. સત્યયુગમાં કપિલ ભગવાન, ત્રેતાયુગમાં દત્તાત્રેય ભગવાન, દ્વાપરયુગમાં વ્યાસ ભગવાન અને કલિયુગમાં શ્રીશંકરાચાર્ય ભગવાન. શ્રીશંકરાચાર્ય ભગવાનના કૈલાસગમન પછી લગભગ વર્ષો સુધી તો અદ્વૈતમતનો જુસ્સો બરોબર ચાલ્યો, પણ પરિસ્થિતિ બદલાતાં શ્રીશંકરે પુનઃ પ્રકટ થઈને પુનઃ અદ્વૈતજ્ઞાનનો પ્રચાર કરવાની ઈચ્છા કરી, અને શ્રીનાથ-ભગવાનરૂપે પ્રકટ થયા. શ્રીરામચંદ્ર ભગવાનના ગુણો સાથે શ્રીમન્નાથભગવાનના ગુણો મળતા આવતા હોવાથી હું તેઓશ્રીને અવતારી પ્રભુ માનું છું. શ્રીરામચંદ્ર ભગવાનના ગુણોના સંબંધમાં એક કવિ કહે છે કેઃ—

" धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहता।
मित्रेऽवंचकता गुरौ विनयता चित्तेऽतिगंभीरता।

आचारे शुचिता गुणे रसिकता शास्त्रेषु विज्ञातृता।
रूपे सुंदरता शिवे भजनता त्वय्यस्ति भो राघव ॥

(ધર્મમાં તત્પરતા, વાણીમાં મધુરતા, દાન દેવામાં ઉત્સાહ, મિત્રસાથે નિષ્કપટતા, ગુરુસાથે નમ્રતા, ચિત્તમાં અતિ ગંભીરતા, આચારમાં પવિત્રતા, ગુણોમાં રસિકતા, શાસ્ત્રમાં સારી પ્રવીણતા, રૂપમાં સુંદરતા અને શિવમાં ભક્તિ એટલા ગુણો હે રાઘવ! તમારામાંજ છે, અર્થાત્ અવતારી પુરુષોમાંજ આવા સર્વ સદ્ગુણો એકત્ર થયેલા છે.)

પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનમાં આ સર્વે ગુણો હોવા ઉપરાંત બીજા પણ ગુણો છે. શી એઓશ્રીના હૃદયની વિશાળતા! જાણે તેઓશ્રીના હૃદયમાં ગુણોનો મહાસાગર ન ભર્યો હોય! હરેક ક્ષણે કાર્ય કરવામાં ઉમંગ, કોઈપણ દિવસ એવો નહિ ગયો હોય કે તે દિવસની એક ક્ષણ પણ તેઓશ્રીએ નકામી કાઢી હોય! તેઓશ્રીના વિશાળ હૃદયના ઊંડાણમાંથી નીકળતી અમૃતજેવી મધુરવાણીએ સુકાઈ જતા લાખો વેલાઓને સજીવન કર્યા છે. જેમ મોરલીનો નાદ સાંભળીને ગોપાંગનાઓ હર્ષઘેલાં થઈ જતાં હતાં, અને જ્યાંથી મોરલીનો નાદ નીકળતો હોય ત્યાં દેહનું ભાન ભૂલીને ગોપાંગનાઓ શ્રીકૃષ્ણનાં દર્શન કરવા દોડી જતાં હતાં, તે પ્રમાણે શ્રીનાથભગવાનના શ્રીમુખમાંથી જ્યાં બોધની સતત ધારા ચાલવા માંડતી ત્યાં તો જોઈ લ્યો કે સ્ત્રીઓ ને પુરુષો, વૃદ્ધ કે યુવાન્ તેઓશ્રીના મુખમાંથી નીકળતા કથામૃતનું પાન કરવાને દોડી જતાં

ગંભીરતાના તો તેઓશ્રી મોટા મહાસાગર છે. તમે ગમે તેને પૂછો. અરે! કોઈ પ્રતિસ્પર્ધીને પૂછો તો તે પોતાની બંને કાનની બૂટો પકડીને એટલું તો કબૂલ કરશે કે મહાત્માશ્રી જેવા ગંભીર મહાપુરુષ વર્તમાનમાં અમારા તો જોવામાં નથી આવતા આ પ્રમાણે તેઓશ્રીમાં સેંકડો ગુણો છે જો તે ગુણોનું વર્ણન કરવા બેસીએ તો મોટો ગ્રંથ થઈ જાય.

લોકોને સન્માર્ગે દોરવામાટે પ્રકટ થયેલ હે અશરણશરણ નાથ! હે પ્રભો! આપશ્રીના હૃદયની વિશાળતાના સંબંધમાં હું શું લખું! કંઈ સૂઝ પડતી નથી, પરંતુ આપનું હૃદય તે ખરેખર એક ગંભીર મહાસાગર છે. કોઈ ગમે તેવી નિંદા કરો, ગમે તેમ બોલો, ગમે તેમ ટીકા કરો, પરંતુ આપ તે સઘળું પ્રસન્ન ચિત્તે સહન કરો છો એટલુંજ નહિ, પરંતુ તેનું સારુંજ થવાની મનમાં ભાવના કરો છો એ શું આપના હૃદયની ઓછી વિશાળતા છે!

પ્રિય સજ્જનો! પ્રવાસમાં કોઈ કોઈ સ્થળે એવા પ્રશ્ન પૂછનાર આવ્યા હશે કે જો બીજો કોઈ હોય તો અકળાઈ જાય, પરંતુ જેમનું વિશાળ હૃદય છે એવા નાથપ્રભુ શાંતિથી તેમને એવા ઉત્તર આપતા હતા કે પ્રશ્ન પૂછનાર ઠંડાગાર થઈ જતો હતો.

જ્યારે પૂજ્યપાદ મહાત્માશ્રી પહેલવહેલા અમદાવાદ પધાર્યા ત્યારે હરેક પ્રકારનો બંદોબસ્ત કરવાની મને આજ્ઞા કરી હતી. ઉતારો સારંગપુર કોકડિયાની પોળમાં સદ્ગત દલપતરામભાઈ ને ત્યાં હતો. સવારમાં તેઓશ્રીના સન્માનાર્થે આશરે ૫૦૦ માણસો સ્ટેશન-ઉપર ગયા હતાં લગભગ ૫૦ તો સ્વયંસેવકો હતા. સ્ટેશનપરથી બહાર પધાર્યા પછી તેઓશ્રી બગીમાં પધાર્યા આ વખતે હું તેઓશ્રીની પાસેજ ઊભો હતો. એવામાં પ્રતિસ્પર્ધીએ શિખવીને મોકલેલો એક સંન્યાસી ત્યાં આવ્યો, અને પૂજ્યપાદ મહાત્માશ્રીને અસભ્ય શબ્દો

કહેવા લાગ્યો આ શબ્દો સાંભળતાં મહાત્માશ્રીની ગંભીર મુખમુદ્રામાં લગાર પણ ફેરફાર ન થયો, પરંતુ તેઓશ્રીએ તે સંન્યાસી સામે દૃષ્ટિ કરી એટલે કોણ જાણે શો તેના ઉપર એકદમ પ્રભાવ પડ્યો કે બોલતો એકદમ બંધજ થઈ ગયો, અને ત્યાંથી ઊભી પૂછડીએ નાઠો આ દેખાવ તો મે મારી નજરે જોયેલો છે ત્યારપછી બેંડવાજાં, ગરણાઈઓના ધ્વનિસાથે પૂજ્યપાદ મહાત્માશ્રીની સવારી આગળ વધી. રસ્તામાં ઠેરઠેર તેઓશ્રીનાં દર્શન કરવામાટે સ્ત્રીપુરુષોનાં ટોળાં ઊભેલાં પ્રતીત થતાં હતાં, અને પોતાના હાથમાં રાખેલાં પુષ્પોથી તેઓશ્રીને વધાવતાં હતાં ચૌટામાં સાંકડી શેરી વટાવી આગળ ચાલતાં સ્ત્રીઓ પોતાની બારીએ ઊભી ઊભી બે હાથ જોડીને પૂજ્ય મહાત્માશ્રીનાં બહુ ભાવથી દર્શન કરતી હતી. ત્યારપછી મુકામ ઉપર મહાત્માશ્રી પધાર્યા સ્ટેશનથી મુકામ ઉપર પધાર્યા તે વખતે તેઓશ્રીને મળેલા ઘણા માનથી પણ મહાત્માશ્રીની મુખમુદ્રા ઉપર હર્ષ છવાયેલો પણ ન જોવામાં આવ્યો, પરંતુ તેઓશ્રીની મુખમુદ્રા ગંભીર હતી, તે ગંભીરજ હતી ધન્ય! તેઓશ્રીના હૃદયની વિશાળતાને!

હું જ્યારે ગોધરા સ્ટેશને તારમાસ્તર હતો ત્યારે મેં પહેલીવાર મહાત્માશ્રીની પધરામણી ગોધરે કરી હતી. ત્યાં સ્ટેશન ઉપર તેઓશ્રીને લેવા માટે શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો સેંકડોની સંખ્યામાં આવ્યા હતા. સ્ત્રીઓ પણ પોતાના માથા ઉપર સુંદર કલશો મૂકી અને તેના પર નાળિયેર મૂકી સેંકડોની સંખ્યામાં આવી હતી. આ પ્રમાણે આશરે ૪૦૦ માણસો સ્ટેશનના પ્લાટફોર્મ ઉપર આવીને ઊભા રહ્યા હતા. સ્ટેશનના પ્લાટફોર્મ ઉપર એક સુંદર જાજમ અને તેના ઉપર ગાલીચો પથરાવી તેના ઉપર સુશોભિત ખુરશી મૂકી હતી. ઉમરેઠથી આણેલું બેંડ પણ સ્ટેશનના પ્લાટફોર્મ ઉપર તૈયાર રાખવામાં આવ્યું હતું. ટ્રેઈન આવતાં શ્રીમન્નાથભગવાનની જય સર્વેએ બોલાવી, અને બેંડ સુંદર રાગમાં પોતાનો ધ્વનિ કાઢવા માંડ્યું. પછી પૂજ્યપાદ મહાત્માશ્રી ખુરશી ઉપર પધાર્યા એટલે તેઓશ્રીના ઉપર ચાંદીનાં પુષ્પોની અને બીજાં પુષ્પોની વૃષ્ટિ થઈ. આ વખતે ગંભીરશર્મા પણ તેઓશ્રીની સેવામાં હતા. વાહ આનંદ! કેવો આનંદ! ત્યાં ગાડી લગભગ ૨૦ મિનિટ સુધી ઊભી રહી. ગાડીમાં બેઠેલા પેસેન્જરો પણ આ દૃશ્ય જોઈને થોડીવાર તો પોતાનું ભાન ભૂલી ગયા, અને બંને હાથ જોડીને વારંવાર નમન કરવા લાગ્યા. આ બધું માન મળવા છતાં પૂજ્ય મહાત્માશ્રીની ગંભીર મુખમુદ્રામાં લગાર પણ ફેરફાર ન થયો. ધન્ય છે તેઓશ્રીના વિશાળ હૃદયને!

તેઓશ્રીનાં ચરણમાં લક્ષ્મી તો આળોટે છે, પરંતુ પરમતત્ત્વ સાથે અભેદભાવને પામેલું હૃદય આવી લક્ષ્મીની પ્રાપ્તિ થતાં પોતાની વિશાળતાનો ત્યાગ કરી તેમાં પ્રસન્નતાનો અનુભવ કરે? નજ કરે.

જ્યારે જ્યારે મને પૂજ્યપાદ મહાત્માશ્રીનાં દર્શનનો લાભ થાય અને કથાશ્રવણ કરવા બેસતો ત્યારે ત્યારે પ્રથમ હું તેઓશ્રીના મુખસામું જોતો. ત્યારપછી તેઓશ્રીના હૃદયસામું તાકી તાકીને જોતો એટલે તેઓશ્રીના હૃદયમાંથી જાણે સૂર્ય પ્રકટ થયો હોય એમ મને દેખાતું. આવા પરમ વિશાળ હૃદયને પુનઃ પુનઃ પ્રણામ!!

આ પૂજ્ય વિશાળ હૃદયમાંથી નીકળતા પરોપકારના સતત વિચારોની ધારાનાં હું શાં વખાણ કરું? દ્વિજોન્નતિ અને અન્યનું શ્રેય કેમ થાય તે માટે યુવાવસ્થા પ્રાપ્ત થઈ,

ત્યારથી અત્યાર સુધીમાં તેઓશ્રીએ જે જે પ્રયાસો કર્યા છે તે ગુજરાત-કાઠિયાવાડની પ્રજાથી અજ્ઞાત નથી. અત્યારે લાખો માણસો સન્માર્ગે ચડયા છે. કંઇ હજારો માણસો ગરીબ અવસ્થામાંથી સારી સ્થિતિમાં આવ્યા છે. અરે! કેટલાક તો લક્ષાધિપતિ અને મોટા અમલદાર થયા છે. પરમતત્ત્વમાં ઓતપ્રોત થયેલા આ વિશાળ હૃદયમાંથી જે સંકલ્પ નીકળેલા છે તે સિદ્ધ થયા વિના રહ્યા નથી એવો મને પોતાને અનુભવ છે.

આ અલૌકિક હૃદયની દયાથી કેટલાક મૂઢ માણસો પણ વિદ્વાન્ થયા છે. આ હૃદયની વિશાળતાના સંબંધમાં જેટલું લખીએ તેટલું ઓછું છે. આ વિશાળ હૃદયને ઓળખવું એ સહેલ નથી. તેઓશ્રીની સમીપમાં સેંકડો માણસો રહેતાં હશે, તેઓશ્રીના સંબંધમાં લાખો માણસો આવ્યાં હશે, પરંતુ કોઈ થોડાએજ કોઈ વિરલેજ તેઓશ્રીના હૃદયને જાણ્યું હશે. શ્રીકૃષ્ણપરમાત્માના પ્રાદુર્ભાવના સમયમાં શ્રીકૃષ્ણને ઈશ્વરરૂપ સમજનાર બહુજ થોડા હતા, તેમ શ્રીનાથભગવાનને શ્રીશંકરરૂપ માનનાર બહુજ ઓછા હશે. ફક્ત ગુરુ તરીકે માનનાર તો હજારો ઉપરની સંખ્યામાં હશે, પણ તેઓશ્રી સાક્ષાત્ શંકર છે એવું માનનારા ઘણા થોડા સદ્‌ભાગી મનુષ્યો હશે, અને તેઓશ્રીના હૃદયને જાણનારા તો બહુજ થોડા હશે. ઊંચી શ્રદ્ધાવિના અને ઊંચા સંસ્કારવિના તેઓશ્રીના હૃદયને જાણવાનો પ્રયત્ન કરવો એ ગગનચુંબિત આમ્રવૃક્ષ ઉપર લટકતી પક્વ થયેલી શાખને એક ઠીંગણો માણસ તોડવાની ઇચ્છા કરે એના જેવું છે. આ વિશાળ હૃદયને ઓળખવામાં આવે તેના હૃદયમાં પછી અંધકાર ક્યાંથી હોય? આ વિશાળ હૃદયને જેમણે ઓળખ્યું છે તેનાં નેણ ને વેણ ફરી ગયાં છે, તેવા સદ્‌ભાગી મનુષ્યો આનંદમાં જ્યાં હોય ત્યાં વિચરે છે.

આ વિશાળ હૃદયની છાપ અને તેની કૃપા તો જે શિષ્યો શ્રીસદ્‌ગુરુનું માહાત્મ્ય સમજી તે પ્રમાણે વર્તન કરે તેની ઉપરજ હોય છે 'ગુરુ કર્યા પણ ગરજ નહિ, ગુરુને આળ ચડાવે' આવા મનુષ્યો લાખો વર્ષસુધી લાંબા થઈ થઈને ગુરુને પગે લાગે તોપણ તેમનું કલ્યાણ થવાનું નથી. સૂર્યનો પ્રકાશ તો દરેક વસ્તુપર પડે છે, પરંતુ વચમાં વાદળાં હોય તો પ્રકાશ ન દેખાય, તેમ આવા વિશાળ હૃદયની કૃપા તો એકસરખી બધા ઉપર હોય છે, પરંતુ જેમનાં હૃદય ઈર્ષ્યા, ક્રોધ, નિંદા વગેરે વાદળોથી ભરેલાં હોય છે ત્યાં કૃપાનો પ્રકાશ કેવી રીતે પડે? ગુરુની કૃપા મેળવવી એ રસ્તામાં નથી પડયું. ગુરુની કૃપા મેળવવામાટે પોતાનું તન, મન અને ધન અર્પણ કરવું જોઇએ, તોજ આવા વિશાળ હૃદયને ઓળખવાની શક્તિ આવે છે જે પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે તેના માટે ઉઘડેલાં દ્વાર ખુલ્લાં થાય છે. જે પોતાનું સર્વસ્વ છે એમ માને છે તેના માટે ઉઘડેલાં દ્વાર બંધ થાય છે એક વખતે મત્સ્યેંદ્રનાથ ને ગોરખનાથ ચાલ્યા જતા હતા તેવામાં એક ગામ આવ્યું. ગામની બહાર એક વડના ઝાડ નીચે તેમણે મુકામ કર્યો. પછી મત્સ્યેંદ્રનાથે ગોરખનાથને કહ્યુ કે બેટા! ગોરખ! ભૂખ લાગી છે માટે ગામમાંથી ભિક્ષા માગી લાવ. ગોરખ—"બહુ સારું પ્રભુ!" એમ કહીને ભિક્ષા માગવા ગામમાં ગયો ત્યાં એક બાઇને ત્યાં તેના સસરાનુ શ્રાદ્ધ હતું એટલે તેણે ખીર, પુરી, લાડુ, વડાં વગેરે બનાવ્યું હતું તેને ઘેર ગોરખનાથ જઈને ઊભા રહ્યા અને ભિક્ષા માગી. આ બાઈએ ગોરખનાથને ભિક્ષાના પાત્રમાં પૂરી ખીર, વડાં વગેરે આપ્યું. તે લઈને ગોરખનાથ પોતાના ગુરુ મત્સ્યેંદ્રનાથ પાસે ગયા, અને ભિક્ષાનું પાત્ર તેમના મુખ આગળ મૂકયું મત્સ્યેંદ્રનાથે તો તે પદાર્થો ખાધા; તેમાં તેમને વડાં મારાં લાગ્યાં, એટલે તેમણે ગોરખનાથને બીજે દિવસે વડાં માગી લાવવાની આજ્ઞા કરી

ગોરખનાથ બીજે દિવસે તેજ બાઈને ત્યાં ગયા, અને તે બાઈને કહ્યું કે ગઈકાલે તમે મને વડાં વગેરે આપ્યાં હતાં તે મારા ગુરુને સારાં લાગ્યાં, માટે તેમની ઇચ્છા આજે પણ વડાં ખાવાની છે, માટે મને વડાં આપો ત્યારે બાઈએ કહ્યું કે ગઈકાલે તો મારા સસરાનું શ્રાદ્ધ હતું માટે મેં તમને વડાં આપ્યાં હતાં. આજે તો હું તમને વડાં ક્યાંથી આપું? ગોરખનાથે કહ્યું કે તું મને વડાં નહિ આપે ત્યાં સુધી અહીંથી ઊઠવાનો નથી બાઈએ તેની પરીક્ષા જોવા માટે કહ્યું કે જો તારા ગુરુ ઉપર તને એટલો બધો ભાવ હોય, અને વડાં લીધાવિના ઊઠવાનો નથી તો તારા ગુરુના નામ ઉપર મને એક આંખ આપ એટલે હું તને વડાં કરી આપીશ પોતાના ગુરુના નામમાટે સર્વસ્વ અર્પણ કરનારા ગોરખનાથે તે સમયે પોતાની એક આંખ કાઢીને આ બાઈને આપીને કહ્યું કે મૈયા! લે મારી આ એક આંખ, અને હવે જલદીથી વડાં બનાવી આપ આ બાઈ તો આ દશ્ય જોઈને ગભરાઈ ગઈ, અને તરતજ વડાં બનાવીને ગોરખનાથને આપ્યાં. ગોરખનાથ વડાં લઈને પોતાના ગુરુ પાસે આવ્યા, અને તેમનાં ચરણમાં તે વડાં મૂક્યાં, અને એક હાથે પેલી આંખ દબાવીને ઊભા રહ્યા. મત્સ્યેંદ્રનાથે તેમને પૂછ્યું કે તારી આંખે શું થયું છે? ત્યારે ગોરખનાથે કહ્યું કે જેને ત્યાંથી હું વડાંની ભિક્ષા લાવ્યો છું તે બાઈએ કહ્યું કે જો તારા ગુરુ ઉપર તને અનન્ય ભાવ હોય તો મને તારી એક આંખ આપ તો હું તને વડાં આપું. મેં તેજ વખતે તે બાઈના મોંમાંથી આવા શબ્દ નીકળ્યા કે તુરતજ મારી એક આંખ કાઢીને આપી એટલે તે બાઈએ મને તુરતજ વડાં બનાવી આપ્યાં આ સાંભળી મત્સ્યેંદ્રનાથે કહ્યું કે તારું કહેવું હું સાચું માનતો નથી, અને જો તેં મારામાટેજ એક આંખ આપી હોય તો હું તને કહું છું કે તું મારામાટે તારી બીજી આંખ પણ મને કાઢી આપ ગોરખનાથે આ શબ્દો કાને પડતાંજ પોતાની બીજી આંખ પણ કાઢીને પોતાના ગુરુને આપી. ગુરુમહારાજ પોતાના ઉપર ગોરખનો અનન્ય ભાવ અને તેનું સાહસ જોઈને પ્રસન્ન થયા, અને મંત્રસિદ્ધિથી ગોરખની આંખો પહેલાં જેવી કરી અને બહુજ ઉમળકાથી તેને પોતાની છાતીસરસો ચાંપ્યો

ગોરખ જેવા ગુરુના અનન્ય ભક્તો મળવા મુશ્કેલ છે. ગુરુનું દૈવત કેટલું છે, ગુરુના હૃદયની કેટલી વિશાળતા છે તે ગુરુની ઉપરછલી ભક્તિથી ન સમજાય. તે હૃદયની વિશાળતા જાણવામાટે તેણે પોતાના હૃદયમાં બહુજ ઊંડા ઊતરવું જોઈએ છેવટે શ્રીનાથ ભગવાનના વિશાળ હૃદયને પુન: પુન: નમન કરી આ ટૂંકો લેખ સમાપ્ત કરું છું.



## પૂજ્યપાદ મહાત્માશ્રી

[ લેખક:—શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી ]

કાળ પણ (સમય પણ) જેમનો ગુલામ બની જેમની સેવામાં બે હાથ જોડી ઊભો રહે છે એવા કાળના પણ કાળને (સ્વામીને) મારા પૂજ્યભાવે નમસ્કાર છે.

પૂજ્યપાદશ્રી અનેક સદ્ગુણોના ભંડાર છે તેમના એકાદ ગુણનું પણ સ્મરણ કરીને હું આનંદ પામું છું મહાતેજસ્વી સૂર્યને દીવાવડે બતાવવાજેવી મારી અલ્પજ્ઞતા છે, તોપણ અંત:કરણના વેગને નથી રોકી શકતો.

આ જગતમાં ધન્ય તેમને છે કે જેઓ સમયનો સદુપયોગ કરી જાણે. અંગ્રેજી ભાષામાં

કહેવત છે કે વખત એ પૈસો છે, અને જિંદગી વખતની બનેલી છે. ( Time is Money & Life is Time ) એથી પણ આગળ વધીને કહીએ તો પૈસાથી નહિ ખરીદી શકાય એવી વસ્તુ એ સમય છે. સમય એવો કિંમતી છે, છતાં સમયનો સદુપયોગ કરનારા તો વિરલજ. ચોવીશે કલાકનો હિસાબ રાખીને વર્તનારા આ જગતમાં બહુ થોડા હશે. પૂજ્યપાદશ્રી સમય ઉપર બરાબર કાબૂ રાખે છે જે પોતાની નિદ્રા ઉપર કાબૂ રાખી શકે તેજ પોતાની જાગ્રત્ દશાનો બરાબર ઉપયોગ કરી શકે. જે મિનિટ અને સેકંડને ઓળખી શકે તેજ કલાકનું મૂલ્ય સમજે. પૂજ્યપાદશ્રીનો સૂવા ઊઠવાનો નિયમ ચોક્કસ રહે છે. અનેક કામની વ્યવસ્થા તેઓશ્રી ૭૨ વર્ષની ઉંમરે પણ યથાયોગ્યપણે તાજુબી થાય એવી રીતે કરી શકે છે. એક પણ મિનિટ નકામી ન જાય તેની તેઓશ્રી બહુ કાળજી રાખે છે. રોજના ધાર્મિક અને દૈહિક વ્યવહાર ઉપરાંત અનેક મનુષ્યોની શંકાઓનું સમાધાન કરવાનું, પુસ્તકો લખવાનું અને તેનાં પ્રૂફો તપાસવાનું કામ તેઓશ્રી વચમાં મળતા સમયમાં જાતે કરે છે. સ્નાન કરતીવેળાએ પણ શંકાસમાધાન કે પ્રશ્નચર્ચા તો ચાલતાંજ હોય વચમાં જો થોડી ફુરસદ હોય તો વર્તમાનપત્ર વંચાવી તેમાંના ઉપયોગી લેખોનો સાર જાણી લે છે. આ પ્રમાણે સ્નાનના સમયમાં પણ મળતી થોડી મિનિટો વૃથા જવા દેવામાં આવતી નથી.

કોઇને વખતનો સદુપયોગ જોવો કે શિખવો હોય તો પૂજ્યપાદશ્રીના સમાગમમાં આવીને જોવું. સવારથી રાત્રિના શયનપર્યંતના સમયમાં પોતાના કોઈ કાર્યમાં ખલેલ પડતી નથી. પૂજ્યપાદશ્રીને પોતાને સંધ્યાદિ નિત્યકર્મ કરવાની આવશ્યકતા નથી, છતાં શિષ્યવર્ગને સ્નાનસંધ્યાદિ નિત્યકર્મનો પાઠ શિખવવાને સ્નાનસંધ્યાદિ નિયમિત કરે છે. ધ્યાનસંયમમાં પણ નિયમિત વખત લે છે. પ્રવચનમાટે પણ સવારસાંજ નક્કી કરેલો સમય હોય છે. આ વખતે પૂજ્યપાદશ્રી અમુક કાર્ય કરતા હશે તેનું અનુમાન દૂર બેઠાં પરદેશમાં પણ તેઓશ્રીના નિયમિતપણાને લીધે થાય છે. તેઓશ્રી કાર્યની વ્યવસ્થા કે બંધારણ અગાઉથી નક્કી કરે. પ્રવાસનો કાર્યક્રમ—અમુક દિવસે અમુક સ્થળે નિવાસ કરવાનો—ને તે કોઈ કોઈ વખત તો બેત્રણ માસ અગાઉથી નક્કી થાય છે, અને અસાધારણ કારણવિના તેમાં જરાપણ ફેર પડતો નથી. આ પ્રમાણે સમયને જેમણે કાબૂમાં રાખ્યો છે તેમનું પરોપકારી જીવન વિશેષ ધન્ય છે!

'જીવન સમયનું બનેલું' છે. જે સમયનો સદુપયોગ કરે તેજ જીવનનો સદુપયોગ કરી શકે છે. પૂજ્યપાદશ્રી મારા ઉપર પ્રસન્ન થઈ મને કાંઈ માગવાનું કહે તો હું આ વિશ્વનો કોઈપણ વૈભવ કે સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ નહિ માગતાં જેનાવડે ઇચ્છિત અમૃતત્વ પમાય છે તે સમયનો સદુપયોગજ માગું. સમયનો સદુપયોગ એ વચનનું આધ્યાત્મિક તાત્પર્ય વિચારતાં સમયનો સતમાં—સત્ સ્વરૂપ આત્મામાં ઉપયોગ, એટલે જે વિચાર કે ક્રિયાવડે સત્સ્વરૂપ-પોતાના મૂળસ્વરૂપભણી જવાય તે વિચાર કે ક્રિયા કરવાં તે સમયનો સદુપયોગ એટલે ઊંચામાં ઊંચો નિષ્કામકર્મયોગ, ભક્તિયોગ, અથવા જ્ઞાનયોગ કે રાજયોગ એમ કહી શકાય. પૂજ્યપાદશ્રીના જીવનમાં ને ઉપદેશમાં આ વિચાર ઓતપ્રોત થયેલો જોવામાં આવે છે. ધન્ય છે એવા મહાપુરુષોને કે જેઓ પોતાનું બ્રહ્મસ્વરૂપ અનુભવીને બીજાને તે રસ્તે દોરવામાટે બોધ આપી રહ્યા છે. પૂજ્યપાદ મહાત્માશ્રી જિજ્ઞાસુઓને "સમયનો સદુપયોગ કરતા હશો" "દરરોજ નિયમિત સાધન વાચન ચાલતું હશે" આ પ્રમાણે વારંવાર યાદ આપીને સમયને વૃથા ન જવા દેવાનો બોધ આપ્યા કરે છે. પૂજ્યપાદશ્રીનાં પત્રોનાં પુસ્તકો (સદુપદેશદિવાકરનાં કિરણો) વાંચનારને આ વાત અજ્ઞાત નથી.

દશબાર વર્ષ પહેલાં પૂજ્યપાદશ્રી બહારગામ પ્રવાસમાં હતા તે વેળા હું તે ગામ જઈ ચડ્યો, અને ત્યાં એક દિવસ રોકાયો હતો. પ્રવચનનો સમય સવારે ૮।। થી ૯।। હતો. મારે દશ વાગ્યાની ગાડીમાં જવાનું હતું. પ્રવચન થઈ રહ્યા બાદ જમીને હું જવાની આજ્ઞા લેવા ગયો. સ્ટેશન આશરે પોણો માઈલ દૂર હતું. પગે ચાલીને જવાનું હતું. પૂજ્યપાદશ્રીએ કહ્યું તમે શાંતિથી જશો તોપણ ગાડીના વખત પહેલાં સમયસર પહોંચી શકશો, અને થયું પણ એમજ. કેવી અજબ શાંતિ! આપણે જ્યારે ગાડી ઉપર જવું હોય ત્યારે એકાદ કલાક અગાઉથી મનનો વેગ નકામો વધારીને હાંફળાફાંફળા થઈ જઈએ છીએ, ત્યારે સમયનો સદુપયોગ કરનારા કેવા શાંત હોય છે! સમય તેમની સેવામાં હોય છે, જ્યારે આપણને સમયની પાછળ દોડવું પડે છે. અનિયમિતપણે અનેક કામકાજનો ગુંચવાડો કરી દેવાથી આમ થાય છે. સમયનો સદુપયોગ કરનાર શાંત ને ગંભીર હોય છે. વહાલા બંધુઓ! સમય ઉપર જેમની સત્તા છે તેઓજ આ જગતમાં મોટાં કામ કરી શકે છે. સમયને માટે જે બહાનાં કાઢે છે, અને અમુક કામ માટે સમય મળતો નથી એમ કહે છે ને અવ્યવસ્થિત વર્તે છે, તેનું જીવન આવશ્યક કર્તવ્ય કર્યા પહેલાં પૂરું થઈ જાય છે. જ્યારે કોઈ વ્યક્તિ અમુક કાર્યમાટે વખત મળતો નથી એવી દલીલ પૂજ્યપાદશ્રી આગળ કરે છે, ત્યારે બહુજ શાંતિથી ને ગંભીરપણે તેના કામધંધામાટે પૂરતા સમયની વ્યવસ્થા બતાવી બેથી ત્રણ કલાક અજબરીતે કાઢી બતાવે છે કે જેમાં તેની દલીલ બિલકુલ ચાલતી નથી; પણ જેમને કાર્ય કરવુંજ નથી-બહાનાંજ કાઢવાં છે, તેમને તેઓશ્રી શું કરી શકે? આશ્ચર્યજનક વાત છે કે ઘણે ભાગે માણસ પૈસાનો હિસાબ રાખે છે, પરંતુ જેનાવડે આ લોકનું અને પરલોકનું હિત સધાય છે તેવા સમયના સદુપયોગમાટે ઘણા મનુષ્યો કાંઈ ધ્યાન આપતા નથી. જેઓ ધર્મકાર્યમાટે સમય ન મળવાની દલીલ કરતા હોય તેમણે પૂજ્યપાદશ્રીના સમાગમમાં એકવાર આવી જવું, ને તેઓશ્રીનાં ગ્રંથલેખન, વાચન, ઉપદેશ, નિત્યકર્મ, જિજ્ઞાસુઓની શંકાનાં સમાધાન, બહોળો પત્રવ્યવહાર, ધ્યાનસંયમ, આશ્રમની વ્યવસ્થા ને તેમાં ઝીણામાં ઝીણી બાબતની દેખરેખ, દરેકને સોંપેલા કામની હાજરી ઈત્યાદિ દિનચર્યાના કામકાજનું અવલોકન કરવા તસ્દી લેવી, એટલે તેમના મનનું સમાધાન થઈ જશે.

પૂજ્યપાદશ્રીના એકાદ કલાકના પ્રવચનની જો પ્રથમથી જ કોઈએ નોંધ લીધી હોત તો આજ ત્રીશ ચાલીશ વર્ષનાં એ એકજ કલાકથી અનેક પુસ્તકોની સંખ્યા થઈ ગઈ હોત. ફક્ત એક વખતના પ્રવાસના આશરે એક માસના એક કલાકના સદુપદેશની નોંધ શ્રીયુત માણેકલાલભાઈએ લીધી તેનું "પરમસુખી થવાના ઉપાય" એ નામનું પુસ્તક બહાર પડ્યું છે. તેઓશ્રીની દિનચર્યા માણસના જીવનનો પલટો કરી નાંખે તેવી છે. પૂજ્યપાદશ્રીના સામીપ્યનો લાભ લેનાર એક બંધુનો મને હમણાં પરિચય થયો તો તેનામાં ઘણો ફેરફાર જણાયો. તેમની અગાઉની મંદમતિ ક્યાં? ને હાલની એક મોટા જ્ઞાનીને પણ બાજુએ રાખે એવી વિદ્યાશક્તિ અને સ્મરણશક્તિ ક્યાં? ખરેખર! મને તાજુબી થઈ. પારસની સાથે રહેવાથી લોખંડ સુવર્ણ થાય એ વાત સત્ય છે. જડ પારસમણિ જગતમાં હશે કે કેમ એવો કેટલાક સંશય રાખે છે, તે ગમે તેમ હો, પરંતુ મહાત્માશ્રી જેવા ચેતનરૂપ પારસમણિ તો પ્રત્યક્ષ બિરાજી રહ્યા છે!

પરમપૂજ્ય શ્રીમન્નાથપ્રભુના જીવનનું અવલોકન કરી જિજ્ઞાસુબંધુઓ સમયનો સદુપયોગ કરી ઉત્તરોત્તર વધારે ને વધારે સુખી થાઓ એમ ઇચ્છી તેઓશ્રીનાં ચરણકમલમાં વિરમું છું. ॐ તત્સત્.

# નાથસ્મરણ સંહિતા

[ લેખકઃ—શ્રી. જમશેદજી પેસ્તનજી ઝોળવાળા-મુંબઈ ]

કચ્છનિવાસી ખોજા પ્રેમજી જાફરભાઈના અદ્દભુત જીવનપરિવર્તનનો ભવ્યપ્રસંગ તેમના ખાસ અંગત એક સ્નેહીએ મને કહેલો. પ્રેમજીભાઈ આગબોટમાં કરાચીથી મુંબઈ જતા હતા. જ્યારે આગબોટ પોરબંદરના દરિયામાં આવી ત્યારે દરિયો તોફાને ચઢ્યો ને એ એટલે સુધી કે કદાચ આગબોટ ડૂબી જાય બધા ઉતારુઓ ભયભીત થયા. પ્રેમજીભાઈ તૂતકપર ગયા અને મનમાં વિચાર કર્યો કે આગબોટ સાથે ડૂબી મરવાને બદલે દરિયામાં કૂદી જીવન છોડવું. પોતાનું ચિત્ત બહુ અસ્વસ્થ હતું, અને બિહામણું મૃત્યુ સામે ડાકિયાં કરતું ક્રૂર હાસ્ય કરી રહ્યું હતું. આવે કટોકટીને સમયે દરિયાની સપાટીપર બરાબર પોતાની સન્મુખ તોફાને ચઢેલાં મોજાંઓની વચ્ચે ઊભેલા એક દિવ્યપુરુષનાં તેમને દર્શન થયાં. એક તરફ કાળ ક્રૂર હાસ્ય કરતો ઊભો છે, બીજી તરફ મંદમંદ સ્મિતની મનોહરતા દૃષ્ટિએ પડે છે. તેમણે શું જોયું? તેજોમય મુખકમલ, પરમ ઉજ્જ્વલ ચંદ્રકિરણોસમાં ધવલ વસ્ત્રો, મસ્તકે ફરફરતા શ્વેત શ્વેતજલકણસમા વાળ અને ચાતુર્માસમાં દૃષ્ટિએ પડે એવી સુમનોહર દાઢી. આ દિવ્યપુરુષ બહુજ પ્રશાંત, બહુજ ગંભીર, બહુજ સૌમ્ય. જાણે પ્રભુનું બીજું સ્વરૂપ ન હોય! આંખોમાંથી દયામૃત નીતરતું હતું. મુખમાંથી દિવ્યપ્રભા ફૂટતી હતી. એ દર્શન એટલે દર્શન-એ દર્શન એટલે જીવનના મહત્પુણ્યનો પરિપાક. સ્મિત કરતી એ તેજોમય મૂર્તિએ હાથની ઈશારતવડે પ્રેમજીભાઈને એવું સાહસ કરવાની ના કહી. પ્રેમજીભાઈમાં વિચાર પરિવર્તન થયું. તેઓ ભયરહિત બન્યા, નિશ્ચિંત બન્યા અને પાછા સ્વસ્થાને આવ્યા. ત્યાં તો તોફાન શમી ગયું. તોફાની સમુદ્ર પોતાનું સૌમ્ય સ્વરૂપ ધારણ કરવા લાગ્યો અને તોફાન હતું ન હતું બની ગયું! આગબોટ મુંબઈભણી ચાલી. પ્રેમજીભાઈ જાતે ખોજા એટલે તેમને એ દિવ્યપુરુષ હજરત અલી હોય એવું અનુમાન થવા લાગ્યું. તેઓ સુખપૂર્વક મુંબઈ પહોંચ્યા, અને પછી તો ઉપરોક્ત પ્રસંગ પણ વિસારે પડી ગયો. તેઓ મુંબઈમાં ભાતબજારમાં ચોખાની દલાલી કરતા. એક સમય તે પોતાના પરિચિત મિત્રને ત્યાં ગયા. ત્યાં તેમણે બીલખા-આનંદાશ્રમના આચાર્યપ્રવર શ્રીમન્નાથપ્રભુનાં છબીજી જોયાં. પોરબંદરના તોફાની દરિયામાં દર્શન આપેલાં એજ આ મહાપુરુષ-આ જ એ તેજોમૂર્તિ. પ્રેમજીભાઈનાં પુણ્યનો પરિપાક થયો હશે એટલે એ જૂનો પ્રસંગ તેમને સાંભરી આવ્યો, અને મનમાં બરાબર તાજો થયો. મરણમાંથી મળેલા નવા જીવનની યાદી તેમને તાજી બની. તેમનું હૃદય હર્ષનાં આંસુઓથી ગદ્ગદ બન્યું, આંખો ભીની બની. જે તેજોમય પુરુષે તેમની રક્ષા કરી હતી, તેમના ચરણમાં જીવન ન્યોચ્છાવર કરવા તેમને સંકલ્પ થયો. તેમણે તેમના હિંદુમિત્રને પૂછયુંઃ-"આ મહાપુરુષ કોણ? અત્યારે તેઓશ્રી વિદ્યમાન છે ખરા?" મિત્રે ઉત્તર આપ્યું "આ સંતપુરુષ બીલખા-આનંદાશ્રમના આચાર્યપ્રવર છે, અને અત્યારે તેઓશ્રી એ સ્થાનમાં બિરાજે છે. તેઓશ્રી મારા સદ્ગુરુ છે" આ સમાચાર સાંભળી તેમનું આકર્ષણ વધ્યું. તેઓ જાતે બીલખા ગયા, અને સદ્ગુરુદેવની "દીક્ષા" લીધી. તેમણે પોતાના પાછલા જીવનમાં સંસારવ્યવહાર છોડી કચ્છમાં આવેલ પોતાના ગામ લાખાપુરમાં એક સ્થાનમાં તદ્દન એકાંત જીવન ગાળેલું. તેમણે "શુદ્ધભાવાનંદ"ના બે ભાગ લખ્યા છે, અને સદ્ગુરુશ્રીના ચરણકમલમાં ભક્તિભાવે સમર્પણ કર્યા છે.

મેં અંગ્રેજી અભ્યાસ ઈન્ટર સુધી કર્યો છે. મારા સદ્‌ગત પિતાશ્રી પેસ્તનજી ધાર્મિક વિચારના હતા. અમારી પારસી કોમમાં જૂનાગઢના ભક્તવર્ય નરસિંહ મહેતા માટે બહુ માનબુદ્ધિ છે. અમારી કોમનાં બૈરાં તેમનાં ભજનો બહુ ભાવથી ગાય છે, અને લગ્ન કે એવા બીજા માંગલિક પ્રસંગે એ ભક્તવર્યનાં ભજનો ગવરાવવાનો રિવાજ છે. મને પણ નરસિંહ મહેતાનાં ઘણાં ભજનો મોઢે છે. મને નાનપણથીજ ધાર્મિકગ્રંથો વાંચવાનો ખૂબ શોખ. મારી ઈતરભાષા ફારસી હતી એટલે મેં સુફીવાદનાં ઘણા પુસ્તકો વાંચ્યાં છે. મેં એ સમયે રામાયણ તથા ભાગવત પણ વાંચેલાં. સ્વામી રામતીર્થ તથા સ્વામી વિવેકાનંદનાં અંગ્રેજી પુસ્તકો પણ વાંચેલાં. મને ક્રિકેટ રમવાનો શોખ ખરો, પરંતુ મારા મનનું વલણ ધર્મતરફ વધારે. બુદ્ધિ જિજ્ઞાસુ પણ મારી ધર્મજિજ્ઞાસાને સંતુષ્ટ કરે, બરાબર પરિતૃપ્ત કરે અને મને સન્માર્ગે દોરી શકે એવા મહાપુરુષની શોધમાંજ હતો. મારા જીવનપર કાબૂ જમાવી મને ચરણમાં સ્થાપી શકે એવા મહાસંત-માટે મારું હૃદય ઝંખતું હતું. આ કાળમાંજ મારા સદ્‌ભાગ્યે પ્રેમજી જાફરભાઈના ઉપરોક્ત મિત્રનો મને મેળાપ થયો અને જેમણે મને પ્રેમજી જાફરભાઈના જીવનપલટાનો ઉપરોક્ત પ્રસંગ કહેલો. મેં જિજ્ઞાસુબુદ્ધિથી પ્રેમજીભાઈનું કચ્છનું સરનામું તેમની પાસેથી મેળવ્યું અને ત્યાં મેં સવિસ્તર પત્ર લખ્યું ત્યાંથી મને તુરત પ્રત્યુત્તર મળ્યું. તેમાં જણાવ્યું હતું કે 'તમારી ધર્મજિજ્ઞાસાનું સમાધાન કરી શકે, તમારા મનને શાંત કરી શકે અને તમારા જીવનને સન્માર્ગગામી કરી શકે એવા સંતપુરુષ અત્યારે બીલખામાં બિરાજે છે તેઓશ્રી મહાસમર્થ યોગી અને બ્રહ્મદર્શી સાધુપુરુષ છે. તેઓશ્રીના શરણમાં જાઓ।! આ પત્ર મળ્યા પછી મેં બીલખા નાથપ્રભુમાથે એક પત્ર લખ્યું. તેનું સમાધાનકારક પ્રત્યુત્તર મને મળ્યું. પછી તો મારી પ્રશ્નપરંપરા અને પત્રપરંપરા ચાલી. દરેક પત્ર વિસ્તૃત, અનેક ધાર્મિક પ્રશ્નને ચર્ચતો, પરંતુ મારા આશ્ચર્ય વચ્ચે એ પ્રત્યેક પ્રશ્ન અને પ્રત્યેક પત્રનું ઉત્તર એટલુંજ સમતોલ અને સમાધાનકારક. આ કાર્ય લગભગ પાંચ માસ ચાલ્યું. છેવટે મારી પ્રશ્નલહરી અટકી. બીલખા જવા સ્ફુરણ થયું અને બીલખા પત્ર લખતાં શ્રીનાથની આજ્ઞા પણ આવી

પ્રથમ મને કાઠિયાવાડ જેવા અજાણ્યા પ્રદેશમાં અને વળી તેમાં પણ ખૂણામાં આવેલા બીલખા જેવા નાના ગામમાં અને વળી હિંદુના આશ્રમમાં ન જવા વિચાર આવ્યા કરતા; પરંતુ પ્રભુનો બીલખાથી પત્ર આવતાં આ વ્યામોહનો અંત આવી ગયો. બીલખાથી આવેલા પત્રમાં મારે કેમ પ્રવાસ કરવો, કયાં ગાડી બદલવી અને બીલખા કયારે પહોંચાશે તેની સવિસ્તર માહિતી આપેલી અને તેમાં આજ્ઞા હતી કે મારે જૂનાગઢ ઊતરવું. એ સમયે શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા જૂનાગઢ તાલુકા નિશાળના મોટા મહેતાજી હતા. તેમનાપર પણ બીલખાથી પ્રભુશ્રીનું આજ્ઞાપત્ર હતું. હું જૂનાગઢ રાત્રિના બાર વાગે પહોંચ્યો. મારા માટે "વેઈટિંગ રૂમ"માં સુવાબેસવાનો પ્રબંધ થયો હતો. શ્રી. માણેકલાલ-ભાઈએ મારા સામે સ્ટેશને પાણીનો કુંજો લઈને ખાસ એક માણસને મોકલ્યો હતો. મેં રાત્રિ સ્ટેશનમાં ગાળી અને સવારમાં વહેલો ઊઠી એક ઘોડાગાડી ભાડે બાંધી "નરસિંહ મહેતાનો ચોરો," દામોદરકુંડપર આવેલ "મુચકંદગુફા" વગેરે જોઈ તળેટીમાં ગયો, અને ત્યાંથી એક ડોલી કરી ગિરનારપર જઈ આવ્યો. જૂનાગઢમાં મારા માટે "ગેસ્ટહાઉસ"માં જમવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. હું ભોજન કરી સ્ટેશને આવ્યો. ગાડી

બપોરના ત્રણ વાગે ઊપડી હું બીજા વર્ગમાં બેઠો હતો, પરંતુ ડબો ઉપરથી તૂટેલો એટલે વરસાદનું પાણી ટપકવા લાગ્યું. મારે અંદર છત્રી ઓઢી બેસવું પડ્યું, હું સાંજરે બીલખા પહોંચ્યો સામે વાહન આવેલું આનંદાશ્રમમાં પહોંચ્યો અને ઉતારો કર્યો. પછી હાથપગ ધોઇ હું તેઓશ્રીના દર્શને અંદર ગયો તેઓશ્રીના નિવાસસ્થાન "નિજમંદિર"ની બહારની ઓશરીમાં (પૂર્વભણીની) એક ખુરશીપર કૃપાનાથ બિરાજતા હતા મેં ત્યાં જઈ તેઓશ્રીનાં દર્શન કર્યાં, અને મારા અશાંતચિત્તને શાંત કર્યું. જેમ તપેલો માનવી સરિતામાં સ્નાન કરી દેહને શાંતિ આપે તેમ મારા અશાંતચિત્તે તેઓશ્રીના પ્રશાંતસાનિધ્યમાં સુખદ શાંતિ મેળવી જેમ ખોવાયેલ પુત્ર પિતાને મળે અથવા વિરહી જિજ્ઞાસુ જ્ઞાનદાતાને મળે એમ મને અનુભવાયું એ આનંદાશ્રમ, એ મહાસંત, એ સાંનિધ્ય-બધું અદ્ભુત અને અલભ્ય સહરાના ઉ ણ ઝ ઝાવાતોમા મીઠી વીરડી મળી જાય એમ દુ ખપ્રચૂર દુનિયામાં મીઠો મહેરામણ મળી ગયો હોય એટલી હૂંફ મને મળી અને કેમ ન મળે? દુ ખથી પરિતપ્ત દિલને ઠારી શકે, મનનાં તોફાનોને સમાવી શકે, અને જીવનને નવી ચેતના આપી શકે એવુ એ અમૃતસ્થાન હતું મારું મન પ્રમોદ પામ્યું મને પુનર્જીવન મળ્યું મારી જીવનસાધના પૂરી થઈ મેં ત્યાં દશ દહાડા નિવાસ કર્યો અને ભવતારિણી જીવનદીક્ષા પામ્યો મને પંચાક્ષરમંત્ર મળ્યો તેઓશ્રીએ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે "પારસીઓ ક્ષત્રિય છે તેઓમાં જે અધ્વર્યુ અથવા પાદરી અથવા દસ્તુર છે એ પણ સાચી રીતે ક્ષત્રિય છે'! પારસીઓનો ઝ દભાષામાં લખાયેલો "અવસ્તા" નામક ધર્મગ્રંથ કૃપાનાથ સ્વયં વાંચી શકતા, અને મને તેમાંથી ઉત્તમઉત્તમ ભાગ સમજાવતા

મેં દીક્ષા લીધી ત્યારથી ઈ સ ૧૯૩૧ના વર્ષમા તેઓશ્રીનું સ્વરૂપાવસ્થાન થયું ત્યાંસુધીમાં મને (૧) પ્રથમ પ્રાવેશિકદીક્ષા મળેલી, પછી (૨) પ્રથમદીક્ષા મળેલી, અને તે પછી (૩) દ્વિતીયદીક્ષા પણ મળેલી મને કૃપાનાથમાં પ્રભુતુલ્ય ભાવના એટલે તેઓશ્રીમાં ઈશ્વરનું બધું ઐશ્વર્ય હોય એમ માનતો અને ભગવાન્‌માં રહેલાં સમગ્ર ઐશ્વર્ય, સમગ્ર ધર્મ, સમગ્ર યશ, સમગ્ર શ્રી, સમગ્ર વૈરાગ્ય અને સમગ્ર જ્ઞાન-આ છ ભગ પણ તેઓશ્રીમાં રહેલાં હું માનતો તેઓશ્રીને "પ્રભુશ્રી" કહી જેમ સંબોધતો તેમ તેઓશ્રી સાક્ષાત્ "પ્રભુ" છે એટલો અટલ વિશ્વાસ પણ ધરાવતો અને હજુ પણ ધરાવુ છું તેઓશ્રીના દિવ્ય જ્ઞાનવૈભવ જોઈ બીજાઓ મુગ્ધ થતા પ્રભુમાં બધું સભવે એમ સમજનાર હું સમત્વ જાળવી પ્રશાંત રહેતો. મારા પછી ડા પિરોજશાહ, તેમના બનેવી મંચેરશાહ, મિનોચેહર, ધનજીશાહ અને મારી નાની બહેન ભિખાઈજી-આટલાંએ તેઓશ્રીનુ શરણ સ્વીકાર્યું

અમને તેઓશ્રીરચિત અમુક અમુક ગ્રથો વાંચવાની આજ્ઞા થયેલી. તે ગ્રંથો અમો મુબઈ આવી નિયમપ્રમાણે એકત્ર થઈને અથવા સ્વતંત્ર રીતે વાંચતા. બખાના કાવ્યો પણ વાંચવાની અમને આજ્ઞા થયેલી એ પ્રમાણે એ કાવ્યો પણ અમો વાંચતા. અમો સમજવો બહુ અઘરો એટલે જે જે પ્રશ્ન પૂછાવીએ તેનું તેઓશ્રી તરફથી બરાબર સમાધાન પત્રદ્વારા અમને મળી જાય.

હું એવા લાંબા લાંબા પત્ર લખું, ગમે તે પ્રકારના પ્રશ્ન પૂછું, તોપણ માગ લાંબામાં લાંબા પત્રનો અને મારા દરેક પ્રકારના પ્રશ્નનુ સમાધાનકારક ઉત્તર મને આપવામાં આવે. મને એકવાર શ્રીમુખે પૂછેલું, 'તમો આવા લાંબા પત્રો લખવાનો સમય ક્યારે મેળવો

૨૪

છો ?" મેં નિવેદન કર્યું : "પ્રભો, બધા કામથી પરવારી મોડી રાતે હું તે પત્રો લખું છું. હું રાતે બાર વાગે લખવાનું પૂરું કરી શયન કરું છું અને પ્રભાત સ્હા પાંચ વાગે ઊઠું છું." પ્રભુએ આ સાંભળી સ્મિત કરી પ્રસન્નતા દેખાડી

અમારા મુંબઈના પારસીગુરુબંધુઓમાંથી કોઈને બીલખા નાથપર પત્ર લખવું હોય તે મને કહે. હું તે પત્રનો મુસદ્દો કરી આપું અને તેની નકલ કરી તે એ પત્ર મોકલે. એક વાર અમો પ્રભુસેવામાં બીલખા ગયેલા. અમે સૌ પ્રભુશ્રીના સાંનિધ્યમાં દર્શન કરી બેઠા હતા. એ સમયે કોઈએ જણાવ્યું કે "મુંબઈથી પારસીબંધુઓના પત્ર બહુ લાંબા આવે છે" આ સાંભળી તેઓશ્રી પ્રસન્નગંભીરવદને બોલ્યા, "પત્રો લખનાર જુદા છે અને લખાવનાર જુદા છે." તેઓશ્રીના મુખકમલના આ શબ્દો મેં રૂબરૂ સાંભળ્યા. મને આશ્ચર્ય થયું અને તે એ માટે કે મેં કદી પ્રભુસેવામાં એ નિવેદન કર્યુંજ ન હતું કે મુંબઈના પારસીગુરુબંધુઓના પત્રોનો હું મુસદ્દો કરી આપું છુ આ શબ્દો સાંભળી તેઓશ્રી સાક્ષાત્ ઈશ્વર છે એ મારી માન્યતા વધારે દૃઢ થઈ.

તેઓશ્રી મુંબઈ પધારે ત્યારે હું સવારના છ વાગે ઘેરથી નીકળું અને કાંદીવલી, મલાડ, બોરીવલી, શાંતાક્રુઝ, ચોપાટી, વનિતાવિશ્રામ, કેનેડીબ્રિજપાસે અથવા અન્ય સ્થળે જ્યાં તેઓશ્રી બિરાજતા હોય ત્યાં હું જતો. ત્યાં દર્શન-સત્સંગ અને સવારની કથાનો લાભ લઈ ઓફિસે જતો અને સાંજરે પાછો સવાર પ્રમાણે એ સ્થળે જતો અને સાંજની કથા, સાંજના સ્નાનસમયનાં દર્શન, રાત્રિએ સાયંસંધ્યા અને સમાધિમાંથી પરવાર્યા પછી પોતેશ્રી ફલાહાર લેવા બેઠકમાં બિરાજે ત્યારથી શયનમાં પધારે ત્યાંસુધી હું ત્યાં રોકાઉં અને આશરે બાર વાગે પાછો ખાર-મુંબઈ મારે ઘેર જાઉં. સાંજરે ઓફિસથી આવુ ત્યારે મારામાટે પ્રસાદ વગેરે રખાવવાની વ્યવસ્થા તેઓશ્રી ખાસ દયા કરીને કરાવે. કેટલી દયા! કેટલી કૃપા!

મેં પૂછેલા કેટલાક પ્રશ્નોના ખુલાસા—

પ્રશ્ન ૧ લો:—વહોરા, ખોજા અને મેમણ એ મૂળમાં કોણ?

ઉત્તર:—વહોરવું-વોરવું એટલે ખરીદ કરવું. વહોરા નામ આ શબ્દ ઉપરથી પડયું છે. વણિક કોમ વટલી વહોરા થયા.

ખોજવું એટલે તપાસવું-શોધવું એ ઉપરથી આવેલો શબ્દ તે ખોજા. ભાટિયા વટલી ખોજા થયા.

મેમણ શબ્દ અસલ મોઅમિન એટલે ઈમાન લાવનાર અથવા માનનાર તે લોહાણા વટલી મેમણ થયા

પ્રશ્ન ૨ જો :—એકમાટે બીજાદ્વારા કરવામાં આવતી ધાર્મિક ક્રિયા અથવા શ્રાદ્ધથી મરનારને તેનું ફલ ક્યાંથી મળે?—Because Action or Rite is Vicarious કારણ કે કરવામાં આવેલી ધાર્મિક ક્રિયા પ્રતિનિધિત્વવાળી અથવા બીજા માણસે કરેલી ક્રિયા છે.

ઉત્તર:—પુત્ર પિતાનું બીજું સ્વરૂપ છે એટલે ત્યાં એકરૂપતા છે-પ્રતિનિધિત્વ નથી-બીજાપણું નથી એકરૂપતાને કારણે પુત્રે કરેલી ધાર્મિક ક્રિયાનું ફલ પિતાને મળી શકે. જ્યારે પુત્રને અભાવે એ શ્રાદ્ધવિધિ મરનારનો કોઈ સગો કરે ત્યારે પણ પરસ્પરનો સ્નેહભાવ-પ્રેમભાવ એકતારૂપજ છે અને તેમાં પણ પ્રતિનિધિત્વ અથવા બીજાપણું નથી અને તેથી

તેવા પ્રસંગમાં પણ શ્રાદ્ધના પુણ્યકર્મનું ફલ મરનારનેજ મળે

પ્રશ્ન ૩ જો :—નરસિંહ મહેતાને ક્રમમોક્ષ મળ્યો હશે કે સદ્યોમોક્ષ ?

ઉત્તર :—તેમને સદ્યોમોક્ષ થયેલો છે

પ્રશ્ન ૪ થો :—જો સદ્યોમોક્ષ મળ્યો હોય તો તેમણે શામાટે ભક્તિનાં પદો પણ લખ્યાં છે?—

ઉત્તર :—તેઓ ઉપાસનાનો પરિપાક કરી અનન્ય ભક્ત બની જ્ઞાન તરફ વળ્યા છે, અને આત્મજ્ઞાનદ્વારા સદ્યોમોક્ષ મેળવનાર બન્યા છે એટલે ઉપાસના કાળમાં અથવા ભક્ત દશામાં હતા ત્યારે ભક્તિકાવ્યો અથવા ભજનો અથવા પદો લખ્યાં હોય અને જ્ઞાન પામ્યા પછી જ્ઞાનદર્શક પદો લખ્યાં. અથવા એમ પણ કહી શકાય કે આત્મનિષ્ઠ મહાપુરુષો જે પ્રમાણે બ્રહ્મજ્ઞાની હોવા છતાં જનકલ્યાણ માટે અને પ્રેમાળ હૃદયોને માટે ભક્તિમાર્ગ સુલભ છે એવું સમજી ભક્તિદર્શક ભજનો, કાવ્યો અથવા પદો લખે છે તેજ પ્રમાણે નરસિંહ મહેતાએ પણ આત્મનિષ્ઠ બન્યા પછી એ કાવ્યો લખ્યાં હોય ભક્તિ અથવા ઉપાસના અને જ્ઞાનને વિરોધ નથી જેમ કર્મકાંડ-વૈદિકકર્મો નિષ્કામપણે કરવામાં આવે તો ચિત્તશુદ્ધિમાં હેતુભૂત થાય છે તેમ પ્રેમાળ હૃદયોના ચિત્તની સ્થિરતામાટે ભક્તિ અથવા ઉપાસનાના પરિપાકની અગત્ય છે અને તેના પરિપાક પછીજ આત્મજ્ઞાનની સ્થિતિ પ્રાપ્ત થાય છે. સાચા આત્મજ્ઞાનીઓ જિજ્ઞાસુઓની માનસ યોગ્યતાપ્રમાણે તેમને ચિત્તશુદ્ધિમાટે નિષ્કામકર્મોનો બોધ કરે અથવા ગ્રંથો લખે-તેમના ચિત્તની સ્થિરતામાટે ભક્તિ-ઉપાસના અથવા યોગનો ઉપદેશ કરે અને તે માટે ગ્રંથો પણ લખે અને આવરણ ભંગ કરી આત્મદર્શી થવા માટે શ્રવણ-મનન-નિદિધ્યાસનરૂપ જ્ઞાનોપદેશ કરે અને તે વિષે લખે



# મેં (જમશેદજીએ) અનુભવેલા ચમત્કારો

૧ ઈ સ ૧૯૨૫ માં મને "હાઈ બ્લડ પ્રેશર"—"ભારે લોહીના દબાણ" નો રોગ લાગુ પડ્યો મુંબઈના પ્રખ્યાત પારસી દાક્તર કોહિયારની હું દવા કરતો દર્દમાં કાંઈ ફેર ન પડ્યો એટલે હું બહુ મુંઝાણો મેં બીલખા કૃપાનાથપર પત્ર લખ્યું ત્યાંથી આજ્ઞા આવી, "અહીં બીલખા-આનંદાશ્રમમાં આવો" મને તેઓશ્રીમાં પૂર્ણ શ્રદ્ધા એટલે હું બીલખા ગયો આનંદાશ્રમમાં જઈ તેઓશ્રીનાં મેં દર્શન કર્યાં તેઓશ્રીએ મને કાંઈ દવા બતાવી નહિ "તમારે નિજમંદિરમાં આવી બેસવું" એટલીજ આજ્ઞા કરી. તેઓશ્રી બિરાજતા હતા તે સ્થાનમાં-નિજમંદિરમાં ગયો એટલે પ્રસન્ન સ્મિત કરતા તેઓશ્રી બોલ્યાં કે "રોગ મટી જશે" બસ થયું તેઓશ્રીની આજ્ઞાનુસાર હું નિજમંદિરમાં તેઓશ્રીની સન્મુખ બેસવા લાગ્યો અને હું રોગમુક્ત બન્યો "ભારે લોહીનુ દબાણ" કોણ જાણે ક્યાં ગયું તેની ખબર ન પડી તેઓશ્રી સ્થૂલદેહે બિરાજતા હતા ત્યાંસુધી એ રોગ પાછો થયોજ નહિ હું બીલખાથી મુંબઈ આવ્યો અને દાક્તર કોહિયારને મળ્યો તેણે યંત્રવડે "લોહીનુ દબાણ" માપ્યું, પણ દબાણ જરાપણ જણાયું નહિ તેમને નવાઈ લાગી તેમણે મને કારણ પૂછ્યું, પણ મેં આ બધું ગોપ્ય રાખ્યું

૨ ડા. ફિરોજશાહને "મીઠા પેશાબ"નો રોગ લાગુ પડ્યો. તેમણે મુંબઈના સુપ્રસિદ્ધ

દાક્તર ભરુચાની સારવાર શરુ કરી, છતાં સાકરનું પ્રમાણ વધવા લાગ્યું. મેં બીલખા પત્ર લખ્યું. ફરી એજ આજ્ઞા આવી "પિરોજશાહને તેડીને તમો અહીં આવો." હું પિરોજશાહને તેડીને બીલખા આવ્યો. ફરી એજ આજ્ઞા-"નિજમંદિરમાં આવીને બેસતા જાઓ." અમો બન્નેએ નિજમંદિરમાં જઈ બેસવું શરુ કર્યું અને મારે એકરાર કરવો પડે છે કે જેમ મારો રોગ નાબૂદ થયો હતો તેમ પિરોજશાહનો રોગ પણ નાબૂદ થયો અમો બીલખાથી ફરી મુંબઈ ગયા અને ભરુચાને મળ્યા. તેમણે પેશાબ તપાસ્યો. તેમાં સાકરનું પ્રમાણ જરા પણ ન મળે. તેમને ખૂબ આશ્ચર્ય થયું. તેમણે પણ આનું કારણ પૂછ્યું પણ અમો તદ્દન મૌન રહ્યા.

૩. તેઓશ્રીએ દાક્તર પિરોજશાહને સાપ ઉતારવાનો મંત્ર શિખવ્યો હતો. મને પણ આજ્ઞા આપી હતી-સૂચન કર્યું હતું, પણ હું ન શિખ્યો.

૪ પિરોજશાહ પર ખાસ કૃપા કરી તેને દર્દીઓની ચિકિત્સાનું અને રોગનિદાનનું રહસ્યમય જ્ઞાન તેઓશ્રીએ આપેલું હતું અને સાથે સાથે અસાધ્ય રોગોમાટે ખાસ દેશી દવાઓ અને સાથે લેવાનાં અનુપાનનું જ્ઞાન પણ આપ્યું હતું. તેઓશ્રી તેમની સાથે "એનેટોમી"-"શરીરરચના શાસ્ત્ર"ની જ્યારે વાતો કરતા ત્યારે અંદરની શરીરરચના વિષેનું તેઓશ્રીનું અદ્ભુત જ્ઞાન અમને આશ્ચર્ય ઉપજાવતું. શરીરમાં થતાં રુધિરાભિસરણની-નસોમાં ફરતા લોહીની ગતિની, શિરાઓના પરસ્પર સંબંધ અથવા જોડાણની, હૃદયની અટપટી રચનાની અને સાથે સાથે શરીરનાં બધાં અંદરનાં અવયવોના અંગ્રેજી પર્યાયોનું-શબ્દોનું કથન પણ થતું જાય. જાણે પશ્ચિમની "એલોપથી" દાક્તરી વિદ્યા-અને પૂર્વના આયુર્વેદની ઉપચાર પદ્ધતિનું એકીકરણ કેમ ન કરતા હોય? બંને દેશની ઉપચાર વિદ્યાના પ્રખર જ્ઞાતા હોય એમ અમને બંનેને પ્રતીત થતું. શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમાં વર્ણવેલા "ભિષજે ભવરોગિણાં"-"ભવરોગના ભિષજ અથવા વૈદ" હોય તે સ્થૂલશરીરના રોગના જ્ઞાતા હોયજ ને? તેઓશ્રીની દાક્તર પિરોજશાહપર આ ખાસ કૃપાને કારણે મુંબઈમાં આવેલ બી. બી. એન્ડ સી. આઈ. રેલવેનું પરું માહીમ કે જ્યાં તેઓ રહેતા હતા ત્યાં તેમનું દાક્તર તરીકેનું કામ ખૂબ વધારે ચાલતું. તેમની દવામાટે ફક્ત પારસીઓજ ન આવતા, પણ હિંદુ, મુસલમાન અને ખ્રિસ્તીઓ પણ આવતા. તેમણે પોતાના બંગલાના એક ઓરડામાં પોતાનુ પૂજાસ્થાન રાખ્યું હતું-તેમાં એક સુંદર આસનપર લગભગ લાઈફ-સાઈઝ-એટલે શરીરના કદનાં તેઓશ્રીનાં પદ્માસને બિરાજતાં છબીજીને પધરાવી રાખ્યાં હતાં, અને ત્યાં અખંડ ઘીનો દીવો બળ્યા કરતો. એ ભવ્ય છબીજી તેમના મરણ પછી બીલખા-આનંદાશ્રમને અર્પણ કરવામાં આવ્યાં છે અને નિજમંદિરમાં પ્રવેશ કરતાં બરાબર સન્મુખ પશ્ચિમની દિવાલભણી પધરાવવામાં આવ્યાં છે.

૫. મારી નાની બ્હેન ભિખાઈજી મુંબઈમાં બીમાર પડી. મુંબઈના દાક્તર કૂપર પાસે તેનું નિદાન કરાવ્યું તો તેમણે જણાવ્યું કે "તેને ક્ષયરોગ છે" અને હવાફેર માટે દેવલાલી જવા કહ્યું અને અમુક ખાસ ઈન્જેકશનો પણ લખી આપ્યાં. મારા મોટાભાઈ તેને લઈ દેવલાલી ગયા અને ત્યાં જઈ દાક્તરી સલાહ પ્રમાણે દવા તથા ઈન્જેકશન ચાલુ કર્યાં. આ સમયે કૃપાલુશ્રી પોરબંદરમાં બિરાજતા હતા. હું તથા પિરોજશાહ દર્શનાર્થે મુંબઈથી પોરબંદર ગયા. ત્યાં પહોંચ્યા પછી તેઓશ્રીની સેવામાં મેં મારી નાની બ્હેનની

માંદગીની વાત કરી. તેઓશ્રીએ એકાગ્રચિત્તે સ્મિત કરતાં જણાવ્યું કે, "તેને ક્ષયરોગ નથી. કર્મજ વ્યાધિ છે, તેને દવા તથા ઈન્જેકશનની જરૂર નથી." આ આજ્ઞામાં મને તો સંપૂર્ણ વિશ્વાસ એટલે પત્ર લખવાને બદલે મેં દેવલાલી મારા મોટાભાઈપર તાર કર્યો અને તેમાં દવા તથા ઈન્જેકશન બંધ કરવા લખ્યું. મારા મોટાભાઈએ દવા તથા ઈન્જેકશન બંધ કર્યાં. ત્યાંના ડાક્તરને નવાઈ લાગી. તેઓ દેવલાલીથી પાછાં મુંબઈ આવ્યાં. અમો એ સમયે મુંબઈના પરામાં-ખારમાં રહેતા.

તેઓશ્રીએ બીજી આજ્ઞા કરી કે, "અમારું મુંબઈ આવવું થશે, અને ત્યાં સેન્ડહર્સ્ટ રોડપર વનિતાવિશ્રામમાં સ્થિતિ થશે ત્યાં આવવું." અમો બન્ને પોરબંદરથી મુંબઈ ગયા અને જયારે કૃપાનાથ પધાર્યા ત્યારે તેઓશ્રીની આજ્ઞા પ્રમાણે અમો ખારથી ગ્રાંટરોડ સુધી લોકલ ટ્રેઈનમાં આવ્યા અને ત્યાંથી મારી બહેનને ભાડુતી મોટરમાં બેસાડી વનિતાવિશ્રામમાં આવ્યા. અમો સૌ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી સન્મુખ બેઠાં. પ્રભુએ મારી બહેનને દર્દવિષે કશું ન પૂછયું. બીજા સામાન્ય પ્રશ્નો પૂછયા-ઉમ્મર, અભ્યાસ આદિ સંબંધે. પછી તેઓશ્રીએ મને આજ્ઞા કરી, "પ્રસાદી તૈયાર કરી સૌને આપો." મેં શ્રીફલ સાકરની પ્રસાદી તૈયાર કરી સૌને વહેંચી આપી. મારાં બહેનને પણ આપી. તેઓશ્રીએ પ્રસન્નવદને મારાં બહેનને જણાવ્યું, "આ બધું તમારા ભાઈને માટે થાય છે. તમારી પ્રકૃતિ સારી થઈ જશે." સદ્‌ગુરુદેવના મુખારવિંદમાંથી આ શબ્દો નીકળ્યા અને તેના શરીરમાં નવી ચેતનાએ સંચાર કર્યો. તેના શરીરમાં તાજગી અને સ્ફુર્તિ આવવા લાગ્યાં—મરેલા શરીરમાં નવું જીવન આવે તેમ-શુષ્ક થયેલો છોડ પાછો નવપલ્લવિત થાય તેમ. અમો અહીં ભાડુતી મોટરમાં બેસીને આવ્યાં હતાં, પરંતુ જતી વેળા મારી બહેન કહે, "હવે હું સાજી છું, આપણે સૌ અહીંથી ચાલીનેજ ગ્રાન્ટરોડ સ્ટેશને પહોંચી જઈએ." ત્યાંથી ચાલીને અમે સૌ ગ્રાન્ટરોડ સ્ટેશને પહોંચી ગયાં. મારા મોટાભાઈ અમને ગ્રાન્ટરોડ સ્ટેશને મળ્યા. ભિખાઈજી ચાલીને આવી છે એવું મોટાભાઈએ જાણ્યું ત્યારે તેમને બહુ નવાઈ લાગી. તેણે પૂછયું, "તેનાથી આટલું ચાલી કયાંથી શકાયું?"-અમો શું બોલીએ? આ અનુભવનો વિષય હતો મારી બહેનનો રોગ હતો ન હતો થઈ ગયો અને એ પ્રશ્ન અમારા કરતાં અમારા જાણીતા અનુભવી ડાક્તરોને ન ઊકેલી શકાય એવા કોયડારૂપ બન્યો.

મારી બહેનને ગુરુમંત્ર મારી મારફત અપાવ્યો, અને જપ સમયે ઘીનો દીપક સામે રાખવા આજ્ઞા કરવામાં આવી. મને થયેલી આજ્ઞાનુસાર મેં સૂચના કરી અને તે પ્રમાણે મારી બહેને જપયજ્ઞનો પ્રારંભ કર્યો અને હજુ પણ તેનો જપયજ્ઞ ચાલુ છે ધન્ય છે અમારાં જીવન! સફલ છે અમારાં ભાગ્ય!

અમે એટલે હું તથા પિરોજશાહ જ્યારે તેઓશ્રીના દર્શન—સત્સંગ માટે બીલખા-આનંદાશ્રમમાં જતા ત્યારે પ્રાતઃકાળથી માંડી શયન સમયસુધી અમો તેઓશ્રીના સાંનિધ્યનો લાભ લેતા. તેઓશ્રી પ્રાતઃકાળે શૌચસ્થાનેથી સ્નાનમંદિરમાં પધારે ત્યારે અમે ત્યાં હાજર રહેતા તેઓશ્રી હસ્તપાદપ્રક્ષાલન કરે, દંતધાવન કરે, સ્નાન કરે, ત્યાંસુધી ત્યાં બેસીએ અને દર્શન-સત્સંગનો લાભ મેળવ્યા કરીએ. તેઓશ્રી જ્યારે સ્નાન કરી નિજમંદિરમાં પ્રાતઃસંધ્યાદિ માટે પધારે ત્યારે અમો અમારે સ્થાને જઈએ. અમો નિત્યકર્મથી પરવારી નિજમંદિરમાં આવીએ. પોતેશ્રી નિત્યકર્મમાં રત હોય ત્યારે અમોને ત્યાં જઈ ધ્યાનમાં

બેસવાની આજ્ઞા હતી. અમે ત્યાં જઈ ધ્યાનમાં બેસીએ. તેઓશ્રી સંયમમંદિરમાં સમાધિ માટે પધારે ત્યારે અમને ઉપાહાર લેવાની આજ્ઞા મળે. આ પછી બપોરે શૌચસ્થાનેથી સ્નાનમંદિરમાં બપોરનાં સ્નાન, બપોરની સંધ્યા અને ભોજનમાટે પધારે ત્યારે પણ અમે ત્યાં જઈ બેસી જઈને લાભ મેળવીએ તેઓશ્રીનું સ્નાન સંધ્યાભોજન-આદિ પ્રેમભાવથી અવલોક્યા કરીએ. તેઓશ્રી ભોજન કરી વસ્ત્રો બદલી નિજમંદિરમાં પધારે ત્યારે અમને ભોજનમાટે આજ્ઞા થાય અને ત્યારેજ અમે જઈએ. અમારામાટે તેઓશ્રી ભોજનના થાળમાંથી પ્રસાદી મોકલવા કૃપા કરતા. તે પછી સાંજની કથા તથા સાયંસ્નાન સમયે પણ લાભ મેળવતા. રાત્રિએ સાયંસંધ્યા સમાધિથી પરવારી નિજમંદિરમાં બિરાજે ત્યારે અમે પણ બેસીએ અને તેઓશ્રી શયનમાં બિરાજે ત્યાંસુધી સાંનિધ્યનો લાભ મેળવ્યા કરીએ.

જ્યારે હું પ્રથમવાર બીલખા દીક્ષા લેવા ગયેલો ત્યારે સાંજરે આનંદાશ્રમના વિશાલ ચોકમાં-ફરસપર-ટેલતા હોય ત્યારે તેઓશ્રી ઈરાનના પ્રખર સુફી મૌલાના રૂમીનો કોઈ પણ ફારસી ગ્રંથ વાંચતા જાય અને મને તેમાંનો રહસ્યમય ભાગ સમજાવતા જાય તેઓશ્રીનું ફારસી ભાષાનું જ્ઞાન બહુ અદ્‌ભુત હતું. શમ્સ તબ્રેઝ અને મૌલાના રૂમીના જીવનપ્રસંગો મને કહેતા જાય:-મૌલાના રૂમી બલ્ખમાં જન્મ્યા હતા. તેઓ મોટા વિદ્વાન્ હતા. મિસર અને યુનાન (ગ્રીસ)થી વિદ્વાનો લૌકિકજ્ઞાનમાટે તેમની પાસે આવતા. એક વખત તેઓ સૌને અભ્યાસ કરાવતા હતા ત્યારે શમ્સ તબ્રેઝ નામના એક મહાપુરુષ તેની પાસે આવ્યા અને હસવા લાગ્યા. આમને જોઈ મૌલાના નવાઈ પામ્યા. ઈરાન મિસર અને યુનાનના વિદ્વાનો મૌલાનાને માન આપે છે, ત્યારે તબ્રેઝના મસ્ત ફકીર મૌલાનાનો ઉપહાસ કરે છે-તેમના લૌકિકજ્ઞાનનો ઉપહાસ કરે છે. છતાં મૌલાનાને એ મસ્ત ફકીરના સ્મિતમાં દિવ્યતા લાગી. રૂમીએ ભણવું -ભણાવવું છોડી તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું. મૌલાના ગુરુ પાછળ ગાંડા બન્યા. મૌલાનાનું નામ મોહમદ હતું. ઉપનામ જલાલુદ્દીન હતું, અને તે જલાલુદ્દીન રૂમીના નામથી પ્રખ્યાત છે. તેમના મશહુર ગ્રંથો છે: (૧) મસનવી અને (૨) શમ્સ તબ્રેઝ. મસનવી ગુરુની આજ્ઞાથી લખ્યું છે. અને શમ્સ તબ્રેઝ ગુરુભક્તિના સ્મારક તરીકે લખ્યું છે. શમ્સ તબ્રેઝમાં પોતાના ગુરુસંબંધે આ ગ્રંથપરના અમુક સુંદર કાવ્યોનું અંગ્રેજ લેખક નિકોલસને અંગ્રેજી ભાષાંતર કર્યું છે, અને મસનવીના સુંદર સુંદર ભાગનો "વ્હિનફિલ્ડ" નામક અંગ્રેજે અનુવાદ કર્યો છે. આ બન્ને ગ્રંથોમાં "મસનવી" પ્રથમ સ્થાન ભોગવે છે* શમ્સ તબ્રેઝ એટલે તબ્રેઝના સૂર્ય. તબ્રેઝમાં તેમનો જન્મ થયો હતો. શમ્સ તબ્રેઝ મોટા આત્મજ્ઞાની પુરુષ હતા, અને આત્મજ્ઞાની ગુરુના શરણમાં આવી રૂમી પણ અદ્વૈતવાદી બન્યા. 'સુફીઝમ' એટલે મુસલમાનોનું સ્વતંત્ર વેદાંત હિંદુઓના વેદાંતની તેમાં જરાપણ અસર નથી. છતાં બંનેનો

* ઇસ્લામી માહિત્યમાં મસનવીનો દરજ્જો ઘણોજ ઊંચો છે. સુફીવાદમાં જગતે આજસુધી આવું પુસ્તક જોયું નથી. એક વૃદ્ધ પુરુષે તો અહીં સુધી કહી નાખ્યું છે કે 'મસનવી' ફારસીભાષાનું કુરઆન છે અને વાંચનારને પણ એમજ લાગશે. નિઝામુદ્દીનકુરેશી.

\+ રૂમીનું મસનવી નામનું કાવ્ય પુસ્તક સુફીવાદની ગીતા જેવું મનાય છે. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

૩ મસનવી ભવ્ય પ્રશાંત અને ગંભીર-ગહન નદી છે તેનું જલ અનેક રોચક અને વિધાવધ દૃશ્યોમાંથી પસાર થતું પરમાત્મારૂપ અનંતસાગરમાં મળી જાય છે. નિકોલસન.

અદ્વૈત સિદ્ધાંત લગભગ સમાન છે. પોતાના એક દીવાનમાં રૂમી લખે છે—' હું મુસલમાન, પારસી કે ખ્રિસ્તી નથી દેખાઉં છું એ હું નથી, પણ તારામાં ( પરમાત્મામાં ) રહેલો જે દિવ્ય પ્રકાશ છે તેની એક ચિનગારી છું.' મૌલાનાના જીવનકાળમાંજ તેમના ગુરુ શમ્સ તબ્રેઝનું મરણ થયેલું એટલે તેમના વિયોગના શોકમાં તે દુખી રહેવા લાગ્યા, અને પોતાનું ઘર છોડી ચાલી નીકળ્યા, અને જીવન પૂરું કર્યું. જ્યાં એકવાર ગુરુશિષ્યનો મેળાપ થયો હતો તે સ્થાન જોઈ રૂમી બોલ્યા—

' આ સોનીની દુકાનમાં એક વખત ખજાનો દેખાયો હતો, શી તેમની સુંદરતા ? શી ભવ્યતા ? શી ખૂબી ! શી ખૂબી ! ! "

સાંજરે જ્યારે કૃપાનાથના મુખકમલથી ફારસીભાષાના આ દિવ્યગ્રંથોને સાંભળતો ત્યારે ખરેખર આશ્ચર્યમાં ગરકાવ થઈ જતો આટલું અલૌકિકજ્ઞાન ક્યાંથી આવ્યું હશે ? જ્ઞાનસાગર ન ઘુઘવતો હોય એમ લાગ્યા કરે. ક્યાં મારા જેવો અલ્પજ્ઞ વામન માનવી અને દિવ્યલોકમાં વિહરતા ક્યાં આ વિરાટ્પુરુષ ? કોઈ દિવ્યદેવ અમરલોકમાંથી આ ભૂમિમાં ન સંચર્યા હોય ! ઝંદભાષાનું અવસ્તા શીખવે ફારસીભાષાનું મસનવી અને દીવાને શમ્સ તબ્રેઝ મને મૂળમાંથી વાંચી વાંચી સમજાવે. કોઈ ફારસી શબ્દનો નિકોલસને એક અર્થ કર્યો હોય અને મને શંકા થાય તો તેનો ફારસીમાં થતો સાચો અર્થ સમજાવે. આવું ભિન્ન ભિન્ન ભાષાપ્રભુત્વ, ભિન્ન ભિન્ન ધર્મનું તત્ત્વદર્શીજ્ઞાન અને સૌથી વધુ અને વિસ્મિત કરે એવું તેઓશ્રીનું હૃદયઔદાર્ય. ભિન્ન ભિન્ન ધર્મોમાંથી પણ તેઓશ્રી સારભાગનો સમન્વય કરી બતાવે. ભિન્ન ભિન્ન પ્રદેશમાં જન્મેલા સંતપુરુષોનાં જીવનરહસ્ય પણ કહી બતાવે, જાણે ભેદવાદમાં વિભક્ત થયેલા જગતને અથવા અનેક મત—પંથમાં વહેંચાયેલી માનવજાતને એક કરવા ન આવ્યા હોય એમ મને લાગ્યા કરતું. જેમ ચકોર પૂર્ણચંદ્રને નીરખ્યા કરે, જેમ ચાતક મેઘબિંદુઓનું રસપૂર્વક પાન કર્યા કરે અને કમલ જેમ સૂર્યદેવમાંથી મકરંદ મેળવ્યા કરે તેમ હું તે સમયે એ યોગેશ્વરની અમૃતમય મીઠી વાણી સાંભળ્યાજ કરું. મારી અલ્પતાને ટાળવા કેમ સાક્ષાત્ અમીવર્ષણ કરતા હોય એમ અખંડ એ વાણીપ્રવાહ વહેતોજ રહે.

તેઓશ્રીનું ઊઠવું બેસવું અને હાલવું ચાલવું હજુ હું ભૂલ્યો નથી પાદુકાજીનો મીઠો અને મંજુલ અવાજ પણ હું ભૂલ્યો નથી કેટલો એકધારો અને વ્યવસ્થિત એ અવાજ ! કેટલો કર્ણપ્રિય અને સુખદ એ અવાજ ! કેટલીકવાર તો એ અવાજ સંભળાતો હોય એવું અનુભવાય છે. તેઓશ્રીની બોલવાની પદ્ધતિ પણ મને બરાબર સાંભરે છે. શાંત અને ગંભીર શૈલી, શબ્દોનો અસ્ખલિત છતાં ક્રમબદ્ધ પ્રવાહ, વિચારશીલ અને અર્થગંભીર પ્રવાહ, મધથી ચડે એવી એમાં વસતી મીઠાશ, મનને પ્રશાંત કરી નાખે એવો યોગપ્રભાવ, સંતજીવનની સંતતા, કરુણાલુતા અને માનવપ્રેમથી નીતરતું એ ભવ્યજીવન હજુ વિસારે પડ્યું નથી અને ક્યાંથી વિસારે પડે ? સ્વરૂપાવસ્થાન થયે બે દાયકા જેટલું થયું છે છતાં ભૂતકાલને ભેદતા એ શબ્દપડઘા તાજા થાય છે અને પાછા કાને કેમ ન પડતા હોય ! એ બોલનાર ઘનશ્યામ મૂર્તિને માનસચક્ષુ સમક્ષ ખડી કેમ ન કરતા હોય !

શું એ બોલવું ! શું એ ચાલવું ! શું એ બેસવું ! શું એ ઊઠવું ! બધું ભવ્ય, બધું દિવ્ય, બધું લોકોત્તર. એ શબ્દો હતા કે શબ્દબ્રહ્મ ? એ વાણી હતી કે વાક્‌દેવી સાક્ષાત્ !

નહિતર એ શબ્દપ્રવાહમાં ક્યાંક તો સ્ખલન હોય, ક્યાંક તો શબ્દભંગ હોય, ક્યાંક શબ્દદોષ હોય ક્યાંક તો અશુદ્ધિ હોય, ક્યાંક તો વાક્યરચનાદોષ હોય. પ્રખર લેખક પ્રકાશનમાટે સામગ્રી રજૂ કરતા હોય, એટલો વિશુદ્ધ એ સાહિત્યભંડાળ. વેદકાળના કોઈ મહર્ષિ વેદપર અર્થગંભીર ભાષ્ય ન લખતા હોય અથવા મહાયોગેશ્વર યોગદર્શનપર ગૂઢ વાર્તિક ન કરતા હોય ! એટલું મંજીલ એ શબ્દ દર્શન-વર્ણનની પેલેપાર અને અવાચ્ય છતાં મધુર મધુર હસતું એ સઘળું સ્મૃતિશેષ બનેલું જીવનની અંતિમ પલ સુધી તાજું રહેશે. ન કરમાય એવાં પુષ્પની પેઠે મારા જીવનમાં પરાગ ભર્યા કરશે. એ સંધ્યાકાળનો સુરમ્ય સમય, એ બીલખાનું આનંદમંગલ આનંદાશ્રમ, આનંદાશ્રમનો એ વિશાળ ચોક અથવા પૂર્વભણીની એ પથ્થરની સુરમ્ય ફરસ અને તેપર દક્ષિણમાંથી ઉત્તરભણી અને ઉત્તરમાંથી દક્ષિણભણી ટેલતા આચાર્યપ્રવર નાથ-ભગવાન્ એ શુભ્ર-શ્વેત વસ્ત્રો, એ પાદુકાઓનો મંજીલ રણકાર અને એ દિવ્યદર્શન જેવું બધું સ્મરણમાં આવી આવી મનમાંથી ઊભરાયા કરે છે, ઊભરાયા કરશે અને જીવનમાં પ્રચુરશાંતિ પૂર્યા કરશે જીવનના એ ભવ્ય દિવસો અને ભવ્ય પ્રસંગો મારા જીવનનું મહામૂલું સંભારણુ છે અને રહેશે. જીવનના આથી ધન્ય દિવસો બીજા ક્યા હોય ? જીવનની બીજી ધન્ય ઘડી કઈ હોય ?

જયનાથ, જયપ્રભુ, જયનાથ !

---

# મારો જીવનપલટો

[ વ્યાખ્યાતા —શ્રી. શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી-" વંદેમાતરમ્ " પત્રના તંત્રીશ્રી ]

(૧)

જૂનાગઢ રાજ્યના પ્રજામંડળના વડાપ્રધાન શ્રીમાન્ શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી ( કુટુંબિજનો સાથે ) તથા બીજા બે પ્રધાનો શ્રીમાન્ દયાશંકર ત્રિકમજી બી એ એલ એલ બી. વકીલ અને શ્રીમતી પુષ્પાબહેન મહેતા એમ. એ વગેરે સજ્જનો વૈશાખ વદિ ૧૪ રવિવારે સાયંકાળે નામદાર દરબારસાહેબ શ્રી અમરાવાળા સાહેબની સાથે શ્રીઆનંદાશ્રમમાં દર્શનાર્થે આવ્યા હતા તેમણે શ્રીદક્ષિણામૂર્તિ-નાથમંદિરમાં દર્શન કરી, કૃપાનાથેનું શ્રવણ-મંદિર, નિજમંદિર, સંયમમંદિર, ને પુસ્તકાલય આદિ સ્થાનોનુ નિરીક્ષણ કર્યું હતું. શામળદાસભાઈના પિતા લક્ષ્મીદાસભાઈ ( કાલિદાસભાઈ ) તથા માતુશ્રી વગેરે લગભગ આખું કુટુંબ પૂજ્યપાદશ્રીનું દીક્ષિત હોવાથી પોતાનાં વડીલોની સાથે શામળદાસભાઈ પ્રભુશ્રીનાં દર્શન માટે વખતોવખત આવતા તેનુ તેમને સ્મરણ થઈ આવતાં તેમના હૃદયનો પ્રેમપ્રવાહ વાણીદ્વારા જોરશેર વહેવા લાગ્યો હતો.

" અહીં કૃપાનાથ બિરાજતા, અહીં અમે બેસતા ને રામજીભાઈ ( નોકર ) કીર્તન બોલતા; આ ભોજનશાળા, આ દીવાનખાનું અહીં અમે ઉત્સવવેળા જમવા બેસતા " વગેરે વગેરે પ્રેમતરંગે ચડેલા બાળકની પેઠે તેઓ બોલવા લાગ્યા; તેમજ પૂજ્યપાદશ્રીના ગ્રંથો ને તેઓશ્રીની અદ્દભુત વ્યખ્યાનકલાની તેમણે વિવિધ પ્રકારે સ્તુતિ કરી શ્રોતાઓને આશ્ચર્ય-ચકિત કરી મૂક્યા તેમનો આનંદ હૃદયમાં સમાતો નહોતો. તેમના હૃદયોદ્દગારોએ

આનંદાશ્રમવાસીઓને પણ નવીન આનંદમાં તરબોળ કર્યા હતા. તેમણે જણાવ્યું કે મારે ત્યાં કૃપાનાથનાં ૧૦૬ જેટલાં પુસ્તકો છે. જ્યોતિર્મંદિરપરના દોહરા વાંચી તેમણે તથા અન્ય સજ્જનોએ પોતાનો અપૂર્વ આનંદ વ્યક્ત કર્યો હતો.

અહીં જણાવવું જોઈએ કે સં. ૧૯૫૬ નું ચાતુર્માસ પૂજ્યપાદશ્રીએ શામળદાસભાઈના પિતા શ્રીમાન્ લક્ષ્મીદાસભાઈના આગ્રહથી રાજકોટમાં તેમને ઘેર કરેલું, એટલે ચાર માસ ઉપરાંત ત્યાં સ્થિતિ થઈ હતી, અને સં ૧૯૫૬ ની આષાઢીપૂર્ણિમાનો તથા સં. ૧૯૫૭ ની કાર્તિકીપૂર્ણિમાનો મહોત્સવ ત્યાં થયો હતો, જેનો ઘણા સજ્જનોએ લાભ લીધો હતો.

આપને જાણીને આનંદ થશે, અને મને કહેતાં ગૌરવ આવે છે કે હું જ્યારે આઠ નવ વર્ષનો નાનો બાળક હતો ત્યારે મારા વડીલ પિતાશ્રી સાથે આનંદાશ્રમ બીલખા કુટુંબસાથે આવ્યો હતો.

મારા પૂજ્ય પિતાશ્રી શ્રીમન્નાથપાદના અનન્ય ભક્ત હતા.

અમારી સમગ્ર પૂજ્યતાનું કેંદ્ર અમારા પિતાજી હતા, ને અમારા પિતાજીના પૂજ્યને સ્થાને વિરાજેલા શ્રીસદ્ગુરુદેવ અમારી અનેકગુણ પૂજ્યતાનું સ્થાન હતું. તે સમયે તો અમને તેઓશ્રીનું આનંદાશ્રમ ગોટામાં ગોટું આનંદનું સ્થાનજ થઈ પડયું હતું. તે સમયે બાલરમતમાં આશ્રમના બગીચામાં થોડું તોફાન કરીએ, કે થોડાં પુષ્પો કે પત્રો તોડીએ ને રામજીભાઈની ફરિયાદ શ્રીભગવત્પાદ પાસે જાય, ત્યારે થોડી પાણીની ડોલો કૂવામાંથી ખેંચવાની શિક્ષા અમને થતી, તે શિક્ષાથી જે આનંદ થતો તે વર્ણવવાની મારી શક્તિ નથીજ. આશ્રમનું થોડા દિવસનું જીવન પણ આજે મારા જીવનમાં થનથનાટ મચાવી જાય છે.

ધાર્મિકતામાં સમગ્ર હિંદ જ્યારે એક ભાવિ માતાની પેઠે સંક્રાંતિકાળની વ્યથા વેઠી રહ્યું હતું ત્યારે ગુજરાતકાઠિયાવાડનું ધાર્મિક જીવન તો લુપ્તપ્રાયજ થઈ ગયું હતું. પાશ્ચાત્ય શિક્ષણના કૃત્રિમ ચળકાટે એક બાજુ ધર્મને ગંજાવવા માંડયો હતો; ત્યારે મેકોલેની શિક્ષણ-પ્રથાએ દેશને બધી વાતે ગુલામી માનસ દેવા માંડયું હતું. આમાંથી દેશને બચાવવા ઘણા પ્રયત્ન પણ થતા હતા. આવેજ સમયે કાઠિયાવાડના એક નાને ગામડે ભગવત્પાદનું પ્રાકટ્ય થયું. બૌદ્ધયુગ પછી સાર્વદેશિક-ધાર્મિક, રાજકીય, સામાજિક ક્રાંતિ કરનાર ભગવાન્ શ્રીશંકરાચાર્યજી પછી તો બે હજાર વર્ષે સાર્વદેશિક ક્રાન્તિકાર ભગવાન્ નાથપાદનો જન્મ થયો.

ધાર્મિક્તા માત્ર અરણ્યોમાં સંચરતા સંન્યાસી-સાધુના મઠોમાંજ હોય, ધાર્મિકતા તીર્થો ને યાત્રાનાં ધામોમાંજ હોય, ધાર્મિકતા યાત્રા, યજ્ઞો ને જપતપમાંજ હોય એમ નહિ; પણ ખરી ધાર્મિકતા માનવજીવનમાંજ વ્યવહારના નિશિતક્ષુરધારવાળા માર્ગમાંજ હોય એમ શ્રીમન્નાથપાદે પોતાના જીવનદૃષ્ટાંતથી જનતાસમક્ષ દેખાડી આપ્યું. જગત્માંથી ભાગીને સંન્યાસમાર્ગે ચડીને નહિ, પણ વ્યવહારમાં ચડીને મુક્ત થવાની કળા ભગવત્પાદે આપણને દર્શાવી છે. યુક્તાહારવિહાર ને યુક્તસ્વપ્નાવબોધ-કલાક ને ઘડીની ગણતરીએ નહિ, પણ મિનિટ અને સેકંડની સરાણે ચડાવી આપણી સમક્ષ દેખાડી દીધો. વ્યવહારજીવનની અટપટી આંટીઘુંટીઓ નાથપાદે પોતાનાજ જીવનથી આપણી પાસે ઊકેલી દેખાડી.

આમ હોવા છતાં ધાર્મિકતાના પ્રાણ જેવી અધ્યાત્મવિદ્યાને પોષતું ઊંચામાં ઊંચું સાહિત્ય, ઇતિહાસના પટપર આટલું વિપુલ કોઈએ આપ્યું હોય તો શ્રીમન્નાથ ગુરુદેવેજ.

એમની ગીતા તો જ્ઞાનેશ્વર કે લોકમાન્યતિલકની ગીતાના જોટા જેવી, ને ઉપનિષદો, બ્રહ્મસૂત્રો, યોગદર્શન, હજુ તો બીજી ભાષામાં તેની સાથે સરખાવવા માટે જડવાં પણ કઠણ છે. વ્યવહારમાં પરમાર્થ શોધવાની કળા શિખવનાર આ એકજ મહાપુરુષ થયા.

પ્રભુદર્શનનો જે મહાવેગ ભૂતકાળમાં ધ્રુવ-પ્રહ્લાદને થયેલો, ને જે વેગ ભગવાન્ બુદ્ધદેવે બે હજાર વર્ષપર અનુભવેલો, એવા મહાવેગને પ્રકટાવી હિમાલયના હિમાચ્છાદિત ઉત્તુંગ ગિરિશૃંગપર આ મહાપુરુષે એ મહાસત્યનું-મહાજ્યોતિનું પ્રત્યક્ષ દર્શન કર્યું. એને પરિણામે આવેલી કૃતકૃત્યતા એમણે મુક્તહસ્તે જગતને આપવાનો નિર્ણય પણ તુરત ત્યાંજ કર્યો.

" तीर्त्वा स्वयं भीममवार्णवं जनान्नहेतुनान्यानपि तारयन्ति ॥ "

ભયંકર ભવસમુદ્રના પરમપારને પામી કોઈ પણ હેતુવિના તેમાં ડૂબેલાંને તારવાનું મહાકાર્ય આરંભ્યું.

મને મારા જીવનમાં જે પ્રકાશ મળ્યો છે તે મને ઉપરના ઉદ્ગારો કઢાવે છે, એટલુંજ નહિ પણ મારી સમગ્ર જીવનપ્રવૃત્તિમાં મારા જીવનના એક માર્ગદર્શક હુ ભગવત્પાદને માનું છું.

હું તો એટલેસુધી શ્રદ્ધા સેવી રહ્યો છું કે જેમ પારસ લોખંડને સોનુંજ માત્ર બનાવે છે તેમ નહિ પણ જેમ પારસમણિ બનાવતો હોય તેમ ભગવત્પાદનું શિક્ષણામૃત અનેક ભગવત્પાદ ગુરુદેવની વિભૂતિઓ પ્રકટાવશે. દીપમાં દીપ પ્રકટે તેમ ભગવત્પાદરૂપ મહાજ્યોતિમાંથી જ્યોતિ પ્રકટશે. વધારે શું કહુ? મારા જેવાજ સુજ્ઞન્ય ઉદ્ગારો પ્રભુ સર્વમાં પ્રકટાવે, એ શુભાશા-આર્થનાસાથે વિરમું છું. ॐ तत्सत् ॥

(૨)

[ શ્રી શામળદાસભાઈને નાથરચિત ગ્રંથોનો આસ્વાદ લાગવાથી તેમના દૈનિકપત્ર "વંદેમાતરમ" માં "અમૃતનો કુંભ" નામક શીર્ષક નીચે અવારનવાર નાથપ્રભુના ગ્રંથોમાંથી થોડું થોડું જનકલ્યાણ માટે પ્રસાદરૂપે-આધ્યાત્મિક આહારરૂપે-પીરસ્યા કરતા અને તેમાં પોતાનું ઉપનામ "સંસારી" રાખતા. આ ઉપરથી એક ભાવિક ગુરુભક્તે તેમને નીચે મુજબ લખ્યું હતું:—

## કુતૂહલ

પ્રિય 'સંસારી',

મહાત્મા શ્રીમન્નથુરામશર્માજીના એક દીક્ષાધારી તરીકે-આપને મારા ગુરુબંધુ તરીકે-હું ઓળખી શકું? મહાત્માશ્રીના અમૃતતુલ્ય ઉપદેશનો ઉલ્લેખ આપ અવારનવાર કરો છો એટલે આ કુતૂહલ મારામાં સ્વાભાવિકરીતેજ જાગ્રત થાય છે

બોરીવલી: ના. રે. આચાર્ય

ગુરુબંધુ તરીકે હું પણ આપને મારા "જયસદ્ગુરુ" પાઠવી રહું છું. મહાત્માશ્રીની દીક્ષા મેં કૌમારકાળ પછીથી લીધી હતી. —"સંસારી" ]

મારા સદ્ગત પિતાશ્રી કાલીદાસ ગાંધી અથવા લક્ષ્મીદાસ ગાંધી-પોરબંદરના સદ્ગત દીવાન કરમચંદભાઈના મોટાપુત્ર અને ગાંધીજી મોહનદાસભાઈના મોટાભાઈ-બીલખાના

પૂજ્યચરણ આચાર્યપ્રવર મહાત્માશ્રી નથુરામશર્માજીના દીક્ષિત શિષ્ય હતા અને મેં પણ પોરબંદરમાંજ તેઓશ્રીની પાવન દીક્ષા લીધી હતી. મારી બાલ્યાવસ્થામાં હું જ્યારે પોરબંદરમાં વસતો ત્યારે તેઓશ્રીની કથા ખૂબ ખૂબ સાંભળી હતી, પણ એ કથા કથા ન સાંભળવાની પ્રતિજ્ઞા લેનાર ચોરે પગમાં કાંટો લાગવાથી જેમ પરાણે સાંભળી હતી તેમ મેં પણ નાનપણની અજ્ઞાન અવસ્થામાંજ સાંભળી હતી અને તેથી એ ભવ્ય કથાનું રહસ્ય એ અવસ્થામાં ક્યાંથી સમજાય? પરંતુ મેં ભિન્ન ભિન્ન ધાર્મિક ગ્રંથો વાંચ્યા પછી, ભારતના ભિન્ન ભિન્ન સાધુસંતોને સાંભળ્યા પછી, ભિન્ન ભિન્ન ધાર્મિક પુરુષોનાં સાક્ષાત્સમાગમમાં આવ્યા પછી-તેઓશ્રીએ મારા ચિત્તમાં રેડેલા શુભ સંસ્કારોને આજે મારાં માનવચક્ષુઓ સમક્ષ ચલચિત્રનાં દૃશ્યોની પેઠે શુદ્ધ અને તેજોમય સ્વરૂપમાં ઊભળતા જોયા છે. અને એ સંસ્કારો જાગ્રત્ થતાં મને અત્યારે તેઓશ્રીનાં જીવનમાંથી અને ઉપદેશમાંથી નૂતન પ્રેરણા સાંપડે છે અને આ દેખાતી દુનિયાનું તદ્દન નવું સ્વરૂપ નજરે પડે છે. આવા સમર્થ મહાપુરુષના સમાગમમાં નહિ આવેલા અને શાસ્ત્રના સત્ય જ્ઞાનને નહિ સમજેલા પોતાને બુદ્ધિમાન્ માનતા માનવોને જગત્ જેવું રમણીય, જગત્ જેવું આકર્ષક, જગત્ જેવું મોહમય પ્રતીત થાય છે તેમ મને એ પ્રતીત થતું નથી. જગતમાં બધું નાશવંત જણાય છે સત્તા, લક્ષ્મી, યૌવન, વૈભવ, સૌંદર્ય વગેરે. કાયમ ટકનાર છે ફક્ત ધર્મ અને ધર્મનો ઉપદેશ અને ધર્મે આપેલો વારસો. બીજા સ્થૂલ વારસાઓ પછી ભલે તે સામ્રાજ્યના હોય, સંપત્તિના હોય કે દુન્યવી સત્તાના-પરંતુ ઝાકળના બિંદુની પેઠે જોતજોતામાં તે સરી પડે છે અને તે પ્રાપ્ત કરનાર માનવી અટુલો, અસહાય ને નિરાધાર બની જાય છે.

જગત્માં જ્યાં જ્યાં રાષ્ટ્રવિપ્લવો થયા છે ત્યાં ત્યાં અન્યાય સામે ન્યાયે પડકાર કર્યો હોય છે, અસત્ય સામે સત્યે પડકાર કર્યો હોય છે અને જુલમ કરનાર જાલિમો સામે ભયરહિત ભડવીરોએ પડકાર કર્યો હોય છે. આ બધા વિપ્લવો પ્રથમદૃષ્ટિએ રાજકીય વિપ્લવો જણાય છે અને ઇતિહાસે પણ એ વિપ્લવોને એ રીતેજ નોંધ્યા છે જો એ વિપ્લવોનું મૂળ તપાસવામાં આવે, જો એ વિપ્લવો સર્જનાર તત્ત્વોનું પ્રામાણિક દૃષ્ટિએ નિરીક્ષણ કરવામાં આવે તો સત્ય વસ્તુ દૃષ્ટિએ પડે. અને તેથીજ તટસ્થ નિરીક્ષકોએ એ વિપ્લવોને ધર્મનું સ્વરૂપ આપ્યું છે, અને સાચી રીતે એમજ છે જ્યાં જ્યાં શાસકોએ પ્રજાપર સીતમ વરસાવ્યો છે, પીડિતોપર ત્રાસના અંગારા ચાંપ્યા છે અથવા નિર્દયતાની એરણપર પ્રજાજીવનનો મનફાવતો ઘાટ ઘડ્યો છે, ત્યાં ત્યાં પરમાત્માએ એ સીતમને નષ્ટપ્રાય કરવા, એ ત્રાસને નેસ્તનાબૂદ કરવા, એ નિર્દયતાપર મૃત્યુનો ઘંટ વગાડવા એવાજ ન્યાયપરાયણ નરવીરોનું સર્જન કર્યું છે. એમનામાં શૌર્ય હોય છે, એમનામાં સત્યપરાયણતા હોય છે, એમનામાં માનવપ્રેમ હોય છે, ક્વચિત્ ક્વચિત્ એમનું કાર્ય સાધવા એ પુરુષોને હિંસાસામે હિંસાનું શસ્ત્ર ઉગામવું પડે છે, અને સીતમગાર સામે રણચંડીનું રુદ્રસ્વરૂપ ધારણ કરવું પડે છે એટલુંજ. ક્વચિત્ ક્વચિત્ એ ઉપાયોનો અતિરેક થતાં હિંસા વિકૃતસ્વરૂપે દેખા દે છે. જ્યારે રાષ્ટ્રવિપ્લવો પણ ધર્મમૂલક હોય, ત્યારે માનવજાતને ઘેરીને પડેલી માયાના અભેદ્ય કોટને ભેદવા રણે ચડેલા અવતારકોટીના મહાપુરુષોનું શસ્ત્ર તદ્દન ભિન્ન હોય છે. તેઓ સીતમગારને મારતા નથી, પણ તેમાં વાસ કરી રહેલા સીતમને મૃત્યુદંડ દે છે. તેઓ અન્યાયીનાં શરીરનો પાત કરતા નથી, પણ તેમાં રહેલા અન્યાયને વિદારે છે, તેઓ શરણ લેનારપ્રતિ દયાની દૃષ્ટિએ જુએ છે

અને તેને અસત્યવાદી બનાવનાર અસત્યનો નાશ કરે છે. આવા મહાત્માઓ આ પૃથ્વીપર વિરલ હોય છે અને એવા એક મહાપુરુષને મેં નજરેનજર નિહાળ્યા છે અને તેઓશ્રી હતા મારા સદ્‌ગુરુદેવ શ્રીમન્નાથપ્રભુ.

ભારતમાં જ્યારે આ મહાત્મા પ્રકટ્યા ત્યારે ભારત પરધૂરાની જંજીરમાં હતો, સમસ્ત ભારત કન્યાકુમારીથી માંડી કાશ્મીરસુધી અને દિબ્રુગઢથી માંડી પશ્ચિમમાં દ્વારકાસુધી પશ્ચિમના શાસનતળે હતો. અંગ્રેજોની ધૂરાને ફગાવી દેવા અઢારસો સત્તાવનમાં સ્વાતંત્ર્ય વિપ્લવ ફાટી નીકળેલો અને અંગ્રેજ શાસકોના દાંત ખાટા કરી નાંખ્યા હતા. પરંતુ દેશનાં હજુ કમભાગ્ય હશે અથવા સ્વાતંત્ર્ય માટે જોઈતાં પુણ્ય ઓછાં હશે એટલે એ શાસન ચાલુ રહ્યું. એવે સમયે ભારતના પશ્ચિમ ખૂણામાં એક દ્વિપકલ્પ સમા કાઠિયાવાડમાં અને (અત્યારના સૌરાષ્ટ્રમાં) લીંબડીરાજ્યના મોજીદડ ગામમાં આ મહાપુરુષનો જન્મ સંવત્ ૧૯૧૪ના આશ્વિન માસની ચોથ અને રવિવારે અને ઈ. સ. ૧૮૫૮ના ઓકટોબરની બરાબર દશમી તારીખે થયો હતો.

એક બ્રાહ્મણ બાલક મોજીદડ-જેવા અપ્રસિદ્ધ ગામડામાં જન્મે. મોજીદડની શેરીઓમાં ફરે. મોજીદડ અને ચૂડાની ગામઠી નિશાળોમાં ભણે. અડવાણા, લીંબુડા અને જાફરાબાદની નિશાળોમાં શિક્ષક તરીકે કામ કરે અને આશ્ચર્ય એ કે ત્યારે તેઓશ્રી યૌવનની પચ્ચીશીમાં મહાલતા હતા તેજ સમયે માનવજાતને લાગતો જીવનનો મહામૂલો લગ્નપ્રસંગ આવ્યો. લગ્નજીવને જગતના કયા માનવીને લોભાવ્યો નથી? ફળની છાલ જેટલી સુલભતાથી ફેંકી શકાય તેટલી આસાનીથી નાથે એ પ્રલોભનને ફગાવી દીધું અને હિમાલયના માર્ગે પ્રયાણ આદર્યું. તેઓશ્રીના જીવનની સાધના જુદી હતી. સંસારની પ્રતિષ્ઠા, સંસારની સત્તા, સંસારનું ઐશ્વર્ય કે એવું એવું કશું ન હતું. તેઓશ્રીની તમન્ના માત્ર એક હતી અને તે હતી પ્રભુદર્શનની. આ તમન્ના એટલી ઉગ્ર બનેલી કે સંસારજીવન ખારું લાગવા માંડ્યું-પ્રભુદર્શનની તાલાવેલી એ માત્રાએ પહોંચી કે "કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ" નો અતૂટ નિશ્ચય પ્રકટ્યો અને પછી હિમાલયના અરણ્યની ભયાનકતા ક્યાંથી ભાસે? અને પછી ભૂખ ને તરસનું દુઃખ ક્યાંથી લાગે? જ્યાં પ્રભુદર્શન માટે મરણને ભેટવા કમર કસી હોય ત્યાં ભલા કયું વિઘ્ન ડારી શકે? કઈ પ્રતિકૂલતા પાછાં પગલાં ભરાવી શકે? અને આવી તૈયારી કરનારજ મહાપુરુષ થવાને યોગ્ય બને છે. હિમાલયના કોઈ વેરાનપ્રદેશમાં, કોઈ જનશૂન્ય સ્થાનમાં ઘોર તપશ્ચર્યા ચાલી. રાત્રિ અને દિવસ, અંધકાર અને પ્રકાશ ચાલતાં થાય તોય એ તપશ્ચર્યા ચાલુ. એકજ આસન, એકજ શરીરસ્થિતિ, જાણે કોઈ અચલ પ્રતિમા ન બેઠી હોય! આ તપનાં તેજે વાતાવરણ ડોલવા લાગ્યું-આંદોલનો ક્ષુબ્ધ બન્યાં. પ્રભુની પ્રભુતાસુધી તપનાં સ્પંદનો પહોંચ્યાં અને પછી તો પ્રભુ પ્રકટે ખરા કે? ખરેખર પ્રભુ ત્યાં પ્રકટ્યા અને પ્રભુતાએ તેઓશ્રીમાં વાસો કર્યો. એ દિવસથી એ માસ્તર સાચા મહાપુરુષ બન્યા-માણસમાંથી મહેશ્વર બન્યા અને પૂજાવા લાગ્યા.

તેઓશ્રી નિર્વિકલ્પસમાધિના દિવ્યાનંદમાંજ જીવન ગાળવા હિમાલયના તપોવનમાં ન રહ્યા, પરંતુ સમસ્ત માનવજાતને એ આનંદનો પ્રસાદ આપવા દુનિયાની રંગભૂમિપર પધાર્યા અને આચાર્યજીવનનું કપરું કામ સ્વીકાર્યું. તેઓશ્રીએ આતમદીવડો પ્રકટાવ્યો,

હતો અને એ આતમદીવડો માનવમાત્ર પ્રકટાવી શકે એ કલ્યાણભાવનાથીજ જીવનભર કાર્ય કર્યું. આચાર્યજીવન એટલે સત્તાનું આસન નહિ-શોખનું આસન નહિ, આરામનું આસન નહિ. એ હતું ત્યાગનું આસન. એ હતું પરકલ્યાણનું આસન. એ હતું સદોદિત કર્તવ્યપરાયણતાના કાંટાનું આસન. માનવમાત્રને પ્રેરણા આપવા ત્યાં રહી તેઓશ્રી શુભકર્મોની સુવાસ ફેલાવતા-ત્યાં રહી આત્મશુદ્ધિની લહેરો તેઓશ્રી ફેલાવતા-જડતા અને પશુતા, પાપ ને કામવાસના આદિ અસુરોના નાશનો મોહનમંત્ર તેઓશ્રી જગત્ આખાને આપ્યા કરતા. તેઓશ્રીનો આ જીવનસંદેશ ગાંધીજીનાં કુટુંબિજનોને સાંપડ્યો હતો અને મહાત્મા ગાંધીજીને પણ થોડો થોડો મળ્યો હતો.

બીલખાના આચાર્યશ્રીએ ઘણા ધાર્મિકગ્રંથો લખ્યા છે અને તેમાં પણ મને તેઓશ્રીની ભગવદ્‌ગીતાપરની વિસ્તૃત ટીકા બહુજ પ્રિય છે. (૧) રાષ્ટ્રનેતા તિલકમહારાજને આ ગીતાજીમાંથી ફક્ત કર્મરહસ્ય લાધ્યું અને તેમણે સૌ સમક્ષ કર્મયોગની ઘોષણા કરી. (૨) મહાત્મા ગાંધીને એજ ગીતાજીમાંથી અનાસક્તિયોગજ સાંપડ્યો, (૩) પણ બીલખાના આ સંતશ્રીને તો આ ગીતાજીમાંથી કર્મ, ઉપાસના અને જ્ઞાનનું દર્શન થયું અને મહાભારતના યુદ્ધમાંથી પ્રત્યેક માનવીના અંતરમાં સદૈવ ચાલી રહેલા દેવાસુર સંગ્રામની ઝાંખી થઈ. પ્રત્યેક માનવી આ સંગ્રામનું રહસ્ય સમજી શકે અને પોતાના અંતરમાં વસી રહેલા કામાદિ અસુરોને ઓળખી શકે, તેમને વશ વર્તાવી શકે અને દૈવીસંપત્તિનું સ્થાપન કરી શકે એવો સારગ્રાહી ઉપદેશ તેઓશ્રીએ ગીતાજીમાંથી તારવ્યો છે. આ ઉપદેશને જો પ્રત્યેક અનુસરી શકે તો તેનો ગીતાસ્વાધ્યાય સફલ થાય-તેને ચિત્તશુદ્ધિ સાંપડે, ચિત્તસ્થિરતા સાંપડે ને છેવટે જ્ઞાનદર્શન થાય. આ દૃષ્ટિએ નાથપ્રભુએ કરેલી ગીતાજીપરની ટીકા સર્વોત્તમ છે.

સમયોચિત પ્રસંગોને ચર્ચતા સાહિત્યગ્રંથો ક્ષણજીવી છે, પણ માનવજીવનના મૂળભૂત પ્રશ્નોને છણનાર તેઓશ્રીરચિત ગ્રંથો સદાકાલ ટકનારા છે, ચિરંજીવી રહેનારા છે. આ ગ્રંથોમાં અલ્પકાળ ટકનારું દુન્યવી જ્ઞાન નથી-માનવના આંતરજીવનને અજવાળે એવું જ્ઞાનતેજ છે. જે દીપક લઈ મનુષ્ય અજ્ઞાનના અંધારાંને સદાને માટે ઓગાળી શકે, જે દીપકવડે માનવીમાત્ર પ્રભુના પવિત્ર દેશમાં સદાને માટે પગલાં માંડી શકે અને જે દીપકના તેજમાં તે માનવપ્રેમનો નવો પૂજારી બની શકે એવા દીપકને તેઓશ્રીએ સ્વરચિત પુસ્તકોમાં પ્રકટાવ્યો છે. રાષ્ટ્રવાદી લેખકોએ પ્રકટાવેલી દ્વેષની ચિનગારીઓએ કંઈકને બાળ્યા છે અને લંકાની પેઠે સામ્રાજ્યોને અગ્નિની શિખામાં ઓગાળી નાંખ્યાં છે, ત્યારે આ સાચા મહાપુરુષે પોતાશ્રીના ગ્રંથોમાં એવો જ્ઞાનપ્રકાશ કહો, આત્મપ્રકાશ કહો, કે બ્રહ્મપ્રકાશ કહો, જે પ્રકાશ કહો તે પ્રકાશ પ્રકટાવ્યો છે કે તે સર્વદેશનાં માનવીઓને, સર્વકાળનાં માનવીઓને ને સર્વધર્મના અનુયાયીઓને આદેશ આપી શકે છે અને કોઈ જાતના ભેદવગર પ્રત્યેક સંસારીના સંસાર પ્રવાસમાં માર્ગદર્શક બની શકે છે આવું મહાસર્જન કરનાર મહાપુરુષની આ જન્મતિથિ છે-મહોત્સવ છે.



# મારા અનુભવની વાતો

[ લેખક:—પૂજ્ય સ્વામી સદાનંદસ્વરૂપજી-પૂર્વાશ્રમના શ્રી. પ્રભુરામજી ]

હું જોધપુર રિયાસતના ગામ પુષ્કરણ-પોકરન-પોખરણનો રહીશ અને મુંબઈમાં અમરચંદ માધવજીની પેઢીમાં દલાલતરીકે કામ કરતો. હું મારવાડી પુષ્કરણા બ્રાહ્મણજ્ઞાતિમાં જન્મ્યો છું. એક વખત મહાત્માશ્રી મુંબઈ પધારેલા હતા ત્યારે હિંદુ, મુસલમાન, પારસી વગેરેને પ્રશ્ન પૂછી સમાધાન મેળવવા માટે ખાસ બે કલાકનો સમય રાખવામાં આવ્યો હતો. એક દહાડો હું પણ દર્શન કરવા તથા પ્રશ્ન પૂછવા ગયો હતો, ત્યારે તેઓશ્રીએ મને પૂછ્યું, "અહીં બીજા લોકો બેઠા છે તે જતા રહે કે બેસે?" મેં હાથ જોડી વિનતિ કરી "કે ભલે બેસે." પછી વિનમ્રભાવે પૂછ્યું, 'મેં વેદાંતના ઘણાં પુસ્તકો જોયાં છે; અને ઘણા સાધુ મહાત્માઓના સંગમાં આવ્યો છું, પણ હજુ મને અંતઃકરણમાં આનંદ અનુભવાતો નથી, તેનું શું કારણ?" પૂજ્યપાદશ્રીએ કહ્યું, "તમે શ્રવણ કર્યું છે; પણ મનન નથી કર્યું:—માટે એકાંતમાં બેસીને મનન કરો તો ધીમે ધીમે આનંદ અનુભવાશે." તે વખતે કોઈ ગુજરાતી ભાટિયા ગૃહસ્થે પ્રશ્ન કર્યો કે:—"આવો અને આટલો પ્રપંચ પ્રભુએ શા માટે નકામો રચ્યો હશે?" પ્રભુશ્રીએ સ્મિત કરતાં વિનોદમાં જણાવ્યું કે "પ્રભુએ આ પ્રપંચ રચ્યો ત્યારે તમો ન હતા. નહિતર પ્રપંચ રચ્યા પહેલાં પ્રભુ તમોને પૂછી જોત ખરા! વા તમે તમારી સલાહ આપી શકત, પણ હવે શું થાય?" ત્યાં બેઠેલા સઘળા આ સાંભળી ખટખડાટ હસી પડ્યા, કેમકે આ પ્રશ્ન પૂછનારની અજ્ઞાનતાનું આમાં પ્રદર્શન હતું. તેઓશ્રીએ આ પ્રશ્નના અનુસંધાનમાં ગંભીરતાપૂર્વક જણાવ્યું કે "કપડામાં ડાઘ પડ્યા હોય તો તેને કાઢી નાખવા પ્રયત્ન કરવો જોઈએ. પરંતુ તે ડાઘ કેમ પડ્યો? તે કોણે પાડ્યો? વળી શા માટે પાડ્યો? વળી તે કપડું કોણે બનાવ્યું? તે ક્યાં બન્યું? તે કપડાનું રૂ ક્યાં ઊગ્યું હતું? વગેરે પ્રશ્નો પૂછી એનાં સમાધાન મેળવવા પ્રયત્ન થાય તો આખું જીવન ચાલ્યું જાય. માટે કુતર્ક કરી સમય વ્યતીત ન કરવો." પછી બીજે દિવસે હું તેઓશ્રીની સેવામાં ગયો અને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી હાથ જોડીને વિનતિ કરી કે, "પ્રભુ, મને દીક્ષા આપો." તેઓશ્રી બોલ્યા, "ખરી શ્રદ્ધા હોય તોજ દીક્ષા લેવી, નહિતર દીક્ષા લેવાદેવાનો શ્રમ વ્યર્થ છે. પછી પૂછ્યું-કંઈ વ્યસન છે ખરું?" મેં કહ્યું, "જી, ના. નાથ, મને આપશ્રીમાં સાચા હૃદયની શ્રદ્ધા છે, એટલુંજ નહિ પણ આપશ્રી દક્ષિણામૂર્તિ ભગવાનનો સાક્ષાત્ અવતાર છો એમ હું માનું છું. વળી મુંબઈમાં તો આપશ્રીના ભક્તો અથવા શિષ્યોએ આપશ્રીને પધરાવ્યા હશે પણ હું તો એમ માનું છું કે અમારા જેવાના પ્રારબ્ધયોગેજ આપશ્રીનું અહીં પધારવું થયું છે." આ મારી વિજ્ઞપ્તિથી તેઓશ્રી બહુ પ્રસન્ન થયા અને પછી મને દીક્ષા આપી. મુંબઈમાં અમારે ત્યાં તેઓશ્રીની પધરામણી થઇ હતી ત્યારે મારા પુત્રે તથા મારા સંબંધીઓએ તેઓશ્રીની દીક્ષા લીધી હતી. અને પછી તેઓએ તેઓશ્રીની છબીઓ પોતાને ત્યાં રાખી. અમારા દેશમાં એક ક્ષત્રિય સંન્યાસી પધાર્યા હતા. તેઓ કર્મકાંડનું ખંડન કરતા હતા એટલે આના મંડન માટે અમારો વિચાર તેઓશ્રીને ત્યાં પધરાવવાનો હતો. ઘણા મારવાડીઓ તેઓશ્રીમાં શ્રદ્ધા રાખતા અને મુંબઈમાં તેઓશ્રીની કથા સાંભળવા આવતા. હું ગુજરાતી જાણું છું અને તેઓશ્રીનાં ઘણાં પુસ્તકો મેં વાંચ્યાં

છે. બીલખા આનંદાશ્રમમાં હું આ ચોથી વાર આવું છું. એક વાર મહારાજશ્રીનાં ભત્રીજા કોઠારી હતા ત્યારે હું એક ચોબા સાથે અહીં આવ્યો હતો. પ્રથમ ચોબાજી જુદી રસોઈ કરતા, પછી આશ્રમની નવેણ, સ્વચ્છતા અને પવિત્રતા જોઈ એટલે આનંદાશ્રમને રસોડેજ જમવાનું શરુ કર્યું. છેવટે તેઓશ્રીની માંદગી-અનારોગ્યના દિવસોમાં હું અહીં આવેલો-સંવત્ ૧૯૮૭ ના વર્ષના આશ્વિન વદિ આઠમે મારી વિનતિથી મને તેઓશ્રીએ સંન્યાસની દીક્ષા દીધી. એ બધા નિયમો મારી પાસે લખેલા મારે ઘેર છે. એ સમયે શરીર બહુ અસ્વસ્થ છતાં અને તેઓશ્રીને પરિશ્રમ અપાય એ ઠીક નહિ એમ પાસે સેવા કરનારા શિષ્યોને લાગ્યાં છતાં બહુજ દયા કરી તેઓશ્રીનું પગનું મોજું ઉતરાવી મને ચરણોદક અપાવ્યું હતું. વિધિવત્ સંન્યાસ પોતાશ્રીનાં ચરણપાદુકાજી આગળ ગમે તે સ્થળે લેવા મને આજ્ઞા થઈ હતી. મને તો સંન્યાસની વિધિવત્ દીક્ષા અહીંજ બીલખા-આનંદાશ્રમમાંજ લેવાની દૃઢ ઇચ્છા હતી. તે ઇચ્છા તેઓશ્રીએ પાર પાડી. મેં અહીં બીલખા-આનંદાશ્રમમાંજ તેઓશ્રીનાં પાદુકાજી સમક્ષ સંવત્ ૧૯૯૧ના ચૈત્ર વદિ સાતમ અને ગુરુવારે વિધિવત્ સંન્યાસ લીધો આ મુહૂર્ત બહુ ઉત્તમ અને મારવાડમાંજ જોવરાવ્યું હતું. એ દિવસે મારવાડમાં ઘણા લગ્ન હતાં. મેં કુટીચક સંન્યાસ લીધો. શિખાસૂત્ર રાખવાની આજ્ઞા હતી. અમુક રીતે સંધ્યા પણ કરી શકાય.

જ્યારે મેં તેઓશ્રીને સંન્યાસ માટે ઇચ્છા દેખાડેલી ત્યારે તેઓશ્રી સ્મિત કરતાં બોલ્યા હતા, "જો જો ભગવા ન લાજે. પછી શેઠ પાસે યાચવા નહિ જવાય. ઘેર રહેજો અને ભિક્ષા કરજો-વગેરે વગેરે." મેં જીવતાંજ મારી ક્રિયા અને જ્ઞાતિભોજન વગેરે પણ કરી લીધાં છે. મારા ઘર પાસે કૂવા આગળ સાધન કરવા ગુફા કરાવી છે. મને હાલ સિત્તેર ૭૦ વર્ષ થયાં છે. જોધપુર-બિકાનેરમાં અમારી જ્ઞાતિ બહુ વસે છે. મારા ગામથી ત્રણ ચાર ગાઉ "રામદેવપીર"નું સ્થાન છે ત્યાં ઘણા યાત્રા કરવા આવે છે. ત્યાંનાં કૂવામાં નહાવાથી કોઢ મટે અને માંદા સાજા થાય ત્યાં માઘ સુદિ ૧૧ અને ભાદરવા સુદિ ૧૧ એમ વરસમાં બે મેળા ભરાય છે. મને 'સદાનંદસ્વરૂપ" નામ તેઓશ્રીએજ આપેલું છે.

મેં ભારતવર્ષમાં ચારે ધામ કર્યાં છે અને ઘણા સાધુમહાત્માઓનો સંગ કર્યો છે. પણ જ્યારે પ્રથમવારજ કૃપાનાથનાં મેં મુંબઈમાં દર્શન કર્યાં ત્યારે અને તેઓશ્રી દક્ષિણામૂર્તિ ભગવાન્ લાગ્યા. એવા અનુભવી મહાપુરુષ મેં જોયા નથી. તેઓશ્રીના ગ્રંથોમાં છે તે બીજે નથી. એકવાર મુંબઈના ગ્રાંટરોડ સ્ટેશને તેઓશ્રી બિરાજતા હતા. માણસોની બહુ ઠઠ. આ ગાડીમાં તેઓશ્રી પધારવાના હતા. ગાડીને પાંચ મિનટ મોડું થતું પડયું. આવી ઠઠમાં પણ મને પૂછયું, "કેમ કાંઈ પૂછવું છે?" મેં પ્રશ્ન કર્યો, "પ્રભુ, મારે સાધન શું કરવું?" "તમારે યોગવાસિષ્ઠ અને જીવન્મુક્તિવિવેક વાંચવાં-ત્રિકાળ સંધ્યા અને ગાયત્રીમંત્રની ત્રણ માળા અને સ્વરૂપનું ધ્યાન કરવું." આમ આજ્ઞા કરી. કેવી કૃપા! કોઈવાર સભામાં મોડા આવ્યો હોઉં, ને દૂર બેઠો હોઉં તો પાસે બોલાવે-બહુ કૃપા. મેં માણેકલાલભાઈને કહ્યું, "તમો જ્યારે નાથના ધામમાં જાઓ ત્યારે તેઓશ્રીને અરજ કરજો કે આ ગરીબ બ્રાહ્મણને ચોથી ભૂમિકા સુધી પહોંચાડી દેવા કૃપા કરજો કે જેથી જન્મ-મરણનો ફેરો ટળી જાય." તેઓશ્રી સાક્ષાત્ શંકરાચાર્યજીનો અવતાર હતા. સવા દોઢ હજાર વર્ષ પહેલાં જે કહેવા ભગવાન્ શંકર પધાર્યા હતા તેજ પાછા આપણા માટે કરવા અને

તેમના જેવા કે એવા સમર્થ સદ્ગુરુ મળવા કઠણ છે. પ્રભુ કરતાં ગુરુ મોટા છે. પારસમણિ કરતાં ગુરુદેવ શ્રેષ્ઠ છે. ગુરુદેવ શિષ્યને પોતાસમાન કરી દે છે. કથા તો તેઓશ્રી સાથે ગઈ, એવી અનુભવવાણી અને વાણીની એ મીઠાશ હવે ક્યાંથી સાંપડે? હવે તો તેઓશ્રીના ઉપદેશ પ્રમાણે ચાલવું અને ગંતવ્યસ્થાને પહોંચવું-સ્વરૂપને જાણી લેવું તેઓશ્રીની કૃપાથી આપણે આ સઘળું કરી શકશું. ગ્રાંટરોડ સ્ટેશને તેઓશ્રીએ મારા પુત્રને કહેલું, “તમારા પિતાએ ઠીક ભેટ બાંધી છે.—(પરમાર્થનું સાધન સાધવા માટે). તેઓશ્રીનાં શરણપાદુકાજી અને ચરણોદક મારી પાસે છે. હું મારા ગામના મંદિરમાં નિત્ય કથાવાર્તા કરું છું. સદ્ગુરુશ્રીના પ્રવાસનો કાર્યક્રમ બહુજ નિશ્ચિત અને તેજ પ્રમાણે પ્રવાસ અને સ્થિતિ થાય. કાળ ઉપર એવો કાબૂ કોણ રાખી શકે? આશ્ચર્ય એ કે ક્રમમાં કદી ફેર પડેજ નહિ નહિતર કાળની કોને ખબર છે? મહેસાણાથી મારા પર કાગળ હતો. મહેસાણામાં આટલા દિવસ સ્થિતિ, અહીં ન અવાય તો ફલાણી ગાડીમાં કરાંચી જવાનું થશે ત્યારે મારવાડ જંકશને આવશો અને ઇચ્છા હોય તો કરાંચી આવશો, પણ મંદપ્રારબ્ધ કહો કે પ્રમાદ કહો હું મારવાડ જંકશને ન જઈ શક્યો. આ વાતનું મને તો વિસ્મરણ થયેલું, પરંતુ તેઓશ્રી જ્યારે મુંબઈ પધાર્યા અને હું દર્શને ગયો ત્યારે સ્મિત કરતાં કરતાં તેઓશ્રીએ કહ્યું. “તમારી રાહ મારવાડ જંકશને જોઈ હતી.” આટલી સમયપાલકતા, આટલી સ્મરણશક્તિ, આટલી કૃપા બીજું કોણ દાખવશે? મારા કલ્યાણ માટે મારે જવું જોઈતું હતું-એ સમયનું મારે સ્મરણ રાખવાની અગત્ય હતી. મારું કર્તવ્ય હું ભૂલ્યો. તેઓશ્રીએ મારા કર્તવ્યનું સ્મરણ તાજું કર્યું, મારા પ્રમાદ માટે મીઠો ઠપકો દીધો. આવું જીવનદર્શન કોણ કરાવે? ભૂલેલા પુત્રને સ્વસ્થાને પહોંચાડવા આટલી દયા કોણ દાખવે? આ વાતનું સ્મરણ થતાં મારા મંદભાગ્ય માટે શોક થાય છે અને તેઓશ્રીની દયાલુતાના ભારનીચે વંદના થઈ જાય છે.

અહીં બીલખા-આનંદાશ્રમની ફરસઉપર પથ્થર જડેલા છે અને તેથી ધૂળ દેખાતી નથી. નહિતર તેઓશ્રીના પાદપંકજથી પાવન થયેલી ધૂળ હું મસ્તકે ધરી પાવન થાત-કૃતકૃત્ય થાત. આ આનંદાશ્રમ યોગાશ્રમ હતો, છે અને રહેશે. એક સમયે નાથપ્રભુએ નીચેનું દૃષ્ટાંત આપ્યું હતું:—

પરંતુ બંધાયેલા આ બંને મીઠાઈ ક્યાંથી ખાઈ શકે? આના અનુસંધાનમાં તેણે જણાવ્યું, "જેમ તમે બંને બંધાયેલા, હોવાથી આ મીઠાઈ ખાવા અશક્ત છો તેમ જ્યારે શ્રોતા અને વક્તા એ બંને સંસારની વાસનાથી બંધાયેલા હોય ત્યારે જ્ઞાન ક્યાંથી થાય? નજ થાય." આ સાંભળી રાજા પ્રસન્ન થયા અને પોતાની શંકાનુ સમાધાન થયુ.

અભયદાન તો સર્વશ્રેષ્ઠ દાન છે અને તે દાન દેનારા તો આપણા કૃપાનાથ હતા. હું અહીં બીલખા-આનંદાશ્રમમાં તેઓશ્રી બિરાજતા ત્યારે રહેલો તે સમયે પ્રાતઃકાલમાં તેઓશ્રી શૌચ પધારવાના હોય ત્યારે હું તેઓશ્રીને ગરમ બંડી ધરાવતો અને ચરણકમલનો સ્પર્શ કરી પાવન થતો ચરણકમલ તો માખણ જેવાં સુકોમલ! આચાર્યોપાસનનું મહત્ત્વ જ્ઞાનેશ્વરીગીતામાં અદ્ભુતરીતે દેખાડ્યુ છે

મુંબઈમાં અમરચંદ માધવજીવાળા અમૃતલાલ શેઠને ત્યાં કૃપાનાથની પધરામણી થઈ હતી, ત્યારે (શ્રીમદ્ભગવદ્ગીતા-પાઠશાલા માધવબાગવાળા) નરહરિશાસ્ત્રી-દક્ષિણી બ્રાહ્મણ (પ્રથમ બીજી વિચારશ્રેણીના, પછી સનાતની) પોતાની મેળે ત્યાં આવેલા અને કૃપાનાથને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કર્યા હતા એ મે મારી આંખોથી જોયું હતું હુ ત્યારે ત્યાં હાજર હતો. આ ગીતા પાઠશાળામાં હજી કૃપાનાથની ટીકાવાળાં ઉપનિષદો વંચાય છે. કચ્છવાળા જાદવજીભાઈ અને તેની ભજનમંડળી નરનારાયણના મંદિરમાં કૃપાનાથને પધરાવતા તેમને કૃપાનાથે કહેલું, "સુષુમ્ણા ચાલતી હોય ત્યારે ભજન કરવુ" બીજી કથા તો ખૂબ સાંભળી છે, પણ જ્યારે કૃપાનાથની કથા હું મુંબઈમાં અથવા બીલખામાં સાંભળતો ત્યારે તો તેની મારા હૃદયપર અજબ અસર થતી કૃપાનાથ તો અનુભવી બ્રહ્મદર્શી સંત હતા તેઓશ્રીએ કહેલુ એક દૃષ્ટાંત યાદ આવે છે—

એક રાજકુમાર કોઈ મહાપુરુષના શિષ્ય થયા રાજા પછી તે ગાદીએ આવ્યા અને મનમાં નક્કી કર્યું કે, "પ્રભુભજન ઘડપણમાં કરશુ" તે મહાપુરુષ ત્યાં અમુક સમયે પાછા પધાર્યા અને જ્યારે રાજ્યગાદીએ બેઠેલા કુમારનો ઉપરોક્ત અભિપ્રાય જ્ઞાત થયો ત્યારે તેમના દયાળુ હૃદયમાં દયા ઊપજી અને શરણાગતના શ્રેયમાટે એક માર્ગ શોધ્યો. રાજગાદીએ બેઠેલા કુમાર પાસેથી એક ઘોડાની માગણી કરી. રાજાએ કેળવાયેલો ઘોડો આપ્યો તે મહાત્માએ અણકેળવાયેલો ઘોડો માગ્યો તે રાજકુમારે કહ્યુ, "એ ઘોડો આપને બેસવા નહિ દે અને લગામને હાથ લગાડવા પણ નહિ દે" તે મહાપુરુષે કહ્યુ, "મન પણ અશ્વજેવું છે, માટે તેને પણ અત્યારથી કેળવો નહિતર વૃદ્ધાવસ્થામાં આજ્ઞામાં નહિ રહે." આ બધુ જ્ઞાન મને નાથે આપ્યું છે અને કૃપાપ્રતાપેજ આ બધુ હું તમને કહું છુ

---

## મારી અનુભવકથા

[લેખક—શ્રી ઓધવજી વાઘજી અઢિયા-બીલખા]

હું મૂળ રહીશ ગોંડલનો. સંવત્ ૧૯૪૦માં બીલખા આવ્યો જૂનાગઢ નવાબના ખાનગી કારભારી અમરજીભાઈને ત્યાં પ્રભુશ્રી બિરાજતા હતા ત્યારે હું ત્યાં ગયેલો અને દર્શન કરી મેં વિનતિ કરેલી, "પ્રભુ, મને ગુરુમંત્ર આપો" તેઓશ્રીએ આજ્ઞા કરી,

"તમારે આજ રાતે ન જમવું. આવતી કાલ સવારમાં તૈયાર રહેજો." વહેલી સવારમાં અમરજીભાઈના મકાનની અગાશી પર સૂર્યના કિરણો આવતાં હતાં ત્યાં ગુરુમહારાજે મને દીક્ષા દઈ ગુરુમંત્ર આપ્યો.

શરુ શરુમાં મારો પગાર બહુ ટૂંકો. માંડ માંડ ગુજરાન ચાલે. બચલવાળ માણસ. હું ગુરુમહારાજના દર્શને આનંદાશ્રમમાં આવું ત્યારે ગુરુમહારાજ એવા દયાળુ કે મને દ્રવ્યની સેવાની સ્પષ્ટ ના પાડે. તેઓશ્રી મારી ગરીબ સ્થિતિ બરાબર જાણતા. મને શરીરની સેવા સોંપે. આમ ઘણા વર્ષો ચાલ્યું. મારી વ્યાવહારિક સ્થિતિ સુધરી ત્યારે માંડ માંડ ખાસ વિનતિથી દ્રવ્ય સેવા સ્વીકારતા.

ધીમે ધીમે ગુરુમહારાજે મને કેમ સુધાર્યો? મને હોકાનું જબરું બંધાણ. દરબારની ઘોડાગાડી હાંકવાનું કામ એટલે રાત દિવસ હોકો, ચલમ, બીડી વગેરે ચાલ્યાજ કરે. આલાવાળા દરબારશ્રીની હું ઘોડાગાડી હાંકતો. તેમણે મને એક રૂપેરી હોકો આપ્યો હતો. મને હોકા વગર એક ઘડીકે ન ચાલે. સવારના પહોરમાં વહેલો આવું અને ગુરુમહારાજ સ્નાન કરતા હોય ત્યારે સ્નાનગૃહમાં દર્શને જાઉં. ગુરુમહારાજ'તો રહ્યા અંતરજામી-મનની રજેરજ જાણે. મને પૂછ્યું, "કેમ કાંઈ વ્યસન છે?" મેં કહ્યું, "જી હા, હોકાનું વ્યસન છે." પ્રભુએ આજ્ઞા કરી, "એ વ્યસન છોડી દેજો." મેં જવાબ આપ્યો, "બહુ સારું ગુરુમહારાજ." આજ્ઞા પ્રમાણે હું હોકો બેચાર દી છોડી દઉં, પણ મન એમાંને એમાં. એ વગર કેમ ચાલે? ફરી હોકો ચાલુ કરું. આમ હોકો મૂકું અને ફરી ચાલુ કરું. આમ વારંવાર ચાલ્યાજ કરે. જ્યારે જ્યારે દર્શને જાઉં ત્યારે હોકો મૂકવાની ગુરુમહારાજ આજ્ઞા કરે. આમ કરતાં કરતાં એક વરસ ચાલ્યું ગયું. એક દિવસ સવારમાં દર્શને ગયો અને મને પૂછ્યું અને જાણ્યું કે હજી મને હોકાનું વ્યસન છે ત્યારે ગુરુમહારાજે ગંભીરતાપૂર્વક આજ્ઞા કરી કે, "તમારે માગશર સુદિ પૂનમ સુધીમાં આ વ્યસન છોડી દેવાનું છે." આ સમયને બરાબર ૨૭ દહાડા બાકી હતા. એક તરફ હોકાનાં બંધાણની મારા ઉપર સત્તા અને બીજી તરફથી ગુરુમહારાજના કડક હુકમની સત્તા. હું ગુરુમહારાજની આ આજ્ઞા ન માનું, તો ગુરુમહારાજ નારાજ થાય, પછી મારું શું થાય?" મેં મનમાં વિચાર કર્યો, "તેઓશ્રીને મારું કામ છે કે મારે તેઓશ્રીનું કામ છે?" નાથ મારે માથે આટલી બધી દયા શા માટે કરતા હશે? મેં મનમાં નક્કી કર્યું અને હોકો પીવો છોડી દીધો-પણ મારું મન તો હોકામાં. હોકો પીનારા મને તાણ કરે. હું બધાને ના પાડું. આમ ચલાવ્યું. મનમાં થયું કે ગુરુદેવની આજ્ઞા માગીને પછી હોકો પીશ, પણ આજ્ઞા માગી ન શકું. એક દિવસ મનમાં ઊગી આવ્યું કે ગુરુમહારાજની આજ્ઞા કરતાં હોકો શું મોટો?" મનમાં નક્કી કર્યું કે હોકો હૈયાત છે ત્યાં સુધી બંધાણ નહિ જાય. પછી હોકાની નાળ, હોકાની ચલમ, હોકાની મેર એ બધું તોડી ફોડી ફેંકી દીધું અને ગુરુમહારાજની દયાથી એ ભયંકર વ્યસનના પંજામાંથી માંડ છૂટ્યો.

એક સમયે જૂનાગઢથી જેતલસર સુધી ગુરુમહારાજ સાથે આગગાડીમાં વલકુભા સાથે હું પણ ગયો હતો. એક પાટિયાપર ગુરુમહારાજ બિરાજે અને બીજા પાટિયાપર વલકુભા બેઠેલા-મને પણ બેસવાની આજ્ઞા કરી. હું તો દીનભાવે ગુરુમહારાજના ચરણ-કમળપાસે-નીચે બેસી ગયો. પગના તળિયામાં જોઉં તો જબ્બર ઊર્ધ્વરેખા. વાહ પ્રભુ

વાહ. મને બહુ આનંદ થયો-વલકુભાને ગુરુમહારાજ તરફ બહુ પ્રેમ-પોતાની ખાસ ભેંસનું દૂધ આશ્રમમાં હમેશાં મોકલતા. મેં ખાસ જોયું કે ગુરુમહારાજ કોઈને આજ્ઞા ન કરે. કોઈ આશ્રમમાં આવે તોપણ ભલા અને અને ન આવે તો ભલા. આવા નિઃસ્પૃહ સંતના ચરણમાં ભલા લક્ષ્મી કેમ ન ચાલી આવે?

લગ્નની તૈયારી થતી હોય અને વનમાં ચાલ્યા જવું એ તો માથા ઉપરની વાત છે, માથું મેલે તે માલ ખાય. કોઈ માઈનો દીકરો આવું કરી તો બતાવે? ભલા આવા પુરુષને કોણ ન પૂજે? પૂજનારનાં બધાં પ્રાચીત-પાપ બળી જાય.

એક વખત વહેલી પરોઢમાં આવ્યો શિયાળો હતો. ગુરુમહારાજના શરીરે શિષ્યો તેલ ચોળતા હતા. મને પણ મન થયું. મારી ઇચ્છા જાણી નાથે આજ્ઞા કરી, "તમારા હાથ સામસામા ઘસો એટલે ગરમ થઈ જશે, પછી સેવા કરો" મેં ગુરુમહારાજના પગ-પાદારવિંદ હાથમાં લીધાં-મારા ખોળામાં લીધાં. શી શોભા! શી નરમાશ-કોમલતા! જાણે માખણનો પિંડો!

હું આલાવાળા દરબારશ્રીની ગાડી હાંકતો ગુરુમહારાજ બીલખાથી મેંદરડા અથવા બીલખાથી જૂનાગઢ પધારવાના હોય ત્યારે ઘોડાગાડી લઈને હુંજ આવતો. ગુરુમહારાજની દયાથી જાનવર (ઘોડાં) પણ બહુ કાબૂમાં. જ્યાં કહું ત્યાંજ ડગ મૂકે. એક વખત ગુરુમહારાજે કથામાં દાખલો આપ્યો હતો કે, "જુવાનીમાં ઇન્દ્રિયો બહુ તોફાની હોય છે, માટે તેને બરાબર કાબૂમાં રાખવી-જેમ ઓધવજી ઘોડાને કાબૂમાં રાખે છે તેમ."

એક વખત બીલખાથી જૂનાગઢ જતાં રસ્તે જૂનાગઢથી સામે આવતી નવાબસાહેબની ઘોડાગાડીમાં અમરજીભાઈ મળ્યા તેમણે વિનંતિ કરી, "પ્રભો, આ ગાડીમાં પધારો" મેં કહ્યું, "આ જાનવરો પણ આપનાં જાનવરોથી ઓછાં ઊતરે એવાં નથી. ગુરુમહારાજને શામાટે તકલીફ આપવી જોઈએ? આપજ આ ગાડીમાં આવી જાઓ." આ સાંભળી ગુરુમહારાજ અને તેઓ પ્રસન્ન થયા અને અમરજીભાઈ મારી ગાડીમાં ગુરુમહારાજની સામે બેસી ગયા.

મને મનમાં ચણચણો રહ્યા કરે કે ઘોડાગાડીમાં મારે ગુરુમહારાજ કરતાં ઊંચે બેસવું પડે અને પીઠ બતાવીને બેસવું પડે છે. આ માટે મેં ગુરુમહારાજ આગળ માફી માગી. તેઓશ્રીએ હસતાં હસતાં જણાવ્યું, "તમારા માટે વાંધો નથી." મારા ઉપર ગુરુમહારાજની બહુ દયા હતી.

મારે થાણાદેવડી લખમણવાળાને ત્યાં નોકરીમાં રહેવું પડયું હતું. ત્યાં મને ગોઠવે નહિ. જૂની ભોમકા યાદ આવ્યા કરે, સાંજે નાવા પૂજા કરવા હું નદીએ જાઉં ત્યારે ગુરુમહારાજને આરદા કરું, "હે પ્રભુ, દયા કરજો" ગુરુમહારાજે દયા કરી અને દરબારે છ મહિનામાં મને પાછો બીલખા તેડાવી લીધો.

મારો વચલો છોકરો "ગગારજી" બહુ લોંઠો ને તોફાની કાબૂમાં ન રહે અને તેની બહુ ફિકર થાય એક વખત તેને લઈ સવારના વખતે હું સ્નાનગૃહમાં ગયો પ્રભુએ પૂછયું, "ગોરારજી કેમ છે?" મેં સેવામાં બધી વાત જણાવી. પ્રભુએ શિખામણના રૂપમાં ગોરારજીને ખૂબ ઠપકો આપ્યો. તે રોવા લાગ્યો, પણ આ પછી તેનામાં ફેર પડવા લાગ્યો

અને પ્રભુદયાથી તે ખૂબ સુધરી ગયો અને પરદેશ જઈ કમાવા લાગ્યો. ત્યાંથી પ્રભુને લખવા માટે સારી ડાયરી, સારી પેન્સીલ વગેરે મોકલાવે. આ ડાયરીમાં ગુરુદેવ સંધ્યા-સમાધિમાંથી ઊઠી ભજન લખે. મોરારજી થોડા નસીબદાર? એક વખત મોરારજીએ પ્રભુ-માટે પરદેશથી ઊંચીજાતની ફલાલીન મોકલી. મેં તે પ્રભુસેવામાં ધરી. પ્રભુએ માંડ માંડ તે સ્વીકારી. એમાંથી એક બંડી અને એક કાનટોપી એમ બે વસ્તુ બની. શિયાળાની ઠંડીમાં ગુરુમહારાજે સવારે શૌચ પધારે ત્યારે બંડીનો ઉપયોગ કરતા.

હું બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી આનંદાશ્રમમાં આવું. ગુરુમહારાજ તો સમયસર જાગ્રત થયા હોય. શયનની પાટની ડાબી બાજુએ ટેબલ પર રાખેલા ફાનસમાં ઘીનો દીપક પ્રકટે. આખું નિજમંદિર પ્રકાશી ઊઠે. ગુરુદેવ ધ્યાનમાં બિરાજે. પછી સ્નાનગૃહમાં પધારી મુખપ્રક્ષાલન વગેરે કરી પુસ્તકાલયમાં શૌચમાટેનાં વસ્ત્રો પહેરી મસ્તકે યોગપદ્ધતિએ કપડું વીંટી શૌચ પધારે. એ વખતે હું પ્રભાતીઉં બોલતો હોઉં:—

બહોત કૃપા મોંપે ગુરુ કીની, સોહમ શબ્દ સુનાયા,
સૂનરે શિખર પર ગુરુજીકા વાસા, વહાં ગુરુએ ગુરુકુ ભેટાયા;
ભેટા સ્વતંત્ર અંતર ભાંગ્યા, હિલમીલ અંગ લગાયા—સોહમ૦

અંગકે સંગ ઉમંગ તુરંગા, ચંગ, અભંગ બજાયા રે;
પ્રેમ સુરંગ લગી દલભીતર, અનહદ રંગ જમાયા રે. સોહમ૦

ઓમસે સોહમ નીકસ્યા, સોહમ ઓમમેં મિલાયા હે,
ઓમસે રણકાર ઉપન્યા, રણકાર શૂન્યમેં સમાયા હે. સોહમ૦

બંધ મોહકા મૂલ અજ્ઞાના, જ્ઞાનસે મૂલ ઊખારા;
કહે શિવલાલ એ જ્ઞાન ભુશંડી, છોડકે આયા એકતારા. સોહમ૦

આવું અથવા આવું બીજું ભજન અથવા પ્રભાતીઉં મોટે સાદે બોલતો હોઉં એ સાંભળી ગુરુદેવ સાથેના માણસને કહે, "જુઓ, સિંહ ગર્જના કરે છે." એક વખતે એ સમયે ગુરુદેવ સાથે ખેરાજભાઈ હતા. તેમણે પૂછ્યું, "પ્રભો, ચંગ એટલે શું?" તેઓશ્રી બોલ્યા, "ચંગ એક જાતનું વાજીંત્ર છે. એક ખપાટનો કટકો લાવી તેને ઝીણા તારથી બાંધવામાં આવે છે." આમ કહી પ્રભુ પધારી ગયા.

આવી આવી અનેકવાર દયા કરી ગુરુમહારાજે મને નસીબદાર બનાવ્યો છે. આવી દયા ન હોત તો શું થાત એ વિચાર કર્યા કરું છું. જય પ્રભુ, જય નાથ, જય ગુરુમહારાજ. આમ બોલતાં આંખોમાં આંસુ આવી જાય, મોઢું પ્રેમના રંગમાં લાલચોળ બની જાય, અને જ્યારે જ્યારે ગુરુદેવની વાર્તા કરું છું ત્યારે એક નાના બાળકની પેઠે રોવું આવી જાય છે.



# કૃપાનાથની કૃપા

[લેખકઃ—શ્રી ત્રિભુવન વિઠ્ઠલજી દવે-બીલખા]

(૧) શરુશરુમાં મને હિસાબી કામ શિખવવામાટે કૃપાનાથે લાલસિંહભાઈને આજ્ઞા કરેલી, એટલે મને મદદ કરતા, કામ શિખવતા. તેમણે તેમના મામાના પુત્ર માનસિંહજીને મારી મદદમાં મૂકેલા.

(૨) આશ્રમના હિસાબના ચોપડા જોવાનું કામ-તપાસવાનું કામ લાલસિંહજી બીલખા આવે ત્યારે કરે એવી કૃપાલુશ્રીની મને આજ્ઞા. તે બાંટવાથી બીલખા આવ્યા ત્યારે આજ્ઞાની વાત કહી. ત્યારે એ ચોપડા જોયાવગર એ ચોપડા જોયા હોય તેમ પોતાની સહી વગર વિલંબે કરી દીધી અને હસતાં હસતાં મને કહ્યું-"નાથે તપાસેલો હિસાબ તપાસનાર આપણે કોણ? એ હિસાબ જોનાર આપણે કોણ? આવા અનન્યભાવના ઉદ્ગાર મારી સમક્ષ કાઢેલા. એક પણ પાનું જોયાવગર એ માન્ય.

(૩) આશ્રમમાં ગુરુપૂજન પછી ભોજન થાય અને સૌ જમી રહે પછી શ્રવણમંદિર સાફસુફ કરાવવાનું કામ લાલસિંહજીનું નાથની નાનામાં નાની સેવામાં પણ અભિમાન રહિત મનની સુપ્રસન્ન સ્થિતિ; ધન્ય છે એ ભક્તહૃદયને!

(૪) કૃપાનાથ પાસેથી સાંભળેલું મને નીચેનું યાદ છેઃ—

(અ) જો સુખ મીલે રામ ભજનમેં,
સો સુખ નાહીં અમીરીમેં.

(આ) નારાયણ દો બાતકોં, દીજે સદા બિસાર,
કરી બુરાઈ ઔરકી, આપ કિયા ઉપકાર.

(ઇ) દો બાતોંકો યાદ રખ, જો ચાહે કલ્યાણ,
નારાયણ એક મૃત્યુકું, દુજા શ્રીભગવાન્

(૫) હું મૂળ રહીશ ચણાકાનો. મારા પિતાશ્રીનું નામ વિઠ્ઠલજી. મેં ફક્ત ગુજરાતી છ ધોરણસુધી અભ્યાસ કર્યો હતો. સં. ૧૯૫૮માં મેં કૃપાનાથની દીક્ષા લીધેલી. મારા કાકા ગૌરીશંકર ભટ્ટજી આશ્રમના બહુ જૂના શિષ્ય. મારી પહેલાં પૂજ્યપાદશ્રીના મામા હરજીવનના સૌથી નાના પુત્ર કરુણાશંકર વ્યવસ્થાપક તરીકે કામ કરતા સં ૧૯૬૦માં તેમની જગ્યાએ મારી નિમણૂક થઈ. આશ્રમના નામાનું કામ ખૂબ ચડી ગયેલું. કૃપાનાથની આજ્ઞાથી બાંટવાનિવાસી વકીલ શ્રી. લાલસિંહભાઈ તથા તેમને ત્યાં કારકુન તરીકે કામ કરનાર તેમના મામાના દીકરા માનસિંહજી પણ મને મારા હિસાબી કામમાં ખંતથી મદદ કરતા. હું બીલખા-આશ્રમમાં આવ્યો ત્યારે ચોકમાં પાકી ફરસ હતી, પણ ત્યારસુધી સભાસ્થાન-સભામંડપ અથવા શ્રવણમંદિર બંધાયું નહોતું. આનંદાશ્રમમાં આટલાં મકાનો હતાં: નિજમંદિર, સંયમમંદિર, શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલય, સ્નાનગૃહ, જૂનો કોઠાર, જૂનું રસોડું તથા દીવાનખાનું પ્રકાશજી-પૂ. બ્ર બ્રહ્મપ્રકાશજી મારા પછી આવ્યા. માધવજીભાઈ, રામજીભાઈ તથા જીવનમાળી આટલા હતા

(૬) મારું નિત્યનું કામઃ—મારે સવારે વહેલા ઊઠી, સ્નાનાદિથી પરવારી નિજમંદિર

તાર આવ્યો કે શ્રીમન્નાથભગવાનની આશિષથી મારા દીકરાની પ્રકૃતિ સુધરી ગઈ છે

(૧૬) એક વ્યક્તિને તેના પત્રના પ્રત્યુત્તરમાં કૃપાનાથે એમ લખાવ્યુ હતું કે "લક્ષ્મીનું ધ્યાન કરવા કરતાં લક્ષ્મીના પતિ જે વિષ્ણુભગવાન્ તેમનું ધ્યાન કરવાથી લક્ષ્મી અનાયાસે ચાલી આવે છે."

(૧૭) બ્રાહ્મણોએ અયાચકવૃત્તિ રાખવી જોઇએ.

(૧૮) મારા ચિ. રમણિકલાલને પૂજ્યપાદ કૃપાનાથે આજ્ઞા કરી હતી કે "હરરોજ સવારમાં સ્નાનસંધ્યા કરી અહીં ત્રણ દંડવત્પ્રણામ કરવા, પછી પોતાના માબાપને પગે લાગવું અને પછી ભોજન કરી નિશાળે ભણવા જવું. આ વાત ભૂલવી નહિ"

---

## આત્મદર્શન કેમ થાય?

[ લેખકઃ—પૂ. બ્ર. આત્મપ્રકાશજી-બખરલા ]

(૧) સંવત્ ૧૯૬૪ બહુધા હશે. સવારને સમયે પ્રભુ બીલખા-આનંદાશ્રમના સ્નાન-ગૃહમાં બિરાજતા હતા. હું દર્શને ગયો એટલે આજ્ઞા મળી કે, "પ્રથમ વિચારસાગર કરો અને પછી બ્રહ્મસૂત્ર અથવા વેદાંતદર્શન ભણવું શરુ કરજો" મેં જવાબ આપ્યો, "જી, હા. આપશ્રીની કૃપાથી હું તે પ્રમાણે કરીશ." મેં તે દિવસે અને તેજ સમયે "શ્રી વિચારસાગર" શરુ કર્યો. પ્રભુને સાષ્ટાંગદંડવત્પ્રણામ કરીને હું સન્મુખ બેઠો. પ્રભુ સ્નાન શરુ કર્યા પહેલાં શરીર ચોળતા હતા. મને વાંચવાની આજ્ઞા થઈ મેં વાંચવું શરુ કર્યું:—

### વસ્તુનિર્દેશરૂપ મંગલ

દોહા

જો સુખ નિત્ય પ્રકાસ વિભુ, નામ-રૂપ આધાર।
મતિ ન લખૈ જિહિં મતિ લખૈ, સો મૈં સુદ્ધ અપાર ॥૧॥

મેં પુસ્તક ઉઘાડ્યું કે તુરત મારા બોલ્યા પહેલાં પ્રભુ શ્રીમુખે વિચારસાગરનો ઉપરનો પહેલો દોહો બોલ્યા. આ પછી મને એ વાંચવાની આજ્ઞા કરી. મેં પણ ઉપરોક્ત બે લીટી વાંચી. પ્રભુશ્રી આ પછી તેનો અર્થ કરવા લાગ્યા.

જે બ્રહ્મ આનંદરૂપ, ત્રણ કાલમાં રહેનાર, સ્વયં પ્રકાશ, (ઇંદ્રિય અંતઃકરણનો વિષય નહિ થયા છતાં જેના સદ્ભાવમાં કોઈપણ પ્રકારની શંકા રહેતી નથી એવું,) વ્યાપક અથવા વિવિધરૂપે પ્રતીત થનાર, પ્રતીત થતાં નામરૂપના અધિષ્ઠાનરૂપ, જેને બુદ્ધિ પ્રકાશી શકતી નથી, પણ જે બુદ્ધિને પોતાના ચેતન સ્વભાવવડે પ્રકાશે છે, જે અવિદ્યાના મલથી રહિત છે ને જે દેશ કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત છે તે બ્રહ્મ હું છું. ૧

આ શબ્દો બોલતાં પ્રભુશ્રીની દૃષ્ટિ મારા સામે હતી અને મારી દૃષ્ટિ તેઓશ્રીના સામી હતી-તેઓશ્રીના મુખદર્શનમાં હતી. તેઓશ્રીએ એ દોહાનો શબ્દાર્થ પૂરો કર્યો અને મારી વૃત્તિ અંતર્મુખ થઈ ગઈ. ચક્ષુમાંથી અશ્રુ પડવા લાગ્યાં અને બંને ચક્ષુ વીંચાઈ ગયાં. બુદ્ધિવૃત્તિ કોઈ અગમ્ય સત્યવસ્તુમાં એકરૂપ બની ગઈ હું દિવ્ય આનંદમાં તરબોળ

ॐ

१७६७

સૌમ્ય!

શુભાશીર્વાદ. આ નવા વર્ષમાં અંતઃ-
કરણની યોગ્યતા ને પરમાત્મભક્તિમાં વિ-
શેષ વધારો કરશો. પ્રસંગોપાત્ત જે જે
ઉપદેશ કરાયો હોય તે સર્વનું મનન કરી
તદનુસાર વર્તી કૃતાર્થ થવા પ્રયત્નશી-
લ રહેશો.

આર્યા.

આનંદ શાંતિ ધીરજ, અને ભક્તિ તણી અતિ
વૃદ્ધિ કરજે;
સ્વસ્વરૂપને જાણી, સુખથકી ભવસાગર તર-
જે. ૧

ભક્તિનિષ્ઠ નાગાર્જુન.

મોજીદડ.

કાઠીઆવાડ.

*Mojidad.*

*Kathiawad.*

નાથપ્રભુનું ધ્રુ શ્રી આત્મપ્રકાશજી—[નાગાર્જુન] ઉપરનું પત્ર

- સૌમ્ય!

ભક્વાદ. પત્ર પહોંચતાં સમાચાર જાણ્યા. અમ્સાના અભ્યાસ-
વેળા જે કુંભક કરો તે કુંભકમાં ૨૫૦ વા ૩૦૦ ની સંખ્યા મનમાં
ગણો ત્યાંસુધી નાભીઆગળ પ્રાણવાયુને સ્થિર કરવાનો પ્રયત્ન
કરવાનો છે. પાયુસ્થાનમાં ને ઉપસ્થમાં રહેલો વાયુ જેની અધોગ-
તિ છે તે અપાન છે, ને હૃદયમાં રહેલો વાયુ જેની ઊર્ધ્વગતિ છે તે
પ્રાણ છે. તે બંનેને નાભીઆગળ એકત્ર કરવાના છે, અર્થાત્ મા-
ણને હૃદયમાંથી નીચે લઇ જઇ નાભીઆગળ રાખવો, ને અપાન-
ને નીચેનાં દ્વારોમાંથી ઉપર ખેંચી નાભીઆગળ લાવવો, એમ બંને-
ને ત્યાં એકત્ર કરવા. પછી નાભીને બરડાભણી ખેંચી એકત્ર થ-
યેલા પ્રાણાપાનને કુંડલિનીને જાગ્રત્ કરી બરડાની કરોડમાં રહેલી
સુષુમ્ણામાં પ્રવેશ કરાવી શનૈઃ શનૈઃ તે બંનેના એકત્ર થયેલા
સૂક્ષ્મ પ્રવાહને હૃત્પદ્મસુધી ચડાવવો. પશ્ચાત્ પ્રયત્નપૂર્વક તે પ્રવા-
હને કંઠકૂપની પાછળ રહેલા વિશુદ્ધચક્રપર્યંત ઉપર લઇ જવો. પછી
ક્રમાત્ તે પ્રવાહને આજ્ઞાચક્રમાં લઇ જઇ ત્યાંથી બ્રહ્મરંધ્રમાં લઈ
જવાનો છે. પદ્મ કે સિદ્ધ બેમાંનું ગમે તે એક આસન તે કાળે રાખ-
વું. જલંધરબંધ નહિ રાખતાં ડોક સીધી રાખવી. ઉપરનું લખાણ
વાંચતાં બરાબર ન જ સમજાય ને અહિં આવવાની અનુકૂળ-
તા ન હોય તો અવકાશે અમદાવાદ મેલ ટ્રેનિંગ કોલેજમાં શ્રીયુ-
ત મણિલાલ આત્મારામ પંડ્યા, બી. એ. આસિસ્ટંટ માસ્તર છે
તેમને મળશો અને આ પત્રની વાત કહેશો એટલે તે સ-
મજાવશે.

ઉપરના અભ્યાસસાથે શિરોધૂનનસહિત પરિચાલન, તાડન,
ને ભસ્ત્રિકા પણ પૂર્વની પેઠે કરવાનાં છે.

શરીર પવિત્ર હોય તો પ્રાતઃકાળે સ્નાનથી પહેલાં પણ આ
અભ્યાસ કરી શકાય. સવારે આશરે દોઢ કલાક, બપોરે એક કલા-
ક, ને સાંજે એક કલાક કે સવા કલાક આ અભ્યાસમાટે લેવાય
તો અભ્યાસનો પરિપાક થોડા સમયમાં થાય. શ્રદ્ધા ને ઉત્સાહ-
થી હૃદય ભરપૂર રાખી આગ્રહપૂર્વક અભ્યાસ કરશો તો અંતરાયો
ન્યૂન આવશે, ને અભ્યાસનો પરિપાક શીઘ્ર થશે.

લખેલો લેખ એકવાર જોઇ સુધારી અવકાશે મોકલાવશો એ-
ટલે યોગ્ય થશે.

પ્રમાદ ને દીર્ઘસૂત્રતા એ સાધકના પરમ શત્રુ છે, માટે સાધ-
કે સાવધાનતા ને તુરત કાર્ય કરવાના સ્વભાવવડે તે બંનેને વ-
શ વર્તાવવાં જોઇએ. વ્યવહારપરમાર્થના કામની વ્યવસ્થા બાંધી
સાવધાનતાપૂર્વક તે પ્રમાણે વર્તવાથી જ સ્વલ્પકાળમાં કાર્યસિ-
દ્ધિ થાયછે, અન્યથા થતી નથી, એ વાત આપના જાણબહા-
ર નથી. સમજુને અધિક લખવાની અગત્ય નથી. ઇતિ ૐ



महाराज
ॐ
श्रीनथुरामशर्मा

श्रीआनंदाश्रम. बीलखा.
ચૈત્રસુદિ ૧૦ ........ ૧૯૭૯

વસીયતનામું બીલખા આનંદાશ્રમના પુસ્તકો મુકવાના નવા બાજોઠના ખાનામાં છે. અગત્ય જણાય ત્યારે ચરિવર કરવામાટે નીમેલા ગૃહસ્થાદિએ તે વાંચી વિચારી એકમતે તે પ્રમાણે કરવાનું છે. ૐ

નથુરામશર્મા. હસ્તાક્ષર પોતાના

નાથપ્રભુના હસ્તાક્ષર કાળી શાહીમાં








# શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલય

## પુસ્તક સંખ્યા ૮૩૬૨ છે.

નીચેની ભાષાના પુસ્તકો આ પુસ્તકાલયમાં છે :—

(૧) ગુજરાતી, (૨) સંસ્કૃત, (૩) હિંદી, (૪) અંગ્રેજી, (૫) મરાઠી, (૬) બંગાલી, (૭) ઉર્દૂ, (૮) જૂની ગુજરાતી, (૯) પંજાબી, (૧૦) વ્રજભાષા, (૧૧) મારવાડી, (૧૨) પાલી, (૧૩) કચ્છી, (૧૪) ગુરુમુખી, (૧૫) અર્ધ-માગધી, (૧૬) તેલુગુ, (૧૭) ફારસી, (૧૮) ટિબેટિયન, (૧૯) માગધી-ગુજરાતી, (૨૦) સંસ્કૃત-તેલુગુ, (૨૧) સંસ્કૃત-ટિબેટિયન, (૨૨) અંગ્રેજી-ગુજરાતી (૨૩) કાનડી-મરાઠી, (૨૪) જાપાનીઝ-ગુજરાતી

— xxxxxxx —

બની ગયો. અમુક સમય પછી હું આ ધ્યાન-સમાધિમાંથી જાગ્યો ત્યાં પ્રભુ સ્નાન કરતા દૃષ્ટિએ પડ્યા પ્રભુએ પૂછ્યું, "કેમ?" મેં કહ્યું: "પરમકૃપા." વિચારસાગરનો અભ્યાસ આગળ ચલાવવાને બદલે મેં પ્રભુને પ્રશ્ન કર્યો, "નાથ! અસામાન્ય વિદ્વાનને પણ આમ આ તત્ત્વનો પ્રત્યક્ષ અનુભવ કેમ નહિ થતો હોય?" કૃપાનાથે સ્મિત કરતાં જણાવ્યું: "આ પ્રત્યક્ષ અનુભવ અંતઃકરણની શુદ્ધિનો વિષય છે, વિદ્વત્તાનો વિષય નથી"

(૨) એક વખત સ્નાનગૃહમાં નાથનું અભ્યંગસ્નાન ચાલતું હતું હું પણ ત્યાં ગયો, અને પ્રભુનું જમણું ચરણ લઈ તેલ ચોળવા લાગ્યો ત્યાં તેઓશ્રી બોલ્યા, "વિશ્વેશ પાદાંબુજ દીર્ઘનૌકા." આ ભાવાત્મક શબ્દો કૃપાદૃષ્ટિ કરીને કાંઈ સાંકેતિક સ્મિતસહિત બોલ્યા, ત્યારે મુખકમલની ભવ્યતા આશ્ચર્ય પમાડે તેવી હતી અને આ શબ્દોનો અર્થ પૂછ્યો-મેં જવાબ આપ્યો-"ઈશ્વરના આ ચરણકમલ સંસારસાગર તરવાની મોટી નૌકા છે"

(૩) એક વખત પ્રાતઃકાલમાં આજ સ્નાનગૃહમાં દર્શને ગયો દંતધાવન ચાલતું હતું. અને ગંભીરવદને પ્રશ્ન કર્યો—

"જગતને સત્ય માનો છો કે અસત્ય?"

આ પ્રશ્ન પૂછતી વેળા જોતું, બોલવું અને મુખાકૃતિ એવાં હતાં કે હું માત્ર સ્તબ્ધ બની તેઓશ્રીના પ્રસન્નગંભીર મુખકમલ સામુંજ જોઈ રહ્યો. કાંઈપણ પ્રત્યુત્તર ન આપી શક્યો

(૪) પ્રભુ નિજમંદિરમાં પ્રાતઃસંધ્યા કરી સ્વાધ્યાય કરતા હતા. મેં ત્યાં જઈ ભેટ ધરી. તેઓશ્રીએ પુસ્તક નીચે મૂકી કહ્યું, "આની કશી જરૂર નથી, તમારું મન અમને સોંપી દો" મેં વિનતિ કરી, "પ્રભો! મન તો સોંપ્યું છે જો કૃપા થશે તો બધું થશે" નાથ બોલ્યા "કૃપાના તો વરસાદ વરસે છે, તેનો લાભ લ્યો ત્યારે ને? શું હજી જન્મ વધારવા છે?" હું તો સુખના તેજોમય ગાંભીર્યસામું એકીટશે જોઈ રહ્યો-જવાબ ન આપી શક્યો "જ્યાં જાઓ ત્યાં પ્રસન્નતામાં રહેજો" આટલો આશીર્વાદ આપી સ્વાધ્યાય શરુ કર્યો

## ગુરુદેવની મહત્તા

[લેખકઃ—શ્રી. રામજી જાદવજી ઠક્કર-જૂનાગઢ]

[ પૂજ્યપાદશ્રીની અંગત સેવામાં રહેતા સદ્‌ગત રામજીભાઈને કયો શિષ્ય ઓળખતો નહિ હોય? કૃપાનાથના તેઓ અંગત પરિચારક હતા. જૂનાગઢનિવાસી શ્રી. કેશવજીભાઈ તથા શ્રી. લાલજીભાઈ તેમના ભત્રિજા થાય, અને શ્રી. પુરુષોત્તમભાઈ તેમના પુત્ર થાય ]

જૂનાગઢના નવાબસાહેબના ખાનગી કારભારી શ્રીમાન્ અમરજીભાઈને ત્યાં હું સૌથી પ્રથમ નોકરીમાં હતો, ત્યાંથી સંવત ૧૯૫૮ના વર્ષના શ્રાવણમાસમાં મને નાથપ્રભુના અંગત પરિચારક થવાનું સુભાગ્ય સાંપડ્યું, અને સંવત ૧૯૫૯ના વર્ષના પ્રથમ દિવસે મેં તેઓશ્રીની પાવન દીક્ષા લીધી આ પ્રમાણે પૂજ્યપાદશ્રીની એકનિષ્ઠાથી અંગત સેવા કરવાનો મને લગભગ ત્રીશ વર્ષોસુધી લાભ મળ્યો.

નાથપ્રભુ બ્રાહ્મમુહૂર્તમાં ઉત્થાન કરી શૌચથી પધારી હસ્તપાદ પ્રક્ષાલન કરી દંતધાવન કરવાનું શરુ કરે ત્યાંસુધીમાં હું પણ શૌચસ્નાનાદિથી પરવારી કૃપાનાથને સ્નાન કરવાસારુ 'કૂવાપરથી તાજું' જળ ગાળીને ભરી લાવું, અને પિત્તલની ઘોડીપર મૂકેલી તાંબાકુંડીમાં નાંખી રાખું' શૌચસમયે પહેરેલાં ગરમવસ્ત્રો તેઓશ્રી સ્નાનપહેલાં ખંખેરીને પાસેના ટેબલપર મૂકે એટલે હું તે શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયના કબાટમાં જ્યાં રહેતાં ત્યાં સંકેલીને મૂકી આવું. પૂજ્યપાદશ્રી ત્રિકાલ સ્નાન ઠંડાજલથી કરતા. પાછળની અવસ્થામાં બહુ ઠંડી હોય ત્યારે ને વૃદ્ધાવસ્થામાં ઉષ્ણજળનો ઉપયોગ થતો. તાંબાકુંડીમાં ઠંડું જળ પૂરીને તેમાં ઉષ્ણજળ અલ્પ-પ્રમાણમાં ઉમેરવામાં આવતું. કૃપાનાથ ક્યારેં પણ વિશેષ ઉષ્ણ જળવડે સ્નાન કરતા નહિ, અને તે માટે કૂવાનું તાજું જળ વપરાતું. "રામજી! ચાલો"-આ શબ્દો સાંભળી હું તેઓશ્રીને સ્નાનમાટે અધિક જળ આપવા જતો. તેઓશ્રીનું સ્નાન સમાપ્ત થયા પછી હું નિવૃત્ત થઈ જાઉં, અને પછી હું સંધ્યાજપ વગેરે ધાર્મિક ક્રિયાઓમાં જોડાઉં. આ પછી હું નાસ્તો કરી લઉં, અને રસોડામાટેની તૈયારી કરી રસોયાને મદદરૂપ બનું. આ પછી તેઓશ્રીનાં પ્રાતઃસ્નાનનાં વસ્ત્રો કૂવે જઈ સાબુવડે ધોઈ નાખું.

આ પછી બરાબર બપોરના સ્ટા. ૧૧॥ સાડા અગીઆરે હું તેઓશ્રીને ભોજનનું વિજ્ઞાપન કરવા જાઉં એટલે તેઓશ્રી શૌચમાટે ઉત્થાન કરી શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયમાં પધારે. શૌચમાટેનાં ગરમ વસ્ત્રો હું તેઓશ્રીને આપું. તે તેઓશ્રી પરિધાન કરી લે, એટલા સમયમાં શૌચમાટેનું જલપાત્ર હું શૌચસ્થાને મૂકી આવું. શૌચની પાદુકા જુદી અને શૌચસ્થાનમાં પહેરવાની સપાટ જુદી. તેઓશ્રી શૌચથી સ્નાનગૃહમાં પધારે ત્યારે સવારની પેઠે તાંબાકુંડીમાં કૂવાનું તાજું જળ નાંખું. સ્નાન ચાલુ થાય. ત્યાં તેઓશ્રીના ટેબલપર ખંખેરીને મૂકેલાં એ ગરમવસ્ત્રો હું નિશ્ચિત સ્થાને મૂકી આવું. બપોરે શૌચથી પધાર્યા પછી હસ્તપાદ પ્રક્ષાલન કરાવવાનું કામ મારું. સ્નાન થઈ રહ્યા પછી માધ્યાહ્ન સંધ્યા માટેનો પાટલો પાથરું, અને તેની જોડાજોડ ભોજન માટેનો બીજો પાટલો પણ પાથરું. સંધ્યાના પાટલાપર ધાબળી પાથરું, અને ભસ્મનો ડાબલો મૂકું, અને સન્મુખ સંધ્યાનાં પાત્રો મૂકું. ભોજનના પાટલા પાસે પાણીનો પ્યાલો અને દૂધનો પ્યાલો ઢાંકેલો મૂકું. સંધ્યા પૂરી કરી તેઓશ્રી ભોજનના પાટલાપર પધારે ત્યાં સંધ્યાનો પાટલો અને પાત્રો હું ઉપાડી નિશ્ચિત સ્થાને મૂકી દઉં. પછી ભોજન પીરસાય. તેમાં તેલ, મરચાં કે કોકમનો ઉપયોગ નહિ બધું શુદ્ધ ને સાત્વિક. ભોજન પછી હસ્તમુખ-પ્રક્ષાલન કરી તેઓશ્રી ધોતિયું, ઉપવસ્ત્ર, ટુવાલ વગેરે બદલે. સ્નાનનાં અને ભોજન પછીનાં એમ બધાં વસ્ત્રો સવારની પેઠે હું કૂવે જઈ સાબુવડે ધોઈ નાંખું. અમે સૌ આશ્રમવાસીઓ ભોજન કરી રહીએ પછી રસોડું ધોવાનું કામ મારા માથે. સાંજની કથામાટે તેઓશ્રી શ્રવણમંદિરમાં પધારે ત્યારે હું કથા સાંભળવાનો લાભ લઉં. સવાર અને બપોરની પેઠે કથા પછી તેઓશ્રી સ્નાનગૃહમાં સાયંસ્નાનમાટે પધારે ત્યારે હું કૂવાનું તાજું જલ સ્નાનમાટે તૈયાર કરી રાખું, અને સ્નાન થાય ત્યાંસુધી સેવામાં ઊભો રહું. ફરી સાંજનાં વસ્ત્રો પણ કૂવે જઈ સાબુવડે શુદ્ધ કરી યોગ્ય સ્થાને સૂકવી આપું. રાત્રિએ આશ્રમમાં ભોજન થતું નહિ એટલે ફલાહાર તૈયાર કરવામાં હું રસોયાને મદદરૂપ થાઉં, અને રાત્રિનાં ઠામવાસણ માંજી નાંખું. સવારમાટે દાતણની તૈયારી રાતેજ કરી રાખું. એક વેંત અને બે આંગળનું બાવળનું લીલું તાજું દાતણ કૂટી

છાલસહિત કૂચ કરી તૈયાર કરી રાખું. સવારે સમયસર મારાથી ક્વચિત્ ન ઊઠાય તો તેઓશ્રી એવા દયાળુ કે કોઈ સેવકને મને ઉઠાડવા મોકલે. રાત્રિએ તેઓશ્રી શયન-સમયે લઘુશંકામાટે સ્નાનગૃહમાં પધારે ત્યારે હું ભજન લલકારું, અને તેઓશ્રી ત્યાંથી નિજમંદિરમાં પધારે ત્યારે અન્યની જોડે હું પણ તેઓશ્રીને દંડવત્પ્રણામ કરું. શયન-મંદિરનાં દ્વાર બંધ થાય પછી હું મારે ઓરડે સૂવા જાઉં. પ્રભુશ્રી જ્યારે બહાર ગામ ચાતુર્માસ પછી પ્રવાસમાં પધારે ત્યારે પણ હું સેવામાટે સાથેજ જતો

. કૃપાનાથને મેં કદી કામવગરના જોયા નથી. જ્યારે જોઉં ત્યારે તેઓશ્રી કામમાં પ્રવૃત્ત હોયજ. તેઓશ્રીનું આખું જીવન ઘડિયાલના કાંટાની પેઠે નિયમિત. એમાં કદી ફેર ન પડે. તેઓશ્રીનું પ્રત્યેક કાર્ય યથાસમય થતુંજ હોય. તેઓશ્રીની સ્વચ્છતા બહુજ ઊંચા પ્રકારની હું વાંકમાં આવ્યો હોઉં તોપણ આંખ ચઢાવીને તેઓશ્રીએ મને કોઈ દિવસ ઠપકો આપ્યોજ નથી. મારી ભૂલ સુધરે અથવા ભવિષ્યમાં હું તે ભૂલ ફરી ન કરું એવી શાંત રીતે સમજાવીને મને જે કહેવાનું હોય તે કહે તેઓશ્રીની કૃપાથી હું અને મારું આખું કુટુંબ ઊજળાં છીએ. અમને ખૂબ આનંદ છે. કોઈ આશ્રમવાસી મારાવિષે કાંઈ કહી આવે તોય બેચાર દિવસ પછી મને હાજરીમાં બોલાવે, અને બધું પૂછી જુએ, અને ખાત્રી કરી યોગ્ય જણાય તે પ્રમાણે મધુરવાણીમાં જીવનને અસર કરે એવાં બોધવચનો કહે. એક સમય માધ્યાહ્ન સ્નાનમાં તેઓશ્રી પ્રવૃત્ત હતા ત્યારે એવું બન્યું કે સ્નાનગૃહની સામેની નાની ઓરડીમાં હું અથાણું કાઢતો હતો ત્યારે મારાથી અથાણાનું એક મોટું ચિનાઈ વાસણ ફૂટી ગયું, અને અથાણું વેરાઈ ગયું. હું બહુ મુંઝાઈ ગયો, પરંતુ તેઓશ્રી કાંઈ ન બોલ્યા-એક પણ શબ્દ ન ઉચ્ચાર્યો-જાણે કેમ કાંઈ નજ બન્યું હોય ને હું બહુ નવાઈ પામ્યો. અમુક સમય પછી બહુજ મૃદુતાથી અને પ્રશાંત વાણીમાં મને સાવધાનતા રાખવાનું સૂચન કર્યું.

બુધવારે અને રવિવારે ઓછાડ તથા રાત્રિએ ઓઢવાનાં વસ્ત્રો સોડાસાબુના ગરમ પાણીમાં ઉકાળીને ધોવામાં આવે

પ્રવાસમાં બાંટવા જવું થાય ત્યારે આનંદ આનંદ હોય. લાલસિંહભાઈના પ્રેમાળ અને ઉદાર સ્વભાવની શી વાત કરું? જેવો કૃપાનાથ તરફ તેમનો અનન્યભાવ તેવોજ તેઓશ્રીના પરિચારકોપ્રતિ શુદ્ધ પ્રેમ. બાંટવા પ્રભુસાથે આવેલા સૌ સેવકોમાટે પ્રભાતમાં દૂધસાથે મગજ અથવા મોહનથાળનો નાસ્તો હોય, અને તેમાં પણ મને તેઓ બહુ આગ્રહ કરી નાસ્તો કરાવે. 'જરા ટેકો, જરા ટેકો' એમ કહી પરાણે ખવરાવે. પ્રવાસમાં તેઓશ્રીની કૃપાથી હું કોઈ દિવસ માંદો પડ્યો નથી. અમો બાંટવાથી જવાના હોઈએ ત્યારે જેમ તેઓ પ્રભુચરણમાં ખૂબ ભેટ ધરે તેમ સાથેના સૌ નોકરોને મનપસંદ કપડાં જાતે સાથે આવી અથવા સાથે માણસ મોકલી લઈ અપાવે. એ પ્રેમની શી વાત કરવી!

નાથભગવાન્ સ્વધામ પધાર્યા પછી મને બે ત્રણવાર "રામજી! ચાલો" આ મધુર શબ્દોના ભણકારા થયા છે, અને જ્યારે જ્યારે હું સ્નાનગૃહમાં અને નિજમંદિરમાં જાઉં છું ત્યારે ત્યારે મને ભૂતકાળ સાંભરી આવે છે, અને મારી આંખોમાં આંસુ આવી જાય-આંખમાં પાણી આવી જાય, અને હૈયું ભરાઈ આવે છે કૃપાનાથ આનંદાશ્રમને એજ સ્વરૂપમાં મૂકતા ગયા છે તોય તેઓશ્રી વગર બધું સૂનુંસૂનું લાગે છે. એ આનંદ નથી

આવતો. જાણે ધણીવગરનાં ઢોરજેવું જીવન જણાય છે. એવી દયા હવે ક્યાં દેખાશે? એવા દયાના ભંડાર શેઠ ક્યાં મળશે? એવું વાત્સલ્ય દેખાડનાર પિતા ક્યાં સાંપડશે? તેઓશ્રી સ્વધામે સંચર્યા છે તોય "રામજી! ચાલો" એ તેઓશ્રીના શબ્દો, તેમાં વસેલી મધુરતા, તેમાં રહેલી વાત્સલ્યરશ્મિઓ હું ભૂલીશ નહિ. એ મીઠા શબ્દો મારું જીવન-સંભારણું રહેશે!

તેઓશ્રીની પાવનદીક્ષા લીધા પછી હું હમેશાં સવારબપોર અને સાંજની સંધ્યા તથા જપ બરાબર કરતો. મને ભજન ગાવાની ટેવ એટલે જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે મીઠાકંઠે ભજન લલકારું, અને એ સાંભળી શ્રોતાઓ આનંદ પામે. આ બધો પ્રતાપ એ દયાઘન નાથનો. એ વગર મારું સામાન્ય જીવન આટલું ભજનપ્રેમી ક્યાંથી બની જાય? સત્સંગ શું કરી શકે છે તેનો મને પ્રત્યક્ષ અનુભવ થયો, અને તેમાંથી નાથજેવા સમર્થ અને અવતારી સંત અને સદ્ગુરુની અંગત સેવા કરવાનો મહાલાભ મને મળ્યો એ મારું પૂર્વપુણ્ય માનું છું. હવે તો જીવનના એ ધન્ય દિવસો સંભારી દહાડા પસાર કરું છું! મારા જેવો માનવી અન્ય શું કરી શકે?!

———[*]———

## ગુરુદેવનો સર્વાત્મભાવ

[લેખકઃ-શ્રી. ઈશ્વરજી શ્યામજી વકીલ-કુંતિયાણા]

મેં સં. ૧૯૬૬માં ગુરુદેવની પાવનદીક્ષા લીધી હતી આ પછી હું પ્રથમવાર સં. ૧૯૭૮માં બીલખા-આનંદાશ્રમમાં ચાતુર્માસ્ય કરવા ગયો. કૃપાનાથને દર્શને ગયો ત્યારે મને પ્રશ્ન કર્યો, "કુંતિયાણા ઘરમાટે-કુટુંબમાટે-બરાબર વ્યવસ્થા કરીને અહીં આવ્યા છો ને?" મેં જવાબ આપ્યો, "જી, હા." આ જવાબ સાંભળ્યા પછી મને તે સંબંધે કશું પૂછ્યું નહિ. પરમાર્થમાં આગળ વધવા ઇચ્છનારે વ્યવહારમાં કેટલું સાવધાન રહેવું જોઇએ તે વાત આ પ્રશ્નમાંથી જાણવા મળે છે

એક વખત નિજમંદિરમાં પ્રભુનાં દર્શને પ્રભાતમાં ગયો. તેઓશ્રીની દૃષ્ટિ મારી ફાટેલી ધાબળીપર પડી. હું દર્શનપૂજન કરી મારી ઓરડીએ ગયો ત્યાં તેઓશ્રીએ મારા-માટે નવી ધાબળી પ્રસાદીરૂપે મોકલી, પણ મેં તે ધાબળી બે દિવસસુધી ન પહેરી-એ ધાબળી પ્રસાદીની છે છતાં તેનું માહાત્મ્ય હું ન સમજ્યો, અને આ ન સમજવામાં મને મારા ગૃહસ્થપણાનું અભિમાન આડે આવ્યું. એ પ્રસાદીની ધાબળી મારાજેવો ગૃહસ્થ પહેરે એ ઠીક ગણાય? અણસમજ અથવા જીવનમાં ડોકિયાં કરતું "અહમ્" કેટલો અવિનય કરાવે છે? ત્રીજે દહાડે સવારે જ્યારે હું એ જ રીતે ધાબળી પહેર્યા વગર નાથનાં દર્શને ગયો ત્યારે બહુજ પ્રસન્નતાથી અને મંદહાસ્ય કરતાં તેઓશ્રી બોલ્યા: 'કેમ, હજુ જૂની ધાબળીમાંથી મોહ ગયો નથી?" આ શબ્દોએ મારાપર જાદુઈ અસર ઉપજાવી. મને આજ્ઞાપાલન ન કરવાને માટે લેશ પણ ઠપકો આપ્યો નહિ, લેશ પણ મારા પ્રતિ રોષ દાખવ્યો નહિ, મને એક પણ ક્રોધયુક્ત કટુશબ્દ કહ્યો નહિ. એટલું જ [illegible] જૂ હું એ પ્રસાદીની નવી ધાબળી શામાટે પહેરતો નથી એ જા[illegible] કશું [illegible] જૂની ધાબળીમાં રહેલા મારા મોહને છોડાવવા મને પ્રેર્યો, [illegible]

અભિરુચિવાળો કર્યો હું પ્રસાદીની થાળી વાપરું કે ન વાપરું એ પ્રશ્ન નથી. મુખ્યપ્રશ્ન એ હતો કે એ આજ્ઞાનું પાલન નહિ કરીને હું બે પાતક કરતો હતો-એક તો ગુરુદેવની આજ્ઞા ન માનવાનું અને બીજું મારા જન્મજન્માંતર વધારનાર અભિમાનને પોષવાનું આ બંને મહાપાતકમાંથી ગુરુદેવે મને બચાવ્યો. મારો અહંભાવ છોડાવ્યો, અને ગુરુ-આજ્ઞાનું રહસ્ય સમજાવ્યું. જ્ઞાતિનું અભિમાન, કુળનું અભિમાન, લક્ષ્મીનું અભિમાન, વિદ્યાનું અભિમાન, સત્તાનું અભિમાન. આમ અભિમાન અનેક રૂપમાં અભિવ્યક્ત થાય છે. આ અભિમાનનો-અહંભાવનો-ઉચ્છેદ કરવા ગુરુદેવ સદા તત્પર રહેતા.

મારા ત્યાં નિવાસ દરમિયાન હું રાત્રિએ મારા ઓરડાનું બારણું વાસી સૂઈ ગયો સવારે ઊઠી જ્યાં બારણું ઉઘાડું છું ત્યાં મને લાંબી દોરડીજેવું લટકતું દેખાયું. ફાનસ લઈ જોયું ત્યાં મરેલો સર્પ મેં લટકતો જોયો. બારણું બંધ કરતાં તે ચિપાઈ ગયો હશે તે સર્પને ઠેકાણે પાડી હું ગુરુદેવનાં દર્શને ગયો, અને ઉપરની વાત નિવેદન કરી, વિનમ્રભાવે જણાવ્યું: "પ્રભો! આપશ્રીની કૃપાથી હું બચી ગયો" પ્રત્યુત્તરમાં તેઓશ્રી ગંભીર-વાણીમા વદ્યા, "પ્રમાદથી, ગફલતથી અથવા અસાવધાનતાથી પણ કોઈપણ પ્રાણીની હિંસા ન થવી જોઈએ, કેમકે પ્રાણિમાત્રમાં ચેતન રહેલું છે." સર્વાત્મભાવવાળા મહાપુરુષનું હૃદય કેટલું કોમળ હોય છે? સર્વમાં પરમાત્મદર્શન કરનાર સાચા સંત આનું નામ નહિતર વગર ઈરાદે પણ માત્ર અસાવધાનતાથી થયેલી હિંસાપ્રતિ સાધકનું ધ્યાન કોણ દોરે? સામાન્ય દૃષ્ટિએ એ હિંસાદોષ મનાય એવું ભાગ્યેજ કોઈ જાણતા હશે એવી હિંસામાંથી પણ સાધકને નિવૃત્ત કરી મનવડે, વચનવડે અને ક્રિયાવડે તેને અહિંસામાં કેમ સ્થાપવો એજ ગુરુદેવનો આશય

શ્રીપાતંજલયોગદર્શનમાં સદ્ગુરુદેવે અહિંસાનું માહાત્મ્ય આમ દેખાડ્યું છે:—

"અહિંસાનું વાસ્તવિક રીતે પાલન કરવું હોય તેમણે સર્વત્ર આત્મભાવ રાખી ક્રોધ, લોભ, મોહ કે પ્રમાદથી મનવડે કોઈપણ પ્રાણીને પીડા કરવાનું ચિંતવવું નહિ, વાણીવડે કોઈ પણ પ્રાણીને સાક્ષાત્ વા પરંપરાવડે પીડા થાય એવું બોલવું નહિ, તથા શરીરવડે કોઈ પણ પ્રાણીને પીડા કરવી નહિ; તેમજ તેનો નાશ પણ કરવો નહિ એવી રીતે અહિંસાનું અનુષ્ઠાન કરતાં કરતાં પાપસંસ્કારાદિની નિવૃત્તિદ્વારા જ્યારે આત્માના અક્રિય સ્વભાવનો ઉદય થાય છે ત્યારેજ યોગીને સંપૂર્ણ અહિંસકતાની પ્રાપ્તિ થાય છે" જોયા ગુરુદેવના આ શબ્દો? જોયું સંપૂર્ણ અહિંસકતાનું સ્વરૂપ? સંપૂર્ણ અહિંસકતાની પ્રાપ્તિ એટલે આત્માના શુદ્ધ ચેતનસ્વરૂપનો સાક્ષાત્કાર આવી જીવનની પરમ સિદ્ધિએ પહોંચાડવા નાથપ્રભુ સદા કૃપા કરતા.

એકવાર હું નિજમંદિરમાં દર્શને ગયો ત્યારે કૃપાનાથે પાટ નીચે પડેલા ધૂપિયાને વ્યવસ્થિત મૂકવા આજ્ઞા આપી, અને સ્મિત કરતાં મને પ્રશ્ન કર્યો, "શામાટે બધું વ્યવસ્થિત રાખવું જોઈએ?" આ પ્રશ્નનું રહસ્ય સમજી હું પ્રત્યુત્તર ન દઈ શક્યો, એટલે આપશ્રી આચાર્યની ઉપદેશશૈલીમાં બોલ્યા —

"સર્વત્ર સભર ભરેલું બ્રહ્મતત્ત્વ સમ છે-વ્યવસ્થિત છે આ સમ અથવા વ્યવસ્થિત બ્રહ્મતત્ત્વને પામવા મનુષ્યે સમ-અથવા વ્યવસ્થિત થવું જોઈએ-બધું સમ અથવા વ્યવસ્થિત રાખવું જોઈએ, વ્યવસ્થા પ્રભુનું સ્વરૂપ છે પ્રભુની વ્યવસ્થાને અનુરૂપ થવું એ પ્રભુને

લેઈ ભક્તિ ગુરુ યોગશક્તિ દેઈ, અનહદ ભેદ બતાય દિયા,
અણિમાદિક સિદ્ધિ બલ કરકે, જાલબંધકો દૂર કિયા;
ઔર અનંત કૃપા ગુરુ કરકે, જ્ઞાન નાવપર લાય ધરો. ગુરુ૦ ૭

જ્ઞાનનાવપર રૂઢ હોઈકે, મોક્ષ કિનારે આય લગે,
સત, ચિત, આનંદ બ્રહ્મરૂપકી, જ્યોતિ અખંડિત જાગહિ મગે;
પેખી આતમરૂપ અનુપમ, ભ્રાંતિ ભાવ સબ ઉડકી પરો. ગુરુ૦ ૮

આપ આપકો રૂપ જાન કર, ભેદ ભાવ સબ દૂર કરો,
બચન, કર્મ, મન પહુંચ સકત નહિ, વહાં બાસ કિયા ધ્યાન ધરી;
ગુરુકૃપા અમૃતમય પ્યાલા, નિશદિન ભર ભર પાન કરો. ગુરુ૦ ૯

તન ધન જોબન માત તાત અરુ, ભ્રાત જાત કો કામ નહિ,
ત્રિયા,[7] મિત્ર અરુ રાજપાટ સુખ,-પાલ[8]-પશુ આરામ નહિ;
તદાકાર કારક સબ સાધન, દેઈ અનંત ગુરુ કષ્ટ હરો. ગુરુ૦ ૧૦

નરસિંહ નિશદિન બિનવત શ્રી ગુરુ, નથુરામ મહાશય શરમા,
મોહજાલ બંધન મમ કાટો, જ્ઞાનકટારી ગ્રહી કરમાં;
અન્ય નહિ ભાવત મુજ હૃદયે, કહત ભાવ યહી ખૂબ ખરો. ગુરુ૦ ૧૧



## રસકટોરો

[પાનારઃ-ડૉ. શ્રી. દ્વારકાદાસ ભગવાનદાસ વમાવડા-માંગરોળ]

[શ્રી માણિક્યવર્મા લખે છેઃ-"માંગરોળ નિવાસી નાગરગૃહસ્થ બાંટવાના ' માજી ડાક્ટર શ્રી. દ્વારકાદાસભાઈ નોકરીમાં હતા ત્યારે આકરા સ્વભાવના હતા. માથાની પાઘડીમાં બે છોગાં રાખે, એક ઉપર, ને એક નીચે કોઈ પૂર્વના શુભયોગથી "સત્સંગતિઃ કથય કિં ન કરોતિ પુંસામ્" "કહો, સત્સંગ-સત્પુરુષનો સમાગમ-મનુષ્યોને કયો લાભ નથી કરી આપતો? મતલબ કે સત્પુરુષના સમાગમથી મનુષ્યને સર્વ પ્રકારના લાભ પ્રાપ્ત થાય છે" એ વચન તેમને ફળ્યું બાંટવામાં શ્રી. લાલસિંહભાઈ કૃપાનાથને વખતો વખત પધરાવતા તે વેળાના સત્સંગવડે તેમને કૃપાર્ણવના ચરણારવિંદમાં શ્રદ્ધા ઉપજતાં તેમણે દીક્ષા લીધી, ને તેમનું આખું જીવન પલટાઈ ગયું!

તેમનામાં શ્રીસદ્ગુરુકૃપાથી ધર્મમયતા આવી ગઈ! તેમનાં ધર્મપત્નીની શ્રદ્ધા-ભક્તિની પણ શી વાત કરું? શ્રીમાન્ દ્વારકાદાસભાઈની જ્ઞાનપિપાસા ને તે પૂરવા માટેનો તેમનો પ્રયત્ન જોઈ, આ દાસને પ્રસન્નતા ઉપજ્યા કરે છે. વૃદ્ધાવસ્થાને લઈ પ્રવાસ કરવામાં મુશ્કેલી પડે તેવી તેમની આંખો નબળી છતાં તેઓ વખતો વખત શ્રી બીલખા આનંદાશ્રમમાં આધ્યાત્મિક લાભ લેવા આવ્યા કરતા.]

સં ૧૯૪૨માં કૃપાનાથ માંગરોળમાં બિરાજતા હતા ત્યારે હું તેઓશ્રીનાં દર્શન કરવા

---

[7] =પત્ની. [8] સુખપાલ=પાલખી

પામવાનો માર્ગ છે–'સમત્વ એ યોગનો સાર છે.'' આમાં પણ સમત્વની પ્રાપ્તિ એ પ્રબુ-દર્શનની સ્થિતિ છે. ગુરુદેવના આ રહસ્યમય બોધમાંથી પણ કેટલું જાણવા મળે છે ? ધૂપિયાજેવી એક સામાન્ય વસ્તુને પણ વ્યવસ્થિત રાખવી જોઈએ એ સામાન્યમાં સામાન્ય વાતમાંથી પણ કેટલું રહસ્ય દર્શન કરાવ્યુ ! આનુ નામ સર્વાત્મભાવ પામેલા મહાપુરુષ.



## ગુરુકૃપા અમૃતમય પ્યાલા

[ રચયિતા. પૂ. બ્રહ્મચારી નૃસિંહશર્મા-જામનગર ]

[ આ ભક્ત કવિશ્રી મૂળ જામનગરના નિવાસી, વડનગરા નાગર બ્રાહ્મણ બ્રહ્મચારી હતા, તેઓ સદ્‌ગુરુ મહારાજશ્રી નથુરામશર્માજીના શિષ્ય હતા. "શાસ્ત્રાર્થ" નામક હિંદી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરી તેમણે પ્રસિદ્ધ કરેલું. સં. ૧૯૫૨માં શ્રીકાશીપુરીમાં ગંગાકિનારે આવેલ "આનંદગુહા"માં રહી ષડ્‌દર્શનનો અભ્યાસ કરવા તેઓ ગયેલા.]

લાવણી

ગુરુ ગ્રહી અબ બાંહી હમારી, યહ ભવસાગર પાર કરો;
ડૂબત ડૂબત આયો શરનમેં, અરજ હમારી કર્ણ ધરો. ગુરુ૦

યહ સંસાર અપાર ભરા જલ, તૃષ્ણાકા જિનમેં ખારા,[1]
ચિતકી લહેરી ઉઠત ગહેરી, ગિનત જિસકા નાવે પારા;
ક્રોધરૂપ દાવાનલ જામેં, મહામદરૂપ બસે મઘરો. ગુરુ૦ ૧

લોભ ક્ષોભકી ધુમરી આવત, વમલ પરત જિનકે ભારી,
સુખદુઃખ ભરતી ઓટ હોત હૈ, ઘોર કરત વૃત્તિ ગુણકારી;
પુરુષરૂપ જહાં મચ્છ[2] કચ્છ[3] હૈ, ખટરસ રસસેં નેહ ખરો ગુરુ૦ ૨

યુવકકામ સુંદર મછિયારા, મોહજાલ લેઈ હાથ ખડા,
પુરુષરૂપ મછિયાં પકરનકા, વિચાર દિલમેં લાય બડા;
વહી જાલમેં માલ માંસકો, પિંઠ ત્રિયાકો બાધ[4]ખરો. ગુરુ૦ ૩

રસના શિશના હાથ નહિ અરુ, હાથ નહિ ઇન્દ્રિય જિનકે,
દાય જાલકો માલ દેખકર, બહુત રસિક ઈનકોં ગિનકે;
જોશ ધરી બેહોશ હોઇકે, રસવશ હોકર ફસહી પરો. ગુરુ૦ ૪

જ્યોં જ્યોં નિકરન જોર કરત હૈ, ત્યોં ત્યોં ફસતા જાલ બહુ,
સબહી ઓરસે જાલ બંધમેં, સિકરત જાવત ગાત્ર સહુ;
અંગ[5] હિલાય હિલાય થક્યો અરુ, સાંસ ઉસાંસહી જાત ભરો ગુરુ૦ ૫

શરન અનન્ય હોઈ ગુરુજનકે, બલ અપના સબ છોડ દિયા,
ગુરુ ગુરુ કહ કર ધ્યાન લગા કર, તનમન ઉનમેં જોડ દિયા,
ત્રિવિધ તાપ અરુ ટારી મરનભય, કારી[6] કૃપા ભવબંધ હરો. ગુરુ૦ ૬

---

૧ ખારા=જાગ, ૨ મચ્છ=માછલાં, ૩ કચ્છ=કાચબા ૪ બાધ=વિઘ્ન ૫ અંગ=શરીર.
૬ કારી=કરીને.

લેઈ ભક્તિ ગુરુ યોગશક્તિ દેઈ, અનહદ ભેદ બતાય દિયા,
અણિમાદિક સિદ્ધિ બલ કરકે, જાલબંધકો દૂર કિયા;
ઓર અનંત કૃપા ગુરુ કરકે, જ્ઞાન નાવપર લાય ધરો. ગુરુ૦ ૭

જ્ઞાનનાવપર રૂઢ હોઈકે, મોક્ષ કિનારે આય લગે,
સત્, ચિત્, આનંદ બ્રહ્મરૂપકી, જોતિ અખંડિત જગહિ મગે;
પેખી આતમરૂપ અનુપમ, ભ્રાંતિ ભાવ સબ ઉડકી પરો. ગુરુ૦ ૮

આપ આપકો રૂપ જાન કર, ભેદ ભાવ સબ દૂર કરો,
બચન, કર્મ, મન પહુંચ સકત નહિ, વહાં બાસ કિયા ધ્યાન ધરી;
ગુરુકૃપા અમૃતમય પ્યાલા, નિશદિન ભર ભર પાન કરો. ગુરુ૦ ૯

તન ધન જોબન માત તાત અરુ, ભ્રાત જાત કો કામ નહિ,
ત્રિયા,[૭] મિત્ર અરુ રાજપાટ સુખ,-પાલ[૮]-પશુ આરામ નહિ;
તદાકાર કારક સબ સાધન, દેઈ અનંત ગુરુ કષ્ટ હરો. ગુરુ૦ ૧૦

નરસિંહ નિશદિન બિનવત શ્રી ગુરુ, નથુરામ મહાશય શરમા,
મોહજાલ બંધન મમ કાટો, જ્ઞાનકટારી ગ્રહી કરમાં;
અન્ય નહિ ભાવત મુજ હૃદયે, કહત ભાવ યહી ખૂબ ખરો. ગુરુ૦ ૧૧

# રસકટોરો

[પાનારઃ-ડૉ શ્રી. દ્વારકાદાસ ભગવાનદાસ વમાવડા-માંગરોળ]

[શ્રી માણિક્યચંદ્રમાં લખે છેઃ-"માંગરોળ નિવાસી નાગરગૃહસ્થ બાંટવાના 'માજી ડાક્ટર શ્રી. દ્વારકાદાસભાઈ નોકરીમાં હતા ત્યારે આકરા સ્વભાવના હતા. માથાની પાઘડીમાં બે છોગાં રાખે, એક ઉપર, ને એક નીચે કોઈ પૂર્વના શુભયોગથી "સત્સંગતિઃ કથય કિં ન કરોતિ પુંસામ." "કહો, સત્સંગ-સત્પુરુષનો સમાગમ-મનુષ્યોને કયો લાભ નથી કરી આપતો? મતલબ કે સત્પુરુષના સમાગમથી મનુષ્યને સર્વ પ્રકારના લાભ પ્રાપ્ત થાય છે" એ વચન તેમને ફળ્યું બાંટવામાં શ્રી. લાલસિંહભાઈ કૃપાનાથને વખતો વખત પધરાવતા તે વેળાના સત્સંગવડે તેમને કૃપાર્ણવના ચરણારવિંદમાં શ્રદ્ધા ઉપજતાં તેમણે દીક્ષા લીધી, ને તેમનું આખું જીવન પલટાઈ ગયું!

તેમનામાં શ્રીસદ્ગુરુકૃપાથી ધર્મમયતા આવી ગઈ! તેમનાં ધર્મપત્નીની શ્રદ્ધા-ભક્તિની પણ શી વાત કરું? શ્રીમાન્ દ્વારકાદાસભાઈની જ્ઞાનપિપાસા ને તે પૂરવા માટેનો તેમનો પ્રયત્ન જોઈ, આ દાસને પ્રસન્નતા ઉપજ્યા કરે છે. વૃદ્ધાવસ્થાને લઈ પ્રવાસ કરવામાં મુશ્કેલી પડે તેવી તેમની આંખો નબળી છતાં તેઓ વખતો વખત શ્રી બીલખા આનંદાશ્રમમાં આધ્યાત્મિક લાભ લેવા આવ્યા કરતા.]

સં ૧૯૪૨માં કૃપાનાથ માંગરોળમાં બિરાજતા હતા ત્યારે હું તેઓશ્રીનાં દર્શન કરવા

૭ ત્રિયા=પત્ની. ૮ સુખપાલ=પાલખી

ગયો હતો. જે સ્થાનમાં તેઓશ્રી બિરાજતા હતા ત્યાં હું ગયો, પરંતુ ત્યાં મને બધું પ્રકાશમય દેખાયું, અને તેઓશ્રીનાં દર્શન ન થયાં. મારી કિશોર અવસ્થા એટલે એ તેજોમય દશ્યનું રહસ્ય હું સમજી ન શક્યો, મને ગભરામણ થઈ અને તેથી મેં બૂમ પાડી. આમ મનની મુંઝવણમાં હું પડ્યો હતો ત્યાં એ દિવ્યપ્રકાશમાંથી કોઈ મૂર્તિ સરજાતી હોય એમ એ પ્રકાશમાંથી પ્રકટ થયેલા પ્રભુને-ગુરુદેવને-કૃપાનાથને-મને દર્શન દેતા નિહાળ્યા મારી અપકવ અવસ્થાને કારણે નાથના જીવનનું આ રહસ્ય હુ એ સમયે પામી શક્યો નહિ. આ છે મારા જીવનનો પ્રથમ રસથાળ

મારા જીવનમાં સાંપડેલું નાથના મહિમાનુ બીજું દશ્ય પણ એટલુંજ અદ્ભુત છે આ પ્રસંગ પણ માંગરોળનો છે કૃપાનાથ રસ્તે ચાલ્યા જતા હતા અને સન્મુખ એક ગાંડી બનેલી ગાય પૂરપાટ દોડી આવતી હતી. ગુરુદેવના હસ્તકમળમાં યષ્ટિકા-લાકડી-હતી આવે પ્રસંગે માનવમાત્ર આત્મરક્ષણમાટે અથવા ગાયને ડરાવવા માટે અથવા ગાયને સન્મુખ દોડી આવતી અટકાવવામાટે એ યષ્ટિકાનો ઉપયોગ કરે તો અસ્થાને ન ગણાય. મારા આશ્ચર્ય વચ્ચે ગુરુદેવ તો જે ગંભીર ચાલથી ચાલ્યા જતા હતા એજ ચાલથી ચાલતા રહ્યા-ગાય જેમ દોડી આવતી હતી એમજ સામી ધસી આવતી હતી હું દૂર ઊભો ઊભો આ દશ્ય જોઈ કંપવા લાગ્યો હમણાં એ ગાય નાથનાં શરીરને ભટકાઈ પડશે, હમણાં એ નાથનાં શરીરને અથડાઈ પડશે આમ છતાં નાથની પ્રશાંતિ લેશ પણ ચુંથાઈ નહિ. નાથના મુખની પ્રસન્નતા એવીજ દેખાતી હતી મુખપર ભયનું નામ નહિ-આત્મરક્ષણ-માટે હાથમાંની લાકડીને સહજ પણ ઊંચી ન કરી, ન તો હલાવી. વિદ્યુત્વેગી ગાય દોડતી દોડતી સન્મુખ જવાને બદલે કોઈ ગુપ્ત પ્રેરણા પામી હોય તેમ મંદગતિ પકડતી નાથની બાજુમાંથી ચાલી ગઈ. આ દશ્યની છાપ મારાપર બહુ પડી આ દશ્ય હતું આત્મસંયમનું, અભયમુદ્રાનું, મુખની ભયરહિત નિશ્ચિત સ્થિતિનુ

આ કરતાં પણ વધુ ભયકર પ્રસંગ બન્યો હતો, સં ૧૯૩૦ના વર્ષમાં તેઓશ્રી જ્યારે હતા ૧૬-૧૭વર્ષની વયના. સં ૧૯૩૦ના ભાદરવા સુદિ ૧૩શે કૃપાનાથે પોતાના ત્રણ મિત્રો જોડે પ્રાવેશિક પરીક્ષા આપવામાટે મોજીદડથી રાજકોટભણી પગે ચાલીને પ્રયાણ કર્યું. માર્ગમાં એકવાર સાત નાર-વરૂ-મળ્યા. તેને જોઈ બીજા મિત્રો ભયથી ભાગ્યા નાથ તો એજ અચલ શાંતિથી-ભયરહિત બનીને ચાલ્યા જતા હતા એવી સુકુમાર અવસ્થામાં પણ નાથે ભયનો જય કર્યો જણાય છે નહિતર વરૂ જેવી ફાડી ખાનારી હિંસક પ્રાણીની જાતથી ભય કેમ ન લાગે? એક વરૂ નહિ પણ એક સાથે સાત. આ શું સિદ્ધ કરે છે? નાથની અભય-સ્થિતિ, જેઓશ્રીએ અનેકનો ભવભય નમાડ્યો છે, તેઓશ્રીને ભય ક્યાંથી હોય?

સં. ૧૯૪૪માં ગુરુદેવ કાશીપુરીથી માંગરોળ પધારેલા ત્યારે માંગરોળના એ સમયના દરબાર, હુસેનમિયાં સાહેબને ગુરુદેવને મળવાની ઈચ્છા થતાં તેઓશ્રીને મળવાનો સમય પૂછાવ્યો., તેઓશ્રીતરફથી, યોગ્ય સમય મળતાં દરબાર સાહેબ જાતે ત્યાં ગયેલા, અને સમાગમમાં આવેલા. આ મુલાકાત પૂરી થઈ રહ્યા પછી અને નાથનું ભવ્યજીવન પ્રત્યક્ષ જોયા પછી દરબાર સાહેબ બોલ્યા:—"ઇનસાન ક્યા કર સકતા હૈ? અહીં તેઓશ્રી આ રાજની નોકરીમાં હતા ત્યારે હું સમય આપતો. અત્યારે તેઓશ્રી સમય આપે છે. આનું નામ સંતજીવન!"



લીંબુડા આનંદાશ્રમ-શ્રવણમંદિર

એજ સાલમાં તેઓશ્રી માંગરોળમાં બિરાજતા હતા ત્યારે હું તેઓશ્રીના દર્શને ગયેલો. મને પ્રભુશ્રીએ સ્મિત કરતાં જણાવ્યું, "દ્વારકાદાસ તો પૂરી શિખા વગરના– (ચોટલી વગરના)" તેઓશ્રીના આ પ્રતાપમય શબ્દો સાંભળી મને ચાનક ચડેલી અને ત્યારથી મને શિખા રાખવા તરફ અને સંધ્યા કરવા તરફ અભિરુચિ થઈ.

આ પછી તો હું બાંટવામાં દાક્તર થતાં મને ગુરુદેવના સમાગમનો લાભ ખૂબ મળવા લાગ્યો લીમડામાં આશ્રમનું મકાન પૂરું થતાં મને પ્રસાદીમાં એક ઉત્તમવસ્ત્ર આપવાની આજ્ઞા થયેલી મેં આ શબ્દો સાંભળી વિજ્ઞપ્તિ કરી: "પ્રભો! આ ફાટી જાય એવા વસ્ત્રને બદલે આપશ્રીના ચરણકમલમાં અતૂટ પ્રીતિ આપવા કૃપા કરો" મારા આ વિનમ્ર શબ્દો સાંભળી મારાપર તેઓશ્રીએ કૃપાનું મીઠું હાસ્ય વેર્યું–મારા ચિત્તમાં ભક્તિનો અંકુર પ્રકટાવ્યો.

તેઓશ્રીના સ્થૂલદેહની અંતિમ માંદગીને સમયે હું બીલખા–આનંદાશ્રમમાં ગયેલો, અને તેઓશ્રીને દવા પાવાની સેવા કરતો. એ સમયે સ્મિત કરતાં નાથ બોલ્યા: "દાક્તર! તમે તો અમને પ્યાલા પાઓ છો' મેં જવાબ આપ્યો, "પ્રભો! આપ પાસેથી ભવરોગ મટાડવાનો પ્યાલો પીવાની આશાએ આ દવાનો પ્યાલો પાઉં છું" આ સાંભળી માત્ર સ્મિત કર્યું. એક ભકતે કહ્યું છે તેમ તેઓશ્રીમાટે આપણે ક્યારે કહી શકશું?

કાનડો

જિધર દેખતા હું, ઉધર 'તૂહી તૂહી હૈ,"
ગુલીસ્તાંમેં જાકે મૈંને હર ગુલકો દેખા,
ન તેરાસા રંગ હૈ, ન તેરીસી બૂ હૈ
નીકલ જાય જી! તેરે કદમોંકી ઉપર,
વહી દિલકી હસરત, વહી હૈ આજૂ"

ભાવાર્થ:–જ્યારથી આપશ્રીની મૂર્તિ મારી આંખોમાં રમી રહી છે ત્યારથી જ્યાં જોઉં છું ત્યાં આપનાંજ દર્શન થાય છે. બાગમાં જઈને મેં બધાં પુષ્પોને નિહાળ્યાં, પણ તેમાં આપ જેવાં રૂપ–રંગ કે સુગંધ નથી

અરે વહાલા પ્રભુ! આપશ્રીના ચરણકમલપર હું ફના–કુરબાન થઈ જાઉં એજ મારા હૃદયની અભિલાષા અને વિજ્ઞપ્તિ છે.

---

## શ્રી. રાવસાહેબ ગણપતરામ અનુપરામ ત્રવાડીનાં સંસ્મરણો–સુરત

[નોંધનાર:–શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા–વરતેજ]

તેઓ (ગણપતરામભાઈ) બહુ ઉદ્યોગી, સૂક્ષ્મ બુદ્ધિવાળા ને વિદ્વાન્ પુરુષ હતા એમનું વાચન ને સામાન્યજ્ઞાન વિશાળ હતુ એમણે પ્રસિદ્ધ પાશ્ચાત્ય પંડિત ડા સેમ્યુઅલ સ્માઇલ્સકૃત "સેલ્ફહેલ્પ" "જાતે મહેનત" અને "કેરેક્ટર" ("સદ્વર્તન") નામક બંને અંગ્રેજી

ગ્રંથોનો ગુજરાતી અનુવાદ સુંદરરીતે કર્યો છે. બીજાં કેટલાંક પુસ્તકો પણ તેમણે રચ્યાં છે. તત્ત્વજ્ઞાનનો પણ એમને શોખ હતો. ડૉ. સ્માઈલ્સે પ્રસન્ન થઈ પોતાનો ફોટો એમને મોકલી આપ્યો હતો, જે "જાત મહેનત"ના પુસ્તકમાં મૂકવામાં આવ્યો છે. તેમનો ત્રીજો ગ્રંથ છે "મીઠી મીઠી વાતો"-ચોથો ગ્રંથ છે-"દરિયાપારના દેશોની વાર્તા" અને પાંચમી છે નાની પુસ્તિકા "ભરતગૂંથણકળા શિખવાના નિયમો." આ છેલ્લા ત્રણ ગ્રંથો પણ અંગ્રેજી ગ્રંથોનાજ ગુજરાતી અનુવાદો છે. સુરતની મિશન હાઈસ્કૂલમાં જ્યારે તેઓ મેટ્રિકમાં હતા ત્યારે તેમના શિક્ષકોમાંના એક "કરણઘેલો" ના કર્તા રા. બ. નંદશંકર મહેતા હતા, અને જ્યારે તેઓ સુરતથી વહાણમાં બેસીને મુંબઈ મેટ્રિકની પરીક્ષા આપવા ગયા ત્યારે તેમના જોડીદારોમાંના એક રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા હતા. સુરતના મધ્યયુગના સાક્ષરો પૈકી રા. સા ગણપતરામ અનુપરામ ત્રવાડી પણ એક હતા ].

રાવસાહેબ કહેતા કે મહાત્માશ્રી શિક્ષક હતા ત્યારથીજ હું તેમનામાં કોઈ અલૌકિક પ્રકાશ જોઈ રહ્યો હતો, અને તેઓ તાબાના માણસ હોવા છતાં હું તેમની સાથે ખાનગી પત્રવ્યવહાર રાખતો હતો, ને ઉત્તરોત્તર મારી એમને માટેની માનની લાગણી વધતી જતી હતી.

સુરતવાળા ગૃહસ્થ શ્રી. મણિશંકર ત્રિભુવન ભટ્ટે રા. સા. ગણપતરામભાઈ પાસેથી તેમના અંગત અનુભવની સાંભળેલી વાત નીચે પ્રમાણે:—

પૂજ્યપાદશ્રી શિક્ષક હતા ત્યારે રા. સા. ગણપતરામભાઈ સબ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર હોઈ એમની શાળાની પરીક્ષા લેવા સારુ ગયા હતા પરીક્ષા શરુ થઈ ત્યારથી પૂરી થતાં સુધી પૂજ્યપાદશ્રી શાળામાંજ હતા રા. સા. એક ગૃહસ્થને ત્યાં ભોજન લેવા જવાનું નિયત થયું હતું. તે ગૃહસ્થની સાથે પૂજ્યપાદશ્રીને બહુ ઘરવટ હતી તેઓ પરીક્ષા પૂરી કરીને તેમને ત્યાં બપોરે જમવા ગયા. ભોજનગૃહમાંથી રસોઈ લાવી પ્રભુશ્રી પોતે પીરસતા હતા ત્યારે રા. સા. ને સહજ પ્રશ્ન ઉદ્ભવ્યો કે "માસ્તર પીરસે છે ત્યારે રસોઈ કોણે કરી?"

ગૃહસ્થે જવાબ આપ્યો કે "રસોઈ માસ્તરેજ કરી છે ને કેમ?"

રા. સાહેબ કહે "માસ્તર તો મારી સાથે શાળામાં હતા."

ગૃહસ્થે કહ્યું: "ના રે સાહેબ! માસ્તર તો સવારના અહીંજ રોકાયેલા છે."

શ્રી મણિશંકર ભટ્ટે તેમની પાસેથી સાંભળેલો બીજો પ્રસંગ:—

પૂજ્યપાદશ્રી પહેલવહેલા સુરત પધાર્યા ત્યારે તેઓશ્રીનો ઉતારો રા. સા. ગણપતરામભાઈના ઘરમાં હતો. એક દિવસ એક માણસ ગણપતરામભાઈનું ઘર પૂછતો આવ્યો. તેણે કહ્યું કે "અહીં એક મહાત્મા આવ્યા છે તે ક્યાં છે? મારે તેમનાં દર્શન કરવાં છે." દર્શન કરતી વખતે તે માણસે કહ્યું કે "બાપજી! કાલે તો આપે બહુ કૃપા કરી." આટલું સાંભળતાં પ્રભુશ્રીએ તે માણસની સામે દૃષ્ટિ કરી; ને પેલો માણસ બોલતો અટક્યો. પાછા ફરતીવેળા રા. સાહેબે તે માણસને બોલાવીને પૂછ્યું કે "ભાઈ! કાલે મહારાજશ્રીએ શી કૃપા કરી હતી?"

જવાબમાં તેણે જણાવ્યું કે "મહાત્માશ્રી કાલે અશ્વિનીકુમાર ક્ષેત્રમાં સ્નાન કરવા

પધાર્યા હતાં, અને દરેક બ્રાહ્મણને એક એક રૂપીઓ દક્ષિણા આપી હતી. ચાંદીના થાળમાં રૂપીઆ ભર્યા હતા, અને પોતે વહેંચતા હતા."

જે સમયે અશ્વિનીકુમાર ઘાટપર દક્ષિણા આપતા હતા એજ સમયે તેઓશ્રી શ્રી ગણપતરામભાઈને ઘરે પણ બિરાજતા હતા.

પ્રથમનો પ્રસંગ લીંબડાનો છે, અને બીજો પ્રસંગ સુરતનો છે. પ્રથમનો પ્રસંગ મહાત્માશ્રી શિક્ષક હતા ત્યારનો છે, ત્યારે બીજો પ્રસંગ તેઓશ્રી આચાર્યપદે આવ્યા ત્યારનો છે. બંનેમાં અલૌકિકતા છે, બંનેમાં અદ્ભુતતા છે.

મહાત્માશ્રી તેમના તાબાના એક શિક્ષક હતા ત્યારથી તેમના હૃદયપર મહાત્માશ્રીની વિદ્વત્તા અને ધર્મજ્ઞાનની ઉત્તમ છાપ પડી હતી, અને તેથી જ્યાં જ્યાં શાળા તપાસવા જતા ત્યાં ત્યાં જો કૃપાનાથ બિરાજતા હોય તો તેઓ તેઓશ્રીનાં દર્શનસત્સંગનો લાભ લેવાનું ન ચૂકતા.

માંગરોળમાં શાળા તપાસવા જતાં તેમને કૃપાનાથનાં દર્શનનો લાભ મળ્યો, એટલુંજ નહિ પણ પોતે તત્ત્વજ્ઞાનનો એક અંગ્રેજી ગ્રંથ વાંચતા હતા તેમાં અમુક શંકાઓ થતાં તે શંકાઓનું સમાધાન કૃપાનાથપાસેથી મેળવેલું. તે અંગ્રેજી ગ્રંથ કૃપાનાથે જોયો અને તેમની શંકાઓ ટાળી. આ પ્રસંગથી તેમને કૃપાનાથના તલસ્પર્શી બુદ્ધિવૈભવમાટે માનબુદ્ધિ ઉત્પન્ન થયેલી આ પ્રમાણે કુંતિયાણામાં, મુચકુંદગુહામાં તથા પોરબંદરમાં પણ તેમણે કૃપાનાથના સત્સંગનો લાભ લીધેલો

સં ૧૯૩૫ના ચૈત્ર સુદિ ૧ રવિવારે કૃપાનાથે લીંબડાની નિશાળના ગુજરાતી મહેતાજીની જગાનો ચાર્જ સંભાળ્યા પછીથી લગભગ સં. ૧૯૫૪ સુધી શ્રી ગણપતરામભાઈએ લાંબા સમયસુધી મહાત્માશ્રી નર્થુરામશર્માજીનાં દર્શન, સમાગમ અને પ્રવૃત્તિનું વિવિધરીતે અવલોકન કર્યા પછી પોતે રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ હતા ત્યારે રાજકોટ મુકામે પોતાને ઘરે સં ૧૯૫૪માં મહાત્માશ્રીને પધરાવીને વિધિપૂર્વક પૂજનઅર્ચન કરી દીક્ષા લીધી હતી.

દીક્ષા લીધા પછી તો શ્રીમાન્ ગણપતરામભાઇને કોઈ નવો રંગ ચડી ગયો હતો. પછી તો પ્રત્યેક કાર્તિકી અને આષાઢી પૂનમના ગુરુપૂજનના મહોત્સવપ્રસંગે બીલખા-આનંદાશ્રમમાં તેઓ આવવા લાગ્યા. દીક્ષા લીધા પછી તો તેઓ મહાત્માશ્રીને બીજા શિષ્યોની પેઠ વિનમ્રભાવે સાષ્ટાંગદંડવત્પ્રણામ કરવા લાગ્યા પ્રસંગ નીકળતાં શ્રી. ગણપતરામભાઇએ ગોધરાથી સુરત તેમને ત્યાં ગયેલા ત્યારે ગુરુબંધુ શ્રી. રેવાશંકરભાઇને કહેલું કેઃ—

"એક સમય એવો હતો કે તેઓ મને સલામ કરતા હતા, ને અત્યારે હું તેઓશ્રીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરું છું પ્રભુની શી લીલા છે! શો ચમત્કાર છે!"

હું માનું છુ કે આ દાખલો એકજ ને અજોડ છે.

શ્રી. ગણપતરામભાઇને એક જણે પૂછ્યું કે "આપ મહાત્માશ્રીપર આટલા બધા મુગ્ધ કેમ થઇ ગયા છો?"

જવાબમાં તેમણે જણાવ્યું કેઃ—"એઓશ્રીની "ઉપદેશગ્રંથાવલિ" ઉપરજ હું મુગ્ધ થઇ ગયો છું, અને એ મને ડોલાવવાને બસ છે."

તેમણે સંવત્ ૧૯૬૨નું ચાતુર્માસ શ્રીબીલખા-આનંદાશ્રમમાં પૂ. મહાત્માશ્રીની પાવન સેવામાં કરેલું: તે વેળા પૂ. મહાત્માશ્રી વિરચિત શ્રીઉપદેશગ્રંથાવલિનો "શ્રીદીક્ષાવિચાર" નામક ૨૮મો અંક તેમણે પોતાને ખર્ચે પોતાના નામથી પ્રસિદ્ધ કરાવ્યો હતો તેના મુખપૃષ્ઠપર તેઓ લખે છે કેઃ—

"આનંદાશ્રમમાં પૂજ્યપાદ જીવન્મુક્ત સદ્‌ગુરુ શ્રીમન્ નાથભગવાન્ સમીપ ગત ચાતુર્માસ સ્થિતિ કરી તે અતીવ હિતકર તથા સુખપ્રદ સમયનું મંગલ સ્મરણ મારા શેષ રહેલા જીવનમાં સદા રહો. અસ્તુ"

ગણપતરામ અનુપરામ ત્રવાડી

શ્રીબીલખા-આનંદાશ્રમમાં તેમણે બે ઓરડાવાળું તથા રસોડા આદિની સગવડવાળું એક મકાન બંધાવી પૂ મહાત્માશ્રીને અર્પણ કર્યું છે

મારાપરના સં ૧૯૬૨ના ફાગણ વદિ ૧૦ સોમવારના સુરતથી લખેલા પત્રમાં ગણપતરામભાઈ જણાવે છે કે:—

પરમ પૂજ્ય ગુરુશ્રીની હોલિકાનિમિત્તની ઉપદેશ પત્રિકાની પ્રતિકૃતિ તમે વદિ ૫ ને દિવસે કરી મારા પ્રતિ મોકલી, તેનું એકવાર મનન કરીને ગુરુશ્રીનાં બીજાં કૃપાપત્રોની સાથે વારાફરતી અવલોકન કરવાને રાખી છે જો ગુરુકૃપાથી પ્રારબ્ધ અને પ્રયત્ન બળવાન્ હોય, તો ગુરુશ્રીનું કોઈ પણ એક પત્ર જ્ઞાન-ચક્ષુ ઉઘાડવાને પૂરતું છે."

બીલખા-આનંદાશ્રમમાં પૂ. મહાત્માશ્રીના પ્રમુખપણાનીચે ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજનું સંમેલન સં ૧૯૬૮માં થયુ ત્યારે તેઓ સ્વાગતમંડળના પ્રમુખ હતા

સુરતમાં સં. ૧૯૬૯માં પૂ મહાત્માશ્રીને પ્રમુખપદે પોતાને ખર્ચે ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજનું સંમેલન કર્યું હતું

સુરતમાં પોતાને ઘેર તેમણે પૂ મહાત્માશ્રીને ઘણીવાર પધરાવ્યા હતા, ને તેઓશ્રીના સત્સંગનો લાભ લીધો હતો, તથા સુરતની પ્રજાને અપાવ્યો હતો

સુરત શ્રા. સુ. ૬-૧૯૬૩ તા. ૧૫-૮-૧૯૦૭ ગુરુ મધ્યાહ્ન

શ્રીયુત માણેકલાલજી,

પૂજ્યપાદ ગુરુશ્રીએ સુરતમાં બરાબર એક માસ સ્થિતિ કરી મારા ઘરને પોતાનાં પવિત્ર પરમાણુઓથી પાવન કર્યું, તેથી આ સેવક તથા તેનાં કુટુંબિજનોને પોતપોતાના પ્રારબ્ધાનુસાર લાભ થયો, તે ઉપરાંત મારી દૃઢ માન્યતા છે કે અનેકાનેક સ્ત્રીપુરુષોને તેવો લાભ થયો છે.

પોતાને અત્યંત શ્રમ પડતો, એમ મને તથા મારી સ્ત્રીને સ્પષ્ટ પ્રતીત થતુ, તોપણ નિત્યપ્રતિ ત્રણવાર વ્યાખ્યાન આપતા. સવારે આશરે નવથી દશસુધી ઉપનિષદ્, સાંજે આશરે ૫ા થી ૬ા સુધી જીવન્મુક્તિવિવેક અને રાત્રિએ ૯ થી ૧૦ પંચદશી એ ત્રણે સમયે હું જોતો કે શ્રોતાઓને અપૂર્વ આનંદનો અનુભવ થતો દિવ્ય કથાપ્રસંગોમાં સાત્ત્વિક ભાવનાવાળાં શાંત આર્યભગિનીઓ તથા ભ્રાતૃવર્ગને અલૌકિક આનંદમાં લીન થતા અથવા ડોલતાં હું દેખતો; અને લોકોક્તિ પ્રમાણે ગુણિકાએ વસાવેલા આ નગરમાં ગુરુશ્રીની

ઉચ્ચતમ ભૂમિકાની ઝાંખી કરી શકે એવાં અને એમની અમૃત વાણીનું રસપાન કરી શકે એવાં પણ કોઈ કોઈ સ્ત્રી તથા પુરુષો છે એવુ મને સાક્ષાત્ જણાતું, અને તેથી સાહજિક હર્ષ થતો.

તેઓશ્રીના એ અસ્ખલિત મધુ-પ્રવાહના અપ્રતિહત વેગ આગળ નાસ્તિક આસ્તિક થતા, સંશયી નિર્ભ્રાંત થતા, અને થિયોસોફિસ્ટો શંકાના સમાધાન મેળવી નિશંક થતા.

અત્ર સ્થિતિ રહી, તેવામાં જૂનાગઢનિવાસી પરોપકારી અને જીવદયાના હિમાયતી શ્રીયુત લાભશંકર લક્ષ્મીદાસના વ્યાખ્યાનપ્રસંગે સદ્ગુરુશ્રીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું; અને અહિંસા ઉપર શાસ્ત્રીય વ્યાખ્યાન કર્યું હતું. ડૉ. દીનશા જીવાજી એદલ બહેરામે ત્યાં મહારાજશ્રીનો ઉપકાર માનતાં જણાવ્યું હતું કે, મેં મારી જીંદગીમાં વિક્ટોરિયા થીએટર આવું ચિક્કાર ભરાયેલું કદી જોયું નથી, અને આટલી સ્ત્રીઓ તથા પુરુષો મેં જોયાં નથી તે આ મહારાજશ્રીનાં પગલાંના પ્રતાપ સમજવા.

સલાબતપરાની ખત્રી વણકરકોમનાં ઘરોમાં એક વખતે મહાત્માશ્રીની પધરામણી થયેલી, અને ઘણા ગૃહસ્થો અને બાઇઓએ દારૂ તાડી તદ્દન છોડવાની વા અમુક પવિત્ર દિવસોએ વર્જવાની પ્રતિજ્ઞા લીધી.

——[०]——

# ક્ષમામૂર્તિ

[લેખક:—શ્રી. જયેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ બી. એ. એલ. એલ. બી.]

પૂજ્યપાદ પ્રભુશ્રી ગોધરેથી બોરસદ પધાર્યા હતા. તેઓશ્રીના સ્વાગતમાટે બોરસદના ત્રણસો જેટલા ભાવિકો આશરે એક માઇલસુધી વાજાંગાજા સાથે સામા આવ્યા હતા. બ્રાહ્મણાદિક યુવકોએ તેઓશ્રીની ગાડીના ઘોડા છોડાવી નાખી પોતે જાતે ગાડી ખેંચીને લઇ ગયા હતા. કૃપાનાથે તથા બીજા સંભાવિત ગૃહસ્થોએ તેમ કરવાની ના પાડયા છતાં યુવકોએ પોતાના હૃદયના ઉત્સાહથી તે પ્રમાણે કર્યું હતું

પશ્ચાત્ નિયત કરેલા સભામંડપમાં તેઓશ્રી બિરાજતાં આપણા સનાતનવિધિ-પ્રમાણે મેં તેઓશ્રીનું સ્વાગતપૂજન કર્યું હતું, અને તે થઈ રહેતાં પોતેશ્રી ઉતારાપર પધાર્યા હતા

પ્રવાસમાં પણ તેઓશ્રીનો પ્રાતરુત્થાનથી રાત્રિપર્યંતનો સઘળો કાર્યક્રમ તેઓશ્રીના નિયમ પ્રમાણે બરાબર ચાલતો

સાયંકાળે એક કલાક ગીતાના ૧૬મા અધ્યાય ઉપર તેઓશ્રીનું પ્રવચન ચાલતું, અને રાત્રિના પોણો કલાક સંધ્યાવંદનાદિ દ્વિજોના ષટ્કર્મપર વિવેચન થતું; ઉપરાંત પ્રાતઃકાળે તથા મધ્યાહ્ને સ્નાનાદિવેળા પણ ઉપદેશાત્મક આનંદવિનોદ વાર્તાનો તેઓશ્રી લાભ આપતા. સાધારણ વાતના પ્રસંગમાં પણ તેઓશ્રી સચોટ બોધ આપતા. પ્રાતઃસમયે નવને સુમારે તેઓશ્રી નિત્યકર્મમાંથી પરવારે, ત્યારપછી ૧૦॥ સુધીનો સમય શંકાસમાધાનમાટે રાખ્યો હતો. તેનો લાભ લેવા કેટલાક સદ્ગૃહસ્થો હમેશાં આવતા ને શાંતિસુખ પ્રાપ્ત કરતા. શ્રવણમંડપ વિશાળ હતો છતાં તે ચિક્કાર ભરાઈ જતો.

તેઓશ્રીની વ્યાખ્યાન શૈલીવિષે જેટલાં સુંદર વિશેષણો લગાડીએ તેટલાં ઓછાં છે. તે ભવ્ય, શાંત અને દિવ્ય મૂર્તિના મુખારવિંદમાંથી મધુરવાણીવડે સમયાનુકૂલ એવો સ્પષ્ટ અને સુંદર બોધ થતો કે લોકોનાં મન બહુ આકર્ષાતાં. પ્રસંગે પ્રસંગે દષ્ટાંતો સાદી ભાષામાં એવી રીતે અપાતાં હતાં કે ઉપદેશની અસર મનુષ્યોના અંતઃકરણપર તુરત થતી. કથાનો સમય વધારવાની માગણી થતાં સાંજે ૫ થી ૬॥ સુધી અને રાતે ૯ થી ૧૦ સુધી કરી આપવા કૃપા કરી.

કૃપાનાથના હૃદયની સહનશીલતા, શાંતિ અને ક્ષમા જો કે આપણને જ્ઞાત છે, છતાં તે પ્રત્યક્ષ અનુભવવાનો પ્રસંગ અત્રે બોરસદમાં બન્યો હતો.

અત્રેના એક ગૃહસ્થના યુવાન અંડર ગ્રેજ્યુએટ પુત્ર કે જેમને ગુરુભક્તિ કરવા તરફ અશ્રદ્ધા હતી, તેમણે ઘણાજ ગુસ્સાના આવેશમાં ગુરુભક્તિની નિંદા કરી, અને કૃપાનાથ ઉપર પણ અઘટિત શબ્દ પ્રયોગો કર્યા જે સાંભળી અન્યને અવશ્ય આવેશ આવી જાય, અને એટલાજ ક્રોધમાં પ્રત્યુત્તર આપવાનું મન થઈ જાય; પરંતુ ક્ષમામૂર્તિ ગુરુદેવના મુખારવિંદપર ક્રોધનો ન તો લેશ આવેશ આવ્યો, ન તો દ્વેષની છાયા પ્રકટી. જેમ જલમાં અગ્નિ પ્રશાંત બની જાય તેમ તે વિરોધના શબ્દો કશી અસર ન ઉપજાવી શક્યા. તે આક્ષેપ કરનાર ઉપર અલ્પ પણ ક્રોધ કે બીજો વિરુદ્ધભાવ લાવ્યા વગર તેમના મનનું સમાધાન કરવા ઘણીજ શાંતિથી તેઓશ્રીએ પ્રયત્ન કર્યો હતો, અને સભામાં પણ ગુરુ-ભક્તિવિના પરમાત્માનું વાસ્તવિક જ્ઞાન થઈ શકતું નથી-જેઓ અભિમાનથી આડે માર્ગે દોરવાઇ પોતાની મેળે શાસ્ત્રો વાંચીને જ્ઞાની થવા પ્રયત્ન કરે છે તેમને માત્ર પોપટીઉં જ્ઞાન થાય છે-શબ્દજ્ઞાન થાય છે. તે સંબંધે સચોટ દાખલાદષ્ટાંતોથી ઉપદેશ કર્યો હતો.

અત્રેના એક બીજા ગૃહસ્થે પણ વિરુદ્ધ ભાવથી આક્ષેપો કર્યા હતા છતાં તેઓશ્રીના મુખની અવિચ્છિન્ન પ્રસન્નતા લેશ પણ ઓછી ન થઈ હતી. એ જ્ઞાનગંભીર પ્રશાંત મૂર્તિ એવીજ પ્રશાંત નજરે પડી હતી, એ ભાઈને પણ એવોજ શાંતિપ્રદ બોધ પ્રેમના નિર્મલ શબ્દોમાં અપાયો કે તે ભાઈનો વિરોધભાવ નષ્ટ થયો, અને ગુરુદેવની ક્ષમામૂર્તિમાં શ્રદ્ધા પ્રકટી.

કૃપાનાથની પાવન સેવામાં રાત્રિદિવસ ધર્મોપદેશરૂપ આનંદયજ્ઞ ચાલી રહ્યો હતો. ત્રણ દિવસ એ અલૌકિક જ્ઞાનયજ્ઞ ચાલ્યો. વિદાય પહેલાં તેઓશ્રી પૂજાસ્થાનમાં બિરાજ્યા ત્યારે અનેક શ્રોતાઓની હાજરીમાં મેં તેઓશ્રીનું વિધિપૂર્વક પૂજન કર્યું. કૃપાનાથની દિવ્યમૂર્તિ ઘણીજ શાંત અને ભવ્ય જણાતી હતી. પૂજન પછી મેં કૃપાનાથની સ્તુતિપ્રાર્થના વાંચી, પણ વિયોગની અંતરવ્યથામાં ભક્તિભાવનું મિલન થતાં કંઠ ગદ્‌ગદ બન્યો. સ્તુતિ પૂરી થતાં મેં ગુરુદેવના ખોળામાં મસ્તક મૂક્યું; ભવભાર ઓછો કરવામાટે મને ગુરુદેવે મારા મસ્તકપર પોતાશ્રીનો વરદ હસ્ત ફેરવી આશીર્વાદ્ આપવા કૃપા કરી હતી.

મનુષ્યે ક્યારે પણ સદ્‌ગુરુથી છૂટા પડી જવું નહિ, પણ વિનયયુક્ત અને સેવા-પરાયણ થઈને સર્વદા સત્પુરુષોની સમીપમાં રહેવું; કેમકે સત્પુરુષોમાં રહેલા સદ્‌ગુણો અનાયાસે પુષ્પના પરાગની પેઠે સમીપમાં રહેનારા મનુષ્યમાં અવશ્ય સંક્રમિત થાય છે. પુષ્પની સુગંધવાળી રજ જેમ સ્વભાવથીજ ચોતરફ ફેલાય છે તેમ સત્પુરુષોના સદ્‌ગુણો

સ્વભાવથીજ તેમની આસપાસના વાતાવરણમાં ફેલાય છે, ને અંતેવાસીઓને વગર યત્ને પ્રાપ્ત થાય છે

પ્રયાણને દિવસે કૃપાનાથ રાત્રિના બે વાગે ઊઠયા હતા, અને સવારના છ સુધીમાં પ્રાતઃકાળનું નિત્યકર્મ યથાવિધિ આટોપ્યું હતું જેમ સ્વાગત થયું હતું તેમ વિદાય પણ વાજતે ગાજતે અપાઈ હતી. આ પ્રમાણે બોરસદનો જ્ઞાનયજ્ઞ પૂરો થયો

જયનાથ! જયપ્રભુ! જયનાથ!

# આત્મસંયમ

[ નિવેદકઃ—શ્રી. ગુલાબરાય અંબાશંકર રાવળ-ભાવનગર ]

( જૂનાગઢ રેલવેના પરમેનન્ટ વે ઈન્સ્પેક્ટર-બાણુસાહેબ )

બીલખા-આનંદાશ્રમના આચાર્યપ્રવર શ્રીમન્નાથપ્રભુનો હું દીક્ષિત શિષ્ય એટલે તેઓશ્રી હતા મારા પૂજ્ય સદ્ગુરુદેવ તેઓશ્રીનાં દર્શન તથા સમાગમથી યત્કિંચિત્ મેં જે મેળવ્યું છે તેનું ઋણ ચૂકવવાની તો શક્તિ નથી, કિંતુ જો હું તેઓશ્રીના સાગરશા ગંભીર જીવનમાંથી એકાદ જલકણ માનવસમાજસમક્ષ ધરી શકું તો હું મારા જીવનને ધન્ય માનીશ.

તેઓશ્રીના જૂનાગઢથી બાંટવાના એક પ્રવાસનું અને યથાસ્થિત સ્મરણ છે, અથવા સાચું લખું તો એ સ્મરણે મારાપર એવો કાબૂ જમાવ્યો છે કે હું તે ભૂલી શકું તેમ નથી; એટલુંજ નહિ પણ તેમાંથી હું જીવનભર પ્રેરણા અને પ્રોત્સાહન મેળવતો રહીશ. તેઓશ્રીમાટે જૂનાગઢથી બાંટવાસુધીનો બીજા વર્ગનો ડબ્બો રિઝર્વ કરવામાં આવ્યો હતો, અને એ આખો ડબ્બો શુદ્ધ જલવડે ધોવાઈ ગયો હતો, અને સાફસુફ કરી નાંખવામાં આવ્યો હતો.

હું રેલવેખાતાનો અધિકારી અને વળી નાથજોડે પ્રવાસમાં પણ બાંટવાસુધી જવાનો હતો એટલે તે ડબ્બાની સાફસુફી બરાબર થઈ છે કે કેમ તે નીરખવા હું ડબ્બામાં ગયો. ગુરુદેવ જૂનાગઢ સ્ટેશનના વેઈટિંગ રૂમમાં-પ્રતીક્ષાલયમાં બિરાજતા હતા. મેં ડબ્બાની અંદર જઇ ધ્યાનથી નિરીક્ષણ કર્યું. બેસવાનો વિભાગ બરાબર સાફ અને સ્વચ્છ હતો. આ પછી હું શૌચસ્થાન જોવા અંદર ગયો ત્યાં પણ બધું સ્વચ્છ અને વ્યવસ્થિત, પણ એક વસ્તુએ મારું ધ્યાન ખેંચ્યું ત્યાં એક નકુંનોખ માટીનું નાનું કોડિયું પડયું હતું, અને તેમાં આંખે આંજી શકાય તેવી વસ્ત્રથી ચાળેલી શુદ્ધ કાળી માટીનો ભૂકો હતો મેં આવા વ્યવસ્થિત અને સ્વચ્છ શૌચસ્થાનમાં આ બંને વસ્તુઓને કચરા સમાન ગણી બારીની બાહર ફેંકી દીધી, અને શાંતિનો નિઃશ્વાસ મૂકયો. મેં મારું નિરીક્ષણકાર્ય બજાવ્યાનો આત્મસંતોષ મેળવ્યો, અને એજ પ્રશ્ન થવા લાગ્યો કે ડબ્બાને આવો સ્વચ્છ કર્યા પછી આવા નિરર્થક પદાર્થો કોણે મૂકયા હશે?

સમય થતાં નાથપ્રભુ ડબ્બામાં પધાર્યા. એ ડબ્બામાં સાથેના પ્રવાસીઓ જોડે હું પણ બેઠો સ્ટેશને વળાવવા આવેલા શિષ્યો એક પછી એક ક્રમશઃ અંદર આવવા લાગ્યા,

અને નાથચરણમાં વંદન કરી બાહર નીકળતા ગયા—જેવો જેનો અધિકાર. કોઇ દૂર ઊભી નમન કરી ચાલતા થયા; કોઈ ચરણકમલનો સ્પર્શ કરીને બાહર ગયા, અને કોઈ સુભાગી તેઓશ્રીના ખોળામાં મસ્તક ધરી પ્રેમનાં આંસુઓનાં પુષ્પો ધરી, તેઓશ્રીનો પાપનાશક વરદ હસ્ત માથાપર મૂકાવી અને પછી બાહર ગયા ગાડીએ પાવો માર્યો, અને વરાળ કાઢતું એન્જીન ચાલવા લાગ્યું. "સદ્‌ગુરુદેવકી જય"ના મંગલઘોષથી પ્લાટફોર્મ આખું ગાજી રહ્યું.

ટ્રેઈન ચાલતાં ગુરુદેવે હસ્તકમલમાં પ્રુફ ઉપાડયું, અને સાથે ડબ્બામાં બેઠેલા અમે અમારું કામ આરંભ્યું. અમારી આંખોએ તેઓશ્રીના મુખારવિંદને કેન્દ્રસ્થાન બનાવ્યું. બધાં શુભકર્મો કરીને આખરે જે વસ્તુ મેળવવી છે તેજ જો સન્મુખ હોય તો પછી આંખો કેમ વિલંબ કરે? અને ચિત્તનો પ્રિય પદાર્થ પ્રાપ્ત થઇ જાય પછી ચિત્તને ભટકવાપણું ક્યાં રહે? ગાડી ચાલી જાય છે, અને અમે અમારા ચિત્તપર નાથનાં બીબાં પાડી રહ્યા છીએ, અને તેમાં પ્રેમરસની મીઠી રંગોળી પૂરીએ છીએ. શું સુરમ્ય હતું એ દર્શન! શી પ્રબલ એ હતી પ્રતિભા! શી મોહક હતી એ રમ્યતા! ચિત્ત એ સમયે બીજું ચિંતન ન કરી શકે એ થોડો પ્રતાપ! અને આંખોને ત્યાંથી ખસતું ન ગમે એ થોડી આકર્ષકતા! આમ કરતાં આવ્યું શાહપુર જંકશન, અને ત્યાંનો શિષ્યસમૂહ. નાથે પ્રુફ બંધ કર્યું, અને અમારી ધ્યાનપ્રવૃત્તિમાંથી અમે બાહર આવ્યા. આવનાર સાધકોના નાથે પ્રણામ ઝીલ્યા, અને કોઇને ભૂલ્યાવગર દરેકને કૃપાની આશિષ્ આપી. ખૂબી એ કે આવનાર સમૂહ ગમે તેટલો મોટો હોય તોપણ નાથની સર્વવ્યાપક આંખો કોઈને ન ચૂકે. એ અમીદૃષ્ટિ સાવધાનતાથી પ્રત્યેકપર પડી, અને આવનાર નાનામોટા કોઇને પણ એમ ઓછું ન આવે કે ગુરુદેવે મારાસામું ન જોયું. આનું નામ પ્રેમની વ્યાપકતા નહિતર દુન્યવી મોટા ગણાતા તો નાના સામું જોવું એને પણ અલ્પતા માને, અને દૃષ્ટિને એવી દાબી રાખે કે તેનાં વર્તુલમાં થોડા કૃપાપાત્રોજ આવે. આવો મુકાબલો થાય ત્યારેજ ગુરુદેવની સર્વદર્શી દયાળુતાનું સ્મરણ થઇ આવે છે. એ દૃષ્ટિ એટલી અપરિચ્છિન્ન અને વિશુદ્ધ કે નાનામોટા શિષ્ય–અશિષ્ય સૌને આવરી લે. અને આવકાર આપે આ માટેજ ગુરુદેવનાં દર્શને સૌ આવતાં—પ્રેમનું પાન કરવા, કૃપાની મીઠાશ માણવા અને નાથહૃદયની સાધુતા-કોમળતા નિહાળવા.

સમય થતાં ગાડી ચાલી, અને જીવનભરના નિયત નિયમ પ્રમાણે ગુરુદેવ લઘુશંકામાટે ઊઠ્યા. નાથની પ્રત્યેક દેહક્રિયા શાસ્ત્રાનુસાર. શાસ્ત્ર એટલે અદ્‌ભુત વિજ્ઞાન. આ વિજ્ઞાનને નાથે જીવનમાં વણ્યું હતું. નાથના આ નિયમમાટે શ્રી. માણિક્યવર્મા નીચે પ્રમાણે લખે છેઃ—

"દિવસે પણ કૃપાનાથનો લઘુશંકાનો સમય નિશ્ચિતજ હતો. પ્રથમ પ્રાતઃકાળે શૌચ-સમયે, તે પછી ૧૧॥ સુધી લઘુશંકાએ ન જવું થાય. બીજીવાર તેઓશ્રી ૧૧॥ પછી શૌચ સ્થાનમાં પધારે ત્યારે. ત્યારપછી ત્રીજીવાર શ્રવણ સમય પહેલાં એટલે પાંચ પહેલાં, અને ચોથી વાર રાત્રિએ શયનમાં પધાર્યા પહેલાં સ્વા. સાહદર્શને સમયે. રાત્રિએ શયનમાં પધાર્યા પછી કદી નહિ આ ચાર સમય નિશ્ચિત."

નિત્યના નિયમ પ્રમાણે સાંજે ગુરુશ્રી લઘુશંકામાટે ઊઠ્યા. કૃપાનાથે શૌચસ્થાનમાં પધારી બરાબર નિરીક્ષણ કર્યું. માટી ભરેલું કોડિયું ન દેખાયું. જેટલી શાંતિથી અંદર

પધાર્યા હતા એટલીજ શાંતિથી તેઓશ્રી બહાર પધાર્યા, અને પૂર્ણ પ્રસન્નતાથી આસને બિરાજ્યા.

મને પ્રશ્ન થયો આ શું? આટલીવારમાં ફક્ત અંદર જઈનેજ નાથ શામાટે બહાર પધારી ગયા હશે? મેં મારી શંકા નાથની સેવામાં નિવેદન કરી એટલે કૃપાનાથે પ્રશ્ન કર્યો, "અંદર માટીભરેલું કોઠિયું રાખવામાં આવ્યું નથી શું?" હું નાથનો આ પ્રશ્ન સાંભળી ઝંખવાણો પડી ગયો, અને વિનમ્રતાથી જણાવ્યું, "પ્રભો! શૌચસ્થાનમાં માટી ભરેલું કોઠિયું વ્યવસ્થિતરીતે મૂકવામાં આવ્યું હતું, પણ તેની ઉપયોગિતાની ખબર નહિ એટલે માત્ર કચરો સમજી, જૂનાગઢને સ્ટેશનેજ મેં ફેંકી દીધું" ગુરુદેવે સ્મિત કર્યું, અને વધા: "અહીંના શૌચાચારના નિયમાનુસાર શુદ્ધિમાટે તે મૃત્તિકાભરેલું કોઠિયું અંદર રખાયેલું હતું હવે આગળ ઉપર વાત."

શૌચાચારમાટે કૃપાનાથનો આગ્રહ જોઈ મનમાં પ્રસન્નતા ઉપજી, પણ લઘુશંકાને રોકવી પડે તે માટે ખેદ થયો, એટલે બુદ્ધિજીવી તરીકે વૈદકશાસ્ત્રનો નિયમ મેં કહ્યો; "લઘુશંકાના વેગને રોકવો એ આરોગ્યને હાનિકર્તા નહિ?" વૈદકની દૃષ્ટિએ મારો પ્રશ્ન સંયુક્તિક છે એમ જણાવી તેઓશ્રીએ મને યોગવિદ્યાનું રહસ્ય સમજાવ્યું:—

"કુદરતની હાજતો ભૂખ, તરશ, લઘુશંકા, શૌચ આદિના વેગો સામાન્ય મનુષ્યને પોતાને વશ વર્તાવે છે, ત્યારે એ બધી હાજતો સિદ્ધયોગીના વશમાં વર્તે છે. સામાન્ય મનુષ્ય લઘુશંકાની હાજત થયા પછી ઊઠે છે, શૌચની હાજત થયા પછી ઊઠે છે; પરંતુ સમર્થયોગી નિયત સમયે લઘુશંકા તથા શૌચમાટે પધારે છે, અને શૌચસ્થાનમાં બેસી જ્યારે વૃત્તિને વેગ આપે છે ત્યારેજ તે તે ક્રિયા થાય છે, તે પૂર્વે નહિ. વૃત્તિને વેગ અપાય ત્યારેજ હાજત થાય, એ પહેલાં નહિ. તેમનામાં વૃત્તિપર એટલો અદ્ભુત કાબૂ હોય કે તેમના સંકલ્પવગર તે વૃત્તિ ઊઠેજ નહિ. આટલો સામાન્ય માનવમાં અને યોગીમાં ભેદ, એટલે વૈદકનો નિયમ સામાન્ય મનુષ્યને લાગુ પડે, સિદ્ધ યોગીઓને નહિ."

નાથના આ શબ્દો સાંભળી યોગનું રહસ્ય સમજી શક્યો, અને યોગીનો મહિમા જાણી શક્યો, અને મને સ્પષ્ટ પ્રતીતિ થઈ કે નાથ યોગેશ્વર છે, નહિતર લઘુશંકા અથવા શૌચના વેગને રોકાય ક્યાંથી? નહિતર લઘુશંકા વશમાં રહે ક્યાંથી? ઋતુના ફેરફારને લઈ, અનારોગ્યને લઈ, અવસ્થાને લઈ અથવા શરીરની બીજી વિક્રિયાને લઈ લઘુશંકાના પ્રમાણમાં અનિયમિતતા થાય તો કશા વાંધાજેવું ન ગણાય, પરંતુ-ગુરુદેવના જીવનમાં આ સામાન્ય નિયમને પણ અપવાદ નાથનું જીવન એટલે આત્મસંયમ-નિયત સમયેજ લઘુશંકા, નિયત સમયેજ શૌચે પધારવું, નિયત સમયેજ ભોજન, નિયત સમયેજ જલપાન, બધું નિયત સમયે જેમ પ્રકૃતિમાં બધાં કાર્યો નિયમબદ્ધ થાય છે તેમ તેઓશ્રીનું સમસ્ત જીવન નિયમબદ્ધ, અભંગ, એકધારું.

તેઓશ્રીના આત્મસંયમે મારા મનપર અનેરી છાપ પાડી છે, તેઓશ્રીના શૌચાચારની ભાવનાએ મારા મનપર અનેરી છાપ પાડી છે. મારા પ્રમાદમાટે, મારી ભૂલમાટે, મેં કરેલા દોષમાટે એકપણ શબ્દ ઠપકાનો નહિ, એકપણ કડવું અથવા ઉગ્રવચન નહિ, મુખાકૃતિપર રોષની લેશપણ છાયા નહિ, આંખોમાં આવેશનો તપારો નહિ

સમર્થ આચાર્યનું ઉન્નતપદ ધરાવનાર આ મહાપુરુષ હતા. જેમના ચરણમાં નમતા રાજવીઓ, લક્ષ્મીનંદનો, સત્તાધારીઓ-આવા મહાપુરુષને મેં તકલીફમાં મૂક્યા હતા. જો એ પદે કોઈ અન્ય હોય તો મને શબ્દની શિક્ષા તો અવશ્ય મળીજ ગઈ હોત અથવા વાણીના વ્યંગમાં મારું માનભંગ થયું હોત આ બધી સ્થિતિનો તુલનાત્મક વિચાર કરી મારી ભૂલમાટે ગુરુદેવની ક્ષમાયાચના કરી. ગુરુદેવે લેશપણ અપ્રસન્નતા વગર હસતે ચહેરે મને માફી આપી, અને જાણે કાંઈજ બન્યું નથી એમ વર્તાવ કરી મારા મનના પરિતાપને મટાડી દીધો.

આવા સમર્થ આચાર્યશ્રીના શૌચાચારમાં આવી સામાન્ય માટી? ત્યાં કેમ સુગંધી સાબુ અથવા બીજાં સુગંધી દ્રવ્યો નહિ હોય? આનું નામ ઋષિજીવન. ત્યાં વૈભવનો ઠાઠ નહિ અથવા બહિર્ આડંબરનું નામ નહિ. તેઓશ્રીની શોભા હતી આત્મસંયમ. તેઓશ્રીનો વૈભવ હતો કૃપાની કોમલતા તેઓશ્રીનો ઠાઠ હતો આત્મજ્ઞાનની દીપ્તિ તેઓશ્રીની લક્ષ્મી હતી યોગજીવનનો પ્રતાપ. આવા યોગેશ્વરને ચરણે નતમસ્તક થવું એ થોડું શ્લાઘ્ય છે? એ ચરણકમલમાં ન્યોચ્છાવર થવું એ ઓછું પુણ્ય છે? અનન્યતાની આવી ધુન સાધકને સિદ્ધ કરી દે, અને જિજ્ઞાસુને જ્ઞાનની ઉચ્ચકોટિમાં લઈ જાય. અસ્તુ.

# સદ્ગુરુસ્તવન

## एवा सद्गुरुनो संग नथी सोह्यलो रे लोल.

[ રચયિતા :—શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ-આંગરોળ ]

ગરબો

(જનનીની જોડ સખી નહિ જડે રે લોલ—એ રાગ)

એવા સદ્ગુરુનો સંગ નથી સોહ્યલો રે લોલ,
એનો કોક ભવે આવે એવો લાગ જો...સદ્ગુરુનો...૧

જેણે પૂરાં કીધાં પુણ્ય પાધરાં રે લોલ,
એને કોક ભવે આવે એવો લાગ જો...સદ્ગુરુનો...૨

જેણે પૂરા પૂજ્યા પરમેશને રે લોલ,
એને કોક ભવે આવે એવો લાગ જો...સદ્ગુરુનો...૩

જીવ ફેરા ફરે ચોર્યાશી ખાણના રે લોલ,
એને કોક ભવે આવે એવો લાગ જો...સદ્ગુરુનો...૪

ભલે સદ્ગુરુ કહેવાય કૈંક લોકમાં રે લોલ,
સાચા સદ્ગુરુ તો કોક નથુરામ જો...સદ્ગુરુનો...૫

મળે કાંકરા અપાર ઠામો ઠામમાં રે લોલ,
સાચો હીરલો તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૬

જીવ જીવ નથી જીવ એ તો બ્રહ્મ છે રે લોલ,
એવું સ્પષ્ટ કરે કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૭
જગત્ જગત્ નથી જગત્ એ તો બ્રહ્મ છે રે લોલ,
એવું સ્પષ્ટ કરે કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૮
સુણી સાંભળીને કહેનારા કંઈક છે રે લોલ,
કહ્યું વરતી દેખાડે નથુરામ જો...સદ્ગુરુનો...૯
શબ્દ શાસ્ત્ર સુણાવનારા કંઈક છે રે લોલ,
એનો મર્મ કહે કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૦
જગે મીઠામાં મીઠી છેજ માવડી રે લોલ,
મીઠી માવડીથી મીઠા શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૧
જેનાં ચક્ષુઓમાં ચંદ્ર કળા સોળનો રે લોલ,
એવા બાપજીના બાપ શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૨
જેને પૂજતાં પમાય પરમાતમા રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૩
જેને પૂજતાં થવાય પરમાતમા રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૪
જેને પૂજતાં પમાય મર્મ શાસ્ત્રનો રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૫
જેને પૂજતાં પમાય પાર જગતનો રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૬
જેને પૂજતાં પમાય સુખ સ્વર્ગનાં રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૭
જેને પૂજતાં પૂજાય જગદીશજી રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૮
જેને પૂજતાં પૂજાય દેવ સ્વર્ગના રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૧૯
જેને પૂજતાં પ્રસન્ન થાય પિતૃઓ રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૨૦
જેને પૂજતાં પૂજાય ઋષિ આપણા રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૨૧
જેને પૂજતાં પૂજાય વ્યાસ સૂત્રનારે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૨૨
જેને પૂજતાં પૂજાય ભાષ્યકારશ્રી રે લોલ,
એવા સદ્ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્ગુરુનો...૨૩

જેને પૂજતાં પતંજલિ પૂજાય છે રે લોલ,
એવા સદ્‌ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્‌ગુરુનો...૨૪

જેને પૂજતાં પૂજાય કપિલ સાંખ્યના રે લોલ,
એવા સદ્‌ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્‌ગુરુનો...૨૫

જેને પૂજતાં પમાય તત્ત્વ વસ્તુનું રે લોલ,
એવા સદ્‌ગુરુ તો કોક શ્રીમન્નાથ જો...સદ્‌ગુરુનો...૨૬

કહું કેટલુંક સદ્‌ગુરુ એ સંતનું રે લોલ,
એનો સહેજમાં પમાય નહિ પાર જો...સદ્‌ગુરુનો...૨૭

એના સ્મિતમાં રેલાય સુખ બ્રહ્મનું રે લોલ,
એના હાથમાં અભયતણું વરદાન જો...સદ્‌ગુરુનો...૨૮

એની વાણી વિષે હલક ઐશ્વર્યની રે લોલ,
એના ભુજમાં ભવવિજયનો જયકાર જો...સદ્‌ગુરુનો...૨૯

એવા સાચા સદ્‌ગુરુજી જેને સાંપડ્યા રે લોલ,
એના ભાગ્યતણો હોય નહિ પાર જો...સદ્‌ગુરુનો...૩૦

# થોડાં રસદર્શનો

[નિવેદક:-પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી-ભીલખા]

(૧)

પૂજ્યપાદશ્રીનાં શરણમાં આવ્યા પછી તેઓશ્રીના સતત સંસર્ગમાં અને સમાગમમાં રહેવાનું મને સદ્‌ભાગ્ય સાંપડયું છે, અને સાથે સાથે તેઓશ્રીની અલૌકિકતા પ્રત્યક્ષ નિહાળવાના પણ મને અનેક પ્રસંગો મળ્યા છે. તેમાંનો એક પ્રસંગ મારા સ્મરણપટપર ચોંટી ગયો છે, અને એ પ્રસંગ મને વારંવાર સાંભર્યા કરે છે.

એક સમયે ભીલખા-આનંદાશ્રમમાં એક દંડીસ્વામી આવ્યા હતા, અને તેમને માણેકલાલભાઈની હારની છેલ્લી ઓરડીમાં ઉતારો આપ્યો હતો. તેમની વિદાય પહેલાં તેમણે માણેકલાલભાઈદ્વારા પોતાને ગરમ શાલ આશ્રમ તરફથી મળે એવી ઇચ્છા વ્યક્ત કરી આ પ્રમાણે નાથસેવામાં તેમની ઇચ્છા નિવેદન કરવામાં આવી. રાત્રિના સમયે તેઓશ્રી ફલાહાર -દૂધ આદિલઈ પરવાર્યા પછી એ સ્વામી નાથને દર્શને નિજમંદિરમાં આવ્યા. તેઓ અંદર જઈ એક આસનપર તેઓશ્રીની સન્મુખ બેઠા. તેઓશ્રી નિજમંદિરમાં આપશ્રીના આસનપર સદાસર્વદા દક્ષિણાભિમુખજ બિરાજતા. એ સમયે નિજમંદિરના પ્રવેશદ્વારપર એક ચક રહેતો. અંદરની શાંતિ અને મર્યાદા રહી શકે અને બહારથી આવનારને અંદર વિનયપૂર્વક પ્રવેશ કરવો પડે. સ્વામીજી અંદર જઈ બેઠા. ત્યાં માણેકલાલભાઈ પણ આવ્યા અને હું પણ આવ્યો. અમે બંનેએ સાષ્ટાંગ પ્રણિપાત કરી ત્યાં સ્થાન લીધું. ગરમ શાલ માટે મને આજ્ઞા થઈ. મેં બહાર જઈ જ્યાં વપરાયેલાં અને તદ્દન નવાં વસ્ત્રો રાખવામાં

આવતાં તે સ્થાનમાં તપાસ કરી, પરંતુ-બધી ગરમ શાલો વપરાયેલી હતી-એક પણ કોરી અથવા તદ્દન નવી અથવા નહિ વપરાયેલી ન નીકળી આ વાત મેં નિજમંદિરમાં જઈ નિવેદન કરી; એટલે અમુક રેશમી મુગટો અથવા એવું બીજું કોઈ સારું વસ્ત્ર આપવા મને આજ્ઞા થઈ. આમ આ કાર્યમાટે મારે અંદર અને બહાર બેત્રણ ફેરા થયા. સ્વામીજી પ્રસન્ન થાય એવું વસ્ત્ર તેને આપવા નાથની ઇચ્છા હતી, અને આને લઈ તેમને-સ્વામીજીને ગમે તેવું વસ્ત્ર લાવવા મને આજ્ઞા થતી. છેલ્લી વખતે તો હું જરા કંટાળી બહાર નીકળ્યો, અને નિજમંદિરની તેઓશ્રીની શયનની પાટપાસેની બારી આગળ આવ્યો, ત્યાં મને માણેકલાલભાઈ મળ્યા એટલે મારાથી આટલું જરા ઊંચે સાદે બોલી જવાયું-"ભલા, આવું તે કાંઈ હોય ?" તેઓશ્રી સમર્થ હઠયોગી અને રાજયોગી એટલે જેમ સ્થૂલશરીર કાબૂમાં, પ્રાણ કાબૂમાં, મન કાબૂમાં તેમ કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો પણ કાબૂમાં-અને સતેજ. મેં થોડી અપ્રસન્નતા, થોડી ઉગ્રતા, થોડી ઉતાવળથી જે શબ્દો માણેકલાલભાઈને સંભળાવ્યા હતા તે તેઓશ્રીએ બરાબર સાંભળ્યા, પણ પ્રશાંત સાગરના ગંભીર જલમાં ભભૂકતો અગ્નિ પડીને ઠરી જાય તેમ મારા એ અશાંત શબ્દો શમી ગયા સમુદ્રમંથનમાંથી નીકળેલું હલાહલ વિષ પીનાર અને કંઠમાં રાખી નીલકંઠ બનનાર સદાશિવ આ અવનીપર આવ્યા હતા. નહિતર એ શબ્દોમાં છલકતો અવિવેક કોપાગ્નિ કેમ ન પ્રકટાવે ? નહિતર એ શબ્દોની અસર તેઓશ્રીના સાગરશા ગંભીરચિત્તપર કેમ ન થાય? મને પાછો બોલાવી મારા અવિનય માટે ઠપકો કેમ આપવામાં ન આવે? આમાંનું કશું બન્યું નહિ. મને એમ કે એ શબ્દો તેઓશ્રીએ નહિ સાંભળ્યા હોય! મને એમ કે આ શબ્દો સાંભળનાર માણેકલાલભાઈજ હશે-હું તો આજ્ઞાનુસાર રેશમી વસ્ત્ર લઈ નિજમંદિરમાં આવ્યો. કૃપાનાથની એજ પ્રશાંત મુખમુદ્રાનાં મેં દર્શન કર્યાં-કૃપાનાથની એજ પ્રશાંત વાણી મેં ફરી સાંભળી. કૃપાનાથના મુખપર મેં એજ પ્રશાંત આનંદની લહરીઓ નીરખી કૃપાનાથની આંખોમાં મેં દયાનાં એજ અમીભર્યાં તેજ જોયાં. કૃપાનાથ એટલે કૃપાના સાક્ષાત્ નાથ અથવા કરુણાની પ્રત્યક્ષ મૂર્તિ. જેમાં પ્રેમ છલોછલ ભર્યો છે એવું એ દિવ્યજીવન. એ રેશમી વસ્ત્રથી સ્વામીજી પ્રસન્ન થયા તેમ મારા શબ્દો નાથને કાને નથી પડ્યા એટલે હું પણ પ્રસન્ન થયો સૌ સૌને સ્થાને ગયા.

પ્રભાત થતાં નિત્ય નિયમ પ્રમાણે સ્નાન સંધ્યા અને અમુક ક્રિયાઓના અભ્યાસ પછી હું નિજમંદિરમાં તેઓશ્રીના પૂજન માટે ગયો. મારા હાથમાં ચંદન અને પુષ્પ હતાં. મેં અંદર પ્રવેશ કર્યો અને જ્યાં તેઓશ્રીના ભાલમાં ચંદન ચઢાવ્યું અને મસ્તકે પુષ્પ પધરાવ્યું ત્યાં તેઓશ્રીએ મારા મુખ સામું જોયું. તેઓશ્રીની વેધકદૃષ્ટિ મારા પર પડી-મારું કલ્યાણ કરવા અથવા મને ઉન્નત બનાવવા સ્મિત કરતાં કરતાં તેઓશ્રી વદ્યા: "હવે, કોઈને એમ નહિ કહેવાય!" જેમ વીજળી પડે એમ શબ્દોએ મારા પર અસર કરી-એ શબ્દો મારા મનમાં સોંસરવા ઊતરી ગયા. હું દિઙ્મૂઢ બની ગયો. મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. હું તેઓશ્રીનું માહાત્મ્ય કઈ ભાષામાં ગાઉં? તેઓશ્રીના મહિમાને કઈ વાણીમાં ઉચ્ચારું? શબ્દો જડતા નથી અને મારા કોશમાં એ શબ્દો છે પણ નહિ. તેઓશ્રી કથામાં ક્વચિત્ ક્વચિત અમને ઉપદેશતા કે "સંતને તંત નહિ." અથવા ઉપદેશતા કે "કમ ખાના ઔર ગમ ખાના" આ શબ્દોનું રહસ્ય આજે બરાબર સમજાઈ ગયું. સાચા સંત એનું નામ જેને તંત નહિ, આવા સાચા સંતનું મને બરાબર દર્શન થયું ગમ કેમ ખાવી એની મને આજે સમજ પડી. મેં જ્યારે મારા શબ્દો સંભાર્યા, "ભલા

એવું તે કાંઈ હોય?" અને એ શબ્દોના જવાબરૂપે "હવે, કોઈને એમ નહિ કહેવાય" એ શબ્દોની તુલના કરું છું ત્યારે મારું મન આશ્ચર્ય પામે છે. હું બીલખા-આનંદાશ્રમનો બ્રહ્મચારી અને તેઓશ્રી મારા ગુરુ! હું તેઓશ્રીનો શિષ્ય અને તેઓશ્રી મારા સદ્ગુરુ, હું તેઓશ્રીનો દાસ અને તેઓશ્રી પ્રભુ, હું સેવક અને તેઓશ્રી સ્વામી-આ વ્યાવહારિક અને પારમાર્થિક સ્થિતિ છતાં મારા મનને સંતોષ આપવા અથવા મારી અલ્પતાને ટાળવા અથવા મારા અજ્ઞાન અંધકારને વિદારવા તેઓશ્રીએ ઉપલા વિનયપૂર્ણ શબ્દો ઉચ્ચાર્યા. મને વિચાર થયો. શું એ શબ્દો મારા શબ્દોનો જવાબ છે કે મારું હૃદય પલટાવી નાખનાર આધ્યાત્મિક દ્યોતન છે? શું એ શબ્દો મારા શબ્દોમાં રહેલા અવિનયને અદૃશ્ય કરવા કરુણાનું દિવ્ય અમૃત છે? હું શેનો વિચાર કરું? મારી ભૂલનો કે તેઓશ્રીની દયામયતાનો? હું શેનું ચિંતન કરું મારી અલ્પતાનું કે તેઓશ્રીના મહાપ્રતાપનું? એ શબ્દોએ મારા જીવનપર એટલો કાબૂ જમાવ્યો કે તે દિવસથી એવી ભૂલ ભવિષ્યમાં ન કરવા મેં પ્રતિજ્ઞા કરી. હું જ્યારે જ્યારે સેવકના અને સેવ્યના સંબંધનો વિચાર કરું છું ત્યારે ત્યારે મારા પસ્તાવાનો પાર રહેતો નથી. ક્યો સેવ્ય અથવા શેઠ સેવકના આવા કઠક શબ્દો સહન કરે? ક્યો શેઠ આવા શબ્દો માટે સેવકને દંડ ન આપે? અથવા એટલાજ કઠક શબ્દોમાં તેને ઠપકો ન આપે? ખરેખર નાથપ્રભુએ તો આ પ્રસંગમાં સેવ્ય સેવકના સંબંધને ઉલટાવી નાખ્યો. સેવક સેવ્યની આજ્ઞા પાળવા બંધાયેલો છે પણ ક્યાંય કોઈ સેવ્ય સેવકની ઇચ્છાનુસાર વર્તવા તત્પર નહિ દેખાય. નાથે "હવે, એવું કોઈને નહિ કહેવાય", એ શબ્દોદ્વારા આપશ્રીના સ્વામિત્વનો ત્યાગ કર્યો અને સેવક પ્રસન્ન થાય એમ કરવા નિરધાર કર્યો. આવું સમત્વ શોધ્યું જડે તેમ નથી અને સર્વાત્મભાવની પ્રાપ્તિ વગર એ આવવું પણ અશક્ય છે. જ્યાં સર્વમાં એકજ સત્, ચિત્ ને આનંદ સ્વરૂપનું પરમાત્મદર્શન ચાલતું હોય, જ્યાં પરમાત્માજ સર્વત્ર અને સર્વકાલમાં અને સર્વમાં વિરાજેલા છે એવી ઉચ્ચતમ તત્ત્વદૃષ્ટિ હસ્તામલકવત્ બની ગઈ હોય ત્યાં શું પૂછવું? ત્યાં કયું અપમાન ચિત્તના અખંડ સમત્વને સ્પર્શી શકે? ત્યાં ક્યો વિરોધ એ અસ્ખલિત ચિત્તની શાંતિને અસર ઉપજાવી શકે? ત્યાં કયા કઠક શબ્દો ચિત્તના નિજાનંદપર અસર ઉપજાવી શકે? તિતિક્ષા કોને કહેવાય, સહનશીલતા કોને કહેવાય, ચિત્તની પ્રશાંત અવસ્થા કોને કહેવાય, મનનું અભંગ સમત્વ કોને કહેવાય-એ મને ત્યારે પ્રત્યક્ષ જાણવા મળ્યું. જાણવા મળ્યું એટલુંજ નહિ પણ એમ થયું કે સેવક થવું તો આવા સ્વામીના કે જેઓશ્રી સેવકના માનભંગ કરતાં સ્વમાનભંગ સ્વીકારવા તૈયાર છે. દાસ થવું તો આવા પ્રભુના કે જેઓશ્રીની પ્રભુતામાં સ્વામીનું અભિમાન નથી. શિષ્ય થવું તો આવા સદ્ગુરુશ્રીના કે જેઓશ્રીએ દુનિયાના માન અપમાન, લાભહાનિને, પૂજન વિરોધને સમ ગણી જીવનમાં સમાવી દીધાં છે. જેઓશ્રીએ કદી માનને મહત્ત્વ આપ્યું નથી અને અપમાનને પણ ગણ્યું નથી એવા સંતના ચરણમાં વસવા કોને રુચિ ન થાય? એ દિવસો તો ભૂતકાળના ગર્ભમાં અદૃશ્ય થઈ ચૂકયા છે. તેઓશ્રી પણ સ્થૂલદેહે આપણી વચ્ચેથી અદર્શન પામી ગયા છે, છતાં એ રાત્રિનું દૃશ્ય હજુ મને તાજું છે. મારા એ શબ્દો હું ભૂલ્યો નથી. એ સવારનું દૃશ્ય પણ એટલુંજ તાજું છે અને તેઓશ્રીના એ શબ્દો પણ હું ભૂલ્યો નથી. બધું ભૂલાશે પણ આ શબ્દો નહિ ભૂલાય. આ શબ્દો મારા જીવનનું ચિંતન બની ગયા છે. આ શબ્દો નાથના જીવનનું અમૃત બની ગયા છે. એ શબ્દો મારા હૃદયમાં ગુંજે છે અને જીવનપર્યંત ગુંજ્યા કરશે. હનુમાનજીને

જેવા સેવ્ય મળ્યા હતા એવા સેવ્ય સદ્‌ગુરુ મળી જવા માટે જીવનને અહોભાગી માનતાં નાથના પરમ મહિમાને પાર પામવા સદૈવ મથી રહ્યો છું.

(૨)

સાંજરે તેઓશ્રી ક્વચિત્ ક્વચિત્ ભીલખા-આનંદાશ્રમની ફેરસપર ટેલતા અને પાછળ પાછળ હું પણ ચાલતો આ સમય પણ નકામો ન જાય એ દૃષ્ટિએ મને નિશ્ચલદાસજીકૃત હિંદી "વિચારસાગર" નો પદ્યભાગ તેઓશ્રી મોઢે કરાવતા જતા વગર પુસ્તકે જ્ઞાન આપવાની આ રીત વેદકાળ જેટલી જૂની છે વગરગ્રંથે શિષ્ય શિક્ષિત બની જતો અને આ રીતે ક્રમપ્રમાણે નિત્ય થોડું થોડું શિખવી બધો કાવ્યભાગ મુખપાઠે કરાવી દીધો. સમયનો કેવો સદુપયોગ! શિખવવાની કેટલી સુંદર કલા! થોડા સમયમાં નિત્યના અલ્પ અભ્યાસથી પણ કેટલું મુખપાઠે થઈ શકે? "શ્રીવિચારસાગર"માં શ્રીસદ્‌ગુરુનાં લક્ષણ નીચે પ્રમાણે જણાવ્યાં છેઃ—

ચોપાઈ

"વેદઅર્થકૂં ભલે પિછાને, આતમ બ્રહ્મરૂપ ઈક જાનૈ।
ભેદ પંચકી બુદ્ધિ નસાવે, અદ્વય અમલ બ્રહ્મ દરસાવૈ॥
ભવમિથ્યા મૃગતૃષા સમાના, અનુભવ ઈમ ભાખત નહિ આના।
સો ગુરુ દે અદ્‌ભુત ઉપદેસા, છેદક સિખા ન ઉચિત કેમા"॥

જે વેદના-ઉપનિષદ્‌ના-અર્થને તથા તાત્પર્યને સારી રીતે જાણે છે, જે આત્માના અને બ્રહ્મના સ્વરૂપને એકજ અનુભવે છે અર્થાત્ જેઓ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ છે, જે શિષ્યના હૃદયમાં રહેલા પાંચ પ્રકારના વ્યાવહારિક ભેદનાં જ્ઞાનની નિવૃત્તિ કરે છે, જે અદ્વિતીય અને અવિદ્યારૂપી મેલથી રહિત બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવે છે, અને આ સંસાર ઝાંઝવાના પાણી જેવો મિથ્યા છે એમજ વારંવાર ઉપદેશ કરે છે, અન્ય કહેતા નથી, એટલે સંસારને સત્યરૂપે કહેતા નથી, જે જીવબ્રહ્મના અભેદરૂપ અને સંસારના મિથ્યાપણારૂપ આશ્ચર્યકારક બોધ આપે છે તે સદ્‌ગુરુ છે માત્ર ચોટલી કાપનારા કે વાળ ચુંટનારા અથવા જેણે પોતાના માથા પરના વાળ ચુંટાવ્યા છે તે સદ્‌ગુરુપદને યોગ્ય નથી.

દોહા

"કરત મોચ ભવગ્રાહતેં, દે અસિ નિજ ઉપદેસ।
સો દૈસિક બુધજન કહત, નહિ કૃત ગૈરિક વેસ॥"

પોતાના ઉપદેશરૂપી તલવાર આપીને સંસારરૂપી મગરના મુખમાંથી જેઓ પોતાના શિષ્યને મોકળા કરે છે તેમને જ્ઞાની પુરુષો સદ્‌ગુરુ કહે છે. માત્ર ભગવો વેષ ધારણ કરનારને સદ્‌ગુરુ કહેતા નથી.

શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ તથા સ્વશિષ્યને મુક્ત કરી શકે તેજ સદ્‌ગુરુ બની શકે, અન્ય નહિ—આ નિશ્ચલદાસજીનું કથન છે. આ પછી સદ્‌ગુરુની ભક્તિના ફલનું વર્ણન કરે છેઃ—

દોહા

"ઈશ્વરતેં ગુરુમેં અધિક, ધારૈ ભક્તિ સુજાન।
બિન ગુરુભક્તિ પ્રવીન હૂ, લહૈ ન આતમજ્ઞાન॥"

સમજુ ( વિવેકી શિષ્ય ) ઈશ્વરના કરતાં પણ સદ્‌ગુરુમાં અધિક ભક્તિ રાખે. સદ્‌ગુરુની ભક્તિ વિના વ્યાકરણ, કોશ અને કાવ્યમાં ચતુર હોય તોપણ મનુષ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત ન કરી શકે.

ચોપાઈ

"દોષ દૃષ્ટિ સ્વપને નહિ આને, હરિ હર બ્રહ્મ ગંગ રવિ જાનૈ।
ગુરુ મૂરતિકો હિયમૈ ધ્યાના, ધારૈ જો ચાહે કલ્યાના ॥"

સ્વપ્નામાં પણ પોતાના સદ્‌ગુરુમાં દોષની બુદ્ધિ ન કરે. તેમને શ્રીવિષ્ણુ, શ્રીશંકર, શ્રીબ્રહ્મા, ગંગાજી અને શ્રીસૂર્યસમાન જાણે. જો શિષ્ય પોતાના કલ્યાણને ઇચ્છે તો પોતાના હૃદયમાં શ્રીસદ્‌ગુરુની મૂર્તિનું ધ્યાન ધરે.

દોહા

"તન મન ધન બાની અરપી, જિહિં સેવત ચિત લાય।
સકલ રૂપ સો આપ હૈ, નાથ સદા સહાય ॥"

શિષ્ય જે મને શરીર, મન, ધન ને વાણી અર્પણ કરીને મન લગાડીને સેવે છે તે સર્વરૂપ—બ્રહ્મરૂપ—નાથ પોતે છે, ને તે સર્વદા સહાય કરે છે

જે શિષ્ય નાથરૂપ સદ્‌ગુરુને પોતાનું તન, મન, ધન ને વાણી અથવા જીવનસર્વસ્વ અર્પણ કરીને તેઓશ્રીની અનન્યભાવે સેવા કરે છે તે નાથની મંગલકૃપાને પામે છે, અને 'નાથ તેનાપર અનુગ્રહ કરે છે. જો જીવનમાં આવી અનન્યતા અથવા અનન્ય ભાવ આવી જાય તો શિષ્યત્વ સફલ બની જાય અને કૃતકૃત્ય થઈ જવાય

જયનાથ! જયપ્રભુ! જયનાથ

(૩)

## વચનપાલકતા અને વ્યવસ્થાપાલન

કૃપાનાથ ગોજીદડ બિરાજતા હતા ત્યાં ચુડાના રહીશ શ્રી કરશનજી જીવાભાઈ કંટ્રાક્ટરે પૂજ્યપાદ પ્રભુશ્રીને ચુડા પધારવા વિનતિ કરતાં તેમને પ્રભુશ્રીએ પોતે ત્યાં પધારવાની નિશ્ચિત તિથિ આપી. ચુડા જતાં માર્ગમાં ચુડા સ્ટેશન આવે. ગોજીદડથી ચુડા સ્ટેશનસુધી ઘોડા ઉપર પધારતાં રસ્તામાં બહુજ વરસાદ પડ્યો. શ્રી કરશનજીભાઈ વગેરે ચુડાના ના૦ ઠાકોરસાહેબની ઘોડાગાડી લઈને ચુડા સ્ટેશનસુધી સામા આવેલા, પણ વરસાદ બહુજ પડેલો તેથી આવા વરસાદમાં પ્રભુશ્રી નહિ પધારી શકે.એમ માનીને તેઓ સ્ટેશનેથી પાછા ચુડા ગામમાં ચાલ્યા ગયા, ત્યાં તો પ્રભુશ્રી વરસતે વરસાદે ચુડા સ્ટેશને પહોંચ્યા. હું સેવામાં સાથે હતો. પૂછગાછ કરતાં ઘોડાગાડી વગેરે આવેલાં, તે પાછાં ચાલ્યાં ગયાનું જાણવામાં આવ્યું, એટલે પૂજ્યપાદ કૃપાનાથને મેં વિનતિ કરી કે ભાવનગરનો મેઈલ હજુ ગયો નથી, માટે ભાવનગર તાર કરી દઈએ, અને આપણે મેઈલમાં ભાવનગર જવાનું રાખીએ. તેના ઉત્તરમાં પૂજ્યપાદશ્રીએ આજ્ઞા કરી કે:—

"એમ નહિ, કોઈ ટાંગો હોય તો જુઓ."

તપાસ કરતાં એક ટાંગો સ્ટેશનમાં મળી આવ્યો, તેથી તેમાં બિરાજી પોતે આપેલા

વચનના પાલનમાટે વરસતે વરસાદે અને ભીંજાયેલાં વસ્ત્રે કૃપાનાથ ચુડા પધાર્યા. શ્રી. કરશનજીભાઈના ઘરપાસે જ્યાં ટાંગો ઊભો રહ્યો ત્યાં પ્રભુશ્રીને નીરખી તેઓ સૌને ઘણું આશ્ચર્ય થયું, અને પોતે સ્ટેશનેથી ઉતાવળ કરી પાછા આવતા રહ્યા, તેથી બહુ પસ્તાવો કરવા લાગ્યા, પણ પ્રભુશ્રીએ ઘણીજ પ્રસન્નતા દર્શાવી તેથી સૌની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં. આનું નામ વચનપાલકતા! ધર્માચાર્ય કેટલા વચનપાલક હોવા જોઈએ તેનું તેઓશ્રીએ દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. ધર્માચાર્યનું સ્થાન નરી પુષ્પશય્યા નથી, એ છે કાંટાની પથારી–કર્તવ્યની અસિધારા—જેમાં શરીરને શ્રમના પ્રસંગો સાંપડે છે, અને મનની તિતિક્ષા કસોટીએ ચડે છે. આવું જીવનજ ધર્મોપદેશ કરી શકે છે, કેમકે ધર્મમાત્ર વાતોનોજ વિષય નથી, એ છે જીવનમાં ઓતપ્રોત કરવાની જીવંતકલા અથવા જીવનમાં જીવી બતાવવાની પ્રક્રિયા.

## (૪)

બીલખા ભાગદાર નામદાર દરબારશ્રી ભાણવાળાએ પોતાના કુમારશ્રી અમરાવાળાને પૂજ્યચરણશ્રીને પગે લગાડ્યા તે વેળા તેમણે શ્રીઆનંદાશ્રમને લગતી દક્ષિણ દિશાભણીની આશરે સાત વીઘા જમીન શ્રીપ્રભુની પાવનસેવામાં ભેટ તરીકે અર્પણ કરી હતી. તે જમીનની હદ બાંધવામાટે જ્યારે વંડીનું ચણતરકામ ચલાવવામાં આવ્યું ત્યારે તે જમીનની લગોલગ કબરસ્તાન હોવાથી અર્પણ કરેલી જમીનમાં કેટલીક જૂની કબરો આવી જતી હતી, તેથી મુસલમાનની જમાતના આગેવાન ગૃહસ્થોએ મને કહ્યું કેઃ—"આ કબરો અંદર ન દપો, પણ તેને બહાર રાખીને હદ બાંધો તો સારું." તે પરથી મેં તેમને કહ્યું કે તમે અમારા ગુરુશ્રી પાસે આવો તે ઉપરથી તેઓ કૃપાનાથની સેવામાં અરજ કરવા આવ્યાં અને કબરોની વાત નિવેદન કરી તે પરથી કૃપાનાથે જણાવ્યું કે તેમાં શું? ભલે, તેમ થશે. શું સાથે લઈ જવું છે? એમ કહી તેઓશ્રી નીચે પ્રમાણે બોલ્યાઃ—

"યહ દારા, યહ જમશેદ, યહ નૌસરવાં, યહ સિકંદર;
યહ સબ લેટ ગયે, બાંધ બાંધ કર એક એક ચદ્દર."

દારા, જમશેદ, નૌસરવાં અને સિકંદર જેવા બાદશાહો-સમ્રાટો પણ સર્વસ્વ છોડીને અહીં કબરોનીચે સૂતા છે. સાથે શું લઈ ગયા છે? તેમને શરીરે ઓઢાડેલી માત્ર એક એક ચદ્દર આ તત્ત્વજ્ઞાનની વાતો કહેનારા જગતમાં બહુ સાંપડે છે, પણ માલિકીની એક તસુ જમીન છોડ્યા પહેલાં આકાશપાતાળ એક કરશે. તેમને તત્ત્વજ્ઞાનનો શાબ્દિક ખ્યાલ છે, પણ તેમના જીવનપર મમત્વનું એવું સુદૃઢ બંધન છે કે પોતાની એક પાઈ પણ છોડી શકતા નથી અથવા એક પાઈ ત્યાગવી એ પ્રાણ ત્યાગવા જેટલી આકરી લાગે છે. બીલખાના આ સંતે જગતને ત્યાગનો અને અપરિગ્રહનો પાઠ સ્વજીવનથી શિખવ્યો છે. આનંદાશ્રમની સ્થાવર તથા જંગમ મિલકતપર તેઓશ્રીએ કદી સ્વામિત્વ-સ્વત્વ-સ્વાપણું જ નહોતું-તેઓશ્રી તેના એક આજીવન ટ્રસ્ટીજ રહ્યા હતા. જ્યાં મમત્વનો-મારાપણાનો અભાવજ હોય, જ્યાં સ્વોપાર્જિત મિલકતપર પણ સ્વામિપણાનું મમત્વ ન હોય ત્યાંજ સંતજીવનનું ખરું સ્વરૂપ પ્રકાશે છે.

એમ કહી તેમને રાજી કર્યા અને મને કબરોવાળી જમીન છોડી દઈ તેટલી વાંકી વંડી ચણી હદ બાંધવાની આજ્ઞા કરી. આવેલા ગૃહસ્થો પ્રસન્ન થયા અને ઉપકાર માની વિદાય થયા.

## (૫)

## કૃપાનાથની સહનશીલતા અને નિર્ભયતા

(અ) આમોદના કારભારી હરિલાલ નાનાભાઈના આમંત્રણથી કૃપાનાથનું એકવાર ત્યાં પધારવું થયું હતું. ગુજરાતમાં ઉનાળાની અસહ્ય ગરમી અને તેમાં વળી મકાનમાં છાપરાંપર પતરાં હતાં. એ મકાનમાં કૃપાનાથ લાંબા વખતસુધી એકધ્યાને બેસી રહેલા તેથી મસ્તક ધીરે ધીરે તપીને ઉપરની ચામડી ઊપડી આવી હતી, છતાં એકાગ્રતાને લઈને પોતાશ્રીને તેનો જરા પણ ખ્યાલ આવ્યો નહોતો, તેમ પોતાશ્રીએ કાંઈ પ્રતિકૂલતા જણાવી નહોતી. આવા પ્રસંગો તો પ્રવાસમાં ઘણીવાર બનતા, પણ પોતાશ્રી જેમ હોય તેમ ચલાવી લેતા.

(બ) બપોરના સમયે શ્રીબીલખા–આનંદાશ્રમમાં નિયમ પ્રમાણે પ્રભુશ્રી શૌચ પધાર્યા. પોતાશ્રી શૌચસ્થાન–જાજરૂ–નાં કમાડ બંધ કરવા જાય છે ત્યાં નાગણી અર્ધી લટકતી જોવામાં આવી. કમાડ હલવાથી તે છંછેડાઈ, પણ કૃપાનાથના દૃષ્ટિપાતથી તે શાંત બની ગઈ. પોતેશ્રી અંદરજ નિશ્ચલપણે ઊભા રહ્યા. હું ચાલતાં ચાલતાં શૌચસ્થાન સુધી કૃપાનાથ જોડે આવેલો એટલે હું પણ એ સમયે બરાબર ત્યાંજ ઊભો હતો. મેં ચોકીઆતને બોલાવ્યો, ને તેણે સાણસાવતી નાગણીને પકડી લીધી. આ સમયે મને પ્રભુશ્રીની પ્રભુતાનો પ્રત્યક્ષ પરિચય થયો. નાગણી જેવા ઝેરીલાં પ્રાણીની હાજરીમાં પણ મુખારવિંદપર વિહ્વલતાનું નામ નહિ, વ્યગ્રતાનું ચિહ્ન નહિ, ભયની રેખા નહિ. માણસ એવે સમયે સ્થિર ક્યાંથી રહી શકે? બોલ્યા વગર ક્યાંથી રહી શકે? સામાન્ય મનુષ્ય ભયની ચીસ પાડી ઊઠે–અથવા ઠેકડો મારી ત્યાંથી નાસી છૂટે. સર્પ અને તેમાં પણ નાગણ એટલે મૃત્યુનું પ્રત્યક્ષ સ્વરૂપ. શૌચસ્થાન પણ બહુ મોટું નહિ–ત્યાંને ત્યાં અને સામે કાળજીભી નાગણ હોય ત્યાં શાંતિથી ઊભા રહેનાર મહાપુરુષનું માનસચિત્ર દોરી જોશો અને સાથે સાથે તમારી જાતને પણ એવા ભયપ્રદ સ્થાનમાં કૃપાનાથને સ્થાને ઊભેલા કલ્પી જોજો. તમારાં એ કલ્પનાના ચિત્રમાં પણ તમારાં ગાત્રો કંપી ઊઠશે–મૃત્યુનું કારમું સ્વરૂપ તમને આંખો સામે જણાશે. ત્યાં તમારાં ભાનસાન ઠેકાણે રહી શકે ખરાં? એવો પ્રસંગ બન્યો હોય તો શા હાલહવાલ થાય તેની કલ્પના વાચકને સોંપું છું.

ગુરુદેવની એ સાગરશી પ્રશાંત મુદ્રા હજુ પણ યાદ આવે છે. બીજાને નિર્ભય બનવાનું કહેનાર એ મહાપુરુષને તદ્દન નિર્ભય જોયા. જાણે નાગણ જેવું કોઈ પ્રાણી ત્યાં છેજ નહિ એટલી નિર્લેપ એ મુખમુદ્રા. મારાં રોમાંચ ખડાં થયાં પરંતુ–નાથની નિશ્ચલતાએ મને અચંબો પમાડ્યો. નાથની એ અભયમુદ્રા નીરખી હું પણ અભયનો પાઠ શિખવા પ્રયત્ન કરું છું.

(ક) શ્રી. માણેકલાલભાઈએ નોંધેલો એક પ્રસંગ હું અહીં રજુ કરું છું:—

"એકવાર ગુરુદેવના નિજમંદિરમાં સર્પ ચડી આવ્યો તેને ગુરુદેવના આસનભણી જતો જોઈ ભય પામી, પાસે ઊભેલા એક ભાઈએ ગુરુદેવને વિનતિ કરી કે આપ કોરે ખસી જાઓ. ગુરુદેવે કહ્યું:–"એ ભય ઘણા દિવસથી કાઢી નાખ્યો છે." અહીં કહેવું જોઈએ કે ગુરુદેવ પોતેશ્રી તો સદાસર્વદા નિર્ભય હતા એમાં કાંઈ નવું કહેવાનું નથી, પણ એઓશ્રીએ તો

અન્યને અભય બનાવવાનો ધંધો આદર્યો હતો. અન્યને અભયપણું આપવાનોજ તેઓશ્રીનો અવતાર હતો."

જોયા ભક્તવર્ય માણિક્યવર્માના આ અનુભવબોલ. આ નિજમંદિરનો પ્રસંગ પણ જેવાતેવાના ગાત્ર ગાળી નાખે તેવો છે. આમાં આશ્ચર્ય એ છે કે આસનની સન્મુખ સર્પ દોડયો આવતો હોય તો ત્યાં સ્થિર બેઠા રહેવું-નિશ્ચિતપણે બેઠા રહેવું-એથી અધિક નિર્ભયતાનું શું પ્રમાણ જોઈએ?

# યોગ એટલે આધ્યાત્મિક વિજ્ઞાન

[ લેખકઃ—શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ જી. બી. વી. સી.]

( નિવૃત્ત વેટરનરિ ઇન્સ્પેક્ટર-ભાવનગર )

સન ૧૯૦૫ની સાલની વાત યાદ આવે છે કે જ્યારે મારા મુંબઈ વેટરનરિ કૉલેજના ગ્રેજ્યુએટ થવા પછી અને પ્રાતઃસ્મરણીય સદ્‌ગત પૂજ્ય મોટાભાઈ ( શ્રી. હરગોવિંદ અજરામર પંડયા )ના કુટુંબ સાથે નિકટના સંબંધથી જોડાયા બાદ મહાશિવરાત્રિના પવિત્ર ઉત્સવ પ્રસંગે મને શ્રીબીલખાના-આનંદાશ્રમમાં પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નાથશર્માનાં પ્રથમ દર્શન થયાં. તે વખતે પૂ. મોટાભાઈ અને ત્રિવેણીબા ( તેમનાં ધર્મપત્ની ) સાથે હતાં. પૂજ્યપાદશ્રીની પ્રથમ મુલાકાતમાંજ તેઓશ્રીએ મને પૂછેલ કે, હું આર્યધર્મ અને ઈશ્વરમાં માનું છું કે કેમ? મારા તરફથી હકારમાં જવાબ મળતાં સ્મિતસાથે તેઓશ્રીએ મને ગમે તે પ્રશ્ન પૂછવા પરવાનગી આપી. બપોરના ત્રણ વાગ્યાનો સમય આ માટે નિયત થયો. તે સમયે પૂજ્યપાદશ્રીનાં સાંનિધ્યમાં અને પૂજ્ય વિશ્વનાથભાઈ તથા હરગોવિંદભાઈની હાજરીમાં જે સવાલ જવાબ થયા તેનો સાર આપું છું:—

પશ્ચિમના વિજ્ઞાન અને હર્બર્ટસ્પેન્સરના જડવાદના શુષ્ક સંસ્કારથી મારું મગજ ઉન્મત્ત હોવાથી મેં શરીરવિજ્ઞાનશાસ્ત્રના પ્રશ્નો કર્યા; એટલે જેને આપણે બ્રહ્મરંધ્ર કહીએ છીએ તેની બનાવટ કેવી છે, તેમાં શું શું કામ થાય છે, અને તે યોગીઓ અને જ્ઞાનીઓ શરીરની જીવિત સ્થિતિમાં જોઈ શકે છે કે કેમ વગેરે પૂછયું. અહીં મારે કહેવું જોઈએ કે શરીરને ચીરવાની ક્રિયા (Dissection) કરતી વખતે જેને બ્રહ્મરંધ્ર કહેવાય છે (Celetial PLEXUS) તેની બનાવટ તથા કામના સંબંધમાં મેં શરીરશાસ્ત્રીઓને અનેક પ્રશ્નો પૂછેલ, પણ જવાબમાં કહેવામાં આવેલ કે જ્યાં પશ્ચિમનું સ્થૂલ વા ભૌતિક વિજ્ઞાન પૂરું થાય છે ત્યાંથી પૂર્વનું-ભારતનું-આધ્યાત્મિક વિજ્ઞાન શરુ થાય છે પશ્ચિમનું જડવિજ્ઞાન માત્ર ભૌતિક પદાર્થોના સ્વરૂપનોજ વિચાર કરી શકે છે, ત્યારે ભારતની યોગવિદ્યા સ્થૂલપદાર્થોની અંદર સૂક્ષ્મતમ સ્વરૂપમાં રહેલ ચેતનનો વિચાર પણ કરી શકી છે, એટલુંજ નહિ પણ ચિત્તને સૂક્ષ્મતમ કરીને તે પરમતત્ત્વનો અનુભવ પણ કરાવી શકે છે. વળી પશ્ચિમના વિજ્ઞાનવિશારદો જે અવલોકનો કરે છે તે શરીરને નિશ્ચેષ્ટ કરી અથવા મરણ થયા પછી મૃતદેહપર થતાં હોઈ પૂર્ણ હોઈ શકે નહિ, માટેજ મેં પૂજ્યપાદશ્રીને પ્રશ્ન કરેલ કે યોગી કે જ્ઞાની દેહની જીવિત અવસ્થામાં થતી શરીરવિજ્ઞાનની ક્રિયા જોઈ શકે છે કે કેમ?

પૂજ્યચરણ કૃપાનાથે જવાબમાં મને પોતાશ્રીની સન્મુખ બેસાડી મારું ચિત્ત શાંત

કરાવી, યોગીઓ પોતાના મનને શાંત અને સ્થિર-સમાહિત-કરી, જેવી રીતે માણસ કૂંચીવડે બલપૂર્વક કમાડ ઊઘાડે છે તેવી રીતે હઠાભ્યાસથી કુંડલિનીવડે મોક્ષનું દ્વાર જે સુષુમ્ણાનો માર્ગ તેનું ભેદન કરે છે. સર્વ દુઃખથી રહિત પરમાત્માની અભિવ્યક્તિનું સ્થાન જે બ્રહ્મરંધ્ર તેમાં સુષુમ્ણાવાટે જવાય છે તે સુષુમ્ણાના મુખ આગળ-પ્રવેશ માર્ગમાં-પોતાનુંમોઢું રાખી તેને રોકીને પરમેશ્વરી કુંડલિની શક્તિ-કંદના ઉપલયા ભાગમાં યોગીના મોક્ષને અર્થે અને મૂઢના બંધનને અર્થે સૂતી છે. યોગી આ કુંડલિનીને ચલાયમાન કરીને અવિદ્યાના અતિક્રમણવડે મુક્તિ પામે છે, અને મૂઢ માણસ આ કુંડલિનીને જાણતો નથી માટે યોગાભ્યાસના અભાવે બંધનમાં સ્થિત રહે છે. આ કુંડલિનીને જે જાણે છે ને તેને ચલાયમાન કરે છે તેને યોગવેત્તા જાણવો, કેમકે બધા યોગતંત્રમાં કુંડલિનીને જાણી તેને જગાડી તેનો સુષુમ્ણામાં પ્રવેશ કરાવવાનો હોય છે. નાભિથી બ્રહ્મરંધ્રસુધી સુષુમ્ણાનો માર્ગ છે. આ સુષુમ્ણાનાડીમાં મુખ્ય સાત ચક્રો છે. આધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને અજરામર. આ અજરામર ચક્રમાં બ્રહ્મરંધ્ર આવેલું છે.

જ્યાંસુધી યોગી શક્તિચાલનમુદ્રાના અભ્યાસથી કુંડલનીને જગાડી પ્રાણકલાને ઇન્દ્રિયોસહ ચિત્તકલાજોડે સંયુક્ત કરી સુષુમ્ણાના મુખમાં પ્રવેશ કરી ઉપર જણાવેલાં પટ્ચક્રોનું ભેદન કરી બ્રહ્મરંધ્રમાં પ્રવેશતો નથી ત્યાંસુધી તેને બ્રહ્મદર્શન-પરમાત્મદર્શન-થતું નથી. આ રીતે ગુરુદેવે મને યોગનું આધ્યાત્મિક વિજ્ઞાન સમજાવ્યું. જેને સ્થૂલશરીર કહીએ છીએ તેની અંદર સ્થૂલશરીરને ક્રિયા કરાવનાર સૂક્ષ્મશરીર છે; એ સૂક્ષ્મશરીરમાં કારણ-શરીર છે અને એ કારણશરીરમાં સૂક્ષ્મતમ સ્વરૂપે કૂટસ્થ અથવા આત્મા રહેલો છે. આ આત્મા બ્રહ્મથી અભિન્ન છે. પશ્ચિમનું ભૌતિક વિજ્ઞાન માત્ર સ્થૂલશરીરની દીવાલોની અંદરજ રમ્યા કરે છે અથવા સ્પષ્ટ કહીએ તો સ્થૂલશરીરનેજ પોતાના અવલોકનનો વિષય બનાવી શક્યું છે, ત્યારે યોગશાસ્ત્ર એવું અજાયબ આધ્યાત્મિક વિજ્ઞાન છે કે જે જીવંત સ્થૂલશરીરમાંથીજ સૂક્ષ્મશરીરને શોધી કાઢે છે, સૂક્ષ્મશરીરમાંથી કારણશરીરને શોધી કાઢે છે અને કારણશરીરમાંથી ચેતનતત્ત્વને-પરમાત્મતત્ત્વને શોધી કાઢે છે, એટલુંજ નહિ પણ અનુભવગમ્ય કરે છે.

મારા ગુરુદેવે મને યોગની આ રહસ્યમય વિદ્યાનું જ્ઞાન આપ્યું, કેમકે આપશ્રી સમર્થ યોગી હતા-જેમ ભગવાન્ સૂત્રકાર-વ્યાસભગવાન્ અને ભગવાન્ ભાષ્યકાર-આદ્ય શંકરાચાર્યજી-સમર્થ યોગીઓ હતા, તેમ મારા ગુરુશ્રી પણ યોગી હતા.

તેઓશ્રીના અનુભવસિદ્ધ યોગજીવનનો મને એક પ્રત્યક્ષ અનુભવ સાંપડ્યો છે. એક વખત હું ભીલખા-આનંદાશ્રમમાં હતો અને સાંજની કથાસમયે ગુરુદેવ શ્રવણમંદિરમાં પધારે તે પહેલાં દર્શનનો લાભ લેવા હું નિજમંદિરમાં બેઠો હતો. કથાનો સમય થતાં તેઓશ્રી ઊઠ્યા અને હું પણ સાથે નીકળ્યો. નિજમંદિરના દ્વાર આગળ ગુરુદેવ પધાર્યા ત્યાં મને એક પ્રશ્ન પૂછવા મન થયું. મેં વિનમ્રભાવે પ્રશ્ન કર્યો. પ્રભો! ત્રિકુટિધ્યાન કેમ થાય? ત્રિકુટિધ્યાનનું રહસ્ય શબ્દોમાં સમજાવવાને બદલે પોતાશ્રી જ્યાં હતા ત્યાંજ સ્થિર ઊભા અને યોગવિદ્યાને હસ્તામલકવત્ જાણનારા તેઓશ્રીએ આંખો બંધ કરી અને પ્રત્યક્ષ ત્રિકુટધ્યાન કરી બતાવ્યું. હું તો અવાક્ બની આશ્ચર્યમાં ગરકાવ બન્યો. મેં તેઓશ્રીને ત્રિકુટિધ્યાનમય બનેલા જોયા. એ દૃશ્ય મારા જીવનનું અનુપમ દૃશ્ય બન્યું છે અને બન્યું

રહેશે. એ ત્રિકુટિધ્યાનસ્થ નાથનું ધ્યાન મને વારવાર થયા કરે છે. આ સ્થૂલ સૃષ્ટિની પાછળ પણ સૂક્ષ્મ સૃષ્ટિ છે, સૂક્ષ્મતર સૃષ્ટિ છે અને સૂક્ષ્મતમ તત્ત્વ પણ છે આ બધું રહસ્ય ગુરુદેવે બતાવ્યું છે અને મને જણાવ્યું કે ધીરેધીરે અભ્યાસ, શ્રદ્ધા અને ખંતથી આ બધું પ્રાપ્ત થાય છે એમ મને વિશ્વાસ આપ્યો છે.

સન ૧૯૦૫માં મેં તેઓશ્રીની દીક્ષા લીધી ત્યારથી માંડી તેઓશ્રીનું સ્વરૂપાવસ્થાન થયું ત્યાંસુધીમાં હું તેઓશ્રીના સંપર્કમાં અનેકવાર આવ્યો છું અને મારા અધિકાર પ્રમાણે, જ્ઞાતવ્ય જાણવા પ્રયત્ન કર્યો છે અને કરું છું ગુરુદેવના જીવનમાં મને તો પૂર્વ અને પશ્ચિમનો સમન્વય થતો જણાયો છે અને સમજાયું છે કે સમગ્ર વિશ્વની ઉન્નતિનું મૂળ સનાતન વૈદિકધર્મમાં રહેલું છે.

જેમ માંગરોળમાં બન્યું હતું, જેમ લીંબુડામાં બન્યું હતું અને જેમ સુરતમાં બન્યું હતું, તેમ પોરબંદરમાં પણ બે સ્થાનમાં એકજ સમયે તેઓશ્રીનાં દર્શનનો સાધકોને અનુભવ થયો, ત્યારે મારે ગુરુદેવને આ માટે પ્રત્યક્ષ પૂછવું પડ્યું. સ્મિત કરતાં તેઓશ્રીએ જણાવ્યું કે "ઈશ્વર પણ 'એકોઽહં બહુ સ્યામ' એ સંકલ્પ કરી એકમાંથી અનેકરૂપે થઈ શકે છે કે કેમ ?" આવી સંકલ્પશક્તિ જેઓશ્રીમાં હોય એજ ઈશ્વર એમ મને ત્યારથી પૂર્ણ પ્રતીતિ થઈ છે અને મારા આ વિશ્વાસને માણિક્યચન્દ્રમાંના પ્રત્યક્ષ અનુભવે ટેકો પણ આપ્યો છે.

તેઓશ્રીની જ્ઞાનનિષ્ઠાની, યોગનિષ્ઠાની અને ઈશ્વરલીલાની પૂર્ણ પ્રતીતિ તો સૌને ત્યારે થઈ કે જ્યારે તેઓશ્રી જીવનલીલા સંકેલવાની તૈયારીમાં હતા. સં ૧૯૮૭ના પોષ સુદિ પાંચમ ને ગુરુવારે કડકડતી ઠંડીમાં કૃપાનાથનું બીલખાથી લીંબુડા પધારવું થયું-લીંબુડાથી બાંટવા, ખડખડ અને રાજકોટ આદિ સ્થળોએથી મુંબઈ અને મુંબઈથી કરાંચી. ત્યાં તેઓશ્રીનાં સ્થૂલશરીરને શરદીની અસર જણાવા લાગી, સહજ જ્વર પણ રહેતો હશે, પરિણામે અગ્નિ વિશેષ મંદ થવા લાગ્યો, છતાં નિત્યની કથા, ઉપદેશ, ભાવિકોને ત્યાં પધરામણી-એ બધુ ચાલુ હતું પત્રો લખવા લખાવવાનું કાર્ય અને પ્રુફ જોવાનું કાર્ય પણ ચાલુ હતું અતિ દઢ મનોબલ તથા આહાર ઉપર સંપૂર્ણ કાબૂ હોવાથી સઘળું વ્યવસ્થિત ચાલતું.

કરાંચીથી અમદાવાદ પધારવું થયું ત્યાં અશક્તિ વધી અમદાવાદ માણિક્યચન્દ્રમાં દર્શને ગયા હતા. પ્રભુશ્રી એ વેળા સ્નાન કરીને પૂજાના પાટલા ઉપર પધારતા હતા. દર્શન કરતાં શરીરની નબળાઈ જોઈ માણિક્યચન્દ્રમાંથી બોલાઈ જવાયું કે "પ્રભો! આવું શરીર! મારે આવો પ્રવાસ નથી જોઈતો" પ્રત્યુત્તરમાં ભગવાન્‌શ્રી બોલ્યા:—"નાહીને નિત્યકર્મ કરો: પછી વાત" શ્રી. ગોવિંદજીભાઈ અને અન્ય ભક્તમંડળે ગુરુદેવને અમદાવાદથી હવાફેર માટે ડુમસ પધરાવવાનો ખાનગી વિચાર કર્યો અને ડુમસમાં એક બંગલા માટે પત્ર લખવામાં આવ્યું. તે પત્ર કૃપાનાથને દેખાડતાં આજ્ઞા કરી કે "એ પત્ર ટપાલમાં ન નાંખશો. કપડવંજ જવાનું વચન આપ્યું છે એટલે ત્યાં જવું જોઈએ" આ પ્રમાણે અસ્વસ્થ પ્રકૃતિ હોવા છતાં અમદાવાદથી કપડવંજ પધારવું થયું. કપડવંજની અસહ્ય ગરમી કસોટી કરે એવી હતી, છતાં ગુરુદેવ ત્યાં પૂર્ણ સમભાવમાં રહેતા. કપડવંજથી ભરૂચ, સુરત, જલાલપુર, દીવા, ભાદરણ, મહેમદાવાદ, સાણંદ, જામનગર, રાજકોટ, પોરબંદર, રાણાવાવ, જામજોધપુર, જૂનાગઢ થઈ દ્વિતીય આષાઢ સુદિ ૭ મે બીલખા પહોંચવું થયું

બીલખામાં ગુરુદેવની અસ્વસ્થ પ્રકૃતિ જોવા જૂનાગઢના ચીફ મેડીકલ ઓફિસર

શ્રી. નરસિંહદાસભાઈ જોવા આવ્યા અને બોલ્યા, "મહારાજશ્રી! આપે તો કામ કરી કરીને શરીરને ઘસી નાંખ્યું છે." આ સાંભળી કૃપાનાથે સ્મિત કર્યું.

જૂનાગઢથી અનન્ય ગુરુભક્ત શ્રી. પોપટલાલભાઈ વકીલ નાથનાં દર્શને બીલખા ગયા અને નાથનાં અશક્ત શરીરને જોઈ રોઈ પડ્યા ત્યારે સ્મિત કરતાં પ્રભુ બોલ્યા, "પોપટલાલ! જાડા થવું અને પાતળા થવું એ સ્થૂલશરીરનો ધર્મ છે, માટે ચિંતા કરો નહિ"

લીંબુડાનાં ભક્તજનો નાથનું શરીર જોઈ આંસુ સારવા લાગ્યાં ત્યારે નાથ બોલ્યા, "તમે ભગવદ્ગીતા વાંચ્યાં છે કે નહિ? ત્યાં ભગવાને અર્જુનને શો ઉપદેશ આપ્યો છે? આત્માના નિત્યપણાનો, અવિનાશીપણાનો. તેનું સ્મરણ કરો."

શ્રી. કૃપાશંકરભાઈએ પૂછ્યું: "કૃપાનાથ! શરીર બહુ નબળું થયું છે." તેઓશ્રી વધ્યા: "હોય, શરીરનો એ ધર્મ છે"

શ્રી. માણિક્યવર્માએ પૂછ્યું: "કૃપાનાથ! નિદ્રા આવે છે?"

જવાબ મળ્યો: "નિદ્રા આવે ત્યાં સુધી નિદ્રા લેવાય છે, ને બાકી બ્રહ્માકારવૃત્તિ રખાય છે."

શ્રી. કેશુભાઈ ચંદારાણાની માએ પૂછ્યું: "કૃપાનાથ! કેમ છે? ઠીક છે?" જવાબ મળ્યો: "કોઈ કહે છે ઠીક છે, ને કોઈ કહે છે ઠીક નથી."

મુંબઈના પારસીભક્ત શ્રી જમશેદજીભાઈ નાથનું દર્શન કરી ઉદાસી બન્યા એટલે ગુરુદેવ મૃદુહાસ્યપૂર્વક તેમના તરફ જોઈ વધ્યા: "યહ ભી એક તમાશા હૈ."

એકવાર સારવારમાં રહેલ દાક્તરે પૂછ્યું: "આપશ્રીને શરીરમાં કોઈ ઠેકાણે દુઃખાવો થાય છે?" પોતાશ્રીએ પ્રસન્નવદને પ્રત્યુત્તરમાં કહ્યું કે "દુનિયામાં ક્યાંય દુ:ખ નથી."

પૂ. બ્ર. આત્મપ્રકાશજી પંખો નાંખવાની સેવા કરતા તેમને આજ્ઞા કરેલી કે આવશ્યક પ્રસંગે બોલાવવાની જરૂર પડે તો "યહ જગ સપના હૈ રજનીકા" એમ બોલવું.

પંચદશીનાં પ્રુફ શ્રી. કૃપાશંકરભાઈ બેથી ત્રણ વખત તપાસીને એકવાર પ્રુફ દષ્ટિપાત માટે સેવામાં રજુ કર્યું ત્યારે અસામાન્ય અનારોગ્ય સ્થિતિમાં પણ એક ભૂલ બતાવી.

આવી સ્થિતિમાં પણ નિજમંદિરમાં રાત્રિએ કોઈ ન રહેતું. નિજમંદિરની બાહર શિષ્યો હોય. રાત્રિએ જાગનાર વયોવૃદ્ધ શિષ્ય શ્રી. ભાઈશંકરભાઈએ કહેલું, "મેં કોઈ દિવસ અથવા રાત્રિમાં તેઓશ્રીના મુખમાંથી દુઃખનો અવાજ, ઉંકારો, ખેદનો નિશ્વાસ, અથવા અશાંતિનો એક પણ બોલ સાંભળ્યો નથી."

આ બધા પ્રસંગો અને કથનોનો જ્યારે નિચોડ કાઢું છું ત્યારે મન બહેર મારી જાય છે. આ માંદગીનો ક્યો પ્રકાર? જેમાં શરીર અશક્ત હોય, જ્વર હોય, મંદાગ્નિ હોય, ખાનપાન લગભગ છોડ્યાં હોય છતાં આટલી અસામાન્ય દેહશુદ્ધિ ક્યાંથી? આટલી અદ્ભુત જાગૃતિ ક્યાંથી? આટલો આત્માનંદ ક્યાંથી? એ યોગેશ્વરે બધી યોગશક્તિને સમેટીને માનવલીલા આદરી હતી, પણ તેઓશ્રીની માયાએ સર્જેલી આ દેહસ્થિતિમાં પણ સંયમ, પ્રતાપ, પ્રભુતા, ઐશ્વર્ય અછતાં રહી શકતાં નહિ.

"યહ ભી એક તમાશા હૈ" આ શબ્દોનું રહસ્ય સમજવાજેવું છે અને એ છે

અવતારલીલાનું રહસ્ય. વિઘ્ન પણ પ્રભુની લીલા છે અથવા આ માંદગી પણ એક ખેલ છે.

તેઓશ્રીની એ સમયની અખંડ આત્માકારવૃત્તિ, અખંડ બ્રહ્મધ્યાન, અખંડ સહજાવસ્થા એક વસ્તુ પ્રતિપાદન કરી જાય છે કે પોતે માનવશરીરમાં માનવ નહોતા–એ સ્વરૂપ હતું મહેશ્વરનું અથવા એકરસ સચ્ચિદાનંદઘન બ્રહ્મનું. આના સમર્થનમાં શ્રી મહારાણીદાસભાઈ ગોકુળદાસ દેસાઈના શબ્દો મૂકી હું વિરમીશ:—

"નાથ! કહેતાં પ્રફુલ્લ નયને નીરખે,
પ્રભો! કહેતાં તો પૂરા પરમેશ જો;
પરમાત્મન્! કહેતાં તો હૃદયે સંચરે,
બ્રહ્મ કહેતાં નિર્ગુણ એનો વેશ જો.
એવા સાચા સદ્‌ગુરુ અમને સાંપડ્યા,
જન જાણે માંદા પડી એ સીધાવીઆ;
અમને એની માયાની એ વાત જો,
જન જાણે આશ્રમમાં નથી વિરાજતા;
અમને તો એ દેખાયે સાક્ષાત્ જો એવા૦
જે કંઈ થોડું કહ્યું ઘણું કરી માનજો,
અમને તો નથી કવન કર્યાની ટેવ જો;
શરણ કરે કો એનું સાચા ભાવથી,
અવશ્ય એને ઉદ્ધારે એ દેવ જો. એવા૦

## પ્રાસ્તાવિક પ્રવચન

[ પ્રવચનકાર —શ્રી હીરાલાલ હરગોવિંદ પંડ્યા-એમ.એસ.સી.-(અમેરીકા)-ભાવનગર ]

ગુરુબંધુઓ અને ભગિનીઓ!

આજે આપણે પ્રભુધામ બીલખા–આનંદાશ્રમમાં એકત્ર થયા છીએ. આવતી કાલે (સં ૨૦૧૨) આષાઢી પૂનમના ગુરુપૂજનનો મંગલમહોત્સવ છે. આ આનંદાશ્રમની સ્થાપનાને આજે આશરે સાઠ વર્ષનો કાળ વહી ગયો છે. સં ૧૯૫૨ના વર્ષમાં આ આનંદાશ્રમની સ્થાપના થઈ છે, અને આ સં ૨૦૧૨નું વર્ષ ચાલે છે. આ સ્થળમાં છેલ્લાં સાઠ વર્ષ થયાં આ મહોત્સવ ઉજવાય છે કાર્તિકી પૂનમ અથવા ત્રિપુરી પૂનમનો પૂજન મહોત્સવ અને આષાઢી પૂનમ અથવા વ્યાસપૂનમનો પૂજનમહોત્સવ-આ બે મહોત્સવો આ આશ્રમમાં પ્રતિવર્ષ સમૂહરૂપે થતા અને પ્રત્યેક મહોત્સવને આગલે દહાડે એટલે ચૌદશની રાત્રિએ એકત્ર થયેલા સૌ ભાઈબહેનોને બે પ્રાસ્તાવિક શબ્દો કહેવાનો રિવાજ છે. આ પરંપરાને માન આપી મારે પણ બે શબ્દ કહેવા એવું નક્કી થયું હોવાથી યથામતિ યથાશક્તિ મારું નમ્ર નિવેદન કરું છું —

આપણા સમર્થ ગુરુદેવ સાક્ષાત્ બિરાજતા ત્યાંસુધી એટલે બરાબર સં. ૧૯૫૨ના વર્ષથી સં. ૧૯૮૭ના વર્ષસુધી આ બંને મહોત્સવો અને આશ્વિન સુદિ ચોથનો જયંતી

મહોત્સવ તેઓશ્રીનું સાક્ષાત્ પૂજન કરીને ઊજવાતા. તેઓશ્રીના સ્વરૂપાવસ્થાન પછી અત્યાર સુધી તેઓશ્રીનું પરોક્ષ પૂજન કરી ઉત્સવ ઊજવીએ છીએ મને જણાવતાં આનંદ થાય છે કે નાથના સાંનિધ્યમાં જે ઉત્સાહથી શિષ્યસમૂહ આ સ્થાનમાં આવતો એટલાજ ઉત્સાહથી અત્યારે પણ અહીં આવે છે અને સદ્‌ગુરુદેવના પૂજનમહોત્સવનો એટલાજ આનંદથી લાભ લે છે. આપણા નાથનું આ માહાત્મ્ય શું ઓછું ગણાય? આપણા પ્રભુનો મહિમા શું ઓછો મનાય? આમ શા માટે બને છે એ પ્રશ્ન છે.

મારું તો સ્પષ્ટ માનવું છે અને તે માનવું અનુમાન પરથી નથી, પણ મારા અંગત અનુભવ પરથી છે–ગુરુદેવના સમાગમમાં આવી મારા સદ્‌ગત પિતાશ્રી હરગોવિંદ અજરામર પંડ્યા તેઓશ્રીના દીક્ષિત શિષ્ય બન્યા હતા અને તેમનાજ જીવનસમયમાં હું પણ ગુરુદેવની દીક્ષા લઈ શિષ્ય બન્યો હતો. ગુરુદેવના જીવનસમયમાં ભાવનગરથી મારા મુરબ્બી પિતાશ્રી જોડે આ પૂજન મહોત્સવમાં આવતો અને નાથપૂજનનો સાક્ષાત્ લાભ લેતો. એ પછી વર્ષો જવા લાગ્યાં અને નાથપ્રભુ આપણને છોડી સ્થૂલદેહે અદર્શન પામ્યા.

મને કહેતાં ખેદ થાય છે કે જ્યારે પ્રભુરૂપ નાથ સાક્ષાત્ આ ભૂમિમાં બિરાજતા હતા ત્યારે હું વ્યવહારમાં જકડાયો હતો અને જ્યારે હું વ્યવહારમાંથી મુક્ત થઈ નિવૃત્તિ મેળવવા સુભાગી થયો ત્યારે નાથ સ્વધામ સંચરી ગયા. આ મારા ભાગ્યની બલિહારી છે. ગુરુદેવના સ્વરૂપાવસ્થાન પછી તેઓશ્રીના કૃપાપાત્ર થયેલા અન્ય શિષ્યોના પરિચયમાં હું ખૂબ આવ્યો અને કૃપાનાથનું માહાત્મ્ય ખૂબ ખૂબ જાણ્યું અને પછી સમજવા લાગ્યો કે આપણા ગુરુદેવ લૌકિક દૃષ્ટિએ આપણી વચ્ચેથી ગયેલા પ્રતીત થતા છતાં અલૌકિક રીતે આપણી વચ્ચેજ આ આનંદાશ્રમમાં બિરાજી રહ્યા છે. મારા વડીલ ગુરુબંધુઓના આ અનુભવને હું માન્ય કરવા લાગ્યો અને મને આજે એ જણાવતાં હર્ષ થાય છે કે તેમનો એ અનુભવ સત્ય હતો. મને પણ નાથના આ અલૌકિક સામીપ્યનો સાક્ષાત્ અનુભવ લેવાનું મન થયું અને મારે અહીં સ્પષ્ટ એકરાર કરવો પડે છે કે મને પણ એ અનુભવ થોડો થોડો થવા લાગ્યો છે, અને હવે મને પૂર્ણ પ્રતીતિ થઈ ગઈ છે કે આપણા ગુરુદેવ વ્યાપક સ્વરૂપે કહો કે અક્ષરદેહે કહો– અહીં સાક્ષાત્ બિરાજે છે અને પ્રત્યેક શ્રદ્ધાળુ ગુરુભક્તને અથવા શિષ્યને આપશ્રીના સાંનિધ્યનો લાભ આપે છે. આ મારો પ્રત્યક્ષ વિશ્વાસ છે અને જે સુભાગી શિષ્ય આ અનુભવ કરવા પ્રયત્ન કરશે અથવા મથન કરશે તેને તેવો અનુભવ કરાવવા ગુરુદેવ કૃપા કરશે.

ગુરુદેવનો મહિમા કહેવા જ્યારે શાસ્ત્રો પણ અશક્ત છે ત્યારે મારા જેવો તો એ મહિમાનું કેટલું કથન કરી શકે? શાસ્ત્રો છેવટે એટલુંજ કહે છે કેગુરુ એજ વિષ્ણુ છે, ગુરુ એજ શિવ છે, ગુરુ એજ બ્રહ્મા છે–ટૂંકમાં ગુરુ એ બધું છે. ગુરુનો વાચ્યાર્થ આ છે કે ગુ એટલે અંધકાર અને રુ એટલે નાશ કરનાર–અંતરના અજ્ઞાનરૂપ અંધકારને નિવારનાર એટલે ગુરુ. આવું બિરુદ ધરાવનાર આપણા ગુરુદેવ હતા. તેઓશ્રીના જીવનકાર્ય પર મારી નજર જાય છે ત્યારે તો હું મુગ્ધ થાઉં છું. તેઓશ્રીરચિત નાનામોટા એકસો ઉપર ગ્રંથો છે. આ ગ્રંથોનું માહાત્મ્ય શું કહી શકાય? મારી સમજ પ્રમાણે તો હું ભાર દઈને એમ કહી શકું કે જેમ બાલકને એકડે એકથી શિક્ષણ બાલશાળામાં અપાય. એ પછી ગુજરાતી સાત ચોપડીનું શિક્ષણ તેને પ્રાથમિક શાળામાં આપી શકાય. તે પછી અંગ્રેજી ત્રણ ધોરણનું શિક્ષણ મિડલ-સ્કૂલમાં અપાય. જેમ અંગ્રેજી ચોથા ધોરણથી મેટ્રિક અથવા અત્યારની

એસ એસ સી અથવા સાદી ભાષામાં અંગ્રેજી સાત ધોરણનું જ્ઞાન વિદ્યાલય-અથવા-હાઈસ્કૂલમાં આપી શકાય અને કોલેજ અથવા મહાવિદ્યાલયમાં બી એ, એમ. એ, પી. એચ. ડી અને ડાકટર ઓફ લિટરેચર અથવા ડાકટર ઓફ ફિલોસોફી એટલે સાહિત્યવિષયક અથવા તત્ત્વજ્ઞાનવિષયક છેવટમાં છેવટની પદવી આપી શકાય છે તેમ આપણા પૂજ્ય ગુરુદેવ રચિત સમસ્ત ગ્રંથોમાં ધર્મના અથવા તત્ત્વજ્ઞાનના પ્રથમ આંકથી માંડી પ્રભુદર્શન અથવા આત્મદર્શન સુધીના અનુભવજ્ઞાનના સમસ્ત શાધનોનું દર્શન થાય છે. જેમ સામાન્ય વિદ્યાર્થી ભિન્ન ભિન્ન શાળામાં એકડે એકથી ભણતો ભણતો ડાકટરની એટલે એ વિષયના નિષ્ણાતની પદવી મેળવી શકે છે તેમ નાથના સમસ્ત ગ્રંથોમાં પ્રવેશ કરનાર ધર્મજિજ્ઞાસુ ધર્મના પ્રથમ આંકથી માંડી ભગવાન્ યાજ્ઞવલ્કયે ધર્મની જે વ્યાખ્યા કરી છે "અય તુ પરમો ધર્મો યદ્યોગેન આત્મદર્શનમ્" આ ધર્મની અંતિમ સ્થિતિ છે કે જ્યારે ધર્મજિજ્ઞાસુ યોગદ્વારા આત્મદર્શન કરે છે ત્યાંસુધી પહોંચી શકે છે. ભક્તિમાં પ્રવેશ કરનાર જિજ્ઞાસુ નવધા ભક્તિમાંની કોઈ એક ભક્તિમાં પ્રવેશ કરી નવધાભક્તિના પરિણામરૂપ અનન્ય ભક્તિ અથવા પરાભક્તિને પામી શકે છે. યોગમાં પ્રવેશ કરનાર સાધકયોગી યોગના પ્રારંભિક સોપાન યમથી માંડી નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ સુધીના અષ્ટાંગયોગની પૂર્ણાહુતિએ પહોંચી શકે છે અને વિચારપ્રધાન વ્યક્તિ જ્ઞાનમાર્ગમાં પ્રવેશવા ઇચ્છા કરે તો વેદાંતનું શ્રવણ શરુ કરી, વેદાંતનું મનન કરવા પ્રેરાય છે અને વેદાંતના મનનનો પરિપાક કરી વેદાંતના નિદિધ્યાસનમાં પ્રેરાય છે અને નિદિધ્યાસનનો પરિપાક થતાં બ્રહ્મથી અભિન્ન આત્માનું દર્શન થાય છે. કૃપાનાથના આ સમસ્ત ગ્રંથોનું આ માહાત્મ્ય છે, આ મહિમા છે. આ ગ્રંથો એવા છે કે કોઈ પણ માનવ એ વાંચી શકે છે, વિચારી શકે છે, અને પોતાને રુચતું શુભ અથવા કલ્યાણપ્રદ તેમાંથી મેળવી શકે છે. એ ગ્રંથોમાં નીતિનું શિક્ષણ છે, સદાચારનું શિક્ષણ છે, સભ્યતાનું શિક્ષણ છે, માનવતાનું શિક્ષણ છે, વિશ્વબંધુત્વનું શિક્ષણ છે. માણસને કેમ સાચા માનવ બનવું તેનું શિક્ષણ છે. માનવને માનવમાંથી દેવ કેમ બનવું તેનું શિક્ષણ, દેવમાંથી ઈશ્વરત્વની સિદ્ધિનું શિક્ષણ પણ છે. આ ગ્રંથોમાં ભિન્ન ભિન્ન ધંધાદારીઓએ પોતાનો ધંધો કેમ ચલાવવો તેનું વ્યાવહારિક અને એવા શુદ્ધ વ્યવહારદ્વારા પરમાર્થનું પણ શિક્ષણ છે.

બંધુઓ! અધિક તો શું કહું? એટલુંજ વિશ્વાસપૂર્વક જણાવું છું કે મને તો મહાભારતમાં મળતો એકલવ્યનો દાખલો બહુ પ્રિય જણાય છે. ગુરુ દ્રોણાચાર્યે જ્યારે શસ્ત્રઅસ્ત્રવિદ્યા શિખવવાની તેને ના પાડી ત્યારે એકલવ્યે શું કર્યું? તેણે ગુરુબુદ્ધિ ન ગુમાવી-ગુરુમાં શ્રદ્ધા ન ગુમાવી-તે અરણ્યના એકાંતમાં ગયો-ત્યાં માટીમાંથી ગુરુદ્રોણની નાની મૂર્તિ-પ્રતિમા બનાવી તેની સન્મુખ આસન જમાવ્યું શ્રદ્ધા, નિષ્ઠા અને વિશ્વાસ શું નથી કરી શકતાં? દ્રોણગુરુ સાક્ષાત્ શિખવતા હોય એટલીજ અને એ પ્રમાણે અદ્ભુત શસ્ત્રઅસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી લીધી. અહીં પણ તમો ગુરુદેવના સ્થાનમાં આવો ત્યારે ગુરુદેવનાં પ્રતિમાજી સમક્ષ, અથવા શ્રવણમંદિરમાં ગુરુદેવનાં સિંહાસન સમક્ષ અથવા નિજમંદિરમાં નાથશ્રીનાં છબીજી સમક્ષ બેસી એ ગ્રંથના અઘરા ભાગનું શ્રદ્ધાથી પઠનપાઠન કરો અને હું મારો જાતઅનુભવ આપું છું કે નાથ તમને અવશ્ય પ્રેરણા આપશે-તમને બુદ્ધિ આપશે, તમને વિચાર સામર્થ્ય આપશે અને એ વિષય સમજવાનું બલ આપશે. તમે આ રીતે તમારા સ્વાધ્યાયમાં પ્રગતિ કરવા ઇચ્છતા હો અને તમારે ઘેર હો ત્યાં પણ નાથ-

પ્રભુનાં છબીજી સમક્ષ બેસી તેઓશ્રી એ છબીજીમાં સાક્ષાત્ બિરાજે છે એ સુદૃઢ ભાવનાપૂર્વક બેસજો અને પછી જોજો કે નાથ તમને કેટલું સુભગ, કેટલું વિશદ, કેટલું સુસ્પષ્ટ માર્ગદર્શન આપે છે.

બંધુઓ ! આ પ્રદેશ શ્રદ્ધાનો છે, નિષ્ઠાનો છે, વિશ્વાસનો છે. નાથે એક જિજ્ઞાસુ શિષ્યને કહેલું-"એ વૃદ્ધાને નહિ છોડશો-એટલે શ્રદ્ધારૂપી એ વૃદ્ધાને નહિ છોડશો." આ શ્રદ્ધાનો પ્રદેશ બુદ્ધિના પ્રદેશથી પર છે બુદ્ધિ અલ્પ છે, પરિચ્છિન્ન છે, મર્યાદિત છે અને શ્રદ્ધાનો પ્રદેશ અગમ્ય છે, અચિંત્ય છે, અપરિચ્છિન્ન છે જે ગમે તે કરજો બુદ્ધિના પરિચ્છિન્ન દેશમાં રહેવું હોય તો ત્યાં રહેજો અને નાથે દેખાડેલી શ્રદ્ધાના અગમ્ય પ્રદેશમાં જવું હોય તો ત્યાં જજો.

બંધુઓ ! અધિક શું કહું ? કહેતા રહેવાતું નથી, છતાં કેટલું કહી શકું ? તમારા શ્રદ્ધાબલને ન ખૂટવા દેતા, તમારી ગુરુભક્તિને ન ઓસરવા દેતા, તમારી નિષ્ઠામાં કચાશ ન રાખજો. અને પછી જોજો કે નાથ પ્રત્યક્ષ છે કે પરોક્ષ, નાથ ગયા છે કે વિદ્યમાન છે. મારા આ અનુભવને તમારો કરજો અને કર્યા પછી માનજો કે જે હું કહું-છું તે કેટલું સાચું છે. મેં તો મારા અનુભવનું દર્શન કરાવ્યું. જો એ મારું દર્શન તમને પણ એ દિશામાં દોરી શકે તમારા જીવનને એ માર્ગે પ્રેરણા આપી શકે, તમને એ માર્ગના સાચા પ્રવાસી બનાવી શકે, તો મારા આ વક્તવ્યને હું સાર્થક માનીશ. જયનાથ, જયપ્રભુ જયનાથ.

---

# નાથસંહિતા

[ લેખકઃ—શ્રી. ધર્મસુખરાય જયશંકર વસાવડા બી. એ, એલ. એલ બી.–માંગરોળ ]

વિક્રમ સંવત્ ૧૯૬૨ની આષાઢી પૂનમ મારી જન્મતિથિ છે. મારા મોસાળના ગામ ખીજડીએથી બીલખા-આનંદાશ્રમમાં ગુરુપૂજનપર ગયેલા મારા પિતાશ્રીપર તાર ગયો: "તમારે ત્યાં પુત્ર આવ્યો છે" આ તાર લઈ મારા પિતા નાથપ્રભુ સમક્ષ નિજમંદિરમાં ગયા અને તાર સેવામાં મૂક્યો. નાથે તાર વાંચી મારું નામ "ધર્મસુખરાય" પાડ્યું અને ત્યારથી અધર્મમાંથી દૂર રાખવા નાથ કૃપા કર્યા કરે છે

કૃપાલુશ્રી બીલખાથી માંગરોળ પધારેલા તેનું જૂનામાં જૂનું સ્મરણ મારી ઉમ્મર આશરે આઠ વર્ષની હશે ત્યારનું મને બરાબર સ્પષ્ટ છે. એ ઉમ્મરે બીજું તો શું સમજું, પણ નાથના જીવનની દિવ્યતાની પાકી છાપ મારા ચિત્તપર પડી હતી. આ મારા સુસંસ્કારને પુષ્ટ કરવા મને બીજો પ્રસંગ સાંપડ્યો હતો. ત્યારે મારું વય આશરે બાર વર્ષનું હશે. મારા સદ્ગત પૂજ્ય પિતાશ્રી આષાઢી અથવા કાર્તિકીના ગુરુપૂજન મહોત્સવ પર મને પ્રભુધામ બીલખા તેડી લાવેલા. પૂર્ણિમાના ગુરુપૂજન પ્રસંગે આનંદાશ્રમના સભાસ્થાનમાં મારા પિતાશ્રી જોડે ગયો હતો ત્યાં સિંહાસનપર દક્ષિણભણી મુખ કરી સદ્ગુરુદેવ બિરાજેલા હતા; મહાપૂજન પૂરું થતાં શિષ્યોએ ક્રમવાર પૂજન શરુ કર્યું સંસ્કૃત, હિંદી અથવા ગુજરાતીમાં પ્રેમની મંજુલભાષામાં મધુર કંઠે ગુરુસ્તવન બોલાતાં હોય—આખું સભાસ્થાન ભાવિક સ્ત્રી પુરુષોથી ભરચક ભર્યું હોય છતાં ટાંચણીનો અવાજ પણ સંભળાય એટલી પ્રખર શાંતિ ત્યાં જામી હોય ગુરુદેવનું સાક્ષાત્ પૂજન કરવાનો મારો વારો આવ્યો. પિતાશ્રીએ નાથના ભાલ પૂજનની મને તક આપી. મેં ચંદન લઈ નાથના ભાલમાં ચર્ચ્યું ત્યાં મને શો

અનુભવ થયો? જાણે બરફની શીતલતાનો મને સ્પર્શ કેમ થતો હોય! ના, ના-એમ પણ નહિ બરફની શીતલતામાં નરી જડતા હોય આ શીતલતામાં જીવંત સ્ફૂર્તિ હતી. પ્રાણપોષક ચેતના હતી, શરીરનાં રોમેરોમમાં પ્રસરી જાય એવી વિદ્યુત્વેગી શાંતિ હતી. બાલ્યકાલમાં કરેલું એ ભાલપૂજન અને ગઈકાલના પૂજન જેવુંજ તાજું છે ભાલના સ્પર્શથી સાંપડેલી શાંતિનું સ્મરણ પણ એટલુંજ તાજું છે જીવનનો એ સુભગ પ્રસંગ મારા ચિત્તપર સત્તા જમાવી બેઠો છે અને મને ક્વચિત્ ક્વચિત્ એ સભાગૃહમાં સિંહાસનારૂઢ નાથની મંગલ મૂર્તિના પણ દર્શન કરાવ્યા કરે છે. આ સંસ્મરણ મારા સમસ્ત જીવનમાં એટલું વણાઈ ગયું છે કે તેની સ્મૃતિ જીવનભર નહિ ભૂલાય

હું ઈન્ટર આર્ટસનો અભ્યાસ કરતો હતો ત્યારે એટલે કે ઇ સ. ૧૯૨૬ની સાલમાં પૂજ્યપાદશ્રીનું માંગરોળમાં સદ્ગત વસંતરાયભાઈને ત્યાં પધારવું થયું હતું તેમના પુત્ર ઈન્દુભાઈનો લગ્નપ્રસંગ હતો. તેમના મકાનના ઉપલા ભાગમાં ગુરુદેવની પધરામણી કરવામાં આવી હતી. લગ્નપ્રસંગ એટલે નીચલા ભાગની ધમાલનું તો શું પૂછવુંજ હોય? ઘોંઘાટનો પાર નહિ. શરણાઈ અને ઢોલનો અવાજ ચાલ્યા કરતો હોય-લગ્નગીતોની રમઝટ ચાલ્યા કરતી હોય–નિર્દોષ બાલકોના કાનફોડ એવા કલકલાટ સંભળાતા હોય-દિવસ અને રાત ધમાલ ધમાલ ને ધમાલ હોય લગ્નની આવી વ્યાવહારિક અશાંતિ વચ્ચે પણ નાથની શાંતિ એવીજ અવિચ્છિન્ન અને અચલ રહી શકતી એ પ્રશ્નનો હું ગંભીરપણે વિચાર કર્યા કરતો. જલના તોફાની તરંગો વચ્ચે પણ કમલ અલિપ્ત રહી શકે છે, અનેક ઝંઝાવાતો વચ્ચે પણ સૂર્યપ્રકાશ અવિચ્છિન્ન રહી શકે છે તેમ નાથનું પ્રભુત્વ આવી ઘનઘોર અશાંતિના વાદળો વચ્ચે પણ નિર્લેપ રહી શકતું.

સાંજરે નિયત સમયે કથાશ્રવણનો સમય થાય, એટલે શ્રોતાઓ આગળથી સભા મંડપમાં ગોઠવાઇ જાય અને હું પણ તે પ્રમાણે બેસી જાઉં. ઘડિયાલનો મિનિટ કાંટો શ્રવણમાં નિયત સમયની ઘડિયાલમાં ઈશારત કરે ત્યાં પાદુકાજીનો કનૈયાની બંસરી સમો કર્ણપ્રિય મધુર નાદ કાને પડે સૌ શ્રોતાઓ સભામાં ઊભા થઈ જાય અને નાથપ્રભુ સિંહાસન-ત્યાં ગોઠવેલા આસન પર બિરાજી જાય કથાના પ્રારંભનું મંગલાચરણ શરુ થાય જેમણે જેમણે કૃપાનાથની કથા સાંભળી છે તેમને તેમને તેઓશ્રીની ભવ્યવાણીમાં શોભતાં એ મંગલાચરણનું સ્મરણ હશે. સાત્વિક વાણીવડે ઉચ્ચારાતા એ શબ્દોમાં એવો સાત્વિક કંપ થાય કે શબ્દોમાં એ આવી ન શકે એમાં એવો ક્રમબદ્ધ આરોહ અને અવરોહ થાય કે સામાન્ય આનવી તેને ન અનુસરી શકે એ શબ્દોમાં એવું શાંતિમય સ્પંદન ગુંજતું કે જે પરાવાણીની ઓળખ કરાવી શકે. એ મંગલાચરણ એટલે માંગલ્યની છાયા શ્રોતાઓનાં ચિત્ત કથાનાં શ્રવણમાટે તાજાં બની જાય. ત્યાં તેઓશ્રી બિરાજે એટલે સભાસ્થાનનું આખું સ્વરૂપ પલટી જાય જેમ પૂર્વ દિશામાં પ્રભુ સૂર્ય પધારે અને ઉષાનું અજવાળું જગત આખાને રંગી નાખે તેમ નાથ સિંહાસને પધારે અને શાંતિદેવી એ સ્થાનમાં સાથિયા પૂરવા લાગે તેઓશ્રીના સાંનિધ્યનો એવો અજબ પ્રભાવ કે બધું અમંગલ ઓસરી જાય, બધું અશાંત વિરામ પામે, બધું ક્ષોભમય આથમી જાય ખીલેલાં પુષ્પની સૌરભ વાયુમાં વ્યાપી જાય એમ સંતતાની સૌરભ પ્રકાશ કરી મૂકે. નહિતર આસુરી સંપત્તિની અધમતાથી કેમ, માનવહૃદય પોતાની મસ્તી મૂકી દઇને કેમ બની જાય? નહિતર શેતાનને

એવી મનની મેલી રમતો કેમ ઠંડીગાર બની જાય? નહિતર શરીરનું એ ચાપલ્ય, વાણીની એ મજાક, ઇન્દ્રિયોનું એ તોફાન અને મનનો એ ઉન્માદ આમ આટલી ત્વરાથી ક્યાં ચાલ્યાં જાય? આને પ્રતાપ કહેવો, પ્રભાવ કહેવો, અવતારી મહાપુરુષની અગોચર શક્તિ કહેવી કે સાધુજીવનની મઘમઘતી પ્રભા કહેવી-જે કહેવું હોય તે કહી શકાય. સાચી રીતે એનું માપ શબ્દોમાં આવી શકે એમ નથી. મને માત્ર એટલું સ્મરણ છે કે કોઈ દિવ્યતાનો પ્રકાશ વીજળી વેગે હૃદયમાં પ્રવેશ કરી શાંતિનું સ્થાપન કરી જતો. એ શાંતિ કેવી રીતે આવતી, ક્યાંથી પ્રકટતી અને કેમ પ્રસરતી એ ન જાણી શકાય. સન્મુખ કોઈ શાંતિના દેવ બિરાજતા હોય અથવા સન્મુખ શાંતિનો સાગર ઘુઘવતો હોય અથવા કોઈ અવતારી સંત મુક્તહસ્તે શાંતિ વેરતા હોય એવું અનુભવાય શ્રવણ ચાલતું હોય, શબ્દો સરતા હોય, વાણી વિરામ પામ્યા વગર પ્રવાસ કરતી હોય-વાણીમાં દેવી સરસ્વતી બોલતાં હોય અથવા વાચસ્પતિની એ વાણી હોય ક્યાંય ક્ષતિ નહિ, ક્યાંય સ્વરભંગ નહિ, ક્યાંય શબ્દદોષ નહિ એકધારો અને અખંડ એ શબ્દપ્રવાહ. એમાં મિઠાશ પણ ખરી અને એ પણ અમૃતને આંટે એવી. એમાં સૌરભે ખરું પણ પારિજાતકને ભૂલાવે એવું જેમ ફણીશ્વર મોરલીના નાદે ડોલે એમ શ્રોતાઓ એ શબ્દમાધુર્યમાં એકરસ બની જાય. આ કલ્પના નથી. વ્યક્તિ જીવનના સ્પષ્ટ અનુભવનું પ્રામાણિક બ્યાન છે. બુદ્ધિવાદની કસોટીએ કાઢેલો આ કસ છે પશ્ચિમની વિદ્યા ભણેલાની કસોટીએ ચઢેલું આ તથ્ય છે. સાચું જીવન આનું નામ કે જેમાં અવિચલ સત્ત્વમયતા ભરી હોય-સાચું જીવન આનું નામ કે જે બીજાને પણ સત્ત્વમય બનાવી મૂકે. કથા ચાલતી હોય, અનેક દૃષ્ટાંતોવડે એને પુષ્ટિ મળતી હોય-સંસ્કૃત-હિંદી-ઉર્દૂ-જૂની ગુજરાતી અને કચ્છી કાવ્ય ખંડોવડે તેને સમર્થન મળતું હોય-કથાનો રંગ જામ્યો હોય પણ દોરીપર નાચનાર નટ નિશાન ન ચૂકે તેમ માયાને વશ વર્તાવનાર આ માયાપતિ કોઈ ધર્મ કે સંપ્રદાયનું ખંડન ન કરે, કોઈ વાદની નિંદા ન કરે એ વાણીમાં ક્યાંય અદ્‌ભુત જ્ઞાનનું અભિમાન ન દેખાય-એ વાણીમાં કોઈ માનવપ્રતિ કટુતાનો એક પણ શબ્દ ન બોલાય-એ વાણીમાં કોઈના માનભંગની કશી ગાથા ન ગવાય. આનું નામ વાણી, આનું નામ યોગનું સમત્વ, આનું નામ અવતારલીલાનું રહસ્ય

શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ ભગવાન્ કૃષ્ણચંદ્રજીના જીવનની મધુરતા ગાવામાટે જેમ "મધુરાષ્ટક" રચ્યું હતું તેમ નાથના જીવનમાંથી સ્રવતી આનંદમયી મધુરતા ગાવામાટે એવું "મધુરાષ્ટક" રચી શકાય અને એવાજ ભાવમાં બોલી શકાય:—

"અધરં મધુરં વદનં મધુરં, નયનં મધુરં હસિતં મધુરમ્।
હૃદયં મધુરં ગમનં મધુરં, મધુરાધિપતે રખિલં મધુરમ્॥
વચનં મધુરં ચરિતં મધુરં, વસનં મધુરં વલિતં મધુરમ્।
ચલિતં મધુરં ભ્રમિતં મધુરં, મધુરાધિપતે રખિલં મધુરમ્॥"

મધુરતાજ જ્યાં જીવન હોય ત્યાં શું મધુર ન હોય? જ્યાં પ્રકાશજ જીવન હોય ત્યાં શું ઉજ્જવળ ન હોય? જ્યાં આનંદજ જીવન હોય ત્યાં શી કચાશ હોય? તેઓશ્રીનું જીવન એટલે જીવન. જેમ રામરાવણનું યુદ્ધ એટલે રામરાવણનું યુદ્ધ. જ્યાં અદ્વિતીયપણું હોય ત્યાં મધુરતા ક્યાંથી ગાઈ શકાય? વાણી વિરામ પામી જાય એવું અદ્‌ભુત એ સ્વરૂપ-શબ્દો જ્યાં નતમસ્તક બની જાય એવી એ અગમ્યતા. છતાં મનમાં સમાય જાય એવી એ

મંગલમૂર્તિ-છતાં ન વિસરાય એવી એ સાધુતા-છતાં જ્યાં ફેના થવા જન્મો લેવાની રુચિ થાય એવું એ પરમ માંગલ્ય. એને વંદના થાય, એને નીરખવા આંખો ઝંખે, એને સંભારવા ચિત્ત તલસે.

વસંતરાયભાઈને ત્યાંથી ત્રણચાર દહાડા પછી ગુરુદેવના બીજા શિષ્ય વણિક શેઠ પ્રાણલાલભાઈને ત્યાં પધારવાનો સમય આવ્યો. બે ઘોડાની ગાડીમાં તેઓશ્રી બિરાજ્યા. લગ્નમહોત્સવમાં ગાંડું બનેલું આખું ઘર આનંદહીન બનવા લાગ્યું. પ્રભુના વિરહનું દુઃખ આવું છે. ત્યારે બધું વ્યાવહારિક વિસારે પડી જાય-ચિત્તનો બધો આનંદ કરમાઈ જાય. નાથને વળાવવા સૌ બહાર નીકળ્યાં. હું પણ તેમાંનો એક હતો. પ્રભુ ગાડીમાં બિરાજ્યા અને વસમી વિદાયની છબી પાડવા મારી આંખોએ તૈયારી કરી. મારે આજે એકરાર કરવો પડે છે કે મારા હૃદયની ખિન્નતા ટાળવા વલ્લભાચાર્યજીએ ગાયેલા મધુરાષ્ટકની મધુરમૂર્તિનાં મને નાથના સ્વરૂપમાં સ્પષ્ટ દર્શન થયાં. કયા પુણ્યનો એ પ્રતાપ હશે કે પ્રિય સારથિ દારુક જે ઘનશ્યામ સ્વરૂપની સદા ઝાંખી કરતા અને સખાભક્ત અર્જુન કૃષ્ણચંદ્રના જે સ્વરૂપનાં સદૈવ પ્રેમભરી આંખે દર્શન કરતા એ સ્વરૂપનાં નાથે મને દર્શન કરાવ્યાં એ મોરમુકુટધારી કૃષ્ણ અહીં કયાંથી પ્રકટયા? આનું નામજ અવતારલીલા અને એટલેજ એક અનન્ય ભક્તે નાથનું સ્તવન કરતાં આમ ગાયું હતું:—

"બ્રહ્મા રે તું છો, વિષ્ણુ રે તું છો, તું છો શિવ અવિનાશી,
આદિ અંત વગરનો તું છો, તું છો આનંદકારી.
કુંવરબાઈનાં મામેરાં પૂર્યાં, તે દી પણ તમે હતા;
મીરાંબાઈનાં ઝેરજ પીધાં, તે દી પણ તમે હતા."

આમ તો ઘણીવાર માંગરોળ પધારવું થતું ત્યારે તેઓશ્રીનાં દર્શનનો લાભ મને મળ્યા કરતો, પણ સ્વતંત્રજીવનના પ્રારંભકાળમાં મને મારા એક સ્નેહી જોડે બીલખા-આનંદાશ્રમમાં જઈ તેઓશ્રીનાં દર્શન કરવાની અભિરુચિ પ્રકટી, પણ ત્યાં તો સાંભળ્યું કે તેઓશ્રીનું સ્વરૂપાવસ્થાન થયું છે.

આ પછી મારા જીવનમાં ઓટ આવવા લાગી. નાથનું સ્થૂલ શરીર અદર્શન પામતાં માંગરોળને સત્સંગનો લાભ મળતો અટકયો અને સાક્ષાત્ દર્શનનો લાભ મળતો મારા માટે પણ બંધ થયો. માણસ પરિસ્થિતિ અને આસપાસના સંયોગોને અધીન પ્રાણી છે. સત્સંગવિહીન બનતાં માણસ રજોગુણ તમોગુણની પકડમાં વધારે જકડાતો જાય છે. તેનો પ્રાસ-વ્યવહાર અને તેનું સંસારપ્રવણ જીવન પણ તેને પ્રકૃતિનાં એ બંધનમાં વધારે જકડતું જાય છે. આ માટેજ શાસ્ત્રોમાં સત્સંગનો મહિમા ખૂબ ખૂબ ગાયો છે. આ માટેજ મહાપુરુષનું સાંનિધ્ય અનિવાર્ય માનવામાં આવ્યું છે. મારા માટે આમાંનું કશું ન રહ્યું-પણ એક રાત્રિએ મારા સુભાગ્યનો ઉદય થયો-મારા પૂર્વપુણ્યનું પ્રાકટ્ય થયું. મને રાત્રિએ સ્વપ્ન આવ્યું કે મારે ત્યાં ગુરુદેવ પધાર્યા અને મારા ઓરડામાં પાથરેલા સીસમના એક પાટલાપર બિરાજ્યા. હું દંડવત્પ્રણામ કરી સન્મુખ બેસી ગયો. એજ શ્વેત વસ્ત્ર પહેરેલું-એવું જ શ્વેત વસ્ત્ર શરીરે ઓઢેલું-ભાલમાં એજ ભસ્મનું ત્રિપુંડ્ર અને જમણા હસ્તકમલમાં એજ બેરખો. તેઓશ્રી મારે ત્યાં પાંચ કલાક બિરાજ્યા એવું મને સ્વપ્નના સમયમાં લાગ્યું. અહીંથી

પધારી જતાં પહેલાં મને સ્પષ્ટ શબ્દોમાં આજ્ઞા મળી, "તમારે બીલખાં-આનંદાશ્રમમાં આવ્યા કરવું." હું સ્વપ્નમાંથી જાગ્રત્ થયો અને એ સ્વપ્નદર્શને મને પણ જીવનની ઘેનભરી નિદ્રામાંથી જગાડી દીધો. પૂર્વજન્મનો કેમ સંબંધ હોય એમ વિસારે પડેલી વાત મને તાજી થઈ. ભૂલાઈ ગયેલાં સ્થાન ભણી હું પગલાં માંડવા લાગ્યો અને મને, જે ખોવાઈ ગયેલું જણાતું હતું તે મને ફરી સાંપડી ગયું એ મહાશક્તિ જોડે મારો સંબંધ ચાલુ થયો. પામર મનુષ્ય ભૂલી જાય, પણ ભગવાન, ભલા, કેમ ભૂલે? મારી અજ્ઞાન નિદ્રાને ઉઠાડી નાથે મને નવું જીવન આપ્યું. નહિતર વ્યવહારના આનંદમાંથી હું કદી જાગ્રત્ ન થાત. મેં પ્રભુધામની યાત્રા શરુ કરી અને પ્રત્યેક કાર્તિકી અને આષાઢી પૂનમે પૂજન મહોત્સવપર આવવું શરુ કર્યું. મારા જીવનમાં નવી જાગૃતિ આવી-મારા પ્રોફેશનલ વ્યવહારમાં મને નવી દિશા સાંપડી. મને લાગવા માંડયું કે મારો વ્યવહાર અને વકીલાતનો મારો વ્યવસાય એટલું અલ્પજ મારું જીવન અથવા મારું જગત્ નથી. મારો વ્યવહાર એ તો જીવનનો સ્થૂલરંગ છે અને તેમાં મારે આધ્યાત્મિક રંગ ભરવાનો છે. સંસારના અલ્પ આનંદ કરતાં મહાન્ આનંદની મારે શોધ કરવાની છે. મને આ પ્રોત્સાહન પ્રભુધામમાંથી સાંપડયા કરે છે, કેમકે ત્યાં આ પ્રોત્સાહન આપનાર બિરાજે છે. મારો વિશ્વાસ દૃઢ થતો જાય છે અને એ વિશ્વાસના બલે મારો દુઃખરૂપ સંસાર પણ સુખરૂપ બનતો જાય છે. મારું ચિન્તાગ્રસ્ત જીવન પણ નિશ્ચિતતા મેળવતું જાય છે. મારો પ્રોફેશનલ વ્યવહાર મને એક ફૂલ જેટલો હલકો લાગે છે, કેમકે એ વ્યવહારનો બોજો મેં નાથચરણે સોંપ્યો છે. અર્જુનનો સારથિ બની પ્રભુએ મહાભારતનું કારમું યુદ્ધ જિતાવ્યું. તેમ મારા જીવનના સારથિ બનેલા નાથ મારા સંસારસાગરને સરલ ને સુખમય કરી મૂકશે.

થોડાં વર્ષો પહેલાં મેં રાજકીય ક્ષેત્રે ઝંપલાવ્યું હતું અને દેશના મોટા રાજકીય પક્ષ સાથે બાથ ભીડી હતી. મને મારા મિત્રો તથા હિતેચ્છુઓ તરફથી કહેવામાં આવતું કે 'ભાઈ, આ ક્ષેત્રમાંથી નીકળી જાઓ, નહિતર તમને કોઈ બંદુકે દેશે.' આ કથન સાંભળી હું હસતો અને ગંભીરતાથી પડકારતો કે 'નિર્બલ કે બલ રામ', અથવા સાતોદડ નિવાસી અંબ કવિના શબ્દોમાં કહીએ તો:—

"મેં તો સિંહનો વળાવો લીધો સાથમાં,
એને શું કરશે શિયાળ?—મેં તો સિંહ૦ ટેક."

જેની સાથે વનકેસરી રક્ષક બની હિંડતો હોય તેને બિચારું શિયાળ શું કરી શકે? મારે તો જગપતિની છત્રછાયા અને રક્ષાબંધન, પછી ભય કોનું હોય? એ ક્ષેત્રમાં મેં અમુક સમય ઝંપલાવ્યું, પણ તેમાંથી પણ નાથેજ મને મુક્ત કર્યો. એ ક્ષેત્ર મગરનું મુખ છે, તેમાં એકવાર પ્રવેશ્યા પછી નીકળવું કઠિન છે. એ ક્ષેત્રમાં અહંભાવ વધારવાની ક્રિયા શિખવી પડે છે-પોતાની શ્લાઘાના આત્મશ્લાઘાના-બણગાંજ ફુંકવાં પડે છે—પોતાને મોઢે પોતાનાંજ યશોગાન ગાઈ ચૂંટણી જંગમાં જિત મેળવવા પ્રયાસ કરવો પડે. એ આખું ક્ષેત્ર-એ સમસ્ત પ્રવૃત્તિ—રાજસતામસભાવને વધારનારી છે—ત્યારે નાથનો પ્રદેશ તદ્દન નિરાળો છે—ત્યાં રાજસતામસભાવથી રહિત બનવાનું છે. ત્યાં અહંભાવને ગાળવાનો છે. ત્યાં આત્મશ્લાઘાથી રહિત બનવાનું છે. ત્યાં વ્યક્તિ જીવનમાંથી સમષ્ટિ જીવનમાં એકરસ થવાનું છે. ત્યાં પોતાપણું ભૂલવાનું છે. આ પરમપ્રદેશની ઓળખ કરાવનાર નાથ છે. આ

દિવ્ય દેશભણી પગલાં મંડાવનાર પણ નાથજ છે. એઓશ્રીની દોરવણી નીચે જીવન જીવે જવું એ નિશ્ચય છે. એઓશ્રીના રક્ષણમાંજ રહેવું એજ મારી નીતિ છે. એ વગરનું જીવન શૂન્ય છે. જેમ છાયા-પડછાયો-શરીરને અનુસરે તેમ એ મહામત્તાને અનુસર્યા કરું છું. હવે જીવનનાં બધાં કાર્યોમા તેઓશ્રીનોજ રસ છે મારો વ્યવહાર તેઓશ્રીમય બનાવવા મથું છું-મારો પરમાર્થ પણ તેઓશ્રીમય બનાવવા મથું છુ. જેમ મધ્યબિંદુની આસપાસ વર્તુલ ફર્યા કરે એમ નાથના કેન્દ્રની આસપાસ મારું જીવન ફેરવ્યા કરું છું, વિટ્યા કરું છું. મારી મુસીબતોમાં એઓશ્રીનેજ સ્મરું છું-મારા સુખીજીવનમાં પણ મને એજ સથવારો છે દિવસના વ્યવસાયમાં ગૂંચવાયેલું મારું જીવન નાથને વિસરી પણ જાય, પણ રાત્રિએ શયનવેળા હું એનું પ્રાયશ્ચિત્ત કરી લઉં છું. દિવસભરની ભૂલોની-દિવસભરના પ્રમાદની, દિવસભરની અથડામણની મુક્ત હૃદયે માફી માગી લઉં અને નિદ્રાવશ બનું અથવા બહુ મુંઝાયો હોઉં તો સ્વપ્ન-દર્શનની યાચના કરું. નાથ મને એ રીતે દર્શન આપીને પણ પ્રેરવા કૃપા કરે છે. એક વખત એમ મનમાં થયું કે નાથ સ્થૂલદેહે તો પધારી ગયા છે એટલે એ ચરણરજ મસ્તકે ધરવાનો સમય ક્યાંથી મળે? આ સંકલ્પનું મનમાં સ્ફુરવું અને રાત્રિએ સ્વપ્નનું આવવું. હું બહાર જવાની તૈયારી કરી બહાર નીકળતો હતો ત્યાં મહારાણીદાસભાઈ મને સામા મળ્યા અને વધામણી આપી કે, "કૃપાનાથ અહીં પધારે છે." હું હર્ષઘેલો બન્યો નાથપ્રભુ પ્રવાસના પોષાકમાં-શ્વેતવસ્ત્ર પરિધાન કર્યું છે-શરીરે તેઓશ્રી ધારણ કરતા એવું કેડિયું, મસ્તકે શ્વેત પાઘડી અને હાથમાં બ્રહ્મદંડ મુખકમળ પ્રસન્ન સ્મિતથી ખીલેલું હતું-ભસ્મત્રિપુંડ્ર ભાલને શોભાવતું હતું. આંખોમાંથી પ્રેમનાં અમી નીતરતાં હતાં. મારી ભાવના કહો કે સદ્‌વાસના કહો એ આજે સફલ બની. મે દર્શન કર્યાં અને ચરણરેણુ લઈ મસ્તકે ધરી. મારી ભાવના પૂરી કરવા કેમ પધાર્યા હોય એમ મને લાગ્યું. મારું એ કાર્ય પૂરું થતાં તેઓશ્રી તિરોધાન પામ્યા. એ સ્વપ્નસૃષ્ટિમાંથી હું સરી પડયો અને આવ્યો જાગ્રતના સ્થૂલ પ્રદેશમાં. સ્વપ્ન ગયું, પણ સ્વપ્નનો આનંદ ન ગયો સ્વપ્ન ગયું, પણ નાથનું દર્શન ચિત્તમાં ચોંટી ગયું સ્વપ્ન ગયું, પણ મારી ભાવનાને સફલ કરતું ગયું. આવી આવી તો અનેક વાતો છે આવા આવા તો અનેક કિસ્સાઓ છે. એ બધાનું એકજ રહસ્ય છે, અને એ છે કે નાથ દયામૂર્તિ છે, ભક્તવત્સલ છે, પ્રાણપ્રદ શક્તિ છે એટલુંજ કહી શકુ :—

"જો જો ઇચ્છા હોત મનમાંહીં,
નાથકૃપા કછુ દુર્લભ નાહીં."

પણ હમણાં હમણાં મારી કસોટી થવા લાગી છે, મારી પરીક્ષા થવા લાગી છે-મારી તાવણી થવા લાગી છે. મને થતુ સ્વપ્ન દર્શન અટક્યું છે. બહુ બહુ ભાવના થવા છતાં હું નિષ્ફળ બન્યો છું. કેટલીકવાર નિરાશાના ચકરાવામાં ચડી ગૂંગળાઉં છું કેટલીકવાર વ્યામોહમાં પણ પડું છું. પણ એમ લાગે છે કે મારા પ્રતિબંધક સંસ્કારોનો ઉચ્છેદ કરવા નાથ મને વિરહાગ્નિમાં તાવતા હશે. મારા પાપસંસ્કારોને પ્રજાળવા નાથ આ વિરહઘાતના આપતા હશે એ તો સાચું કે કુંદન અગ્નિમાં બહુ તપે તો ચોખ્ખું બને એ તો ખરું કે નિર્મળી ડહોળા જળમાં પડે તો મેલ તળીએ બેસારે. એ તો સત્ય કે વીજળીના ઝબકરા જોરે મેઘગર્જનના ભીષણ કડાકા બોલે તો તડામાર વરસાદ વધામણાં આપે વિયોગ એ સંયોગ માટે છે-દુઃખ એ સુખ માટે છે-કસોટી એ વિશુદ્ધિ માટે છે એક દહાડો એવો આવશે કે

પછી વિરહવેદના નહિ રહે, એક દહાડો એવો આવશે કે વિયોગ દુઃખ નહિ રહે પછી સંયોગની સિદ્ધિ સાંપડશે-મિલનનો મહેગમણ ઊછળશે. સુખનો સાગર ઊલટશે બસ એ સુભાગી ક્ષણોની પ્રતીક્ષા કરતો દિવસો વ્યતીત કરું છું-નાથના ચિંતનમાં જીવન ગાળું છું અને નીચેના ભાવનું બોલ્યા કરું છુઃ—

"હરદમ ગુરુકે નામપે, દિલકો જલાયા કબ કરું?
ફિર ઉસીકી ખાખકો, તનપે ચઢાયા કબ કરું?"

પ્રતિક્ષણ ગુરુદેવના નામસ્મરણમાં હું મારા હૃદયને કયારે બાળ્યા કરીશ? અને પછી મારા બળેલા એ હૃદયની રાખને-ભસ્મને મારા શરીરપર કયારે ચોળ્યા કરીશ?

## મારા અનુભવો

[નિવેદક —શ્રી નવરંગરાય રઘુનાથજી કીકાણી જૂનાગઢ]

મારું વય આશરે ચાર વર્ષનું હશે ત્યારથી હું મહાત્માશ્રીના દર્શન સમાગમનો લાભ મેળવવા લાગ્યો. મારા પિતાશ્રી જ્યાં જ્યાં મુનસફ તરીકે બદલી થતાં જતા ત્યાં ત્યાં નાથપ્રભુની તેઓ પધરામણી કરાવતા અને આથી અમારા આખા કુટુંબપર આધ્યાત્મિક સંસ્કારોની છાપ પડતી અમારા કુટુંબપર પ્રભુશ્રીની કેટલી કૃપાદૃષ્ટિ હતી તે નીચેના મારા કુટુંબના પ્રસંગથી જાણી શકાશે.

(૧) મારા સદ્‌ગત પિતાશ્રી મૂળ જૂનાગઢના રહીશ. તેમને જન્મથીજ એક પગે ખોડ હતી. અને તેથી તેઓ લંગડાતા. કુતિયાણા મુનસફ થયા પછી અમુક સમયે તેમના લંગડાતા એ પગમાં પાક શરુ થયો. દિવસે દિવસે એ પગમાં અસહ્ય દુખાવો થવા લાગ્યો. ત્યાંના ડાક્તર બેન્જામીનની સારવાર લેવા લાગ્યા ડાક્તરે અમુક સમય ઉપચાર કર્યા પછી મારા પિતાશ્રીને સ્પષ્ટ જણાવ્યું "આ તમારા પગનો દુખાવો નહિ મટે. તમારે મુંબઈ જઈ અરધો પગ કપાવવો પડશે, એ સિવાય બીજો કોઈ ઈલાજ નથી." ડાક્તરની આ સલાહ સાંભળી તેઓ મુંઝાયા, પણ તેમને સદ્‌ગુરુશ્રીમાં અનન્ય શ્રદ્ધા એટલે કોઈ પણ કાર્ય કરવાનો પ્રારંભ કર્યા પહેલાં તેઓશ્રીની ખાસ સલાહ પૂછાવતા એ સમયે કૃપાનાથ પોરબંદર-આનંદાશ્રમમાં બિરાજતા હતા, એટલે તેઓશ્રીપર ત્યાં વિગતવાર પત્ર લખ્યું આ પત્રનું સમયસર નીચે પ્રમાણે પ્રત્યુત્તર આવ્યું —"તમારુ પત્ર મળ્યુ તમારે મુંબઈ જવાની અગત્ય નથી તમો ડાક્તરની દવા બંધ કરશો, અને તમને અહીંથી જે ભસ્મ મોકલાય છે તે બે વખત એટલે સવારે અને સાંજે (તે ભસ્મ) તમારા દુઃખતા પગ પર ચોળવી અને તમને જે મંત્ર લખી મોકલાય છે તેનો સ્થિર ચિત્તે સવાલાખવાર જપ કરવો." આ પત્રમાંની આજ્ઞા વાંચી મારા પિતાશ્રીએ મુંબઈ જવાનું માંડી વાળ્યું અને ડાક્તરની દવા પણ બંધ કરી દીધી અને આજ્ઞાનુસાર ભસ્મલેપન અને મંત્રજપ શરુ કરી દીધાં. તેઓશ્રીની સત્યસંકલ્પ શક્તિનુ એ સુંદર પરિણામ આવ્યું કે તેમના પગનો દુખાવો સદંતર મટી ગયો, તેઓ પૂર્વવત્ સ્થિતિમાં પાછા આવી ગયા અને તેઓએ ત્રાણું વર્ષની ઉમ્મરે દેહ છોડ્યો ત્યાંસુધી એ દુઃખાવો પાછો કદી નજ ઊપડ્યો.

(૨). મારા પિતાશ્રીએ નોકરીમાંથી નિવૃત્ત થઈ સં. ૧૯૫૭ની આસપાસ બીલખા-આનંદાશ્રમમાં રહેવું શરુ કર્યું. આનંદાશ્રમની પશ્ચિમ-દક્ષિણ દિશામાં પોરબંદરનિવાસી સદ્‌ગત વકીલ ગોવિંદજી હાલાભાઈએ ત્યાં બંધાવેલ મકાનની જોડે એક નાનો ઓરડો બંધાવી આશ્રમને અર્પણ કર્યો, અને તેઓ ત્યાં નાથની સેવા અને આધ્યાત્મિક સાધના-માટે રહેવા લાગ્યા. ત્યાં લગભગ તેર વર્ષ પસાર કર્યાં. આ પછી મારા પિતાશ્રીએ એકાદ વર્ષે મારાં માતુશ્રીની સંમતિથી સંન્યસ્ત લીધું. આ પ્રસંગમાં મારાં માતુશ્રીની સંમતિ હોવા છતાં તેમનાં કોમળ હૃદયને આઘાત લાગ્યો. આનું એ પરિણામ આવ્યું કે તેમના ચિત્તની અસ્વસ્થ સ્થિતિ બની ગઈ. ઉન્માદ જેવું થતાં તે રાતદિવસ રોયા જ કરે. આ ઉપરથી અમો તેમને આનંદાશ્રમ-બીલખા નાથસાંનિધ્યમાં લઇ ગયા શ્રી. મણિલાલ મગનલાલ ગુજરાતનિવાસી ગુરુબંધુ અને નાથના પરમભક્ત એ સમયે બીલખા હતા. નાથકૃપાથી તેમને ત્રાટકનો સારો અભ્યાસ હતો એટલુંજ નહિ, પણ નાથઆજ્ઞાથી તે કેટલાંક દર્દો મટાડી શકતા. તેમની આગળ આ વાત અમે રજૂ કરી તેમણે નાથની અનુમતિ લઈ એ ક્રિયા મારા પિતાશ્રીને શિખવી, અને નાથની આજ્ઞાને શિરોધાર્ય કરી મારા પિતાશ્રીએ પ્રાણવિનિમયનો પ્રયોગ કરી મારાં માતુશ્રીની માનસિક સ્થિતિ સુધારી. આવા અવતારી મહાપુરુષોની અમોઘ કૃપા કૃપાપાત્ર શિષ્યોદ્વારા પણ કેટલું સાધી શકે છે? મારાં માતુશ્રી તે દહાડાથી દુઃખમુક્ત બન્યાં, અને જીવનભર માનસિક સ્વાસ્થ્યમાં જીવી શક્યાં.

(૩) ત્રીજો પ્રસંગ છે કપરો અને દુઃખદ. સ્ત્રીનું લગ્નજીવન કેટલીકવેળા પ્રારબ્ધવશાત્ એવું ક્લેશમય બની જાય છે કે જ્યારે તે સ્ત્રી જીવન કરતાં મરણ સારું માને છે. મારાં નાના બહેનના લગ્ન પછી તેમના પ્રારબ્ધના પરિપાકથી સાસરાંમાં સંતાપ ઉત્પન્ન થયો એ સંતાપ એવો કે જેમાં સુકુમાર સ્ત્રીજીવન બળીને ખાખ થઈ જાય. દુઃખના ડુંગર, ક્લેશની સીમા નહિ. એ દિવસોનું સ્મરણ થાય છે ત્યારે દુઃખમય રોમાંચ સાથે આટલી વૃદ્ધ ઉમ્મરે પણ આંખો પરવશ બની ભીની થઇ જાય. આટલું દુઃખ અધુરું હોય તેમ સમજી સાસરાંપક્ષે તે બિચારીને રજા આપી અમારે ઘેર મોકલી આપી. નિરાધાર બનેલી તે બીજે ક્યાં જાય? માતાપિતાને ઘેર આવી. પ્રેમાળ માતાના શાંતિમય જીવનમાં અંગારા લાગ્યા. દુઃખી પુત્રીનાં દુઃખે તેમના બંનેના મનને ખૂબ ખૂબ તપાવ્યું. તેઓ બંને મુંઝાણાં, અને તેમની એ પ્રકૃતિ હતી કે આ મુંઝવણ ટાળવા તેઓ સદ્‌ગુરુદેવપ્રતિ નજર કરતાં. બંને બીલખા ગયાં અને પરમ કૃપાલુ ગુરુશ્રીને આ બધું વિજ્ઞાપન કર્યું. જેઓશ્રીનું પ્રાકટ્યજ જ્યાં લોક-કલ્યાણ માટે હતું, જેઓશ્રીનું જીવનજ જ્યાં નવનીત જેવું સુકોમળ હતું અને જ્યાં કૃપા પારાવાર નિર્હેતુકપણે સદોદિત વિદ્યમાન હતી ત્યાં કેટલી દયા ઉપજી જાય? નાથે આ દુઃખદ પ્રસંગ સાંભળ્યો કે તુરત એક ક્ષણના પણ વિલંબવગર આજ્ઞા કરી, "તેમને જૂનાગઢથી અહીં બોલાવી લો અને તમો સૌ હાલ અહીંજ રહો." દુઃખી સંતાનો માવતરને ઘેર જાય એમ અમે અને સૌ અમારાં સાચાં માવતરને ઘેર આવી પહોંચ્યાં. જૂનાગઢના નાગર નરસૈયાની પુત્રી કુંવરબાઈનાં મામેરાં જે માવતરે સૈકાઓ પહેલાં પૂર્યાં હતાં તેજ માવતરને ઘેર મારાં બહેન મામેરું પૂરાવવા આવ્યાં. કુંવરબાઈને તો મામેરામાં અઢળક વસાલંકારો મળ્યા હતા. મારાં દુઃખી બહેનને શું મળ્યું તે જોઈએ. આનંદાશ્રમમાં એ બહેન આવતાં અમો તેમને નિજમંદિરના પ્રવેશદ્વાર સમક્ષ દર્શનમાટે લઈ ચાલ્યા. નાથ દક્ષિણાભિમુખ બિરાજ્યા હતા. અમો ત્યાં પહોંચતાં અંતર્યામીની અમીદષ્ટિ અમારાપર

પછી વિરહવેદના નહિ રહે, એક દહાડો એવો આવશે કે વિયોગ દુઃખ નહિ રહે. પછી સંયોગની સિદ્ધિ સાંપડશે-મિલનનો મહેરામણ ઊછળશે. સુખનો સાગર ઊલટશે. બસ એ સુભાગી ક્ષણોની પ્રતીક્ષા કરતો દિવસો વ્યતીત કરું છું-નાથના ચિંતનમાં જીવન ગાળું છું અને નીચેના ભાવનું બોલ્યા કરું છું:—

"હરદમ ગુરુકે નામપે, દિલકો જલાયા કબ કરું?
ફિર ઉસીકી ખાખકો, તનપે ચઢાયા કબ કરું?"

પ્રતિક્ષણ ગુરુદેવના નામસ્મરણમાં હું મારા હૃદયને ક્યારે બાળ્યા કરીશ? અને પછી મારા બળેલા એ હૃદયની રાખને-ભસ્મને મારા શરીરપર ક્યારે ચોળ્યા કરીશ?

## મારા અનુભવો

[નિવેદકઃ—શ્રી. નવરંગરાય રઘુનાથજી ટીકાણી-જૂનાગઢ]

મારું વય આશરે ચાર વર્ષનું હશે ત્યારથી હું મહાત્માશ્રીના દર્શન-સમાગમનો લાભ મેળવવા લાગ્યો. મારા પિતાશ્રી જ્યાં જ્યાં મુનસફ તરીકે બદલી થતાં જતા ત્યાં ત્યાં નાથપ્રભુની તેઓ પધરામણી કરાવતા અને આથી અમારા આખા કુટુંબપર આધ્યાત્મિક સંસ્કારોની છાપ પડતી. અમારા કુટુંબપર પ્રભુશ્રીની કેટલી કૃપાદૃષ્ટિ હતી તે નીચેના મારા કુટુંબના પ્રસંગથી જાણી શકાશે.

(૧) મારા સદ્ગત પિતાશ્રી મૂળ જૂનાગઢના રહીશ. તેમને જન્મથીજ એક પગે ખોડ હતી, અને તેથી તેઓ લંગડાતાં. કુતિયાણા મુનસફ થયા પછી અમુક સમયે તેમના લંગડાતા એ પગમાં પાક શરુ થયો. દિવસે દિવસે એ પગમાં અસહ્ય દુઃખાવો થવા લાગ્યો. ત્યાંના દાક્તર બેન્જામીનની સારવાર લેવા લાગ્યા. દાક્તરે અમુક સમય ઉપચાર કર્યા પછી મારા પિતાશ્રીને સ્પષ્ટ જણાવ્યું "આ તમારા પગનો દુઃખાવો નહિ મટે. તમારે મુંબઈ જઈ અરધો પગ કપાવવો પડશે, એ સિવાય બીજો કોઈ ઈલાજ નથી." દાક્તરની આ સલાહ સાંભળી તેઓ મુંઝાયા, પણ તેમને સદ્ગુરુશ્રીમાં અનન્ય શ્રદ્ધા એટલે કોઈ પણ કાર્ય કરવાનો પ્રારંભ કર્યા પહેલાં તેઓશ્રીની ખાસ સલાહ પૂછાવતા. એ સમયે કૃપાનાથ પોરબંદર-આનંદાશ્રમમાં બિરાજતા હતા, એટલે તેઓશ્રીપર ત્યાં વિગતવાર પત્ર લખ્યું. આ પત્રનું સમયસર નીચે પ્રમાણે પ્રત્યુત્તર આવ્યું:—"તમારું પત્ર મળ્યું. તમારે મુંબઈ જવાની અગત્ય નથી. તમો દાક્તરની દવા બંધ કરશો, અને તમને અહીંથી જે ભસ્મ મોકલાય છે તે બે વખત એટલે સવારે અને સાંજે, (તે ભસ્મ) તમારા દુઃખતા પગ પર ચોળવી અને તમને જે મંત્ર લખી મોકલાય છે તેનો સ્થિર ચિત્તે સવાલાખવાર જપ કરવો." આ પત્રમાંની આજ્ઞા વાંચી મારા પિતાશ્રીએ મુંબઈ જવાનું માંડી વાળ્યું અને દાક્તરની દવા પણ બંધ કરી દીધી અને આજ્ઞાનુસાર ભસ્મલેપન અને મંત્રજપ શરુ કરી દીધાં. તેઓશ્રીની સત્યસંકલ્પ શક્તિનું એ સુંદર પરિણામ આવ્યું કે તેમના પગનો દુઃખાવો સદંતર મટી ગયો, તેઓ પૂર્વવત્ સ્થિતિમાં પાછા આવી ગયા અને તેઓએ ત્રાણું વર્ષની ઉમ્મરે દેહ છોડ્યો ત્યાંસુધી એ દુઃખાવો પાછો કદી નજ ઊપડ્યો.

(૨) મારા પિતાશ્રીએ નોકરીમાંથી નિવૃત્ત થઈ સં. ૧૯૫૭ની આસપાસ બીલખા-આનંદાશ્રમમાં રહેવું શરુ કર્યું. આનંદાશ્રમની પશ્ચિમ-દક્ષિણ દિશામાં પોરબંદરનિવાસી સદ્‌ગત વકીલ ગોવિંદજી ડાહ્યાભાઈએ ત્યાં બંધાવેલ મકાનની જોડે એક નાનો ઓરડો બંધાવી આશ્રમને અર્પણ કર્યો, અને તેઓ ત્યાં નાથની સેવા અને આધ્યાત્મિક સાધના-માટે રહેવા લાગ્યા. ત્યાં લગભગ તેર વર્ષ પસાર કર્યાં. આ પછી મારા પિતાશ્રીએ એકાદ વર્ષે મારાં માતુશ્રીની સંમતિથી સંન્યસ્ત લીધું. આ પ્રસંગમાં મારાં માતુશ્રીની સંમતિ હોવા છતાં તેમનાં કોમળ હૃદયને આઘાત લાગ્યો. આનું એ પરિણામ આવ્યું કે તેમના ચિત્તની અસ્વસ્થ સ્થિતિ બની ગઈ. ઉન્માદ જેવું થતાં તે રાતદિવસ રોયા જ કરે આ ઉપરથી અમો તેમને આનંદાશ્રમ-બીલખા નાથસાંનિધ્યમાં લઇ ગયા શ્રી. મણિલાલ મગનલાલ ગુજરાતનિવાસી ગુરુબંધુ અને નાથના પરમભક્ત એ સમયે બીલખા હતા. નાથકૃપાથી તેમને ત્રાટકનો સારો અભ્યાસ હતો એટલુંજ નહિ, પણ નાથઆજ્ઞાથી તે કેટલાંક દર્દો મટાડી શકતા. તેમની આગળ આ વાત અમે રજૂ કરી તેમણે નાથની અનુમતિ લઈ એ ક્રિયા મારા પિતાશ્રીને શિખવી, અને નાથની આજ્ઞાને શિરોધાર્ય કરી મારા પિતાશ્રીએ પ્રાણવિનિમયનો પ્રયોગ કરી મારાં માતુશ્રીની માનસિક સ્થિતિ સુધારી. આવા અવતારી મહાપુરુષોની અમોઘ કૃપા કૃપાપાત્ર શિષ્યોદ્વારા પણ કેટલું સાધી શકે છે? મારાં માતુશ્રી તે દહાડાથી દુઃખમુક્ત બન્યાં, અને જીવનભર માનસિક સ્વાસ્થ્યમાં જીવી શક્યાં.

(૩) ત્રીજો પ્રસંગ છે કપરો અને દુઃખદ. સ્રીનું લગ્નજીવન કેટલીકવેળા પ્રારબ્ધવશાત્ એવું ક્લેશમય બની જાય છે કે જ્યારે તે સ્રી જીવન કરતાં મરણ સારું માને છે. મારાં નાના બહેનના લગ્ન પછી તેમના પ્રારબ્ધના પરિપાકથી સાસરાંમાં સંતાપ ઉત્પન્ન થયો એ સંતાપ એવો કે જેમાં સુકુમાર સ્રીજીવન બળીને ખાખ થઈ જાય. દુઃખના ડુંગર, ક્લેશની સીમા નહિ. એ દિવસોનું સ્મરણ થાય છે ત્યારે દુઃખમય રોમાંચ સાથે આટલી વૃદ્ધ ઉમ્મરે પણ આંખો પરવશ બની ભીની થઇ જાય. આટલું દુઃખ અધુરું હોય તેમ સમજી સાસરાંપક્ષે તે બિચારીને રજા આપી અમારે ઘેર મોકલી આપી. નિરાધાર બનેલી તે બીજે ક્યાં જાય? માતાપિતાને ઘેર આવી. પ્રેમાળ માતાના શાંતિમય જીવનમાં અંગારા લાગ્યા. દુઃખી પુત્રીનાં દુઃખે તેમના બંનેના મનને ખૂબ ખૂબ તપાવ્યું. તેઓ બંને મુંઝાણાં, અને તેમની એ પ્રકૃતિ હતી કે આ મુંઝવણ ટાળવા તેઓ સદ્‌ગુરુદેવપ્રતિ નજર કરતાં. બંને બીલખા ગયાં અને પરમ કૃપાલુ ગુરુશ્રીને આ બધું વિજ્ઞાપન કર્યું. જેઓશ્રીનું પ્રાકટ્યજ જ્યાં લોક-કલ્યાણ માટે હતું, જેઓશ્રીનું જીવનજ જ્યાં નવનીત જેવું સુકોમળ હતું અને જ્યાં કૃપા પારાવાર નિર્હેતુકપણે સદોદિત વિદ્યમાન હતી ત્યાં કેટલી દયા ઉપજી જાય? નાથે આ દુઃખદ પ્રસંગ સાંભળ્યો કે તુરત એક ક્ષણના પણ વિલંબવગર આજ્ઞા કરી, "તેમને જૂનાગઢથી અહીં બોલાવી લો અને તમો સૌ હાલ અહીંજ રહો." દુઃખી સંતાનો માવતરને ઘેર જાય એમ અમે અને સૌ અમારાં સાચાં માવતરને ઘેર આવી પહોંચ્યાં. જૂનાગઢના નાગર નરસૈયાની પુત્રી કુંવરબાઈનાં મામેરાં જે માવતરે સૈકાઓ પહેલાં પૂર્યાં હતાં તેજ માવતરને ઘેર મારાં બહેન મામેરું પૂરાવવા આવ્યાં. કુંવરબાઈને તો મામેરામાં અઢળક વસ્રાલંકારો મળ્યા હતા. મારાં દુઃખી બહેનને શું મળ્યું તે જોઈએ. આનંદાશ્રમમાં એ બહેન આવતાં અમો તેમને નિજમંદિરના પ્રવેશદ્વાર સમક્ષ દર્શનમાટે લઈ ચાલ્યા. નાથ દક્ષિણાભિમુખ બિરાજ્યા હતા. અમો ત્યાં પહોંચતાં અંતર્યામીની અમીદૃષ્ટિ અમારાપર

આપણે ગમે તે કહીએ. માણસ બપોરના તપતા સૂર્ય સામું જોવા હિંમત કરી શકે, પણ આ યોગમૂર્તિની આંખો સામું ન નીરખી શકાય એ આંખો દિવ્યપ્રકાશથી ચમકતી હોય. તેજના અંબાર ઊલટ્યા હોય એમ આંતરપ્રતિભા ચમક ચમક કરતી હોય, આંખો જાણે લાલ હીંગળો. આ સ્મરણ હજુ મને મુગ્ધ કરી દે છે, અને એ મહાશક્તિને હું મનસા-વાચા-કર્મણા મૂકવંદના કરી મારી જાતને કૃતકૃત્ય માનું છું.

બાંટવાના સુપ્રસિદ્ધ વકીલ લાલસિંહજીનો સંબંધ મારા પિતાશ્રી જોડે જેમ વ્યાવહારિક હતો તેમ ગુરુબંધુતરીકે આધ્યાત્મિક પણ હતો. તેઓ કેસના કામમાટે કુતિયાણા આવે તોય બંને ગુરુબંધુઓ મળે મારા પિતાશ્રીનું બાંટવા જવું થાય તોયે બંને ગુરુબંધુઓ મળે એ મિલન એવું કે જાણે સ્નેહમિલન ન હોય! બંને સહોદર ન ભેગા થતા હોય એટલો આનંદ પ્રવર્તી જાય! લાલસિંહજીને પણ બીલખા-આનંદાશ્રમમાં મેં આવતા મારી જાતે જોયા છે. મારી સ્વાભાવિક મનોભાવના એવી છે કે બધું સૂક્ષ્મદૃષ્ટિથી જોવું અવલોકવું. મારે નિષ્પક્ષપાતપણે જણાવવું જોઈએ કે મેં લાલસિંહજીને ઘણીવાર નિજમંદિરમાં પ્રવેશતા જોયા છે હું પ્રવેશદ્વાર સમક્ષ ઊભો રહી જાઉં. લાલસિંહજીએ લાલ અબોટિયું પહેર્યું હોય, શરીરપર ભસ્મનાં ત્રિપુંડ્ર શોભતાં હોય-ખંભે રુમાલ લટકતો હોય તેઓ નિજમંદિરમાં જઈ નાથપ્રભુને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે અને પછી બરાબર નાથની સન્મુખ આસન પાથરે ને તેનાપર બેસી પદ્માસન વાળે. પછી ભદ્રામુદ્રાવાળી બંને હાથની સ્થિતિ કરે. નાથને નમસ્કાર કરી ધ્યાન કહો-સમાધિ કહો તેનો પ્રારંભ કરે શું તેમના શરીરની અચલસ્થિતિ! શું તેમનાં ચક્ષુઓની બીડાયેલા કમલ જેવી પ્રશાંત અવસ્થા! મહેશ્વરાવતાર નાથની બરાબર સન્મુખ અચલ ધ્યાનાવસ્થામાં જામી જાય મને કોઈ યોગીપુરુષે ગાયેલું સાંભરી આવે છે:—

"ઠાય કમલકી અણી અગ્રપર, રૂપશબ્દકો દેખા;
સુરતશબ્દમેં લીન ભઈ તબ, દિયા કરમપર મેખા."

નાસાગ્ર પર બન્ને ચક્ષુઓ એકાગ્ર બન્યાં હોય, અને મનોવૃત્તિ સુષુમ્ણામાર્ગે સહસ્રદલ-કમલભણી દોડી જતી હોય એવાં આનંદ વર્તુલો એ અનન્યભક્તના મુખપર દોરાતાં જાય યોગના પ્રથમ પ્રવર્તક મહેશ્વર સન્મુખ બેસી જ્યાં ધ્યાનવિધિ શિખવતા હોય, પ્રત્યેક વૃત્તિના સાક્ષી સામા બેસી જ્યાં યોગસાધના કરાવતા હોય એ ધ્યાનસમાધિની ઉન્નત અવસ્થાનો આપણને ક્યાંથી અનુભવ થાય? આવાં આવાં દૃશ્યો હજુ હું ભૂલ્યો નથી, અને એ મારાં વર્ષોજૂનાં અવલોકનપર આજે પણ રાચું છું. લાલસિંહજી તથા નાથનું આ સ્મરણ થતાં આજે પણ મારા પાપસંસ્કારોનો દાહ થતો હું અનુભવી શકું છું. વળી એ સમયનું નાથનું અંતરંગમંડલ પણ સાંભરી આવે છે. એ માણેકલાલભાઈ, ભાવનગર સ્ટેશન માસ્તર હરગોવિંદભાઈ, ઓધવજી બધેકા, ભાઈશંકરભાઈ અને એવા બીજાને જ્યારે શ્વેતવસ્ત્રોમાં ભસ્મનાં ત્રિપુંડ્રસહિત જોતો ત્યારે તેમને નમસ્કાર કરવાનું મન થઈ જાય. તેઓ સૌએ નાથના સાંનિધ્યમાં રહી આધ્યાત્મિક ઉન્નતિ સાધી હતી મેં સાધુ કલ્યાણદાસને પણ જોયા છે નાથ તેમને કલ્યાણસ્વરૂપ કહી બોલાવતા એ પણ મેં સાંભળ્યું છે. કલ્યાણદાસજી આસનસિદ્ધ પુરુષ હતા કલાકોસુધી એક આસને બેસી શકતા.

અંધ ધૃતરાષ્ટ્રસમું મારું મોહવશ આંધળું જીવન સત્યમાર્ગે વાળનાર એ ગુરુવર હતા. મારામાં ધર્મ, નીતિ ને સન્માર્ગપ્રવૃત્તિના સંસ્કાર રેડનાર એ ગુરુવર હતા યુવાવસ્થાની

પડી, અને તે સુદિવસથીજ એ મહાયોગેશ્વરની દિવ્યપ્રભાએ કૃપા શરુ કરી. ગમે તે પ્રકારના દુ:ખના પ્રતિબંધક પાપસંસ્કારોને બાળી નાંખવાનું તેઓશ્રીમાં અમાપ સામર્થ્ય હતું. કૃપાદૃષ્ટિએ કામ આરંભ્યું. બહેનના સંતપ્તચિત્તમાં શીતલતાએ વાસો કર્યો-મનની ભ્રમણાઓ બંધ પડવા લાગી, માતાપિતાના સંતાપના અંગારા પણ બુઝાવા લાગ્યા. શું અદ્‌ભુત પ્રભાવ! શી પારમેશ્વરી શક્તિ! યોગની શી ભવ્યતા! અમારાં સૌનાં હૃદય બરફજેવાં ટાઢાં બની ગયાં. અમો બહેનનું દુ:ખ ભૂલી ગયાં, અને બહેન પોતે પણ પોતાનું દુ:ખ વિસરી ગઈ. સમુદ્રના પ્રશાંત જલતરંગોપાસે શરીરનો સંતાપ ક્યાંથી ટકે? સાચા સંતની સમીપ મનનો સંતાપ પણ ક્યાંથી ટકે? અમો સૌ આનંદમગ્ન બની ગયાં. આટલું કરીનેજ એ દિવ્યકૃપા ન અટકી એ કૃપાએ પોતાનાં કિરણ દૂર દૂર ફેંક્યાં, અને જ્યાંથી બહેનના દુ:ખની ઉત્પત્તિ થઈ હતી ત્યાં પડ્યાં. એ શક્તિના પ્રભાવનું શું પૂછવું? પૂછવું હોય તો - માર્કંડેયને મૃત્યુપાશમાં બાંધવા આવેલ યમરાજાને પૂછો. મહેશ્વરના પ્રતાપે ઉત્પત્તિસ્થાનને આવરી લીધું. જ્યાં દ્વેષના, તિરસ્કારના, ક્રોધના પ્રબલ સંસ્કારો ભર્યા હતા એ સમસ્ત સંસ્કારોને અસ્તપ્રાય કર્યા, અને તે સ્થાને પતિમાં પ્રેમના નિર્મલ સંસ્કારોનું નવસર્જન કર્યું જે ચિત્ત તિરસ્કારના દાવાનલમાં બળતું હતું ત્યાં સ્નેહનું મંગલમિલન થતાં શાંતિદેવીના પનોતા સાથિયા પૂરાયા. તે બંધુ જ્યાં હતા ત્યાંથી બીલખા-આનંદાશ્રમમાં આવ્યા. અમને આશ્ચર્ય થયું. મારા પિતાના પગમાં પડ્યા, અમારા સૌની માફી માગી. મારાં બહેન સમીપે આંસુભર્યા નેત્રે ખૂબ ખૂબ રોયા. જાણે પાપનું પ્રાયશ્ચિત્ત કેમ કરતા ન હોય! જાણે લગ્નજીવનના આનંદ-ઉદ્યાનને ઉજાડનાર તે પાપી ક્રોધચાંડાલના અવશેષોને આંખોદ્વારા વેરતા હોય નહિ! અમો સૌ નાથદર્શને ગયાં. નાથના ચરણમાં ક્રમવાર અમો પડ્યાં, જીવનના દુ:ખદ એકાંકી નાટકનો સુખદ અંત આવ્યો. જે જીવન નિરાશાના અંધકારમાં સબડતું હતું ત્યાં આજે આશાની મંગલમય ઉષા પ્રકટી જે હૃદયો ભાંગી ગયાં હતાં તેને પરમાત્મસ્વરૂપ નાથે અખંડ સાંધી આપ્યાં. આ બહેનને નાથે કેવું મામેરું પૂર્યું? દુ:ખમુક્તસ્થિતિનું—સ્નેહયુક્ત સ્થિતિનું—જીવનની મંગલમય મનોદશાનું. નાથ સ્વધામ સંચરી ગયા છે પિતામાતા નાથચરણમાં શમી ગયાં છે. એનો એક માત્ર પ્રત્યક્ષ સાક્ષી વૃદ્ધાવસ્થાના અંતિમ દિવસો ગાળતો હું ઊભો છું, અને સુખના સાગરમાં હિલોળા મારતી, આનંદમાં તરબોળ મારી બહેન પણ હજુ વિદ્યમાન છે. મારા જીવનનાં આ સુખદ સ્મરણો મારા જીવનનો ભાતુ છે. એ સ્મરણોમાં હું રાચું છું.

આ સંસ્મરણો તાજાં થતાં બીજાં સંસ્મરણોની અનુપમ હારમાળા દર્શન દેવા લાગી છે. એની શી કથા કરું અને અલ્પમતિ માનવ કથી પણ શું શકે? છતાં જેટલું સ્મરણપટ પર તાજું છે તેનું યથાશક્તિ શબ્દચિત્ર રચી નાંખું છું. સદ્‌ગુરુદેવના સમાગમમાં હું ખૂબ આવ્યો છું, અને પૂર્વના સુભાગ્યને કારણે એ મહાદેવની સેવાનો લાભ પણ મેળવ્યો છે. મારા પિતાશ્રી બીલખા-આનંદાશ્રમમાં નિવૃત્તજીવન ગાળતા ત્યારે પણ હું ત્યાં ખૂબ જતો. નાથના જીવનપ્રતાપને પ્રત્યક્ષ કરતો. ચાતુર્માસ્યમાં નાથ પ્રાત:સંધ્યાદિમાંથી પરવાર્યા પછી નિર્વિકલ્પ સમાધિમાટે "સંયમમંદિર"માં પધારતા, અને ત્યાંથી ભોજન સમય પહેલાં બહાર બિરાજતા તેઓશ્રી "શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયનાં બારણાં ખોલી જ્યાં શૌચસ્થાનપ્રતિ પધારવાની તૈયારી કરે કે શિષ્યસમૂહ દર્શનમાટે ખડે પગે ઊભી જાય. એ સમયની સુખપ્રભાનાં હું શાં વર્ણન કરું? એને તપતેજ કહેવું કે યોગપ્રભા?

આપણે ગમે તે કહીએ. માણસ બપોરના તપતા સૂર્ય સામું જોવા હિમ્મત કરી શકે, પણ આ યોગમૂર્તિની આંખો સામું ન નીરખી શકાય એ આંખો દિવ્યપ્રકાશથી ચમકતી હોય. તેજના અંબાર ઊલટ્યા હોય એમ આંતરપ્રતિભા ચમક ચમક કરતી હોય, આંખો જાણે લાલ હીંગળો. આ સ્મરણ હજુ મને મુગ્ધ કરી દે છે, અને એ મહાશક્તિને હું મનસા-વાચા-કર્મણા મૂકવંદના કરી મારી જાતને કૃતકૃત્ય માનું છું.

બાંટવાના સુપ્રસિદ્ધ વકીલ લાલસિંહજીનો સંબંધ મારા પિતાશ્રી જોડે જેમ વ્યાવહારિક હતો તેમ ગુરુબંધુતરીકે આધ્યાત્મિક પણ હતો. તેઓ કેસના કામમાટે કુતિયાણા આવે તોય બંને ગુરુબંધુઓ મળે મારા પિતાશ્રીનું બાંટવા જવું થાય તોયે બંને ગુરુબંધુઓ મળે એ મિલન એવું કે જાણે સ્નેહમિલન ન હોય! બંને સહોદર ન ભેગા થતા હોય એટલો આનંદ પ્રવર્તી જાય! લાલસિંહજીને પણ બીલખા-આનંદાશ્રમમાં મેં આવતા મારી જાતે જોયા છે. મારી સ્વાભાવિક મનોભાવના એવી છે કે બધું સૂક્ષ્મદષ્ટિથી જોવું અવલોકવું. મારે નિષ્પક્ષપાતપણે જણાવવું જોઈએ કે મેં લાલસિંહજીને ઘણીવાર નિજમંદિરમાં પ્રવેશતા જોયા છે. હું પ્રવેશદ્વાર સમક્ષ ઊભો રહી જાઉં. લાલસિંહજીએ લાલ અબોટિયું પહેર્યું હોય, શરીરપર ભસ્મનાં ત્રિપુંડ્ર શોભતાં હોય-ખંભે દુવાલ લટકતો હોય તેઓ નિજમંદિરમાં જઈ નાથપ્રભુને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે અને પછી બરાબર નાથની સન્મુખ આસન પાથરે ને તેનાપર બેસી પદ્માસન વાળે. પછી ભદ્રામુદ્રાવાળી બંને હાથની સ્થિતિ કરે. નાથને નમસ્કાર કરી ધ્યાન કહો-સમાધિ કહો તેનો પ્રારંભ કરે. શું તેમના શરીરની અચલસ્થિતિ! શું તેમનાં ચક્ષુઓની બીડાયેલા કમલ જેવી પ્રશાંત અવસ્થા! મહેશ્વરાવતાર નાથની બરાબર સન્મુખ અચલ ધ્યાનાવસ્થામાં જામી જાય મને કોઈ યોગીપુરુષે ગાયેલું સાંભરી આવે છે:—

"દાય કમલકી અણી અગ્રપર, રૂપશબ્દકો દેખા;
સુરતશબ્દમેં લીન ભઈ તબ, દિયા કરમપર મેખા."

નાસાગ્ર પર બન્ને ચક્ષુઓ એકાગ્ર બન્યાં હોય, અને મનોવૃત્તિ સુષુમ્ણામાર્ગે સહસ્રદલ-કમલભણી દોડી જતી હોય એવાં આનંદ વર્તુલો એ અનન્યભક્તના મુખપર દોરાતાં જાય યોગના પ્રથમ પ્રવર્તક મહેશ્વર મન્મુખ બેસી જ્યાં ધ્યાનવિધિ શિખવતા હોય, પ્રત્યેક વૃત્તિના સાક્ષી સામા બેસી જ્યાં યોગસાધના કરાવતા હોય એ ધ્યાનસમાધિની ઉન્નત અવસ્થાનો આપણને ક્યાંથી અનુભવ થાય? આવાં આવાં દશ્યો હજુ હું ભૂલ્યો નથી, અને એ મારાં વર્ષોજૂનાં અવલોકનપર આજે પણ રાચું છું. લાલસિંહજી તથા નાથનું આ સ્મરણ થતાં આજે પણ મારા પાપસંસ્કારોનો દાહ થતો હું અનુભવી શકું છું. વળી એ સમયનું નાથનું અંતરંગમંડલ પણ સાંભરી આવે છે. એ માણેકલાલભાઈ, ભાવનગર સ્ટેશન માસ્તર હરગોવિંદભાઈ, ઓધવજી બધેકા, ભાઈશંકરભાઈ અને એવા બીજાને જ્યારે શ્વેતવસ્ત્રોમાં ભસ્મનાં ત્રિપુંડ્રસહિત જોતો ત્યારે તેમને નમસ્કાર કરવાનું મન થઈ જાય. તેઓ સૌએ નાથના સાંનિધ્યમાં રહી આધ્યાત્મિક ઉન્નતિ સાધી હતી મેં સાધુ કલ્યાણદાસને પણ જોયા છે નાથ તેમને કલ્યાણસ્વરૂપ કહી બોલાવતા એ પણ મેં સાંભળ્યું છે. કલ્યાણદાસજી આસનસિદ્ધ પુરુષ હતા. કલાકોસુધી એક આસને બેસી શકતા.

અંધ ધૃતરાષ્ટ્રસમું મારું મોહવશ આંધળું જીવન સત્યમાર્ગે વાળનાર એ ગુરુવર હતા. મારામાં ધર્મ, નીતિ ને સન્માર્ગપ્રવૃત્તિના સંસ્કાર રેડનાર એ ગુરુવર હતા. યુવાવસ્થાની

પચીશીની મોહવશ પરવશતા અને સંગદોષ માનવનું કેટલું અધઃપતન કરી શકે છે એ કયા સુજ્ઞને જ્ઞાત નથી? આવા પાપના ખાડામાંથી ઉગારનાર નાથભગવાન્ હતા, અને અત્યારે પણ છે. આ સ્મરણાંજલિ અર્પી હું યથાશક્ય તર્પણ કરું છું, અને મારા જીવનને નાથના દિવ્ય-પરમપ્રદેશભણી વાળવા પ્રયત્ન કરું છું. પ્રયત્નની અલ્પતા મને જ્ઞાત છે. મને માનવક્ષુલ્લકતાનું પણ જ્ઞાન છે. આ બધું છતાં સૂર્ય જેમ પ્રકાશ આપે તેમ નાથજીવનની દિવ્યતા હજુ મને દોર્યા કરે છે, મને પ્રકાશકિરણો આપ્યા કરે છે, હજુ મને નાથમાં અભિરુચિ ઉપજાવ્યા કરે છે, શ્રદ્ધા ટકાવ્યા કરે છે, અને જીવનના નાના મોટા અનેક ઝંઝાવાતોમાંથી મારી ઝોંકા ખાતી જીવનનૌકાને સુસ્થિર રાખ્યા કરે છે. કલ્યાણ સાધવા જે કલ્યાણમૂર્તિને જીવન સોંપ્યું છે ત્યાંજ શરણાગતિયોગ જાગી જાય એવું માગ્યા કરું છું. માનવ બીજું શું કરી શકે?

શ્રીપોરબંદરનું આનંદાશ્રમ ત્યારે શહેર બહાર ગણાતું. મને બરાબર સ્મરણ છે કે નાથની સેવામાં તેઓશ્રીના મામાના દીકરા પ્રાણશંકર હતા. આનંદાશ્રમના બે ઓરડા અને કૂવો. આ સ્થાનમાં નાથ બિરાજતા. રાત્રિએ એ સ્થાન શહેર બહાર રહ્યું એટલે વેરાન અને સામાન્યજનને રહેવું ન ગમે એવું બની જતું. સાચા મહાપુરુષ આવા એકાંત સ્થાનમાંજ રહેવું ઇષ્ટ ગણે. જેવું જૂનાગઢમાં ગિરનાર દરવાજા બહાર દામોદરજી કાંઠે મુચકુંદગુફાનું સ્થાન, જેવું બીલખાની આથમણીકોર સં. ૧૯૫૨માં અર્પણ થયેલું આનંદાશ્રમનું સ્થાન એકાંતના ભવ્ય વાતાવરણમાં ઊભેલું જણાય એવુંજ સં. ૧૯૪૯માં નાથચરણે અર્પણ થયેલું પોરબંદર-આનંદાશ્રમ શાંતિની ગોદમાં વસેલું ભાસતું. મને એક બીજું પણ સ્મરણ તાજું થાય છે. નાથપ્રભુ અમુક સમયે ત્યાં પ્રાણાયામ કરતા એ આજે સાંભરી આવે છે. એ પ્રાણાયામ મહાયોગેશ્વરના પ્રાણાયામ-પૂરક અને રેચકનો ગંભીર ધ્વનિ સાંભળી શકાય. પોરબંદરમાં નાથનું અલૌકિક એકાંત જીવન હતું એ સમયે યોગાનુષ્ઠાનપર બહુ ભાર હતો. નેતિ, ધૌતિ, બ્રહ્મદાતણ, ભિન્ન ભિન્ન પ્રાણાયામો, મુદ્રાઓ, બસ્તિ, નૌલિ, ત્રાટક, કપાલભાતિ, ગજકરણી આદિ યોગક્રિયાઓમાં નાથ શિષ્યોને પ્રવૃત્ત કરતા. પોરબંદર-આશ્રમ એક યોગાશ્રમ બની ગયો હતો. પ્રાણશંકર ઘણાં આસનો કરી શકતા. યોગની અખંડ ધૂણી ત્યાં ધગતી હતી. એ આશ્રમ જોવાજેવું છે. ત્યાંનું શયનસ્થાન અને સંયમસ્થાન પણ જોવાયોગ્ય છે.

આ પછી બીલખા-આનંદાશ્રમનું એક દૃશ્ય આપી પડદો પાડીશ. ગુજરાતમાં વડોદરા નજીક આવેલ ઉમયાંગામના દરબારશ્રી રણમલસિંહ બીલખા આવ્યા હતા તે પ્રસંગ મને બરાબર યાદ છે. તેમનું પ્રચંડ ને અલમસ્ત શરીર ક્ષત્રિયવીરને શોભાવે એવું હતું. તેઓને બીડી અથવા સીગારેટનું બહુ મોટું બંધાણ હતું. દિવસરાત્રિની સંખ્યા સિત્તેર જેટલી થઈ જાય તેઓ નાથદર્શને નિજમંદિરમાં ગયા ત્યારે બીજા કુશલવર્તમાનજોડે કોઈ વ્યસન હોય તો જણાવવા કહેવામાં આવ્યું. તેમણે બંધાણની કબૂલત આપી. નાથે સરલ સ્વભાવે પૂછયું: "કેમ તમે એ વ્યસન છોડી શકો ખરા?" "જી, હા, આપશ્રીની આજ્ઞા થાય તો હું છોડી શકું." તેમણે નાથની મહાશક્તિમાં અચલ વિશ્વાસ મૂકી એકરાર કર્યો. નાથે ધીરગંભીર સ્વરે આજ્ઞા કરી, "લ્યો હથેળીમાં આ જલ અને કરો પ્રતિજ્ઞા" આમ આજ્ઞા કરી કમંડલમાંથી તેમને જલ આપ્યું. તેમણે જલ લીધું એજ સમયે વ્યસનત્યાગની પ્રતિજ્ઞા કરી,



નાથપ્રભુનાં પાદારવિંદ

અને આશ્ચર્ય એ કે તેજ દિવસથી તેમનું હડહડતું બંધાણ સદાને માટે ગયું. નાથનો પ્રબલ સત્યસંકલ્પ અને અદ્ભુત પ્રાણબલ કેટલું સાધી શકે છે તેનું આ પ્રત્યક્ષ પ્રમાણ છે. નહિતર વ્યસન છોડવું એ મરવા બરાબર છે. વ્યસનમાત્ર ભૂતનો વળગાડ છે. તે નાનું હોય કે મોટું, ચાનું હોય, બીડીનું હોય, હોકાનું હોય, છીંકણી સુંઘવાનું હોય કે દાંતે બજર દેવાનું હોય, અફીણ ભાંગ ગાંજા ચરસનું હોય-એમાંનાં બધાં છોડવાં બહુ આકરાં હોય છે. એ તો છોડાવી શકનાર મળે ત્યારેજ છૂટે, અને નાથજેવા સમર્થ સદ્‌ગુરુદેવે આવા અનેક વ્યસનીઓને વ્યસનમુક્ત કર્યા છે. ફક્ત એક દિવસમાટે નહિ પણ જીવનભર અફીણીનું અફીણ, ભાંગ પીનારની ભાંગ, ચરસ કે માજમ ખાનારની ચરસ ને માજમ આ બધું એક ઝટકે કાપી નાખ્યાં છે. જગતના માનવીઓને મોહપાશમાંથી છોડાવી અન્ય વિકારોમાંથી પણ નાથે મુક્તિ અપાવી છે અને એ સાધકોનો સાધનામાર્ગ અતિ સરલ બનાવ્યો છે, અને સિદ્ધિસુધી પહોંચાડવાનું મનોબલ પણ આપ્યું છે. આવા સાચા સંતને કોણ ન વંદે? જયનાથ, જયપ્રભુ, જયનાથ!

---

# પ્રભુનું પ્રાકટ્ય

[ લેખક:—શ્રી ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્ય-લીંબડી ]

જ્યારે જ્યારે આવા મહાપુરુષોનું ઇશ્વરાંશતરીકે પ્રાકટ્ય થયું છે ત્યારે ત્યારે તેઓશ્રીએ પોતે સર્વજ્ઞ તથા સર્વૈશ્વર્યસંપન્ન હોવા છતાં પોતાના જીવનની શરુઆત સાધારણ મનુષ્યોને ભૂલવણીમાં નાંખી દે તેવી આશ્ચર્યકારક રીતે કરેલી મહાભારતાદિ અનેક શાસ્ત્રોમાં જોવામાં આવે છે. ભગવાન્ રામચંદ્ર તથા કૃષ્ણચંદ્રના બાલજીવને પણ અનેક લોકોને ગૂંચવણીમાં નાંખી દીધા હતા, પરંતુ ભગવાન્ વસિષ્ઠ કે જેમનાં આંતરચક્ષુઓ ખુલ્લી ગયાં હતાં તેઓએ તો તેમના પ્રાકટ્યની સાથેજ તેમના સ્વરૂપને પીછાની લીધું, અને જ્યારે જ્યારે ભગવાન રામચંદ્રે વસિષ્ઠ ભગવાનની ગુરુતરીકે પ્રશંસા કરી છે, ત્યારે ત્યારે અનેકવાર છુપીરીતે તેઓએ કહી પણ દીધું છે કે "ભગવન્! આપ લોકોને શિષ્ટાચારનો બોધ આપવા ભલે ગમે તેવો બહિર્ વ્યવહાર સેવો, પરંતુ હું આપના સ્વરૂપને સમજી ગયો છું, અને તેથી હું આપનો વાસ્તવિકરીતે ગુરુ નથી, પણ આપ વિશ્વંભરજ અમો સર્વને વંદનીય છો."

ઠેકાણે પ્રસરી ગઇ, પરંતુ તેથી કાંઈ તેઓશ્રીના સ્વરૂપને જોઈ શકવાનું સામર્થ્ય આવે તેમ ન હતું. પરંતુ હાલમાં તે પુણ્યભૂમિમાં જે વૃદ્ધશરીરો હયાત છે તેઓ હવે આવા મહાપુરુષોના સ્વરૂપને સાધારણ મનુષ્યોથી ન ઓળખાવાના અમારા કથનમાં સાક્ષી પૂરે છે.

શિક્ષણ લેવા માટેની યોગ્ય વય થતાં તેઓશ્રીએ પોતાનાજ મોજીદડ ગામની ગામઠી શાળામાં શિક્ષણ લેવાનું શરુ કરી, પ્રાથમિક શિક્ષણથી માંડી રાજકોટ ટ્રેનિંગકોલેજનાં બે વર્ષો સુધીનો અભ્યાસ કર્યો. આ બધા વિદ્યાભ્યાસ દરમિયાન તેઓશ્રીએ ઘણા શિક્ષકો પાસેથી શિક્ષણ મેળવ્યું, અને તે બધા શિક્ષકો તેઓશ્રીનું અસાધારણ બુદ્ધિબળ જોઈ વિદ્યાર્થીઓ સમક્ષ તેઓશ્રીની સૂક્ષ્મ ગ્રહણધારણ શક્તિનાં મુક્તકંઠે વખાણ કરતા, પરંતુ આ બધી વ્યક્તિઓમાંથી એકજ મહાન્ વ્યક્તિ કે જેનાં આંતરચક્ષુઓ ખુલ્લી ગયાં હતાં, અને જેમના હાથ નીચે મહાત્માશ્રીએ પોતાનો અભ્યાસ પૂરો થયા પછી થોડો સમય નોકરી પણ કરી હતી, એવા લીંબડી ગામના રહીશ જ્ઞાનનિષ્ઠ જેશંકર માસ્તર સાહેબે તેઓશ્રીને પરમાત્મસ્વરૂપે પ્રથમથીજ પિછાની લીધા હતા. જ્યારે પૂજ્યપાદ મહાત્માશ્રીની સ્થિતિ મોજીદડ મુકામે થઈ હતી ત્યારે માસ્તર સાહેબે પોતાનું શરીર અશક્ત હોવાને લીધે તેઓશ્રીને પોતાના જીવનની છેલ્લી ક્ષણે દર્શન આપવામાટે એક એવો હૃદયના ભાવોથી ઊછળતું પત્ર લખ્યું હતું કે જે વાંચવાથી તથા માસ્તર સાહેબના મુખથીજ મહાત્માશ્રીના જીવનસંબંધી જે કેટલીક આશ્ચર્યજનક બાબતો સાંભળવા હું ભાગ્યશાળી થયો છું તે ઉપરથી કહી શકાય કે માસ્તર સાહેબ નાથના જીવનને બરાબર સમજી શક્યા હતા. દૈવયોગે માસ્તર સાહેબનું સ્થૂળશરીર થોડાજ સમય પહેલાં પંચત્વને પામ્યું છે, પરંતુ જો આજે તેઓશ્રીનું સ્થૂળશરીર વિદ્યમાન હોત તો ખાત્રી છે કે પૂજ્યપાદ મહાત્માશ્રીનું જીવન કાંઈક અલૌકિક રીતેજ આલેખાત.

## લીલાવિગ્રહનો બીજો પડદો

પૂર્ણિમાના ચંદ્રની પેઠે દિનપ્રતિદિન વૃદ્ધિગત થતું તેઓશ્રીનું સ્થૂળશરીર યુવાવસ્થામાં પ્રવેશ્યું. કેટલાક સંબંધિજનોએ તેઓશ્રીના વેવીશાળનું નક્કી કરી જે સ્થળે તેઓ પોતાની નોકરી કરવા ઉપરાંત અધ્યાત્મચિંતન પણ કરી રહ્યા હતા, ત્યાંથી દેશતરફ આવવાના દબાણવાળાં પત્રો આવવાં લાગ્યાં. લીલાવિગ્રહનો બીજો પડદો ઊઘડ્યો. સંબંધિજનો પોતાને તેડવામાટે આવે અને તેઓને નકારમાં જવાબ મળતાં તેઓના હૃદયમાં ક્લેશાનુભવ થાય, તેમ ધારી થોડા સમયની રજા મેળવી ગુપચુપ હરદ્વારના નિર્જન અરણ્યતરફ પ્રયાણ કર્યું. સંબંધિજનોને આ વાર્તા જ્ઞાત થતાં ઘણું દુઃખ થયું, પરંતુ તેઓશ્રીની બાલ્યાવસ્થામાં સાંભળેલા સંત મહાત્માના દિવ્ય શબ્દોનું સ્મરણ થતાં અને હવે તેમને તેઓશ્રીના પ્રાકટ્યનો પૂરેપૂરો વિશ્વાસ થતાં હૃદય શાંત કર્યું.

તીર્થયાત્રા તથા સંતસમાગમના માહાત્મ્યનો બોધ આપવા ભગવાન્ રામચંદ્રે જેવો થોડોક પાઠ ભજવ્યો હતો, તેવોજ લીલાવિગ્રહનો એક પાઠ થોડો સમય ભજવી પાછા સંબંધિજનોના સાંત્વનાર્થે મહાત્માશ્રીએ દેશતરફ આવી બધાના હૃદયોને શાંત કરી પોતાની નોકરીનું સ્થાન સંભાળી લીધું.

લીલાવિગ્રહના આ બીજા પડદામાંજ પોતાનું આ ઈશકાર્ય શરુ થઈ ગયું હતું, પરંતુ તે વખતે પણ થોડાં જિજ્ઞાસુ હૃદયો તેમના પ્રાકટ્યને પિછાની શક્યાં છે, તેમ સમજી તથા

પોતાના ઈશકાર્યને યોગ્ય હજુ સમાજનું ક્ષેત્ર તૈયાર નથી તેટલા ખાતર વધુ તૈયારીઓ માટે પોતાની નોકરીનું રાજીનામું આપી કાશી આનંદગુહામાં અને ગિરનારની પવિત્ર ભૂમિમાં આવેલા મુચકુંદગુહામાં રહી ઉચ્ચ ભૂમિકા પરથી પોતાના ઈશકાર્યને યોગ્ય ક્ષેત્ર તૈયાર કરવા માંડ્યું.

પોતાના ઈશકાર્યની સફળતાને યોગ્ય ક્ષેત્ર તૈયાર થતાં તુરતજ બહાર આવી શ્રી-બીલખા-આનંદાશ્રમમાં નિવાસ કરી પોતાના પ્રાકટ્યના મુખ્ય કાર્યની શરુઆત કરી દીધી.

## લીલાવિગ્રહનો ત્રીજો પડદો

જગતમાં દરેક મહાન્ વિભૂતિઓનું પ્રાકટ્ય કોઈ અમુક અમુક કાર્યની સિદ્ધિ માટેજ હોય છે, અને તે તે કાર્યો પૂર્ણ થતાં તેઓનાં શરીરો તિરોભાવને પામે છે. પૂજ્યપાદ મહાત્માશ્રીના કાર્યક્ષેત્ર પરથી સમજાય છે કે તેઓશ્રીનું પ્રાકટ્ય સનાતન વૈદિક ધર્મના પુનરુદ્ધાર માટેજ હતું, અને તેની સાક્ષી ભૂતકાળનો ધાર્મિક ઇતિહાસ પણ આપે તેમ છે. એક વાત તો આજે આખાય ભારતવર્ષમાં નિર્વિવાદિતરીતે મનાય છે કે અંગ્રેજી રાજ્યની હકુમત પછી ભારતવર્ષ ધર્મહીન થતો ગયો, અને તેનુંજ કારણ અત્યારની ભારતની આ અવદશા છે ઇતિહાસ ઉપરાંત અત્યારે જે વૃદ્ધ શરીરો હયાત છે તેઓ પણ કહે છે કે મહાત્માશ્રીના સ્થૂળશરીરના પ્રાદુર્ભાવસમયે લોકો ધર્મવિમુખ થઈ રહ્યા હતા. બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ, ક્ષત્રિયોનું ક્ષાત્રત્વ, વૈશ્યોનું વૈશ્યત્વ તથા શૂદ્રોનું શૂદ્રત્વ નષ્ટપ્રાય થવાની અણી-પર હતું. વર્ણાશ્રમ વ્યવસ્થાના તો માત્ર લીસોટાઓજ દેખાતા હતા. ધર્મ અને નીતિનું તો નામમાત્ર રહ્યું હતું. સંસ્કૃત ભાષાજ્ઞાનના અભાવે ધર્મનાં રહસ્યોને સમજવાના સાધનરૂપે શાસ્ત્રોતરફ કોઈ વિરલાજ દૃષ્ટિ કરી શકતા. સાચા ધર્મગુરુઓ કે ઉપદેશકોનો પણ અભાવજ જણાતો હતો. આવા વિકટ સમયમાં તેઓશ્રીએ પોતાના કાર્યનું એક અંગ પ્રથમ ઉપદેશથી ચાલુ કરી ધીમે ધીમે લોકોને ધર્મતરફ અભિરુચિવાળા કરવા માંડ્યા. ઉપદેશના સંસ્કારોને હૃદયમાં દૃઢીભૂત કરવાનું બીજું સાધન જે શાસ્ત્રો તેને પણ ધીમે ધીમે ગુર્જર ભાષામાં લખવાનું શરુ કરી લોકોમાં તેનો કેટલોક મફત પણ પ્રચાર કરવો શરુ કરી દીધો. જેમ જેમ સંધ્યાવંદનાદિ નિત્યકર્મ તથા શુદ્ધ વ્યવહાર-પરમાર્થના માર્ગોને સુસ્પષ્ટપણે બતાવનારા ઉપદેશગ્રંથાવલિના અંકોરૂપે નાનાં નાનાં પુસ્તકો લોકોમાં મફત વહેંચાવા લાગ્યાં તેમતેમ જગતનું આધ્યાત્મિક વાતાવરણ શુદ્ધ થતાં ધર્મ એ શું છે તે જાણવાની ઉત્કંઠાનાં અંકુરો લોકોનાં હૃદયોમાં ફૂટવા લાગ્યાં. જેમ જેમ લોકોનો અધિકાર વધતો જતો જોયો તેમ તેમ યોગના તથા વેદાંતના અતિ કઠિન ગ્રંથો પાતંજલયોગદર્શન, ઉપનિષદો, યોગકૌસ્તુભ, વેદાંતદર્શન, સાંખ્યપ્રવચન તથા શ્રીમદ્ ભગવદ્ગીતાદિ પર ગુર્જર ભાષામાં ટીકાઓ કરી લોકોને વેદાંતશાસ્ત્રનો અમૂલ્ય અમૃતમય રસ ચખાડવા માંડ્યો, અને હવે તો આ ધર્મ-પુસ્તક પ્રચારનું કાર્ય એટલું તો વધી ગયું છે કે ગુજરાત અને કાઠિયાવાડમાંજ નહિ પરંતુ આખા હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાનની બહાર આફ્રિકાદિ દેશોમાં પણ તેઓશ્રીનાં પુસ્તકો વંચાય છે. આટલા કાર્યથી પણ ઈશકાર્યની સમાપ્તિ થતી નથી તેમ ધારી આજે કેટલાંય વર્ષો થયાં લગભગ પ્રતિવર્ષ જૂનાગઢથી માંડી જામનગર, રાજકોટ, અમદાવાદ, સુરત, ભરૂચ, વડોદરા, મુંબઈ, કરાંચી વગેરે ઘણાં નાનાં મોટાં શહેરોમાં અતિકષ્ટ સાધ્ય પ્રવાસક્રમ સેવી અંધકારમાં ડુબેલા અનેક જનોના તારણહાર બનેલા હતા, પરંતુ હું તો તેઓશ્રીને જન્મસિદ્ધ-

સર્વૈશ્વર્યસંપન્ન સાક્ષાત્ મહેશ્વરાવતાર રૂપેજ માનતો હોવાથી તેઓશ્રીના એ કોઈપણ ગુણનો ઉત્કર્ષ કે નવો આવિર્ભાવ માનતો નથી, પણ તેઓશ્રીના પરિચયમાં વર્ષો થયાં હોવાથી અને જીવત્વમાંથી ઈશત્વ પ્રાપ્ત થઈ શકે છે તેમ માનવા છતાં, મારી બાલ્યાવસ્થામાંથી તે અત્યાર સુધી મહાત્માશ્રીના જીવનને અવલોકવાનો જે શુભ પ્રસંગ પ્રાપ્ત થયો છે તે ઉપરથી હું તો છયોક તેમના પ્રાકટ્યને સાક્ષાત્ શ્રીમહેશ્વરના અવતારરૂપે જણાવું છું. જીવત્વમાંથી ઈશત્વ પ્રાપ્ત કરનાર મહાપુરુષોમાં ક્રમશઃ જે દિવ્યગુણો તથા સિદ્ધિઓ પ્રકટે છે તેમાં, અને જે વિભૂતિઓનું ઈશ્વરાવતાર તરીકે પ્રાકટ્ય થાય છે તેમના તે દિવ્યગુણો અને સિદ્ધિઓમાં ઘણો ભેદ હોય છે, પરંતુ આ ભેદ સામાન્યબુદ્ધિથી સમજી શકાય તેમ નથી, છતાં આ વિષય એ અંતઃકરણનો અધિકાર તથા તદનુરૂપ માન્યતાનો વિષય હોવાથી ઇતિહાસ અને શાસ્ત્રોને બાજુમાં રાખી મહાત્માશ્રીનું જીવન બહુજ બારીકીથી અવલોકવા સૌને વિનવું છું, અને પોતાના અંતઃકરણનો અધિકાર વધારી ઉપર કહેલી રીતે મહાત્માશ્રીના જીવનને અવલોકવાનો જેઓ શ્રમ લેશે તેઓ તેઓશ્રીના પ્રાકટ્યનું માહાત્મ્ય સમજી ઘણા જન્મોને અંતે પ્રાપ્ત થતી આવી ઉત્તમ તકનો લાભ લઈ પોતાનું જીવન આ જન્મેજ કૃતકૃત્ય કરી દેશે

કોઈપણ ભૂતકાળના ઈશ્વરાવતાર સમયે સમસ્ત જગતે તેમનો ઈશ્વરસ્વરૂપે સ્વીકાર કર્યો હોય તેવું જણાતું નથી. એ તો જેઓ તેમના પ્રાકટ્યના માહાત્મ્યને સમજી શક્યા, તેઓએજ તેમનો લાભ ઉઠાવી અનેક જન્મોના દુઃખદ પ્રવાસને કાપી નાંખી તે જન્મમાંજ કૃતકૃત્યતા મેળવી લીધી. બાકી તો જેમ વ્યવહારમાં પણ કોઈ ગુણવાન્ પુરુષની કિંમત તેમની હયાતીમાં થતી નથી, પરંતુ પાછળથી જ લોકો તેમના ગુણોને સંભારે છે તેમ આવા જીવન્મુક્ત મહાપુરુષના પ્રાકટ્યની કિંમત પણ લોકો તેમના શરીરના તિરોભાવ પછીથીજ કરે છે. મારી ખાત્રી છે કે મહાત્માશ્રીના સ્વરૂપાવસ્થાન પછી હિંદુસ્તાનના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરાયેલા પૂજ્યચરણ ભગવાન્ આદ્યશંકરાચાર્યના પવિત્ર નામ પછી તુરત જ ભગવાન્ શંકરના બીજીવારના પ્રાદુર્ભાવ તરીકે મહાત્માશ્રીનું પવિત્ર નામ ધાર્મિક ઇતિહાસનાં પાનાંઓમાં આલેખાશે.

હું અધમ મોહાસક્ત કીટને, દંશ દો બહુ જોરથી;
મને આપ સ્વરૂપ કરો ગુરુવર! છાપી આપની મહોરથી.

દીનદયાળ! ભક્તવત્સલ! અશરણશરણ પ્રભુ જરૂર શરણ લેનાર સૌને આશ્રય આપી કૃતકૃત્ય કરશે!

---

# ભવિષ્યકથન

[લેખકઃ-શ્રી. કેશવલાલ કરશનજી ઓઝા બી.એ. એલ.એલ. બી.-વાંકાનેર]

(૧) હું ઈ. સ. ૧૯૧૬માં જૂનાગઢ મહાવિદ્યાલયમાં ઈન્ટર આર્ટસમાં અભ્યાસ કરતો હતો ત્યારે બીલખા-આનંદાશ્રમના અધિષ્ઠાતા નાથપ્રભુ જૂનાગઢમાં શ્રીમાન્ અમરજીભાઇને ત્યાં પધાર્યા હતા. શિષ્યો અશિષ્યો સૌ અનુકૂલતા પ્રમાણે તેઓશ્રીનાં દર્શનસત્સંગનો લાભ લેવા આવતા. તેઓશ્રીનાં દ્વાર સૌમાટે સદા ખુલ્લાં રહેતાં. રાત્રિએ પણ ઘણા જિજ્ઞાસુઓ દર્શનસત્સંગમાટે આવતા, અને ત્યારે હું પણ જતો. એ સમયે માણેકલાલભાઈ

પણ જૂનાગઢ તાલુકા નિશાળના ગોર મહેતાજી હતા, એટલે તેઓ પણ દર સમયે કૃપાનાથનાં સાંનિધ્યમાં દેખાતા. એક પ્રસંગે અમારા સૌના સંસ્કૃતજ્ઞાનની પરીક્ષા કરવા રાત્રિને સમયે નીચેનો શ્લોક બોલી અર્થ પૂછ્યો:-

નિર્વિષેણાઽપિ સર્પેણ કર્તવ્યા મહતી ફણા।
વિષં ભવતુ મા ભૂદ્વા, ફટાટોપો ભયંકરઃ॥

કોઈ તેનો અર્થ ન કરી શક્યું ત્યારે પોતાશ્રીએ નીચે પ્રમાણે અર્થ સમજાવ્યો:—

"સર્પ ઝેરવગરનો હોય તોપણ તેણે મોટી ફેણ કરવી-ફુંફાડો રાખવો; કેમકે સર્પમાં ઝેર હોય કે ન હોય તો પણ ચડાવેલી ફેણ-ફટાટોપ-ભયંકર એટલે ભયપ્રદ જણાય છે-લાગે છે-દેખાય છે."

કૃપાનાથે આ શ્લોકનો અર્થ પૂછી એમ બોધ આપ્યો કે જો સર્પ ફેણ ન ચઢાવે તો માર ખાય છે આના સમર્થનમાં તેઓશ્રીના મુંબઈમાં અપાયેલ વ્યાખ્યાનોના સંગ્રહમાં "પરમ સુખી થવાના ઉપાય" નામક ગ્રંથમાં એક દૃષ્ટાંત છે તેમાં એક જંગલમાં રંજાડ કરતા એક ભયંકર અને ઝેરી સર્પને એક સમર્થ સંતે પોતાના આધ્યાત્મિક પ્રતાપથી નિર્વૈર અને પ્રશાંત બનાવી મૂક્યો પછી ત્યાં વસતાં અને ત્યાંથી પસાર થતાં મનુષ્યોએ તેને મારી મારીને અધમૂઓ કરી દીધો. ફરી એ મહાપુરુષ ત્યાંથી પસાર થયા, અને એ સર્પની એવી દયાજનક સ્થિતિ જોઈ ત્યારે તેને ફુંફાડો રાખવાનો ઉપદેશ આપ્યો

(૨) ઈ સ. ૧૯૧૭માં ગુરુદેવનું ફરીવાર શ્રીમાન્ અમરજીભાઈને ત્યાં પધારવું થયું, અને જૂનાગઢના જિજ્ઞાસુજનોને સત્સંગનો લાભ મળવા લાગ્યો. આ પ્રસંગે નાથની કૃપાનું કિરણ મારા ઉપર જરા વધારે પડયું મારાપર કૃપા કરી મને સેવાનો લાભ આપ્યો. લીંબડાના કુંભાર ભક્ત મૂળજીભાઈનાં સુપુત્રી ગંગાબહેન માણેકલાલભાઈને ઘરે પ્રભુદર્શનનો લાભ લેવા આવી રહ્યાં હતાં, તેમને સંસ્કૃત શિખવવાની ગુરુદેવે મને આજ્ઞા આપી ત્રણેક માસસુધી માણેકલાલભાઈને ઘરે જઈ મેં આ સેવાકાર્ય કર્યું. મને આ સેવાકાર્યના બદલામાં પ્રસાદરૂપે એક વસ્ત્ર ગુરુદેવની આજ્ઞાથી મળેલું આ છે મારા જીવનનો બીજો સ્મરણ-પ્રસંગ

(૩) ઈ. સ. ૧૯૨૧માં એટલે સં ૧૯૭૭માં મેં ગુરુદેવની દીક્ષા લીધી, અને એજ વર્ષમાં હું બી. એ એલ. એલ. બી ની પરીક્ષામાં પાસ થયો હોવાથી આશરે એકેક વર્ષ-સુધી જૂનાગઢમાંજ વકીલાતનો ધંધો કર્યો એ પછી મને લખતરમાં સરન્યાયાધીશની જગા મળી ત્યાં આશરે પાંચ છ વર્ષ સુધી નોકરી કર્યા પછી મને ઈ સ ૧૯૨૭માં વાંકાનેરમાં -મારી જન્મભૂમિમાં-ટ્રેઝરી ઓફિસરનું સ્થાન મળ્યું. આ પછી અમુક સમયે મારા પૂજ્ય પિતાશ્રીનું મારા ઉપર પત્ર આવ્યું-તેમાં જણાવ્યું હતું કે "કૃપાનાથ અમુક તિથિએ અમુક સમયે ટ્રેઇનમાં વાંકાનેર જંકશનથી આગળ પધારશે, માટે તમે દર્શન કરવા અવશ્ય સ્ટેશને જશો." આમાં થયેલાં સૂચન પ્રમાણે હું તથા મારાં પત્ની દૂધ આદિ લઈ સ્ટેશને ગયાં હતાં. અમે દર્શન કરી લીધા પછી કૃપાનાથે મારા સામું જોઈ મને પૂછ્યું

"અહીં તમે શી નોકરીમાં છો?",

મેં વિનમ્રભાવે જવાબ વાળ્યો, "પ્રભો! હું અહીં ટ્રેઝરી ઓફિસર છું" મારો આ

જવાબ સાંભળી મારા ભાગ્યનું અણઉકેલ પાનું મને વાંચી સંભળાવતા હોય તેમ બોલ્યા —

"તમે કારભારી થશો, પણ જરા વાર છે."

આટલું બોલી તેઓશ્રીએ મારાઉપર કૃપાનું સ્મિત વેર્યું. આ પ્રસંગ મારા સ્મરણપ્રમાણે બન્યો ઇ. સ ૧૯૨૮માં. કૃપાનાથના આ શબ્દોપર મેં લેશપણ વિચાર ન કર્યો, કેમકે એમાં મને વિચાર કરવાજેવું ન જણાયું. માણસ હમેશાં પોતાના વર્તમાન અનુભવો ઉપરજ મંડાણ માંડે છે. મેં મંડાણ બાંધ્યું મારી વર્તમાન પરિસ્થિતિ ઉપર મને સ્પષ્ટ ખ્યાલ કે મારા આખા જીવનમાં મને વાંકાનેર રાજ્યમાં કારભારીનું સ્થાન મળેજ નહિ, અને મારી જન્મભૂમિ વાંકાનેરની બહાર જવાની મારી જરાપણ ઇચ્છા નહિ. જ્યાં તક અને ઇચ્છાનો અભાવ હોય ત્યાં કલ્પના પણ કેમ સંભવે? અને તેથીજ મેં ગુરુદેવના એ શબ્દો સાંભળીને મારા જીવનમાં હું કારભારી બનીશ એવી કલ્પના પણ નહિ કરેલી, કેમકે જે ન બનવાનું હોય અથવા જેનો સંભવ પણ શક્ય ન હોય તે માટે કલ્પનાને ઘોડે કોણ બેસે?

પરંતુ મહાસંતના શબ્દો ભાગ્યને પલટો કેમ લેવરાવે છે અને અનિચ્છાને ઇચ્છા કેમ બનાવી શકે છે એ બરાબર જાણવું હોય તો મારા ભાગ્યપલટાનો ઇતિહાસ જાણવાજેવો છે એ ઇતિહાસ એટલે ગુરુદેવના ઈશ્વરજીવનનો ઇતિહાસ અને મારા જેવા માનવીની મનુષ્યબુદ્ધિનો ઇતિહાસ મારી કલ્પનામાં પણ જે ઘટનાની શક્યતાનો લવલેશ પણ સંભવ ભાસતો ન હોતો તે ઘટના સાકાર સ્વરૂપ કેમ પામી એ જેટલું મને આશ્ચર્ય પમાડે છે તેટલુંજ વાચકને પણ અચંબો પમાડશે

હું જે સમયની વાત કરું છું તે સમયે લાઠીમાં મેનેજમેન્ટ હતું, અને સગીર ઠાકોર સાહેબ Practical Training-પ્રેક્ટિકલ ટ્રેઈનિંગ માટે-અનુભવ જ્ઞાનમાટે-વાંકાનેર રાજસાહેબ પાસે રહેતા રાજ્યનાં જુદાં જુદાં ખાતાંનો તેમને પ્રત્યક્ષ અનુભવ મળે એ દૃષ્ટિએ મારી ઓફિસમાં પણ અનુભવ મેળવવા મારી પાસે બેએક માસ આવેલા, અને આ રીતે હું તેમના અંગત પરિચયમાં આવ્યો લાઠી ઠાકોર સાહેબનું સગપણ કોટડાંગાંગાણી થયેલું, પરંતુ કન્યાનાં માતાપિતા અવસાન પામતાં કન્યાના મામા ગેરૂભા ચુડાસમા તેમના વાલી થયા તેમણે લગ્નની ઉતાવળ કરી બહુ આગ્રહ કર્યો લાઠી ઠાકોર સાહેબના વાલી વાંકાનેર રાજસાહેબ હતા તેમણે લગ્ન કરવા ના પાડી અને કારણમાં જણાવ્યું કે લાઠી રાજ્ય નાનું એટલે એક વર્ષે લગ્નનો અને બીજે વર્ષે ગાદીએ બેસવાનો ખર્ચ ઉપાડી ન શકે, માટે જ્યારે તેમને ગાદી મળે ત્યારેજ લગ્ન થઈ શકે આમ છતાં કન્યાના વાલી તરફથી અસામાન્ય દબાણ થતાં ગાદીએ બેસવાનો પ્રબંધ ત્વરિત થાય એવી વ્યવસ્થા થઈ. વાંકાનેર રાજસાહેબનું એજન્સીમાં બહુમાન એટલે એ શક્ય બન્યું. ગાદીએ બેઠા પહેલાં કારભારીની પસંદગી થવી જોઈએ એ દૃષ્ટિથી રાજસાહેબે ઠાકોર સાહેબને તેમના મેનેજરની સલાહ લેવા સૂચન કર્યું. ઠાકોર સાહેબ રાત્રિએજ મોટરમાં મારતી મોટરે લાઠી ગયા. મેનેજરને જગાડી ગાદીએ બેસવાની અને કારભારીમાટેની વાત કરી. મેનેજરે જણાવ્યું કે તમને મારા રીપોર્ટ વગર તુરતમાં ગાદી મળવાની શક્યતા નથી, અને કદાચ તમે માનો છો તેમ ગાદી મળે તોપણ મારે તમારા કારભારી થવુ નથી આ જવાબ લઈને ઠાકોર સાહેબ વાંકાનેર આવ્યા, અને સમસ્ત હકીકતથી રાજસાહેબને વાકેફ કર્યા, અને કારભારી

પરંદ કરી દેવાનું કામ તેમને સોંપ્યું. મારું પણ નામ આપવામાં આવ્યું, અને મને રૂબરૂમાં તેડાવી પૂછવામાં આવ્યું. મેં સ્પષ્ટ ના પાડી કેમકે, મને વાંકાનેર બહાર જવાની મૂળથીજ ઇચ્છા ન હતી. મેં તો મારો ભાગ્યોદય વાંકાનેરમાંજ થાય એમ અભિરુચિ વ્યક્ત કરી. મેં રાજસાહેબને લાઠીકારભારી થવાની અનિચ્છા દેખાડી, અને વાંકાનેરમાંજ સરન્યાયાધીશની જગા આપવા વિનતિ કરી. મને રાજસાહેબે તે જગા આપવાની સ્પષ્ટ શબ્દોમાં ના પાડી, અને લાઠી જવાનું દબાણ કર્યું લાઠીઠાકોરસાહેબને ગાદી મળી. તેમનાં લગ્ન થયાં, અને હું ઇ. સ. ૧૯૩૧માં લાઠીનો કારભારી બન્યો

બંધુઓ! અશક્ય કેમ શક્ય બને છે-અસંભવિત કેમ સંભવિત બને છે—ન ધારેલું કેમ આવી મળે છે એનો આ જાત અનુભવ છે.

લાઠીમાં જ્યાંસુધી કારભારી બનીને હું ન આવ્યો ત્યાંસુધી મારે આજે સ્પષ્ટ એકરાર કરવો પડે છે કે છ મને વાંકાનેર જંકશનમાં કહેવાયેલા શબ્દોનું રજમાત્ર સ્મરણ નહોતું, કેમકે મારી સામાન્ય સમજપ્રમાણે મને એ શબ્દોમાં કાંઈ રહસ્યજેવું લાગ્યું ન હોતું-મને તો એ શબ્દો સામાન્ય ભાષાના શબ્દો જણાયા હતા, અને ઓપચારિકરીતે એ શબ્દો બોલાયા હશે એમ હું સમજ્યો હતો, પણ જ્યારે હું કારભારી બનીને લાઠીમાં આવ્યો ત્યારે વીજળીને વેગે વાંકાનેર જંકશનનું મને સ્મરણ થઈ આવ્યું ટ્રેઈનમાં બેઠેલા-શ્વેતવસ્ત્રો પરિધાન કરીને બેઠેલા કૃપાનાથની સૌમ્યમૂર્તિનાં મને મંગલમય માનસદર્શન થયાં, અને સાથે સાથે તેઓશ્રીએ ઉચ્ચારેલ શબ્દો "તમે કારભારી બનશો, પણ જરા વાર છે" એ શબ્દોના મુંગા મુંગા મને પડઘા પણ સંભળાયા. જેને મેં સામાન્ય શબ્દો માની વિસારે પાડ્યા હતા એ શબ્દો લાલ અક્ષરે મારા સ્મૃતિપટપર નોંધાઈ ગયા, અને ન ભૂલાય એવી રીતે કોરાઈ ગયા.

હવે મને લાગ્યું કે એ શબ્દો સામાન્ય શબ્દો ન હતા-તેમ સામાન્ય પુરુષના શબ્દો પણ ન હતા આ શબ્દો મહેશ્વરની ભવિષ્યવાણીરૂપ હતા. આ શબ્દો ન હતા, મારા ભાગ્યના ઉદયનો એમાં કોલ હતો. એ શબ્દોના રૂપમાં અવતારલીલાનું પ્રત્યક્ષ પ્રમાણ હતું. એ શબ્દો મેં પ્રથમ વાંકાનેર-જંકશનમાં સાંભળ્યા ત્યારે તો ઉપેક્ષાવૃત્તિથી હું મનમાં ને મનમાં મરક્યો હતો, એટલુંજ નહિ, પણ એ શબ્દોને તદ્દન વિસારે પાડ્યા હતા, અને જે સ્થિતિ કલ્પના પણ ન કલ્પી શકતી હોય એવા આશારહિત શબ્દોને ભૂલ્યા સિવાય અલ્પ માનવી બીજું કરી પણ શું શકે? હું ત્યારે એ ક્યાં સમજ્યો હતો કે ગુરુદેવના એ શબ્દોમાં મારા ભાવિજીવનનો ઉકેલ છે? ત્યારે હું એ પણ ક્યાં જાણી શક્યો હતો કે એ શબ્દો સંભળાવનાર વાણીના પતિ સાક્ષાત્ બૃહસ્પતિ છે? ત્યારે મને એ પણ ક્યાં પ્રતીતિ હતી કે ગુરુશ્રી સર્વજ્ઞ સર્વેશ્વર છે? આતો બહુ મોડે મોડે જ્યારે મારું ભાગ્ય પલટાયું ત્યારે મને જ્ઞાત થયું કે એ શબ્દો ઉચ્ચારનાર મનુષ્યરૂપમાં દેવાધિદેવ હતા-સચરાચરવ્યાપી રહેલી એ સૂક્ષ્મતમ પરમાત્મ-શક્તિએ માનવરૂપ ધર્યું હતું.

હું કારભારીપદની પ્રાપ્તિથી જેટલો હર્ષ પામ્યો છું એ કરતાં અધિક નાથના રહસ્યમય એ શબ્દોને ન સમજવામાટે ખેદ પામ્યો છું, અને પામું છું, અને અત્યારે બીજું કરી પણ શું શકાય? ત્યારે એ અદ્ભુત લીલાતનુને ન ઓળખાયું એ મારા હતભાગ્યની વાત છે, અને એના પ્રાયશ્ચિત્તરૂપે એક જ નિશ્ચય કરી શકાય કે થયેલી એ ભૂલમાટે

સેવાનાં પુષ્પો નાથચરણે જીવનભર વેર્યા કરાય. એ શબ્દોએ મને કારભારી બનાવી આશરે આઠવર્ષ લાઠીમાં રાખ્યો, આશરે ચાર વર્ષ માણસા સ્ટેટમાં રાખ્યો. આશરે છ વર્ષ વળા-રાજ્યમાં રાખ્યો, એટલુંજ નહિ, પણ એ કૃપા એ હજુ પણ મને વળા ઠાકોર-સાહેબના એડવાઈઝર તરીકે-સલાહકાર તરીકે ચાલુ રાખ્યો છે. આટલી અદ્ભુત કૃપાનો બદલો ક્યાંથી વાળી શકાય? એટલું જ કરી શકાય કે સદા સર્વદા નાથના એ ભાવવાહી શબ્દોનું સ્મરણ તાજું રહે, વાંકાનેર જંકશનમાં એ શબ્દો બોલનાર નાથપ્રભુનું માહાત્મ્ય મારા ચિત્તમાં વસી રહે, અને એ દિવ્યમૂર્તિનાં દર્શન મારા હૃદયમંદિરમાં આઠે પ્રહર ચાલ્યા કરે. આ તો છે મારી અભિલાષા અને પ્રાર્થના-આ અભિલાષા અને પ્રાર્થના એટલી તીવ્ર બની જાય કે નાથપ્રભુ સ્વયં એ સાંભળે અને પાછા પ્રત્યક્ષ બની મારા જીવનને ધન્ય કરે. મારી અભિલાષા ક્યારે સાકાર બને એ ધન્યઘડીની રાહ જોતો અને શબરીની દીનતાથી નાથભગવાનની પ્રતિક્ષા કરતો સમય વ્યતીત કરું છું.

જયનાથ! જયપ્રભુ!! જયનાથ!!!

---

# પૂ. ગુરુદેવ અને સ્વામી અખંડાનંદ

[ નિવેદક:-પૂ. સ્વામી શ્રીસદાનંદજી-જોરાવરનગર ]
( પૂર્વાશ્રમના શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી )

સદ્‌ગુરુદેવ શ્રીનાથપ્રભુ ભાવનગરમાં મંગળમહેલમાં શિષ્યોના આગ્રહથી પધાર્યા હતા. તે સમયે હું (સ્વામીશ્રી સદાનંદજી) તેઓશ્રીનાં દર્શનનિમિત્તે ભાવનગર ગયો હતો. મને સ્મરણ છે ત્યાંસુધી તેઓશ્રી માધ્યાહ્ન સ્નાનમાં બિરાજતા હોય ત્યારે શ્રી દક્ષિણામૂર્તિ-સ્તોત્રનો અર્થ સમજવા હું ત્યાં જતો. આવા એક પ્રસંગે અમદાવાદમાં "સસ્તું સાહિત્ય વર્ધક" નામક સંસ્થા સ્થાપનાર ભિક્ષુ અખંડાનંદજી ત્યાં આવ્યા અને બેઠા. ત્યાં બેઠા પછી અમુક પ્રાસંગિક વાતો કરતાં કરતાં અખંડાનંદજીએ મહાત્માશ્રીને નીચેના ભાવનો પ્રશ્ન પૂછ્યો: "હું શાસ્ત્રવાચન કરું છું, ધર્મધ્યાનમાં પ્રવૃત્ત રહું છું, સંસારનું મિથ્યાપણું પણ શાસ્ત્રોદ્વારા હું સમજ્યો છું, સંસારનો ત્યાગ કરી હું અસંસારી બન્યો છું, છતાં ક્વચિત્ ક્વચિત્ મારા હૃદયના ઊંડાણમાં અમુક પ્રકારનો 'ચણચણાટ' થયા કરે છે. સંસારનું બધું છોડ્યા પછી જે શાંતિનો અનુભવ થવો જોઇએ, જે અખંડાનંદ ચિત્તમાં પ્રકટવો જોઇએ, જે દિવ્ય સુખની ફોરમ રોમેરોમમાં ગુંજવી જોઇએ તેમાંનું કશું નથી. આ શા માટે હશે? આ બરાબર સમજાતું નથી." તેમનો આ પ્રશ્ન સાંભળી નાથ પરમશાંતિથી નીચે પ્રમાણે વદ્યા: "તમારો પ્રશ્ન સ્થાને છે, અને એમ થાય એ સ્વાભાવિક છે સંસાર છોડ્યાથી સંસાર જતો નથી સંસાર છોડ્યાથી અસંસારી થવાતું નથી. પોતાનું માનેલું બધુ સગાં-સ્નેહીઓ, આપ્તજનો-સ્નેહીમંડલ, કુટુંબકબીલો, સ્ત્રીપુત્ર, ધનધરા અને એવું એવું પોતે પોતાનું માનેલું બધું છોડ્યા પછી પણ જે સાચું છોડવાનું છે તે છૂટે નહિ ત્યાંસુધી એ ચણચણાટ મટતો નથી. એ ચણચણાટ બીજું કશું નથી, પણ અશાંતિની નાની ચિનગારી છે, અસુખનું નાનું પ્રતિક છે. માણસે આ ચણચણાટ સદામાટે મટાડવો હોય, એ ચણ-

ચણાટના તાપમાંથી સદાકાળમાટે મુક્તિ મેળવવી હોય, અને શાશ્વતસુખના ભોક્તા થવું હોય તો તેણે સાચા ત્યાગનું સ્વરૂપ સમજવું જોઇએ-સાચા જ્ઞાનનું સ્વરૂપ સમજવું જોઇએ. જેમ બધું શાસ્ત્રીયજ્ઞાન મેળવીને આવનાર શ્વેતકેતુને જ્ઞાનનું અભિમાન ધરતો જોઇને તેમના જ્ઞાની પિતા ઉદ્દાલકે પ્રશ્ન પૂછ્યો હતો: "એકને જાણવાથી બધાનું જ્ઞાન થાય તે વસ્તુ શી હશે? એકને જાણવાથી બધાનું જ્ઞાન થઈ જાય એ જ્ઞાન કયું હશે?" શ્વેતકેતુ વિચારમાં પડે છે. તેના શાસ્ત્રજ્ઞગુરુએ તેને સમસ્ત શાસ્ત્રજ્ઞાન આપ્યું છે, પણ જે પ્રશ્ન પિતાએ પૂછયો છે તેનું જ્ઞાન આપ્યું નથી. આથી શ્વેતકેતુ નિરાશ બની જાય છે, અને પિતાનેજ એ પ્રશ્નના સમાધાનમાટે પૂછે છે, અને સાચું સમાધાન મેળવે છે-જેમ સંસારનું બધું છોડી રાજા ભરત અરણ્યવાસ સ્વીકારે છે, છતાં મનમાં રહેલી ગુપ્ત આસક્તિ એને હરણના બચ્ચાંમાં બાંધે છે, અને જ્ઞાનમાટે અથવા પ્રભુપ્રાપ્તિમાટે રાજ્ય છોડી નીકળેલા રાજવી બીજા જન્મમાં હરણ બને છે, તેમ સાધકે પણ ત્યાગનું અને જ્ઞાનનું સત્યસ્વરૂપ સમજવું જોઈએ. સંસાર છોડવાથી છૂટતો નથી, મૂકવાથી મૂકાતો નથી, તેમાંથી ભાગી જવાથી મટી જતો નથી. માણસ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં એ સંસાર કોઈને કોઈ સ્વરૂપમાં તેની જોડ તેના પડછાયાની જેમ તેની પાછળ આવે છે, એટલે એને છોડવામાટે મહાપુરુષોએ જે માર્ગ બતાવ્યો છે તે જુદો છે. સાધક સંસારમાં રહે કે સંસાર છોડે-સાધક ગૃહસ્થજીવન ગાળે કે વાનપ્રસ્થ બને, સાધક સદા બ્રહ્મચારી રહે કે ભગવાં વસ્ત્રો પહેરી સંન્યાસી બને. તેને સંસ્કારાનુસાર જે રુચે તેમ કરે, પણ મુખ્યપણે તેણે ચિત્તમાં સંતાઈને બેઠેલા સંસારને કાઢવાનો છે. જેમ કાખમાં બેઠેલા છોકરાંને શહેરમાં શોધવા જવું એ હાસ્યાસ્પદ છે તેમ ચિત્તમાં ચોંટેલા સંસારને સ્થૂલસંસાર છોડવાથી છૂટી ગયેલો સમજવો એ એટલુંજ હાસ્યાસ્પદ છે. ચિત્તમાં ઘર કરી રહેલો સંસાર જે દહાડે છૂટે તે દહાડે કોઈને સ્થૂલસંસાર છોડવો પડતો નથી, અને આને શાસ્ત્રોની પરિભાષામાં "માનસસંન્યાસ" કહેવામાં આવે છે. સાધકને જ્યારે સાચો માનસસંન્યાસ પ્રાપ્ત થાય છે ત્યારે પછી એ ગમે તે આશ્રમમાં વિદ્યમાન હોય-તે બ્રહ્મચારી હોય, ગૃહસ્થ હોય, વાનપ્રસ્થ હોય, કે સંન્યાસી હોય તોપણ તેનું ચિત્ત એ ચણચણાટથી મુક્ત બને છે. હવે પ્રશ્ન એ છે કે ઉપરોક્ત માનસસંન્યાસ કેમ પ્રાપ્ત થાય? એ પ્રાપ્ત થાય છે વાસનારહિત થવાથી અથવા નિર્વાસનિક થવાથી. વાસનારહિત થવામાટે મુમુક્ષુએ શાસ્ત્રીય વૈદિકકર્મોના સતત અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિ મેળવવી જોઈએ, તે પછી શાસ્ત્રીય ઉપાસનામાં પ્રવૃત્ત થઈ ચિત્તની સ્થિરતા મેળવી જોઈએ, અને પછી વેદાંતશાસ્ત્રના શ્રવણ, મનન ને નિદિધ્યાસનવડે આવરણ ભંગ કરી આત્મજ્ઞાન મેળવવાથીજ નિરતિશય આનંદનો અનુભવ થાય છે. રાજા ભરતે ત્રીજા જન્મમાં આ આત્માનુભવ મેળવી જડભરતના રૂપમાં અખંડશાંતિનો સાક્ષાત્કાર કર્યો હતો, તેજ પ્રમાણે ભગવાન્ ઉદ્દાલકે પુત્ર શ્વેતકેતુને છાંદોગ્યઉપનિષદ્‌માં આજ બ્રહ્મવિદ્યાનું જ્ઞાન આપી સમજાવ્યું કે બ્રહ્મરૂપ સતને પામીને મુમુક્ષુ પુનર્જન્મ પામતો નથી. આ સમસ્ત વિશ્વમાં ચરાચરમાં આજ સત્ વ્યાપેલું છે. એજ આત્મા છે. એજ બ્રહ્મ છે પિતાના આ ઉપદેશથી શ્વેતકેતુ "સતજ હું છું" એમ જાણતો થયો.

આ સત્, ચિત્ ને આનંદનો સાક્ષાત્કાર કરવો એજ સંસારીનું ને અસંસારીનું કર્તવ્ય છે. એના જાણવાથી બધું જ્ઞાત થઈ જાય છે, એની પ્રાપ્તિથી બધું પ્રાપ્ત થઈ જાય છે, એને મેળવવાથી બધું છૂટી જાય છે. પછી સંસારમાં રહ્યા છતાં સંસાર રહેતો નથી. પછી પ્રારબ્ધયોગે વ્યવહાર કરવો

જ્ઞાનનો સૂર્ય પ્રકટાવે છે, અને વિશ્વપ્રવાહો શુદ્ધ બનાવતા સાત્વિક જીવોનું કલ્યાણ કરે છે.

કહેવાની જરૂર નથી કે આ પરમજ્યોતિનું અવતરણ પણ આપણા કલ્યાણમાટે થયું છે. જેની પારમેશ્વરી શક્તિથી ઐહિક આમુષ્મિક કેટલું હિત સધાય છે તેની રૂપરેખા બતાવનારું એક સ્વલ્પ પણ પરમ સત્યોજ્જ્વલ દષ્ટાંત અહિંઆ રજૂ કરું છું કે જે વાચકવર્ગને નાથમહેશ્વરના ચરણમાં અખૂટ શ્રદ્ધા ઉત્પન્ન કરવામાં સહાયભૂત થઈ પડશે.

જે પ્રસંગ અહીં હું રજુ કરવા માગું છું તે મારા પિતાશ્રીની માંદગીનો છે. સં. ૧૯૬૯ના માર્ગશીર્ષમાસની પૂર્ણિમા આસપાસના દિવસો હતા. અમો એક સંબંધીના લગ્નમાં અમરેલી તરફ ગયા હતા. તે અરસામાં વરસાદસાથે કરા પણ પડ્યા હતા. પવન બહુજ હતો, તેથી ટાઢ પણ સખત હતી આ સ્થિતિમાં મારા પિતાશ્રી વહેલા ઊઠી, ટાઢા જળે સ્નાન કરી, ધર્મશાળા, સ્ટેશન, જાનનો ઉતારો વિગેરે સ્થળે ખુલ્લામાં આહ્નિક કરતા. આવી રીતે આખું અઠવાડિયું અનિયમિતરીતે પસાર થયું પરિણામે પ્રકૃતિ બગડી જ્વર અને ખાંસી લાગુ થયાં. એક માસે કંઈક સારું થયું. ઉધરસ તો કાયમજ હતી, એટલામાં પ્રભાસપાટણ એક સ્નેહીને મળવા જતાં રાત્રિએ જવુંઆવવું થયું, અને બે ઉજાગરા થયા. દરદે ફરી હુમલો કર્યો ખાંસી તો હતી તેમાં જ્વર અને પાર્શ્વશૂળ (Pluracy) નાં ભયંકર ચિહ્નો દેખાયાં ત્રણે દોષો પ્રકટી નીકળ્યા. પાર્શ્વશૂળના દુઃખાવાએ નિદ્રા પણ હરણ કરી; તેને પરિણામે અશક્તિ વધતી ગઈ એક અઠવાડિયામાં ભયંકર સન્નિપાત પ્રકટી નીકળ્યો. ડાક્ટર હરિશંકર ઠાકર મારા પિતાશ્રીના ખાસ સ્નેહી હતા તેની હિંમત પણ ડગમગવા લાગી. બીજા ડાક્ટરો અને વૈદ્યને તેઓ વારંવાર જોવા તેડી લાવતા. છેલ્લે દહાડે તેઓ નિરાશજ બન્યા. ચાર દહાડા પહેલાં મારા પિતાશ્રીએ પોતાની સ્થિતિ સમજી જવાથી તેણે ગામના લેવડદેવડના હિસાબો ચોખ્ખા કરાવ્યા હતા, અને ભયંકર માંદગીના ખબર નિકટનાં સગાં મિત્રોને જણાવ્યા હતા. બીલખા-આનંદાશ્રમમાં ગુરુજી શ્રીમાણેકલાલભાઈને પત્ર લખી કૃપાનાથની પાવનસેવામાં પણ વિગત વિદિત કરી હતી. દિવસે દિવસે અશક્તિ વધવા લાગી. અનિદ્રિત આઠ રાત્રિઓ પસાર કરી નવમે દિવસે શરીર તદ્દન પરવશ થઈ ગયું બધાં સગાંસંબંધીઓને શરીરસંબંધી નિરાશા ભાસવા માંડી કલાકો ચાલવા લાગ્યા, અને તેમ કરતાં રાત્રિના દશ થયા.

હું પગ ચાંપતો હતો બીજા એક સ્નેહી પણ પગ દબાવતા હતા. મારાં માતુશ્રી પગનાં તળિયાં ઘસતાં હતાં એટલામાં તેઓ બોલવા લાગ્યાઃ "કૃપાનાથ! બહુજ દુઃખ થાય છે (એકાદ મિનિટ પછી) तद्धाम परमं मम।" આટલા શબ્દો બરાબર સંભળાયા. એકાદ બે મિનિટ પછી જે પડખે દુઃખાવો અસાધારણ હતો, જ્યાં હાથ પણ લગાડી શકાતો ન હતો, જેણે શ્વાસ પણ અદ્ધર રાખ્યો હતો, જેથી એક શબ્દ પણ બોલવાથી દુઃખ થતું હતું, તે પડખું દબાવી તેઓ સૂઈ ગયા. અરધો કલાક અમો ખાટલા ઉપર બેઠા બેઠા પગ ચાંપતા હતા હવે નિદ્રામાં ખલેલ ન પહોંચે તે માટે અમો ઊઠવા લાગ્યાં, તેવામાં તુરતજ તેઓ બેઠા થઈ-ગયા, અને કહેવા લાગ્યાઃ "તમો બધાં સૂઈ જાઓ. શરીરને હવે કંઈ પણ ભય નથી, મદદ આવી પહોંચી." સૌ બીજે રૂમમાં ગયા તેઓ તો ઊંઘવા લાગ્યા. મારાં માતુશ્રીને ઊલટો વધારે ભય લાગ્યો, કારણકે બુઝાવા આવેલો દીપક વધારે પ્રકાશે છે, તેમ બીમારના સંબંધમાં પણ બને છે. આશરે એ કલાક મારાં માતુશ્રી દૂરથી જોયા કરતાં હતાં પછી સૌ સૂઈ ગયાં.

પડે છતાં એ વ્યવહાર નડતો નથી જેમ નાટકનું પાત્ર ગમે તે પાઠ ભજવે છતાં પોતાના સાચા નામ અને પોતાની સાચી જ્ઞાતિને ભૂલતો નથી તેમ આવા જ્ઞાની પોતાનાં સત્ય સ્વરૂપને વિસરતા નથી. બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર થઇ જાય ત્યારે જ મનને કોરી ખાતો એ ચણચણાટ સદાને માટે મટી જાય છે, મનને કલેશ આપતું એ દુઃખ સદાને માટે મટી જાય છે, મનને અશાંતિમાં ઝબોળ્યા કરતો એ અંધકાર વિરામ પામે છે, માટે પ્રત્યેક સાધુ થવા મથનાર સાધકે, મુક્ત થવા મથનાર મુમુક્ષુએ, અને જીવન્મુક્ત થવા મથનાર જિજ્ઞાસુએ આ અખંડ એકરસ અને સર્વના આધારરૂપ આત્મતત્ત્વનો અપરોક્ષાનુભવ કરી સદોદિત શાંતિનો, સદોદિત સુખનો ને અખંડ આનંદનો અનુભવ કરવા આ જન્મમાં જ ભાગ્યશાળી થવું"—તેઓશ્રીનુ આ જ્ઞાનામૃત ત્યાં બેઠેલા સૌએ ચાખ્યું. ત્યાં બેઠેલા સૌના ચિત્તમાં એક મહાસત્યે પ્રવેશ કર્યો આ જ્ઞાનોપદેશ આપતા તેઓશ્રીના મુખપર અનુપમ ઓજસ્ વિલસતું હતું. તેઓશ્રીની આંખોમાં વિરલ તેજના ચમકારા દીપતા હતા તેઓશ્રી બોલતા હતા અને સરસ્વતી શબ્દરૂપે એ જ્ઞાનને વહેવરાવતાં હતાં આ અનુપમ જ્ઞાન ફક્ત અનુભવનો વિષય હોવા છતાં સૌને તેનું મહત્ત્વ સમજાયું. એ સમયે વાતાવરણમાં એ જ્ઞાનના પડઘા ગાજી રહ્યા. આંદોલનોમાં એનો પ્રાણપ્રવાહ ચાલ્યો. ચિત્તમાં એની શાંતિના સાથિયા પૂરાયા સાંભળનાર સૌને તેઓશ્રીની બ્રહ્મનિષ્ઠાનું ભાન થયું-તેઓશ્રીના અખંડ આનંદનો અનુભવ થયો. તેઓશ્રી આચાર્યરૂપે અનેક શાસ્ત્રીય પ્રવૃત્તિ કરવા છતાં કેમ નિર્લેપ રહી શકતા તેની ત્યારે સમજ પડી અનેક પ્રશ્ન કરનારાઓને સમાધાન આપતા છતાં પોતેશ્રી ચિત્તનું સમત્વ કેટલું સાચવી શકતા ! વાણીનો અનાહત પ્રવાહ ચાલ્યા કરતો હોય છતાં એ પ્રવાહમાં ઉગ્રતા, વ્યગ્રતા કે સ્ખલન દેખાય નહિ. પોતેશ્રી સ્નાન જેવા કામમાં પ્રવૃત્ત છતાં સ્નાનનો વિધિ પોતાની શાસ્ત્રીયતા છોડે નહિ એ વખતનું દશ્ય હજુ સ્મરણમાં છે. શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમાં આચાર્ય ભગવાને જે નિર્ગુણ-સગુણ બ્રહ્મનું દર્શન કરાવ્યું છે, તેનું દર્શન શ્રદ્ધાલુને ત્યાંજ થઈ જાય. નિર્ગુણબ્રહ્મ દૃષ્ટિથી અગોચર છતાં જાણે સ્થૂલસ્વરૂપે દર્શન દેવા કેમ ન આવ્યુ હોય ? નહિતર એ અગોચર વસ્તુનું જ્ઞાન સ્થૂલદૃષ્ટિએ કેમ થઈ શકે ? નહિતર તેઓશ્રીના સ્થૂલસ્વરૂપમાં ઇશ્વરભાવ કેમ દૃષ્ટિએ પડે ?

ત્યાં બેઠેલા સૌને સમાધાન મળ્યું, સૌને જીવનની નવી દૃષ્ટિ મળી, જીવનનું નવું સત્ય જડ્યું. સૌ પ્રસન્નતાથી ઊઠ્યા અને જાણે પોતાના જીવનમાં નવી આશા, નવાં સ્વપ્નો, નવા આદર્શો બાંધતા હોય તેમ વિખરાયા.



# મારા પિતા મરણશય્યાએ

[લેખક:—શ્રી શાંતિલાલ ધનેશ્વર પંડ્યા, બી એ એલ એલ બી -જૂનાગઢ]

અનંતશક્તિ પરમાત્મા પ્રત્યેક મન્વંતરોમાં ઇશાવતાર, દેવો, ઋષિમુનિઓ, સિદ્ધો, યોગીઓ વગેરે ભિન્ન ભિન્ન સ્વરૂપે રક્ષા-શિક્ષા અને સર્જનકાજે આ સંસ્કૃતિનુ સમર્થન કરે છે.

જ્યારે જ્યારે આ વિશ્વમાં અધર્મરૂપ અંધકાર પ્રવર્તે છે ત્યારે લીલાવિગ્રહધારણ કરી

જ્ઞાનનો સૂર્ય પ્રકટાવે છે, અને વિશ્વપ્રવાહો શુદ્ધ બનાવતા સાત્વિક જીવોનું કલ્યાણ કરે છે.

કહેવાની જરૂર નથી કે આ પરમજ્યોતિનું અવતરણ પણ આપણા કલ્યાણમાટે થયું છે. જેની પારમેશ્વરી શક્તિથી ઐહિક આમુષ્મિક કેટલું હિત સધાય છે તેની રૂપરેખા બતાવનારું એક સ્વલ્પ પણ પરમ સત્યોજ્જવલ દૃષ્ટાંત અહિંઆ રજૂ કરું છું કે જે વાચકવર્ગને નાથમહેશ્વરના ચરણમાં અખૂટ શ્રદ્ધા ઉત્પન્ન કરવામાં સહાયભૂત થઈ પડશે.

જે પ્રસંગ અહીં હું રજુ કરવા માગું છું તે મારા પિતાશ્રીની માંદગીનો છે. સં. ૧૯૯૬ના માર્ગશીર્ષમાસની પૂર્ણિમા આસપાસના દિવસો હતા. અમો એક સંબંધીના લગ્નમાં અમરેલી તરફ ગયા હતા. તે અરસામાં વરસાદસાથે કરા પણ પડ્યા હતા. પવન બહુજ હતો, તેથી ટાઢ પણ સખત હતી આ સ્થિતિમાં મારા પિતાશ્રી વહેલા ઊઠી, ટાઢા જળે સ્નાન કરી, ધર્મશાળા, સ્ટેશન, જાનનો ઉતારો વિગેરે સ્થળે ખુલ્લામાં આહ્નિક કરતા. આવી રીતે આખું અઠવાડિયું અનિયમિતરીતે પસાર થયું પરિણામે પ્રકૃતિ બગડી જ્વર અને ખાંસી લાગુ થયાં. એક માસે કંઈક સારું થયું. ઉધરસ તો કાયમજ હતી, એટલામાં પ્રભાસપાટણ એક સ્નેહીને મળવા જતાં રાત્રિએ જવુંઆવવું થયું, અને બે ઉજાગરા થયા. દરદે ફરી હુમલો કર્યો ખાંસી તો હતી તેમાં જ્વર અને પાર્શ્વશૂળ (Pluracy) નાં ભયંકર ચિહ્નો દેખાયાં ત્રણે દોષો પ્રકટી નીકળ્યા પાર્શ્વશૂળના દુઃખાવાએ નિદ્રા પણ હરણ કરી; તેને પરિણામે અશક્તિ વધતી ગઈ એક અઠવાડિયામાં ભયંકર સન્નિપાત પ્રકટી નીકળ્યો. ડાક્ટર હરિશંકર ઠાકર મારા પિતાશ્રીના ખાસ સ્નેહી હતા તેની હિંમત પણ ડગમગવા લાગી. બીજા ડોક્ટરો અને વૈદ્યને તેઓ વારંવાર જોવા તેડી લાવતા. છેલ્લે દહાડે તેઓ નિરાશજ બન્યા ચાર દહાડા પહેલાં મારા પિતાશ્રીએ પોતાની સ્થિતિ સમજી જવાથી તેણે ગામના લેવડદેવડના હિસાબો ચોખ્ખા કરાવ્યા હતા, અને ભયંકર માંદગીના ખબર નિકટનાં સગાં મિત્રોને જણાવ્યા હતા. બીલખા-આનંદાશ્રમમાં સુરબ્બી શ્રીમાણેકલાલભાઈને પત્ર લખી કૃપાનાથની પાવનસેવામાં પણ વિગત વિદિત કરી હતી. દિવસે દિવસે અશક્તિ વધવા લાગી. અનિદ્રિત આઠ રાત્રિઓ પસાર કરી નવમે દિવસે શરીર તદ્દન પરવશ થઈ ગયું બધાં સગાંસંબંધીઓને શરીરસંબંધી નિરાશા ભાસવા માંડી કલાકો ચાલવા લાગ્યા, અને તેમ કરતાં રાત્રિના દશ થયા.

હું પગ ચાંપતો હતો. બીજા એક સ્નેહી પણ પગ દબાવતા હતા. મારાં માતુશ્રી પગનાં તળિયાં ઘસતાં હતાં એટલામાં તેઓ બોલવા લાગ્યાઃ "કૃપાનાથ! બહુજ દુઃખ થાય છે (એકાદ મિનિટ પછી) तद्धाम परमं मम।" આટલા શબ્દો બરાબર સંભળાયા. એકાદ બે મિનિટ પછી જે પડખે દુઃખાવો અસાધારણ હતો, જ્યાં હાથ પણ લગાડી શકાતો ન હતો, જેણે શ્વાસ પણ અદ્ધર રાખ્યો હતો, જેથી એક શબ્દ પણ બોલવાથી દુઃખ થતું હતું, તે પડખું દબાવી તેઓ સૂઈ ગયા અરધો કલાક અમો ખાટલા ઉપર બેઠા બેઠા પગ ચાંપતા હતા હવે નિદ્રામાં ખલેલ ન પહોંચે તે માટે અમો ઊઠવા લાગ્યાં, તેવામાં તુરતજ તેઓ બેઠા થઈ ગયા, અને કહેવા લાગ્યાઃ "તમો બધાં સૂઈ જાઓ. શરીરને હવે કંઈ પણ ભય નથી, મદદ આવી પહોંચી." સૌ બીજા રૂમમાં ગયા તેઓ તો ઊંઘવા લાગ્યા. મારાં માતુશ્રીને ઊલટો વધારે ભય લાગ્યો, કારણકે બુઝાવા આવેલો દીપક વધારે પ્રકાશે છે, તેમ બીમારના સંબંધમાં પણ બને છે. આશરે બે કલાક મારાં માતુશ્રી દૂરથી જોયા કરતાં હતાં પછી સૌ સૂઈ ગયાં.

સવારે નવ વાગે તેઓ ઊઠયા દાતણ માગ્યું. સ્વસ્થ થયા પછી પથારીમાં બેઠા થયા. અશક્તિ સિવાય માંદગી તો જણાતીજ ન હતી. દુઃખાવો તદ્દન બંધ થઈ ગયો. અમોને કૌતુક થયું, તેથી રાત્રે મદદ આવી પહોંચી તે બાબત પૂછવા લાગ્યાં, ત્યારે તે કૃપાનાથની છબી સન્મુખ દેખાડી કહેવા લાગ્યા: "સાંભળો, અહાહા! કૃપાનાથની કૃપાથીજ આ શરીર ટકી ગયું. હે નાથ! હે અંતર્યામિન્! તારો સર્વ સ્થળે વાસ છે" રાત્રિએ કૃપાનાથ અહીં પધાર્યા અને કહેવા લાગ્યા: "તૈયાર" મેં કહ્યું: "કૃપાનાથ! બહુજ દુઃખ થાય છે" તું તો આનંદસ્વરૂપ-સુખરૂપ-સચ્ચિદાનંદરૂપ છે. તને દુઃખ કેમ સંભવે? હવે यद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम।" મારા અધૂરા સંકલ્પો પૂર્ણ થવા જોઇએ ગાયત્રી પુરશ્ચરણ, નાનાં બાળકો. કૃપાનાથે "अस्तु" કહી દુખને સ્થળે હાથ ફેરવી કહ્યું: "મારા ભક્તને શરીરનું ભાનજ ન સંભવે, પડખું દબાવી સૂઈ જા." હું તે પ્રમાણે સૂતો, નિદ્રા આવી ગઈ અને હમણાં ઊઠયો"

આમ કહેતાં મારા પિતાશ્રીનાં નેત્રો સજળ બની ગયાં. વારંવાર છબી તરફ નમસ્કાર કરવા લાગ્યા.

આ પ્રસંગ પહેલાં પણ મારા પિતાશ્રીને કૃપાનાથના બીજા કૃપાપ્રસંગો પ્રાપ્ત થયા હતા. તેઓ તો અત્યારે પણ શ્રીશિવપૂજનમાં નાથમહેશ્વરના સ્વરૂપને જુએ છે. સજળ નેત્રે તેમનું ધ્યાન કરે છે તેઓએ મને ઘણીવાર જણાવ્યું છે કે કૃપાનાથના સાધકોને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે. પછી તે વિદ્યાર્થી હોય કે ગૃહસ્થ હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય. સાધક શ્રદ્ધા ને ભાવના પ્રમાણે સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

મારા જીવનમાં યત્કિંચિત્ પણ ધાર્મિક સંસ્કારો હોય તો એ પ્રભાવ તેમના શરણના અનુસરણનો છે. બંધુઓ! આ પુણ્યશ્લોક મહાપુરુષ આપણું ઐહિક ને આમુષ્મિક હિત સાધવામાટે સમર્થ છે. બંધુઓ! ॥ वयं धन्याः। वयं धन्याः॥

---

# મુચકુંદગુફા

[ લેખક.-શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર-બી. એ. ]

"મુચકુંદ" શબ્દ વાચકને ભૂતકાળનાં અનેક પડ ચીરીને ક્યાંય ક્યાંય દૂર એવા પુરાતનકાળમાં ઘસડી જાય છે કે જ્યાં ઇતિહાસની શોધકદૃષ્ટિ પણ પહોંચી શકતી નથી. રાજા મુચકુંદ પુરાણપ્રસિદ્ધ રાજા માંધાતાના પુત્ર થાય. અસુરો સાથેના દારુણ સંગ્રામમાં તેણે દેવોને સાહાય્ય આપ્યું હતું, અને પ્રસન્ન થયેલા દેવોએ મુચકુંદને યુદ્ધનો શ્રમ નિવારવા દીર્ઘસમય ટકે એવી અભંગનિદ્રાનું વરદાન આપ્યું હતું, અને સાથે સાથે એવું વરદાન પણ આપ્યું હતું કે તેની નિદ્રાનો ભંગ કરનાર તેના દૃષ્ટિપાતથી ભસ્મીભૂત બની જશે. ભગવાન્ કૃષ્ણચંદ્ર આ વસ્તુસ્થિતિથી પૂરા પરિચિત હતા, અને એટલે પોતાના અજેય શત્રુ કાલયવનનો વિધ્વંસ કરાવવા તેને આ ગુફામાં ખેંચી લાવ્યા હતા. સૂતેલા રાજા મુચકુંદ કૃષ્ણપ્રભુ છે એવું ભૂલથી સમજીને મૂર્ખ કાલયવને તેમને જગાડયા, અને તેના નેત્રાગ્નિવડે પોતાના મરણને નોતર્યું. આ પછી પ્રસન્નસ્મિત કરતા પ્રભુકૃષ્ણે મુચકુંદને દર્શન આપ્યાં

॥ ૐ ॥

# પૂજ્યપાદ નાથપ્રભુની તપોભૂમિ



જૂનાગઢમાં દામોદરજીકુંડપાસે મુચકુંદગુફા



અને કૃતકૃત્ય કર્યો. ત્યારથી પુરાણજૂનું બનેલું આ સ્થાન "મુચકુંદગુફા" ના નામથી પ્રસિદ્ધિ પામ્યું છે. આ સ્થાનમાં મુચકુંદેશ્વર મહાદેવ બિરાજે છે.

આ "મુચકુંદગુહા" નું જૂનું સ્થાન ભારતદેશના પશ્ચિમભાગમાં આવેલ સૌરાષ્ટ્ર વિભાગના સોરઠ જીલ્લાના મુખ્ય શહેર જૂનાગઢની પૂર્વ દિશામાં આવેલું છે. ગિરનાર-તરફ જતાં સુવર્ણરેખા-સોનરખને સામે કિનારે આવેલું છે. આ ગુફાની પૂર્વ દિશામાં રૈવતરાજાનાં પુત્રી અને કનૈયાજીના મોટા ભાઈ બલદેવજીનાં પત્ની રેવતીજીના નામથી પ્રસિદ્ધ "રેવતીકુંડ" આવેલો છે. તેની જોડાજોડ શ્રીમહાપ્રભુજીની બેઠક આવેલી છે. થોડે દૂર શ્રીદામોદરરાયજીનું મંદિર આવેલું છે, અને આ મંદિરની બરાબર સન્મુખ સુવર્ણરેખાના મધ્યભાગમાં દામોદરકુંડ આવેલો છે. આ ગુફાની પશ્ચિમદિશામાં "લક્ષ્મણટેકરી" ઊભી છે. ગુફાના ઉત્તર ભાગમાં ખળખળ કરતી સુવર્ણરેખા ચાલી જાય છે, અને તેને સામે કાંઠે જૂનાગઢથી ગિરનાર જવાનો રાજમાર્ગ આવેલો છે. આ રાજમાર્ગપર ગિરનાર દરવાજાની બહાર નીકળતાં વાઘેશ્વરીમાતાનું મંદિર, સમ્રાટ્ અશોકના શિલાલેખ, ખાખચોક, બ્રહ્મેશ્વર મહાદેવ, દૂધેશ્વર મહાદેવ, મૃગીકુંડ, ભવનાથ મહાદેવ આદિ અનેક દેવસ્થાનો શોભી રહ્યાં છે. આ ગુફાનો દક્ષિણ વિભાગ નાની નાની ટેકરીઓથી ઘેરાએલો છે. તપસ્વીની પેઠે ધ્યાન ધરતો ગરવો ગિરનાર આ ગુફાનું રક્ષણ કરવા પૂર્વ દિશામાં પહેરેગીરની પેઠે અખંડ ઊભો છે.

આ રૈવતાચલ મહાભારતનાં જૂનાં સ્મરણો તાજાં કરે છે. આ સ્થાનમાં વનવિહાર કરવા દ્વારકાથી શ્રીકૃષ્ણ, બલભદ્ર અને યાદવો આવતા. મુચકુંદગુફાની આસપાસ આંબા, રાયણો, સીતાફળીઓ તથા બીજાં અનેક વૃક્ષવેલાઓ ચક્રાકારે ફરી વળ્યાં છે, અને આં વનરાજીની લીલી મનોહર ઘટામાં આ પ્રશાંત ગુફા સંતાકુકડીની રમત રમી રહી હોય એમ સંતાયેલી છે. આ ગુફા એવા એકાંતમાં આવેલી છે કે જ્યાં નિવાસ કરતાં ભોગીઓ ભય પામે, અને સાચા તપસ્વીઓ જ્યાં તપ તપે. આ ગુફા એટલે ભય, વિસ્મય અને પ્રતિભાની છાયા ઢાળતું સંગમસ્થાન. અહીં નિર્જનવનની નિર્જનતા અને હિમગિરિની શાંતિનો સુમેળ છે. છતાં એ નીરવ શાંતિમાં ક્વચિત્ ક્વચિત્ સુવર્ણરેખાનો પ્રશાંતગંભીર જલઘોષ ભંગ પાડતો જણાય; ક્વચિત્ ક્વચિત્ ત્યાંની વનરાજીમાં નાચતાં કૂદતાં પક્ષીઓનો મીઠો કલરવ પણ તેમાં ભંગ પાડે ખરો; ક્વચિત્ ક્વચિત્ ત્યાંના વૃક્ષ, છોડ અને વેલાને રમાડતી પવન-લહરીઓનું મંજુલગાન તેમાં ખલેલ પાડે ખરું.

પડેલાં માનવખોળિયાંમાંથી જીવ પકડવાની રમત રમવા કેમ ત્યાં યમકિંકરોનાં ટોળાં આવી પડયાં ન હોય!

રાત્રિના અંધારામાં મૃત્યુસમી બિહામણી ભાસતી આ ગુફામાં તપ કરવા મોજીદડના એક તપસ્વી આવ્યા હતા. મહાભારતકાળમાં જેમ ભગવાન્ કૃષ્ણ આ ગુફાને પાવન કરવા પધાર્યા હતા તેમ આ ઘોર કલિકાલમાં આ સ્થાનમાં સાધુતાની ભભક ભરવા એક સંત આવ્યા હતા. આ સંતનું જન્મસ્થાન છે મોજીદડ. આ મોજીદડ ગામ લીંબડી શહેરથી થોડે દૂર આવેલું છે. આ શહેર ઝાલાવાડ વિભાગનું છે. સંવત્ ૧૯૧૪ના આશ્વિન માસની અજવાળી ચોથ અને રવિવાર રાતના આઠ તેઓશ્રીનો જન્મસમય છે. જન્મસ્થાન મોજીદડમાં, મોસાળના ગામ ચૂડામાં અને રાજકોટમાં તેઓશ્રીનો ગુજરાતી અભ્યાસ પૂરો થયો. એ પછી પોરબંદર તાબે અડવાણા ગામમાં, બાંટવા તાબે લીંબુડા ગામમાં અને જાફરાબાદમાં તેઓશ્રીએ શિક્ષક તરીકે કામ કર્યું હતું. જાફરાબાદમાં હતા ત્યારેજ લગ્નજીવનનો અસ્વીકાર કરી તેઓશ્રી તપ તપવા હિમાલયમાં કોઈ તપોવનમાં પધાર્યા હતા, અને ત્યાં મહેશ્વરનો સાક્ષાત્કાર કર્યો હતો. પ્રભુદર્શન-બ્રહ્મદર્શન કરી જાફરાબાદ આવવું થયું. ત્યાંથી માંગરોળ તથા ભાવનગર તાબે વરલમાં રાજ્યની નોકરી કરી સદાને માટે સંસારવ્યવહાર છોડ્યો હતો, અને કાશીમાં પધારી પ્રથમ ગંગાકિનારે રામઘાટપર નિવાસ કર્યો, અને પછી ગંગાકિનારે "આનંદગુફા"માં નિવાસ કર્યો. આ સ્થાનમાંથી તેઓશ્રીને જૂનાગઢ પધરાવનાર અને તે પછી મુચકુંદગુફામાં પધરાવનાર જૂનાગઢના નાગર ગૃહસ્થ શ્રીમાન્ અમરજીભાઈ હતા. શ્રીમાન્ અમરજીભાઈ જૂનાગઢના નવાબ સાહેબ રસુલખાનજીના ખાનગી કારભારી હતા. ભગીરથે જેમ ગંગાજીને આકાશમાંથી અવનીપર ઉતાર્યાં હતાં તેમ અમરજીભાઈએ શ્રીમન્નાથપ્રભુને આનંદગુહામાંથી મુચકુંદગુહામાં પધરાવ્યા હતા. યોગની નિર્બીજ સમાધિ અથવા નિર્વિકલ્પ સમાધિ અથવા અસંપ્રજ્ઞાતયોગ અથવા જ્ઞાનની સહજાવસ્થા અથવા જીવન્મુક્તિના વિલક્ષણ આનંદના વિશેષ અનુભવમાટે તેઓશ્રીની સ્થિતિ આ એકાંત સ્થાનમાં થઈ હતી.

આ જગતમાં એવો કયો માનવી છે કે જે શાંતિને ઇચ્છતો ન હોય? જે આનંદને ઇચ્છતો ન હોય? જે સુખને ઇચ્છતો ન હોય? એ માનવ પછી અભણ હોય કે ભણેલ, જંગલી હોય કે સુધરેલ, ગરીબ હોય કે તવંગર, નાસ્તિક હોય કે આસ્તિક, એ તો એક ને એક બે જેવું સિદ્ધ છે કે માનવમાત્રને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે, શાંતિ પ્રિય છે અને અશાંતિ અપ્રિય છે, આનંદ પ્રિય છે. અને ગ્લાનિ અપ્રિય છે. આ વિષયમાં સૌ એકમત છે તેમાં કોઈને કશો વિરોધ, વિવાદ કે આશંકા નથી. ભલે તે ગમે તે દેશ કે રાષ્ટ્રનો હોય, ગમે તે વાદ કે વિચારધારામાં માનનારો હોય, ગમે તે મત, પંથ, સંપ્રદાય કે ધર્મને અનુસરતો હોય; ભલે તે બાલક હોય, યુવાન હોય કે વૃદ્ધ હોય, સ્ત્રી હોય કે પુરુષ, પણ સૌને શાંતિ, સુખ અને આનંદ એકસરખાં પ્રિય છે, અને તેને શોધવા દરેકે દરેક મથી રહ્યાં દેખાય છે, અને તેમનું એ મથન દિવસ અને રાત એક સરખું અવિરત ચાલ્યાજ કરે છે.

કોઈ રમતગમતમાં આનંદને શોધે છે; કોઈ નાટક, તમાશો ને નાચગાનમાં આનંદ શોધે છે, કોઈ સારું સારું ખાવામાં તો કોઈ સારું સારું પીવામાં આનંદ માને છે; કોઈ

સુંદર સુંદર વસ્ત્રો પહેરવામાં તો કોઈ સુંદર સુંદર અલંકારો પહેરવામાં આનંદ માને છે; કોઈ વિદ્યામાં, કોઈ ધનમાં, કોઈ સત્તામાં સુખ મેળવવા મથે છે; કોઈ સુખને શોધવા વનમાં ફરે છે, તો કોઈ ઉપવનમાં ફરે છે, કોઈ પહાડોમાં ફરે છે, તો કોઈ અરણ્યોમાં ભટકે છે, કોઈ તીર્થાટન કરે છે તો કોઈ પૃથ્વીનું પર્યટન કરે છે, આ માટે કોઈ આલિશાન ઇમારતો બંધાવે છે, કોઈ સારામાં સારી મોટર વસાવે છે; કોઈ સોનામાં, તો કોઈ હીરામાં, કોઈ માણેકમાં તો કોઈ મોતીમાં એ સુખને શોધે છે. આમ જ્યાં જ્યાં દષ્ટિ કરશો ત્યાં ત્યાં પ્રત્યેક મનુષ્ય પોતાની રુચિ અનુસાર ભિન્નભિન્ન પદાર્થોમાંથી સુખની શોધ કરવા મથે છે. બાલક યુવાન્ બને છે, અને યુવાન્ વૃદ્ધ બને છે અને વૃદ્ધ મરે છે તોય તેની શોધ પૂરી થતી નથી. માણસનું આખું જીવન આમ ને આમ સુખની શોધમાં પૂરું થાય છે છતાં સુખની શોધ અધુરીજ રહે છે. માણસ જન્મે છે અને મરે છે; માણસ મરે છે અને જન્મે છે; આ જન્મમરણનું ચક્કર ચાલ્યાજ કરે છે, અને સાથે સાથે સુખની શોધ માટેનો તેનો પ્રયત્ન પણ ચાલ્યાજ કરે છે.

વિજ્ઞાનની આગેકૂચના આ જમાનામાં તમે ગમે તે ખંડમાં પ્રવાસ કરો અને બુદ્ધિવાદમાં મુસ્તાક બનેલી પ્રજાના અંતરનું અવલોકન કરો. વિજ્ઞાને કરેલી પ્રગતિનું બહિર્ સ્વરૂપ બહુ મોહક, બહુ રમણીય, બહુ આકર્ષક લાગશે. તેમની સગવડો બહુ ભભકાદાર જણાશે, તેમનો વૈભવ રોચક ભાસશે, પણ તેમનું અંતર વેરાન જણાશે. એ ચિત્તમાં અશાંતિ, અતૃપ્તિ, અસંતોષ દેખાશે. લક્ષ્મીની રેલમછેલમાં સુખ રહેલું હોય તો પછી લક્ષ્મીનંદનોનાં ચિત્ત શામાટે અશાંતિથી ખરડાયેલાં રહે? જો બુદ્ધિવૈભવમાં સુખ હોય તો પછી બૃહસ્પતિ જેવા વિદ્વાનો શા સારુ અતૃપ્ત દેખાતા હોય? જો સત્તા એ સુખનું સાધન હોય તો સમ્રાટ્સમા સત્તાધારીઓને "uneasy lies the head that wears a crown."

"મુકુટધારી રાજવીના મસ્તકમાં અશાંતિ ભરેલી છે." એમ કેમ બોલવું પડે? સુખની શોધ કરતાં કવિઓ થાક્યા છે, લેખકો થાક્યા છે, પંડિતો થાક્યા છે, અને પ્રકૃતિનાં પડ ઉખેળનારા વિજ્ઞાનવાદીઓ પણ થાક્યા છે. આ શોધ ભારતે કરી છે, ભારતના ત્રિકાલદર્શી ઋષિવરોએ કરી છે, અને ઉપનિષદોમાં, વેદાંતદર્શનમાં અને ભગવદ્ગીતામાં ભરી છે. આ સુખની, આ આનંદની, આ શાંતિની શોધ મોઝીદડના મહર્ષિએ કરી લીધી છે, મુચકુંદગુફાના એ યોગેશ્વરે કરી લીધી છે, અને જગતને મુક્ત હસ્તે આપવા આ સ્થાનમાં તેની પૂર્વતૈયારી ચાલે છે.

સાચું સુખ, સાચો આનંદ, સાચી શાંતિ શોધવા માનવમાત્ર બહિર્પ્રવૃત્તિ કરી રહેલાં છે, પણ એ સુખ, એ આનંદ, એ શાંતિ બહાર નથી, અંદર છે એવું શાસ્ત્રોનું કથન છે, મહાપુરુષોનો અનુભવ છે, અને મોઝીદડના આ સમર્થ સંતનું ડિંડિમ છે. આ આનંદ અંતર્દષ્ટિવડે પ્રાપ્ત થાય છે, અને બહિર્દષ્ટિવડે અલભ્ય રહે છે. કસ્તૂરીમૃગની નાભિમાંજ કસ્તૂરી રહેલી છે, પણ કસ્તૂરીમૃગને આ વાતની ખબર નથી એટલે એ બિચારું કસ્તૂરીને શોધવા વનવનમાં ભટકે છે તે પથ્થર પથ્થરને સુંઘે છે, ઝાડને સુંઘે છે, છોડને સુંઘે છે, વેલાને સુંઘે છે, વનસ્પતિમાત્રને સુંઘે છે. પોતાની નાભિમાંજ રહેલી કસ્તૂરીની સુગંધ તેને આવે છે, પણ એ સુગંધ પોતાની નાભિમાં રહેલી કસ્તૂરીનીજ છે એવા જ્ઞાનના અભાવે

તેનો બધો બહિર્પ્રયત્ન વૃથા જાય છે, 'અને તેની શોધમાં ને શોધમાંજ મરણને શરણ થાય છે. ઝાંઝવાનું જલ સાચું'. જલ નથી એવા જ્ઞાનના અભાવે મૃગ પણ એ મિથ્યા મૃગજલવડે ગ્રીષ્મઋતુના પ્રખર તાપમાં પોતાની તૃષા છિપાવવા તેની પાછળ અવિરત દોડયા કરે છે. એ મૃગજળ પાછું ને પાછું હઠતું જાય છે અને બિચારું એ મૂર્ખ મૃગ તેની પાછળ દોડી દોડીને અંતે મરણ પામે છે. ઝાંઝવાનું જલ એટલે મૃગજલ, મૃગજલ એટલે મિથ્યા જલ, મિથ્યા જલ એટલે કલ્પનાનું જલ-આ જલ સાચું જલ નથી એવા સ્પષ્ટ જ્ઞાનના અભાવે તે મૃગના બધા પ્રયત્નો નિષ્ફલ નીવડે છે. આ પ્રમાણે સાચું સુખ, સાચો આનંદ, સાચી શાંતિ મનુષ્યના મનની અંદર રહેલી છે, દુનિયાના કોઈ પણ બહારના પદાર્થમાં રહેલી નથી. આને લઈનેજ આ આનંદને શોધવાની બહિર્પ્રવૃત્તિ નકામી નીવડે છે.

આ સત્ય સુખ અંતરના ઊંડાણમાં રહેલું છે એવું ભારતના ત્રિકાલજ્ઞ મુનિવરોએ સ્વાનુભવથી સિદ્ધ કર્યું છે, અને શાસ્ત્રોમાં તેનું પ્રતિપાદન પણ કર્યું છે. શાસ્ત્રના આ પરમ સિદ્ધાંતને નાથપ્રભુએ અનુભવગમ્ય કરી લઈને મુમુક્ષુજગતને સમજાવવા સુચકુંદગુફામાં પ્રયત્ન આદર્યો છે. પૂર્ણિમાનો ચંદ્ર ભવ્ય આકારે પ્રકાશતો હોય, પણ જે જલાશય કચરા અને શેવાળથી ઢંકાયેલું હોય તેમાં તે ચંદ્રનું પ્રતિબિંબ પડી શકતું નથી, તે જલ કચરાથી અને શેવાળથી તદ્દન રહિત હોય, પણ વાયુના પ્રબલ તરંગોવડે હિલોળા મારતું હોય અથવા આમતેમ ઊછળતું હોય તોપણ તે ચંદ્રનું પ્રતિબિંબ તેમાં સ્પષ્ટ પડી શકતું નથી. જ્યારે તે જલાશયનું જલ શેવાળરહિત સુસ્વચ્છ હોય અને વાયુના તરંગના અભાવે સ્થિર હોય ત્યારેજ તે ચંદ્ર તેમાં બરાબર પ્રતિબિંબિત થાય છે. આ પ્રમાણે જ ચિત્તમાં રહેલો સત્ય આનંદ જ્યાંસુધી ચિત્ત અશુભ વિચાર, અશુભ વાણી અને અશુભ વર્તનના પાપરૂપ સંસ્કારોથી ખરડાયેલું હોય-મેલું હોય ત્યાંસુધી એ આનંદ તેમાં સ્ફુરતો નથી. એ ચિત્ત શાસ્ત્રીય શુભ વિચારોવડે, શુભ વાણીવડે અને સદાચારવડે જ્યારે મેલરહિત નિર્મલ બની જાય અને યોગ, ઉપાસના અથવા ભક્તિના પરિપાકથી સુસ્થિર બની જાય ત્યારેજ એ નિરતિશય આનંદ તેમાં સ્ફુરે છે, અને આત્માના સાક્ષાત્કારવડે અથવા બ્રહ્મદર્શનવડે અથવા પરમાત્માના જ્ઞાનવડે જ્યારે ચિત્તપરનું આવરણ નાશ પામી જાય છે ત્યારે અંતરમાં રહેલો આનંદ અનુભવગમ્ય થાય છે. આ આનંદને શોધવા પછી ભમવું પડતું નથી, કાંઈ પ્રયત્ન કરવો રહેતો નથી. આ આનંદ ધનની, સત્તાની, વિદ્યાની અપેક્ષા રાખતો નથી. આ આનંદ મળ્યા પછી કદી ખૂટતો નથી તેમ જતો નથી. તે આવ્યા પછી દુ:ખ વા શોક રહેતો નથી. આ આનંદ સદાકાળ રહે છે, બધી સ્થિતિમાં રહે છે. જીવન આખું આનંદ, આનંદ, આનંદ બની જાય છે. જગત્ આખું એ આનંદમાં તરબોળ દેખાય છે. આ આનંદ એટલે પરમાત્મા અને પરમાત્મા એટલે આ આનંદ. નિર્વિકલ્પ સમાધિવડે એ પરમાત્મા મળે છે, એ આનંદ મળે છે, એ સત્ય સુખ મળે છે, એ સાચી શાંતિ મળે છે. આવી નિર્બીજ સમાધિવડે તેઓશ્રીએ જીવનમાં પ્રભુને પ્રકટાવ્યા હતા, અને પ્રભુના દિવ્ય આનંદથી જીવનને ભરપૂર બનાવ્યું હતું. તેઓશ્રી સમસ્ત માનવજાતને બોધ આપવા આ એકાંત સ્થાનમાં ભવ્ય જીવન જીવી રહ્યા હતા, અને એ આનંદને પ્રાપ્ત કરાવનારા અદ્‌ભુત ગ્રંથો લખી રહ્યા હતા.

સંવત્ ૧૯૪૬ના ચૈત્ર માસની અંધારી તેરશ અને ગુરુવારના શુભ દિવસે તેઓશ્રીનું

મુચકુંદગુફામાં પધારવું થયું હતું, અને સંવત્ ૧૯૭૭ના કાર્તિક માસની અંધારી ચોથ અને રવિવાર સુધી સ્થિતિ રહી હતી. આટલા સમયની તેઓશ્રીની દિનચર્યાનું સૂક્ષ્મ અવલોકન કરીએ તો ત્યાં તેઓશ્રી કેવું તપોમય જીવન જીવતા હતા તેની ઝાંખી થશે. ત્યાં તેઓશ્રી કેવી ઉત્કટ અવધૂત દશામાં રહેતા હતા તેની ઝાંખી થશે. જીવન્મુક્ત મહાપુરુષ કેવા હોય, સહજાવસ્થામાં બિરાજતા સંત કેવા હોય, સ્થિતપ્રજ્ઞની કેવી ઉન્નત જીવનદશા હોય તેનું ત્યાં દર્શન થશે.

તેઓશ્રીની સેવામાં ભીલખાનિવાસી એક વિપ્ર હતા. તેમનું નામ હતું શ્રીશંકર-પ્રસાદજી. એ જ્યારે બાંટવા સમીપના ખડિયા ગામમાં મહેતાજી હતા, ત્યારે સંવત્ ૧૯૬૪ના પ્રથમ ચૈત્રવદિ પાંચમને દહાડે તેમણે બાંટવામાં પૂજ્યપાદ નાથપ્રભુનાં-મુચકુંદમાં બિરાજેલા ગુરુદેવનાં પ્રથમદર્શન કર્યાં હતાં. આ શુભસમયેજ બાંટવાનિવાસી વકીલ શ્રીમાન્ લાલસિંહજીએ તથા બાંટવાના ન્યાયાધીશ શ્રીમાન્ હેમતરામભાઈએ નાથપ્રભુની પાવન દીક્ષા લીધી હતી. આ પછી અમુક સમયે શ્રીશંકરપ્રસાદજીનાં ધર્મપત્નીનું અવસાન થયું, એટલે તેમનું ચિત્ત ઉદાસીન રહેવા લાગ્યું, અને તેમને પ્રભુભજન કરવાની તાલાવેલી લાગી. આ સમયે કૃપાનાથ ગંગાજીકિનારે કાશીમાં આવેલ "આનંદગુહા" માં બિરાજતા હતા. તેમણે ત્યાંનું શિરનામું લાલસિંહજી પાસેથી મેળવ્યું. તેમણે પૂજ્યપાદશ્રીને એક વિજ્ઞપ્તિપત્ર લખ્યું, અને તેમાં પોતાને શરણે લેવાની અને સ્વધર્મપાલનની સુસ્પષ્ટ સમજ આપવાની યાચના કરી હતી. મુચકુંદગુફામાં તેઓશ્રીની સેવામાં પડછાયાની પેઠે અખંડ ઊભનાર આ ભીલખા-નિવાસી શંકરપ્રસાદજી હતા.

આ સેવાધર્મ બહુ વિકટ હતો. સામાન્ય જનની સેવા કરવી બહુ સુલભ છે, ત્યારે યોગસિદ્ધ મહાપુરુષની સેવા કરવી બહુ વિરલ છે. યોગની ચરમસિદ્ધિને પહોંચેલા અવતારી સંતનું જીવન કેટલું નિયમબદ્ધ હોય, કેટલું વ્યવસ્થિત હોય, કેટલું એકધારું હોય એ તો પૂજ્યપાદશ્રીના દૈનિક જીવનક્રમને આંખોથી જોનારાજ યથાવત્ જાણે છે. ભગવાન્ ભાસ્કર જેમ પ્રત્યેક દિવસે ઊગે, મધ્ય આકાશે આવે અને આથમે, જેમ ઋતુઓ ક્રમબદ્ધ આવે અને જાય અને સમસ્ત પ્રકૃતિ પોતાનો કાર્યક્રમ અવિરતરીતે કરે જાય એટલીજ અખંડ એક-રૂપતાથી તેઓશ્રીનું જીવન વ્યતીત થતું. ત્યાં ક્ષણે ક્ષણનો હિસાબ હતો-ત્યાં અનુપમ જાગૃતિ હતી, ત્યાં અસ્ખલિત કાર્યબલ હતું આવા યોગેશ્વરની સેવામાં રહેનારે પણ ઘડિયાલના કાંટાની પેઠે ચોકસ બની જવું જોઈએ. ત્યાં પ્રમાદ ચાલે નહિ, ક્ષતિ ચાલે નહિ, આળસ ચાલે નહિ, દીર્ઘસૂત્રતા ચાલે નહિ. ત્યાં સાવધાનતા રાખવી પડે, ત્યાં સંયમ રાખવો પડે, ત્યાં સ્વભાવની ઉગ્રતાને દબાવવી પડે, ત્યાં વિનયી બનવું પડે, ક્રોધજિત્ બનવું પડે. આ બધું કરવા શંકરપ્રસાદજીએ સંકલ્પ કર્યો હતો. મુચકુંદગુહામાં વસનાર મહાપુરુષે તેમને પ્રથમથીજ એક સૂત્ર સ્મરણમાં રાખવા સૂચવ્યું હતું. "અહીં રહેવામાટે એવો નિશ્ચય કરી લેશો કે અમારું શરીર પડી જાય તો તમે વ્યવસ્થા કરશો, અને તમારું શરીર પડશે તો અમે વ્યવસ્થા કરશું." આ સૂત્રનું રહસ્ય સમજવા જેવું છે. આ આકરી કસોટીમાંથી પાર ઊતરનારજ સેવાનું બીડું ઝડપી શકે. કર્તવ્યપરાયણતા કેટલી કપરી વસ્તુ છે તેનું આમાં દર્શન થાય છે. જે મરણનો સામનો કરી શકે છે એજ મેદાન જિતી જાય છે. જે માથું મૂકી શકે છે તેજ મરજીવો બની શકે છે. શંકરપ્રસાદજીએ આવો દૃઢ સંકલ્પ કરી સેવાકાર્ય આરંભ્યું હતું અને તેમના સંકલ્પને તેઓશ્રીની અસીમકૃપાએ નભાવ્યો હતો. તે

સેવક સેવા અર્પવા તૈયાર હોય તો સેવ્ય એ કેમ ન સ્વીકારે? સેવકે સેવાદ્વારા સ્વજીવન ધન્ય કર્યું અને સેવ્ય મહાસંતે એ જીવનની અલ્પતાઓ ટાળવા દયા દાખવી.

સંવત્ ૧૯૪૬ના ભાદરવા સુદિ પૂનમથી સંવત્ ૧૯૪૭ના કાર્તિક માસની પૂનમસુધી તેઓશ્રીએ એકાંતસેવન અને અખંડ મૌનવ્રતનો તીવ્ર સંકલ્પ કર્યો હતો. એકાંતસેવન એટલે એકાંતસેવન—તેઓશ્રી કોઈને ન જુએ તેમ કોઈ તેઓશ્રીને ન જુએ. નજરે ન પડવા શંકરપ્રસાદજીને પણ સખ્ત આજ્ઞા હતી. અખંડમૌન એટલે અખંડમૌન. તેઓશ્રી કોઈજોડે ન બોલે તેમ કોઈ તેઓશ્રીજોડે ન બોલે. મુચકુંદગુફા જેવું ભયપ્રદસ્થાન. તેમાં આવું અખંડ એકાંતસેવન અને અખંડ મૌન. આ કેટલી ભીષણ તપશ્ચર્યા ગણાય? આ કેટલી આકરી જીવનકસોટી ગણાય? તેઓશ્રી જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ અનુભવવા આ કઠોર સાધના સાધી રહ્યા હતા એટલુંજ નહિ પણ ચોથી ભૂમિકામાં રહેલા આત્મજ્ઞાનીને મનોનાશ તથા વાસનાક્ષયમાટે તૈયાર કરવા આ બોધપાઠ સ્વયં આપી રહ્યા હતા.

મૌનવ્રત એટલે સામાન્ય માણસો માત્ર આચરે છે એવું વૈખરીવાણીનુંજ મૌન નહિ, માત્ર મધ્યમાવાણીનુંજ મૌન નહિ, માત્ર પશ્યંતીવાણીનુંજ મૌન નહિ, પણ એ મૌન હતું "પરાવાણીનું." પરાવાણીનું મૌન એટલે જ્યાં બધી કર્મેંદ્રિયો મૌન ધારણ કરે, જ્યાં બધી જ્ઞાનેંદ્રિયો મૌન ધારણ કરે, જ્યાં મન પોતે પણ મૌન ધારણ કરે, આ બધાં જ્યારે સંસારભણી વિચરતાં બંધ પડે અને એકરૂપ બની પરમાત્માભણી પોતાનો પ્રવાસ આદરી શકે ત્યારનું આ મૌન છે. પરાવાણીનું આ મૌન એટલે બીજું કશું નહિ, પણ મનનો સંપૂર્ણનાશ, વાસનાઓનો સંપૂર્ણ ક્ષય, જ્યાં અખંડ પ્રકાશ છે તેમાં સ્થિતિ-જ્યાં અદ્વૈત છે એવું દર્શન-જ્યાં એકરૂપતા છે એવો અનુભવ. આને જ્ઞાનીઓ જીવન્મુક્તિ કહે છે, યોગીઓ નિર્વિકલ્પ સમાધિ કહે છે, ભક્તો અનન્યભક્તિનું અનન્ય સ્વરૂપ કહે છે.

આવાં અભંગ મૌન અને આવા અખંડ એકાંતસેવનના એકમાત્ર સાક્ષી શંકરપ્રસાદજી હતા, અને તેમણેજ નાથની અવતારલીલાની ભવ્યકથાનું કથામૃત પાયું છે. તેમણે જે અનુભવગમ્ય કર્યું હતું તેનું દિગ્દર્શન કરાવ્યું છે. જ્યાં જગદીશ્વર અવતારલીલા આચરવા આવ્યા હોય ત્યાં શી કચાશ હોય? એ લીલાની અદ્‌ભુતતા શબ્દો કેટલી વહન કરી શકે? આસપાસની કોઈ એકાંત ટેકરીપરથી કોઈ ગુપ્ત યોગી દર સોમવારે ઉષાના અસ્પષ્ટ અજવાળામાં આ ગુફામાં ઊતરી આવે. શરીર પડછંદ છતાં દિગંબર આખે શરીરે ભસ્મલેપન કર્યું હોય, મસ્તકે જટા શોભતી હોય, માત્ર મર્યાદાના રક્ષણમાટે એકમાત્ર કૌપીન ધારણ કર્યું હોય અને તે પણ લાકડાનું. તેઓ ગુરુદેવ ગુફામાં બિરાજતા ત્યાં પહોંચે એટલે બાર ઊઘડે. તેઓ અંદર પ્રવેશ કરે એટલે દ્વાર બંધ થાય. તે યોગીપુરુષ અંદર પ્રવેશી દર્શન, સત્સંગ, વાર્તાલાપ કરી, આવ્યા હતા તેમ ચાલ્યા જાય આવો એક પ્રસંગ રામાયણમાં આવે છે. મહાદેવજી કહે છે, "હે ગિરિજા! તારી અત્યંત દૃઢ બુદ્ધિ છે, તે માટે મારી એક બીજી છાની વાત તને કહું છું તે સાંભળ. એ વખતે (એટલે ભગવાન્ રામચંદ્રજીના બાલ્યકાળમાં) કાકભુશંડી અને હું બંને સાથે મનુષ્યરૂપમાં ત્યાં ગયા હતા, પરંતુ તે વાત કોઈ પણ જાણતું ન હતું." જેમ ભગવાન્ રામજીનાં દર્શને સદાશિવ જતા તેમ આ સદાશિવનાં દર્શને કોઈ સિદ્ધ અથવા દેવ ગુપ્તસ્વરૂપમાં કેમ અહીં નહિ આવતા હોય? આ દિવ્યલીલાનું દર્શન કરનાર

શ્રીશંકરપ્રસાદજી તથા તેમના નાના ભાઈ શ્રી. ગિરધરલાલજી સુભાગી છે.

આ બંને બંધુઓનો એક બીજો અનુભવ વિસ્મય પમાડે એવો છે. બ્રાહ્મમુહૂર્તમાં બરાબર સ્વા. ચારને ટકોરે તેઓશ્રીનું ઉત્થાન થતું ઉત્થાન પછી આચાર્યભગવાન્ રચિત "પ્રાત: સ્મરામિ હૃદિ સંસ્ફુરદાત્મતત્ત્વ"થી શરૂ થતું પ્રાતઃસ્મરણસ્તોત્ર બોલી, તે પછી મુખ-શુદ્ધિ આદિ શાસ્ત્રીયવિધિ સમાપ્ત કરી તેઓશ્રી શૌચે પધારતા. શ્વેતવસ્ત્ર પહેર્યું હોય, શ્વેત ઉપવસ્ત્ર શરીરે ઓઢ્યું હોય, યોગની પદ્ધતિએ મસ્તકની ઉપર આવેલાં એ ઉપવસ્ત્રની આસપાસ દોરીની પેઠે કરેલો એક રૂમાલ વીંટ્યો હોય, કંઠલંબિત કરેલું યજ્ઞોપવીત જમણા કાનની આસપાસ વીંટ્યું હોય, પગમાં શૌચમાટેનાં બીજાં પાદુકાજી પહેર્યાં હોય અને જમણા હાથમાં જલભરેલું કમંડલ રાખ્યું હોય, આ સ્થિતિમાં તેઓશ્રી ગુફાની બહાર પધારે. મૌનને કારણે તેઓશ્રી ચપટી વગાડે એટલે બંને બંધુઓ સમજી જાય. તેઓશ્રી બહાર પધારે એટલે સુચકુંદગુહાનું પૂર્વ તરફનું પ્રવેશદ્વાર બંધ કરી દે. બાર બંધ કરતાં તે બંને બંધુઓ ઓટાપર સાવજ અથવા દીપડાને બેઠેલો જુએ. એ સાવજ અથવા દીપડો મહેશ્વરનાં દર્શન કરી વિનમ્રભાવે એ વનરાજીમાં અલોપ થઈ જાય. કેટલીકવેળા કોઈ ફણીધર આ લાભ લેવા એ ઓટાપર આવે અને તે પણ વનરાજની જેમ દર્શનની તૃપ્તિ મેળવી ફેણવડે વંદના કરી અદૃશ્ય થઈ જાય. જ્યારે કાળીમશ રાત્રિ આસપાસ ઊભેલાં ઝાડોને, આસપાસ પથરાયેલા વેલાઓ અને છોડોને, તેમાં છુપાયેલાં ઝેરી જનાવરો અને રાની પશુઓને સંતાડીને-ઢાંકીને બેઠી હોય, જ્યારે વર્ષાઋતુએ ઊછરેલું લીલું ઘાસ કમ્મર કમ્મર આડેવગડે ઊભું હોય અને આ વિકરાળ દૃશ્ય નિહાળવા તારલાઓ માત્ર સાક્ષીરૂપે ઊભા હોય ત્યારે એ યોગેશ્વર અંધકારમાં પગલાં માંડતા હોય. બહારના દૃશ્યથી અંદર બેઠેલા બંધુઓ પણ થરથરે છે, અને વાચકની કલ્પનાને પણ કંપાવી મૂકે એવી વનરાજીમાં તેઓશ્રી નિર્ભયપણે ચાલ્યા જાય. જવાંમર્દને ડગાવી મૂકે એવાં આ ભયસ્થાનો છે. માનવનાં હાડહાડતાં વેરી વનપશુઓનું એ નિવાસસ્થાન છે. જંગલના ઝેરી સર્પો અને જીવલેણ ઠાકરિયા વીંછીનું એ રહેઠાણ છે. વનરાજીની નિર્જનતામાં ભમતા અઘોરીઓનો ત્યાં ભય છે. ભૂત, પ્રેત ને પિશાચનું ત્યાં ભ્રમણ છે. આવા ભયપ્રદ નિર્જન સ્થાનમાં ચાલ્યા જવું એ સામાન્ય માનવનું ક્ષેત્ર નથી જ્યાં ભડવીર પણ ડરી જાય એવી ભયાનક ઝાડીમાં નિશ્ચિતપણે ચાલ્યા જવું એ અલૌકિકતાનું પ્રત્યક્ષ પ્રમાણ છે. આ અનુભવ કહેનાર એક વયોવૃદ્ધ ગુરુબંધુ ગિરધરલાલજી અત્યારે વિદ્યમાન્ છે. એંશી વર્ષને વટાવી ગયેલું તેમનું વય છે. તેઓ નાથની સેવામાં સુચકુંદગુહામાં તેમના વડીલબંધુની જોડે રહેલા. તેમના જાતીઅનુભવનું આ ચિત્ર, નરી કલ્પના નથી. આ રોમાંચક કથા જ્યારે સાંભળી ત્યારે કહેનાર અને સાંભળનાર એ બંનેની કલ્પનાશક્તિ કંપી ઊઠી. આવું અદ્ભુત સત્ય! આવી વિરલ ઘટના! "Truth is stracger than Fiction." "સત્ય એ કલ્પના કરતાં પણ અનેરું હોય છે." આ અંગ્રેજી કહેવત પણ ઉપરોક્ત સત્યઘટનાની સાક્ષી પૂરે છે. આ દૃશ્ય જોનાર બંધુ ખરેખર સુભાગી છે, અને આ રોમાંચક કથા સાંભળનાર પણ ખરેખર સુભાગી છે તેમજ વાંચનાર પણ ખરેખર સુભાગી છે!

ગીતાજીના અગીઆરમા અધ્યાયમાં વર્ણવેલું "વિશ્વરૂપદર્શન"-ભગવાનનું વિરાટ્ સ્વરૂપ જોઈ શૌર્યની મૂર્તિ અર્જુન પણ કંપી ઊઠ્યા હતા ત્યારે આપણા જેવા અલ્પ માનવી નાથની આ વનલીલાની માત્ર કલ્પનાવડે કેમ કંપી ન જાય? આ વનલીલા

કરનાર "ભયાનાં ભય" અથવા ભયને પણ ભય પમાડનાર ઈશ્વર હતા, અને ખરેખર એઓશ્રી ઈશ્વર છે કે જેમના સાંનિધ્યમાત્રથી હિંસક પશુઓની હિંસકવૃત્તિ શમી જાય. ખરેખર એ ઈશ્વર છે કે જેમને પગલે પ્રકૃતિનો અંધકાર પણ પ્રકાશ પાડે-અરે પ્રકૃતિ સ્વયં પણ દાસી બની અનુકૂલતા સર્જે. આવા ભયપ્રદ સ્થાનમાં વસવું, અને ભ્રમણ કરવું એ સામાન્ય માનવનું ગજું નથી, તેમ તેનું કાર્યક્ષેત્ર પણ નથી. આ લીલા હતી પ્રકૃતિના નિયામક મહેશ્વરની. આ કાર્યક્ષેત્ર હતું પંચમહાભૂતોને વશ વર્તાવનાર મહાશક્તિનું-વિશ્વને એક ચક્રે રાખનાર વિશ્વેશ્વરનું.

નાથની દિવ્યલીલાના બીજા પણ સાક્ષીઓ હતા, અને તેમાંના એક છે માણિક્યવર્મા, અને બીજા છે ભાઈશંકરભાઈ. આ બંનેએ સ્વાનુભવો શબ્દરૂપે મૂક્યા છે. માણિક્યવર્મા, તેમની શાળાના અહર્નીશ શિક્ષક કાલિદાસ સાથે કુંતિયાણાથી અહીં આવ્યા હતા, અને સાથે ખાખીજાળીએથી શ્રી. ભાઈશંકરભાઈ પણ આવ્યા હતા ત્યાં આવ્યા ત્યારે સમય સં. ૧૯૪૬ના શ્રાવણમાસના શુક્લપક્ષનો હતો. શ્રી. માણિક્યવર્મા પોતાનો અનુભવ નીચેના શબ્દોમાં લખે છે:—

"મુચકુંદમાં જવાનો કેડીનો માર્ગ વિષમ છે, પણ ટૂંકો છે. પૂલપરનો માર્ગ સરલ છે, પણ લાંબો છે. કેડીને માર્ગે નદી (સોનરખ) ઊતરવી પડે છે. પૂલપર થઈને રેવતીકુંડને માર્ગે જતાં નદી ઊતરવી પડતી નથી. સડકને કાંઠે મોટા મોટા પથ્થરો હારબંધ પડ્યા હતા. તેમાંથી કેડી શોધવી ભારે પડે તેમ હતું, એટલે કેડીને મોખરે એક મોટા પથ્થરપર મોટો લાલ ૐકાર પૂ. કૃપાનાથે લખાવેલો હતો. અમે તેનાં દર્શન કર્યાં ને કેડી હાથ કરી. કૃપાસિંધુ ગુરુદેવનું સ્મરણ કરતા કરતા અમે નિર્વિઘ્ને નદી ઊતર્યા. ઉપરની કેડીએ ચાલ્યા, ઉંચે ચડ્યા. મુચકુંદગુફાના સ્થાનના (પૂર્વતરફના પ્રવેશ) દ્વારનાં દર્શન થયાં ખરેખર! અમારે માટે તો આ દ્વાર મોક્ષદ્વાર હતું. દ્વારની ભીંતે મોટો લાલ પ્રણવ, ને ચારે વેદનાં નીચેનાં ચાર મહાવાક્યો મોટા લાલ અક્ષરે લખેલા હતા:—

ૐ

પ્રજ્ઞાનં બ્રહ્મ (પ્રજ્ઞાન-જીવ-બ્રહ્મ છે.)
તત્ત્વમસિ (તે બ્રહ્મ તું છે.)
અહં બ્રહ્માસ્મિ (હું બ્રહ્મ છું.)
અયમાત્મા બ્રહ્મ (આ આત્મા બ્રહ્મ છે)

સંત શ્રીકબીરસાહેબની નીચેની સાખી પણ મોટા લાલ દેવનાગરી અક્ષરે લખેલી હતી:—

"तू जाने हर दूर है, हर है हिरदा मांहि ।
भीतर टाटी कपटकी, तातें सूझत नांहि ॥"

ઉપદેશ-મહોપદેશ તો દ્વારમાં પેસતાં પહેલાંજ થઈ ગયો. ઝીલનાર ને અનુસરનાર જોઈએ.

શ્રીગુરુસેવામાં રહેનાર ભાઈ શંકરપ્રસાદજી અમને બહાર ઓટલાપર મળ્યા. તેમને " જે જે " કર્યા : કૃપાર્ણવ ગુરુદેવના સમાચાર પૂછ્યા. દર્શન થશે કે કેમ? એમ પૂછ્યું. પ્રત્યુત્તર મળ્યું કે બાર વાગ્યે ગુફાનું દ્વાર ખુલશે ત્યારે દર્શન થશે.

શંકરપ્રસાદજીની મોટી કાળી દાઢીએ હૃદયમાં કાંઈ છાપ પાડી. શ્રીગુરુચરણારવિંદમાં નિવાસ કરવામાટે હૃદયે તેમને ધન્યભાગી માન્યા.

મોટા આનંદસાથે અમે ડેલીમાં પ્રવેશ કર્યો. અતીતની ધૂણીવાળા મોટા ઓરડામાં અમને ઉતારો મળ્યો. વચ્ચે સમય મળ્યો તેમાં અમે સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરી લીધું, ને ગુફાનું દ્વાર ઊઘડવાની આતુરતાથી રાહ જોવા લાગ્યા.

બાર થયા, પાદુકાનો અવાજ સંભળાયો. અમે ઊભા થઈ ગુહાસમીપ ગયા. ગુહાની બારીની સાંકળ ખખડી, દ્વાર ખુલ્યાં, કૃપાસિંધુ નાથ બહાર પધાર્યા.

નમન કરી અમે ઊઠ્યા, ને હાથ જોડી ઊભા રહ્યા.

શ્રીગુરુદેવ સમાધિમાંથી વ્યુત્થાન પામીને તુરતજ બહાર પધાર્યા હતા. શો તેઓશ્રીનાં નેત્રોનો દિવ્ય પ્રકાશ! શી અલૌકિક મુખપ્રભા! શો આનંદ! શી દિવ્ય શાંતિ!

યોગીશ્વર ગુરુદેવના દિવ્યતનુને એ સમયે બત્રીશમું વર્ષ ચાલતું હતું. ચાતુર્માસ્યના કાળાભ્રમરજેવાં દાઢી મૂછ ને મસ્તકપરના કેશને લઈને સ્વાભાવિક સુંદર ને ગંભીર મુખારવિંદ ભારે ભવ્યતા ધારણ કરી હતી. જાણે દીર્ઘકાલની નિર્વિકલ્પ સમાધિમાંથી હમણાંજ ઊઠીને શ્રીમહેશ્વર ઊભા થયા હોય તેવી નાથની સર્વમુખશ્રી હતી.

અમારાભણી કૃપાનાથે કૃપામય દૃષ્ટિ કરી, અભયમુદ્રાવડે અમને આશીર્વાદ આપી કૃપાનાથ વદ્યા : "આવી પહોંચ્યા?" બદ્ધાંજલિપૂર્વક મેં પ્રત્યુત્તર આપ્યું "જી! હા"

શ્રી. ભાઈશંકરભાઈભણી દૃષ્ટિ કરી પૂજ્યપાદશ્રીએ મને પૂછયું: "આ કોણ છે?" મેં તેમનું ઓળખાણ આપ્યું. ભાઈ કાલિદાસને તો પ્રભુશ્રી પીછાનતા હતા, એટલે તેમને માટે કાંઈ પૂછવાનું નહોતું. કૃપાનાથે માધ્યાહ્નસ્નાન, માધ્યાહ્નસંધ્યા કરી અને પછી ભોજન કર્યું. પછી શ્રી. શંકરપ્રસાદજી આદિ અમે સૌએ પ્રસાદ લીધો. નોકર કોઈ હતો નહિ એટલે અમે સૌ સૌનાં વાસણ સૌ સૌએ માંજી નાંખ્યાં, ને પોતાના જમવાના સ્થાનપર પોતણાં પણ કરી લીધાં.

બરાબર (પ્રભાતમાં) મદ્રાસ ચાર વાગ્યા પછી કૃપાનાથ બહાર શૌચ પધાર્યા. અંધારું અંગોને લીંપતું હતું, અને આકાશમાંથી જાણે કાજળ વર્ષતું હતું. તે દિવસે પણ પૂરી ન સૂઝે એવી અદૃશ્ય કેડીએ થઇને ચાલવાનું હતું, છતાં પૂજ્ય મહાત્માશ્રી નિર્ભયતાથી સ્વસ્થપણે તેમાં થઈને વિચરતા.

અમને ભય લાગતો, પણ પૂ. કૃપાનાથની રક્ષાનું સ્મરણ થતાં તે દૂર થતો. ખરેખર કૃપાનાથના રક્ષણમાં અમે નિર્ભય હતા. "તમે સંભાળીને ચાલજો" એવી ભલામણ સરખી પણ અમને કૃપાનાથે કરી ન હતી. તેઓશ્રીને તેમ કરવાની આવશ્યકતા પણ નહોતી, કેમકે તેઓશ્રી સંકલ્પવડે અમારું રક્ષણ કરી રહ્યા હતા. ત્યાંના નિવાસ દરમિયાન અમને કોઈ પ્રકારનો કશો ઉપદ્રવ થયો નહોતો."

બંધુઓ! અનન્યભક્ત માણિકયવર્માના વાંચ્યા આ સાચા શબ્દો! જોયો તેમનો—

આ સાક્ષાત્ જાતિ અનુભવ! નિર્ભય હોય તેઓશ્રીજ નિર્ભય કરી શકે. સંકલ્પસિદ્ધ હોય તેઓશ્રીજ આ રીતે સંકલ્પવડે રક્ષણ કરી શકે. પ્રકૃતિના નિયામક હોય તેઓશ્રીજ સર્વ ઉપદ્રવોથી બચાવી શકે. આવો અનુભવ કરનાર એ ગુરુશિષ્યો ધન્ય છે!

એ મુચકુંદગુહામાં માણેકલાલભાઈ આવી ગયા, તેમના મિત્ર ભાઈશંકરભાઈ આવી ગયા, તેમના મદદનીશ શિક્ષક કાળિદાસભાઈ પણ આવી ગયા. આ ત્રણે યાત્રિકો આ તીર્થસ્થાનમાં આવ્યા, અને ભવપ્રવાસી બની ગયા. એકજ આચાર્યપ્રવરના શિષ્યો બની સ્વજીવન ધન્ય બનાવી ગયા. મુચકુંદગુહા એવું પવિત્રતીર્થ બની ગયું કે ત્યાં અનેક તીર્થવાસી આવ્યા કરતા. બાંટવાના સુપ્રસિદ્ધ વકીલ લાલસિંહજી આવતા. એકવાર નહિ પણ અનેકવાર અને કવચિત્ કવચિત્ તેમના લઘુબંધુ દોલતસિંહને પણ આ સર્વેશ્વરનાં દર્શન કરવા સાથે તેડી લાવતા. એક પ્રસંગે આ બંધુબેલડી બાંટવાથી ત્યાં પહોંચી ત્યારે નાથપ્રભુ નિર્વિકલ્પ સમાધિમાંથી ઊઠી આસને સ્વસ્થતાથી આનંદમગ્ન બની બિરાજ્યા હતા. લાલસિંહજી તથા દોલતસિંહજી નાથ સન્મુખ દંડની પેઠે વિનમ્રભાવથી લાંબા થયા અને પછી હાથ જોડી ઊભા. હજુ મૌનવ્રત અને અખંડ એકાંતવ્રતનો આરંભ થયો નહોતો. પાસે ઊભેલા શંકરપ્રસાદજી તથા તેમના લઘુબંધુ ગિરધરલાલજીને કૃપાનાથે સ્મિત કરતાં પૂછ્યું, "કેમ આ બંનેને ઓળખો છો?" એ બંને બંધુઓએ જણાવ્યું, "જી, હા." શંકરપ્રસાદજી તો સં. ૧૯૪૪ની સાલથી સિંહબંધુઓને ઓળખતા હતા, અને ગિરધરભાઈ તો બાંટવામાં તેમના મોટાભાઈ જોડે રહેતા પણ ખરા, અને બાંટવાતાલુકા નિશાળમાં દોલતસિંહજી શિક્ષક હતા ત્યારે તેમની પાસે ભણેલા પણ ખરા. આમ આ તીર્થસ્થાનમાં અનેક શિષ્યો અને જિજ્ઞાસુઓ આવ્યાજ કરતા.

એકવાર એવું બન્યું કે બાંટવાથી લાલસિંહજી અહીં પ્રભુદર્શને આવ્યા હતા, અને લીંબુડાથી ભક્ત મૂળજીભાઈના પુત્ર કરશનભાઈ પણ આવ્યા હતા દર્શનસત્સંગ પછી લાલસિંહજીનું શહેરમાં જવું થયું ત્યારે કામપ્રસંગે કરશનભાઈ પણ જોડે ગયા. શહેરમાંથી જોઈતી વસ્તુઓ અપાવી લાલસિંહજીએ તેમને ગુફાતરફ મોકલ્યા. કરશનભાઈ ગિરનાર દરવાજે નીકળી ગિરનારને રસ્તે જવાને બદલે ભૂલથી ધારાગઢ દરવાજાભણી ચાલવા લાગ્યા, પણ ગુફા ક્યાંથી આવે? માર્ગમાં તેમણે કોઇને પૂછ્યું ત્યારે તો ખબર પડી કે પોતે રસ્તો ચૂક્યા છે. તે પાછા ગિરનાર દરવાજે આવ્યા અને પછી ગિરનારને માર્ગે ચાલવું શરુ કર્યું. થોડે ચાલતાં તેમને કાળા મોઢાના બે મોટા વાનરો મળ્યા ને તેમને આડાં ફરી રોકયા. ભયભીત તો બની ગયા, પણ ગુરુદેવનું સ્મરણ કરી સ્વસ્થ બન્યા અને વાનરોને કાંઈ ખાવાનું આપી રસ્તે પડ્યા. મોડા મોડા ગુફાએ પહોંચ્યા અને અંદર જઈ નાથને દંડવત્ નમસ્કાર કર્યા ત્યાં ગુરુશ્રીએ પ્રશ્ન કર્યો, "કેમ માર્ગ ભૂલ્યા હતા ને? રસ્તામાં બે વાનરો આડા ફર્યા હતા કે? ભય તો નહોતા પામ્યાને?" આ પ્રશ્નપરંપરા સાંભળી કરશનભાઈ તો આભા બની ગયા, અને મનમાં વિચાર કરવા લાગ્યા કે "આ વાતની ગુરુદેવને ખબર ક્યાંથી પડી ગઈ? રસ્તામાં હું તો તદ્દન એકલો હતો, અને મારી જોડ બીજું તો કોઈ હતું નહિ કે આ વાત તેઓશ્રીને જણાવે. મનુષ્યપ્રાણી બુદ્ધિની શેતરંજપર બધાં સોગઠાં માંડી જુએ અને જ્યારે ક્યાંય કારી ન ફાવે ત્યારે હાર કબુલ કરી શ્રદ્ધાને શરણે જાય છે, અને જાણે છે કે આવી શક્તિ સામાન્ય માનવની મર્યાદા બહારની છે. આ શક્તિ યોગની દિવ્યદૃષ્ટિ છે અથવા ઈશ્વરની સર્વવ્યાપકદૃષ્ટિનો આ આવિષ્કાર છે. કરશનભાઇએ ગુરુદેવના

પ્રશ્નોના ખુલાસા આપ્યા અને અંતર્યામી ગુરુદેવને મૂક વંદના કરી.

સંવત્ ૧૯૪૬ના આષાઢ માસની વ્યાસ પૂનમપર તેઓશ્રીને સદ્‌ગુરુસ્વરૂપે પૂજવાનો સૌથી પ્રથમ પ્રારંભ શિષ્યસમૂહે સ્વેચ્છાથી અને સ્વયબુદ્ધિથી અહીંજ કર્યો, અને સંવત્ ૧૯૪૭ના કાર્તિક માસની સુદિપૂનમનું-ત્રિપુરી પૂનમનું-સદ્‌ગુરુપૂજન પણ સૌ શિષ્યોએ ઉત્સાહપૂર્વક આ સ્થાનમાંજ કર્યું.

અહીંના નિવાસ દરમિયાન જેમ શંકરપ્રસાદજીએ નાથચરણમાં પોતાની સુંદર સેવા સમર્પી હતી તેમ તેમના નાનાભાઈ ગિરધરલાલે પણ સુકુમાર વયે સ્વયંસેવા નાથને સમર્પી હતી. જ્યારે સેવા એકનિષ્ઠાનું રૂપ ધરે છે ત્યારે તેમાં અનન્યતા આવી જાય છે, અને એ અનન્યતાના પ્રમાણમાં એ સેવક સેવા કરતો કરતો સેવ્યની સમીપ જતો જાય છે, સ્થૂલરીતે નહિ, સૂક્ષ્મરીતે, સૂક્ષ્મતરરીતે અને સૂક્ષ્મતમરીતે ચિત્ત જ્યારે સેવાધર્મમાં ઓતપ્રોત બને છે ત્યારે આત્મત્યાગ એ સેવકમાં આવિષ્કાર પામે છે, અને સેવક સેવ્યની કૃપાને પાત્ર બનતો જાય છે. સેવાનો પ્રકાર ગમે તે હોય, એમાંથી અહંભાવ, દાંભિકતા, કપટ નીકળી જવાં જોઇએ. કર્મફલની ઇચ્છારહિત થયેલો એ સેવક નિષ્કામતાની મૂર્તિ બની જવો જોઈએ, અને પછી જુઓ કે જેમ અગ્નિના 'સ્પર્શથી લોઢું અગ્નિરૂપ બની જાય અને પારસમણિના સ્પર્શથી લોઢું જેમ સોનું બની જાય તેમ એવો સેવાવ્રતધારી સેવ્યરૂપ બની જાય. સેવાનો આવો પ્રતાપ છે અને એવી એકનિષ્ઠ સેવા એક દિવસ પરાભક્તિમાં પરિણામ પામે છે. પછી એ સેવા સેવા રહેતી નથી, પણ સેવ્યનું દિવ્ય સ્વરૂપ ધારણ કરે છે, પછી એ સેવામાં અને સેવ્યની દિવ્યતામાં એકરૂપતા આવી જાય છે. આવો કાયાપલટો કરવો હોય, આવા દિવ્યજીવનની તમન્ના હોય, આવા અનુપમ સ્વરૂપની પ્રાપ્તિ જેમનું જીવનધ્યેય હોય તેણે સેવાધર્મને અનન્યભાવે વરી ચૂકવું

ગિરધરલાલજીની સેવાનો પ્રકાર છે તો સામાન્ય, પણ તેમાં રહેલી તમન્ના અથવા નિષ્ઠા અથવા ભાવ શ્લાઘ્ય છે અને ભગવાન્ ભાવનાજ ભૂખ્યા છે. સ્નાન કરી ખંભે મોટો હાંડો-હેલ કે માણ મૂકી સુચકુંદગુહાથી નીકળવું અને ઝપાટાબંધ ચાલતાં ચાલતાં કાળવા દરવાજા પાસે આવેલી દીપડાવાવે પાણી ભરવા જવું. એ વાવમાં રાત્રિએ દીપડા પાણી પીવા આવતા, માટે તેનું નામ દીપડાવાવ પડયું છે. એ જમાનામાં એ ભાગ તદ્દન નિર્જન અને ભયપ્રદ ગણાતો, અને એ સમયે ગિરધરભાઈની ૧૬-૧૭ વર્ષની સુકુમાર ઉમ્મર હતી. સુચકુંદગુફાથી આ સ્થાન આશરે બે માઈલ છેટું થાય. પાછલી અંધારી રાતના તારા તગતગતા હોય ત્યારે ત્યાં આવવું પડે, અને જલ ભરી આજ્ઞાનુસાર સૂર્યોદય પહેલાં ગુફાએ પહોંચી જવું પડે તેમના શબ્દોમાંજ આ પ્રસંગનું અવલોકન કરીએ. " હું ઉત્સાહભેર દોડયો જાઉં, અને અંધકારમાં માર્ગ કાપતો ત્યાં પહોંચી વાવમાં ઉતરું, પગથિયાં સૂઝે નહિ, અને કોઈ માણસ પણ એ તરફ નજરે પડે નહિ નરી નિર્જનતા અને બિહામણો અંધકાર. આ બે મારા મિત્ર બની મને સથવારો આપતા હોય, વાવમાં દેડકાં " ડ્રાંઉં, ડ્રાંઉં, ડ્રાઉં " અવાજ કરતાં હોય, તમરાં " તમ તમ " બોલતાં હોય, બીજાં જલચર પાણી હલાવતાં હોય અને આકાશમાં ઊડતાં પક્ષીઓ પાંખો ફફડાવતાં હોય, વાવ અંધારીઘોર અને સૂમસામ ભાસે. હું તો ગુરુદેવનું નામ લેતો જાઉં, અને મનમાં ધ્યાન ધરતો જાઉં. છેલ્લે પગથિયે પહોંચી હાંડાને પાણીપર મૂકું, પાણીપર હેલને હલાવી પાણી ચોખ્ખું કરું.

હાંડાને પાણીમાં ડૂબાડું અને હાંડો ભરાયો છે એમ જાણું એટલે ખભે મૂકી ચાલતો થાઉં, અને સૂર્ય ઊગે તે પહેલાં મુચકુંદગુફામાં પહોંચી જાઉં. હું મુચકુંદગુફાથી નીકળી દીપડાવાવ કેમ પહોંચતો, ત્યાં જઈ પાણી કેમ ભરતો અને પાણી ભરીને હાંડાસહિત ગુફાએ કેમ પહોંચતો તેની મને ખબર નથી. એક નિર્જીવ યંત્ર કામ કરે જતું હોય તેમ હું કામ કરતો. જેમ પડછાયો મૂંગો મૂંગો શરીરની પાછળ ચાલ્યા કરે તેમ કોઈ દિવ્યશક્તિની આજ્ઞાને પગલે પગલે પડછાયાની જેમ ચાલ્યા કરતો. એ શક્તિ, એ પ્રેરકબલ, એ રક્ષકબલ, એ પોષકબલ જુદું હતું. આ મારો જાતિઅનુભવ છે, અને અનુભવસિદ્ધ સહજ છે. મેં સેવા કરી એટલુંજ. સેવા કરાવી છે એ નાથે. હું તો ફક્ત નિમિત્ત બનેલો અને નાથે મને નિમિત્ત બનાવેલો. આટલું હું અત્યારે બરાબર સમજી શક્યો છું. મારી સુકુમાર ઉમ્મરનું પ્રમાણ જોતાં, મારી અપક્વ અવસ્થાની સ્થિતિ જોતાં આ કપરી સેવાનું સાહસ મારામાં ક્યાંથી સંભવે? એ ભયપ્રદ સ્થાનમાં ડગ દેવાની મારામાં હિંમત ક્યાંથી સંભવે? પાકટવયનાને શરમાવે એવો અદમ્ય ઉમંગ એ અવસ્થામાં ક્યાંથી સંભવે? એ ભયપ્રદ અંધકારમાં હું નિર્ભય કેમ બની શકતો? અને એ જનશૂન્ય સ્થાનમાં પણ મને નિશ્ચિંતતા ક્યાંથી રહેતી? આ પ્રશ્નોના ખુલાસા આપવા જો હું પ્રામાણિક એકરાર કરું તો મારે વિનમ્રભાવે કબુલવું જોઈએ કે એ પ્રતાપ હતો મુચકુંદગુફામાં બિરાજતા યોગેશ્વરનો. મારે કબુલવું જોઈએ કે એ પ્રેરકબલ હતું એ નાથપ્રભુનું

જ્યારે આજે એંશી વર્ષ ઉપરની વયોવૃદ્ધ ઉમ્મરે એ દિવસોનું સ્મરણ કરું છું ત્યારે મેં કરેલી એ સેવાનું અભિમાન મારા હૃદયમાંથી સરી જાય છે, અને મારી અલ્પતાનું સુસ્પષ્ટભાન મને થાય છે. એ સત્તા તેઓશ્રીની હતી અને સેવાની અલ્પતા મારી હતી. હું ક્યાં અને નાથનું પ્રભુત્વ ક્યાં? આ મહદંતર મને બરાબર સમજાય છે, અને તેથી હું નિશ્ચયપૂર્વક અને મારા અંતરાત્માની સાક્ષીએ માનું છું કે નાથે મારી પાસે એ અલ્પસ્વલ્પ સેવા કરાવી છે, અને બદલામાં મને શું આપ્યું છે? જીવનની અનેક અટપટી મુશ્કેલીઓમાંથી પસાર થવાની શક્તિ આપી છે. જગતની અનેકવિધ જવાબદારીઓ વહન કરવાની સહનશીલતા આપી છે. દુન્યવી ઝંઝાવાતો સામે શાંતિથી ઊભા રહેવા બલ આપ્યું છે. સુદામાના થોડા તાંદુલ આરોગી બદલામાં તેનું દારિદ્રય ફેડ્યું હતું તેમ મારી દીનસ્થિતિ તેઓશ્રીએ વિદારી છે. નિઃસંતાન એવા મને સંતાનોનો પિતા બનાવ્યો છે. અત્યારે હું બરાબર સમજી શકું છું કે એ ખરેખર પ્રભુ છે. જે લે છે બહુ થોડું અને આપે છે બહુ ઝાઝું. પ્રભુની પ્રભુતાનું મને સ્મરણ આવ્યાજ કરે છે, અને મારો અહંભાવ ગળી જાય છે. એ દિવસો હું સંભારું છું, અને મને શાતા વળે છે, એ સ્મરણો કરું છું, અને આનંદમગ્ન બની જાઉં છું. કેટલીકવેળા એ સ્મરણ એવું તીવ્ર બની જાય છે કે હું વૃદ્ધમાંથી કુમાર બની જાઉં છું અને એ મુચકુંદગુફા અને એ દીપડાવાવ મારા મનની આંખો સમક્ષ સજીવ બને છે, મુચકુંદગુફામાં તપ તપતા નાથની એ સૌમ્યમૂર્તિ આજે યાદ ચડે છે. "સવારમાં ગિરધારીમાટે કાંઈ ખાવાનું રાખશો." આવી મારા મોટા ભાઈ શંકરપ્રસાદજીને આજ્ઞા દેતા નાથના શબ્દોના પડઘા મારે કાને પડે છે. સેવાના એ દિવસો મારી જીવનમૂડી બની ગયા છે. મારા જીવનની આ વાતો હું પ્રેમપૂર્વક બીજાને કહું છું. એકવાર નહિ અનેકવાર, પણ તેનો મને કંટાળો આવતો નથી તેમ થાક પણ લાગતો નથી. આને હું મારો સ્વાધ્યાય માનું છું, અને એ સ્વાધ્યાયના પાઠમાં મને રસ છે. એમાં

મને વિસામો મળે છે, હુંફ મળે છે, આનંદ મળે છે. આ સંભારણું નાથચરણમાં મારી પ્રીતિ દૃઢ કરે છે, અને સંસારના વિષમવાયુથી સૂકાતા મારા વિશ્વાસને સજીવ કરે છે.

સુચકુંદગુફાનો એક બીજો ભવ્ય પ્રસંગ માંગરોળનિવાસી ગુરુભક્ત શ્રી. ત્રિભુવનદાસ કૃપાશંકર વૈદ્યરાજ (શ્રી. ડીસાઈનાજ) શબ્દોમાં જોઈએઃ—

"માંગરોળનિવાસી પ્રભુશંકર પાઠક વૃદ્ધ અને જૂના વિચારના દૈવી ઉપાસક હતા, એટલે તેમના પુત્ર રંગીલદાસને મહાત્માશ્રી તરફ પૂજ્યબુદ્ધિ હતી તે તેમને અનુકૂળ ન આવતું. સંયોગ એવો બન્યો કે રંગીલદાસના વેવીશાળમાટે પાઠક પ્રભુશંકરે ઘણે ઠેકાણે ઘણાં ફાંફાં માર્યાં, છતાં ફાવી શક્યા નહિ. છેવટમાં તેમણે રંગીલદાસને સાથે લઈ ભાવનગર જવાનો નિશ્ચય કર્યો. રંગીલદાસને પૂર્ણ શ્રદ્ધા હોવાથી તેમણે પોતાના પિતાશ્રીને કહ્યું કે તમે વિરોધી વિચાર દૂર કરી, મારી ભેળા મહાત્માશ્રીનાં દર્શનાર્થે જૂનાગઢ આવો, અને ત્યાં ગયા પછી મહાત્માશ્રીની આજ્ઞા થાય તો આપણે ભાવનગર તરફ પ્રયાણ કરીએ. દૈવકૃપાથી પ્રભુશંકર પાઠકને પોતાનો સ્વાર્થ હોવાથી તે વાત અનુકૂળ આવી, એટલે બંને જણા માંગરોળથી ચાલી મહાત્માશ્રીનાં દર્શન કરવાની ઈચ્છાથી સુચકુંદગુહા ઉપર ગયા. રંગીલદાસે મહાત્માશ્રીને સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા. કૃપાળુશ્રીનો સહજ સ્વભાવ હતો કે આવા પ્રસંગમાં મુખારવિંદ ઉપર હાસ્ય અને દૃષ્ટિમાં અમી ઝરતું હોય. પ્રભુશંકર પાઠકે વાત કરવાની ઇચ્છા કરી તે પહેલાં હસતે વદને મહાત્માશ્રીએ આજ્ઞા કરી કે તમે જે કાર્યમાટે ભાવનગર જાઓ છો તે કાર્ય સિદ્ધ થશે, માટે રસ્તામાં રોકાશો નહિ. પ્રભુશંકર પાઠક અને રંગીલદાસ બે જણને આ કામની ખબર હતી, છતાં મહાત્માશ્રીને શ્રીમુખે તેજ વાત નીકળવાથી પ્રભુશંકરના આશ્ચર્યનો, ને રંગીલદાસના આનંદનો પાર રહ્યો નહિ. તુરતજ પિતાપુત્ર ભાવનગરભણી રવાના થયા, અને ત્યારપછી જ્યાં ધાર્યું હતું ત્યાંજ રંગીલદાસનું વેવીશાળ થયું. હવે પ્રભુશંકર પાઠકને પૂર્ણ શ્રદ્ધા ઊભી થઈ. રંગીલદાસની તેની જીંદગીપર્યંત મહાત્માશ્રીપ્રતિ અત્યંત ભક્તિ ચાલુ હતી. આસ્તે આસ્તે રંગીલદાસના બીજા બંધુઓ, અને તેમનાં બીજાં કુટુંબીઓ મહાત્માશ્રીના શિષ્યવર્ગમાં દાખલ થઈ પૂજ્યભાવ ધરાવે છે."

જેમ કાશીપુરીથી ગુરુદેવને સૌરાષ્ટ્રમાં પધરાવવાનો યશ શ્રીમાન્ અમરજીભાઇને છે તેમ તેઓશ્રીને સુચકુંદગુહામાં પધરાવવાનું, સુચકુંદગુહામાં ભોજનસામગ્રી આદિ સર્વ પ્રકારની વ્યવસ્થા કરવાનું તથા પ્રત્યેક સોમવારે જોઇતી ચીજો ત્યાં મોકલવાનું સેવાકાર્ય પણ તેમનુંજ હતું. જૂનાગઢના નામદાર નવાબસાહેબે તેમનાં કાર્ય અને પ્રામાણિક જીવનથી પ્રસન્ન થઈ તેમને દૂધાળા નામનું એક ગામ વંશપરંપરાને માટે બક્ષીશ આપ્યું હતું. એમાં પણ નાથની અગમ્યકૃપા કારણભૂત હતી. તેઓ આંતરિક નમ્રતાથી વિનતિ કરતા: "કૃપાનાથ! હું તો કાંઈ જાણતો નથી અને તો આપશ્રીએ કૃપા કરીને નિભાવી લેવાનો છે." આવાં દીનવચનો ગુરુદેવને જૂનાગઢમાં પોતાને ઘરે પધરાવી તેઓ બે હાથ જોડીને બોલતા. એકવાર તેમના જીવનમાં કસોટી કરાવે તેવો વિષમ રાજકીય પ્રસંગ આવ્યો હતો, અને ગુરુકૃપાએ તેમાંથી તેમને બચાવી લીધા હતા. પોતાની મુશ્કેલીની આ વાત બીલખા-આનંદાશ્રમમાં પૂર્ણિમાના મહાપૂજનમાં આવ્યા ત્યારે સભાસ્થાનમાં મહાપૂજનને સમયે પૂજ્યપાદશ્રી સિંહાસનપર બિરાજતા હતા ત્યારે વિનમ્રભાવે અને ગદ્ગદ્કંઠે ત્યાં ઉપસ્થિત બધા બંધુઓને જણાવી હતી: "કૃપાસિંધુ સદ્ગુરુદેવે મને ઉગારી લીધો છે!"

આનંદાશ્રમમાં જ્યાં ઊતરતા તે "અમરજીભાઈવાળો" ઓરડો કહેવાતો. બાજુમાં નાગરી રસોડું રહેતું. શ્રી. અમરજીભાઈ પોતાના રસોડામાટે સીધું સામાન જૂનાગઢથી સાથે લઈ આવતા. તેમ કરવામાં પોતાનેમાટે ગુરુદેવને કે આશ્રમને કાંઈ શ્રમ ન પડે તેવી તેમની શુભભાવના હતી.

મુચકુંદગુફા તપોભૂમિ બની ગયું હતું, ત્યાં યોગધૂણી પ્રકટી હતી, ત્યાં જ્ઞાનરસ જામ્યો હતો. ત્યાં આવનાર પ્રત્યેક યથાશક્તિ અને યથારુચિ એ ભોજનથાળમાંથી જમતા, અને સ્વજીવનને નવે રંગે રગતા. એ જંગલ પણ મંગલ બન્યું હતું. ગુરુદેવે આ પ્રદેશમાં શુભ આંદોલનો પૂર્યાં હતાં. ત્યાંના વાતાવરણને દિવ્ય બનાવ્યું હતું. તપ સાધનામાં નાથનું શરીર તનુભાવને પામ્યું હતું. શરીર તો એક સાધન છે, સાધ્ય બીજું છે, આ સત્ય અહીં નાથે જીવી બતાવ્યું. મુચકુંદગુફાના પ્રતિકૂલ વાતાવરણની, પ્રતિકૂલ હવામાનની, પ્રતિકૂલ પાણીની અને પ્રતિકૂલ જીવજંતુની પરવા કર્યાવગર નાથે અહીં અલખની ધૂન લગાડી હતી. એ મસ્તીમાં શરીરની પરવા ન કરી, ભોજનની પરવા ન કરી, જ્વરની પરવા ન કરી. ઘડિયાળના કાંટાની પેઠે એકધારું અને અતુટ જીવન જીવી તપ, તપ અને તપ આચર્યું. અખંડ મૌન અને એકાંત સં. ૧૯૪૭ના કાર્તિકમાસની પૂનમે સમાપ્ત થયાં, અને ત્રિપુરીપૂનમના મહાપૂજનપર લીંબુડા, માંગરોળ, બાંટવા, જૂનાગઢ, બીલખા, પોરબંદર આદિના શિષ્યો આવ્યા હતા. માંગરોળનિવાસી શ્રી. કીભાઈ આવ્યા હતા. બાંટવાના ન્યાયાધીશ શ્રી. હિમતરામભાઈ તથા વકીલ શ્રી. લાલસિંહભાઇ આવ્યા હતા. બીલખાથી શ્રી. ગૌરીશંકર ભટ્ટજી તથા શ્રી. દયાશંકરભાઈ આવ્યા હતા જૂનાગઢથી શ્રી. અમરજીભાઈ અને અન્ય ગુરુબંધુઓ પણ આવ્યા હતા.

પૂજન કોનું થાય? શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મહાપુરુષનું. સમગ્ર શાસ્ત્રોના રહસ્યને યથાર્થ જાણે તે શ્રોત્રિય અને સમસ્ત વિશ્વના અધિષ્ઠાન બ્રહ્મ અથવા પરમાત્માને હાથમાં રાખેલાં આમળાંની પેઠે સ્પષ્ટ જાણે તે બ્રહ્મનિષ્ઠ. મુચકુંદમાં બિરાજનાર મહાપુરુષ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ હતા, અને આવા મહાપુરુષજ સદ્‌ગુરુ અથવા આચાર્ય થઈ શકે છે, અને તેથીજ શિષ્યો તથા જિજ્ઞાસુજનો તેઓશ્રીનું શાસ્ત્રવિધિએ પૂજન કરતા. પૂજન ફક્ત આવા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ સંતપુરુષનુંજ થાય, અને આવા સંતજ પોતાનું પૂજન કરાવી શકે. સ્તુતિનિંદાથી પર હોય, માનઅપમાનથી પર હોય, લાભહાનિથી પર હોય, જીવનની બધી અનુકૂલ ને પ્રતિકૂલ પરિસ્થિતિઓમાં પણ સમભાવવાળા હોય, સ્થિતપ્રજ્ઞ હોય અને પાષાણની પ્રતિમાની જેમ સદૈવ નિર્વિકાર હોય એવા સાધુપુરુષજ પૂજાયોગ્ય છે, અન્ય નહિ.

પૂજન દેખાય છે એટલીજ માત્ર બહિર્ ક્રિયા નથી. તે એક અદ્‌ભુત આંતરક્રિયા પણ છે. પથ્ય, પવિત્ર અને પરિમિત ભોજન બહિર્દષ્ટિએ બહિર્ક્રિયા છે છતાં તેનું પરિણામ તો જુઓ. એના સ્થૂલ અંશો શરીરની સપ્તધાતુને પોષણ આપે છે, અને તેમાંથી બનેલું ઓજસ્ સૂક્ષ્મશરીરને એટલે ઇન્દ્રિયો, પ્રાણ, બુદ્ધિને પુષ્ટિ આપે છે. તેમ શાસ્ત્રવિધિપ્રમાણે યથાર્થ કરેલું, પવિત્ર ભાવવડે કરેલું અને શ્રદ્ધા તથા પ્રીતિથી કરેલું પૂજન પણ સૂક્ષ્મશરીરને સત્ત્વમય બનાવે છે. સાચું લખીએ તો પૂજન એ પૂજ્યરૂપ બનવાની અનોખી માનસ પ્રક્રિયા છે. ભ્રમરના સતત ચિંતનવડે જેમ કીટ ભ્રમરરૂપ બને છે તેમ પૂજક પણ યથાર્થ પૂજનવડે પૂજ્યરૂપ બને છે. મુચકુંદમાં બિરાજતા સદ્‌ગુરુશ્રીના શુભવિચાર, અને શુભ-

આચારને પ્રાપ્ત કરવા શિષ્યો અને જિજ્ઞાસુઓ મહાપૂજનમાટે આવ્યા હતા. સદ્‌ગુરુના હૃદયમાં પ્રકટેલા જ્ઞાનદીપકવડે શિષ્ય પોતાના હૃદયમાં જ્ઞાનદીપક પ્રકટવા આવ્યા હતા. શિષ્ય પોતાના સ્થૂલશરીરવડે સદ્‌ગુરુના તપોમય સ્થૂલશરીરનું પૂજન કરે, અને પોતાના અજ્ઞાનયુક્ત અંતઃકરણવડે સદ્‌ગુરુના તેજોમય જ્ઞાનસ્વરૂપનું પૂજન કરે. જો શિષ્યનું પ્રેમશ્રદ્ધા-યુક્ત અંતઃકરણ બરાબર અભિમુખ થાય તો શું બને?

"કાષ્ઠ અગ્નિના સંગથી, અગ્નિરૂપ થઈ જાય,
તેમ ગુરુના સંગથી, શિષ્ય ગુરુરૂપ થાય."

"સદ્‌ગુરુ તો પોતાના ચરણકમલનો આશ્રય કરનારા પોતાના શિષ્યને પોતાનું સમાનપણું અર્પે છે, પોતાતુલ્ય બનાવી દે છે, બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરાવે છે, એટલામાટે સદ્‌ગુરુ નિરુપમ છે, અલૌકિક છે."

આધુનિક વિજ્ઞાને પરમાણુનું વિચ્છેદન કરી અણુશક્તિની શોધદ્વારા દુનિયાને આંજી નાંખી છે, ત્યારે ભારતના બ્રહ્મવેત્તાઓએ શું કર્યું છે? પરમાણુથી પણ અનેકગણા સૂક્ષ્મ ચિત્તનું વિચ્છેદન કરવાની અદ્‌ભુત યોગવિદ્યા શોધી કાઢી છે. ભારતની આ અદ્‌ભુત શોધ-ભણી હજી જગતના મોટાભાગની દૃષ્ટિ પડી નથી, અને પડશે ત્યારે માનવમાત્ર પોતાની જાતને અહોભાગ્ય માનશે. પરમાણુ કરતાં ઇન્દ્રિયો સૂક્ષ્મ છે, ઇન્દ્રિયો કરતાં પ્રાણ સૂક્ષ્મ છે, અને પ્રાણ કરતાં અંતઃકરણ એટલે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર-સૂક્ષ્મ છે, આવાં અતિ સૂક્ષ્મ મનને, બુદ્ધિને, ચિત્તને, અહંકારને, મારવાની પ્રક્રિયા ભારતના આધ્યાત્મિક વિજ્ઞાનિ-કોએ ક્યારની શોધી કાઢી છે, અને તેના મુકાબલામાં આધુનિક અણુશક્તિની શોધ ભગવાન્ ભાસ્કર આગળ આગિયાના પ્રકાશ જેવી અલ્પ છે. આ અણુશક્તિ એટલે રેડિઓ એક્ટિવ એનર્જી-તો ભયંકર વિનાશનું સર્જન કરી શકે છે ત્યારે ભારતે શોધેલ મનો-વિચ્છેદનની આ અગમ્ય વિદ્યા શું સર્જે છે? આનો જવાબ અખાભક્તે આપ્યો છે:—

"મન મુવે રહે જે મનવા, સો હરિરૂપ જાણી જે જનવા."

"મન મરી ગયા પછી જે મન રહે છે, એ મનજ ઈશ્વરરૂપ થઈ જાય છે." જોયું મનોનાશનું આ પરિણામ? જોયું વાસનાક્ષયનું આ પરિણામ? જોયું સીમિત અહંભાવના વિચ્છેદનનું આ પરિણામ? ભૌતિક વિજ્ઞાને શોધેલી આ શક્તિ ભયંકર સંહારક શક્તિ છે, ત્યારે બ્રહ્મદર્શી મહાપુરુષોએ કરેલી આ શોધ સાચી સંરક્ષક શક્તિ છે, સાચી જીવનશક્તિ છે, સાચી કલ્યાણપ્રદ શક્તિ છે. "સ્થૂલદેહ હું છું" એવા અલ્પ અહંભાવના વિચ્છેદનથી "સૂક્ષ્મદેહ હું છું" એવા અલ્પ અહંભાવના વિચ્છેદનથી, અને "કારણદેહ હું છું" એવા અલ્પ અહંભાવના વિચ્છેદનથી સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય છે-એકત્વની પ્રાપ્તિ થાય છે-અખંડ અભેદભાવની પ્રાપ્તિ થાય છે, મરણરહિત શાશ્વતસ્થિતિની પ્રાપ્તિ થાય છે, અવિનાશી સુખની પ્રાપ્તિ થાય છે, અદ્‌ભુત સૌંદર્યની પ્રાપ્તિ થાય છે, દિવ્ય પ્રેમની પ્રાપ્તિ થાય છે. મુચકુંદગુફામાં રહેલા યોગેશ્વર માનવમાત્રને આ અદ્‌ભુત યોગકલા પ્રબોધી રહ્યા હતા. મુચકુંદના એ મહાતપસ્વી માનવમાત્રને આ આત્મકલા શીખવી રહ્યા હતા. મુચકુંદના એ મહાપ્રેમી માનવમાત્રને આ પ્રેમકલા ભણાવી રહ્યા હતા. એ ગુફામાંથી તેઓશ્રીએ પ્રબલ પોકાર આદર્યો કે માનવ ગમે તે ધર્મનો હોય, ગમે તે દેશનો હોય, ગમે તે રંગનો હોય, ગમે તે વિચારસરણીનો હોય, તોપણ આ યોગકલા, આ આત્મકલા આ પ્રેમકલાનો

અધિકારી છે. પોતાના સર્જકને ભૂલેલા માનવીને જાગ્રત્ કરવો એ તેઓશ્રીનો જીવનમંત્ર હતો, અને જીવશિવના તૂટેલા એ સંબંધને સાંધવો એ તેઓશ્રીનું કાર્યક્ષેત્ર હતું. તેઓશ્રીએ પડકાર કર્યો કે શરીર એજ જીવન નથી, પરંતુ શાશ્વતજીવન પામવામાટે શરીર એ પ્રભુએ આપેલું સાધન છે. ભોગવિલાસ જીવન નથી, પરપીડન જીવન નથી, દ્રવ્યલોલુપતા અને સત્તાની ખુમારી જીવન નથી; સાચું જીવન તો છે આત્મસંતોષ, ક્ષમા, પવિત્રતા અને પરકલ્યાણની ભાવના. અલ્પ મટીને મહાન્ કેમ થવું, દુઃખી મટીને પરમસુખી કેમ થવું, નાશવંત મટીને અવિનાશી કેમ થવું, પ્રપંચી મટીને પ્રભુમય કેમ થવું, વિષયી મટીને આત્મજ્ઞાની કેમ થવું એ દિવ્યકલા માનવમાત્રને શિખવવા તેઓશ્રીનો અવતાર હતો. દુઃખમય માનવજીવનમાં એકરસ સુખ પ્રકટાવવાનો તેઓશ્રીનો કોલ હતો. ત્રિવિધતાપથી તપતા આ જગતમાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપવા તેઓશ્રીનો પ્રયત્ન હતો. ક્ષુલ્લક સૌંદર્યમાટે વલખતા માનવને મોહરહિત કરી નાંખે એવા અલૌકિક સૌંદર્યધામભણી તેઓશ્રી સૌનું માર્ગદર્શન કરાવી રહ્યા હતા.

આવા મહાયોગીવરનું મહાપૂજન કરવા જિજ્ઞાસુઓ મુચકુંદગુહામાં કેમ ન આવે? મહાપૂજનની સમાપ્તિ પછી એ સત્સંગની અભિલાષાવાળા સુભાગીઓએ અહીં એક પ્રશ્ન નક્કી કર્યો. એ સમર્થ સંતને પોતપોતાના ગામમાં પધરાવવાની વિચારણા કરી બીલખાના શિષ્યો શંકરપ્રસાદજી, દયાશંકરજી તથા ગૌરીશંકર ભટ્ટજી બીલખામાટે આગ્રહ કરવા લાગ્યા અને બાંટવાના ન્યાયાધીશ શ્રી. હેમતરામભાઈ બાંટવામાટે આગ્રહ કરવા લાગ્યા, અને પૂજ્યપાદશ્રીપ્રતિ આવા ભાવનો વિનય કર્યો:—

"બીલખાવાળાની સ્થિતિ જોતાં શ્રી. શંકરપ્રસાદજીએ અહીં મુચકુંદગુહામાં કરેલી સેવા બસ છે. મારા મત પ્રમાણે એવા ગરીબ માણસોને ત્યાં પધરામણીની વ્યવસ્થા ન થઈ શકે."

આ શબ્દો સાંભળી સામી હારમાં બેઠેલા માંગરોળનિવાસી શ્રી. કીભાઈ બોલી ઊઠયા:—

"મહાપુરુષોને સાતરવા રાજાઓને પણ મુશ્કેલ પડે. બીજું તો શું? પણ પ્રસંગે પાણી પણ પૂરું ન કરી શકે; અને મહાપુરુષો સ્વેચ્છાએ એક વડના ઝાડતળે પણ આનંદથી વસી શકે છે. બીલખાવાળાનો આગ્રહ છે તો તેનાપર કૃપા થવી જોઇએ. એમાં ગરીબાઈની દૃષ્ટિએ જોવાનું નથી, એ તો ભાવની વાત છે."

આ પછી પ્રથમ જૂનાગઢમાં શ્રી. અમરજીભાઇને ત્યાં આઠ દિવસનું મુકામ નક્કી થયું. તે પછી બીલખાના આઠ દિવસ નક્કી થયા, અને તે પછી બાંટવા, લીંબુડા, કુંતિયાણા ને પોરબંદરના પ્રવાસમાટે પણ વિચારણા થઈ. સંવત્ ૧૯૭૭ના કાર્તિક માસની વદિ પાંચમ અને સોમવારના પ્રાતઃકાળમાં જૂનાગઢ શહેરમાં શ્રી. અમરજીભાઇને ઘરે ગુરુદેવનું પ્રયાણ થયું.



# સોરઠના સંત

[ લેખક :–શ્રી. ગિરીશભાઈ ભટ્ટ–ભાવનગર ]

સોરઠ એટલે કાઠિયાવાડ દેશ અને સંત એટલે સાધુ, પવિત્ર, ધાર્મિક પુરુષ.

સોરઠ ઘણા સંતમહંતની જન્મભૂમિ છે

એ સોરઠ દેશમાં ઝાલાવાડ નામનો એક વિભાગ છે. એ ઝાલાવાડના એક મોજીદડ ગામમાં એક બ્રાહ્મણ માતાપિતાને ત્યાં એક દીકરો અવતર્યો એ દીકરાનું નામ નથુરામજી.

નથુરામજી નાનપણથીજ ટેવોના સુઘડ, ચોક્કસ અને નિયમિત હતા પોતે ભલા, પોતાનું ભણતર ભલું, અને પોતાનું ઘર ભલું નહિ કોઈની પંચાત કે નહિ કોઈની આધીપાછી.

પોતાના ગામનું ભણતર પૂરું થયું એટલે ગુજરાતી નિશાળોના મહેતાજીનું ભણતર શિખવા એ રાજકોટ ઊપડ્યા. તે દિવસોમાં એટલે ૮૦–૯૦ વર્ષો પહેલાં બહુ થોડા લોકો અંગ્રેજી ભણતા.

મહેતાજીનું ભણી લીધું અને થયા મહેતાજી. એક ગામડામાં છોકરાંને ભણાવે અને બાકીના વખતમાં ભગવાનનુ ભજન કરે નહાય ધુવે, પૂજાપાઠ કરે, ધર્મની ચોપડીઓ વાંચે ને બીજાને પણ વાંચી બતાવે. આમ નોકરી કરતાં કરતાં પણ એમણે ભગવાનને માર્ગે ચાલવા માંડ્યું

મોજીદડમાં ઘોટેરાં રહે ખાસ કરીને એમનાં માતાજીને થયું કે હવે દીકરો મોટો થયો છે, કમાવા શિખ્યો છે, એટલે એને પરણાવીએ. પણ દીકરો કહે : 'એવી જંજાળમાં કોણ પડે? મારે તો પરણવુ નથી.'

બસ થયું ના પડી એ પડી

પછી તો એ મહેતાજી મટીને આંગરોળના કારભારીના શિરસ્તેદાર અને પછી વરલના કારભારી થયા, પણ તે તો થોડા વખત. નોકરીધંધાની જંજાળને ફગાવી દીધી. બન્યા ફક્કડ સાધુ

નાનપણથી બ્રાહ્મણપણાનું બહુ અભિમાન મોટા થતાં ઘણું વાંચ્યું અને એને થયું કે આ તો ભારે છે આપણા બાપદાદા ઋષિમુનિઓ ભારે વિદ્વાન્ અને શક્તિવાળા કેટલાક મોટા જ્ઞાનીઓ, તો કેટલાક મોટા યોગીઓ એ બધાની વાત હું મારા બીજા ભાઈઓને પહોંચાડું તો ખરો. એણે કેડ બાંધીને અભ્યાસ કરવા માંડ્યો ખૂબ જ્ઞાન મેળવ્યું. તપ કરી કરીને યોગની સિદ્ધિ પણ પ્રાપ્ત કરી આખા ભરતખંડમાં ભમ્યા. મોટા મોટા સંતમહંતને મળ્યા, કેટલાય સાધુમહાત્મા અને સાંઈ ફકીરોને ખોળ્યા, અને સૌ આગળથી કાંઈ ને કાંઈ મેળવ્યું.

નથુરામ મહેતાજી નથુરામ મહારાજ બની ગયા. લોકોને એની વાણી સાંભળવી બહુ ગમે. જ્ઞાનની અઘરી ને અટપટી વાતો ગમ્મત સાથે એવી તો સમજાવી દે કે બસ ન પૂછો વાત જ્ઞાનની ચોપડીઓ પણ લખે. કાઠિયાવાડમાં તો એ ઈશ્વરની પેઠે પૂજાવા લાગ્યા. પોરબંદરમાં એક આશ્રમ બનાવી ત્યાં રહેવા લાગ્યા. અવારનવાર બહારગામ જાય અને કથાવાર્તા કરે.

નામના વધવા લાગી લોકો એમને ગુરુ ગણી પૂજવા લાગ્યા

એક વાર એ ગિરનારની મુચકુંદગુફામાં આશરે સાત મહિનાસુધી તપ તપેલા ત્યારે તેમની સાથે એક બે ભાઈઓ હતા તે જૂનાગઢપાસે બીલખા ગામના હતા બીલખા ગામ ગિરનારની તળેટીમાં એક બાજુ શાન્ત, મનોરમ સ્થળમાં આવેલું છે તે વેળા ત્યાં આગગાડી ન હતી પેલા બે ભાઈઓને થયુ કે આપણા ગામમાં મહારાજશ્રીને સ્થિર કરી રાખીએ તો કેવું સારું! અને ખૂબ મહેનત કરીને બીલખાગામમાં મહારાજશ્રીનો એક આશ્રમ સ્થાપ્યો એનું નામ આનંદાશ્રમ. પછીથી એ આશ્રમમાં મહારાજશ્રી વસવા લાગ્યા

લોકો તો ચારેકોરથી ઊભરાતા હતા. મહારાજશ્રીનાં દર્શન એટલે પ્રભુનાં દર્શન. મહારાજશ્રીની વાણી એટલે અમૃતના ઘૂંટડા કાઠિયાવાડનાં નાનાં મોટાં ગામોમાંથી માણસો આવે, ગુજરાતમાંથી પણ ઘણાં આવે. અમદાવાદ, સાણંદ, સૂરત, ભરૂચ, વડોદરા ને મુંબઈથી સૌ 'જે જે' કરવા એકઠાં મળે. પુરુષો આવે, સ્ત્રીઓ આવે; બાળકો આવે, કિશોરો પણ આવે, ઘરડાં ને જુવાન્ આવે; ગરીબ ને તવંગર આવે; નાના નોકરો આવે, અમલદારો આવે; મહેતાજીઓ અને વેપારીઓ આવે; વકીલો, વૈદ્યો ને દાક્તરો આવે. વરસમાં બે વાર આનંદાશ્રમમાં મોટો મેળો જામે. ગીતો ગવાય, જયજયકાર થાય, ધામધૂમથી પૂજા થાય અને મીઠા મીઠા પરસાદ મળે

મહારાજશ્રી વરસ દહાડે આશ્રમ છોડીને ચાર-છ મહિના ફરવા નીકળે ફરવા એટલે મોજે માણવા નહિ કોઈ ગામ એક દિવસ તો કોઈ ગામ બે દિવસ ક્યાંક ચાર-છ દિવસ તો ક્યાંક અઠવાડિયું, પખવાડિયું, કે મહિનો માસ રોકાય. આનંદ, આનંદ થઈ રહે

મહારાજશ્રી નાનામાંથી મોટા થયા. એક સાધારણ ગામડિયા બ્રાહ્મણમાંથી મહાસંત થયા, સંતશિરોમણિ ગણાયા

નિયમિત ટેવો અને જરૂરીઆતો નહિ જેવી પ્રભુપદ સુધી પહોંચ્યા છતાં માણસ મટ્યા નહિ. કોઇને તકલીફ આપે નહિ, કોઇને દુઃખી કરે નહિ હલકાને ઉદ્ધારે, ઊંચાને વધારે ઊંચો કરે.

પ્રતિષ્ઠા વધી અને એની સાથે પૈસો યે આવ્યો એ પૈસો કરકસરથી વાપરે. દાન કરે, ધરમ કરે, શાસ્ત્રોનાં ભણતરની પાઠશાળાઓ સ્થાપે કે બ્રાહ્મણ 'બટુકોમાટે વિદ્યાર્થિભવનો શરુ કરે. ઘણા નહિ જાણતા હોય કે ભાવનગરના પ્રખ્યાત દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનના એ પહેલા શરુ કરનાર (આદ્યચાલક) હતા.

એમના નામના જાપ જપાવા લાગ્યા ભક્તો ભેટ સોગાદો મોકલે કોઈ ભાતભાતનાં ફળફૂલો ને મેવા મોકલે, કોઈ વસ્ત્રો ને સાધન સામગ્રીઓ મોકલે, પણ પોતારામ તો એને અડીને આઘી ખસેડે અમારે બાવા સાધુને આ ઠોરાં શું?

ઊંચું, પડછંદ શ્યામવર્ણું શરીર, ગોઠણને અડે તેવા લાંબા હાથ, પાણીદાર આંખો ને સદાય મરકમરક હસતું મોં

પોષાક સાવ સાદો ધોળાં દૂધજેવાં વસ્ત્રો પહેરે. ધોતિયું, પાસાદાર બંડીકડિયું ને માથે મલમલનો ફેંટો ખભે ખેસ અને હાથમાં સીસમની લાકડી.

સવારથી સાંજસુધી કામ, કામ ને કામ સૂરજ ઊગ્યા પહેલાં ઊઠે અને રાતે ઠેઠ અગિયાર વાગ્યે ઊંઘવા જાય. પૂજાપાઠ કરે; ધ્યાન સમાધિ લગાવે, વાંચે, લખે, લખાવે, વાતો કરે; વ્યાખ્યાન કરે અને આશ્રમનો ઝીણામાં ઝીણો વ્યવહાર તપાસે

બોલે ત્યારે એમ લાગે કે જાણે આપણા અંતરની વાતો બોલે છે. એમનો કાગળ મળે તો હૈયામાં હિમના શેરડા પડે

અક્ષર તો મોતીના દાણા જ જોઈ લ્યો મજાના મરોડદાર અને આંધળો યે વાંચી શકે તેવા. ક્યાંય જોડણીની ચૂક નહિ, ક્યાંય છેકભૂંસ નહિ

કોઈ દિવસ તકિયાને અઢેલીને બેઠા નથી હંમેશાં ટટ્ટાર બેસે બે કલાક ચાર કલાક બેસવું હોય તોય થાકે નહિ આંખોનું તેજ તો અજબ! છેક ઘરડા ૭૦-૭૩ વરસના ડોસા થયા ત્યાંસુધી ચશ્માં આવ્યાં જ નહિ

જ્યારે વાંચે ત્યારે આંખોથી ફૂટ સવા ફૂટ છેટે કાગળ કે ચોપડી રાખીને જ વાંચે દાંત તો દાડમની કળી જેવા શરીરના બધા અવયવો સુઘડ, સ્વચ્છ ને સદા જાગ્રત્ ક્યાય ઢીલાશ નહિ. ક્યાંય નબળાઈ નહિ.

જે વાંચે કે સાંભળે તે આબાદ યાદ રહી જાય જેને એકવાર જુએ તેને કદી ભૂલે નહિ બધું કડકડાટ મોઢે, એવી એમની યાદશક્તિ

કુટુંબોના પરિચયમાં આવે ને નાનાં મોટાં સૌને જાણી લે બાળકોને ખૂબ હસાવે ને પોતે પણ હસે બાળકોને એ દાદાજેવા લાગે બીજું કાંઈ સમજાય નહિ તોય આ કોક ભારે મોટા માણસ છે એટલું તો સમજે અને એમનો પરસાદ હોંશે હોંશે આરોગે

મહારાજશ્રીએ આપબળે વિદ્યા મેળવી, યોગસિદ્ધિ મેળવી, પ્રતિષ્ઠા મેળવી અને પૈસો પણ મેળવ્યો બધું જ આપબળે ઢોંગધતુરો નહિ સીધી સાદી વાત. કોઈને કડવું વેણ ન કહે, પણ સાચું તો કહે જ. કહેવામાં મીઠાશ હોય. કોઈને ધિક્કારે નહિ, તરછોડે નહિ, વિરોધિઓને પણ પ્રેમથી પોતાના કરે

એમણે આચારનો મહિમા વધાર્યો એમણે ભૂલાઈ જતા બ્રાહ્મણત્વને ઊંચું આણ્યું એમણે વિદ્યાની આરાધના કરતાં શિખવ્યું.

એ છેક ઘરડા થયા ત્યાંસુધી જુવાનની જેમ જીવ્યા અને સેંજસાજ માંદા રહી સ્વધામ ઊપડી ગયા

એ સોરઠના સંત બની ગયા એમને અનેક અનેક વંદન!



# આનંદાશ્રમ ને આનંદાશ્રમના અધિષ્ઠાતા

[ લેખક:—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ ]

( હાલ પૂજ્ય સ્વામીશ્રી ચિદાનંદજી )

સૌરાષ્ટ્ર શૂરવીરભૂમિ છે-સંતભૂમિ છે. સૌરાષ્ટ્રની સુભગ માટીમાંથી શહીદો પાક્યા છે, ને સંતો પણ પાક્યાં છે. સૌરાષ્ટ્રનું પડ હજીયે શહીદસૂનું કે સંતસૂનું નથી સૌરાષ્ટ્ર એટલે અંશે સુધન્ય છે-એટલે અંશે સૌરાષ્ટ્રપર પરમાત્માની પરમકૃપા છે. જેને પ્રભુ ચાહે છે, તેને પ્રત્યેક ચાહે છે-પ્રભુ જેના પક્ષમાં તેના પક્ષમાં સૌ. પ્રભુનાં કૃપાભાજન સર્વત્ર સદા પૂજાયજ...અને સૌરાષ્ટ્ર પણ પ્રભુકૃપાભાજન રહ્યો... !

આથી "શક્તિ" ને "સેવા" એ સૌરાષ્ટ્રનાં જીવનસૂત્રો છે આ સૌરાષ્ટ્રમાં સુભગતર એવો સોરઠ પ્રાંત છે. આ સોરઠ કેવો ? :—

"સરવો સોરઠ દેશ, સાવજડાં સેંજળ પીએ .." આ સોરઠમાં ગિરિવર એવો ગિરનાર છે, આ ગિરનાર ગરવો છે —

"ગઢ જૂનો ગિરનાર વાદળથી વાતું કરે..."—આ ગિરનારની છાયામાં "આનંદાશ્રમ" નામનો એક આશ્રમ અવધૂતરૂપે અનોખો ઊભો છે. અમર તપો આ "આનંદાશ્રમ"... !

જૂનાગઢ રાજ્યની રેલવેની જૂનાગઢથી વિસાવદર જતી લાઇનપર "બીલખા" નામે સ્ટેશન છે. આ બીલખા જૂનાગઢથી સાત ગાઉ એટલે ચૌદ માઇલ દૂર થાય છે, અને તેથી રેલવેનું ભાડું પણ ફક્ત છ આના છે. જૂનાગઢથી બીલખાસુધી સડક પણ બાંધેલી છે, એટલે "ગાડાં" ઉપરાંત "સીગરામ," "ઘોડાગાડી," "મોટર" આદિ વાહનોમાં પણ સુખપૂર્વક ત્યાં જઇ-આવી શકાય છે.

આ "બીલખા" નાનું સંસ્થાન હતું, અને અહીં સૂર્યપૂજક શૂરા કાઠી રાજાનું રાજ્ય હતું. આ કાઠી લોકોપરથી સૌરાષ્ટ્રનું "કાઠિયાવાડ" એવું નામ પડયું છે.

આ નાજુક એવા "બીલખા" ગામથી દૂર પશ્ચિમ દિશામાં આ આનંદાશ્રમ આવેલો છે. ( આ આનંદાશ્રમની નજદીકમાં હાલમાં નવાગામ નામનું ગામ વસેલું છે ) આ આનંદાશ્રમનો ઇતિહાસ અદ્ભુત છે આનંદાશ્રમના આખાયે ઇતિહાસની અદ્ભુતતા અદ્ભુત એવા આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રીને આભારી છે. અગાઉ અહીં ઊંડા ખાડા ને ખો હતાં. બધી જમીન કઠણ પાણાવાળી: સાવ શાંત ને સૂનકાર..! આવી ભૂમિ આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રીની આશ્રિત બની. પછી તો એ ભૂમિ સામાન્યભૂમિ મટી દેવભૂમિ થઈ. આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રીજેવા આચાર્યશ્રીના અરવિંદસમ ચરણના શરણવડે ભૂમિની કાયા પલટાઈ જાય એમાં આશ્ચર્ય નહિ આ પ્રસંગને લગભગ છએક દશકા થયા. મધ્યબિંદુની આસપાસ વર્તુલને વિકસાવવું હોય તેટલું વિકસે તેમ ઉપરોક્ત સમયદરમ્યાન આચાર્યશ્રીના આરંભના નિજમંદિરની આસપાસ અત્યારનો આખો આશ્રમ ધીમી પણ દૃઢ ગતિએ વિકસ્યો છે.

આ આનંદાશ્રમની પૂર્વે દાનશૂર વીરભક્ત સગાળશાનું સંતસ્થાન છે. પશ્ચિમે ખળખળ વહેતો "વાંકડો" ("વોકળો"-"વક્રગંગા") ને ભીડભંજન મહાદેવનું મંદિર

છેઃ ઉત્તરે લીલાંછમ ખેતરો ને દૂરદૂર ગિરનાર ને ગિરનારની આસપાસના નાના ડુંગરાઓની હારમાલા છે, અને દક્ષિણે બીલખા-જૂનાગઢ વચ્ચેનો શાહુ રસ્તો છે. જરા દૂર સમાધિ પામેલા નૂરસતાગર નામના સંતનું સ્થાન છેઃ જૂના બીલખા-બાલસ્થાન-નો ટીંબો છે.

આ આનંદાશ્રમને બે અંશે અવલોકી શકાયઃ અંતરાંશે ને બહિરાંશે. આશ્રમનાં બંને અંશનાં સિંહદ્વારો દક્ષિણાભિમુખ છે. અંદરના આશ્રમનું સિંહદ્વાર તો 'यतो धर्मस्ततो जयः' આ સિદ્ધસૂત્રવડે શોભી રહ્યું છે.

બહારનો આશ્રમ તો લગભગ આખો સાધકોએ વસાવ્યો-બંધાવ્યો કહીએ તો કહી શકાય. મકાનો બધાં સાદાં ને સમબાજુમાંઃ સ્રીસમુદાયથી તો અહીંજ ઊતરી કે રહી શકાયઃ કુટુંબો પણ અહીંજ ઊતરે ને રહે છેઃ આશ્રમનો સેવકવર્ગ પણ કુટુંબસહિત અહીં બહારજ રહે છે.

"શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય" ને "શ્રીદક્ષિણામૂર્તિ પાઠશાલા" આ બહારના આશ્રમમાં આવેલાં છે. આનંદાશ્રમનું આ વિદ્યાલય વિદ્યાલયમાં ભણતા બ્રાહ્મણ વિદ્યાર્થીઓને નિવાસસ્થાન, ભોજનઆદિ આપે છે એટલુંજ નહિ, પણ તેમને સનાતનધર્મનું શિક્ષણ આપી સનાતનધર્મના ઉપદેશકની પદવિપર્યંત પહોંચાડવાનું ધ્યેય રાખે છે. દ્વિજોમાટે પણ આ વિદ્યાલય ખુલ્લું છે. શિષ્ટભાષા "સંસ્કૃત"ના શિક્ષણસારુ પાઠશાળા ચાલે છેઃ પશુમાંથી મનુષ્ય અને મનુષ્યમાંથી દેવ થવું હોય તો સંસ્કૃત ભાષા અવશ્ય ભણવીઃ પાઠશાળામાં ભણવા આવતા વિદ્યાર્થી બટુકોને પણ અનાજ અપાય છે. બ્રહ્મચારીઓની "હોમશાલા" પણ અહીં પાઠશાલા પાસેજ છે.

અંદરના આશ્રમનું સિંહદ્વાર દરબારગઢની ડેલીજેવું છેઃ અહીં દરવાન રહે છે. અંદરનો આશ્રમ સમચોરસ છેઃ ચારે બાજુએ ફરતાં મકાનો ને વચ્ચે ફરસબંધી વિશાળ ચોક છે; એક બાજુએ પક્કો બાંધેલો ગરેડાવાળો મીઠાપાણીનો કૂવો ને નાનો એવો બગીચો છેઃ પગકેડીઓ પણ પથ્થરની પક્કી બાંધેલી છે. આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રીનું નિજમંદિર, સંયમમંદિર, શ્રવણમંદિર, જ્યોતિર્મંદિર ને પ્રતિમામંદિર પણ અહીં અંદરના આશ્રમમાં આવેલાં છે. અહીં આગળ નિત્ય પૂજનઅર્ચન ને સ્તવન આરતી થાય છે. કથાશ્રવણ થાય છે, વેદપાઠ ને ગીતાપાઠ થાય છેઃ ધૂપદીપ થાય છે, ઘીનો અખંડ દીપક બળે છે. યોગના અનુષ્ઠાનમાટે ને વેદાંતના નિદિધ્યાસનમાટે તેમજ ઉપાસનામાટે ને આત્મચિંતન માટે પણ અહીં અનુકૂળ એવું વાતાવરણ છે. સંધ્યાવંદન, સ્વાધ્યાય ને ધ્યાનમાટે પણ અહીં અનુકૂળ વાતાવરણ છે.

"શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલય" પણ અહીં અંદરના આશ્રમમાં આવેલું છેઃ તે ખૂબ સમૃદ્ધ છેઃ "Mighty Minds of Old & new" એટલે પ્રાચીન અને અર્વાચીન સમર્થ ગ્રંથકારોનાં અક્ષરદેહરૂપે દર્શન ત્યાં થાય છે.

ઉપરાંત રસોડું, કોઠાર, સ્નાનગૃહ આદિ પણ આ અંદરના આશ્રમમાં આવેલાં છે.

અંદરના આશ્રમમાં આવેલાં ઉપરોક્ત સ્થાનો વચ્ચેનું અંતર ને પ્રત્યેક સ્થાનની બાંધણીનું અવલોકન કરીએ, તો તેમાં સાદા ને સૌમ્ય એવા શિલ્પીની કલાબુદ્ધિનું દર્શન થાય.......તેમાં શિલ્પકળાનાં તત્ત્વો જળવાયાં છે એટલું જ નહિ, પણ આરોગ્યશાસ્ત્ર ને

આચારશાસ્ત્રનાં દષ્ટિબિંદુઓનું સારું એવું પાલન થયું છે. દાખલા તરીકે, સ્વચ્છતા ને આચાર ખાતર પાણી વપરાય, પણ એ પાણી મચ્છરોનું પ્રભવસ્થાન ન થતાં લતાવૃક્ષને પોષે ને એ રીતે ફળફૂલ આપે

'અંદરના આશ્રમમાં પુરુષ સાધકોને ઉતરવાના ને નિવાસ કરવાના સાદા ને નાજુક ઓરડા છે-તે ઓરડા સાફસૂફ ને સ્વચ્છ રખાય છે.

રાજકોટના સુપ્રસિદ્ધ વકીલ હરિશંકર પંડ્યાનું નીચેના ભાવનું કથન પરંપરાએ સાંભળ્યું છે:—

"મેં ઘણા આશ્રમો જોયા છે, પણ આ આશ્રમનાં-(આ આનંદાશ્રમ-બીલખાનાં) સફાઈ ને વ્યવસ્થા તો કોઈ અનેરાં છે..!"

ઉપરાંત રાજકોટના શ્રીરામકૃષ્ણ આશ્રમવાળા સ્વામી ભવેશાનંદજીના મુખમાંથી અમારી વચ્ચેની વાતચિત દરમ્યાન આવા ભાવના ઉદ્ગારો સરી પડ્યા હતાઃ—

"I have visited the Anand Ashram As soon as we enter into it, we feel an atmosphere of Clam & Cleanliness. Everything, there, is in proper Order &c……"અર્થાત્..."આનંદાશ્રમના દર્શનનો મને પણ લાભ મળ્યો છે... આનંદાશ્રમમાં દાખલ થઈએ કે તુરત શાંતિ અને સ્વચ્છતાનું વાતાવરણ અનુભવીએ...... આશ્રમમાં સઘળું સુવ્યવસ્થિત લાગે ....."

સ્વચ્છતા ને સુઘડતા એ આનંદાશ્રમનાં અંગો છે. વ્યવસ્થા પણ આનંદાશ્રમનું ખાસ અંગ છે

આનંદાશ્રમની સાત્ત્વિક શુભ્રતા ખરે આંખે ને અંતઃકરણે ઊડી વળગે એવી છે. આનંદાશ્રમનું વાતાવરણ પવિત્ર ને દૈવી છે આનંદાશ્રમમાં દાખલ થયા કે તુરતજ આપણી દુનિયા આખી ઊડી જાય છેઃ જાણે કેમ સિદ્ધલોકમાં વિહરતા હોઇએ એમ અનુભવીએ ! આપણે પોતે પણ સાવ બદલી ગયેલા લાગીએ !

પુસ્તક-પ્રકાશન વિભાગનો સમાવેશ પણ આ અંદરના આશ્રમમાં થાય છે આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રીએ ઘણાં પુસ્તકો લખ્યાં છે, અને એ સઘળાં પુસ્તકો શિષ્યો ને સાધકોએ છપાવીને પ્રકટ કરાવીને સેવાનો લાભ લીધો છે. સો ઉપરાંતના પુસ્તકો લખાઈને છપાયાં છેઃ એક કરતાં વધારે તેની આવૃત્તિઓ થઈ છેઃ તેની સંખ્યા પણ હજારોની છેઃ અને તે સઘળાં ખાસ કબાટોમાં સુરક્ષિતરીતે રાખવામાં આવ્યાં છે આ પુસ્તકો મૂલ્યવાળાં છે તેમજ વિનામૂલ્યનાં છે. આ પુસ્તકોનો પુષ્કળ ઉઠાવ થાય છે, અને એ રીતે લોકોમાં જ્ઞાનપ્રચાર થાય છે-લોકોને સાચા ને સંગીન જ્ઞાનનો લાભ મળે છે.

પ્રાચીન કાલના આર્ય ઋષિમુનિઓના આશ્રમોના અર્વાચીન પ્રતીકરૂપે આ આનંદાશ્રમ ઊભો છે આનંદાશ્રમ અધ્યાત્મવિદ્યાનું કેન્દ્ર છે એટલુંજ નહિ, પરંતુ એ જીવનને સ્પર્શે એવી વ્યવહારપરમાર્થની સર્વ કલ્યાણકારી બાબતોનું સુંદર ને સંગીન શિક્ષણ પણ આપી રહ્યો છે. જિજ્ઞાસુને પોતાની ભૂખ ને ભાવના પ્રમાણે આનંદાશ્રમમાંથી મળી રહે છે અધિકારઅનુસાર આનંદાશ્રમનો ઉપદેશ છે. છતાં યોગ ને વેદાંતનું અહીં પ્રધાનપણું છે. વ્યવહારશુદ્ધિપર ને ચિત્તશુદ્ધિપર આનંદાશ્રમનો ખાસ ભાર છે. સત્યનું સ્વરૂપ, સત્યધર્મનું સ્વરૂપ ને સત્યસુખનું

સ્વરૂપ સમજવામાટે ને સમજીને જીવનમાં ઉતારવામાટે આનંદાશ્રમમાં અનુકૂળતા છે, અને એ માટે સાધકભાવે આનંદાશ્રમમાં નિવાસ કરીને અંતર્મુખતા સાધવાજેવી છે.

રાજારંક, સુખીદુઃખી, જ્ઞાનીઅજ્ઞાની, સ્ત્રીપુરુષ, નાનામોટાં, સાધુઅસાધુ, સાધકસિદ્ધ, હિંદુઅહિંદુ, દેશીપરદેશી; સૌમાટે આનંદાશ્રમનાં દ્વાર હંમેશાં ખુલ્લાં છે. આનંદાશ્રમમાં દુઃખીને દીલાસો મળે છે, પાપીને પ્રાયશ્ચિત્ત પ્રાપ્ત થાય છે, ને જ્ઞાનતરસ્યાની જ્ઞાનતરશ છીપે છે. આનંદાશ્રમ એક "Pantheon" એટલે "સર્વ દેવોનાં મંદિર" જેવો છે; અહીં ગમે તે મતપંથનાં આવી શકે ને પોષણ મેળવી શકે ..!

પૂજ્યચરણ શ્રીશંકરાચાર્ય ભગવાનના મઠોની પેઠે સનાતનધર્મના સંરક્ષણ ને સંવર્ધન-અર્થે એક કરતાં વધારે આનંદાશ્રમો સ્થપાયા છેઃ-શ્રીબીલખા-આનંદાશ્રમ, શ્રીપોરબંદર-આનંદાશ્રમ, શ્રી મોજીદડ-આનંદાશ્રમ, શ્રી લીબુડા-આનંદાશ્રમ, શ્રી ધ્રાફા-આનંદાશ્રમ કરાચીમાં ને અમદાવાદમાં પણ આનંદાશ્રમો સ્થપાયા છે. કુંતિયાણામાં ને કુંડલામાં આનંદાશ્રમો છે. ઉપરાંત મુંબઈ, માહીમ, જંબુસર, સીગામ, સાદરા, સાણંદ, બોરીવલી, માંડલ, ગોધરા, લીમડી, વઢવાણ-ભેરાવરનગર, લીંબડી, અમરેલી, વડોદરા, ભાવનગર, જામનગર, રાજકોટ, જામજોધપુર, જામસલાયા, માંગરોળ, જૂનાગઢ, વંથલી (સોરઠ), બાંટવા, દીવા, સુરત, ભરૂચ, દહાણું, વાંકાનેર, વીલેપારલે, બખરલા, ધોરાજી, ઉપલેટા, માણાવદર, ઊના, નાગેશરી, અકાળા, ઉમરાળા, ધંધુકા, ગ્વાલિયર, બાવળા, વર્ધા, બેંગલોર, કલકત્તા, ઇંદોર, ડરબન (નાતાલ-આફ્રિકા) આદિ સ્થળોમાં વસનારાં આનંદાશ્રમનાં અનુયાયી એવાં ભાઈબહેનો પણ પોતપોતાને ત્યાં એકલાં એકલાં વા શક્યતા હોય ત્યાં સમુદાયમાં ભેળા મળીને પૂજનઅર્ચન ને કથાકીર્તન કરે છે, અને એ રીતે આનંદાશ્રમ-મંડળ જેવું ચલાવે છે—અને એ રીતે આત્મશ્રેય ને પરશ્રેય સાધે છે.

આ સર્વેમાં શ્રી બીલખા-આનંદાશ્રમ આચાર્યશ્રીનું નિવાસસ્થાન હોઈ મુખ્ય છે.

× × × × ×

આ આનંદાશ્રમના અધિષ્ઠાતા એ આપણા નાથપ્રભુ એઓશ્રીનું મૂળનામ નથુરામ એઓશ્રીના પિતાનું નામ પીતાંબર ને માતાનું નામ નંદુબા એઓશ્રીની જાતિ કે વર્ણ ઔદીચ્ય બ્રાહ્મણ ને અવટંક રાવલ (રાજવલ્લભ) એઓશ્રીના વેદ શુક્લયજુર્વેદ અને એ વેદની માધ્યંદિની શાખા. એઓશ્રીનું ગોત્ર કુત્સસ એટલે કુત્સસ નામના ઋષિની કુલપરંપરામાં એઓશ્રીનો જન્મ. ત્રિપ્રવર્ એટલે એઓશ્રીના કુલમાં પ્રાચીનકાલમાં ત્રણ શ્રેષ્ઠ પુરુષો થઈ ગયા છે. તેમનાં નામઃ કૌત્સ આંગિરસ ને માંધાતા.

વિક્રમ સંવત્ ૧૯૧૪નો આશ્વિન માસ બેસી ગયો હતો શરદૃઋતુ ચાલતી હતીઃ નવરાત્રિના તહેવારો હતાઃ શક્તિ-માતાજીના ગરબા ગવાતા હતા, ને ગરબી લેવાતી હતીઃ હવન-હોમ પણ ચાલુ હતાંઃ ચંડીપાઠ ને મંત્રજપનાં અનુષ્ઠાનો થઈ રહ્યાં હતાં અને એ રીતે શક્તિ ને સરસ્વતીનું ઉપાસન થઈ રહ્યું હતું. આવા આનંદના ને ઉલ્લાસના દિવસો દરમ્યાન શુક્લપક્ષની ત્રીજ ઉપરાંત ચોથ ને રવિવારે રાત્રિએ આગરે આઠ વાગે મંગલ મુહૂર્તમાં આ આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રીનું આપણા મનુષ્યલોકમાં પ્રાકટ્ય થયુઃ જ્યોતિષ્-શાસ્ત્રને આ બાલસ્વરૂપમાં મહાપુરુષ દેખાયા—આ બાલસ્વરૂપના સ્થૂલ શરીરપરનાં ચિહ્નો ને રેખાઓ જોઈને સામુદ્રિક શાસ્ત્રને પણ લાગ્યું કેઃ-"આ મહાન્ વિભૂતિ છે...!"

કાઠિયાવાડના ઝાલાવાડ પ્રાંતમાં આવેલા લીંબડી સંસ્થાનના "ગોઝીદડ" નામના નાની ગામમાં આનંદાશ્રમના અધિષ્ઠાતા મહાત્માશ્રી નથુરામશર્માજીનો જન્મ થયો: આટે એઓશ્રીના જન્મસ્થાનના સ્મારકરૂપે ગોઝીદડમાં પણ એક આનંદાશ્રમ સ્થપાયો છે.

આ મહાત્માના આવિર્ભાવને અંગે એ સમય ને એ સ્થળ ખરેખર ધન્ય બન્યાં છે...!

એઓશ્રી માતાની ગોદમાં હતા ત્યારે પણ સાધુસંત કહેતા કે—" આ બાળક મહાત્મા થશે. !"

ગોઝીદડના પાદરમાં રમવા નીકળતા ત્યારે પણ ગોઠીઆઓમાં એઓશ્રી અવધૂતપેઠે અનોખા પડી જતા...!

ગોઝીદડમાં શાળા ઊઘડી કે શાળામાં દાખલ થયા ને શાળાને સુશિષ્યરૂપે પાંચ-છ વર્ષ શોભાવી.

પછી આગળ અભ્યાસમાટે પોતાશ્રીના મોશાળના ગામ " ચુડા " માં એકાદ વર્ષ ગાળ્યું.

પછી શિક્ષક તરીકેનું શિક્ષણ લેવામાટે રાજકોટની ટ્રેનિંગ કોલેજમાં બે વર્ષ અભ્યાસ કર્યો: અહીં ગણિતની ગૂઢગુંચો ઉકેલવા માટે શિક્ષકો પણ એઓશ્રીને પૂછતા: એ અરસામાં અભ્યાસીઓમાં પણ સામાન્ય જ્ઞાનમાં ને બુદ્ધિબલમાં એઓશ્રી આગળ પડતા હતા.

એ પછી એઓશ્રી શિક્ષક થયા. અડવાણા, લીબુદા ને જાફરાબાદમાં અનુક્રમે સાત આઠ વર્ષ શિક્ષકપદે રહ્યા એઓશ્રીની શિક્ષક તરીકેની કારકિર્દી પણ ઉજ્જ્વલ હતી: અક્ષર જ્ઞાન સાથે એ ટાણે આત્માનું જ્ઞાન પણ એઓશ્રી આપતા. અક્ષર: ને આત્મા પર્યાય ખરા ને! એ ગુરુમાં એ સમયે પણ સદ્ગુરુની શક્તિ દીસતી...!

"આત્મા જ્ઞાનસ્વરૂપ હોવાથી સૌના અંતઃકરણમાં જ્ઞાન તો ભર્યું છે; પરંતુ એ જ્ઞાનપ્રકાશનું પ્રતિબિંબ પૂર્ણપણે પડે એ અર્થે અંતઃકરણને ઉજાળવાનું કામ શિક્ષણનું છે. નાના બાળકોમાં પણ સામર્થ્ય છે, એમ વિશ્વાસ રાખી તેમને ઉચ્ચ શિક્ષણ આપવા પ્રયાસ કરવો આવશ્યક છે"-આ એઓશ્રીનું પાછળથી લખાયેલું પ્રૌઢ મંતવ્ય પણ એ દહાડે એઓશ્રી દૃઢપણે માનતા ને આચરતા.

શિક્ષણના ક્ષેત્રમાંથી પછી એઓશ્રી રાજ્યદ્વારી ક્ષેત્રમાં આવ્યા. પ્રથમ માંગરોલમાં કારભારીની કચેરીમાં પર્સનલ ક્લાર્ક ને શિરસ્તેદાર અનુક્રમે થયા, અને એ રીતે બે વર્ષ વીત્યાં. માંગરોલનો એઓશ્રીનો નિવાસ યોગસુલભ એવા ચમત્કારોવડે ચકિત થવાય એવો હતો એટલું જ નહિ, પરંતુ ધર્મનીતિને બાધ ન આવે એવી રીતે પણ રાજ્યદ્વારી ક્ષેત્રનું ઉત્તમપણે ખેડાણ થઈ શકે છે એ એઓશ્રીએ રાજ્યદ્વારી જીવન જીવીને પ્રત્યક્ષ કરી બતાવ્યું.

માંગરોલમાંના નિવાસ દરમ્યાન થયેલા એઓશ્રીના જીવનના આધ્યાત્મિક વિકાસના સાક્ષિરૂપે એઓશ્રીના એ સમયના અલૌકિક પરચા ને એ સમયના રાજકર્મચારીઓ છે.

માંગરોલથી ભાવનગર સંસ્થાનના ભાયાત વરલના ઠાકોર સાહેબના કારભારી નીમાયા એ પણ એઓશ્રીના પ્રામાણિક રાજદ્વારી કૌશલ્યનો પ્રત્યક્ષ પુરાવો છે. વરલના કારભારી નીમાવામાં એઓશ્રીની યોગસિદ્ધિની સંરક્ષણશક્તિ પણ જરૂર કારણભૂત હતી

વરલનું કારભારું માંડ સાતેક મહિના કર્યું હશે, કેમકે પછી તો એઓશ્રીને પરમાત્માનું કારભારું કરવાનું હતું...!

નૈષ્ઠિક બ્રહ્મચારી રહેવાનો એઓશ્રીનો સંકલ્પ ધીમે ધીમે સૌને સમજાતો ગયો. સગાસ્નેહીઓ બહુ કચવાયાં છતાં સંસારને લાત મારીને એ સંત સંતતાને વર્યા...ને હિમાલય-પ્રતિ પ્રયાણ કર્યું.

હિમાલયમાં અવધૂતપણે ખૂબ વિચર્યા પછી કાશી–અવિમુક્તપુરીની "આનંદગુહા"માં જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ અનુભવતાં છતાં એઓશ્રીએ કેટલો એક સમય સ્થિતિ કરી! આ આનંદગુહા ગંગા–અમરતટિનીના તીરપ્રાન્તપર આવેલી છે.

એઓશ્રીએ હિમાલયથી રામેશ્વર ને જગન્નાથપુરીથી દ્વારકા એમ ભારતવર્ષના મુખ્ય મુખ્ય ધામોમાં ને ક્ષેત્રોમાં વિચરી યાત્રો ને સંતસમાગમનો લાભ મેળવેલો.

એઓશ્રીએ થોડો સમય જીર્ણદુર્ગ–જૂનાગઢ પાસે ગિરનારની છાયામાં આવેલી "મુચકુંદગુહા"માં પણ સ્થિતિ કરેલી: અહીં એઓશ્રીએ મૌનવ્રત ધારણ કરી એકાંતસેવન કરેલું...તીવ્ર યોગજીવન ગાળેલું.

આ પછી અવધૂતજીવનમાંથી આચાર્યજીવનતરફ એઓશ્રી વળતા ગયા. એઓશ્રીનું અવધૂતજીવન અદ્‌ભુત હતું...અને એઓશ્રીના અવધૂતકાલના એકનિષ્ઠ એવા અનુયાયીઓને પણ આધ્યાત્મિક સાધનામાં ખૂબ આગળ વધવાનો લાભ મળ્યો હતો...પરંતુ...લોકસંગ્રહમાટે ને લોકોના કલ્યાણમાટે આચાર્યજીવનની આવશ્યકતા હતી, ને છે...!

આથી પહેલવહેલો પોરબંદરમાં આનંદાશ્રમ સ્થપાયો. પોરબંદરનો આનંદાશ્રમ ખાસ જોવાજેવો છે. સ્થપાયો તે સમયે આ આશ્રમ ગામની બહાર ગણાતો ને આસપાસ વૃક્ષોની ઘટા હોવાથી તે જગ્યા શાંત ને એકાંત હતી. આ આનંદાશ્રમમાં પણ જે સ્થાનોમાં મહાત્માશ્રી સૂતાબેસતા ને સમાધિમાં ને સંયમમાં બેસતા તે સ્થાનોનાં દર્શન કરવાજેવાં છે...અદ્યાપિ પણ ત્યાં શાંતિ ને શીતળતા અનુભવાય છે...!

આ પોરબંદર–આનંદાશ્રમમાં મહાત્માશ્રી જે પથ્થરના ઓટાપર શયન કરતા તે ઓટો એઓશ્રીના તપસ્વીજીવનના સ્મારકરૂપે હજી વિદ્યમાન છે અંતઃકરણની શુદ્ધિમાટે નિષ્કામ કર્મની જરૂરિયાત દર્શાવતો અને અંતઃકરણમાં પાપપુંજના દહનમાટે જ્ઞાનાગ્નિના પ્રતિનિધિરૂપે પ્રકટ એવા અગ્નિના ઉપાસનની આવશ્યકતા સૂચવતો એઓશ્રીનો હોમકુંડ પણ ત્યાં છે. હોમહવનવડે વાતાવરણ નિરામય થાય છે, અને શરીરમનનું સ્વાસ્થ્ય સંચરાય છે.

એઓશ્રીનાં એ સંયમનાં પાદુકા ને એ સંયમનું મૃગચર્મનું આસન પણ આ પોરબંદર–આનંદાશ્રમમાં તેઓશ્રીના યોગવ્રતચારી જીવનના પ્રેરક એવા સંભારણારૂપે સાચવી રાખવામાં આવ્યાં છે.

આ પોરબંદર–આનંદાશ્રમમાં મહાત્માશ્રીના જે ફોટો છે તે પણ યોગની પ્રતિભાવાળા ને તપના તેજવાળા છે.

આ પોરબંદર–આનંદાશ્રમનું પુસ્તકાલય પણ સારું એવું સમૃદ્ધ છે. વિશેષકરીને વેદાંતના ગ્રંથો ને સંસ્કૃતગ્રંથો વિદ્વાનોએ પણ અવલોકવા જેવા છે.

આ પોરબંદર આનંદાશ્રમમાં પણ એઓશ્રીએ ચાતુર્માસ ગાળેલા. સ્વકલ્યાણની સાધના ને પરકલ્યાણની સેવા એ બંને દૃષ્ટિએ ચાતુર્માસના સ્થિર ને શાંત જીવનની ઉપયોગિતા છે.

આષાઢ માસની પૂર્ણિમા એટલે ચાતુર્માસનો પ્રારંભ, અને કાર્તિક માસની પૂર્ણિમા એટલે ચાતુર્માસની પૂર્ણાહુતિ. બંને પૂર્ણિમાએ પોતાની કૃતજ્ઞતા નિવેદન કરવામાટે ને નવું નવું સત્ત્વ ને શ્રદ્ધા સંપાદન કરવામાટે અધ્યાત્મવિદ્યાના આચાર્યનું પૂજન કરવાનો શિષ્ટ-સંપ્રદાય છે આ શિષ્ટ સંપ્રદાયઅનુસાર અધ્યાત્મવિદ્યાના આચાર્ય એવા એઓશ્રીનાં મહાપૂજન પણ આ પોરબંદર-આનંદાશ્રમમાં થયેલાં.

એઓશ્રી સિદ્ધયોગી હતા એટલે યોગસુલભ એવા ચમત્કારી જીવનના પ્રસંગો પણ એઓશ્રીની જ્ઞાનસરલ સૌમ્ય જીવનસરણીને સાત્ત્વિક ઓપ આપતા આ પોરબંદર આનંદાશ્રમમાંની એઓશ્રીની સ્થિતિદરમ્યાન સહજ સ્વભાવે બની ગયા હતા

આ પોરબંદર આનંદાશ્રમની સ્થાપનાપછી બીલખા-આનંદાશ્રમ સ્થપાયો, અને પછી આ બીલખા-આનંદાશ્રમ મુખ્ય આશ્રમતરીકે નિયત થયો

આ બીલખા આનંદાશ્રમમાં આચાર્યશ્રીની ગાદી છે—આચાર્યપીઠ છે—આચાર્ય-જીવનનો ઇતિહાસ છે.

એઓશ્રીનું સ્વરૂપાવસ્થાન એટલે એઓશ્રીના સ્થૂલદેહનું અવસાન આ બીલખા-આનંદાશ્રમમાં થયેલું હોવાથી એઓશ્રીનું પ્રજ્વલનસ્થાન પણ સિદ્ધપીઠના પ્રજ્વલિત સ્મારકરૂપે આ આશ્રમમાંજ છે આ પ્રજ્વલનસ્થાનને જ્યોતિર્મંદિર પણ કહેવામાં આવે છે

એઓશ્રીના દેહવિલયપછી એઓશ્રીને અનુસરનારાંઓને આશ્વાસન ને પ્રેરણા મળે અને કાગળના ફોટા ને કપડાનાં ચિત્રો કરતાં અનેકગણાં વર્ષોપર્યંત વધારે ટકે એ હેતુથી એઓશ્રીનાં એક પ્રતિમા ધાતુનાં બનાવવામાં આવ્યાં છે. અને એ પ્રતિમાને મંદિરમાં પધરાવવામાં આવ્યાં છે. એઓશ્રીનું આ પ્રતિમામંદિર પણ આ બીલખા-આનંદાશ્રમમાં છે. એઓશ્રી આ પ્રતિમામંદિરમાં બેઠા બેઠા પોતાશ્રીની "મૌન વ્યાખ્યા" વડે આત્માભિમુખ એવા અનેકને પરિશુદ્ધ એવી પ્રેરણા આપી રહ્યા છે ..!

મહાત્માશ્રીનું જન્મસ્થાન હોવાથી તેના સ્મારકરૂપે મોજીદડમાં પણ ગામની બહાર વિશાલ જગ્યામાં એક આનંદાશ્રમની સ્થાપના કરવામાં આવી છે આ આનંદાશ્રમ પણ એકાંતસેવન ને આત્મચિંતનમાટે અનુકૂલ આવે એવો છે.

સાધક સ્ત્રીઓને-પરમાત્મપરાયણ બહેનોને ખાસ કરીને અધ્યાત્મવિદ્યાના અભ્યાસની સગવડતા સરળતાથી મળે એ હેતુથી લીંબુડામાં એક આનંદાશ્રમ સ્થાપવામાં આવ્યો છે. આ આનંદાશ્રમ ગામના પાદરમાં આરોગ્યપોષક ને સત્ત્વગુણવર્ધક એવા હવાઉજાસવાળા સ્થળે આવેલો છે આ લીંબુડા ગામમાં મહાત્માશ્રી શિક્ષકતરીકે રહેલા ત્યારે એઓશ્રીના સંતજીવનની ને સત્સંગ મંડળની શરૂઆત થઈ ગયેલી મહાત્માશ્રીનાં માતુશ્રી પણ એ વખતે સાથે રહેતાં "પુરુષો જેટલોજ સ્ત્રીઓને પણ મોક્ષમાટે અધિકાર છે ..બંનેના જીવાત્મા એકજ જાતના છે...ફક્ત શરીરમાં ફેર છે એટલુંજ બંનેને મોક્ષેચ્છા હોય એ સ્વાભાવિક છે આથી મોક્ષમાટે સાધનપરાયણ રહેવું એ સ્ત્રીઓનું કર્તવ્ય છે...અને એ માટે સ્ત્રીઓને સગવડ કરી આપવી એ પુરુષોનું કર્તવ્ય છે .." આ એઓશ્રીના મતવ્યના મૂર્તસ્વરૂપે લીંબુડાનો નાજુક ને સાદો એવો આ આનંદાશ્રમ છે...અને મહાત્માશ્રીની દીક્ષા પામેલાં ભાઈ-બહેનોની જે નોંધ છે-દીક્ષિતોની જે નામાવલિ છે તેમાં સ્ત્રીમંડળપરત્વે પ્રથમ પહેલી દીક્ષા લેનારાં જે બહેન છે તે લીંબુડાનાં છે...એટલે એ દષ્ટિએ પણ લીંબુડા-આનંદાશ્રમની સ્થાપનાનો હેતુ ઉકેલી શકાય.

ધ્રાફાનાં ક્ષત્રિય-રાજપુત ગરાસિયા ભાઈબહેનોએ પોતાની સદ્ગુરુભક્તિના સ્મરણાર્થે એક નાનો એવો આશ્રમ ધ્રાફામાં બંધાવીને મહાત્માશ્રીને અર્પણ કર્યો છે. આ ધ્રાફા આનંદાશ્રમ પણ ગામની બહાર છે: છતાં ગઢની રાંગને અડીને આવેલો છે.

કરાચી આનંદાશ્રમ મહાત્માશ્રીના જીવનકાળમાં બંધાયેલો હતો: પરંતુ તે મહાત્માશ્રીના સ્વરૂપાવસ્થાન પછી અર્પણ થયેલો છે. કરાચી સિંધનું પાટનગર છે: બંદર છે: હવાઈ મથક છે: વેપારનું કેન્દ્ર છે: એટલે દેશ દેશાવરના લોકોનો અહીં નિવાસ છે, તેમજ જુદા જુદા દેશોના લોકોની આવજા પણ ઘણી: આથી મહાત્માશ્રીના સદુપદેશની વ્યાપકતા સાધવાની શક્યતાની દૃષ્ટિએ આ કરાચી-આનંદાશ્રમનું મહત્ત્વ ઘણું છે.

ગુજરાતના પાટનગર અમદાવાદમાં પણ મહાત્માશ્રીના સ્વરૂપાવસ્થાન પછી આનંદાશ્રમ સ્થપાયો છે આ અમદાવાદ-આનંદાશ્રમ સાબરમતીના તીરપ્રાંતપર એકાંતભાગમાં આવેલો છે: એકાંતપ્રિય અંતર્મુખ વૃત્તિવાળાઓને એ અનુકૂળ આવે એવો છે. અમદાવાદ ગુજરાત-મહાગુજરાતનું ઉદ્યોગકેન્દ્ર હોવાથી ત્યાં પણ મહાત્માશ્રીના સદુપદેશનો લાભ પ્રાંતપ્રાંતના જિજ્ઞાસુઓને મળે એવા સેવાકાર્યની શક્યતા ખૂબ છે.

સંસારથી ઉપરામ પામેલાંઓને સુખપૂર્વક દેહનિર્વાહનાં સાધનો મળે અને આનંદસ્વરૂપ એવા પરમાત્માનું સ્મરણધ્યાન ને આત્મચિંતન શાંતિથી થઈ શકે અને એ રીતે વિશ્વશાંતિ ને વિશ્વકલ્યાણની સાધનામાં સહકાર આપી શકાય: એ આ આનંદાશ્રમોની સ્થાપના પાછળનું રહસ્ય છે.

મહાત્માશ્રીના જીવનકાળની જેમ હજીપણ આષાઢી પૂર્ણિમાએ તથા કાર્તિકી પૂર્ણિમાએ શિષ્યો ને સાધકો બીલખા-આનંદાશ્રમમાં ભેળા થાય છે, ને મહાપૂજનમહોત્સવનો લાભ લે છે. મહાત્માશ્રીનો જયંતીમહોત્સવ પણ આશ્વિન સુદિ ચોથે ઉજવાય છે...અને એ રીતે મહાત્માશ્રીના જીવનરહસ્યનું મનન કરીને એ જીવનરહસ્યને આત્મસાત્ કરવાનો યત્ન થાય છે. ફાલ્ગુન સુદિ પંચમીએ પ્રતિમામંદિરનો પાટોત્સવ આવે છે...એટલે એ સમયે પણ પૂજનસાધનઆદિવડે મહાત્માશ્રીના વાસ્તવિક સ્વરૂપની પ્રતિષ્ઠા હૃદયમંદિરમાં કરવામાટે પ્રયાસ થાય છે.

મુખ્ય એવા બીલખા-આનંદાશ્રમની પેઠે બીજા સર્વે પેટા આનંદાશ્રમોમાં પણ ઉપરોક્ત ઉત્સવો યથાશક્ય ઉજવાય છે.

મુંબઈમાં તો માધવબાગ જેવા જાહેરસ્થાનમાં મહાત્માશ્રીનો જયંતીમહોત્સવ ભવ્ય રીતે ઉજવાય છે: કરાચીમાં પણ સુંદરરીતે ઉજવાતો.

× × × × ×

આચાર્યદશાના આરંભકાલથી જીવનલીલાની સમાપ્તિપર્યંત એઓશ્રીની દિનચર્યા ને જીવનચર્યા એકનિષ્ઠ ને અખંડ રહેલાં એઓશ્રી ચાતુર્માસ આનંદાશ્રમમાં ગાળતા, અને બાકીના સમયમાં પ્રતિવર્ષ જનસમાજને સન્માર્ગગામી કરવા મુખ્યત્વે કાઠિયાવાડ, ગુજરાત, મુંબઈ ને કરાચીસુધી પ્રવાસ કરતા એઓશ્રીનું દંતધાવન, સ્નાન, સંધ્યાવંદન, ભોજન, શયન, વાચન, લેખન, હલનચલન, બોલવાની ઢબ, બેસવાની પદ્ધતિ ને વ્યાખ્યાનશૈલી એવાં આદર્શાદિનાં હતાં કે એ અલૌકિક લાગતાં. આ સર્વ ક્રિયાઓમાં શાસ્ત્રીય આચારનું

સંપૂર્ણ પાલન થતું: બધું નિયમિત ને વ્યવસ્થિત થતું: બધું ધૈર્યપૂર્વક ને સંભાળપૂર્વક થતું.

એઓશ્રીનું જીવન જીવંતશાસ્ત્ર લાગતું. આર્યસંસ્કૃતિના એઓશ્રી પ્રત્યક્ષ પ્રતીક ભાસતા. એઓશ્રી જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ, સમર્થયોગી ને પરમજ્ઞાની હતા: છતાં લોકસંગ્રહાર્થે શાસ્ત્રોક્ત કર્મ નિષ્કામભાવે વૃદ્ધાવસ્થામાં પણ કર્યે જતા હતા.

એઓશ્રીએ બ્રાહ્મણધર્મને ઉજાળ્યો છે: દ્વિજોને સંધ્યા કરતા કર્યા છે: સ્ત્રીઓને સૂર્યોપાસન ને શૂદ્રકોટિના ભાઈઓને-પણ પુરાણોક્ત કર્મ શિખવ્યાં છે: ક્ષત્રિય ને વૈશ્ય વ્રાત્યોને યજ્ઞોપવીત સંસ્કાર કર્યા-કરાવ્યા છે: વૈદિક વર્ણાશ્રમધર્મને સંરક્ષ્યો છે: સનાતનધર્મનું રહસ્ય સૌને સમજાવ્યું છે: યોગ આચરતા ને વેદાંત વિચારતા ઘણાને કર્યા છે: અને એ રીતે હિંદુ અહિંદુ સૌને એઓશ્રીની હિતકારી હૂંફ મળી છે: ને શ્રદ્ધા હોય તો હજી મળે!

એઓશ્રીની જીવનસરણી રાજયોગને અનુસરતી હતી: એઓશ્રીનો આત્મશક્તિને સદે એવો ઉદાર "મધ્યમમાર્ગ" હતો ને છે: અને એજ સાચા સિદ્ધ કે સંયમીનો રાજમાર્ગ છે:

એઓશ્રીનું પ્રસન્નવદન જીવન્મુક્તિના વિલક્ષણ આનંદનું પ્રતીક હતું...એઓશ્રીનું દર્શન પાવનકારી હતું—આવા આચાર્યપ્રવર અમરજ છે...!

એઓશ્રીએ સો ઉપરાંત ગ્રંથો લખ્યા છે. આ ગ્રંથોની અનેક આવૃત્તિઓ થઈ છે-થતી જાય છે: પ્રતની સંખ્યા તો લાખોની થઈ જાય. એઓશ્રીએ ગદ્ય ને પદ્ય બન્ને લખ્યાં છે. મૂલગ્રંથો યે રચ્યા છે, ને મહાભાષ્યો પણ રચ્યાં છે. પ્રસ્થાનત્રય-(ઉપનિષદ, બ્રહ્મસૂત્ર, ગીતા) ઉપરનાં એઓશ્રીપ્રણીત ભાષ્યો મનનીય છે. એઓશ્રી રચિત મૂલગ્રંથોએ તો આખી ગુજરાતી ભાષાને સાત્વિક ઓપવડે ઉજાળી છે: એ માટે ગુજરાતીભાષા ને ગુજરાતી ભાષાવિદો એઓશ્રીનાં ઋણી છે.

સર્વને ભિન્નભિન્ન રીતે ને ભિન્નભિન્ન રસ્તે "સત્ય" સમજાવવામાં ને "સત્ય"ના સન્માર્ગે ચઢાવવામાં એઓશ્રીરચિત સર્વ ગ્રંથોનું તાત્પર્ય છે: વિષય એક છતાં એને વિવિધરૂપે વર્ણવ્યો છે ભાષ્ય-ટીકા, અનુવાદ, નિબંધ, નિત્યનોંધ, પત્રલેખન, પ્રવચન, જીવનવૃત્તાંત, ગદ્યગ્રંથ-લેખ ને કાવ્ય આદિનો સમાવેશ એઓશ્રીરચિત સાહિત્યમાં થાય છે. જ્ઞાન, ભક્તિ, યોગ, કર્મ, ઉપાસના, વૈરાગ્ય, શ્રદ્ધા, ઉત્સાહ, જીવનઉલ્લાસ, વ્યવહારશુદ્ધિ ને સદાચાર આ સર્વને ગ્રંથબદ્ધ કરવામાં પણ એઓશ્રીનો ઝોક તો એક "સત્" તરફ જ. ભાષાશુદ્ધિ ને જોડણીમાટેનો એઓશ્રીનો ફાળો ઉત્તમકોટિનો છે.

એઓશ્રીનું સઘળું લખાણ સરળ, સચોટ ને સમજાય એવું છે: છતાં ઉંચું ને અનેરું છે: ગંભીર ને શાંતરસપૂર્ણ છે સાચા અનુભવી જ આવું લખી શકે. કલમ કસાયેલી ને અનુભવીની: શૈલી સરલ ને સ્પષ્ટ: ભાષા મધુર ને હૃદયંગમ "વ્યાખ્યા" ને "દૃષ્ટાંત" એ ખાસ એઓશ્રીના લખાણમાંની વિશિષ્ટતાઓ છે.

યોગ, વેદાંત ને સનાતનધર્મનું સત્વ સરલ ગુજરાતીભાષામાં ઉતારવાનું અવતારકાર્ય પણ એઓશ્રીને ફાળે જાય છે.

એઓશ્રીના લખાણમાંનું ઘણું એઓશ્રીએ "ડિકટેઇટ" કરાવ્યું છે, એટલે આપશ્રીએ બોલીને લખાવ્યું છે: અને ઘણું, ઘણી સમકાલીન બીજી પ્રવૃત્તિઓ વચ્ચે પણ લખ્યું છે;

એ ખાસ નોંધવાજેવું છે. ઉપરાંત પોતાશ્રીરચિત પુસ્તકોનાં "પ્રુફ" પણ પોતાશ્રીએજ તપાસેલાં-સુધારેલાં છે: આથી મુદ્રણાલયોને તેમજ મુદ્રણકલાને પણ એઓશ્રીની સ્થિર ને સૂક્ષ્મબુદ્ધિનો લાભ મળ્યો છે.

એઓશ્રી સમર્થ વક્તા ને વ્યાખ્યાતા હતા. એઓશ્રીનું વક્તવ્ય કે વ્યાખ્યાન શ્રોતાને ઊંચે લઈ જનારું હતું. વ્યાખ્યાનમાં કોઈ શબ્દ નકામો કે નિરર્થક નહિ: વધારે પડતો કે ઓછો નહિ: સઘળું સત્ય, પ્રિય, પરિમિત ને હિતમય એઓશ્રીના અખિલ વાઙ્મયનો ઝોક એક "સત્" તરફ જ હતો: છતાં બધું રસમય. વ્યાખ્યાનમાં શાંતરસ સળંગસૂત્ર રહેતો છતાં ધર્મમર્યાદાને બાધ ન આવે એવી રીતે બીજા રસો પણ વિશુદ્ધ સ્વરૂપે ખરા: તેમાં પણ હાસ્યરસ શુદ્ધ, સંસ્કારી ને પરિમિત.

એઓશ્રીનું પ્રવચન સ્પષ્ટ, સરળ ને સમજાય એવું સર્વદા થતું: ગળે ઊતરી જાય એવું ને મનમાં ઠસી જાય એવું થતું: આવર્તનને અંગે સ્મરણમાં રહી જતું: સત્યપૂર્ણ એટલે ઊંડી અસર કરતું: એમાં એ સમયે ઓતપ્રોત થઈ જવાય એવું થતું.

એઓશ્રીના પ્રવચનમાં દૃષ્ટાંતો ખાસ આવતાં એટલે નાનાં મોટાં સૌને આનંદ આવતો-રસ પડતો. કેટલાક પ્રસંગો તો એવા આવતા કે એ સાચા અનુભવીજ ચર્ચી શકે કે વર્ણવી શકે.

એઓશ્રીના વ્યાખ્યાનમાં વિષય ને ભાષા શ્રોતૃવર્ગના અધિકારપર અવલંબતાં: અવાજ સંખ્યાપર અવલંબતો: મિતભાષી હતા એટલે અવાજ પણ કાબૂમાં હતો. એઓશ્રીના વ્યાખ્યાનનું એકવારનું જ શ્રવણ એઓશ્રીનું બહુશ્રુતપણું ને અનુભવીપણું દર્શાવી આપતું. એઓશ્રીના વ્યાખ્યાનમાં સાધકશ્રોતાને શ્રોત્રિયપણાનાં ને બ્રહ્મનિષ્ઠપણાનાં અવશ્ય દર્શન થતાં.

બુદ્ધિવૈભવ ને બુદ્ધિવિલાસનાં દર્શન પણ એઓશ્રીની વક્તૃત્વકલામાં થતાં: ક્યાંય આવેશ કે ઉભરા દૃષ્ટિગોચર ન થતા. હૃદય ઠાલવીને બધું કહેવાતું: ખરી લાગણીપૂર્વક કહેવાતું, આપશ્રીની કહેણીપાછળ રહેણી ને કરણીનું સાત્ત્વિક બલ હતું.

એઓશ્રીના વ્યાખ્યાનનો આખો અમૃત પ્રવાહ મંગલાચરણે શરુ થતો ને મંગલાચરણે સમાપ્ત થતો: એ પછી આપશ્રી સત્વર શ્રવણસ્થાનમાંથી પધારી જતા, ને શ્રોતાઓ પણ વિખરાઈ જતા-આ પદ્ધતિ પ્રવચનની અસર ઉપજાવવામાં બહુ ઉપયોગી છે.

આસનસ્થ થઈ ને જ એઓશ્રી વ્યાખ્યાન આપતા: વાક્યો સુવાચ્ય ને અર્થગંભીર: શબ્દો મધુર ને મુદ્દાસર: ક્યાંય સ્ખલન કે વિસ્મરણ નહિ: વ્યક્તિગત ટીકા કે કોઈ મતપંથનું ખંડન નહિ: સારગ્રાહી બુદ્ધિવડે સમન્વય કરવાનુંજ વિવેકયુક્ત વલણ: સમભાવવાળી સમીક્ષા: ભાવવાહી ભાષા: વિચારણા પણ તટસ્થ: મતાગ્રહ કે દુરાગ્રહનો અભાવ: શંકાનું શાંતિથી સચોટ સમાધાન: કેન્દ્રસ્થાને એક "સત્" જ: અનુભવી શ્રોતાને એ સાચા તત્ત્વવિદ્‌ની જ વાણી લાગતી…! :

આ મહાપુરુષનું મુખ્ય એકજ જીવનકાર્ય હતું:—જીવને શિવ કરવાનું-માયાના પ્રપંચમાં પરમાત્માને પ્રકટ કરવાનું-સૌને અસત્યમાંથી સત્યતરફ લઈ જવાનું-ઊંડા અંધારેથી પરમપ્રકાશે પહોંચાડવાનું…!

—— ‑[ ]‑ ——

આ મુખ્ય કાર્યને પ્રત્યક્ષ કે પરોક્ષપણે સહાયક એવાં અન્ય કાર્યો પણ આપશ્રી કરતા ને કરાવતા.

"વ્યક્તિસુધારણા"પર ને "આત્મસુધારણા"પર એઓશ્રી ખૂબ ભાર મૂકતા. વ્યવહારને વ્યવસ્થિત ને પરિમિત કરવાનું આપશ્રી ભારપૂર્વક કહેતા "જાણો ભલે-વાંચો ભલે, પણ અવશ્ય આચરો-કાંઇક કરો-અનુભવ મેળવો":—આમ વારંવાર આપશ્રી ઉપદેશ આપ્યા કરતા..!

"વ્યવહારશુદ્ધિ" ને "ચિત્તશુદ્ધિ" માટે પણ આપશ્રી બહુ ભલામણ કરતા દેશ, કાળ ને પરિસ્થિતિનો વિચાર કરીને સાવધાનતાથી વર્તવાનું આપશ્રી સૌને કહેતા "વ્યવહારને ગૌણ કરો ને પરમાર્થને પ્રાધાન્ય આપો: સ્વધર્મતરફ સૌ દૃઢતાપૂર્વક વળો: પોતે પોતાને ઓળખો .."-આમ પણ આપશ્રી વારવાર પ્રબોધતા. !

"જીવન્મુક્તિમાંજ મનુષ્યજીવનની ઇતિકર્તવ્યતા છે-એમાંજ માનવજીવનનું સાફલ્ય છે... સર્વધર્મ ને સર્વનીતિના વિકાસની પરાકાષ્ઠા પણ એમાંજ છે-સઘળી ફિલસુફીનો સાર પણ એમાંજ છે..." આવું એ મહાન્ ફિલસુફનું દૃઢ મંતવ્ય હતું

"શ્રદ્ધાવાદ"ના આપશ્રી પ્રખર હિમાયતી હતા "શાસ્ત્રો" ને "સત્પુરુષો" ને સન્માનવાનું આપશ્રી ખાસ કહેતા "આશાવાદ" ને "પુરુષાર્થવાદ" આપશ્રીના ઉપદેશનાં વિશિષ્ટ અંગો હતાં ને છે આપશ્રીની દૃષ્ટિ વિશાલ હતી ને હૃદય સાગર હતું

"આધિભૌતિક અસામ્યવાદ અને આધ્યાત્મિક સામ્યવાદ" એઓશ્રીને માન્ય હતા.

"आत्मा वा रे श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः।"—આ સારરૂપે એ સંતનો સંદેશ છે.. એને આપણે ઝીલીએ ને કૃતકૃત્ય થઈએ ..!

× × × × ×

બ્રહ્મચર્ય, બ્રહ્મનિષ્ઠા, શાસ્ત્રાનુસરણ, આત્મશુદ્ધિ, શુદ્ધવ્યવહાર, કર્તવ્યપરાયણતા, નિયમિતતા વ્યવસ્થા, સ્વચ્છતા, સાદાઈ, સહિષ્ણુતા, સંયમ, સમભાવ, શાંતિ, સુપ્રસન્નતા આદિ માનવજીવનને ઉજાળે ને ઉન્નત કરે એવા સદ્ગુણો આ સંતપુરુષમાં સિદ્ધ થયેલા હતા, એ એઓશ્રીના શરણમાં ને સંસર્ગમાં આવેલાંઓને અનુભવગમ્ય હતું...આ સદ્ગુણોને એઓશ્રીએ તો સુભગીરથ પુરુષાર્થવડે આપશ્રીના જીવનમાં વણી દીધા હતા, અને એ વડે પરમશાંતિ ને પરમસિદ્ધિને પામ્યા હતા...અને એટલેજ સંતપુરુષને સહજસિદ્ધ એવી કરુણાળુતાને લીધે આ પરમશાંતિ ને પરમસિદ્ધિ મનુષ્યમાત્રને પણ મળે એ માટે એઓશ્રીની જીવનસાધના હતી...!

એઓશ્રીની આ જીવનસાધના એજ આપશ્રીનો જીવનસંદેશ...! એ જીવનસંદેશ મનુષ્યમાત્રના જીવનને પ્રકાશે-માનવમાત્રના જીવનમાં પ્રકટે એ ઉદ્દેશથી સ્થલે સ્થલે સેવામંદિરો-જ્ઞાનમંદિરો-પ્રકાશનમંદિરો સ્થપાવાં જોઈએ...!

આ પ્રકાશનમંદિરો સંસ્કૃતિનાં સાચાં કેન્દ્રો રહે .અને...એ રીતે સમગ્ર માનવજાતિમાં આત્મપ્રકાશ પ્રકટાવે...!

ૐ ઓમ્ શાંતિ !

—[૦]—

# વેદધર્મમાર્ગ-પ્રવર્તક સદ્ગુરુ શ્રીમન્નથુરામશર્માજી

પ્રાકટ્ય સં. ૧૯૧૪ આશ્વિન સુદિ ૪ સ્વરૂપાવસ્થાન મ. ૧૯૮૭ આશ્વિન વદિ ૧૧

[ લેખકઃ—શ્રી. રવિશંકર મહાશંકર રાવળ-અમદાવાદ ]

( મહાગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર )

[ તેમના પિતાશ્રી શ્રી. મહાશંકરભાઈ ભાવનગર દરબાર બેંકના મેનેજર હતા, અને પૂજ્યપાદશ્રીના ચરણારવિંદપ્રતિ પરમ શ્રદ્ધાવાળા કાર્યકુશળ પુરુષ હતા. તેમને કૃપાનાથના નિજમંદિરપાસે એકાંતે બેસીને ત્રાટક કરતાં મેં જોયેલા તેઓ જીવનપર્યંત શ્રીઆનંદાશ્રમના પૂજ્યપાદશ્રીએ નીમેલા મેનેજિંગ ટ્રસ્ટી હતા કૃપાનાથના મહાપૂજન મહોત્સવમાં અને બંને પૂર્ણિમાની ટ્રસ્ટીમંડળની સભાઓમાં તેઓ આગ્રહથી ભાગ લેતા. એમણે કૃપાનાથને હૃદયથી ઓળખ્યા હતા. મને પ્રસંગોપાત્ત તેમણે વાત કરેલી કે રવિશંકરને એકડો મેં કૃપાનાથને હાથે ઘૂંટાવ્યો હતો ]

"શ્રી. માણિક્યવર્માની નોંધમાંથી"

ૐ

"ઈશ્વર પૃથ્વી પર આવે છે તે જીવને જીવ રાખવામાટે નથી આવતા, પણ જીવને ઈશ્વર બનાવવાને આવે છે.

( શ્રીમન્નાથ )

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदाद् विभागिने। व्योमवद्व्याप्तदेहाय दक्षिणामूर્તये नमः॥

( શ્રીદક્ષિણામૂર્તિ સ્તોત્રની શ્રીસુરેશ્વરાચાર્યકૃત ટીકામાંથી )

## પૂર્વભૂમિકા

સો વર્ષ પહેલાં ગુજરાતમાં તેમજ ભારતમાં અંગ્રેજી રાજ્યની બોલબાલા હતી. અંગ્રેજી શાસને વહીવટની વ્યવસ્થા કરી અને ધર્મ તેમજ જ્ઞાતિઓની આંતરિક રૂઢિઓ તેમજ માન્યતાઓને અબાધિત રાખીને લોકોપર એવો ફરેબ છાઈ-દીધો હતો કે બધાને એ રાજ્ય ઈશ્વરની પ્રેરણાથીજ આવ્યું લાગતું હતું. ચારે તરફ તેમની વાહવાહ થતી નવા ધંધા, ઉદ્યોગ શિખવનારી કોઈ સંસ્થાઓ ઊભી નહોતી, અને સરકારના તંત્રમાં ખૂબ માંગ હતી એટલે જે તે જુવાન ભણતરમાં જરા આગળ જતો તે સરકારી નોકરીમાં દાખલ થઈ જતો જેઓ બહુ બાહોશી કે ચાલાકી બતાવે તેને અંગ્રેજ ઉપરીઓ એકદમ ઉપરના હોદ્દે ચાવી દેતા, અને તેઓ કોઈ કોઈ સંબંધી કે નાતવાળા છોકરાને કારકુન કે પટાવાળાની નોકરી સહેજે અપાવી શકતા.

અંગ્રેજોએ દેશના જુવાનોમાં સ્વતંત્ર વિચારશક્તિ કે હિંમતભર્યા આચરણને કદીજ ઉત્તેજન આપ્યું નહોતું એટલે સમાજસુધારો કે રૂઢિત્યાગ કરવાનો વિચાર સરખો પ્રજામાં અકારો ગણાતો જ્ઞાતિઓના-રિવાજોમાં ધર્મ અને શાસ્ત્રો કરતાં રૂઢિનું પ્રાબલ્ય હતું. આ લોકનું ગમે તે થાઓ પણ પરલોકનીજ વાતો ને જન્મથીજ પરલોકની તૈયારી કરવાનો ચારેતરફ ઉપદેશ થતો. લોકોમાં ઉચ્ચ પ્રકારનું દાંપત્ય, બાળકોનું સાંગોપન અથવા

સુશિક્ષણ આપવાનું કોઈ ઉપદેશતું નહિ. સંસાર, આગડે, દાંપત્યજીવનમાં સુખ ન મળે, સંતતિ દુષ્ટ બને તો એ બધો કર્મનો વિપાક છે એમ સમજી તેતરફ દુર્લક્ષ કરતા, ને ધર્મોપદેશકો પણ માતપિતા, સુત ભ્રાતા-ભગિનીના સંબંધો સ્વાર્થમય છે એમ કહી, મોક્ષમાર્ગ સાધવા આળપંપાળ ધર્મસિદ્ધાંતોની અટપટી ચર્ચામાં જનતાને વિમૂઢ બનાવી દેતા. બ્રાહ્મણોમાં રૂઢ કુલાચારપ્રમાણે જનોઈ, લગ્નો અને ઉત્તરકાર્યો સિવાય કોઈ સંસ્કૃતિ પરાયણ પ્રવૃત્તિઓ જોવામાં આવતી નહોતી. કેટલાંય બ્રાહ્મણો જનોઈને માત્ર બ્રાહ્મણ જાતિનો એક પરવાનો માનતા, પણ બીજું કોઈ બ્રહ્મકર્મ જાણતા નહિ. સંસ્કૃત ભાષાનો અભ્યાસ માત્ર શાસ્ત્રીઓ અને પુરાણીઓજ કરતા.

મૂળ જે આચાર, અને સંસ્કાર બ્રાહ્મણનાં લક્ષણ ગણાતાં હતાં તેનો સમાજમાંથી લોપ થયો હતો, પછી બ્રહ્મચિંતન કે આત્મશુદ્ધિનું તો પૂછવુંજ શું? પ્રાચીન જ્ઞાનના ગૂઢતમ ગ્રંથો, રહસ્યો, અને સિદ્ધાંતો સમજવા યોગ્ય મુમુક્ષુઓનો અભાવ હતો.

આવી સામાજિક શૃંખલામાં પડેલા ઔદીચ્ય બ્રાહ્મણ સમાજમાં કોઈ માત્ર જરા ભણી શકે અને જ્ઞાન, સંસ્કાર તથા વિચારવંત હોય તેને સંસાર દુઃખમય ભાસે એમાં શું નવાઈ?

ચારેતરફ સમાજની ખેંચતાણ થતી જોઈ સૌમ્ય બુદ્ધિના વિદ્વાન અને જ્ઞાની જનોને પરિતાપ થાય, અને ઉત્તમ આધ્યાત્મિક જીવનનો અભાવ તથા સહજે કઈ રીતે પ્રાપ્ત થાય તે શોધવાને યોગ્ય સત્પુરુષોનો સમાગમ સાધી સંસાર અને સમાજના દ્વંદ્વોથી અલગ થઈ એકાંત એકમાર્ગી સાધના કરનારાં મંડળો થયાં. તેમાં શ્રીમન્નથુરામશર્માની જીવનસાધના અને તેમના બીલખા-આનંદાશ્રમમાંથી બિનસાંપ્રદાયિક રીતે ભારતીય આધ્યાત્મિક રહસ્યો અને જીવનસાધનાનો પ્રચાર થયો, તે ગુજરાતના સમાજના ઇતિહાસનું એક ઉજ્જવળ પ્રકરણ છે.

## બીલખા-આનંદાશ્રમની પ્રવૃત્તિ

બીલખા-આનંદાશ્રમના અધિષ્ઠાતા શ્રીમન્નથુરામશર્માજીએ ચોપાસની ધાર્મિક વિતંડાવાદીમાંથી પોતાના સાધકવૃંદને મુક્ત રાખી વેદ, ઉપનિષદો ને ગીતાએ આપેલા જ્ઞાનમાર્ગનું અવલંબન લઈ સદાચરણ તથા યોગ, ઉપાસના ને નિત્યનિયમોદ્વારા જીવનની પરમદશા પ્રાપ્ત કરવાની રીતો બતાવી, એટલુંજ નહિ પણ મધ્યમ વર્ગના સમાજમાં શુદ્ધ નીતિનિયમવાળા શિષ્ટસમુદાયદ્વારા એક પ્રકારની સાત્વિકતાની હવા પ્રસારી. તેમના સમાગમ અને ઉપદેશથી હજારો માણસો ઉકળાટ કરતા જીવનસંજોગોમાં પણ શાંતિ અને સ્વસ્થતા પામ્યા. વૈદિકધર્મ એટલે વેદપાઠો અને કર્મકાંડજ નહિ, પણ આત્મા અને માનવજીવન સંબંધી ઊંડું ચિંતન ને રહસ્ય બતાવનાર ઉપનિષદો, પંચદશી તથા ગીતા જેવા ગ્રંથો, તેમજ કબીર, દાદુ, સૂરદાસ જેવા સંતોની વાણી, સંસાર અને વ્યવહારથી ઉપરની આત્મસમૃદ્ધિની પ્રાપ્તિ કરાવનાર સાહિત્ય તેમણે પ્રસિદ્ધ કર્યું, પ્રચાર્યું ને ઉપદેશ્યું. ગીતાગ્રંથ માત્ર કથાપ્રકરણ નથી, પણ માનવીમાત્ર ગ્રહણ કરી શકે અને આચરી શકે એવો આધ્યાત્મિક ઉપદેશ છે, એવું ગુજરાતી સાહિત્યમાં સૌથી પ્રથમ અલગ પુસ્તક આપનાર તેઓશ્રી હતા.

## જન્મવૃત્તાંત

એઓશ્રીમાં જન્મથીજ કોઈ આધ્યાત્મિક સંસ્કારો હતા. એમનો જન્મ સં. ૧૯૧૪ના આસો સુદિ ૪ રવિવારે સૌરાષ્ટ્રમાં લીંબડી તાબે મોજીદડ ગામમાં શ્રી. પીતામ્બર રાવળને ત્યાં થયો હતો. રાજકોટની ટ્રેનિંગ કોલેજમાં બે વર્ષનો અભ્યાસ કરી અઠવાણા, લીબુડા, જાફરાબાદ વગેરે સ્થળોએ શિક્ષક તરીકે નોકરી કરી પછી વરલ દરબારશ્રી હરિસિંહજીના કારભારી થયા જાફરાબાદ શિક્ષક હતા ત્યારે એમનાં કુટુંબિજનોએ તેમનાં લગ્નની તિથિ નક્કી કરી. તેજ વખતે આધ્યાત્મિક જીવનના આકર્ષણથી પ્રેરાઈ વ્યવહારજીવનનો ત્યાગ કરી કાશીનો માર્ગ લીધો. તત્ત્વજ્ઞાન તેમને મન માત્ર બુદ્ધિવિલાસનું સાધન નહોતું, પણ જીવનમાં તેનો સાક્ષાત્કાર કરવાની તેમનામાં તમન્ના હતી

સંસારી-જીવનને સદાની તિલાંજલિ આપી તેઓશ્રીએ કાશીમાં જઈ શાસ્ત્રાભ્યાસ, હિમાલયમાં જઈ યોગસાધનોવડે તપસાધના કરી ઈષ્ટ સિદ્ધિ મેળવીને કેટલાક ભાવિકના આગ્રહથી સૌરાષ્ટ્રમાં આવી બીલખામાં વસ્યા, ને પોતાના સર્જકને ભૂલેલાં માનવને જગાડવાનું કામ આરંભ્યું.

એમના સમયનો દેશકાળ જોઇએ તો અંગ્રેજ શાસનથી પ્રજા સંતુષ્ટ થઈ બેઠી હતી, અને પ્રજાજનોપાસે કોઈ નવો આદર્શ કે મંત્ર નહોતો કે જેની સામે સમુદાયનો પ્રાણ જાગૃત બને. રાજકીય અને આર્થિક સમાજ જૂની ઘટમાળ અને સાંસારિક કટુતાઓ વચ્ચે ઘેટાંની જેમ ચાલ્યો જતો હતો, તેથી કોઈ જાગ્રત્ દષ્ટિવાળા મનુષ્યને ઉચ્ચ જીવનનાં સ્વપ્નો પાર પાડવા કંઈ ક્ષેત્ર મળતું નહોતું વિવેકાનંદ અને રામતીર્થનું સાહિત્ય ગુજરાતમાં પહોંચ્યું નહોતું, દયાનંદનો ધાર્મિક વિપ્લવ ગુજરાત ઝીલી શક્યું નહોતું. બુદ્ધિમાનો રાજ-પ્રપંચ અને ધન-પ્રપંચની બહાર નીકળતા નહોતા. તેવા વખતે માનવસમાજમાં પ્રેમ, સહિષ્ણુતા, ઈશ્વિરપરાયણુતા તથા કુટિલ અને પાખંડી ધર્મભેદોથી મુક્ત જીવનનો મંત્ર બીલખાના આનંદાશ્રમમાં ગુંજતો થયો હતો.

એઓશ્રીએ સદ્‌ગુરુનું સ્વરૂપ અને માહાત્મ્ય સમજાવ્યું, અને પોતાનામાં પ્રત્યક્ષ કરી બતાવ્યું. એમની સમીપ જઈ શરણુ લેનાર કંઈકના જીવનમાં અને વ્યવહારમાં પલટો થયાના દાખલા છે. એમના શિષ્યોએ સમાજમાં નીતિમાન, સદ્ધર્મપાલક ને સ્વસ્થ માનવોનું ચિત્ર આપ્યું છે.

તેઓ ચુસ્તપણે વૈદિક ધર્માનુસાર નિત્યનિયમો પાળતા અને પળાવતા; પરંતુ એમના ઉપદેશોમાં કદી પણ કોઈ એક ધર્મ કે સંપ્રદાયનું પ્રતિપાદન કે મંડન કરતા નહિ. એમણે કોઈ દેવ કે દેવીની પ્રતિમાપૂજાનો પાઠ આપ્યો નથી, છતાં તે બાબત વિરોધ પણ કર્યો નથી તેમના શિષ્યોને સંધ્યા, આસન, પ્રાણાયામ વગેરે આત્મશુદ્ધિના પ્રયોગો બતાવતા, અને બ્રહ્મસ્વરૂપનુંજ વિવરણ કરતા.

તેઓ કહેતા કે, જેમ દીવો આવતાં ઓરડાનો અંધકાર દૂર થાય છે તેમ હૃદયમાં સત્યનું મંડન થતાં અસત્યનો લોપ થાય છે. તેઓ હમેશાં માનવપુરુષાર્થને પ્રાધાન્ય આપતા. માણસ પ્રયત્નથી પ્રારબ્ધને ટાળી શકે એવી પ્રતીતિ આપતા.

એમનાં પ્રવચનો ચિંતન-ગંભીર છતાં સીધાં ગામડિયા કે બાળક સમજી શકે એવાં

અનેક રમુજી તેમજ પ્રેરક દષ્ટાંતોથી રસપ્રદ ને સ્પષ્ટ બનાવતા ગીતાનાં એમનાં પ્રવ-
ચનોમાં માણસના મનની અનેક વૃત્તિઓનું સુંદર પૃથક્કરણ અને નિરૂપણ તેઓ ઉચિત
દાખલાઓ આપી કરતા ધારાવાહી સ્પષ્ટ સરળ મધુરસ્વરવાળી વાણી તેઓ ઉચ્ચારતા.
અન્ય સંપ્રદાયના અનુયાયીઓ પણ તેમનાં વચનોથી મુગ્ધ બનતા. તેમણે જૈનો, પારસીઓ,
ખોજાઓ જેવા અન્ય કોમના સજ્જનોને શિષ્યમંડળમાં સ્વીકાર્યા હતા, એજ તેમના
બિનસાંપ્રદાયિત્વનું ઉદાહરણ છે.

એમણે અનેક ગ્રન્થો લખ્યા છે, અને તેની ઘણી આવૃત્તિઓ થઈ છે તેજ તેમના
ઉપદેશની લોકપ્રિયતા સૂચવે છે.

તેમનું દૈનિક જીવન અતિ સૂક્ષ્મ નિયમિતતાવાળું, સ્વસ્થ અને ઉપકારક કાર્યક્રમથી
ભરચક રહેતું આશ્રમની શિસ્ત અને સ્વચ્છતાજ ઘણાને ત્યાંના જીવનથી ઉત્સાહ અને
આનંદ આપતી તેઓ શિષ્યોને અધિકાર સમજીને સાધન પંથે ચડાવતા સ્વલ્પમાં સ્વલ્પ
નિત્યનિયમ સ્વીકાર્યા પછી પાળવો જોઇએ એ તેમનું સૂત્ર હતું.

બાળકોપ્રતિ તેઓ બહુજ સહિષ્ણુ અને વત્સલ હતા બાળકોને હમીન બોલાવતા.
બાલોચિત સ્વભાવને અનુકૂળ પ્રસાદ-પુષ્પ આપ્યા વિના રહેતા નહિ એમણે એમના
સમયમાં જે સમાજ અને કુટુંબોઉપર દયાદષ્ટિ કરી તે બધા આજે યોગક્ષેમ અને
ઉત્કર્ષવાળી જીવનસ્થિતિ ભોગવી રહ્યા છે

એવા અનુપમ જીવનદષ્ટિ દેનાર બીલખા-આનંદાશ્રમના અવતારી પુરુષ શ્રીમન્નાથ-
પ્રભુના પ્રાગટ્યને સં ૨૦૧૪ના આસો સુદિ ૪ના દિવસે ૧૦૦ વર્ષ થશે તેથી શિષ્યો,
અનુયાયીઓ અને પ્રસશકોએ તે પ્રસંગે શ્રીનાથશતાબ્દી મહોત્સવ ઊજવવા નિર્ણય
કર્યો છે ઔદીચ્ય જ્ઞાતિમાં પ્રગટ થયેલા આ માનવરત્ને ઔદીચ્ય બ્રહ્મસમાજને અને
જ્ઞાતિસમસ્તને બહુ ઋણી કરી છે.

## તેઓશ્રીનો ધર્મોપદેશ

'પૂજયપાદ સદ્ગુરુ શ્રીમંન્નાથ શર્માજીના નાના મોટા જીવન પ્રસંગો તથા પ્રવચનોમાંથી
હમેશાં ઉત્તમ ઉપદેશ મળ્યા કરતો સામાન્યજનો પણ સમજી શકે એવી રીતે તેઓ
આત્માનાં ગૂઢ રહસ્યો સમજાવતા પૂર્વ અને પશ્ચિમના જ્ઞાનનો સમન્વય કરીને તેઓશ્રીએ
અનેક જનોના ધર્મસંબંધી સંશયો દૂર કર્યા છે નાસ્તિકજેવા અનેક પુરુષોને તેઓશ્રીએ
પરમ આસ્તિક બનાવ્યા છે જે કોઇને ન નમે તેમને, તેઓશ્રીનાં અલૌકિક દર્શને, સર્વદેશી
જ્ઞાને, પરમ કારુણ્યે, શાસ્ત્રીય પદ્ધતિના અખંડ સ્વધર્મપાલને, મહાગંભીર પરમ સત્યે
બહુમધુર અતીવ સ્પષ્ટ ઉપદેશે, પરમ નિઃસ્પૃહતાએ અને અન્ય અનેક દૈવી ગુણોએ
નમાવ્યા છે તથા સ્વધર્મપાલનમાં રસ લેતા કર્યા છે.'

પૂ મહાત્માશ્રી શ્રોતાઓને ઉપદેશતા કે 'નિયમથી વ્યવહાર કરો, ને નિયમથી
પરમાત્માને ભજો ઘર છોડી ક્યાંઈ ભાગી જવાનું નથી, ને ભાગી ગયે પ્રભુ મળી જાય
એમ નથી: સમયનો સદુપયોગ કરતાં શિખો વ્યવહાર અને પરમાર્થનાં કામનું સમયપત્રક
બાંધો વ્યવહાર વખતે વ્યવહાર કરો, અને પરમાર્થને વખતે પરમાર્થ કરો.'

"હે મનુષ્યો ! જો તમારે વાસ્તવિક ઉન્નતિ સાધવી હોય તો તમારે નિત્યપ્રતિ આત્મનિરીક્ષણ કરવું જોઇએ, અને તેમ કરી દોષાપનયન 'દોષોનો ત્યાગ અને ગુણાધાન (સદ્ગુણોનું ગ્રહણ-ધારણ)' એ બે ક્રિયાઓ ચાલુ રાખવી જોઇએ."

× × ×

તેઓ સાધુસંતોની વાણીથી ઉપદેશનું સમર્થન કરતા :—

"સાચા સદ્ગુરુ રામ મિલાવે, સબ કુછ કાયા માંહી દિખાવે."

× × ×

"સાધુ બન કેયોં ખેજત ભાઈ, સરવ નિવાસી, સરવ અલિપત, તોહી સંગ રહ્યો સમાઈ."

# પૂજ્યપાદ મહાત્માશ્રી અને મનોનિગ્રહ

[લેખકઃ—શ્રી. કૃષ્ણવર્મા કરાચી-હાલ રાજકોટ]

પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નથુરામશર્માની જયતીપ્રસંગે આ લેખ લખતાં ચિત્ત આનંદોર્મિઓથી છલકાય છે સમય ગુણોના ભંડારરૂપ મહાત્માશ્રીના શુભ સમાગમમાં થોડા ઘણો સમય રહેવાનું આ શરીરને સુભાગ્ય પ્રાપ્ત થયું છે, અને તેઓશ્રીમાં રહેલા અનેક શુભ ગુણોનું અવલોકન યથામતિ આ અંત:કરણે કર્યું છે તે બધા ગુણોમાં મનોનિગ્રહ એ બધા ગુણોના મૂળરૂપે આ અંત:કરણને સમજાયો છે, અને તે ગુણ મહાત્માશ્રીમાં અતિ ઉજ્વલરૂપમાં નિહાળી ખરેખર આ અંત:કરણ તે ગુણના સ્થાનરૂપ તેમના પાવન સ્વરૂપમાં મુગ્ધ બન્યું છે, તેથી આ પ્રસંગે તે પર બે શબ્દ લખવા મનોવૃત્તિમાં વેગ તેઓશ્રીની કૃપાથી થયો છે, પણ તે ગુણપર કંઈપણ લખતાં પહેલાં સુજ્ઞ વાચકોને નમ્રતાપૂર્વક જણાવવાનું કે—

"लोकोत्तराणां चेतांसि को नु विज्ञातुमर्हति।" દિવ્ય મહાપુરુષોનાં અંતઃકરણોને કોણ બરાબર પારખી શકે? —એ કથનાનુસાર જેમનામાં એ ગુણ હું નિહાળું છું એ દિવ્ય મૂર્તિ ક્યાં, અને મારું વિષયાસક્ત અંતઃકરણ ક્યાં? એટલે તે સંબંધી પૂર્ણરૂપે તો હું નહિજ લખી શકું; એમ નિરભિમાનપણે મારે કહેવુંજ જોઇએ, છતાં પણ દેડકું જેમ મહાસાગરની ઉંડાઈ માપવા મથે તેમ સ્વમતિ અનુસાર પ્રયાસ કરીશ.

"चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम्।
तस्याहं निग्रहं मन्ये, वायोरिव सुदुष्करम्॥
—अर्जुन.

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्।
अभ्यासेन तु कौंतेय, वैराग्येण च गृह्यते॥
श्रीभगवान्.

શ્રીમદ્ ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયના આ બે શ્લોક જ્યારે હું વાંચું છું ત્યારે મને મારા તથા પૂ. મહાત્માશ્રીના ચિત્તનું સ્વરૂપ તાદૃશ્ય થાય છે. એટલે મારું અંતઃકરણ

નિહાળુ છું, ત્યારે અર્જુને વદેલો શ્લોક, અને બીજીતરફ પૂજ્યપાદ મહાત્માશ્રીને નિહાળતાં શ્રીભગવાને બોધેલો શ્લોક એ બંને શ્લોકોનું રહસ્ય પૂરું સમજાય છે. અતિ ચપળ ચિત્તનો પણ અભ્યાસ અને વૈરાગ્યરૂપી દિવ્ય શસ્ત્રવડે પરાજય કરી શકાય છે.

પૂ. મહાત્માશ્રીના અભ્યાસ વૈરાગ્યની વાતો એમના એક ભક્તતનુના મુખથી જ્યારે મેં સાંભળી ત્યારે મારું અંતઃકરણ તેઓશ્રીના એ અગાધ તેજોમય સ્વરૂપમાં થોડી ક્ષણો તો લીન થઈ ગયું, ને વિચારશૂન્ય બની ગયું. પછી તેઓશ્રીમાં જે આ મનોનિગ્રહ નામનો ઉચ્ચ ગુણ ઝળહળી રહેલો છે તે આવા ઉગ્ર અભ્યાસ અને વૈરાગ્યના બળેજ ઝળહળી રહ્યો છે એમ વિચાર કરતાં સમજાયું હવે પૂ. મહાત્માશ્રીમાં મનોનિગ્રહનો ગુણ કેવો ઝળહળી રહેલો છે તે મૂળ વિષયપર આવું છું.

પૂ. મહાત્માશ્રી બ્રહ્મચર્યાવસ્થામાંજ વૈરાગ્ય ધારણ કરી અવિવાહિત રહી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાના દૃઢ સંકલ્પદ્વારા તપશ્ચર્યા કરવા મેદાને પડ્યા

પ્રથમ બદરિકાશ્રમમાં, કાશીમાં તથા ગિરનારમાં એમ ઉગ્રતપ સેવીને આ દુર્જય મનના વિજેતા થોડાંજ વર્ષમાં બન્યા કે જે તેમના ઉગ્ર અભ્યાસ વૈરાગ્યનું બલ સૂચવે છે. ત્યારપછી પોરબંદરમાં કેટલોક સમય નિવાસ કર્યો, ત્યારે પણ તપમાં-મનોનિગ્રહમાં-ઘણી રુચિ ધરાવતા હતા, પણ છેવટે જનકલ્યાણ કરવાનો પ્રભુઆદેશ મળતાં તેઓશ્રીએ એ તપને-મનોનિગ્રહને-જનકલ્યાણના કાર્યમાં ઓતપ્રોત કરી જીવનના કર્તવ્યનો અખંડ નિશ્ચય કરી આજ લગભગ ૪૫ વર્ષથી એકધારું જીવન ચલાવ્યું એ જોતાં તેઓશ્રીના મનોનિગ્રહનું બલ સહેજે સમજી શકાય છે.

દેહ અને ઇંદ્રિયોના લૌકિક તથા પારમાર્થિક નાનાં મોટાં સર્વ કર્તવ્યોમાં અસ્ખલિત ને નિયમિત પ્રવાહ ચલાવવો એ મનોનિગ્રહ વિના બની શકે તેમ નથી. જેમને દેહ, ઇંદ્રિયો તથા મન ઉપર પૂર્ણ કાબૂ છે તેમનું જ એકધારું જીવન ચાલી શકે છે.

પૂ મહાત્માશ્રીનું જીવન નિહાળનારને સ્પષ્ટ દર્શાય આવે છે કે તેઓશ્રીનો જીવન-વ્યવહાર ઘણો જ નિયમિત હતો, અને તેથીજ પૂર્ણ આરોગ્યવાન્ રહેતા, છતાં ભક્તવત્સલતાને લઈ પ્રવાસમાં વિચરતાં ક્યારેક બહિર્ સંજોગોના ફેરફારને લીધે દેહની સ્વસ્થતામાં ફેરફાર જણાય આવે ત્યારે તેઓશ્રી મનોનિગ્રહનું ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડી મુમુક્ષુઓને જાગ્રત્ કરતા, અને ખરા મુમુક્ષુઓને તેની ઊંડી છાપ પાડી, બહુ ઉપકાર કરતા. આવી છાપો અનેક વખત મેળવવા આ અંતઃકરણ સુભાગી થયું છે, જેમાંનો એક પ્રસંગ આ નીચે આલેખુ છું.

એક વખત કરાચીમાં સ્થિતિ હતી તે દરમ્યાન દેહનું સ્વાસ્થ્ય ઘણા દિવસલગી અસ્વસ્થ રહ્યું હતું, છતાં પ્રાતઃકાળમાં ઉત્થાનથી લઈને શયનસુધીનો પોતાશ્રીનો જે કાર્યક્રમ હતો તે અસ્ખલિત રીતે ચલાવતા રહ્યા હતા. બીજાઓના આગ્રહથી ઔષધનું નામમાત્ર સેવન કરતા, પણ ખરીરીતે તો જિહ્વાપર-પૂરતો અંકુશ હોવાથી ભોજનમાં અતિ અલ્પાહાર કરીને કેટલાક દિવસ તો કેવળ દૂધ અને જવના પાણીપર રહીને ચલાવી લેતા હતા. ઘણો આગ્રહ કરતાં છતાં એક ગ્રાસ પણ અન્ન લેતા નહિ. એક દિવસ રામ-નવમીનું ફલાહારનું ભોજન થયું હતું. સૂરણના લાડુ, રાજગરાની પૂરી વગેરે નૈવેદ્ય પીરસી જાતે આ સેવક થાળ લઈ ગયો, અને માત્ર એકજ ગ્રાસ લેવા ઘણો આગ્રહ કર્યો, છતાં

માત્ર હસ્તસ્પર્શ કરી સંતોષ આપી કંઈપણ લીધું નહિ. આ કેટલો મનોનિગ્રહ! પૂ. મહાત્માશ્રીની અહીં પધરામણી થાય તે વખતે શિષ્યોતરફથી હવાબંદર વગેરે સ્થળોએ ફરવા પધારવામાટે વિનતિ થાય તે તેઓશ્રી ભાગ્યે જ એકાદ વખત સ્વીકારે. એક વખત વાતચીતના પ્રસંગમાં પોતાશ્રીએ મને સ્મિતવદને કહ્યું "જ્યારે આશ્રમમાં ઘણાં વર્ષોસુધી લાગઠ એકજ સ્થાને રહેવાનું થયું હતું ત્યારે પણ કદી આશ્રમના દરવાજાની બહાર નીકળવાની ઇચ્છા થઈ ન હતી." આ શું સૂચવે છે? મનોનિગ્રહ. એકને એક જ સ્થાને રહેવું, નિત્ય એની એજ ક્રિયાઓ રસપૂર્વક કરવી તે ઉત્તમ મનોનિગ્રહ વિના નજ બની શકે. સામાન્ય મનુષ્યને તો જરૂરજ કંટાળો આવે. જેમને આ દશ્યનો મિથ્યા નિશ્ચય થયો છે, અને નિજાનંદમાંજ જેમનું અંતઃકરણ નિમગ્ન થયું છે તેવા મહાપુરુષોજ આવું જીવન ગાળી શકે-છે. એવા બ્રહ્મવેત્તાઓના અંતઃકરણમાં કોઈપણ ભોગ્ય વિષયની વાસના સ્ફુરતી નથી.

પૂ. મહાત્માશ્રીમાં શાસ્ત્રીય પારંગતપણું અને વ્યવહાર કૌશલ્ય કેવા ઉત્તમ પ્રકારનાં હતાં તે જેઓ સમાગમમાં આવ્યા છે તેઓ સારી રીતે જાણે છે. તેઓશ્રી વ્યાવહારિક કે શાસ્ત્રીય બાબતનો જે નિર્ણય આપતા તે સિદ્ધાંતરૂપજ હોય તેમાં કદી ફેર પડતો નહિ. કેટલાએક દુરાગ્રહી મનુષ્યોને કેટલીક બાબતોમાં પૂ. મહાત્માશ્રીનો નિર્ણય આરંભમાં સત્ય ન સમજાતાં નિર્ણયથી વિરુદ્ધ આચરણ કરતાં પરિણામે તેમને પણ સમજાતું કે પૂ. મહાત્માશ્રીનો નિર્ણય ખરો છે. આ તેઓશ્રીના નિર્ણય અગાધ અને અબાધિત મનોનિગ્રહના પરિણામરૂપ રહેતો. શ્રીઉપદેશગ્રંથાવલિના ઓગણત્રીશમા અંકમાં તેઓશ્રીએ લખ્યું છે કે "મનોનિગ્રહ કરવા ઇચ્છનારમાં નીચેના આઠ ગુણો હોવા જોઈએ: ૧ સાત્વિકી શ્રદ્ધા, ૨ શ્રદ્ધાનુસાર વર્તવાનો દઢ નિશ્ચય, ૩ નિશ્ચયાનુસાર વિચાર, ૪ નિશ્ચયાનુસાર ભાષણ, ૫ નિશ્ચયાનુસાર આચરણ, ૬ નિશ્ચયાનુસાર સમયની વ્યવસ્થા, ૭ નિશ્ચયાનુસાર નિત્ય ઠરાવેલી વેળાએ ઠરાવેલું કામ કરવાનો સ્વભાવ અને ૮ ધ્યેયભણી મનનો વેગ રાખવાનો ઉત્સાહ." આ સઘળા ગુણો પૂ. મહાત્માશ્રીમાં પૂર્ણપણે વિરાજી રહ્યા હતા, અને તેના પરિણામે ઉચ્ચ મનોનિગ્રહમાન્ બની જગતને મોહ પમાડી રહ્યા હતા. ખરેખર આ અંતઃકરણ એમના ગુણોનો વિચાર કરતાં મુગ્ધ બની જાય છે, અને વારંવાર પોતાને આ દિવ્ય તનુના સમાગમમાં આવ્યાથી સુભાગી માને છે.

પૂ. મહાત્માશ્રીમાં રહેલા ઉચ્ચ મનોનિગ્રહથી તેમનું અંતઃકરણ કદીપણ તમોગુણ કે રજોગુણના દોષયુક્ત થતું નહિ. સાત્વિક શુભ ગુણોને પણ સાક્ષિસ્વરૂપમાં રહીને આચરે જાય. તેમની જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયોના સર્વ વ્યવહારો પણ અત્યંત નિર્દોષ. શરીર પણ આટલી મોટી અવસ્થાએ પહોંચ્યા છતાં અસ્ખલિત ઉદ્યોગયુક્ત. આખો દિવસ એકજ આસને સ્થિર બેસી શકે. તકિયો હોવા છતાં પણ કદી તેને અઢેલીને બેસતા નહિ. આ સર્વ મનોનિગ્રહનોજ પ્રતાપ છે. મનને તેઓશ્રીએ ઉચ્ચ ધ્યેય-ચિદાકાશમાંજ એકાગ્ર કરેલું અને તેથીજ અન્યને-મનોનિગ્રહ વિનાનાને આશ્ચર્ય ઉપજે એવો તેમનો સર્વ વ્યવહાર હતો. નિયમિત સમયે જાગવું, નિયમિત સમયે નિયમિત વ્યવહાર સેવવો, ક્ષણપણ નકામી ન જવા દેતાં સતત ઉદ્યોગી રહેવું, શરીરપર કાબૂ, ઇંદ્રિયોઉપર કાબૂ, વ્યવહારકુશળતા, અગાધ જ્ઞાન, અને બોધપ્રદ ગ્રંથોનું લેખન, દોષવિનાનું લખાણ, પુસ્તકોનું શુદ્ધિપત્ર વિનાનું પ્રકાશન, અનેક શિષ્યો તથા સજ્જનો સાથેના પત્રવ્યવહારમાં વ્યવસ્થાપુરઃસર વર્તન,

આશ્રમના નાનામાં નાનાથી લઈને મોટામાં મોટા સર્વ વ્યવહારોનું પૂરતું અવલોકન, પ્રશ્નો તથા શંકાઓનાં ઉત્તમ સમાધાન, ધૈર્ય, ધર્મવિષયમાં શ્રુતિસ્મૃતિ અનુસાર વિચાર, આત્મવિશ્વાસ, પ્રેમ, પવિત્રતા, સત્યપ્રિયતા, કર્તવ્યપરાયણતા, સ્મરણશક્તિ, સૌમ્ય સમભાવ અને ક્ષમા આદિ અનેક દિવ્યગુણોયુક્ત તેઓશ્રીનુ જીવન નિહાળતાં જોનારના હૃદયમાં પ્રેમ અને ભક્તિનાં અંકુરો સ્ફૂરે છે. આ અંતઃકરણ એવી પ્રેમાંજલિઓને વારંવાર અર્પી તેઓશ્રીનાં ચરણકમલને ધોઈ પોતાને કૃતકૃત્ય માને છે.

## અમારી જીવનકથા

[ લેખક-શ્રી કૃપાશંકર જયરામ ભટ્ટ-ભાવનગર ]

અમારું મૂળગામ ટાણા. મારા પિતાશ્રી પુરાણી હતા. શ્રીમદ્ભાગવતની કથા કરવાનો કુલપરંપરાનો વ્યવસાય તેઓ કરતા હતા, અને સંધ્યાવંદનાદિ નિત્યકર્મ ઉપરાંત ત્રિપદાનો જપ તથા શ્રીમદ્ભાગવતનો સ્વાધ્યાય ચાલુ રાખી પવિત્ર બ્રાહ્મણજીવન ગાળતા હતા.

મારાં માતુશ્રી કસ્તુરબાઈની ભક્તિ ને વૈરાગ્ય તો કોઈ અલૌકિક પ્રકારનાં હતાં. મારો જન્મ પણ શ્રીમહેશ્વરના વરદાનના પરિણામે થયો હતો એમ મને મારાં માતુશ્રીએ કહેલું.

મારાં માતુશ્રી નદીપાર પોતાના ગામના શિવાલયમાં રહેતાં, ને ભજન તથા સંતસમાગમ કર્યા કરતાં. તેમની ઇચ્છા કોઈ ભવસાગર તારી શકે તેવા સમર્થ મહાપુરુષ મળી આવે તો. તેમનું શરણ લેવાની પ્રથમથીજ હતી દીર્ઘ સમયસુધી તેમની એ શુભેચ્છા પાર ન પડી પણ અંતે સદ્ગુરુપ્રાપ્તિની તેમની ઝંખનાને પરિણામે તેમનાપર શ્રીપ્રભુએ કૃપા કરી; કોઈ એક પુણ્ય દિવસે તેમને પોતાના ટાણા ગામમાં સ્વપ્ન આવ્યુ, ને તેમાં આપણા પૂજ્યપાદ સદ્ગુરુદેવનાં દર્શન થયાં. તેમણે કૃપાનાથનો મહિમા સાંભળેલો, પણ કોઈવાર દર્શન કરેલાં નહિ આ વેળા પ્રભુશ્રી ભાવનગરમાં બિરાજતા હતા, જોવાનું છે કે બીજે દિવસે ભાવનગરથી એક પરિચિત સત્સંગીતરફથી તેમને ટાણા સમાચાર મળ્યા કે બીલખાવાળા મહાત્માશ્રી અહીં પધાર્યા છે. તમારે દર્શન કરવાં હોય તો આવશો. આ સાંભળી માતુશ્રીએ સ્તુતિરૂપ એક કાવ્ય પ્રભુસેવામાં લખી મોકલીને દર્શનમાટેની આજ્ઞા માગી. પ્રભુશ્રીની પત્રદ્વારા આજ્ઞા આવતાં મારાં માતુશ્રીએ ભાવનગર જઈ પ્રેમપૂર્વક પ્રભુશ્રીનાં દર્શન કર્યાં. દર્શન કરતાં ટાણામાં સ્વપ્નામાં પૂજ્યપાદશ્રીનાં જે સ્વરૂપનાં દર્શન થયાં હતાં તેજ સ્વરૂપનાં અહીં દર્શન થતાં તેઓ આશ્ચર્ય પામ્યાં, અને તેમણે કૃપાનાથની વિધિવત્ દીક્ષા લીધી. અને મારા પૂ. પિતાશ્રીને ટાણાથી બોલાવીને તેમને પણ કૃપાનાથની દીક્ષા લેવરાવી, એટલુજ નહિ, પણ મારાં બહેન અ. સૌ. મુક્તાગૌરી તથા મારા બનેવી શ્રી ગૌરીશંકર મોનજી ભટ્ટને પણ તેઓશ્રીની દીક્ષા લેવરાવી, આત્મકલ્યાણને માર્ગે ચઢાવ્યાં. તે પછી મને પણ તેઓશ્રીની દીક્ષા લેવરાવવાની ઇચ્છા કરી. અને બંને બીલખા-આનંદાશ્રમમાં આવ્યાં શ્રીનાથ મહેશ્વરની ભવતારીણિ દીક્ષા મને અપાવી; મારા જીવનનો આ પરમપુણ્ય ધન્ય દિવસ તે સં ૧૯૮૪ના વૈશાખ વદિ ૬ ને ગુરુવાર. મારી ઉમ્મર આ વેળા ૧૮ વર્ષની હતી અને શ્રવણમંદિરમાંજ દીક્ષા આપવામાં આવી હતી એ સમયે મારાં માતુશ્રી પણ ત્યાં હાજર હતાં. શ્રવણમંદિરમાં અત્યારે જ્યાં પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી બેસી



## શ્રવણમંદિર

આ સ્થાનમાં નાથપ્રભુના ત્રણ મુખ્ય પૂજન થતાં ને હજુ થાય છે પહેલું પૂજન આશ્વિન સુદિ ૪ને શુભ દિવસે જન્મજયંતીનું, બીજું પૂજન કાર્તિકી પૂનમ અથવા ત્રિપુરી પૂનમને શુભ દિવસે અને ત્રીજું પૂજન આષાઢી પૂનમ અથવા ગુરુપૂનમને શુભ દિવસે

તેઓશ્રી બીલખા–આનંદાશ્રમમાં બિરાજતા હોય ત્યારે અહીં દેખાય છે તે સિંહાસનપર બિરાજી સાંજરે નિત્યકથા કરતા જેઓએ એ કથા સાંભળી છે તેઓ હજુ તેના આનંદો ભૂલ્યા નથી તેમાં એવો રસ જામે કે શાંતિનું સામ્રાજ્ય ખડું થાય, અને ઇંદ્રિયો, પ્રાણ અને મન તેમાં ગળી જાય એ કથા સાંભળનાર ગમે તે હોય નાનો કે મોટો, અભણ કે ભણેલ, હિંદુ કે મુસલમાન, પારસી કે ખ્રીસ્તી રંક કે રાય એ સર્વની શંકાનું સમાધાન થાય, તેમનો સંતોષ વધે અને મનમાં શાંતિ થાય, કેમકે એ કથામાં કોઈ મત, પંથ કે ધર્મનું ખંડન આદિ કોઈ પ્રકાર તરફ તિરસ્કાર નહિ, તેમાં બધા ધર્મનો સમન્વય થાય બધા ધર્મોમાં રહેલી સારી વાતનું પ્રતિપાદન થાય

એ કથા એટલે નીતિમય જીવનની કથા શુભ વિચાર શુભ વાણી અને શુભ વર્તનની કથા ધર્મમય જીવનની કથા

એ કથામાંથી અવતારી સંત હતા એમને સમજવા આવનાર સૌ માનવપ્રેમો, બંધુભાવો અનુકંપાનો અને પ્રભુભક્તિનો પાઠ શિખતી થતા



શ્રીબીલખા-આનંદાશ્રમ—શ્રવણમંદિરની
બહારનું દશ્ય



કથાશ્રવણ કરે છે તે બારી પાસેજ મારાં માતુશ્રી ઊભાં હતાં.

દીક્ષા મેળવવાના પ્રસંગે મેં પૂજ્યપાદશ્રીનું મહાપૂજન કર્યું. તે પછી તેઓશ્રીએ ગંભીરતાપૂર્વક મારાપર કૃપાદૃષ્ટિ કરીને મને સંસારસાગરમાંથી તારનારા દિવ્યમંત્રનો ઉપદેશ કર્યો, અને તેનો અર્થ પણ મને સમજાવ્યો. તે પછી હું સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી તેઓશ્રીની સન્મુખ ઊભો થયો, ત્યાં તેઓશ્રીના ભાલમાં ચંદન કરીને મેં જે અક્ષત ચઢાવ્યા હતા તે પોતે ભાલમાંથી લઈને મને આપ્યા, અને આજ્ઞા કરી કે: "આ તમારાં માતુશ્રીને આપો." પછી મારાં પૂ. માતુશ્રીભણી જોઈને તેમને આજ્ઞા કરી કે:- "એ અક્ષતના દાણા ગણી જુઓ, ને સત્તર થાય તો તમે ખાઈ જજો, ને વધે તો કૃપાશંકરને આપજો." ગણ્યા, એટલે પોતાશ્રીએ પૂછ્યું: કેટલા થયા? મારાં પૂ. માતુશ્રીએ કહ્યું "સત્તર". પોતાશ્રીએ આજ્ઞા કરી કે:-"ખાઈ જાઓ. જેમ એ સત્તર દાણા ખાધા તેમ સત્તર તત્ત્વોનું સૂક્ષ્મશરીર છે તે તમારે બંનેએ ખાઈ જવાનું છે."

"સત્તર તત્ત્વવાળા સૂક્ષ્મશરીરને ખાઈ જવું એટલે સંસારમાં ભ્રમણ કરાવનારાં પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વોને વશ વર્તાવી તેના પ્રેરક અંતર્યામિસ્વરૂપ શ્રીમહેશ્વરમાં વિલીન થવું."

આ ઉપદેશ અમને બંનેને મળ્યો. મારાં માતુશ્રીનો અધિકાર ઉચ્ચ હતો, એટલે તેઓ તે ઉપદેશને વેળાસર સ્વીકારી શક્યાં, અને મારું અંતઃકરણ સંસાર-પ્રપંચનો અનુભવ કરતું કરતું એજ માર્ગે પ્રયાણ કરી રહ્યું છે.

સં ૧૯૬૯માં મારાં માતુશ્રીને શ્રી. જયશંકર શિવરામભાઈ બીલખા પાસેના ચણાકાના વહીવટદાર ચણાકે તેડી ગયા. ત્યાં છ એક માસ રહ્યાં. સં ૧૯૭૦ માં તેમણે પૂજ્યપાદશ્રીની સેવામાં સંન્યાસ લેવાની તીવ્ર ઇચ્છા જણાવીને આજ્ઞા આપવા પ્રાર્થના કરી, એટલે પ્રભુશ્રીએ આનંદાશ્રમમાં ધોતિયું કાષાય-ભગવું-રંગાવી તેમને પ્રસાદી તરીકે મારી સાથે (કૃપાશંકર-સાથે) ચણાકા મોકલ્યું, ને નીચેના ભાવનો એક દોહરો પણ તેમને આપવામાટે લખાવી મોકલ્યો:-

દોહરો

"માથા પરના વસ્રનો, સદા રાખજો ખ્યાલ;
વિમળ સ્વરૂપે સ્થિર થઈ, નિશ્ચય થાશો ન્યાલ."

કૃપાનાથે તેમને સંન્યાસનું નવું નામ વિમળાદેવી આપ્યું. સંવત્ ૧૯૭૦ ના આસો સુદિ ૨ ને દિવસે તેમણે ચણાકામાં લોકોના ઉત્સાહથી ઘણી ધામધૂમ સાથે સંન્યાસ ધારણ કર્યો.

સં. ૧૯૭૦ તથા સં. ૧૯૭૧ માં પ્રવાસમાં પ્રભુશ્રી પધાર્યા ત્યારે મને પ્રવાસમાં સાથે તેડી જઈ અંગત સેવાનો લાભ આપવા કૃપા કરી હતી.

તેઓશ્રીની ઉદાર દૃષ્ટિનું શું વર્ણન કરું? બાલભાવથી કોઈ પણ સેવામાં કાંઈ પ્રમાદ થયો હોય તો ક્યારેય ઠપકો નહિ. વાણીમાં કોઈ પ્રકારની કઠોરતા કે ઘૃણાની છાયા નહિ. મધુરતાથી ને શાંતિથી એવી શિખામણો આપે કે પ્રમાદજ બિચારો શરમાઈને ચાલ્યો જાય: તે પાછો એ રૂપે તો દર્શન આપવા ન જ આવે! અરે! આ બાલકના અક્ષમ્ય અપરાધોને પણ દૃષ્ટિમાં નહિ લાવીને એ પતિતપાવન પ્રભુએ પોતાના પતિતપાવન બિરદની

સામું જોઇનેજ નિજશરણથી ક્યારે પણ વેગળો રાખ્યો નથી,-વિખૂટો પાડ્યો નથી."

"આમ પરમ શાંતસ્વરૂપ જંગમ બ્રહ્મની એ અદ્દ્ભુત સેવાના પ્રસંગો આ પૃથ્વી-ઉપર બ્રહ્મલોકનો અનુભવ કરાવતા."

સંવત્ ૧૯૭૩ માં કૃપાનાથની સાથેના આબુના પ્રવાસમાં વરસાદને લઈ હું અને બીજા બે જણ કૃપાનાથના પાલખીવાળા સંઘથી છૂટા પડી ગયા. તેની પીતાશ્રીને ખબર પડતાં પીતાશ્રીની પાલખી ખોટી કરી, સંઘને રોકીને અમને લેવામાટે પીતાશ્રીએ સાથેના પહાડના ભોમિયા બે ચોકીદારોને મોકલ્યા, ને તેઓ અમને ભયંકર સ્થાનેથી શોધી કાઢી કૃપાનાથની સેવામાં લઈ ગયા. અમે પૂ. શ્રીનાં દર્શન ને દંડવત્પ્રણામ કરી સ્વસ્થ થયા.

તેઓશ્રીની કરુણાળુતાનો એક મારો અનુભવ લખી મારું આ લેખનકાર્ય બંધ કરીશ:—

જૂનાગઢવાળા પ્રસિદ્ધ નાગર ગૃહસ્થ શ્રીમાન્ ગિરધરલાલ માધવરાય કૃપાનાથપ્રતિ પૂજ્યભાવ ધરાવતા. તેમણે સં. ૧૯૫૦ માં કૃપાનાથને બગસરા પધરાવેલા. તેઓ વખતોવખત બીલખા આવતા ત્યારે બહુધા પ્રભુશ્રીનાં દર્શનસત્સંગમાટે આનંદાશ્રમમાં આવ્યા વિના રહેતા નહિ. તેઓ આવે ત્યારે કૃપાળુશ્રી પીતાશ્રીના દયાળુ સ્વભાવ પ્રમાણે તેમને પૂછતા: "કેમ સંધ્યા કરો છો?" તેમણે એકવાર પ્રત્યુત્તરમાં કહ્યું કે:-"મહારાજ! સાચું કહું? જ્યારે મારે બીલખા આવવાનું થાય, ત્યારે મને સાંભરે કે મહારાજશ્રી સંધ્યાસંબંધી પૂછશે, ને આપની પાસે ખોટું તો ન બોલાય, એટલે બીલખા આવવાનું હોય ત્યારે બે ત્રણ દિવસ સંધ્યા કરું છું."

ઉપરાંત તેમણે કહ્યું કે:-"પણ હેં મહારાજશ્રી! અમે તો સંધ્યા કરીએ તો તે અમારા ભલામાટે, ને તે અમારે કરવી જોઇએ; પણ આપને વારંવાર પૂછતાં કંટાળો ન આવે?"

ઉત્તરમાં પૂજ્યપાદ કૃપાનાથે ગંભીરભાવ ધારણ કરીને કહ્યું: "અમે એવા સ્થાનઉપર બેઠા છીએ કે એકવાર નહિ, પણ એક લાખવાર પૂછવું પડે તો પણ અમને કંટાળો ન આવે."

---

## પ્રભુશ્રીનું જીવન એટલે ચમત્કાર

[ લેખકઃ—શ્રી. રામજી વિશ્રામ પૂજારા-કરાચી ]

( હાલ મુંબઈ )

પૂજ્યપાદ કૃપાનાથ પીતાશ્રીને સહજ પ્રાપ્ત એવી યોગસિદ્ધિઓપ્રત્યે સ્વાભાવિક ઉપેક્ષાવૃત્તિ રાખી તેને બહુજ ગુપ્ત રાખતા, પણ જેમ વ્યોમમાં રવિ અભ્રોવડે આચ્છાદિત થયા છતાં તેનો પ્રકાશ આચ્છાદિત થઈ શકતો નથી, અર્થાત્ તે સમયે રાત્રિનું અંધારું થઈ જતું નથી, તેવીજ રીતે સિદ્ધિઓ ગુપ્ત રાખ્યા છતાં તેનો અનેરો પ્રકાશ પ્રભુશ્રીના દિવ્ય જીવનમાં સ્પષ્ટ જણાઈ રહેતો, તથા ભક્તજનોને મુગ્ધ તેમજ આહ્લાદિત કરતો. આગળ વધીને કહીએ તો અનુકૂલ દૃષ્ટિથી જોનારને પ્રભુશ્રીના જીવનની સમસ્ત ચર્ચા એક અદ્ભુત ચમત્કારમયજ ભાસતી. ચમત્કાર એટલે સાધારણ મનુષ્યથી ન થઈ શકે તેઃ આ

દૃષ્ટિએ તો ઉત્થાનથી શયનસુધીની તેઓશ્રીની દરેક પ્રવૃત્તિમાં-ક્રિયામાં અધિકારીને ચમત્કારજ ભાસતો.

વસ્તુસ્થિતિ આવી છતાં પ્રભુશ્રી ક્વચિત્ પોતાના ભક્તોને સાક્ષાત્ પરચા પણ દેતાં. પરચા દેવાનો આશય પૂજાવાનો નહિ પરંતુ ભક્તોનાં દુ ખો હરી તેમને સુખ આપવાનો તથા તેમની પ્રતિકૂલતાઓ હરી પારમાર્થિક સાધનમાં અનુકૂલતાઓ કરી આપવાનો હોય એ સાહજિક છે, અથવા તો અધિકારીને તેના હૃદયમાં શ્રદ્ધા વધારી પરચાવડે-ચમત્કારવડે તેને સ્વકર્તવ્યમાં જોડી તેનું પારમાર્થિક કલ્યાણ સાધવાનો શુભ આશય હોય એ પણ સંભવિત છે.

એક સમયે મારા પરમ સ્નેહી જેઓ શ્રીવલ્લભીસંપ્રદાયના અનુયાયી છતાં પ્રભુશ્રી-પ્રત્યે પૂજ્યભાવ રાખતા હતા તેઓને પ્રભુશ્રીની સેવા કરવાનો શુભ ભાવ ઉપજતાં તેમણે એક ધોતીજોટો આશરે રૂપીઆ સાત ખર્ચી ખરીદો, અને પ્રભુશ્રીનાં ચરણકમલોમા અર્પણ કર્યો. પ્રભુશ્રી તે વ્યક્તિને વિશેષ ઓળખતા નહોતા તેથી તેની આર્થિક સ્થિતિથી વ્યાવહારિક દૃષ્ટિએ સાવ અજ્ઞાત હતા. મેં તેમની ઓળખાણ આપી. પ્રભુશ્રીએ અમારા બંને સામું જોઈ પૂછ્યું, "કરજ કરીને તો આ સેવા નથી થઈને?" મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ, કારણ કે તેમજ હતું. પ્રભુશ્રીએ ઉમેર્યું કે કરજ કરીને કાંઈ સેવા ન કરવી. પ્રભુશ્રી આંતર સ્થિતિ તુરતજ પારખી જતા.

સં ૧૯૮૫માં વ્યાસપૂર્ણિમા પ્રસંગે હું સહકુટુંબ પ્રભુશ્રીની સેવામાં શ્રીબીલખા-આનંદાશ્રમમાં હતો ત્યાં કેટલોક સમય રહી, સત્સંગાદિનો લાભ લઈ મેં જડેશ્વર જવા ઇચ્છા દર્શાવી. પ્રભુશ્રીએ સકારણ ના પાડી છતાં પ્રબલ પ્રારબ્ધવશાત હું ત્યાં ગયો, ને કૃપાળુશ્રીએ જે અડચણો મને જણાવી હતી તે બધી ત્યાં અનુભવી, હું બહુ હેરાન થયો, ને પાછળથી પણ દુઃખી થયો. કૃપાસાગર પોતાના ભક્તોને દુઃખમાંથી બચાવવાને અગમ ચેતીથી પ્રેરણા આપવા કૃપા કરતા તેનો મને આ પ્રસંગમાં અનુભવ થયો હતો

પ્રભુશ્રીની કરાચીમાં સ્થિતિ હોય ત્યારે હું તથા શ્રી. ટાકરશી ગોવિંદજી વગેરે કેટલાક બંધુઓ અમારા વ્યવહારમાંથી જેટલો સમય ફાજલ પડે તેટલો લગભગ બધો સમય પૂજ્યપાદશ્રીના સામીપ્યમાં બેસતા, અને દિવ્ય શાંતિનો અનુભવ કરતા તેઓશ્રીના ઉત્કૃષ્ટ જ્ઞાનવર્ચસ્નો એવો તો દિવ્ય પ્રભાવ પડતો કે તેઓશ્રીની સમીપમાં હોઈએ ત્યારે કોઈપણ પ્રકારની શંકા સામાન્યપણે સ્ફુરતી નહિ વળી પોતાની શંકાનાં સમાધાન સાક્ષાત્ પ્રભુશ્રીના સામીપ્યથી પોતાની મેળેજ અંતરમાં સ્ફુરી જતાં એ હું વારંવાર અનુભવતો. પ્રભુશ્રી કરાચી પધારવાના હોય ત્યારે કેટલીક શંકાઓ પૂછી તેનાં સમાધાનો મેળવવાની હું ધારણા રાખતો, પણ પ્રભુશ્રી પધારતા કે મારી શંકાઓપ્રત્યે મને હાસ્ય ઉપજતું.

એક સમયે મારી અશૌચ (સૂતક) બાબત પૂછવાની ઇચ્છા હતી પ્રભુશ્રીને દંડવત્-પ્રણામ કરી સમીપમાં આસનપર હું બેઠો. કૃપાનાથે ચેતોહર મધુર વાણીવડે પૂછ્યું: "કેમ રામજી! શું પૂછવુ છે?" પ્રભુશ્રી આ પ્રમાણે પરહૃદય સ્પષ્ટપણે વાંચી શકતા

કરાચીના ગુરુબંધુઓની વિનતિપરથી કૃપાનાથ બહુ શ્રમ વેઠીને કેટલીકવાર સ્ટીમર-

દ્વારા, ને કેટલીકવાર રેલ્વે ટ્રેઈનદ્વારા કરાચી પધારતા. પ્રભુશ્રીનાં મર્મદેશી ધાર્મિક વ્યાખ્યાનો સાંભળીને કરાચીનાં પ્રજાજનો મુગ્ધ થતા, અને તેથી કરાચીના અગ્રગણ્ય નાગરિકોએ પ્રભુશ્રીને બંદર રોડપર આવેલ થીઓસોફિકલ સોસાયટીના હોલમાં પધરાવીને મોટી સંખ્યાની વચ્ચે જાહેર માનપત્ર આપ્યું હતું જેમાં કરાચીના હિંદુ પારસી વગેરે પ્રતિષ્ઠિત શહેરીઓની સહીઓ હતી.

શ્રી. ખીમજી જેઠાભાઈ ગુરુબંધુએ કૃપાનાથનો એક દિવ્ય પ્રસંગ અમારી પાસે વર્ણવેલો, સિંધ હૈદરાબાદના એક પ્લેટફોર્મપરથી બીજા પ્લેટફોર્મપર પ્રભુશ્રીને પધારવું હતું. પૂલને રસ્તે જતાં ઘણો શ્રમ થવાનો સંભવ હોવાથી રેલવેના પાટા ઓળંગી સામા પ્લેટફોર્મપર પ્રભુશ્રી પધારતા હતા. ત્યાં તેજ પાટાપર ટ્રેઇન આવતી હતી. ટ્રેઈનનો સુસવાટ સાંભળતાંજ સૌ સાથે ચાલનારા ગભરાયા, પણ પ્રભુશ્રીમાં લેશપણ ક્ષોભ જણાયો નહિ. તેઓશ્રી મંદ અને મધુર ગતિએજ ચાલી સામા પ્લેટફોર્મપર પહોંચ્યા. સૌ આશ્ચર્ય પામ્યા, તથા કોઈ સમજી શક્યું નહિ કે ટ્રેઇનને આવતાં રસ્તામાં શું થયું? કારણકે પ્રભુશ્રી પાટા વટાવે તે પહેલાંજ ટ્રેઇન પહોંચવાની વકી હતી

## શ્રીસદ્‌ગુરુદેવ—એક શબ્દચિત્ર

[લેખક-શ્રી બાલકૃષ્ણ ગંભીરશર્મા એમ. એ, ભાવનગર]

ભીલખા-આનંદાશ્રમનુ પ્રશાંત વાતાવરણ જોતાં, મહાત્માશ્રીનું ભવ્ય જીવન નીરખતાં સહજ સ્વભાવે હૃદય ઉપનિષદ્ કાળના આશ્રમો ને બ્રહ્મર્ષિઓની કલ્પના કરવા મંડી પડે. કોઈ કોઈ ને શ્રીશંકરાચાર્યનું સ્મરણ પણ થઈ આવતું - વ્યાખ્યાન વેળાએ અંતિમ મંગલાચરણનો શ્લોક ઉચ્ચારતાં:—

"श्रुतिस्मृतिपुराणानामालयं करुणालयम् ।
नमामि भगवत्पादं शंकरं लोकशंकरम् ॥"

શ્રુતિ, સ્મૃતિ, પુરાણ એ ત્રિવેણીના સંગમ આશ્રમભૂમિને નીરખતાં કોનું હૃદય દિવ્ય આનંદની પરાકાષ્ઠા અનુભવતું નહિ હોય?

આ લઘુલેખમાં એક દિવસના ચરિત જેટલી માહિતી પીરસી શકાય તો ઘણું કર્યું માનીશ સૂર્યનાં કિરણો એકત્રિત કરવાં તો મુશ્કેલ છે, પરંતુ આપણા જીવનવ્યવહાર પૂરતું થોડુંક ગ્રહણ કરી શકાય તો ઘણું ગણાય: મહાન્ પુરુષોના એક દિવસના કાર્યમાં સામાન્ય મનુષ્યોની અનેક જન્મની તૈયારીનું દર્શન થઈ જાય.

મહારાજશ્રીના જીવનમાં આપણને અનેક સદ્‌ગુણોનો પુંજ અને અનેક શાસ્ત્રોનો સમન્વય જણાય છે. "ब्रह्मविद् ब्रह्मैव भवति" એ શ્રુતિકથન પ્રમાણે મહારાજશ્રી બ્રહ્મસ્વરૂપ હતા, પણ એમ થવા પહેલાં—એ શિખરપર પહોંચતાં પહેલાં એમની વૃત્તિઓનું મંથન કેવું થયું હશે, ઉચ્ચ ભૂમિકા કેમ તૈયાર કરી હશે, વ્યવહારની વિષમતાને કેવી રીતે વટાવી હશે, ભગવાન્ શંકરની જેમ વિષને પેટમાં પણ જવા ન દેવું તેમ ઊલટી પણ ન કરવી, પણ કંઠમાં પણ રાખનાજેવા પ્રસંગો પણ આવ્યા હશે. ટોચે પહોંચતાં પહેલાં કેવાં

સ્થિર અડગ પગલાં માંડ્યાં હશે? મનુષ્યોને મહાત્માશ્રી ફૂલની વાટિકામાં ચાલતા જણાતા. કદાચ એવું જીવન ઘડતાં પહેલાં કંટક પણ માર્ગમાં જોયા હશે, એ મઘળું અભ્યાસ-કરવાલાયક, મનોરંજક અને ઉપદેશાત્મક બને, પણ સમયની ઉણપને લઈ એમનામાં શું વિશેષતા હતી એજ વિચારીશું. એમ કરવું મહેલું નથી ભવભૂતિ યોગ્યજ કહે છે:—

"वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि। लोकोत्तराणां चेतांसि कोऽनुविज्ञातुमर्हति॥
વજ્રથીએ કઠણ અને કુસુમથી પણ કોમળ મહાત્માઓના હૃદયને કોણ સમજી શકે? ટૂંકામાં અનેક વિરોધાભાસક પરિસ્થિતિ હોવા છતાં એમણે વિરલ સરલ માર્ગ ગ્રહણ કરેલો હોય છે.

"મહારાજશ્રી સમાજને અનુકૂળ થઈ ચાલે, મંદિગ્ર પરિસ્થિતિમાં રહે, થોડા આદર્શો ઝીલાય તો થોડા રહી જાય એવી સમાજમાંની વ્યક્તિ ન હતા. એઓશ્રી એક વિરલ મહાપુરુષ હતા, અને સમાજને દોરવા સરજાયેલ હતા. બ્રહ્માનંદની ખુમારીમાં મસ્ત રહી મનુષ્યોને સન્માર્ગે પ્રેરવા એ એમનું જીવનવૃત્ત હતું જીવનનો સામાન્ય ક્રમ ત્યાગી નવી ભૂમિમાં કેમ સંચર્યા હશે એ વિષે જાણશું ત્યારે યોગવાસિષ્ઠમાં રામચંદ્રજીની મનોદશા કે ભગવાન્ બુદ્ધની ત્યાગપૂર્વેની માનસ અવસ્થા જેવું સુંદર ચિત્ર આપણી સમક્ષ રજુ થશે. કદાચ શુકદેવજી કે ભગવાન્ કપિલની નૈસર્ગિક ત્યાગની ભાવના વધારે બંધબેસતી આવે આત્માનો અવાજ જે સાંભળતા હોય એજ સમજી શકે. એમણે તો ગેબી અવાજ સુણેલો "पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते।" એવા દિવ્ય આત્માને સંસારની ક્ષુલ્લક વાસના ક્યાંથી બાંધી શકે?

મહાત્માશ્રીમાં વિપુલ જ્ઞાનની બે અવસ્થા આપણે જોઈ શકતા એક તો આત્મકામના-માટે જે ઉપનિષદોમાં "नेति नेति" કહી પોકારેલી છે. એમાં એઓશ્રીનો યોગાભ્યાસ ને વેદાંત શાસ્ત્રનો અભ્યાસ આવી જાય છે, અને બીજી અવસ્થા પોતે પૂર્ણ થવા એટલે બીજાને પૂર્ણ કરવા આ માટે સામાન્ય બાબતો પર પૂર્ણ લક્ષ આપી જનતા સમજી શકે એવું જ્ઞાન આપવું

યોગાભ્યાસ વખતની સ્થિરતા ચમત્કારિક પ્રસંગો વગેરે ઘણું એઓશ્રીએ અનુભવેલું, પરંતુ એ અનુભવગમ્ય હોઈ અત્ર એનો નિર્દેશ બસ થશે. એઓશ્રીનું વાચન વિવિધ વિષયોપર અને અતાગ હતું એમનાં પુસ્તકો સામાન્ય જનોને ઉપદેશાત્મક છે, એટલું જ નહિ, પરંતુ વિદ્વદ્ શૈલીએ લખાયેલાં ને શાસ્ત્રીય વિચારથી ભરેલાં હોઈ વિદ્વાનોને પણ જાણવાનું મળે એવાં છે. શ્રવણ મનન કેવું થવું જોઈએ એ દર્શાવવાને પૂરતાં છે.

એઓશ્રીના પારમાર્થિક ભાવ સાથે સાથે ઐહિક વિકાસતરફ પણ લક્ષ રાખવું જોઈએ સનાતનધર્મ કેવળ શ્રેય કે કેવળ પ્રેયનું વિધાન નથી કરતો, પરંતુ એ બંને જ્યાં એક થઈ જાય છે એવી સ્વર્ગીય પ્રણાલી દર્શાવે છે એજ સનાતનધર્મની વિશેષતા છે. જીવનનો વિકાસ સાધવો જોઈએ એટલે એકી સાથે શરીર, મન ને આત્માનો વિકાસ થવો જોઈએ. પૂજ્યપાદશ્રીમાં એ ત્રિપુટિનું અનોખું મિલન છે. બૃહદારણ્યકોપનિષદ્માં બ્રહ્મને જાણવાવાળા સર્વશ્રેષ્ઠ જીવન વ્યતીત કરતા એવો બ્રાહ્મણનો અર્થ કરેલો છે. અન્યને કૃપણ ગણેલા છે. મહારાજશ્રીએ એ અર્થમાં બ્રાહ્મણ શબ્દ સાર્થક કરેલો. ધર્મસૂત્રમાં બ્રાહ્મણના આઠ આત્મ-ગુણો દર્શાવ્યા છે એમાં દયા, ક્ષમા, અસૂયા વગેરેમાં અનાયાસ એટલે વૃથા ભારે કષ્ટ-

કારક શ્રમમાં ન પડવું એ પણ ગણાવ્યું છે. એ પ્રમાણે મહાત્માશ્રીનો શારીરિક વિકાસ શ્રમ પર નહિ, પરંતુ સાત્વિક આહાર, નિયમિત જીવન અને યોગાભ્યાસપર અવલંબિત હતો. વૃદ્ધાવસ્થામાં પણ શરીર એમના સંપૂર્ણ કાબૂમાં હતું. આળસ શબ્દ તો એમને સ્પર્શીજ કરી શક્યો ન હતો. માનસિક વિકાસમાં શાસ્ત્રાભ્યાસ ઉપરાંત એઓશ્રીનો જૂની ગુજરાતીના ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યના શાંત રસથી ભરેલાં કાવ્યોનો અભ્યાસ પણ આવી જાય છે. જેટલું સારું એમને પ્રતીત થયેલું એટલું બધું એમણે જીવનવ્યવહારમાં મૂકેલું. તેઓશ્રીનો આધ્યાત્મિક વિકાસ તો સૌ કોઈ જાણેજ છે, અથવા એઓશ્રીને તો "यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः"। "જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિ જ છે." આવી રીતે આત્માનો મન અને શરીરપર વિજય છે એ સત્ય એઓશ્રીનું જીવન દર્પણની જેમ સ્પષ્ટ કરી બતાવે છે.

જીવન્મુક્તનાં લક્ષણો એઓશ્રીમાં નિત્યપ્રતિ દૃષ્ટિગોચર થતાં. કંઈપણ કામના વિના એમના યોગયજ્ઞ, જ્ઞાનયજ્ઞ વગેરે અનેક પ્રકારના તપોયજ્ઞ ચાલ્યાજ કરતા. સ્વાધ્યાયમાં પ્રસ્થાન ત્રયીની તો કોણ જાણે કેટલી આવૃત્તિ થઈ ગઈ હશે! એવી રીતે મહાત્માશ્રી જ્ઞાનનું નીતર્યું અને આછર્યું શુદ્ધ પુણ્યોદક પીતા, અને જનકલ્યાણમાટે પ્રવચન પણ નિત્ય ચાલુ રાખતા. એમનું વ્યાખ્યાન એટલે વિદ્યુતના ચમકારા નહિ, પરંતુ આંખોને ઠારતી ઝરમર ઝરમર વરસતા મેઘરાજાની જલધારા! એ તો બધે વરસે, સૂકાં અને લીલાં બંને પર-શ્રદ્ધાળુ અશ્રદ્ધાળુ બંને પર એ વરસે ત્યારે તડકો છાંયો, રાગદ્વેષ વગેરે દ્વંદ્વો ભૂલી જવાય. રજસ્ તમસથી પર કો દિવ્ય ભૂમિમાં પ્રશાંત વાતાવરણમાં નિજાનંદ માણતા હોઇએ એવું પ્રતીત થાય. બીજી રીતે કહીએ તો મહાત્માશ્રીનું વ્યાખ્યાન એટલે સુંદર ભોજન; એમાં તત્ત્વ-જ્ઞાનરૂપી મોહન થાળ, ઉપાસનારૂપી પૂરી, ભક્તિરૂપી દૂધપાક ને મનોરંજક વાર્તાઓ નવા સમાચાર વગેરે કર્મ ને સાહિત્યને લગતાં શાક પાન આવી જાય. જેને જે ભાવતું હોય તે તે ખાય. પારસી, મુસલમાન, ક્રિશ્ચિયન, ગામઠિયો કે શહેરી, સ્ત્રી કે પુરુષ સૌને સમાન હક, સૌને છૂટ. મહાત્માશ્રી વસ્તુની ભિન્નતામાં એકતા જોતા. અનેક નદીઓ એક સમુદ્રમાં ભળે છે એમ ગમે તે માર્ગે મનુષ્યે આત્મયોગ અનુભવવાનો છે.

મહાત્માશ્રીએ મહાગુજરાતના ધાર્મિક સાહિત્યમાં અનેક પુસ્તકો લખી અમૂલ્ય ઉમેરો કર્યો છે, ધર્મક્ષેત્ર વિશાળ કર્યું છે, અને સંસ્કારિતા આણી છે. એમ કરવામાં એઓશ્રી "મનુષ્યમિત્ર" થયા છે, "સ્વાભાવિક ધર્મ" જાણ્યો છે, "પરમસુખી થવાના ઉપાય" દર્શાવ્યા છે. સદુપદેશદિવાકરના પ્રકાશે અજ્ઞાની હૃદયમાં પણ પ્રકાશ પાડ્યો છે. એક તરફ સદુપદેશમાળા તો બીજીતરફ વિનોદમાળા ધારણ કરી સનાતનધર્મનું નિરૂપણ કર્યું છે. વેદાંતશાસ્ત્રના ગ્રંથોનું ભાષાંતર કરી ગુજરાતી અને સંસ્કૃતવચ્ચેનું ભાષાનું અંતર ટાળ્યું છે, અને ઉપદેશગ્રંથાવલિ રચેજ ગયા. એમના રચેલા જ્ઞાન ને યોગ ઉપરનાં પુસ્તકોનો અંગ્રેજીમાં અનુવાદ કરવામાં આવે તો જગતમાં એમનું નામ ઔર પ્રભાથી દીપી નીકળે. મહાત્માશ્રી મહાગુજરાતના હતા અને છે. તેઓશ્રી અનેક પ્રવાસો કરી લગભગ દરવરસે જનતાના હૃદયને ઉપદેશથી નવપલ્લિત કરતા. યુક્તપ્રાંત વગેરેમાં રામાયણ પ્રચલિત ગ્રંથ છે, ત્યારે ગુજરાતમાં સર્વત્ર વંચાતો અને વિચારાતો સાર્વભૌમ ગ્રંથ ભગવદ્ગીતા છે. ગુજરાત પોતાની સંસ્કારિતામાટે અભિમાન લેતું હોય તો આવા સંતોના પ્રતાપેજ!

ગુજરાતના ધાર્મિક ઇતિહાસમાં આ યુગમાં સુવર્ણાક્ષરે નોંધવાયોગ્ય બે નામો આવે. એક તો પૂજ્યપાદ કૃપાનાથ શ્રીમન્નથુરામશર્માજીનું અને બીજું પૂજ્ય શ્રીમન્નૃસિંહાચાર્યજીનું. એ બંને ધર્મનાં મૂર્તિમંત સ્વરૂપો.

મહાપરુષો એટલે યુગાવતાર. એમણે પોતાના યુગને સમજી વિચારી ઉપદેશ આપવાનો હોય છે. સનાતનધર્મની શિથિલતા જોઈ એટલે સુધી કે બ્રાહ્મણો પણ ઉભડક બેસી સંધ્યા કરતા, અને કેટલાક તો નિત્યકર્મનો ત્યાગ કરી બેઠેલ. એવે સમયે મહાત્માશ્રીએ દ્વિજને ઉપવીતનો અને સંસ્કારનો અધિકાર છે એમ જાહેર કરેલું, અને એમ કરવામાં અનેક અણસમજુઓના વિરોધને સહન કરવો પડ્યો. ભારતવાસીઓની સ્વરાજપ્રાપ્તિની ઇચ્છામાં મહાત્માશ્રી સહાનુભૂતિ દર્શાવતા, પરંતુ વ્યક્તિ સુધારણાપર ચારિત્ર્યપર ને ધર્મપર વધારે ભાર મૂકતા અને સૌ કોઈ માની શકે કે એ ચારિત્ર્યરૂપી સાધનવિના કોઈપણ સાધ્યની સિદ્ધિ ન થઈ શકે. આત્મસંયમજ ઐહિક પારમાર્થિક સ્વતંત્રતા અર્પી શકે.

જેની વ્યાપકતાથી સર્વ આનંદમય જણાય છે એવું આનંદાશ્રમ કે બ્રહ્મસાક્ષાત્કારરૂપી બ્રહ્મચર્યાશ્રમજ એમને માટે એક આશ્રમ હતું, અને એ આશ્રમમાં એમના આંતરજીવનનો પડઘો પડતો અને પડે છે. દિવસના ચારે વિભાગમાં નિત્યકર્મ ચાલ્યા કરે. દિવસની બાલ્યાવસ્થા પ્રભાતમાંથીજ બ્રહ્મકર્મ, સ્વાધ્યાય, વગેરે શરુ થાય દિવસની યુવાવસ્થામાં મધ્યાહ્નને ભોજન, વિનોદ, સામાન્ય ચર્ચા વગેરે હોય. અપરાહ્ન-પ્રૌઢાવસ્થામાં વિશ્રાંતિ, પત્રોનાં પ્રત્યુત્તર, શંકાસમાધાન ને પ્રવચન વગેરે અને દિવસની વૃદ્ધાવસ્થા સંધ્યાકાળે પુનઃ ધ્યાન અને જપ વગેરે. આવી રીતે આધ્યાત્મિક આનંદમાં નિમગ્ન રહી, કર્તવ્ય પાલન કરે જાય. દિવસની ઉભય સંધિઓમાં આત્માની સંધિ, આત્માનું લાલિત્ય પ્રકાશી ઊઠે છે સારો એ દિવસ આત્મચિંતન અને જનકલ્યાણમાંજ વ્યતીત થાય. પ્રવૃત્તિમાં નિવૃત્તિ ને નિવૃત્તિમાં નિજાનંદ માણવાની અગાધ કલા એમને સુસિદ્ધ હતી. આ લઘુ લેખના લેખકના હૃદયમાં એક પ્રસગ અંકિત થઈ ગયો છે. એક વર્ષે સાવરકુંડલાના પ્રવાસમાં આ લેખક સાથે હતો. ત્યાંના એક વિદ્યાલયના સંચાલકે વિદ્યાર્થીઓનું સંગીત સાંભળવાની વિનતિ કરી મહાત્માશ્રી પત્રો લખાવતા હતા એઓશ્રીએ કહ્યું: ભલે તમારી ઇચ્છા પ્રમાણે કરો, પરંતુ વ્યવસ્થાપકે ઓરડાની બાહર આવવા વિનતિ કરી. એ વખતે મહારાજશ્રીએ સ્મિત કરી સામાન્યરીતે કહ્યું કે આ જીવનમાં એવો કયો અવકાશ છે? આ ઉપરથી જણાશે કે મહાત્માશ્રી સમયનો કેવો નોંધી નોંધીને ઉપયોગ કરતા!

"धर्मं चरत माऽधर्मं। सत्यं वदत नाऽनृतम् दीर्घं पश्यत, मा ह्रस्वं, परं पश्यत माऽपरम्॥" આ તેઓશ્રીનો બોધ હતો.

"ધર્મ આચરો, અધર્મ નહિ, સત્ય બોલો, અસત્ય નહિ, લાંબી દૃષ્ટિ નાંખો, ટૂંકી નહિ, ઉંચ દૃષ્ટિ કરો, નીચી નાહ."

આ શબ્દચિત્ર અધુરુંજ રહી જાય છે, પણ સૂર્યનું દર્શન કરવાનું કહેવું એજ જીવંત મહાપુરુષવિષે બસ નથી. દર્શન કરી સૌએ પોતપોતાના સ્વધર્મમાં લાગી જવું જોઈએ. એકાદ ગુણ ગ્રહણ કરી આચરતાં અનેક ગુણો આવી મળે છે. મહારાજશ્રીના ચરિતમાં ચિત્ત, વાણી અને ક્રિયાની એકવાક્યતાવાળી જ્યોતિ ઝળકી ઊઠેલી. વિવેકીએ કશું કરી લેવું જોઇએ. પ્રેરણા ઝીલવી જોઇએ. પથ કાપવો જોઈએ. આત્મભૂલ્યા પ્રવાસીઓમાટે પ્રવીણ માર્ગદર્શક શ્રીસદ્‌ગુરુ કરતાં વિશેષ શું જોઈએ?

સંપર્કમાં આપણા કેટલાક દીક્ષિત બંધુઓ આવેલા તે ઉપરથી તેમનાં લક્ષણો સમુદાયમાં ભાત પાડનારાં છે એવી તેમની ખાત્રી હતી તે ઉપરથી આ ગૃહસ્થને તેમણે ઉપર્યુક્ત પ્રશ્ન કરેલો.

એકવાર હું કથામાં એક પૂજ્ય સ્વામીજીના વ્યાખ્યાનની નોંધ લઈ રહ્યો હતો તે જોઈ શ્રેયઃસાધક અધિકારીવર્ગના એક ગૃહસ્થે મને કહ્યું: તમારે તે વળી આવી કથાની નોંધ લેવાની હોય? તમારે માટે તો ગુરુ મહારાજે ઉત્તમ ભંડાર ભરી રાખ્યો છે. તમને જ્યારે ઇચ્છા થાય ત્યારે ચાવીવડે તિજોરી ખોલીને જે જોઈએ તે કાઢીને વાપરવા માંડવાનું છે. તમારે આવાં વ્યાખ્યાનોના સંઘરાની શી જરૂર છે?

અનેક મહાત્માઓ, આચાર્યો, જ્ઞાનીઓ અને સંતો જોવામાં આવ્યા છે, પણ કૃપાનાથને માટે તો સહસા કહેવાય જાય કેઃ—

"નથી સમો, અન્ય, અધિક તો કો? ત્રિલોકમાં ચે અનુપ પ્રભાવી!"

એ કૃપાનાથને આપણે ઓળખી શક્યા નથી, પણ આપણા મંડળની બહારના ઘણા તેઓશ્રીને ઓળખે છે; અને તેઓ કૃપાઘન પ્રભુના અનુયાયીઓપ્રતિ અપૂર્વ માનની નજરથી જુએ છે; સમર્થ સદ્‌ગુરુ મહારાજનો આ પ્રતાપ અહો! નથી કરાવતો?

આવા પરમ કારુણિક, શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્‌ગુરુનાં ચરણારવિંદનો આશ્રય જેમને મળ્યો છે તેમનું અહોભાગ્ય છે-તેમનું જીવન ધન્ય છે. પૂજ્યપાદશ્રીની પ્રભુતા ભગવાન્ શ્રીરામચંદ્રજી જેટલીજ ગુપ્ત રહી. અમારી ઉપાસના અને અનુષ્ઠાનમાં જેટલી કચાશ તેટલીજ ફળમાં કચાશ.

એક વિદ્વાન્ પ્રાધ્યાપક-પ્રોફેસર-લખે છે કે શ્રીઉપદેશગ્રંથાવલિના અંકોમાં સઘળાં શાસ્ત્રોનો નિચોડ છે. એ વાંચી વિચારી આચારમાં મૂકાય તો બેડા પાર છે. શ્રી આદ્યશંકરાચાર્યજીએ વેદાંતની ટોચ પણ બતાવી અને તળેટીનું નર્મદાષ્ટક પણ લખ્યું, તેમ પૂજ્યપાદશ્રીએ બ્રહ્મજ્ઞાનની ટોચ પણ બતાવી અને તળેટીના માણસમાટે નિત્યકર્મનાં પુસ્તક પણ લખ્યાં.

અસતો મા સદ્‌ગમય। તમસો મા જ્યોતિર્ગમય। મૃત્યોર્મામૃતં ગમય॥

હે અંતર્યામિ પ્રભો! મને અસતમાંથી સતમાં લઈ જા. મને મૃત્યુમાંથી અમૃતમાં -અમરપણામાં લઈ જા. અથવા મિથ્યા સંસારમાંથી મને સત્ય આત્મસ્વરૂપમાં સ્થિર કરો. અજ્ઞાનના અંધારામાંથી જ્ઞાનના પ્રકાશમાં સ્થાપો અને જન્મમરણમાંથી અમરભાવને-અવિનાશી સુખને આપો.



# મારાં સંસ્મરણો

[ લેખક:—શ્રી દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય-રાજરત્ન-લીંબડી]

અમે અમોને ભાગ્યશાળી માનીએ છીએ કે અમારું આખું કુટુંબ આબાલવૃદ્ધ પૂજ્ય ગુરુદેવના દીક્ષિત શિષ્યો છીએ. મને છ વર્ષની ઉમ્મરે પોરબંદરમાં શ્રીમાન્ ગોવિંદજી ડાહ્યાભાઈ વકીલની વંડીમાં ( પાછળથી શ્રીઆનંદાશ્રમમાં ) પૂજ્ય ગુરુદેવનાં દર્શનનો લાભ મળ્યો ત્યારથી મારું મન આ સંતપુરુષતરફ આકર્ષાયું હતું મારી દશ વર્ષની ઉમ્મરે મેં બીલખા આનંદાશ્રમમાં પૂજ્ય ગુરુદેવ પાસે દીક્ષા લીધી, ત્યારથી હું ગુરુદેવનો દીક્ષિત શિષ્ય થયો છું સવારમાં સ્નાન-સંધ્યા કરી પંચાક્ષર મંત્રનો જપ કરવાની તેઓશ્રીની આજ્ઞાનું મેં આજસુધી યથાશક્તિ પાલન કર્યું છે, અને તેને પ્રતાપે અમે બધા સુખી છીએ એમ અમે માનીએ છીએ

હું નાનપણમાં વધારે વખત જૂનાગઢમાં રહ્યો છું તેથી બીલખા જવાના પ્રસંગો મને બહુ મળતા. તે વખતે બીલખા જવામાટે રેલ્વે ગાડી નહોતી પણ પાકી સીધી સડક હતી. પૂર્ણિમા તથા ઉત્સવો ઉપર બીલખા જનારા ઘણા શિષ્યો મોટે ભાગે અમારે ઘેર આવીને ત્યાંથી ગાડાં ભાડે કરીને બીલખા જતા, અને હું ઘણી વખત તેઓ સાથે બીલખા જતો. અલબત મારા પૂ પિતાશ્રી તો બંને પૂર્ણિમા ( કાર્તિકી તથા આષાઢી ) ઉપર જરૂર બીલખે જતા ઉચ્ચ અભ્યાસમાટે હું મુંબઈ ગયો તે પછી માગથી બીલખે જવાનું ઓછું બનતું, પણ મારા સદ્ભાગ્યે ગુરુદેવ જેમ મારા ઉપર કૃપા કરતા હોય તેમ તેઓશ્રીનું આગમન મુંબઈમાં કદાચ દર વરસે નહિ તો બે વર્ષે તો જરૂર થતું ગુરુદેવનો જેટલા દિવસ મુંબઈમાં મુકામ રહેતો તે બધા દિવસોમાં સવારસાંજ તેઓશ્રીનાં દર્શનનો અને પ્રવચનનો લાભ હું જરૂર લેતો પ્રથમ ઘણાં વર્ષો પૂજ્ય ગુરુદેવનો મુકામ ભૂલેશ્વર, ચોપાટી, શાંતાક્રુઝ તથા મલાડમાં રહેતો, પણ પછી દેવકરણ મેન્શન પ્રિન્સેસ સ્ટ્રીટમાં શ્રી. મગનલાલ ડાહ્યાભાઈને ત્યાં અને તે પછી કાંદીવલીમાં શ્રી. કલ્યાણજી ચત્રભુજના સેનેટેરિયમમાં મુખ્યત્વે રહેતો.

હું કૃપાનાથનો જૂનો દીક્ષિત શિષ્ય હોઈ ઘણા મુમુક્ષુબંધુઓ જેઓ કૃપાનાથને ફક્ત નામથીજ જાણતા તેઓ વિશેષ માહિતીમાટે મારે ત્યાં વારંવાર આવતા ને હું તેઓને કૃપાનાથનાં દર્શને મારી સાથે લઈ જતો તે વખતનો મારો અનુભવ છે કે ગમે તેવા કઠણ હૃદયનો માણસ પણ ફક્ત કૃપાનાથનાં દર્શન તથા હસ્તમુદ્રાના આશીર્વાદથી પોતાને કૃતકૃત્ય થયેલ માનતો. ઘણા જિજ્ઞાસુઓ શંકાસમાધાનમાટે મારી સાથે આવતા તેમને હું પ્રવચન વખતે મારી સાથે લઈ જતો, પણ પ્રવચન પૂરું થતાં તેઓ કહેતા કે આ પ્રવચનમાંજ અમારી શંકાનું સમાધાન થઈ ગયું છે, અને વિશેષ પૂછવાની જરૂર નથી. આ ચમત્કાર નહિ તો બીજું શું?

કૃપાનાથની આજ્ઞાથી મુંબઈના શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળની સ્થાપના મારા હસ્તક થઈ છે મંડળનું નામાભિધાન પણ મેં આપ્યું છે, અને દર સોમવારે કથાવાચન પણ હું કરતો.

પૂજ્ય ગુરુદેવ જ્યારે જાફરાબાદની નિશાળમાં પહેલા આસિસ્ટંટ માસ્તર હતા ને તેમની નીચે ત્યાંના રહીશ એક કપોલ ભાઈ નરોત્તમદાસ વિઠ્ઠલદાસ ગાંધી આ. માસ્તર તરીકે કામ કરતા હતા. તેઓ પાછળથી અમારી ઓફિસમાં કેશિયરતરીકે કામ કરતા. તેઓ

વારંવાર મુક્તકંઠે કૃપાનાથનાં વખાણ કરતા અને કહેતા કે સાંભળ્યું છે કે નથુરામ માસ્તર તો હવે મોટા આચાર્ય થઈ ગયા છે, અને હજારો માણસો તેમને પગે પડે છે, અને અમે તો હજી પગ ઘસંડતા જ રહી ગયા! કૃપાનાથનાં દર્શન કરવાની તેમની પ્રબળ ઈચ્છા હતી તેથી તેઓ એક વખત મારી સાથે શાંતાકુઝમાં શેઠ કાનજી માલજી ઝવેરીના બંગલામાં કૃપાનાથનો મુકામ હતો ત્યાં આવ્યા. રસ્તામાં મને કહેવા લાગ્યા કે લગભગ પચાશ વરસે મને દર્શનનો લાભ મળશે, પણ હવે તો તેઓ મને કદાચ ઓળખશે પણ નહિ, કારણ કે મારું શરીર તદ્દન અદોદળું-બેડોળ-થઈ ગયું છે કૃપાનાથ જે રૂમમાં બિરાજતા હતા તે રૂમમાં અમે દાખલ થતાંજ કૃપાનાથે સ્મિત કરી કહ્યું કે "કોણ? નરોત્તમ વિઠ્ઠલ?" આ શબ્દો સાંભળતાં જ તેઓ ગળગળા થઈ ગયા, અને બેસી ગયા. દંડવત્ પ્રણામ કરી શકે તેવું તેમનું શરીર અને શક્તિ ન હોતાં. કૃપાનાથે ફક્ત એટલું જ પૂંછયું કે કેમ રોજ માળા ફેરવો છો ને? તેમણે હા કહી. તેઓ તો આશ્ચર્યમાંજ ગરકાવ થઈ ગયા હતા, એટલે વિશેષ બોલી શકયા નહિ, પણ બહાર આવીને મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા.

મારાં માતુશ્રી જૂનાગઢની કન્યાશાળામાં મુખ્ય શિક્ષિકા હતાં. તેમને પૂ. ગુરુદેવપ્રત્યે અનન્ય ભક્તિભાવ હતો. ગુરુદેવ જ્યારે બીલખાથી પ્રવાસમાં પધારતા ત્યારે પ્રથમ જૂનાગઢમાં શ્રીમાન્ અમરજીભાઈ કચ્છીને ત્યાં થોડા દિવસ રહેતા તે વખતે બધાને ગુરુદેવના સમાગમનો લાભ મળતો. પ્રવાસમાંથી પાછા વળતી વખતે પણ શ્રીમાન્ અમરજીભાઇને ત્યાં થોડા દિવસ રહેતા. આ પ્રમાણે જૂનાગઢવાસીઓને ગુરુદેવના સમાગમનો ઘણો સારો લાભ મળતો. વળી બીલખા નજીક એટલે જૂનાગઢના રહીશો તો આ લાભ જ્યારે લેવા ધારે ત્યારે લઈ શકતા.

એક વખત મારાં માતુશ્રી બપોરે ભોજનસમયે જૂનાગઢમાં બીજી બેત્રણ બહેનો સાથે ગુરુદેવનાં દર્શનાર્થે અમરજીભાઇને ત્યાં જઈ રહ્યાં હતાં ત્યારે તેમના મનમાં એવી શંકા ઊભી થઈ કે ગુરુદેવને બધા ભગવાનથી કહે છે તો ખરેખર તેઓ ભગવાન્ હશે? આ વિચારમાં ને વિચારમાં તેઓ અમરજીભાઇને ત્યાં પહોંચ્યાં જ્યા તેઓ કૃપાનાથ બિરાજતા હતાં, તે રૂમમાં દાખલ થયાં, ને દર્શન કરીને બેઠાં કે તુરત કૃપાનાથે તેમને સંબોધીને કહ્યું કે "મનમાં કાંઈ પણ શંકા લાવશો નહિ." મારાં માતુશ્રી પગે લાગ્યાં, અને મનમાં સંકલ્પ કર્યો કે ગુરુદેવ તો અંતર્યામી છે, એમ તેમને નિશ્ચય થયો. આ વાત મને મારાં માતુશ્રીએ કરેલી હતી.

મારાં માતુશ્રીની છેલ્લી માંદગી વખતે મારાં પત્ની મુંબઈથી તેમની ચાકરી કરવા જૂનાગઢ ગયાં હતાં. તેઓએ મને કહ્યું છે કે:—"બાની છેલ્લી માંદગી વખતે હું તેમની પાસેજ હતી. પોતે પૂર્ણ શુદ્ધિમાં હતાં, પણ શ્વાસ ઊપડચો હતો. અમે તેમને બાળકોનો ઉચાટ ન કરવા કહેવા લાગ્યાં, ત્યારે તેમણે કહ્યું કે "વહુ! હવે આ બધી વાત મૂકી દે, ગુરુદેવ મારી સામે ઊભા છે, અને મને આશીર્વાદ આપે છે." મેં કહ્યું કે ગુરુદેવ કયાં છે? ત્યારે તેમણે કહ્યું કે "તમે ન દેખો પણ હું દેખું છું." આમ કહી તેઓ ગુરુદેવના ધ્યાનમાંજ તલ્લીન થઈ ગયાં, અને છેવટસુધી તેમને સંપૂર્ણ શાંતિ રહી એમ અમે સૌ જોઈ શકયાં. અનન્ય ચિંતનનું આ પરિણામ. જેવો માણસ અને જેવી લાયકાત તે પ્રમાણે ગુરુદેવ તેમને બોધ આપતા. કૃપાનાથના સુસ્મિત મુખારવિંદનું સ્મરણ થતાં હજી રોમાંચ ઊભાં થાય છે,

અને આનંદ અનુભવાય છે. મારા જાત અનુભવના કૃપાનાથના સામાન્ય ચમત્કારોનું વર્ણન કરવા બેસું તો તેનો પાર આવે તેમ નથી; કારણકે પોતે સાક્ષાત્ શિવ સ્વરૂપ હતા.

જગદ્‌ગુરુ શંકરાચાર્યજી પછી લોકોને સનાતનધર્મનો નિર્મળ ઉપદેશ આપનાર પૂજ્ય ગુરુદેવજ હતા, એમ અમે માનીએ છીએ.

મુંબઈમાં અમારે ત્યાં જન્માષ્ટમી બિલ્ડિંગમાં પૂજ્ય ગુરુદેવની પધરામણી કરી હતી તે વખતે પૂજન વખતે મેં પ્રાણાયામ કર્યા તે બરાબર નથી એમ કૃપાનાથને લાગ્યું એટલે ઊઠતી વખતે મને બીજે દિવસે સવારમાં સાત વાગે ઊતારે આવવાની આજ્ઞા કરી. આજ્ઞાનુસાર હું બરાબર સાત વાગે ગયો, ત્યારે પોતે સંધ્યા કરતા હતા. મને અંદર આવવા આજ્ઞા કરી, અને પોતાની સન્મુખ બેસવાનું કહ્યું હું બેઠો એટલે પોતેશ્રીએ કહ્યુ કે માથેથી ટોપી ઊતારી નાંખો, અને પ્રાણાયામ કરો. મેં તે પ્રમાણે કર્યું ત્યારે પોતાશ્રીએ કહ્યું કે "પ્રાણાયામ બરાબર થતા નથી" મારી ભૂલ થતી હતી તે મને દેખાડી તે પ્રમાણે કરવા કહ્યું મેં તે પ્રમાણે કરતાં પોતેશ્રીએ કહ્યું કે ત્રણ વખત આ પ્રમાણે કરો પોતાશ્રીને સંતોષ થતાં કહ્યું કે હવે આ પ્રમાણે કરતા રહેજો. કહો? કેટલો અનુગ્રહ! शिष्यसंतापहारका અત્યારના જમાનામાં કોઈ એવા ગુરુ જોયા છે કે જેઓ પોતાના શિષ્યોના કલ્યાણમાટે આટલી બધી કાળજી રાખતા હોય? ગુરુદેવ પોતે પરિપૂર્ણ હતા, અને બધાને પૂર્ણ બનાવવાનીજ પ્રવૃત્તિમાં સદૈવ રત રહેતા. હું શું લખું?

પુષ્પદંત ગંધર્વરાજે "શ્રીશિવમહિમ્નસ્તોત્ર"માં જે શબ્દો લખ્યા છે તે શબ્દોજ મારા ગુરુદેવમાટે ઉચ્ચારી હું વિરમીશઃ—

"અસિતગિરિસમં સ્યાત્કજ્જલં સિંધુપાત્રે,
સુરતરુવરશાખા લેખની પત્રમુર્વી।
લિખતિ યદિ ગૃહિત્વા શારદા સર્વકાલં,
તદપિ તવ ગુણાનામીશ પારં ન યાતિ ॥

"સમુદ્રરૂપ મોટા પાત્રમાં નીલગિરિ પર્વતના જેટલું કાજળ-મશ-હોય, કલ્પવૃક્ષની મોટી શાખારૂપ કલમ હોય, તે લઈને પૃથ્વીરૂપ મોટા પત્રપર જો સરસ્વતી નિરંતર લખ્યા કરે, તોપણ હે ઈશ! આપના શ્રેષ્ઠ ગુણોના પારને પામી શકે નહિ."

---

# કૃપાનાથ અને મારો સાધનાભ્યાસ

[ લેખકઃ-શ્રી. નાગજી ઓધવજી ( શ્રી. નાગશર્મા )-જસદણ ]

સંવત્ ૧૯૫૩માં મારાં માતાપિતાએ શ્રીપ્રભુનું શરણ લીધેલું. પછી થોડા દિવસો બાદ મારાં પત્ની સહિત મને દીક્ષા આપવાની પૂજ્યપાદશ્રીએ કૃપા કરી હતી તે સમયે તેઓશ્રી પોરબંદર-આનંદાશ્રમમાં બિરાજતા હતા હું આનંદાશ્રમની આગેના મકાનમાં રહેતો હતો, એટલે મને પ્રભુશ્રીની સેવામાં ઘણો વખત ગાળવાની તક મળતી હતી તેઓશ્રી મારા પર મને એક બાળક ગણીને વાત્સલ્ય દર્શાવતા જ્યારે જાઉં ત્યારે કાંઈક પ્રશ્ન પૂછે ને આનંદ કરાવે. પોતેશ્રીએ મને યોગનાં આસનોનો અભ્યાસ કરવાની આજ્ઞા કરેલી તે

વેળા શ્રીપ્રભુસેવામાં શ્રી. રામજી શર્મા રહેતા હતા. તેઓ મને આસનો શિખવે, ને કોઈ કોઈવાર પૂજ્યપાદશ્રી પોતે પણ પધારી મારા શરીરને સ્પર્શ કરી આસનમાં ન્યૂનતા હોય તે પૂરી કરાવવા કૃપા કરે. આસનો કરી લઉં તે પછી આશ્રમમાંથી દૂધ પીવરાવે, ને અવારનવાર આશ્રમને રસોડે પ્રસાદ પણ લેવરાવવા કૃપા કરે. પછી નેતિ, ધૌતિ ને બ્રહ્મદાતણનો અભ્યાસ કરાવ્યો. પછી ગીતામાહાત્મ્ય અને ૧૬ મો અધ્યાય શિખવી મુખપાઠ કરાવ્યાં. પછી નિત્ય ગીતાના બબ્બે શ્લોક શિખવતા, ને શ્રવણ સમયે મોઢે બોલાવતા. શ્રવણમાં પંચદશીનો ગ્રંથ ચાલતો. શ્રોતાઓમાં શ્રી. ગણપતરામ નાનાભાઈ ભટ્ટ, શ્રી. ગોવિંદજીભાઈ વકીલ; શ્રી જમનાદાસભાઈ ગિરનારા બ્રાહ્મણ, અને શ્રી. લક્ષ્મીચંદ કરમચંદ ગાંધી (વિશ્વપ્રસિદ્ધ શ્રી. મોહનલાલ ગાંધીજીના મોટાભાઈને શ્રી. શામળદાસ ગાંધીના પિતા) હાથમાં પુસ્તક રાખીને શિખતા ને શ્રવણ કરતા. તે વેળા પૂજ્યપાદશ્રી જ્ઞાનામૃતવૃષ્ટિ કરી આનંદ આપવા કૃપા કરતા.

પ્રભુશ્રીની આજ્ઞાનુસાર હું યથાશક્તિ વર્તતો. મંદતા જણાતાં ઉત્સાહમાટે કડક આજ્ઞા થતી એ કડકાઈમાં પણ મધુર કરુણા ને અનુગ્રહ જોવામાં આવતાં હતાં.

વ્યવહારમાં હું જ્યાં જ્યાં જોડાયો ત્યાં ત્યાં તેઓશ્રીની કૃપાથી આગળ વધતો ને ઉપરિઓનો સંતોષ મેળવતો. તેઓશ્રીની દયાથી મારી આર્થિક સ્થિતિ પણ સારી હતી.

કૃપાનાથની દયાથી સાધન માર્ગે આગળ વધતાં મને કાવ્યશક્તિ પણ પ્રાપ્ત થઈ. યોગાભ્યાસમાં આગળ વધતાં બ્રહ્મરંધ્રમાં પ્રાણનો આરોહ થયેલો, તે સમયે પ્રાણને શક્તિ ઉપરાંત રોકવાથી પ્રાણ એનજિનની વરાળની પેઠે કાનદ્વારા જોરથી ઊતરી ગયો, ને તેથી મારા કાનમાં બધિરપણાની અસર થઈ છે. તે સમયે પૂજ્યપાદશ્રીને વિનતિ કરતાં તેઓશ્રીએ પત્રથી આજ્ઞા કરેલી કેઃ—

"યોગાભ્યાસમાં બહુ બળ ન વાપરવું. સમજપૂર્વક શનૈઃ શનૈઃ અભ્યાસ કરવો જોઇએ."

સં. ૧૯૮૨માં મેં શ્રીબીલખા-આનંદાશ્રમમાં ચાતુર્માસ્ય કર્યું હતું. પ્રભુશ્રી સ્વાધ્યાય કરતા હોય ત્યારે તેઓશ્રીની આજ્ઞાથી હું નિત્ય તેઓશ્રીની સામે ધ્યાનમાં બેસતો. એક દિવસ બેઠો હતો તે વેળા શરીર કંપવા માંડ્યું. આંતરનાદ સંભળાવા લાગ્યો. આવો અનુભવ મને પૂર્વે થયેલો નહિ, એટલે મેં પૂજ્યપાદશ્રીની સામે દૃષ્ટિ કરી તેઓશ્રીએ મારા સામે દૃષ્ટિ કરી, પણ એ દૃષ્ટિના પ્રતાપબળને હું ઝીલી ન શક્યો, મારાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ શરુ થયો. ત્યારપછી આ અનુભવ ચાલુ રહ્યો છે. આ પ્રસંગે કૃપા કરીને વરદ હસ્તથી મને કલ્યાણ અર્પેલું. એ દિવ્યમૂર્તિનું દર્શન અંતરમાં થયા કરે છે, અને સ્વપ્નજાગ્રત્ મિશ્રજેવી અંતઃકરણની સ્થિતિમાં અનેકવાર એ દિવ્યમૂર્તિનાં દર્શન થાય છે; શંકાનાં સમાધાન મળે છે, ને શાસ્ત્રની નહિ સમજાતી વાતોના ખુલાસા સ્ફુર્યા કરે છે. શ્રી અદ્ભુત કૃપા!

શ્રીમુખથી સાંભળેલી ગીતા આજે પણ સહજ મુખપાઠ છે. તે પછીના અભ્યાસની સ્મુખે રહેતી નથી.

પોરબંદરમાં શ્રવણસમયે પ્રભુશ્રીનું આસન ને કથા માટેનું પુસ્તક લઈને હું અગાઉથી જતો. તેમાં એક દિવસ પાંચ મિનિટ મોડું થતાં કૃપાનાથે કહ્યું કે ઘડિયાળનો કાંટો બરાબર

નથી. તે પછી તો સ્વાનજાગ્રત્ જેવી અંતઃકરણની ઉપર ઘડિયાળ આવી ઊભી રહેતી જણાતી અને જાગ્રત્ કરતી-સમય સૂચવતી.

સં. ૧૯૮૨નું ચાતુર્માસ્ય મેં શ્રીખીલખા-આનંદાશ્રમમાં રહીને કરેલું એ વેળા મને કૃપાનાથની સેવાનું જે કાર્ય મળે તે સર્વમાં મારી વૃત્તિ તલ્લીન બની રહે. તે સ્થિતિને આજે હું જીવન્મુક્તિસમી સમજું છું, કેમકે:—

"લીનતાના જ્ઞાને રે, સમાધિ પાધરી"

એક વખત પ્રભુશ્રી જેતપુરમાં બિરાજતા હતા તે સમયે હું પ્રભુશ્રીની સેવામાં બેઠો હતો, અને એક જિજ્ઞાસુએ પ્રભુશ્રીને વાસ્તવ ત્યાગનું સ્વરૂપ સમજવા પ્રશ્ન કર્યો. તેના ઉત્તરમાં કૃપાનાથે નિષ્કામ કર્મયોગનું એટલે કર્મના ફલની ઇચ્છા અને કર્તાપણાના અભિમાનના ત્યાગનું વિવેચન કરી ઉપદેશ આપ્યો હતો. તે પછી ઘણે વર્ષે પૂજ્યપાદશ્રીની પાવનસેવામાં નિષ્કામ કર્મયોગ સંબંધી ચર્ચાના પ્રસંગમાં જેતપુરનો પ્રસંગ યાદ આવતાં, ને મારી આંખ વીંચાતાં જેતપુરનું તે સ્થળ, શ્રીપ્રભુશ્રીનું આસન, સામે અમે બે વ્યક્તિ, અને પ્રવચન મને પ્રત્યક્ષ જોવામાં આવ્યાં હતાં.

સં ૧૯૬૮માં હું ગિરનારપર દોઢેક માસ રહ્યો હતો ત્યાં એક દિવસ પ્રભુશ્રીનું સૂક્ષ્મ જેવું શુભ્ર-ધવલ-શરીર તેજોમય આકાશથી ઊતરી આવ્યું. મારા માથા ઉપર હાથ મૂક્યો. મેં બહુ માન ને સત્કારથી વંદન કર્યું. વાત કરું તે પહેલાં તે સ્વરૂપ અદશ્ય થયું-જાણે ત્યાંજ ગળી ગયું

અમારાં કુળદેવી-પૂજ્ય માતાજી-અન્યના ઘટમાં આવી પધાર્યા, અને શ્રીનાથ-ભગવાનનો મહિમા કહ્યો કે સાક્ષાત્ શ્રીહરિ અવતાર ધર્મસ્થાપનાર્થે અને સેવકોનું કલ્યાણ કરવામાટે હતો. શિષ્યોની સંખ્યા ઠીક થઈ, પરંતુ લાભ અતિ અલ્પેજ લીધો, અર્થાત્ તેઓશ્રીનું સ્વરૂપ ન સમજી શક્યા મને કહે તમે ઠીક કૃપા મેળવી અખંડાનંદ પ્રાપ્ત કર્યો.

પછી શ્રીઆનંદાશ્રમના સ્થળમાટે કહ્યું કે પૂર્વે ત્યાં સિદ્ધ રહેતા હતા તેવડે તે ક્ષેત્ર પવિત્ર હતું જ, તેણે નાથના નિવાસથી પુનઃ પવિત્રતા મેળવી. અહીં આનંદાશ્રમ સ્થાપી નાથ-ભગવાને મંગળ સ્થાપ્યું

મને આરંભમાં નાદનો ઘોંઘાટ બહુ સંભળાતો, ને વિહ્વલ કરી નાંખતો. પ્રભુશ્રીની સેવામાં તે વાત નિવેદન કરતાં ઉપાય તરીકે પોતાશ્રીએ માત્ર "વિસ્મરણ" જણાવ્યું. કૃપાનાથની પાવન સેવામાં હું સં ૧૯૮૨માં પત્ર લેખનનું કામ કરતો તે વેળા તેમાં એકાગ્ર થઈ જતાં તે અડચણ કર્તા નાદનું વિસ્મરણ થયું, ને તેની પીડા ટળી.

ચિત્તની શુદ્ધિ થતાં ઉપનિષદ્ગત મૂર્તિઓનાં દર્શન થાય તેમાં સૂર્યદર્શનમાં વૃત્તિ સ્થિર થતાં, જાગ્રતમાં જ્યાં જોઉં ત્યાં સૂર્યદર્શન થાય રાત્રિશયનમાં આકાશ નક્ષત્રાદિક, વર્ષા, વીજળી થતી હોય તો તે પણ જણાય કૃપાનાથની સેવામાં તે વાત જણાવતાં તેમાં ઉપેક્ષા રાખવાની આજ્ઞા થયેલી.

એક સમયે કર્મત્યાગ, કે કર્મફલત્યાગની મનમાં ઘડભાંગ થવા લાગી નિશ્ચય થાય નહિ તેમાં આંખ વીંચાણી સાંજના પાંચ પછીનો વખત હતો. શ્રીનાથમહેશ તેવેળા પ્રવાસમાં હતા. તેમાં અંતરમાં એવો દેખાવ થયો કે કોઈ ગામનું ચોરસ ફળી, એક

બાજુ ખુલ્લાં બે ઘરનું મકાન, બીજી બાજુનાં મકાનો ને વાંસઠાની જાળી જડેલી. ફળિયામાં વૃક્ષ નીચે શ્રીપ્રભુ પ્રવચન કરતા હતા. આઠ દશેક શ્રોતા હતા ને સાથે હું હતો. પ્રવચનમાં કૃપાનાથે ગીતામાં કહેલા કર્મસંન્યાસ અથવા કર્મત્યાગ અને કર્મફલના ત્યાગની સુંદર મીમાંસા આ પ્રમાણે કરી:—

"પૂર્વજન્મોમાં નિષ્કામકર્મોનું અનુષ્ઠાન કરવાથી જેના ચિત્તની શુદ્ધિ થઇ હોય છે એવા જ્ઞાનનિષ્ઠાવાળા સંન્યાસીને કર્મસંન્યાસ અથવા કર્મત્યાગમાં અધિકાર છે; પણ ચિત્તશુદ્ધિ વિનાના પુરુષને કર્મસંન્યાસ દુઃખનો હેતુ થાય છે" આ બધું જાણે મારા મનના સમાધાનાર્થે જ વર્ણવાયું હોય એમ જણાયું આ કેવો ચમત્કાર! તે પછી શ્રીપ્રભુદર્શને જતાં તે વાત મે ઉપરના રૂપરંગસાથે પ્રભુસેવામાં નિવેદન કરી ત્યારે પ્રભુશ્રીએ હસીને કહ્યું સત્ય.

પૂજ્યપાદશ્રીતરફથી મારાપર આવેલાં પત્રોમાંના માત્ર બે પત્રો સાધકને ઉપકારક થશે એમ સમજી મૂકું છું:—

બીલખા પોષ સુદિ ૩/૮૫ સોમવાર

કૃપાનાથના શુભાશીર્વાદ. તેઓશ્રીને તમારાં બંને પત્તાં પહોંચ્યાં. તેનું આજ્ઞાનુસાર ઉત્તર નીચે પ્રમાણે:—

દિવ્યસ્વરૂપના દર્શનવડે વિશેષ શીતલ શાંતિનો અનુભવ કરવા ભાગ્યશાલી થશો.

દર્શનના સમય જેટલી, મનોવૃત્તિની સ્થિરતા સમજવી

ધ્યાન કરતાં કરતાં મૂર્તિનું ચિદાકાશ સ્વરૂપ થાય તો તે પણ ધ્યાનજ ગણાય. તેમાં કષાયદોષ ન હોવો જોઈએ.

વાચનાદિ વેલા મન એકાગ્ર થાય તે મૂર્તિનું અસ્પષ્ટ ભાન થાય તો થવા દેવું, બહુ પ્રયત્ન તે માટે ન કરવો

શુદ્ધસત્ત્વગુણ વધારતા રહેશો.

લિ ત્રિભુવન વિઠ્ઠલજી દવેના
નમસ્કાર

શ્રીઆનંદાશ્રમ, પોરબંદર પોષ વદિ ૧૩/૮૬ સોમવાર

શ્રીયુત નાગજિત,

પૂજ્યપાદ કૃપાનાથના શુભાશીર્વાદ તેઓશ્રીને તમારો વિસ્તૃત કાગળ પહોંચ્યો. તેનું આજ્ઞાનુસાર ઉત્તર નીચે પ્રમાણે —

અંતઃકરણને દશ્યના માયિક રંગથી રંગાવા ન દેતાં, તેને એકાગ્ર કરવા, તેને સૂક્ષ્મ કરવા, તથા આત્માના સહજાનંદ સ્વભાવના આવિર્ભાવવાળુ રાખવા સર્વદા પ્રયત્નશીલ રહેશો.

મહામૌન વા સુયુક્ત મૌનવડે બ્રહ્મના સ્વરૂપભૂત પરમાનંદમાં વિશેષ વિશેષ નિમગ્ન રહેવા ઉત્સાહી રહેશો.

નિર્મળ, સ્થિર, સૂક્ષ્મ, સ્ફટિકસદૃશ, શાંત તેજોમય સ્વરૂપમાં મનને વિશ્રાંતિ આપી તેમાં અભેદભાવે નિમગ્ન થવું-રહેવું.

સ્થૂલ, સૂક્ષ્મ ને કારણશરીરનું અતિક્રમણ કરી અધિષ્ઠાનમાં વિરામવા યત્નશીલ રહેવું જોઇએ.

શ્યામ રંગના તેજનો, મૂર્તિઓનો, અન્ય આકારોનો, રાતા રંગના તેજનો, સ્થૂલ શુભ્ર રંગના તેજનો, ને ચલાયમાન થતા શુભ્ર રંગના તેજનો પરિત્યાગ કરી શાંત, સ્થિર, શુભ્ર-પ્રકાશમાં મનને નિમગ્ન રાખશો.

અંતર્યામીના આદેશો સટીક, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો ને વિવેક ભાસ્કર પ્રથમરશ્મિ વાંચતા હશો.

બદ્ધપદ્મમાસન, પશ્ચિમતાન, વૃક્ષાસન, ને ચંદ્રભેદન પ્રાણાયામ અર્શના વ્યાધિની નિવૃત્તિમાં ઉપકાર કરશે.

લિ. ત્રિભુવન વિઠ્ઠલજી દવેના નમસ્કાર

---

# યાત્રાધામ–શ્રીબીલખા–આનંદાશ્રમ

[લેખક:—શ્રી. ટોકરસી ગોવિંદજી ચંદારાણા-કરાચી (હાલ મુંબઇ)]

"પોતાના સંસર્ગમાં આવનારને જે પોતાના સાત્ત્વિક પ્રભાવવડે સંસાર સાગરથી તારે છે, અર્થાત્ પવિત્ર કરે છે, તે તીર્થ કહેવાય છે તીર્થ બે પ્રકારનાં છે. સ્થાવર અને જંગમ. પવિત્ર નદીઓ, પવિત્ર અરણ્યો, પવિત્ર સરોવરો, પવિત્ર નગરો, દેવાલયો અને પવિત્ર પહાડો એ સ્થાવરતીર્થ છે, અને બ્રહ્મવેત્તા પુરુષો એ જંગમતીર્થ છે. સ્થાવર તીર્થ પણ બે જાતનાં છે, એક સ્વાભાવિક ને બીજાં નૈમિત્તિક. ગંગાઆદિ સ્વાભાવિક તીર્થ છે, કેમકે તે સૃષ્ટિની સાથેજ લોકહિતમાટે નિર્માણ થયેલાં છે, ને અયોધ્યા અને દ્વારકાઆદિ અનુક્રમે શ્રીરામચંદ્રજીનો અવતાર થવાથી તથા શ્રીકૃષ્ણાદિનો નિવાસ થવાથી નૈમિત્તિક તીર્થરૂપે ગણાયાં છે" નાથપ્રભુરચિત 'શ્રીસુબોધકલ્પલતા" માંથી.

જેમ શ્રીસદાશિવનો કાશીપુરીમાં. શ્રીરામચંદ્રજીનો અયોધ્યામાં તથા શ્રીકૃષ્ણપ્રભુનો ગોકુલ-વૃંદાવનમાં સદૈવ વાસ છે, તેમ શ્રીનાથભગવાનનો શ્રીબીલખા-આનંદાશ્રમમાં સદૈવ વાસ છે. જો કે સૂક્ષ્મતમ સ્વરૂપથી તેઓશ્રી સર્વત્ર વ્યાપક છે, તથા જ્યાં જ્યાં ભક્તજનો તેઓશ્રીનું અનન્યભાવે સ્મરણધ્યાન તથા પૂજન અર્ચનાદિ કરે છે ત્યાં ત્યાં તેઓશ્રીનો વિશેષપણે વાસ છે, છતાં ભક્ત પોતાનું ઘરબાર છોડી તેઓશ્રીનાં દર્શનપૂજનમાટે બીલખાના આનંદાશ્રમમાં આવે છે. એ પરમ પાવન સ્થાનમાં તેઓશ્રીનો નિરંતર સવિશેષ નિવાસ હોવાથી તે ભક્તની મનોકામના ત્યાં શીઘ્ર સફલ થાય છે, તેના કામાદિ આંતરશત્રુઓ પરાભવ પામે છે, અને નાથના પાવન પગલાં ત્યાં પડેલાં હોવાથી વાતાવરણમાં વસેલી શાંતિનો પણ તે અનુભવ કરી શકે છે. આવું સ્થળ આ માટેજ યાત્રાધામ–અથવા-તીર્થસ્થાન મનાય છે. બીલખાના આ આનંદાશ્રમમાં પૂજ્યચરણ નાથભગવાને સં. ૧૯૫૨ના ફાગણ વદિ ૧૨ને બુધવારથી નિવાસ કર્યો હતો અને એ દિવ્યલીલાતનુનું બરાબર સં. ૧૯૮૭ના આશ્વિન માસની વદિ ૧૧ ને શુક્રવારના સુપ્રભાતે ત્યાં સ્વરૂપાવસ્થાન થયું ત્યાંસુધી તેઓશ્રી ત્યાં બિરાજ્યા હતા. તેઓશ્રી ત્યાં જે શુભદિનસથી બિરાજ્યા ત્યારથી તે પવિત્ર સ્થાન

બન્યું છે અને કાશી, અયોધ્યા, મથુરાં, ગોકુલ, વૃંદાવન તથા કાલટીની પેઠે સદાકાળ યાત્રાધામ રહેશે.

એક શ્રદ્ધાભક્તિયુક્ત સજ્જન કે જેઓ સૂરદાસ હતા એટલે અંધ હતા તેઓ કાર્તિક સુદિ એકમને દહાડે અન્નકૂટ-પ્રસંગે શ્રીદ્વારકાપુરીમાં શ્રીરણછોડરાયજીનાં દર્શન કરવા ગયેલા. તે મહોત્સવપર યાત્રિકો તથા સ્થાનિક ભક્તજનોની બહુ ભીડ હોવાથી તે સૂરદાસને જોઈ એક સજ્જને વિનોદમાં કહ્યું કે, "ભાઈ! તમે આવી ભીડમાં શામાટે આવ્યા છો? તમે પ્રભુનાં દર્શન પણ ક્યાં કરી શકવાના હતા?' આ સાંભળી તે સૂરદાસે જવાબ આપ્યો, "હું ભલે પ્રભુનાં દર્શન કરી ન શકું, પરંતુ મને વિશ્વાસ છે કે તેઓશ્રી દયાઘન હોવાથી હું તેઓશ્રીનાં દર્શને આવ્યો છું એ જરૂર ધ્યાનમાં લેશે અને મને દૃષ્ટિ વગરનાને કૃપાદૃષ્ટિથી જરૂર નીરખશે. આ મારો આત્મસંતોષ છે, અને આ મારી અહીં આવ્યાની સાર્થકતા છે. આથી અધિક મારે શું જોઈએ?" ભક્તની આવી વિશુદ્ધ ભાવનાથી પ્રત્યેક જિજ્ઞાસુએ, સાધકે તથા શિષ્યે આનંદાશ્રમ-બીલખામાં આવવું જોઈએ, અને સૂર્યના પ્રકાશમાં ઊભનાર જેમ ઉષ્મા અને પ્રકાશ મેળવે છે તેમ તે ભક્ત પણ પ્રેરણાનું બલ અને આત્માનો પ્રકાશ મેળવશે

બીલખા-આનંદાશ્રમ શામાટે યાત્રાધામ બન્યું છે? શ્રીમહેશ્વરના સાક્ષાત્ અવતારરૂપ ગુરુદેવના સતત નિવાસથી. તે આવું પવિત્ર ધામ કેમ બન્યું છે? કેમકે ગુરુદેવના પરમ વિશુદ્ધ પ્રાણપ્રવાહે તેને વિશુદ્ધિ અર્પી છે જ્યાં રાત અને દિવસ સત્શાસ્ત્રોનું પારાયણ ચાલતું હોય, જ્યાં રાત દિવસ યોગયજ્ઞ ચાલતા હોય, જ્યાં સતત આત્માના સત્, ચિત્ ને આનંદસ્વરૂપની કથા ચાલતી હોય ત્યાં કેમ પરમ શાંતિ વાસો ન કરે? ત્યાંનું વાતાવરણ પરમ પાવન કેમ ન બની જાય? અને શરીર, ઇન્દ્રિયો તથા મનને દિવ્ય આનંદ કેમ ન મળ્યા કરે? બીલખા-આનંદાશ્રમ એ સ્થાન છે કે જ્યાં આનંદનો વાસો છે, જ્યાં શાંતિનો વાસો છે, જ્યાં નિર્મલ આંદોલનનો પમરાટ છે જેમ અત્તરનો વેપાર હોય એ સ્થાનના પરિમલનું શું પૂછવું હોય? તેમ જ્યાં પરમાત્માસાથે જોડાવાનીજ પ્રક્રિયા ચાલી હોય, અને ચાલતી હોય ત્યાં પછી દિવ્યતાને ક્યાં શોધવા જવું પડે તેમ હોય? શ્રીબીલખા-આનંદાશ્રમ આવું ધામ છે.

આ સ્થાન એવું છે કે જ્યાં અરણ્યનું એકાંત સાંપડે. આ સ્થાન એવું છે કે જ્યાં પ્રવેશતાં સંસાર વિસારે પડે અને કોઈ નવી દુનિયામાં આવ્યા હોઇએ એવી અનુપમ શાંતિનો અનુભવ થાય. આ સ્થાનનું સ્વાભાવિક વાતાવરણજ એવું છે કે મન વિરામ પામે અને શુભ વિચારો જાગે જેમ સમુદ્રકિનારે શીતલતા અનુભવાય તેમ અહીં આવતાં મનનો પરિતાપ શમી જાય-મન એકાગ્ર બને અને તેને પ્રભુતાભણી પગલાં માંડવા સ્વાભાવિક અભિરુચિ થાય આવા સ્થાનમાં આવીને શાસારુ જીવન ધન્ય ન કરવું? આવા સ્થાનમાં વસી શામાટે જીવનનું કલ્યાણ ન સાધવું?

વારાણસી એટલે વરણા અને અસી એ નામની નદીઓ વચ્ચેનો ભાગ. વારાણસી-કાશીપુરી-ને નામે પ્રસિદ્ધ છે. આ વારાણસીમાં પણ શ્રી ગંગાસ્નાન, શ્રીવિશ્વનાથનાં દર્શન ને સત્સમાગમ જો શ્રદ્ધાભક્તિપૂર્વક કરવામાં આવે તો પરિણામે જ્ઞાનરૂપ મોક્ષમાર્ગ મળે એ દેખીતુંજ છે." આ શબ્દો નાથના છે..

જો સદાશિવના વાસરૂપ કાશીપુરીમાં વાસ કરનારને લાભ થાય તો પછી માનવ-સ્વરૂપમાં આવેલા શ્રીમહેશ્વરના વાસરૂપ આ શ્રીબીલખા-આનંદાશ્રમમાં એટલીજ શ્રદ્ધા-ભક્તિથી વસનારને, એટલાજ અનન્યભાવથી નાથરૂપ સદાશિવનું સ્મરણચિંતન કરનારને અને મનસા, વાચા અને કર્મણા ગુરુદેવમાં તન્મય બનનારને તપની સિદ્ધિ કેમ ન સાંપડે? અને જ્ઞાનદ્વારા મોક્ષમાર્ગ કેમ ન મળે?

હે નાથ! આ અધમ જીવાત્માએ અનંત જન્મોથી આ સંસારસાગરનો પ્રવાસ કર્યો છે, છતાં ક્યારે પણ તેને સાચું સુખ ને સાચી શાંતિનો લેશપણ અનુભવ થયો નથી. અનેક જન્મોનાં પુણ્યોએ આ જન્મમાં મારી કિશોરાવસ્થામાં આપશ્રીએ નિર્હેતુક કરુણા કરીને આ બાળકને આપશ્રીનું ભવભયહર શરણ આપવા દયા દર્શાવી, અને તેથી મને મનુષ્યજીવનનો ઉદ્દેશ સ્પષ્ટ સમજાયો છે.

હે પ્રભો! જ્યાંસુધી આપશ્રીના સાંનિધ્યમાં આ દીનદાસનો નિરંતર વાસ ન થાય ત્યાંસુધી પ્રારબ્ધાનુસાર જ્યાં જ્યાં જન્મ થાય ત્યાં ત્યાં આપશ્રીનું મને સતત સ્મરણ રહે, આપશ્રીમાં અનન્ય ભક્તિભાવ રહે. અને એક દિવસ આપશ્રીના ચરણકમલમાં સદાને માટે વસવા આપશ્રીના નિવાસસ્થાનરૂપ આનંદાશ્રમમાં એકરૂપ થાઉં, મારી આ ભાવના અભિવ્યક્ત કરવા નીચેની પ્રાર્થના કરું છું:—

વસંતતિલકા

ગૌરીપતિ બહુ જનો નિજ ઈષ્ટ માને,
લક્ષ્મીપતિ સ્વકીય ધ્યેય સુખે વખાણે;
હેરંબ[1] અંબ[2] રવિને[3] નિજ શ્રેય ધારે,
શ્રીનાથ ધ્યેય પ્રિય છે ઉર નિત્ય મારે. ૧

સંસારમાં શરણ મારું ન કોઇ ભાસે,
દેહાંતકાલસમયે સૌ દૂર નાસે;
આવે ન સાથ પરિવાર કદાપિ હારે,
હે નાથ! આ દીન સદા શરણે તમારે. ૨

દેવાર્ચનાદિ શુભકર્મ ન કાંઈ કીધાં,
દાનો સુપાત્રજનને ન કદાપિ દીધાં;
સેવ્યાં ન તીર્થવ્રત યજ્ઞ તપાદિ ભારે,
હે નાથ! આ દીન સદા શરણે તમારે. ૩

રોગો નિરંતર શરીર રહી દહે છે,
દુર્વાસના અશુભ વસ્તુ સદા ચહે છે;
ના ચિત્ત સ્વસ્થ રહીને પ્રભુરૂપ ધારે,
હે નાથ! આ દીન સદા શરણે તમારે. ૪

૧. હેરંબ—ગણપતિ, ૨. અંબ-સરસ્વતી, ૩. રવિ-સૂર્ય.

પીળું બની જાય વરરાજાને પીઠી ચોળી હોય અને તેનું ખમીસ અથવા બદન જેવાં હળદર રંગનાં બની જાય તેવાંજ મારા વસ્ત્રો બની જાય.

જૂનાગઢના પ્રસિદ્ધ મોટા દાક્તર નરસિંહદાસભાઈની દવા મેં શરુ કરી, પણ તેથી પણ લાભ ન થયો નવાબ સાહેબના જાણીતા હકીમની દવા લેવા માંડી, પણ તે એ લાગુ ન પડી. તે પછી સારા વૈદ્યને બોલાવી ઉપચાર ચાલુ કર્યા. તે પણ એળે ગયા જેમ ડૂબતો માણસ તરણું પકડે એમ કમળો મટાડવામાં મેં જૂનાગઢના સારા મારા ફકીર અને સાધુઓના દોરાં કરાવી જોયા દાળિયા મંત્રાવીને ખાઈ જોયા, પરંતુ મારા બધા પ્રયત્નો નિષ્ફલ બન્યાં આખરે નિરાશ બન્યો, અને ટૂંક સમયમાં હું કાળ ભગવાનનો કોળિયો બનીશ એવી મને પ્રતીતિ થવા લાગી આથી મેં નાથપ્રભુનાં છેલ્લીવારનાં દર્શન કરી લેવા નિશ્ચય કર્યો, અને સ્ટેશને આવ્યો મને સ્ટેશનમાં એ સમયના રેવન્યુ અધિકારી રાવબહાદુર કેશવલાલભાઈ મળ્યા, અને મારા હાડપીંજર જેવા પીળા શરીરને જોઈ મને પૂછ્યું, "કેમ ગિરધરલાલ, આ તને શું થયું છે? આમાંથી બચ એવું મને તો જણાતું નથી."

નિરાશામાં ગોથાં ખાતો હું ગાડીમાં બેઠો-ગાડી ઊપડી અને બીલખા આવ્યું. હું આશ્રમતરફ ચાલ્યો એક થાકેલો પ્રવાસી ચાલે એમ કીડીવેગે હું ચાલવા લાગ્યો. વિસામા ખાતો-શ્વાસ લેતો ધીમે ધીમે હું બીલખા-આનંદાશ્રમમાં પહોંચ્યો ગુરુદેવ શ્રવણમંદિરમાં કથા સંભળાવી નિજમંદિરમાં પધાર્યા, ત્યાં હું પણ નિજમંદિરમાં પહોંચી ગયો, અને લાકડી પડે તેમ નાથના ચરણકમળમાં પડી ગયો. મારી આંખો આંસુભીની અને કંઠ બન્યો ગદ્‌ગદ્. નાથ મારા મુખ સામું જોઈ રહ્યા. કથા પછી તુરતજ સ્નાનગૃહમાં સાયંસ્નાન-માટે પધારવાનો અચલ અને અખંડ નિયમ-છતાં મારી સંભાળ લેવા આસનપર બિરાજી ગયાં, અને સન્મુખ બેસવાની મને આજ્ઞા કરી મને પિતાના વહાલથી પ્રશ્ન કર્યો, "ગિરધારી! શરીરે આ શું થયું છે?," મેં ગદ્‌ગદ્ કંઠે જવાબ આપ્યો, "પ્રભો! આપશ્રીનાં અંતિમ દર્શન કરવા આવ્યો છું; મને અસાધ્યરોગ લાગુ પડ્યો છે, હવે જીવનની આશા રહેતી નથી. જૂનાગઢના સારા સારા દાક્તર હકીમ વૈદ્ય વગેરેની દવા કરી થાક્યો છું"

ગુરુદેવ મારા નિરાશાજનક શબ્દો સાંભળી પ્રભુની પ્રભુતાથી આશ્વાસન દેવા લાગ્યા. "ગિરધારી! હવે દવા કરવાની કશી અગત્ય નથી. પ્રભુ સારું કરી દેશે. ફક્ત બે ત્રણ દિવસ નીચેના ઉપચારો અને ખાનપાન અને તમને કહેવાશે તે આસન ચાલુ રાખશો: પોસ્ટ ઓફિસમાં મળે છે તે ગુલાબી રંગનાં ક્વિનાઈનની એક પડીકી સવારે અને એક પડીકી સાંજે લેવી અને દરેક પડીકીમાં, તેથી બમણી અડાયા છાણાના અથવા બીજા છાણાના અંગારા પર શેકેલાં કડુની ભૂકી ભેળવો લેવી અને પછી પાણી જોડે લઈ જવી થોડું કુકુટાસન પણ કરવું અને જમવામાં ઇચ્છા થાય તો ઘીનું મોણ નાંખીને કરેલી-પણ ઘી ચોપડ્યા વગરની બાજરાની ભાખરી, તાંદળજાની ભાજી અને ખારી છાશ એટલે છાશમાં સિંધવ અથવા મીઠું અધિક પ્રમાણમાં નાખી ખારી કરેલી છાશ આટલું લેવું, અને લઘુશંકા કરવા જવાનું થાય ત્યારે પાથરી રાખેલી ગખપર કરવા બેસવું." મે જણાવ્યું, "નાથ! શરીર એટલું અશક્ત છે કે કુકુટાસન નહિ કરી શકું.' ત્યારે દયાળુ ગુરુદેવે જણાવ્યું, "જેટલું થાય તેટલું કરજો" આટલી આજ્ઞા આપી પ્રસન્નતા અને અમૃતમય આશાનું પ્રકાશમય હાસ્ય મારાપર વેરતા ગુરુદેવ પાદુકાપર ચડી સ્નાનગૃહમાં

પૂર્વે કર્યાં બહુ દુરિત અનેક રીતે,
એકે નહિ કર્યું સુકર્મ કદાપિ પ્રીતે;
સંભારતાં ઊપજતો ઉર કંપ ભારે,
હે નાથ! આ દીન સદા શરણે તમારે. ૫

દુઃખો જરા[૪] જનિ[૫] મૃતિ[૬] ભયશોક આદિ,
રોગો અને વ્યસન બંધન હું પ્રમાદી,
ભૂલી સ્વરૂપ નિજનું સહું કષ્ટ ભારે,
હે નાથ! આ દીન સદા શરણે તમારે. ૬

પ્રારબ્ધ ગતિ વિચિત્ર સદૈવ ચાલે,
સંતાપ ત્રિવિધના તનને પ્રતિદિન બાળે;
કામાદિ ષડ્ રિપુ સદા ઉરને વિદારે,
હે નાથ! આ દીન સદા શરણે તમારે ૭

જાતિ અનેક નીચ-ઊચની નાથ! પામ્યો,
સેવ્યા અનેક વ્યવહાર ન હું વિરામ્યો,
અદ્યાપિ ના અનુભવ્યુ સુખ મેં લગાર,
હે નાથ! આ દીન સદા શરણે તમારે ૮

હે સદ્‌ગુરુ! "શ્રીનાથ શરણં મમ" આ મહામંત્ર જાગ્રતાદિ (એટલે જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે અવસ્થામાં સતત મારા અંતઃકરણમાં ગુંજતો રહે એવી આપશ્રી કૃપા કરશો

---

## એક કૃપા પ્રસંગ

[ નિવેદક:—શ્રી ગિરધરલાલ જયશંકર વ્યાસ-બીલખા ]

સંવત્ ૧૯૬૮ના વર્ષના આખરના ભાગમાં જૂનાગઢ રાજ્યમાં ભાવનગરના એક અફીણ ઈજારદારતરફથી અફીણના ઈજારાનું કામ મને મળ્યું તે કામમાટે મારે રાતદિવસ ગામડે ગામડે ગાડામાં બેસી ફરવુ પડતું હતું, એટલુંજ નહિ પણ ખાનપાનની પણ અસાધારણ અનિયમિતતા વેઠવી પડતી. જ્યારે અને જેવુ મળે એવુ ખાઈને ચલાવી લેવું પડતું આવાં કારણોને લઈ મને જઠરની નબળાઈનો રોગ લાગુ પડ્યો—પાચનશક્તિ ઘટવા લાગી, અને તેમાંથી કમળો થયો. મારું શરીર પીળું પડવા લાગ્યું પછી તો અરુચિએ એવું જોર પકડયુ કે કશું ખાવાનું મન ન થાય અને કદાચ ખવાય તો ખાધેલું બધું એમ ને એમ-જેમ પેટમા ગયું હોય તેમ-ઊલટીવાટે બહાર નીકળી પડે-ખાધેલાં દાળ, ભાત, શાક વગેરે બહાર આવી જાય અને પેટમાં પછી તો આ પણ ન રહે આખા દિવસમાં માત્ર નાનો એક પ્યાલો પાણી પેટમાં જાય, આને લઈ શરીર તદ્દન અશક્ત બની ગયું-હું પથારીવશ બન્યો કમળાએ એવું ઉગ્ર સ્વરૂપ લીધું કે રાત્રિએ જે કપડું પહેરી હું સૂઉં તે સવારે હળદરના રંગમાં રંગ્યું હોય તેવું

---

૪. જરા—વૃદ્ધાવસ્થા, ૫ જનિ—જન્મ, ૬ મૃતિ—મરણ.

પીળું બની જાય વરરાજાને પીઠી ચોળી હોય અને તેનું ખમીસ અથવા બદન જેવાં હળદર રંગનાં બની જાય તેવાંજ મારા વસ્ત્રો બની જાય.

જૂનાગઢના પ્રસિદ્ધ મોટા દાક્તર નરસિંહદાસભાઈની દવા મેં શરૂ કરી, પણ તેથી પણ લાભ ન થયો નવાબ સાહેબના જાણીતા હકીમની દવા લેવા માંડી, પણ તે એ લાગુ ન પડી તે પછી સારા વૈદને બોલાવી ઉપચાર ચાલુ કર્યા તે પણ એળે ગયા જેમ ડૂબતો માણસ તરણું પકડે એમ ક્રમળો મટાડવામાં મેં જૂનાગઢના સારા સારા ફકીર અને સાધુઓના દોરા કરાવી જોયા દાળિયા મંત્રાવીને ખાઈ જોયા, પરંતુ મારા બધા પ્રયત્નો નિષ્ફલ બની આખરે નિરાશ બન્યો, અને ટૂંક સમયમાં હું કાળ ભગવાનનો કોળિયો બનીશ એવી મને પ્રતીતિ થવા લાગી આથી મેં નાથપ્રભુનાં છેલ્લીવારનાં દર્શન કરી લેવા નિશ્ચય કર્યો, અને સ્ટેશને આવ્યો મને સ્ટેશનમાં એ સમયના રેવન્યુ અધિકારી રાવબહાદુર કેશવલાલભાઈ મળ્યા, અને મારા હાડપીંજર જેવા પીળા શરીરને જોઈ મને પૂછ્યું, "કેમ ગિરધરલાલ, આ તને શું થયું છે? આમાંથી બચ એવું મને તો જણાતું નથી."

નિરાશામાં ગોથાં ખાતો હું ગાડીમાં બેઠો—ગાડી ઊપડી અને બીલખા આવ્યું, હું આશ્રમતરફ ચાલ્યો એક થાકેલો પ્રવાસી ચાલે એમ કીડીવેગે હું ચાલવા લાગ્યો. વિસામા ખાતો-શ્વાસ લેતો ધીમે ધીમે હું બીલખા-આનંદાશ્રમમાં પહોંચ્યો ગુરુદેવ શ્રવણમંદિરમાં કથા સંભળાવી, નિજમંદિરમાં પધાર્યા, ત્યાં હું પણ નિજમંદિરમાં પહોંચી ગયો, અને લાકડી પડે તેમ નાથના ચરણકમળમાં પડી ગયો મારી આંખો આંસુભીની અને કંઠ બન્યો ગદ્ગદ્. નાથ મારા મુખ સામું જોઈ રહ્યા કથા પછી તુરતજ સ્નાનગૃહમાં સાયંસ્નાન-માટે પધારવાનો અચલ અને અખંડ નિયમ-છતાં મારી સંભાળ લેવા આસનપર બિરાજી ગયા, અને સન્મુખ બેસવાની મને આજ્ઞા કરી મને પિતાના વહાલથી પ્રશ્ન કર્યો, "ગિરધારી! શરીરે આ શું થયું છે?" મેં ગદ્ગદ્ કંઠે જવાબ આપ્યો, "પ્રભો! આપશ્રીનાં અંતિમ દર્શન કરવા આવ્યો છું; મને અસાધ્યરોગ લાગુ પડ્યો છે, હવે જીવનની આશા રહેતી નથી. જૂનાગઢના સારા સારા દાક્તર હકીમ વૈદ્ય વગેરેની દવા કરી થાક્યો છું".

ગુરુદેવ મારા નિરાશાજનક શબ્દો સાંભળી પ્રભુની પ્રભુતાથી આશ્વાસન દેવા લાગ્યા. "ગિરધારી! હવે દવા કરવાની કશી અગત્ય નથી. પ્રભુ સારું કરી દેશે ફક્ત બે ત્રણ દિવસ નીચેના ઉપચારો અને ખાનપાન અને તમને કહેવાશે તે આસન ચાલુ રાખશો પોસ્ટ ઓફિસમાં મળે છે તે ગુલાબી રંગનાં કિવનાઈનની એક પડીકી સવારે અને એક પડીકી સાંજે લેવી અને દરેક પડીકીમાં તેથી બમણી અડાયા છાણાના અથવા બીજા છાણાના અંગારા પર શેકેલાં કડુની ભૂકી મેળવો લેવી અને પછી પાણી જોઈ લઈ જવી થોડું કુકુટાસન પણ કરવું અને જમવામાં ઇચ્છા થાય તો ઘીનું મોણ નાંખીને કરેલી-પણ ઘી ચોપડ્યા વગરની બાજરાની ભાખરી, તાંદળજાની ભાજી અને ખારી છાશ એટલે છાશમાં સિંધવ અથવા મીઠું અધિક પ્રમાણમાં નાખી ખારી કરેલી છાશ આરોગવી લેવું, અને લઘુશંકા કરવા જવાનું થાય ત્યારે પાથરી રાખેલી ગાદીપર કરવા બેસવું." મેં જણાવ્યું, "નાથ! શરીર એટલું અશક્ત છે કે કુકુટાસન નહિ કરી શકું" ત્યારે દયાળુ ગુરુદેવે જણાવ્યું, "જેટલું થાય તેટલું કરજો" આટલી આજ્ઞા આપી પ્રસન્નતા અને અમૃતમય આશાનું પ્રકાશમય હાસ્ય મારાપર વેરતા ગુરુદેવ પાદુકાપર ચડી સ્નાનગૃહમાં

પધાર્યા અને હું બીલખા-ગામમાં મારે ઘરે આવ્યો. મારા સુભાગ્યે એક રસોયો મને મળી ગયો. તેને નોકરીની જરૂરત હતી અને મને નોકરની જરૂરત હતી. ગુરુદેવે પણ મને ખાસ મારામાટે મારી ઈચ્છા થાય ત્યારે સ્વતંત્ર કામ કરી શકે એવો જુદો રસોયો રાખવા આજ્ઞા આપેલી આમ નાથની આ આજ્ઞા પ્રથમ પગલેજ સાકાર બની ગઈ. હું બીજે દિવસે સવારની ગાડીમાં જૂનાગઢ આવ્યો અને ઉપચાર શરુ કર્યા. પ્રથમ દિવસે મારા પેશાબનો રંગ લાલ જણાયો-બીજે દિવસે પીળો જણાયો અને ત્રીજે દિવસે તદ્દન સફેદ જણાયો-નાથે ત્રણ દિવસની અવધિ આપેલી. મારો અસાધ્યરોગ પણ એ આજ્ઞાને શિરોધાર્ય ગણી ત્રીજે દહાડે વિદાય થયો. મને બતાવેલી દવા, પથ્યપાલન અને બીજા ઉપચાર તો માત્ર ઔપચારિક હતા જગત્ પ્રભુની પ્રભુતા ન જાણી શકે એ માટે માત્ર ઢાંકણ હતા. મેં દવા કરવામાં કાંઈ બાકી રાખી ન હોતી. પેટમાં કશુ ટકતુંજ ન હતું, એટલે મારે ફરજીઆત નિરાહારી રહેવું પડતું-દવાના બલથી પણ હું કાંઈ લઈ ન શકતો, પાણી સિવાય પેટમાં કશું ન ટકતું. ત્યારે મેં પ્રથમ દિવસથીજ લીધેલી બાજરાની ભાખરી, ભાજી અને છાશ પેટમાં રાખી શક્યો, અને મારી ક્ષુધામાં વધારો કરી શક્યો. મને ખાધેલો ખોરાક પચવા લાગ્યો, અને ભૂખમાં અભિવૃદ્ધિ થવા લાગી ત્યારે આશ્ચર્યકારક ફેરફારનું વિજ્ઞાન સમજાયું છેલ્લા છ માસથી ભૂખ ગુમાવી બેઠેલ હું ખોરાક કેમ ખાઇ શકતો હઇશ એ પ્રશ્ન મારી જાતને પૂછવા લાગ્યો "મારા પેટમાં પાણી સિવાય ન ટકતુ તે અસાધ્ય રોગી હું બીલખા આશ્રમમાંથી આવ્યાને પ્રથમ દિવસજ રુચિપૂર્વક જમી શકયો અને પેટમાં ગયેલું બધું કેમ ટકાવી શકયો?"

વળી મારા મનને હું પૂછવા લાગ્યો. "દવા કરવામાં મેં શી કચાશ રાખી હતી?" કશી નહિ સાચી રીતે તો હું દવા કરીકરીને થાકયો હતો, એટલે નાથે બતાવેલો ઔષધ-ઉપચાર તો મને છેતરી ન શકયો. કુક્કુટાસન તો હું માત્ર કરવાની ખાતરજ કરતો-મારા મનને મનાવવા ખાતરજ હું કરતો, એટલે એ આસનની આવી અદ્ભુત અસર થઈ હોય એમ પણ ન માની શકયો હું ગુરુદેવને મનુષ્યજ માનું એવી બાજી માયાશક્તિએ સર્જેલી, પરંતુ નાથની દિવ્યકૃપા મારી મદદે આવી અને મારી આંખ ઉઘાડી મને મારા અસાધ્યરોગના આવા વિદ્યુતવેગી શમનમાટે એકજ ખુલાસો સાંપડયો. અને એ ખુલાસો અ તરના નિખાલસ એકરાર સાથે હું રજૂ કરું છું મારે અહીં કહેવું પડે છે કે મારા અસાધ્યરોગની આવી અદ્ભુત શાંતિ માત્ર નાથની અલૌકિક કૃપાનુંજ પરિણામ હતું નાથની ઈશ્વરીશક્તિનું જ એ ફલ હતું. મરણશરણ થયેલા મારા જીવનમાં આવો પલટો લાવનાર એ વિશ્વપતિ હતા સમસ્ત માયાને રમાડનાર વિશ્વેશ્વરની અનુપમતાને હુ મૂકભાવે વંદના કરું છું હું આ એ માટે લખું છુ કે મારો અનુભવ સૌ કોઇને જ્ઞાત થાય—મને સાંપડેલી અનુભૂતિ માનવમાત્રની બને—જે કૃપાએ મને હું'ર આપી એ કૃપાને જગત્ જાણતું થાય મારી પેઠે જો અન્યને પણ મારા ગુરુદેવમાં ઇશ્વરભાવ પ્રકટે તો તેનું કલ્યાણ થાય ભગવાન્ રામચંદ્રજીને મનુષ્ય માનનારા અલ્પજ્ઞ જીવાત્માઓ અલ્પ ફલ પામ્યા છે, શબરી અને કબીર જેવા મહાન્ ફલ પામ્યા છે—ભગવાન્ કૃષ્ણચંદ્રજીમાં માનવપણું માનનારા અલ્પ માનવીજ રહ્યા છે. નરસિંહ, મીરાં, સૂરદાસ જેવા અનંત ફલ પામ્યા છે. માનવી ભગવાન્ સૂર્યને થાળી જેવડા અલ્પ માને અથવા આપણી આ પૃથ્વી કરતાં અનેકગણા મોટા માને તેમાં ભગવાન સૂર્યને કશી લેવાદેવા નથી. તેને અલ્પ પ્રકાશવાળા માને અથવા

દિવ્યપ્રકાશના પુંજરૂપ માને તેમાં પણ તેમને કશી પડી નથી તેમ જગત્ કદાચ નાથને સામાન્ય માનવી માને અથવા જગત્‌ના તાત માને એ માટે નાથને કશી પરવા નથી-નાથને જગત્ અલ્પશક્તિવાળા માને અથવા અનંતશક્તિવાળા માને તેમાં પણ તેઓશ્રીને કશી પડી નથી એમાં સાચો લાભ તો એ માનનારને છે-નાથમાં પ્રભુની શ્રદ્ધા ધરાવનારને છે. એ અલ્પ જીવાત્મા નાથના પરમ ઐશ્વર્ય જોડે સબંધ પામીને પોતે પણ મહાન્ બની જશે. જેને આવા મહાન્ બનવું હોય તેવા સુભાગીઓમાટે મારો આ પોકાર છે—જેને પોતાનું પરમકલ્યાણ સાધવું છે તેવા ધન્ય માનવોમાટે મારો આ સ્વાનુભવ છે. જે મનુષ્ય મારા ગુરુદેવના ઈશ્વરસ્વરૂપને માનતો થશે—તેઓશ્રીની ઈશ્વરલીલામાં વિશ્વાસ ધરતો થશે—તેઓશ્રીનાં પૂજનઅર્ચનમાં કૃતકૃત્યતા સમજતો થશે તો તે જીવાત્માનું કલ્યાણ છે-પ્રભુને તેમાં કશું નથી

બંધુઓ ! મારો આ અનુભવ મારો જાતઅનુભવ છે અને એ અનુભવે મને જગાડયો છે. જેમ જગાડયો છે તેમ નાથકૃપા મને જીવનભર જાગતો રાખશે અથવા જીવનભર હું જાગતો રહું એવી નાથ કૃપા કરે તો મારુ જીવ્યું ધન્ય બનશે ગુરુદેવના સાક્ષાત્ પરમાત્મસ્વરૂપમાં એકવાર પણ શ્રદ્ધા જાગી જાય તો તેને હું વિશ્વાસ આપું છું કે એવી શ્રદ્ધાની એક નાનીશી ચીનગારી તેના પાપપુંજને બાળતી જશે અને એ ચીનગારી અખંડ બનતાં એમાંથી એવી વિશુદ્ધિ જન્મશે કે જેના પ્રતાપે એ સુખના, આનંદના, શાંતિના શાશ્વત શિખરે પહોંચી કૃતકૃત્ય બની જશે. આટલું યથામતિ કથન કરી વિરમું છુ.

જયનાથ-જયપ્રભુ ! જયનાથ !!

---

# દીક્ષાયાચનાનો ધન્યપ્રસંગ

[ લેખકઃ-શ્રી. કાનજી પુરુષોત્તમ દવે-વંથળી ( સોરઠ )]

સદ્‌ગુરુશ્રીના મહાપૂજનનો મહોત્સવ હતો, અને આ સેવકમાટે એ ધન્ય દિવસ હતો. આ શુભપ્રસંગનો લાભલેવા બીલખા-આનંદાશ્રમમાં કૃપાનાથના સેંકડો શિષ્યો એકઠા થયા હતા. ધન્ય છે પૂર્ણિમાના મહાપૂજનનો આ પ્રસંગ અત્યારે પણ એ પ્રસંગ આટલાં વર્ષો પછી પણ મારી સ્મૃતિમાં તાજો થાય છે, અને એ પ્રસંગનું સમસ્ત દૃશ્ય નિહાળતો હોઉં એમ અનુભવાય છે. શ્રવણમંદિરમાં કૃપાનાથ સિંહાસનઉપર દક્ષિણાભિમુખ બિરાજ્યા છે. વેદમંત્રોના સુંદર અને મધુર ઘોષ સંભળાય છે સર્વ સાધકોના પ્રતિનિધિરૂપે બેઠેલા અમુક સંભાવિત અને માનનીય શિષ્યો મહાપૂજનમાં બેઠા છે મહાપૂજન ચાલુ છે વચ્ચે વચ્ચે કૃપાનાથની પ્રશસ્તિઓ બોલાતી જાય છે. વાતાવરણમાં ધૂપનો પરિમલ ઊભરાય છે અને ઘૃતદીપક તેમાં શુભ્રતા રેલાવે છે શ્રવણમંદિરમાં ઉપસ્થિત થયેલ પ્રત્યેક સાધક પોતપોતાને સ્થાને બહુજ શાંતિ અને સંયમથી બેઠેલ નજરે પડે છે.

શ્રવણમંદિરના પૂર્વભણીના મુખ્ય પ્રવેશદ્વારમાં ઊભેલા ઠક્કર ઓધવજી બાપા અંદર આવનારને યથાક્રમમાં તેમની યોગ્યતા પ્રમાણે બેસાડે છે, અને આ રીતે તેઓ સદ્‌ગુરુસેવાનો અલભ્ય લાભ મેળવે છે. શ્રી. પોપટભાઈ શુક્લ "શ્રીસદ્‌ગુરુ પૂજનપદ્ધતિપ્રમાણે

મહાપૂજન કરાવી રહ્યા છે. મહાપૂજનમાં બેઠેલા શિષ્યોએ, "પાદુકા પૂજન" અને "ભાલપૂજન" પૂરું કરી લીધા પછી સભામંડપમાં એકત્ર થયેલા શિષ્યો અશિષ્યો ક્રમ પ્રમાણે પૂજન શરુ કરે છે, અને પ્રત્યેકને પાદુકાપૂજન અને ઇચ્છા હોય તેને ભાલપૂજનનો સુયોગ સાંપડે છે. પૂજન ચંદન, અક્ષત અને પુષ્પથી થાય છે. તેની થાળી લઇ એક સાધક ત્યાં ઊભો હોય છે. પૂજન કરનાર પૂજન કર્યા પછી શ્રીફળ, સાકર અને યથાશક્તિ ભેટ ધરી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરે છે અને પછી પોતાની જગાએ બેસે છે. બધો કાર્યક્રમ બહુજ વ્યવસ્થા અને બહુજ શાંતિપૂર્વક ચાલે છે. ગુરુદેવના સિંહાસનના પૂર્વ ભાગમાં એક વ્યક્તિ ચમર લઇને ઊભેલ હોય છે, અને સિંહાસનના પશ્ચિમ ભાગમાં છડીદાર તરીકે પૂજ્ય માણિક્યવર્મા ઊભા છે. ચાલતે પૂજને વચ્ચે વચ્ચે તેઓ ધીરગંભીર સ્વરે સદ્‌ગુરુશ્રીની સંસ્કૃત પ્રશસ્તિ બહુ ભાવપૂર્વક બોલે છે, અને આખા સભામંડપમાં તેના મંગલપડઘા પડે છે, અને તે પ્રશસ્તિના અંતમાં 'વિજયતે, વિજયતે, વિજયતે"નો આનંદમય ઘોષ કરી સભાસ્થાનને ગજાવી મૂકે છે. વચ્ચે વચ્ચે કોઇ શિષ્ય સ્તુતિ બોલે છે, કોઇ સાધક સ્વરચિત ભજન બોલે છે, તો કોઈ સુભાગી સંસ્કૃત શ્લોક લલકારે છે અથવા, કોઇ સુમધુર સ્વરે ધૂન લેવરાવે છે. અને ગેંહરડાનિવાસી ગુરુભક્ત શ્રી મૂળશંકર જૂઠાભાઈનુ સ્મરણ તાજું થાય છે, અને તેમના પહાડી સૂરની યાદી આવે છે. તેમના કંઠમાંથી નીકળતાં ભજનો "શ્રુતિ પ્રસરાવતી" અને 'સુધા સિંચી જીવનરસ પૂરનારા હિમરશ્મિ"ના ગુરુભક્તિમય ગવાતાં ભજનોનું સ્મરણ થાય છે. એ પહાડી સૂરના મંજુલ પડઘા અંદર અને બહાર વાયુમંડલમાં પ્રસરે છે, અને આખો આશ્રમ એને ઝીલે છે.

પ્રાચીન ભારતમાં દૃષ્ટિએ પડતા ઋષિઆશ્રમનુ આ કલિકાલમાં પુનઃ દર્શન થતું બીલખા-આશ્રમમાં અનુભવાય છે. ભગવાન વ્યાસજી, અથવા ભગવાન્ વસિષ્ઠજી, અથવા ભગવાન્ યાજ્ઞવલ્કયસમા શોભતા પૂજ્યપાદશ્રી સિંહાસનપર બિરાજી રહ્યા હોય! અહા શી શોભા! શું સુંદર દૃશ્ય! કેવો અલૌકિક દેખાવ! ધન્ય જીવન! શુષ્ક હૃદયો પણ ભક્તિ-ભાવમાં તરબોળ બની જાય, અભક્તો ભક્ત બની જાય; નાસ્તિકો આસ્તિક બની જાય, પાષાણહૃદય પણ દ્રવી ઊઠે. આવુ ભવ્ય વાતાવરણ, આવું પ્રભુત્વ, આવુ દૈવી સાંનિધ્ય, આવો અજબ પ્રભાવ અને પ્રતાપ, અને આટલી અદ્‌ભુત અસર ઉપજાવનાર મહાશક્તિને મહેશ્વર સિવાય શાની ઉપમા આપી શકુ? દેવાધિદેવ ભગવાન્ શંકર સિવાય આટલું પ્રભુત્વ હોય પણ કોનુ? આ બધું નજરે જોનાર અને પ્રત્યક્ષ અનુભવનાર એવો હું પણ એ પ્રસંગનું યથાસ્થિત વર્ણન કરવા અશક્ત છુ. મને તો કૃપાનાથના મહાપૂજનનો આ પ્રથમ પ્રસંગજ પ્રાપ્ત થયેલો. આ બધું મારામાટે તદ્દન નવુજ. મારું હૃદય દ્રવી ઊઠયું. વેદના મધુર ઘોષોએ, ત્યાં ગવાતી પ્રશસ્તિ ભજન, સ્તોત્ર તથા શ્લોકે મારા હૃદયના પ્રત્યેક તાર ઝણઝણાવી મૂકયા. મારુ જીવન નવો પલટો અનુભવવા લાગ્યું. મારા સ્થૂલદેહમાં દિવ્ય ચેતનાએ કેમ જાણે પ્રવેશ કર્યો હોય! હું તો અવાક્ બની નાચતા હૃદયે આ બધું નીરખી રહેલો. સિંહાસનપર પદ્માસને બિરાજેલા એ સિદ્ધ યોગેશ્વરના મુખકમલની પ્રભાને હું આંખોવડે પીતો જાઉં, વળી થોડા સમય એ ભવ્ય મુખમુદ્રા ઉપર મારી દૃષ્ટિ કરું, થોડીવાર મહાપૂજનમાં બેઠેલાઓને નિહાળું, થોડીવાર ચામર ધરનારને અને છડી ધરનારને નિહાળું, અને ફરી પાછો એ દિવ્ય મુખારવિંદના પરિમલને પામવા નેત્રથી ત્યાં પહોંચી જાઉં. એક નાનુ બાલક જેમ કોઈ અગમ્ય સ્થાનમાં આવી ચડયુ હોય એવી મારી સ્થિતિ હતી.

હું સ્થૂલ આંખે દિવ્યદર્શન કરતો હતો હું સ્થૂલકાને દિવ્ય શ્રવણ કરતો હતો, અને સ્થૂલદેહે વિરલ વ્યતિકરો નીરખતો હતો એ પૂજન નહોતું, પણ પૂજ્ય સાથે એકરૂપ થવાની સાત્વિક ક્રિયા હતી એ કાંઈ સામાન્ય પૂજનવિધિ નહોતો, પણ મહેશ્વરના મહિમાને મેળવવાનો આધ્યાત્મિક કાર્યક્રમ હતો. આજનો આનંદ મારા હૃદયમાં સમાતો નહોતો મારાં હૃદયમાં આજે શાંતિનાં પૂર ઉલટ્યાં હતાં મારું દિલ આજે નિરવધિ આનંદને હિલોળે ચડ્યું હતું શાસ્ત્રજ્ઞો જે આનંદ, જે શાંતિ જે ઉપશમની વાતો કરે છે તે બધું સુખ જાણે એકીસાથે મને આવી મળ્યું હોય એમ ભાસવા લાગ્યું કોઈ લોકોત્તર પ્રદેશમાં હું ઉડ્ડયન કરતો હોઉં, કોઈ અગમ્ય પ્રદેશમાં વિહરતો હોઉં, કોઈ અદ્ભુત આંદોલનોમાં ઓતપ્રોત બન્યો હોઉં એવી મારી એ સમયની જીવનસ્થિતિ-મારી મનોદશા બની ગઈ મારું ચિત્ત આજે એજ ચિત્રદર્શનમાં કેન્દ્રિત હતું ગુરુદેવનુ મુખદર્શન આજે મારા જીવનનુ વિશ્રામસ્થાન બન્યુ.

એ મુખારવિંદમાં આજે હું શું જોતો હતો એ જાણતો નથી હું શાનાં દર્શન કરું છુ તેનુ મને ભાન નથી ભરનિદ્રામાં પડેલું ચિત્ત શુ જાણે? શુ સમજે? એતો સુખના સાગરમા ડૂબ્યુ હોય, અથવા જ્ઞાનની મસ્તીમા નિમગ્ન બન્યુ હોય અથવા કોઈ અગમ્યતામાં એકાકાર બન્યુ હોય ત્યાં વર્ણન શા? ત્યાં વ્યાખ્યા શી? ત્યાં સમાલોચના કેવી? મહાપૂજન પૂરું થયું તેની સાથે હું સાવધ થયો ગુરુદેવના હસ્તકમલમાં "શ્રી-ઉપદેશગ્રંથાવલિ"નો અંક હતો ત્યાં ઉપસ્થિત પ્રત્યેકને તે આપવામાં આવ્યો હતો શ્રવણ પહેલાંનુ મંગલાચરણ પૂરું થયું, અને કૃપાનાથ એ અંકનુ શ્રવણ કરાવે તે પહેલાં હું મારે સ્થાને ઊભો થઈ ગયો બરાબર ગુરુદેવની સન્મુખ અને સાથે સ્વરચિત આણેલું કાવ્ય ગાવુ શરૂ કર્યું:—

### "દીન કિંકરને દીક્ષાદ્વારા શરણે લેવા કૃપાનાથને અભ્યર્થના"

'રાગ પ્રભાત વિભાસની ચાલ'

આવ્યો છુ ગુરુજી હું તો, શરણ તમારે, શરણ તમારે ગુરુજી ધાઓ દીન વહારે
આવ્યો૦

દુનિયા દિવાનીમાં હું ભટકી ભૂલો પડ્યો છુ, જગતની માયામાં તો, મૂઝતા મર્યું છુ
આવ્યો૦

પ્રજ્ઞા વિનાના સુજને, સુપથ એકે ના સૂઝે, જગત જ જાળે મારુ હૃદય બળે છે
આવ્યો૦

સુપથે કદીએ નવ ચાલ્યો, વિષયાદિ ભોગે મહાલ્યો, હવે તો ગયો હું હારી,
પ્રભુ દયા ઉગારી આવ્યો૦

જગતની જૂઠી માયા, અંધતાથી સત્ય માની, ફસાયો હું પૂરો પાપી, જૂઠા ભોગ પામી
આવ્યો૦

તારી લ્યો ગુરુજી મારા, હવે તો પોતાનો જાણી, અમૃતના બિંદુ છાંટી, કરો શીતલ શાંતિ
આવ્યો૦

પ્રભુના સુપંથે વાળી, ભક્તિના ભેદ પરખાવી, બ્રહ્માનંદ સુખ નીરખાવી,
લીઓ નાથ તારી આવ્યો૦

આ ભજન પૂરું થયું એટલે કૃપાનાથે મારા સામું જોયું, અને એ ભજનના શબ્દે શબ્દપર ધ્યાન આપ્યું હોય અને ભજનના ભાવને લક્ષમાં લીધો હોય એમ મને બરાબર પ્રતીતિ થઈ કૃપાઘને મારી અંતરવ્યથા અને મનોભાવનાને બરાબર સમજી લીધી મારાં સ્તવને ઉપજાવેલી ઊર્મિઓવડે મારી આંખો આંસુભીની બની. હું મારું કાવ્ય પૂરું કરી, પ્રભુને નમન કરી, મારે સ્થાને બેઠો. પ્રભુ કેટલા ભક્તવત્સલ અને કરુણાલુ છે એ ત્યારે સમજાયું. અનુજ્ઞા માગ્યા વગર કથાના પ્રારંભમાં મેં અંતરાય ઉપજાવ્યો હતો અને કોઈપણ શિક્ષિતસમાજમાં આવો અંતરાય ન નભાવી લેવાય અને રજા મેળવ્યા વગર કોઇપણ કાવ્ય કે લેખ ગાઈ અથવા વાંચી ન શકાય આ તો વળી આચાર્યસ્થાન ત્યાં તો આવો અંતરાય અક્ષંતવ્ય મનાય, છતાં ગુરુદેવે મારી ક્ષતિ સામું લેશપણ જોયું નહિ, પરંતુ પ્રસન્ન ચિત્તે અને સ્મિતવદને મારી અલ્પ સ્વલ્પ બુદ્ધિની અભ્યર્થનાને શ્રવણે ધરી એ મારું થોડું સુભાગ્ય ?

તેજ દિવસે બપોરે ગુરુદેવે મને શરણમાં લીધો, અને મને આપશ્રીની પાવન દીક્ષા આપી દીક્ષિત બનાવ્યો

---

# નાથનું માહાત્મ્ય

[શ્રીમતી રાધાબહેનનું નિવેદન-રાજકોટ]

[વિશ્વપ્રસિદ્ધ ગાંધીજીના મોટાભાઈ શ્રી લક્ષ્મીચંદ અથવા કાલિદાસ ગાંધીનાં પુત્રી—"વંદેમાતરમ્" પત્રના તંત્રીશ્રી શ્રીશામળદાસ ગાંધીનાં મોટાંબહેન]

(૧) સં. ૧૯૫૬માં કૃપાનાથે મારા પિતાને ત્યાં રાજકોટમાં ચાતુર્માસ કરેલું હતું તે મને યાદ છે. નાનપણમાં મેં કૃપાનાથની દીક્ષા લીધેલી. અમો સૌ બાળકોપ્રતિ કૃપાનાથ બહુ વાત્સલ્ય રાખતા અને બાળકોની ભાષામાં અમને સૌને સદ્‌બોધ આપે. મેં લગ્ન પહેલાં દીક્ષા લીધી હતી એટલે લગ્ન પછી સાસરિયામાં ગઈ પણ તેઓ વૈષ્ણવસંપ્રદાયના એટલે મને સૂર્યોપાસન કરવામાં સંકોચ થાય. આથી મેં કૃપાનાથને પૂછેલું કે "મારે કેમ કરવું ?" તેઓશ્રીએ સુંદર માર્ગદર્શન આપ્યું. "રસોઈ તમે કરતાં હો ત્યારે દાળભાતનું આંધણ થાય તે સમય દરમિયાન અથવા ઘરકામ કરતાં જ્યારે સમય મળે ત્યારે માનસિક સૂર્યોપાસન કરી લેશો, એટલે ધીમે ધીમે બધું અનુકૂલ થઈ જશે" આ આજ્ઞાનું હું બરાબર પાલન કરવા લાગી એટલે મને સૂર્યોપાસન કરવાની સર્વરીતે અનુકૂલતા થઇ ગઈ.

(૨) રાજકોટ કૃપાનાથ બિરાજે ત્યારે શ્રી અજિતરાયનાં માતુશ્રી સૂરજ બહેન કે જેમને હું સૂરજમાસી કહેતી તેમની જોડે કૃપાનાથનાં દર્શન કરવા જતી

(૩) સૂરજમાસીનો અધિકાર બહુ ઊંચો હતો. કૃપાનાથનાં દર્શન થતાં અથવા કરતાં કરતાં તે ધ્યાનસ્થ બની જાય. તેમના પર આવેલા કૃપાનાથનાં બોધપ્રદપત્રો મને તેઓ વંચાવતાઃ કૃપાનાથ પોરબંદરમાં બિરાજતા ત્યારે અમે સૌ ભાંડરૂઓએ-જડી બહેન, મેં, શામળદાસ, રણછોડદાસ અને શાંતિલાલ એમ સૌએ તેઓશ્રીની દીક્ષા લીધેલી.

(૪) છેલ્લે ઉમરાળામાં વળાપાસે-તે સમયે મારા પતિ વળા રાજ્યમાં અધિકારી હતા-

અને કૃપાનાથનાં દર્શન થયેલાં. અમે વળાથી ઉમરાળા આવેલાં-ઉમરાળા વળાથી આશરે ૭ માઈલ દૂર થાય. એ સમયે મારો બે અઢી વર્ષનો નાનો બાબો અવસાન પામતાં હું બહુ શોકવશ રહેતી એટલે કૃપાનાથે બહુ આશ્વાસન આપ્યું-સાન્ત્વન આપ્યું અને કૃપા કરીને કહ્યું "કાંઈ પૂછવું હોય તો પૂછી લેજો" હું કાંઈ પૂછી શકી નહિ તેમ તેઓશ્રીના કથનનું રહસ્ય પણ સમજી શકી નહિ તેઓશ્રીનાં આ છેલ્લાં દર્શન હતાં. આ વસ્તુ-સ્થિતિની મને અત્યારે એટલે તેઓશ્રીનાં સ્વરૂપાવસ્થાન પછી ખબર પડી, પણ હવે શું થાય? મારા મનને શાંત કરવા હું વખતે વખતે બીલખા-આનંદાશ્રમમાં જયા કરું છું. મારો પુત્ર સુશીલ એડન જવાનો હતો ત્યારે સુશીલ, તેમનાં ભાભી અને ત્રણ બાળકોને લઈ રાજકોટથી બીલખા દર્શનાર્થે આનંદાશ્રમમાં જઈ આવેલી.

(૫) મારા નાનાપુત્ર દિનકરની બી.એ ની પરીક્ષા તા ૩૦-૩-'૫૩ સોમવારથી રાજકોટમાં થવાની હતી તે પહેલાં તેને ખાસ દર્શન તથા પાદુકાજીનાં પૂજનમાટે બીલખા મોકલ્યો હતો દિનકરરાયે બીલખા આશ્રમમાં સાંજરે જઈ સાયંઆરતી પછી શ્રવણમંદિરમાં વિધિસર પૂજન કર્યું અને ભોજન કરી રાતની ગાડીમાંજ રાજકોટ આવ્યો. આમ દર શુભપ્રસંગે એક નિયમતરીકે અમે બીલખા આશ્રમમાં દર્શનપૂજનમાટે જઈ અમારી જાતને કૃતકૃત્ય સમજીએ છીએ. ગુરુદેવનાં પાવન આંદોલનોનો લાભ મેળવી પવિત્ર બનવા પ્રયાસ કરીએ છીએ. પાદસેવન એ પણ નવધાભક્તિનો એક પ્રકાર છે, અને એના સાતત્યથીજ કોઈ દિવસ ઐકાંતિકભક્તિના ઉદ્‌ગમનો સંભવ ખરો! શુભક્રિયાનું અખંડ સાતત્ય એ પણ યોગનો એક પ્રકાર છે, અને ચિત્તવૃત્તિની એકાગ્રતામાં હેતુભૂત બને જ્યાં સદા વિરામ પામવાનું છે ત્યાંજ સદા જતા રહેવું જોઈએ એટલે એકદહાડો એ નાથની કૃપાથી જીવનનું આવાગમન મટી જાય

——)⌒(——

# પ્રેમવિનિમય

[નિવેદકઃ—શ્રી હરગોવિંદ પીતાંબર ત્રિવેદી-વડોદ]

હું કચ્છમાં પોસ્ટખાતાની નોકરીમાં હતો. એ તરફના પોસ્ટખાતાના ઇન્સ્પેક્ટર સાથે મારે બનતું નહિ તે બહુ આકરા અને કડક સ્વભાવના હતા ખાતાનો તેમના હાથ નીચેનો કોઈ માણસ તેમને મળવા જાય તો તેને તેમની હાજરીમાં ઊભા રહેવું પડે. તેને ખુરશીપર બેસવાનું કહે નહિ એક સમયે શ્રીમન્નાથપ્રભુ-મારા સદ્‌ગુરુદેવના સમાગમનો મને સુયોગ સાંપડ્યો. એ વખતે મેં એ ઈન્સ્પેક્ટર સંબંધી મારા અનુભવની બધી વાતો તેઓશ્રીની સેવામાં નિવેદન કરી અને તેના સ્વભાવનું સુરૂપ શબ્દચિત્ર દોરી બતાવ્યું.

ગુરુદેવનાં નિર્મલ સંતહૃદયે એ દોષયુક્ત ચિત્રપર લેશ પણ લક્ષ ન આપ્યું કોઈનો દોષ ન જોનાર એ મહાસંતે મારા સામું ગંભીરમુદ્રાથી જોયું અને મને સૂચક પ્રશ્ન પૂછ્યો —

"તમે ગીતાજી બરાબર વાંચ્યાં છે? તેના દશમા અધ્યાયનો એકતાળીશમો શ્લોક ધ્યાનમાં છે? ન હોય તો ધ્યાનપૂર્વક વાંચજો, તેનો અર્થ સમજશો અને તેનું રહસ્ય જાણશો" એ શ્લોક આ પ્રમાણે છેઃ—

यद्यद् विभूतिमत्सत्त्वं, श्रीमदूर्जितमेव वा।
तत्तदेवावगच्छ त्वं, मम तेजोंऽशसंभवम् ॥

શબ્દાર્થ:—જે જે પ્રાણી ઐશ્વર્યવાળો, લક્ષ્મીવાળો, અથવા બલવાળો હોય તેને તેને પણ તમે મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલો જાણો.

આ શ્લોકના અર્થનું મનન કરવા મને આજ્ઞા કરવામાં આવી સાચા અવતારી મહાપુરુષના શબ્દોનું શું સામર્થ્ય હોય છે તે મને સમય આવતાં અનુભવગમ્ય થયું. મારે જે ઈન્સ્પેક્ટર સાથે બનતું ન હતું એના મૂલકારણભણી મારી દષ્ટિ ગઈ મેં વિચાર કર્યો "એમની સાથે મારે બનતું નથી એમાં દોષ મારો કે એમનો? એ આકરા સ્વભાવના છે-તાબાના કોઈનું સન્માન સાંચવતા નથી એમ કહી એમનાપર દોષનો ટોપલો ઓઢાડવો એ કરતાં મેં એમના દોષનું સૂક્ષ્મદર્શન કર્યું એ પરદોષદર્શન કરનાર હું શામાટે દોષપાત્ર ન ગણાઉં?" પરદોષદર્શન એ નિષિદ્ધ વસ્તુ છે, અને ગુરુદેવે તો એ દોષમાંથી મુક્તિ મેળવવાની ભારપૂર્વક ભલામણ કરી છે. આ જાતની શુભ વિચારદ્વારા મારામાં પ્રવેશ પામી ગુરુદેવની આજ્ઞા થયા પછી હું મારા દોષપર વિચાર કરવા લાગ્યો, એટલે ઈન્સ્પેકટરના દોષનું ચિત્ર નિર્મલ થવા લાગ્યું.

આ પછી ગીતાજીના એ શ્લોકપર વિચાર કરતાં અને મનન કરતાં મને વધુ અને વધુ પ્રકાશ મળવા લાગ્યો "ઐશ્વર્યવાળો લક્ષ્મીવાળો, અથવા બળવાળો, પ્રાણી મારા -પરમાત્માના-તેજનો અંશ છે." આ શબ્દો મને જાગ્રત્ કરી રહ્યા. એ ઈન્સ્પેકટરનો દરજ્જો મારા કરતાં મોટો છે અને વળી એ મારા ઉપરિ છે-મારા મોટા અમલદાર છે તો એમાં પણ પ્રભુનો અંશ કેમ નહિ? ખરેખર એ એમનો દરજ્જો અને ઉન્નત વ્યાવહારિક સ્થિતિ તેમના પુણ્યનું ફલ છે. એમનો વિરોધ કરવો એ પ્રભુના અંશનો વિરોધ કરવા બરાબર છે ગુરુદેવના શબ્દો મને ક્રમશઃ આધ્યાત્મિક વિજ્ઞાન સમજાવવા લાગ્યા. મારા મનમાં પડેલું ઈન્સ્પેકટરના જીવનનું કાળું ચિત્ર ક્રમશ શ્વેત થવા લાગ્યુ, અને મારા મનના તેમના ભણીના મલિન વિચારો-દોષના વિચારો-વિરોધના વિચારો-અણબનાવના વિચારો ક્ષીણ થવા લાગ્યા, અને મારામાં માનવપ્રેમની વિશુદ્ધ લાગણી જાગ્રત્ થઈ. એ જો ઈશ્વરના અંશ છે તો માનને પાત્ર ખરા કે? જો એ પ્રભુનો અંશ છે તો પ્રેમને પાત્ર ખરા કે? જો પ્રભુરૂપ ગુરુદેવનો એમાં અંશ છે તો તેમનો વિરોધ મારા ગુરુદેવનો વિરોધ ન ગણાય? પ્રેમના વિચારો મારા મનમાંથી ફુટવા લાગ્યા, મારા વિરોધના વિચારો ટળવા લાગ્યા, અને તેમનું દોષયુક્ત ચિત્ર બહુ સુરૂપ, બહુ સુંદર અને ઘાટીલું ભાસવા લાગ્યું

મારા હૃદયમાં ગુરુદેવની કૃપાએ નિર્મલ પ્રેમનો વાસો કરાવ્યો જો "ટેલીપથ" "વિચારવિનિમય"નું કોઈ શાસ્ત્ર છે તો "પ્રેમવિનિમય"નું શાસ્ત્ર કેમ ન હોય? આપણે બીજામાટે જેવો વિચાર કરીએ તેવોજ વિચાર તે આપણામાટે કરે છે, કેમકે મનનું મન સાક્ષી છે. આપણા મનમાં બીજા માટે જો સારો વિચાર આવે તો એ બીજાના મનમાં આપણામાટે સારો વિચાર આવે, અને એ આપણા મનમાં તેને માટે ખરાબ વિચાર આવે તો તેના મનમાં પણ એવોજ ખરાબ વિચાર આવે. આ છે વિચાર વિનિમયનું સામાન્યશાસ્ત્ર. ફક્ત આત્મજ્ઞાની મહાપુરુષો, મહાયોગીઓ, અનન્ય ભક્તો અને ઈશ્વર અવતારો આ નિયમના અપવાદ છે તેમનાં ચિત્ત એટલાં પરમ વિશુદ્ધ હોય છે કે એમના ચિત્તમાં

દ્વેષના, વિરોધના કે તિરસ્કારના અશુભ વિચારો પ્રવેશ કરી શકતા નથી. એમના સર્વાત્મભાવવાળા હૃદયનું એટલું સમદર્શીપણું હોય છે કે સર્વમાં તેમને પરમાત્મદર્શન થાય છે. વિચારવિનિમયનું શાસ્ત્ર સામાન્યકોટિના માનવોમાટેનું શાસ્ત્ર છે.

મારા મનમાં એ ઇન્સ્પેકટરમાટે શુભવિચાર આવવા લાગ્યા, પ્રેમના વિચાર આવવા લાગ્યા, સન્માનના વિચાર આવવા લાગ્યા બસ થયું, પછી શું પરિણામ આવ્યું તે જોઇએ

અમુક સમય પછી મારે કામપ્રસંગે એ ઇન્સ્પેકટર સાહેબને મળવાનું થયું હું એમને મળવા ઓફિસે ગયો. જેવો મેં તેમની કચેરીમાં પગ મૂક્યો કે તુરતજ તેમની દૃષ્ટિ મારાપર પડી. પ્રથમ જે આંખોમાં કડકાઇ ભાસતી હતી ત્યાં આજે કોમળતા લાગી –જ્યાં પ્રથમ મુખમુદ્રા ઉગ્રતાથી ભરપૂર ભાસતી ત્યાં આજે પ્રેમનું સ્મિત ફરકતું જણાયું એમની આખી રહેણીકરણી સાચું કહું તો રીતભાત તદ્દન ભિન્ન લાગી. આ શો ચમત્કાર? આ શી સ્થિતિ? તુરતજ મને મીઠા શબ્દોથી બોલાવ્યો, અને તાબાના કોઇને ખુરશીપર બેસવાનું ન કહેનાર તેમણે મને પ્રેમથી ખુરશીપર બેસવાનું કહ્યું. મારી જોડેનો પ્રથમનો વ્યવહાર અથવા વર્તાવ અને અત્યારનો વ્યવહાર અથવા વર્તાવ મને આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવો હતો જાણે પહેલાંના એ ઇન્સ્પેકટર સાહેબજ નહિ.

મને પ્રેમનું શાસ્ત્ર શિખવનાર ગુરુદેવની પારમેશ્વરી શક્તિને મારી વિનમ્ર વંદના છે. જો ગુરુદેવે પ્રબોધેલું આ શાસ્ત્ર માનવમાત્ર શિખી જાય તો જગત્ પ્રેમની વિશુદ્ધ રંગભૂમિ બની જાય, અને માનવ માનવ એક કુટુંબના સગા સહોદર બની જાય. જગતમાં જે આ કલેશની ચીનગારીઓ ઝબુકે છે, દ્વેષના જે દાવાનલો ભભૂકે છે, તિરસ્કાર અને વેરના જે આતશ સળગે છે તેમાં પ્રેમની શાંતિ પ્રસરે-માનવહૃદયને સળગાવતો પરિતાપ મટી જાય અને જગતનું દુઃખમય ચિત્ર સુખનો સ્વાંગ ધારણ કરે. ગુરુદેવનું આ આધ્યાત્મિક વિજ્ઞાન જીવનના ત્રિવિધતાપ મટાડી શકે છે, કેમકે જ્યાં જીવનમાં પ્રેમની વિશુદ્ધ દૃષ્ટિ આવી જાય ત્યાં કશું અશુભ, કશુ દુઃખમય, કશું કલેશમય ટકી ન શકે પ્રેમનો આ પ્યાલો પીવા જેવો છે. જે પીશે તે બદલી જશે. માનવજાતને ઘેરીને પડેલા બધા દોષો નેસ્તનાબૂદ બનશે અને માનવજીવન શાંતિના સમુદ્રમાં, સુખના સમુદ્રમાં, આનંદના સમુદ્રમાં નિમજ્જન કર્યા કરશે વિશુદ્ધ પ્રેમ એ પ્રભુનું સ્વરૂપ છે અને પ્રભુ એ વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ છે. પ્રભુને પામવા એ પ્રેમની વિશુદ્ધિ જરૂરી છે. તે મેળવો અને માનવજીવન ધન્ય કરો.

## અમારી કાપટયકથા

[ નિવેદક:—શ્રી. કલ્યાણજી ખોડીદાસ શાહ-નાગનેશ ]

નાથપ્રભુ મારી કિશોર અવસ્થા એટલે મારું વય આશરે ૧૬-૧૭ વર્ષનું હશે ત્યારે નાગનેશ પધાર્યા હતા. કથાપ્રસંગે હું માત્ર કુતૂહલવૃત્તિથી ત્યાં ગયો હતો, પરંતુ મારા પૂર્વજન્મના શુભકર્મનો ઉદય થયો હશે એટલે મને તેઓશ્રીના મુખારવિંદની આસપાસ શુભ્ર જ્યોતિનાં દર્શન થયા-આ શુ છે એ હું ક્યાંથી સમજુ? પણ એટલું તો સમજ્યો કે એ કોઈ દિવ્ય પ્રકાશ છે-એ સૂર્યપ્રકાશ નહિ, ચંદ્રનો પ્રકાશ નહિ, અગ્નિનો પ્રકાશ નહિ. પ્રકાશ ખરો, પણ કોઇ અજબ પ્રકાશ, કોઈ અદ્ભુત પ્રકાશ, કોઈ દિવ્ય પ્રકાશ. વાણીમાં

ન આવે! એવો પ્રકાશ, આંખે દેખાય છતાં કદી નહિ જોયેલો પ્રકાશ! આ જ્યોતિ મુખારવિંદની આસપાસ ગોળાકારે દેદીપ્યમાન દેખાય સૌને પૂછુ તો કોઈ એ ન જુએ. મારું એકલાનું સુભાગ્ય જાગ્યુ હતું. એ શુભ દિવસથી નાથપ્રભુભણી મારું આકર્ષણ ચાલુ થયું.

આ પછી ઘણાં વર્ષે મારું ધંધાઅર્થે મોહપુરી મુંબઈમાં જવું થયું, અને મિત્રમંડળ પણ મળ્યું આ અરસામાં ગુરુદેવનું પધારવું મુબઇમા થયુ સાંજરે માધવબાગમાં તેઓશ્રીની કથા ચાલતી. અમારા મિત્રમંડળમાંના સૌને તેઓશ્રીની દીક્ષા લેવાનો વિચાર આવ્યો, પણ ગુરુ કર્યા પહેલાં ગુરુની પરીક્ષા કરવી જોઈએ એવો મારો વિચાર મેં સૌને જણાવ્યો. શ્રીમન્નથુરામશર્મા સાચા સંત છે અથવા અવતારી મહાપુરુષ છે એમ ઘણા કહે છે, પરંતુ આપણે પણ અનુભવથી એ જાણવુ જોઈએ આવા નિશ્ચયથી અમારા મિત્રમંડળે-તેની સખ્યા આઠની હતી, આ આઠે જણાએ સ્વતંત્રરીતે કોઈને કહ્યા સિવાય દરેકે પોતપોતાના જીવનના વ્યાવહારિક પ્રશ્નો લખી ગજવામાં રાખ્યા. શાસ્ત્રીય પ્રશ્નોના ખુલાસા તો મળે, પણ વ્યવહારના અટપટા પ્રશ્નોના ખુલાસા કથાની સમાપ્તિપછી કથા સ્થાનમાંજ પૂછવાનો નિર્ણય કરી અમે માધવબાગમાં ગયા અને કથાના પ્રારંભ પહેલાંજ કથાસ્થાનના ભિન્ન ભિન્ન ભાગમાં દરેક જુદા જુદા ગોઠવાઇ ગયા સાથે ન બેઠા -આડાઅવળા-જાણે સૌ ભિન્નભિન્ન છીએ એવુ દેખાડવા તદ્દન જુદા જુદા બેઠા આજે અમારો અહભાવ ફુત્કાર કરતો હતો-અમારી અલ્પમતિ મહાસંતની પરીક્ષામાટે મહાલતી હતી. માણસ અવતારી સંતના મુકાબલામાં કેટલું અલ્પ પ્રાણી છે તેની અમને સમજ ન હતી.

શ્રવણના આરંભનુ મંગલાચરણ બોલાઈ રહ્યુ અને પછી કથાનો પ્રારંભ થયો આખા સભામંડપમાં ફરતી નાથની આંખ સૌથી પ્રથમ મારા ઉપર આવી. મારી કાપટ્ય કલાને જાણી જનાર નાથે મારા ગજવામાં ગુપ્ત પડેલા મારા પ્રશ્નોના ખુલાસા એક દૃષ્ટાંતદ્વારા આપી દીધા. હું સમસમી ગયો પછી આવ્યો બીજા મિત્રનો વારો-તેના ગુપ્ત પ્રશ્નોનો ખુલાસો તેને અપાઈ ગયો આમ કથા સમાપ્ત થતાં અમારી આખી મંડલીના પ્રશ્નો ઉકેલાઈ ગયા કથા પછી અમે સૌ માધવબાગની બાહર આવી એકાંતમાં ઊભા દરેકને પોતાના પ્રશ્નોના સમાધાનનો સંતોષ થયો અને ખરેખર આ સાચા સંત છે એમ પ્રતીતિ થઈ અને દીક્ષા લેવા વિચાર થયો અમારામાંના એકે જણાવ્યુ, "બંધુઓ! કદાચ અકસ્માત્ આમ બની ગયું હોય-કાગને બેસવુ અને તાડને પડવુ આ ન્યાયે દરેકને કથામાં સમાધાન મળ્યુ હોય, એથી થોડું કહી શકાય કે એ સાચા મહાપુરુષ છે? માટે આવતી કાલે બીજીવાર ચકાસણી કરીએ ફરી આપણે દરેકે પોતપોતાના પ્રશ્નો નોંધી કોઈને એ જણાવ્યા વગર આજની પેઠે આવતી કાલે પણ કથામા જવુ, અને આજ કરતાં જુદી જુદી જગાએ બેસી જવુ, અને કથા પછી પ્રશ્નો પૂછવા"

આ નિર્ણય સૌએ માન્યો. બીજે દહાડે કથા પહેલાં અમે આઠે જણા સભાસ્થાનમાં ભિન્નભિન્ન રીતે ગોઠવાઈ ગયા પ્રારંભના મગલાચરણ પછી કથા શરુ થઈ, અને ગઈ-કાલની પેઠે જો કે હું ભિન્ન જગાએ બેઠા હતો તોપણ તેઓશ્રીની દૃષ્ટિ મારાપર આવી એ નજર વિશુદ્ધ પ્રેમની હતી દયાની હતી-અનુકંપાની હતી-કરુણાની હતી બીજીવાર પણ મારા ગુપ્ત પ્રશ્નોનું સંપૂર્ણ સમાધાન મને મળી ગયું. હુ આશ્ચર્ય પામ્યો—કથા

દરમિયાન મારા બીજા સાત મિત્રોને પણ પોતપોતાના પ્રશ્નોના પૂરેપૂરા ખુલાસા મળી ગયા કથા પૂરી થયા પછી અમે સૌ માધવબાગની બાહર એકાંતમાં ઊભા. સૌએ પોતપોતાના પ્રશ્નપત્રો ગજવામાંથી કાઢયા, અને એકબીજાને દેખાડી પોતાનો સંતોષ વ્યક્ત કર્યો, અને દીક્ષામાટે ઇચ્છા દેખાડી અમારામાંના એકને આટલી પરીક્ષા પણ અપૂર્ણ લાગી એટલે ફરીવાર ત્રીજે દહાડે ત્રીજી પ્રશ્ન પરંપરા રચી છેલ્લી કસોટી કરી લેવા સૌને સમજાવ્યુ.

ત્રીજે દહાડે પણ અમારી મંડળી નવા નવા પ્રશ્નોની નોંધ પોતપોતાના ગજવામાં મૂકી કથાસ્થાનમાં પહોંચી ગઈ અને પાછી ભિન્નભિન્ન સ્થળે ગોઠવાઈ ગઈ કથા શરૂ થઈ અને મારા આશ્ચર્યવચ્ચે નાથનાં દિવ્યચક્ષુએ મને શોધી કાઢયો-અને મને ત્રીજીવાર સમાધાન આપ્યુ, અને મારી જેમ સૌને પણ પોતપોતાના સવાલોનો ખુલાસો સાંપડી ગયો. કથાપછી અમે સૌ બહાર નીકળ્યા દરેકે પોતપોતાનો પ્રશ્નપત્ર બાહર કાઢી પોતાનો સંતોષ વ્યક્ત કર્યો અમે સૌ હવે હાર્યા અમે સૌએ ચોથે દહાડે સવારમાં તેઓશ્રીનો જ્યાં ઉતારો હતો ત્યાં જવા સકલ્પ કર્યો અને વિનમ્રભાવે ગયા અમને કોઈને તેઓશ્રી અંગતરીતે ઓળખતા નહિ એટલે બહુ ભય અથવા શરમજેવું અમને ન લાગ્યુ અમે દંડવતપ્રણામ કરી સન્મુખ બેઠા ત્યાં કૃપાનાથ સ્મિત કરતા બોલ્યા "ગુરુ પથ્થરજેવા હોય તો પોતે પણ ડૂબે અને શિષ્યને પણ ડૂબાડે-માટે ગુરુ કર્યા પહેલાં બરાબર તપાસ કરવી-તપાસ બાકી રહી હોય તો હજુ કરી લેવી" તેઓશ્રીના મુખકમલમાંથી સરતા આ શબ્દો સાંભળી સૌથી પ્રથમ હું શરમાય ગયો અને તેઓશ્રીની આ કરુણાનુ દર્શન થતાં મારી પામર આંખોમાંથી આંસુ સરવા લાગ્યાં ત્રણ ત્રણવાર કસોટી કરી છતાં આટલી કરુણા! ત્રણ ત્રણવાર કાપટ્ય પરંપરા રચ્યા છતાં આટલી અનુપમ દયા! આટલી પામરતા દેખાડ્યા છતાં આટલો વિશુદ્ધ પ્રેમ! અમે તો શરમીંદા બની ગયા શુ બોલીએ! આખરે સૌ વતી મારેજ ક્ષમા યાચવી પડી, અને દીક્ષામાટેની વિજ્ઞપ્તિ કરવી પડી અમે સૌ દીક્ષિત બન્યા-શિષ્ય બન્યા શરણાગત બન્યા. કોના? મહેશ્વરના સાક્ષાત્ અવતાર નાથપ્રભુના-મનુષ્યરૂપમાં પધારેલા મહેશ્વરના-આનું નામ સંતતા કે જે કરેલા અપકારને ન ગણે જે અમારી પામરતાભણી પણ દયાદૃષ્ટિથી જુએ અમારી અલ્પતાને પણ દયાભાવથી નિહાળે આ પ્રતાપી આગબોટમાં બેસી અમે નિશ્ચિત બન્યા છીએ-અને વિશ્વાસ છે કે અમારી જીવનનૌકાના સુકાની બનેલા નાથ અમને સંસાર સાગરની પેલેપાર વેલાસર લઈ જશે સ્થૂલ દેહે ગયા છે છતાં છે, એવી પ્રતીતિ અમને આનંદાશ્રમમાં આવતાં થાય છે નાથ અમારા રક્ષક છે, અને રહેશે એના સુદૃઢ વિશ્વાસથી વિરમુ છુ.

———[०]———

# કૃપાનાથનું સમત્વ

[નિવેદક: શાસ્ત્રીજી દયારામ મૂળજી ગોઢા-બીલખા.]

મને એક રાત્રિનુ બરાબર સ્મરણ છે બીલખા-આનંદાશ્રમના નિજમંદિરમાં ગુરુદેવ બિરાજતા હતા, અને સુપ્રસિદ્ધ શિષ્યો પોરબંદરના શ્રીમાન્ ગોવિંદજી ડાહ્યાભાઈ વકીલ, રાજકોટના વકીલ ગોવર્ધનદાસભાઈ માણેકલાલભાઈ, ભાઈશંકરભાઈ આદિ પણ ત્યાં દર્શન-સત્સગમાટે બેઠેલા હતા. કૃપાનાથ પ્રુફ જોવાનું કામ કરતા હતા, અને મને સોંપેલું પ્રુફ

હું પણ તપાસતો હતો. એ સમયે જૂનાગઢના સરકારી દવાખાનાના મોટા દાક્તર સાહેબ શ્રીમાન્ નરસિંહદાસભાઈ પણ ત્યાં હાજર હતા

દાક્તર સાહેબ જૈન હોઈ કૃપાનાથને જૈનધર્મશાસ્ત્રોના પોતાને ન સમજાય એવા પ્રશ્નો પૂછતા હતા, અને કૃપાનાથ એ પ્રશ્નોના શાસ્ત્રીય ખુલાસા આપતા હતા. એ ધર્મનું પણ એવું તલસ્પર્શી જ્ઞાન કે પૂછનારને શંકા ન રહે નરસિંહદાસભાઈની પ્રશ્ન-પરંપરા આશરે એક કલાક ચાલી હશે-પ્રુફ જોવાનું ઝીણું અને અગત્યનું કામ હાથમાં હોવા છતાં પૂર્ણ શાંતિથી કૃપાનાથ તેમના મનનું સમાધાન કરે જતા હતા. આ પ્રશ્નચર્ચા પૂરી થયા પછી દાક્તર સાહેબે એક વ્યાવહારિક વાત ઉપાડી, અને કૃપાનાથને એક સૂચક પ્રશ્ન પૂછયો, ' આપશ્રીનું વય જોતાં આપશ્રીને ચશ્મા અવશ્ય આવવાં જોઇએ-ન આવે એ કેમ બને?" આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં દયામૂર્તિ નાથે માત્ર સ્મિત કર્યું, અને તેમના પ્રશ્નનો જવાબ માત્ર પ્રસન્ન મૌનવડે આપ્યો, પણ મૌનની ભાષા દાક્તર સાહેબ નહિ સમજ્યા હોય એમ મને જણાતાં મારાથી ન રહેવાયું. જો કે ત્યાં મોટા મોટા બેઠા હતા તેમની હાજરીમાં મારે બોલવુ પડે તે અવિનય જેવું લાગ્યું, અને મને એમ પણ લાગ્યુ કે કદાચ દાક્તર સાહેબજેવા મોટા અમલદાર મારાજેવા સામાન્ય માણસની વાતથી નારાજ પણ થાય અથવા મારી વાતને અપમાનજનક પણ સમજે છતાં મારે સ્પષ્ટ જવાબ આપવો એમ મારા હૃદયમાં પડકાર થયો. હૃદયમાથી અગમ્ય પ્રેરણા થઈ અને મેં ચલાવ્યું.

"દાક્તર સાહેબ! અમુક ઉમ્મર પછી ચશ્મા આવવાંજ જોઇએ એ વૈદકનું અથવા દાક્તરનું માનવુંજ છે કે કુદરતનો અબાધિત નિયમ છે? અને એવો નિયમ માનો તો પણ એ નિયમને કોઈ અપવાદ નજ હોય એમ થોડું કહી શકાય? આપનું એમ ચોક્કસજ માનવું હોય કે અમુક ઉમ્મર પછી ચશ્મા આવવાંજ જોઇએ તો આપ પ્રત્યક્ષ જોઈ શકો છો કે ગુરુદેવ તમે કહો છો તે ઉમ્મર વટાવી ગયા છે છતાં ચશ્માં આવ્યાં નથી. વળી તમે એ પણ જોઈ શકો છો કે અત્યારે રાત્રિ છે અને દીવાના પ્રકાશવડે તેઓશ્રી વગર ચશ્માએ કામ કરી રહ્યા છે. આપ જાણી શકશો કે તેઓશ્રી બહુ ઝીણા અક્ષરોનું પ્રુફ સુધારે છે, અને મને મોટા અક્ષરોવાળું પ્રુફ સુધારવા આપ્યું છે. હું ઉમ્મરમાં તેઓશ્રીથી ઘણો નાનો છું છતાં મને દીવાપાસે બેસાડયો છે, અને દીવો તેઓશ્રીથી ઘણો દૂર છે. આટલી વયોવૃદ્ધ વયે દીવાથી દૂર બેસીને ચશ્માવગર ઝીણા અક્ષરોનું પ્રુફ તેઓશ્રી જોઈ શકે છે એ પ્રત્યક્ષ પ્રમાણ છે. પછી ચશ્માનો પ્રશ્નજ કયાં રહે છે? સિદ્ધયોગેશ્વર આપે જણાવેલા નિયમથી પર છે એ તો સ્વયસિદ્ધ છે એ સિદ્ધ કરવા બીજા પુરાવાની લેશપણ અપેક્ષા નથી મારો પ્રમાણબદ્ધ જવાબ સાંભળી દાક્તર સાહેબ પ્રસન્ન થયા, ત્યાં ઉપસ્થિત સજ્જનો પ્રસન્ન થયા, અને ગુરુદેવના મુખપર પણ પ્રસન્નતા હું જોઈ શકયો.

મને એ સમયે એક નવું સત્ય સમજાયું કે ગુરુદેવનો આત્મસંયમ કેટલો અજબ છે! દૂર રાખેલા દીપકના પ્રકાશમાં વગર ચશ્માએ ઝીણા અક્ષરોનું પ્રુફ તપાસતા હતા તે પ્રત્યક્ષ હતું છતાં એ પ્રશ્ન કેટલો અપ્રસ્તુત ગણાય? અને છતાં ચિત્તમાં અપ્રસન્નતા ન પ્રકટવા દેવી અથવા એવો અસંગત પ્રશ્ન પૂછનાર પ્રતિ રોષની છાયા પણ ન દાખવવી અથવા વાણીથી એક પણ કટુ શબ્દ ન કહેવો અથવા આચાર્યસ્થાનનો અધિકાર છતાં

સત્તાનો પડઘો ન પાડવો એ કેટલું અસામાન્ય છે તે તો ત્યાં ઉપસ્થિત મહાશયોજ જાણી શકે. મને પણ આવેશ આવી ગયો, અને એ પ્રશ્નનો સચોટ ઉત્તર આપવા પ્રેરણા થઈ, ત્યારે પાષાણની અચલ પ્રતિમા બિરાજતી હોય એમ એ સંતના મુખકમલ પર રોષની એક પણ રેખા નહિ, વ્યગ્રતાનું એક પણ ચિહ્ન નહિ, અપ્રસન્નતાની લાલીનુ નિશાન નહિ. પ્રસન્નતાથી સભર ભરેલું એ જીવન એવું પ્રસન્ન, એવું પ્રફુલ્લ, એવું દયામય દેખાયું! તેઓશ્રીના એ પ્રશાંત ગભીર દર્શને અમને સૌને મુગ્ધ કર્યા. નાથની એ સૌમ્યમૂર્તિને અમારા સૌની મૂક વદના થઈ ગઈ, અને ત્યારેજ સમજાયું કે માનઅપમાનના દ્વંદ્વને સમભાવે સ્વીકારનાર સાચા સંત હોઈ શકે એજ સ્થિતપ્રજ્ઞ દશા, અને એજ અવતારલીલા.

મેં વર્ષોસુધી કૃપાનાથની કથા સાંભળી છે, અને તેઓશ્રીનાં અનેક વ્યાખ્યાનોમાં હાજરી આપી છે છતાં આજે પ્રામાણિકપણે મારે એકરાર કરવો પડે છે કે તેઓશ્રીની કથા એટલે કથા. રાગદ્વેષના વમળથી પર રહેલી અમૃતવાણી. એ કથા એટલે ધર્મરહસ્યનો નિચોડ-સત્ય તત્ત્વનું કથન-પરમાર્થવસ્તુનું સ્ફોટન ત્યાં કશી નિંદા નહિ, કશી ટીકા નહિ, કશું પરદોષદર્શન નહિ ત્યાં ધર્મની વિશુદ્ધિનું વ્યાખ્યાન, ત્યાં માનવમાત્રના મંગલનું કથન, ત્યાં શાંતિનું સામ્રાજ્ય, ત્યાં આનંદનો ઉદધિ, ત્યાં સુખનુંજ માર્ગદર્શન ત્યાં કોઈ ધર્મની કથની નહિ, વિરોધ નહિ, પરધર્મોપ્રતિ તિરસ્કાર કે દ્વેષ નહિ. પરમતનું ખંડન નહિ, માત્ર સત્ય વસ્તુનું મંડન, મંડન ને મડન. માત્ર પરમાત્મદર્શનની પ્રેરણા, પ્રેરણા અને પ્રેરણા માત્ર દુઃખમુક્ત થવાની ઘોષણા, માત્ર માનવમાત્ર ભણી નિર્વૈર બુદ્ધિ, કલ્યાણમય વાણી-પ્રેમમય સ્પંદનો-શુભ, શુભ અને શુભનીજ વાત. માનવમાત્રનું કલ્યાણ થાય એજ વાત અને એવીજ વાત. આવી કથા કરનાર સાચા કથાકાર ગણાય-વંદનીય ગણાય અને પૂજ્ય પણ ગણાય.

---

# યોગનું ઐશ્વર્ય

[નિવેદકઃ—શ્રી ગિરધરભાઈ લક્ષ્મીચંદ ગાંધી-બીલખા]

હું નાથપ્રભુનો જૂનો શિષ્ય છું, એટલે પ્રસગે પ્રસંગે બીલખા-આનંદાશ્રમમાં તેઓશ્રીના જીવનકાળમાં જેમ દર્શન સત્સંગમાટે જતો તેમ અત્યારે પણ જતો રહું છું. સં ૨૦૧૩ના શ્રાવણ માસની વદિ નોમ સોમવારની સાંજે હું બીલખા-આનંદાશ્રમમાં ગયો હતો, ત્યારે મને શ્રી. કરણસિંહભાઈ અને પૂ બ્ર બ્રહ્મપ્રકાશજીની મુલાકાત થઈ અમે ત્રણે વાતો કરતા મોળમા નંબરના ઓરડામાં જ્યાં સુતાર ઘડતો હતો ત્યાં ગયા. કરણસિંહભાઈએ મને જણાવ્યું કે નાથશતાબ્દી મહોત્સવમાટે નાના પાયાપર એક સ્મૃતિમંદિર કરવાની સૌ શિષ્યોની ઇચ્છા છે, અને તેમાટે કૃપાનાથના જુદાજુદા સમયના અને પ્રકારના ફોટોઆફ એકઠા કરાવી તેની નકલો કરાવી છે આ બધી નકલોમાં એક નવીનતા નજર આગળ તરી આવે છે, અને તે છે નાથની દરેક છબીમાં ભિન્નતા-એકપણ છબીજીમાં એકરૂપતા ન મળે આ એક અજબ કોયડો છે, અને સૌ કોઈ અનુભવીને પણ વિચારમાં નાંખી દે તેવો છે પ્રશ્ન એ થાય છે કે એકજ મહાપુરુષની બધી છબીઓમાં આટલી ભિન્નતા ક્યાંથી? એકજ સ્થૂલદેહના આટલા ભિન્ન પ્રકારો ક્યાંથી? આ એક આધ્યાત્મિક

રહસ્ય છે, અને તેનું મૂલ્યાંકન કઈ દૃષ્ટિએ કરવું, તેનો ઉકેલ કેમ લાવવો એ પણ ચિત્રકલાકારોમાટે એક ગંભીર સવાલ છે.

શ્રી. કરણસિંહભાઈની આ વાત સાંભળી મેં તેમને હસતાં હસતાં જવાબ આપ્યો, અને મારો પોતાનો અનુભવ તેમને કહી સંભળાવ્યો. મેં જણાવ્યું કે હું ફોટોગ્રાફ પાડવાનું કામ સારા ફોટોગ્રાફર-છબી પાડનાર-પાસેથી શિખ્યો હતો, અને બીલખામાં છબી પાડવાનો ધંધો કરતો. ધંધાદારીની દૃષ્ટિએ વારવાર બીલખા આનંદાશ્રમમાં આવતો અને ગુરુદેવ જે સ્થિતિમાં બિરાજતા હોય એ સ્થિતિમાં ફોટો-છબી-લેતો. એ સમયે તેઓશ્રીનાં છબીજીનું બહુ વેચાણ થતું, એટલે હું ઝાઝી નકલો તૈયાર કરવા મારા કેમેરામાં એક નહિ, બે નહિ, ત્રણ નહિ, પણ એક પછી એક એમ ચાર પ્લેટ અથવા સ્લાઇડ સાંખતો, અને એકજ સ્થિતિના એકપછી એક એમ તુરતાતુરત ચાર ફોટોઝ-છબીજીઓ-લેતો, કારણ માત્ર એ કે જો એક સરખી ચાર પ્લેટ તૈયાર થાય તો એક સરખી ઘણી છબીઓ તૈયાર થઈ શકે. હું આ પછી જ્યાં કાચ ધોઈ ફોટા ઉતારું તો એ ચારેમાંથી એક પણ છબી મળતી ન આવે-ચારે ભિન્નભિન્ન. હું કલાકાર અને જાતેજ છબી પાડનાર એટલે આ ભિન્નતા જોઈ વિચારમાં પડતો, આશ્ચર્ય પામતો, પણ મારી કલાકારની બુદ્ધિ આ રહસ્યનો, ભેદ ઉકેલી શકતી નહિ. વારંવાર હું ગુરુદેવના ભિન્ન ભિન્ન પ્રસંગના અને ભિન્ન ભિન્ન સ્થિતિના ફોટાઓ લેતો, અને એ પણએક નહિ, એક સાથે ચાર તોપણ દરેકવાર એ ચારે છબીજીઓ જુદી જુદીજ આવે.

એકવાર એવું બન્યું કે ગુરુદેવ બાહરથી દરબારી મોટરમાં આશ્રમની અંદર પધાર્યા, અને આંબાપાસેના પોર્ચ-મંડપનીચે મોટર આવી ત્યારે મેં નાથને વિજ્ઞપ્તિ કરી કે "આપશ્રી મોટરમાં જે સ્થિતિમાં બિરાજ્યા છો એ સ્થિતિમાંજ બિરાજી રહેજો, કેમકે મારે ફોટો લેવો છે." મારી આ વિજ્ઞપ્તિ માન્ય કરી જે સ્થિતિમાં બિરાજેલા હતા તેમજ બિરાજી રહ્યા-આ સમયે મારી પાસે ઉંચી જાતનો કેમેરા હતો-બીલખા દરબારશ્રી ભાણવાળાએ પોતાને ત્યાં પુત્રજન્મ સમયે પોતાનો કિમ્મતી કેમેરા મને ભેટ આપ્યો હતો. આ સુંદર કેમેરામાં મેં એક પછી એક એમ ચાર પ્લેટો ચઢાવી અને હર્ષભેર ફોટો લેવો શરુ કર્યો. એક પછી એક ફોટા લેતો ગયો, અને થોડીવારમાં એ ચારે ફોટોઝ લઈ લીધા. આ સમયે મને એમ કે ગુરુદેવ એકજ પોઝમાં છે-એકજ સ્થિતિમાં-છે, એટલે ચારે ફોટોઝ બરાબર એક સરખા આવશે. હું ઘેર ગયો, અને ડાર્કરૂમમાં એ ચારે કાચ ધોઈ નકલો લીધી-જ્યાં જોઉં છું ત્યાં એકેય મળતી નહિ-ચારે ચાર જુદી જુદી. જાણે એ ચારેય ભિન્ન ભિન્ન સંતની કેમ ન હોય? મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મેં આ સમયે તો નિશ્ચય કર્યો કે આનંદાશ્રમમાં જઈ ગુરુદેવપાસેથી આનો ખુલાસો મેળવું. હું આનંદાશ્રમમાં ગયો-નિજમંદિરમાં પ્રવેશ કર્યો સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી સન્મુખ બેઠો. મારા હૃદયને ચોપડીના અક્ષરોની જેમ વાંચી જનાર એ યોગેશ્વરે મંદ સ્મિત કરતાં પૂછ્યું "કેમ આવ્યા છો?" મેં મારી મુંઝવણ વ્યક્ત કરી અને સમાધાન માગ્યું. સમાધાનમાં એક પણ શબ્દ ઉચાર્યો નહિ, પરંતુ-સમર્થ યોગીની સંકેતવાણીસમું મંદ અને પ્રસન્ન સ્મિત મારાઉપર વેર્યું. આ ગુહ્યવાણીનું રહસ્ય હું અલ્પજ્ઞ ક્યાંથી સમજું? પણ યથામતિ જે સમજાયું એનું આ રહસ્ય હોવું જોઇએ. "एकोऽहं बहु स्याम" "એકમાંથી

અનેક થાઉં" એ પરમાત્માના પ્રથમ સંકલ્પનું મને સ્મરણ થયું. એકમાંથી અનેક થઈ શકે અને છતાં એકરૂપમાંથી અનેકરૂપ રચી શકે એ કોણ હોય? અન્ય કોઈ નહિ પણ સર્વેશ્વર. અનેકમાં એકરૂપે વસી શકે અને છતાં એકરૂપમાંથી અનેકરૂપ રચી શકે એ કોણ હોય? બીજું કોઈ નહિ, ફક્ત એક પરમાત્મા અર્જુનને કૃષ્ણસ્વરૂપમાંથી વિશ્વરૂપ દેખાડી શકે એ કોણ હોઈ શકે? એક માત્ર ઈશ્વર. એમ બીલખાના આનંદાશ્રમમાં બિરાજી એકરૂપમાં રહેતા એ યોગેશ્વર અનેકરૂપ દેખાડી શકતા, કેમકે એ હતા નાથપ્રભુ-નાથ ભગવાન્ અથવા ભગવાનનું મનુષ્યસ્વરૂપ તેઓશ્રીનું એ રહસ્યપૂર્ણ સ્મિત નિહાળ્યા પછી મેં કલાકારનું અભિમાન છોડી મારી શ્રદ્ધાને તેઓશ્રીના અનેકરૂપધારી ઈશ્વરત્વમાં સ્થિર કરી અને સમાધાન મેળવ્યું. આ છે નાથની ઈશ્વરલીલાનો મારો પ્રત્યક્ષ પરિચય મારો અંગત અનુભવ-મારી સાક્ષાત્ પ્રતીતિ! આથી અધિક કયું પ્રમાણ જોઈએ?

## મારું પ્રથમ દર્શન

[ લેખક:—શાસ્ત્રી અંબાશંકર નાનજી જોશી-આનંદાશ્રમ-બીલખા ]

લલિતછંદ

जयतु दक्षिणामूर्ति सद्गुरो !
दिशतु मंगलं योगविद्वर !
जयतु सच्चिदानंदरूपधृक् !
दिशतु मंगलं भक्तवत्सल !

પરમકૃપાળુ સદ્ગુરુદેવની દિવ્ય જીવનલીલા અને પરમપાવન યશ મેં મારી વિદ્યાર્થિઅવસ્થામાં સાંભળેલાં, અને ત્યારથીજ મારા મનમાં તેઓશ્રીનાં દર્શનની અભિલાષા જાગેલી હતી. ઈ. સ ૧૯૨૫માં હું પોરબંદરમાં આવેલી સ્વ માણેકબાઈ સંસ્કૃત પાઠશાળામાં સંસ્કૃતવિદ્યાના અભ્યાસમાટે છાત્રાલયમાં છાત્રજીવન જીવતો. અનધ્યાયનો દિવસ હોય ત્યારે બધા છાત્રોને શ્રીદ્વારકાધીશની હવેલીમાં દર્શનમાટે જવાનું થતું, અને જતી વખતે અમારે શ્રીપોરબંદર-આશ્રમપાસેથીજ જવાનું થાય, એટલે એ આનંદાશ્રમનાં અમને સૌને અનાયાસે દર્શન થઈ જાય આનંદાશ્રમના બાહરના ભાગમાં વાહનોની ઠઠ જામી હોય-જિજ્ઞાસુઓ કથાશ્રવણ કરવા આવી રહ્યા હોય.

મને નાથની કથાશ્રવણ કરવા જનાર સાધકોપાસેથી જાણવા મળતું કે સાંજની કથાનો સમય થતાં નાથપ્રભુ બરાબર નિયત સમયે સિંહાસનપર પધારે, શ્રવણના આરંભનું મંગલાચરણ બોલાયા પછી સદ્ગુરુદેવ કથાનો આરંભ કરે. એ કથામાં અમલદારો હોય, ધનાઢ્યો હોય, વિદ્વાનો હોય, સાધુઓ પણ હોય-ટૂંકમાં એ કથાનો રસ એવો કે તે અમૃત પીવા ભિન્ન ભિન્ન રુચિનાં અને ભિન્ન ભિન્ન સ્થિતિનાં સૌ પ્રેમભાવે આવે. એ કથામાં માણસને ઊંચે લઇ જાય એવી વાતો હોય. માણસના મનના મેલ ધોવાય એવી વાતો હોય માણસને સાચો માણસ બનાવે એવી વાતો હોય એ વાણીમાં બલ એવું કે એ વાતો મનમાં ચોંટી જાય માણસ પોતાની મેળે પોતાનું માપ કાઢી શકે એવી તેમાં સમજણ

હોય. વળી એમ પણ કથા સાંભળનાર મને કહે કે એ કથામાં આનંદની છોળો હોય, શાંતિની છોળો હોય એટલે ત્રિવિધતાપથી તપેલાં હૃદયો ત્યાં ટાઢાં થાય. આવી આવી તેઓશ્રીની કથાની વાતો સાંભળી મને પણ એ કથા સાંભળવાનું મન થાય ને એ કથાકારનાં મંગલ દર્શન કરવાનું મન થાય. ચિત્તમાં પૂર્વના શુભ સંસ્કારો હશે એટલે વારંવાર એ દર્શનની ઈચ્છા થયા કરે, એ ઈચ્છા વારંવાર મને ખેંચ્યા કરે. મને પણ એ શ્રોતાઓની પેઠે ત્યાં બેસી કથામાંથી ઝરતા બ્રહ્માનંદને અનુભવવા જિજ્ઞાસા થાય. એવી ઊર્મિઓ પણ ઊઠયા કરે કે ક્યારે એ સુભગ દિવસ સાંપડે; પરંતુ છાત્રાવસ્થાની પરાધીનતા એવી કે બીજા છાત્રોથી હું જુદો પડી શકું નહિ.

"જો જો ઈચ્છા હોત મન માંહી, રામકૃપા કછુ દુર્લભ નાહિં" આ સંતશ્રી તુલસીદાસજીનાં વચનઅનુસાર મારી શુભેચ્છાની સફલતાની ધન્યઘડી આવી પહોંચી ગુરુદેવે સુંદર તક આપવા કૃપા કરી. એક અનધ્યાયનો-રજાનો દિવસ આવ્યો અને મારા સહાધ્યાયી મિત્ર શ્રી. મણિશંકરને વાત કરી કે કઈ રીતે આપણે ગુરુદેવનાં દર્શનનો લાભ લઈ શકીએ? તેમણે કહ્યું, "મારા મામા ત્રિભુવન વિઠ્ઠલજી હવે આનંદાશ્રમમાં વ્યવસ્થાપક છે એટલે તેમને મળી વાત કરીએ તો તેઓ દર્શન કરાવશે." આમ નિશ્ચય કરી અમે સૂર્યાસ્ત સમયે બંને જણા પોરબંદર-આનંદાશ્રમમાં ગયા, અને દરવાજા અંદરની નાની ઓરડીમાં બેસી નામું લખતા શ્રી ત્રિભુવનભાઈને મળ્યા, અને ભાઈ મણિશંકરે પોતાનું ઓળખાણ આપીને પૂછયું કે "અત્યારે અમને ગુરુદેવનાં દર્શન થઈ શકે ખરાં?" આ સાંભળી ત્રિભુવનભાઈએ હસતાં હસતાં વાત્સલ્યભાવે જણાવ્યું, "હા હા થઈ શકશે ઉપર જાઓ. પ્રભુશ્રી ત્યાં બિરાજે છે" આમ કહી તેમણે અમને ઉપર જવાનો રસ્તો બતાવ્યો. અમે બંને ધડકતે હૃદયે ઉપર ગયા. મેડીપર ચડી જ્યાં તેઓશ્રી બિરાજતા હતા ત્યાં પ્રવેશ કર્યો ત્યાં અમારું ધડકતું હૃદય આનંદ અનુભવી પ્રશાંત બન્યું. જેમ સમુદ્રકિનારે જતાં શરીરનો ઉકળાટ શમી જાય તેમ એ તપોમૂર્તિનાં દર્શન થતાં અમારા મનનો ઉકળાટ શમી ગયો. તેઓશ્રીના ઓરડા આગળ દ્વારપાલ નહિ તેમ કોઈ ચોકીદાર નહિ. એ સંતનાં દ્વાર સૌમાટે સદા ખુલ્લાં રહેતાં.

એક નાનકડા સામાન્ય આસનપર બિરાજેલા ત્યાગ અને તપોમૂર્તિસમા ગુરુદેવને અમે જોયા. આટલા મોટા આચાર્યપ્રવર અને કશો ઠાઠ નહિ! કશો ભભકો નહિ! કશો આડંબર નહિ! ગીતાજીમાં વર્ણવેલાં યોગ આસનપર એટલે દર્ભાસન, તે ઉપર મૃગછાલા અથવા વાઘાંબર અને તે ઉપર ઊનની ધાબળી-આવા આસનપર તેઓશ્રી બિરાજેલા હતા. એ ઓરડો એક સામાન્યમાણસ વસે એવો સાદો છતાં ત્યાં અનુપમતા કેમ હશે? ત્યાં આટલી ભવ્યતા ક્યાંથી આવી હશે? ગુરુદેવ સાયંસંધ્યામાંથી પરવારેલા લાગ્યા, મુખપર નિર્મળ પ્રકાશ છલકતો હતો, એટલે સમજાણું કે "સંધ્યા એટલે સમ્યક્ ધ્યાન-સંધ્યા એટલે વ્યષ્ટિ પ્રાણની સમષ્ટિ પ્રાણજોડે એકતા-સંધ્યા એટલે વિશ્વાત્માજોડે અનુસંધાન." આ અર્થમાં સંધ્યા કરનાર ઋષિવરને મેં જીવનમાં પ્રથમવાર જોયા. મેં યોગનું નામ સાંભળ્યું હતું, પરંતુ-યોગસિદ્ધ મહાપુરુષને મેં પ્રથમવારજ નિહાળ્યા-પદ્માસને બિરાજેલા, દેહને અચલ રાખીને, સ્થિર બિરાજેલા, નાસિકાગ્રપર દૃષ્ટિ સમ્યક્પ્રકારે રોકીને બિરાજેલા, પ્રશાંતચિત્તવાળા સંતને પ્રથમવાર નેત્રો ભરી ભરી નીરખ્યા.

નેત્રોની શી મધુરતા! મુખપર બ્રહ્માનંદની શી ખુમારી! અમે વિનમ્રભાવે એ દિવ્યમૂર્તિને સાષ્ટાંગપ્રણિપાત કર્યા, અને પછી હાથજોડી સન્મુખ બેઠા. સમર્થ આચાર્યપ્રવર છતાં અમારાજેવા સામાન્ય વિદ્યાર્થીઓ સામે પણ પ્રેમની નજરથી જોયું, એટલુંજ નહિ પણ જાણે કેમ અમારી સંભાળ લેતા હોય તેમ અમને બંનેને પૂછયું, "પાઠશાલાના વિદ્યાર્થી લાગો છો." અમને બરાબર 'ઓળખતા હોય એમ અમને જણાવ્યું' અમે હા પાડી તે પછી તેઓશ્રીએ અમારા નામ પૂછ્યાં એ બધું જણાવ્યું પછી ગુરુદેવે અમને અમારાં હિતની શિખામણ આપી, "નિત્ય ત્રિકાલ-સવાર, બપોર ને સાંજ-સંધ્યા વંદન કરતા રહેજો."

આ પછી અમે પ્રણામ કરી ત્યાંથી ઊઠયા એટલે તેઓશ્રીએ પ્રસન્ન ગંભીર મૌનવડે અને જમણા હાથની અભય ને વરદ મુદ્રાવડે અમને શુભાશિષ્ આપવા કૃપા કરી. અમે આવ્યા ત્યારે જેમ અમને પ્રેમથી સત્કાર્યા હતા એમ જતી વેળા પણ દયાદૃષ્ટિથી અમને વિદાય આપી. આવું નિર્હેતુક સૌજન્ય અમે બીજે સ્થળે કયાંય અનુભવ્યું નહોતું. કયાં તેઓશ્રીનું ઉન્નત સ્થાન અને કયાં અમારી સામાન્ય સ્થિતિ! અમને તેઓશ્રીનાં મુખકમલમાં મહેશ્વરનાં દર્શન થયાં નહિતર એ મુખપર એટલો અદ્‌ભુત પ્રતાપ કયાંથી આવી વસ્યો હોય? નહિતર એ દેહમાં દયાનું લાલિત્ય આટલું કયાંથી દીપી ઊઠે? નહિતર એ આંખોમાં પશુભાવ ઓગાળી નાંખે એવો અમીરસ કેમ ટપકયા કરતો હોય? નહિતર માનવમાં આવું અનુપમ ઐશ્વર્ય કયાંથી દર્શન આપ્યા કરે? એ નાનો ઓરડો કૈલાસ સમો શોભતો હતો. એ દીવાલોપર શાંતિનાં પડછંદા ગાજતા હતા. એ વાતાવરણ આનંદની રસ છોળે હિલોળા મારતું હતું. એ ઓરડો એટલે સાકાર દિવ્યતા. મન જેને માપી ન શકે તેને મારા જેવા વામનની વાણી કયાંથી વર્ણવી શકે? આંખોને ત્યાંથી ખસવાનું મન ન થાય. એમ થયાજ કરે જાણે ત્યાં બેઠાજ રહીએ! એ સુભગ સ્થાન, એ સુભગ ઘડી, એ સુભગ દર્શન આ ત્રણે આટલાં વર્ષો પછી પણ મારા અંતઃકરણમાં એટલાંજ તાજાં છે. જાણે કેમ એ બધું ગઈકાલેજ ન બન્યું હોય?

પરમકૃપાળુ નાથના સ્વરૂપાવસ્થાન પછી મેં તેઓશ્રીનું શરણ સ્વીકાર્યું છે, અને ક્વચિત્ ક્વચિત્ 'મારું એ પ્રથમ દર્શન" સ્વપ્નમાં પણ મને એટલીજ તાજગીથી સાંપડયા કરે છે, મારી મનોવ્યથા ઓછી કર્યા કરે છે, મારા ચિત્તમાં શુભસંસ્કાર ભર્યા કરે છે, અને મારા જીવનમાર્ગને નિષ્કંટક કર્યા કરે છે સંસારસાગરને કાંઠે ઊભેલી દીવાદાંડીની પેઠે મારી જીવનનૌકાને અજવાળ્યા કરે છે-દોર્યા કરે છે. એ પ્રથમ દર્શન ચિત્તપર એવું ચોંટી ગયું છે કે નાથની એ દિવ્ય દયામૂર્તિ મારી આંખોમાં તરવર્યા કરે છે, અને મારું કલ્યાણ સધાતું લાગે છે. એ મારું જીવનધન છે, મારું વિશ્રામસ્થાન છે, અને એ દર્શન મારા જીવનમાં ઓતપ્રોત બની જાય એવી અભ્યર્થના સહ પ્રણમું છું એ ભવતારક, સુખધામ, પરમશાંતિપ્રદ ચરણારવિંદોમાં!

જયનાથ! જયજયનાથ! જય પ્રભુ!!



# પૂજ્યપાદ કૃપાનાથરચિત પુસ્તકોની પ્રસિદ્ધિનો સમય આદિ દર્શાવનારું પત્રક

| ક્રમ પુસ્તકનું નામ | પ્રથમાવૃત્તિનો સંવત | કેટલી આવૃત્તિ થઇ? | સર્વ આવૃત્તિનાં કુલ પુસ્તકો | મૂલ્ય અને વિશેષ હકીકત |
|---|---|---|---|---|
| ૧ સ્વાભાવિક ધર્મ | ૧૯૩૭ | ૪ | ૩૬૦૦ | ૦-૪-૦ |
| ૨ શ્રીમનુષ્યમિત્ર | ૧૯૪૧ | ૪ | ૪૧૦૦ | ૦-૭-૦ |
| ૩ પરમપદબોધિની | ૧૯૪૩ | ૫ | ૫૧૦૦ | ૦-૧૫-૦ |
| ૪ યોગકૌસ્તુભ | ૧૯૪૫ | ૭ | ૭૭૦૦ | ૨-૮-૬ |
| ૫ શ્રીદ્વિજકલ્પલતિકા પ્રભૃતિ (પાછળથી ૭મી આવૃત્તિથી યજુર્વેદીય સંધ્યાદિ નિત્યકર્મ.) | ૧૯૪૬ | ૭૧ | ૧૧૭૯૦૧ | વિના મૂલ્યે |
| ૬ ઋગ્વેદીય વેદોક્ત ત્રિકાળી સંધ્યા | ૧૯૪૭ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૭ યજુર્વેદની ,, ,, ,, | ૧૯૪૭ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૮ સામવેદની ,, ,, ,, | ૧૯૪૭ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૯ અથર્વવેદની ,, ,, ,, | ૧૯૪૭ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૧૦ યોગપ્રભાકર | ૧૯૪૭ | ૪ | ૪૧૦૦ | ૦-૮-૦ |
| ૧૧ શ્રીપાતંજલ યોગદર્શન રહસ્યદીપિકા ટીકા | ૧૯૪૭ | ૫ | ૫૧૦૦ | ૩-૪-૦ |
| ૧૨ યજુર્વેદીય આહ્નિક પ્રકાશ | ૧૯૪૭ | ૧૯ | ૨૬૭૦૦ | ૦-૧૧-૦ |
| ૧૩ લઘુસંધ્યા | ૧૯૪૭ | ૪૦ | ૫૨૮૦૦ | વિના મૂલ્યે |
| ૧૪ ઉપદેશ ગ્રં. અંક ૧ થી ૭૯ સં ૧૯૪૮ થી સં. ૧૯૮૭ | ૧૯૪૮ | ૭૯ | ૧૨૭૭૪૦ | ,, |
| ૧૫ સાંખ્યદર્શન રહસ્યદીપિકા ટીકા | ૧૯૪૯ | ૧ | ૧૦૦૦ | ૧-૨-૦ |
| ૧૬ ઋગ્વેદ આહ્નિક પ્રકાશ | ૧૯૪૯ | ૭ | ૬૮૦૦ | વિના મૂલ્યે |
| ૧૭ સામવેદીય આહ્નિક પ્રકાશ | ૧૯૪૯ | ૮ | ૭૭૬૦૦<br>૩૩૨૦૦ | આઠમી આવૃત્તિથી મૂલ્યથી ૦-૮-૦ |
| ૧૮ ઋગ્વેદીય સંધ્યાદિ નિત્યકર્મ | ૧૯૪૯ | ૯ | ૯૯૭૦ | વિના મૂલ્યે |
| ૧૯ સામવેદીય સંધ્યાદિ નિત્યકર્મ | ૧૯૪૯ | ૯ | ૮૧૫૦ | ,, |
| ૨૦ અથર્વવેદીય સંધ્યાદિ નિત્યકર્મ | ૧૯૪૯ | ૪ | ૩૬૦૦ | ,, |
| ૨૧ શ્રી. ,, આહ્નિક પ્રકાશ | ૧૯૫૦ | ૩ | ૨૫૦૦ | આવૃત્તિ ૩જીથી વેચાણ ૦-૧૨-૦ |
| ૨૨ શ્રીમદ્ ભગવદ્ગીતા રહસ્ય દીપિકા ટીકાસહિત | ૧૯૫૦ | ૭ | ૭૦૦૦ | ૫-૨-૦ |
| ૨૩ મંગળાચરણ | ૧૯૫૨ | ૧૩ | ૧૪૧૦૦ | વિના મૂલ્યે |

| ક્રમ | પુસ્તકનું નામ | પ્રથમાવૃત્તિ નો સંવત્ | કેટલી આવૃત્તિ થઇ? | સર્વ આવૃત્તિ નાં કુલ પુસ્તકો | મૂલ્ય અને વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૨૪ | લઘુવૈશ્વદેવ | ૧૯૫૨ | ૧૨ | | ,, |
| ૨૫ | નાથસ્વરોદય | ૧૯૫૩ | ૬ | ૬૬૦૦ | ૦-૪-૦ |
| ૨૬ | આશૌચ વિવેક | ૧૯૫૩ | ૬ | ૬૨૦૦ | ૦-૧-૬ |
| ૨૭ | મુમુક્ષુએ પોતાને પૂછવાના ૧૬ પ્રશ્નો | ૧૯૫૩ | ૮ | ૫૦ | વિના મૂલ્યે |
| ૨૮ | શ્રીપ્રણવપટ | ૧૯૫૪ | ૮ | ૧૦૧૦૦ | ૦-૨-૦ |
| ૨૯ | વેદાંતદર્શન તાત્પર્ય દીપિકા ટીકા સહિત | ૧૯૫૫ | ૩ | ૨૫૦૦ | ૩-૧૦-૦ |
| ૩૦ | ઉપદેશગ્રંથાવલિ અં. ૧થી ૧૦ એકઠું પુસ્તક | ૧૯૫૫ | ૩ | ૩૨૦૦ | ૦-૭-૬ |
| ૩૧ | ઢુંઢી સંધ્યા (ચાર વેદની) | ૧૯૫૬ | ૧ | ૧૦૦૦ | વિનામૂલ્યે |
| ૩૨ | સંધ્યાવંદન શિવપૂજા, ઔર પંચ મહાયજ્ઞ (હિંદી) | ૧૯૫૬ | ૧ | ૫૦૦ | ,, |
| ૩૩ | સૂર્યોપાસન, શિવપૂજન, ઔર વૈશ્વદેવ (હિંદી) | ૧૯૫૬ | ,, | ૫૦૦ | ,, |
| ૩૪ | સ્રીઓં કે લિયે સૂર્યોપાસન ઔર શિવપૂજન | ,, | ,, | ૫૦૦ | ,, |
| ૩૫ | શ્રીપ્રણવવિસ્તારપટ | ૧૯૫૮ | ૪ | ૪૧૦૦ | ૦-૧-૦ |
| ૩૬ | શ્રીઉપનિષદો (બાર = ૧૦૬=૧૧૮ (તાત્પર્યદીપિકાટીકાસહિત) | ૧૯૫૯ | ૫ | ૪૮૦૦ | ૭-૦-૦ |
| ૩૭ | શ્રીસુબોધકલ્પલતા | સાલ મળી નથી | ૩ | ૩૩૦૦ | ૧-૫-૦ |
| ૩૮ | સદુપદેશદિવાકર પ્રથમકિરણ | ૧૯૬૦ | ૩ | ૩૧૦૦ | ૦-૯-૦ |
| ૩૯ | શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સરલા ટીકા | ૧૯૬૦ | ૪ | ૫૩૦૦ | ૧-૦-૦ |
| ૪૦ | ઊલટીવાણીનું સ્પષ્ટીકરણ | ૧૯૬૦ | ૩ | ૩૨૦૦ | ૦-૨-૬ |
| ૪૧ | શ્રીઉપદેશગ્રંથાવલિ અં. ૧૧ થી ૨૫ (એકઠું પુસ્તક) | ૧૯૬૦ | ૩ | ૩૨૦૦ | ૦-૯-૦ |
| ૪૨ | શ્રીપ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ | ૧૯૬૧ | ૪ | ૪૨૦૦ | ૦-૯-૦ |
| ૪૩ | ચાસ્તોત્ર | ૧૯૬૨ | ૧ | ૧૦૦૦ | વિનામૂલ્યે |
| ૪૪ | તમાકુ સ્તોત્ર | ,, | ૧ | ૧૦૦૦ | ,, |
| ૪૫ | અફીણ સ્તોત્ર અથવા વિજયાસ્તોત્ર | ૧૯૬૩ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૪૬ | મદિરા સ્તોત્ર તથા કામસ્તવ | ૧૯૬૩ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૪૭ | શ્રીસદુપદેશદિવાકર દ્વિ. કિરણ | ૧૯૬૪ | ૨ | ૨૧૦૦ | ૦-૧૦-૦ |
| ૪૮ | મુમુક્ષુપ્રતિ અંતર્યામિના આદેશો દિવ્યપ્રભાટીકાસહ | ૧૯૬૪ | ૩ | ૩૩૫૦ | ૦-૧૨-૦ |

| ક્રમ | પુસ્તકનું નામ | પ્રથમાવૃત્તિનો સંવત્ | કેટલી આવૃત્તિ થઈ? | સર્વ આવૃત્તિનાં કુલ પુસ્તકો | મૂલ્ય અને વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૪૯ | ક્રોધસ્તવ તથા લોભસ્તવ | ૧૯૬૪ | ૧ | ૧૦૦૦ | વિનામૂલ્યે |
| ૫૦ | મોહસ્તવ તથા મદસ્તવ | ૧૯૬૪ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૫૧ | શ્રીસદુપદેશમાળા ભા. ૧લો | ૧૯૬૫ | ૨ | ૨૧૦૦ | ૦-૪-૦ |
| ૫૨ | શ્રીગુરુગીતાસાર | ૧૯૬૫ | ૪ | ૪૧૦૦ | ૦-૧-૩ |
| ૫૩ | શ્રીસધ્યાનો વેદાંતાનુસાર વિચાર | ૧૯૬૫ | ૩ | ૩૧૦૦ | ૦-૧-૩ |
| ૫૪ | મત્સરસ્તવ તથા દંભસ્તવ | ૧૯૬૫ | ૧ | ૧૦૦૦ | વિનામૂલ્યે |
| ૫૫ | ભયસ્તવ તથા ચિંતાસ્તવ | ૧૯૬૫ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૫૬ | શ્રીઉપદેશગ્રંથાવલિ અં. ૨૬થી ૩૫ (એકઠું) | ૧૯૬૫ | ૨ | ૨૧૦૦ | ૦-૭-૦ |
| ૫૭ | શ્રીનાથકાવ્ય પ્ર. ભાગ | ૧૯૬૬ | ૨ | ૨૧૦૦ | ૦-૧૪-૩ |
| ૫૮ | આલસ્યસ્તવ તથા પ્રમાદસ્તવ | ૧૯૬૬ | ૧ | ૧૦૦૦ | વિનામૂલ્યે |
| ૫૯ | અવિદ્યા સ્તવરાજ | ૧૯૬૬ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૬૦ | સ્વભાવ સ્તવરાજ | ૧૯૬૭ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૬૧ | ગપાષ્ટક તથા સત્યાષ્ટક | ૧૯૬૭ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૬૨ | ચારે વેદના શાંતિપાઠ અર્થ સહિત. | ૧૯૬૭ | ૧ | ૧૦૦૦ | વિના મૂલ્યે |
| ૬૩ | અનન્યભક્તિ અને અનન્ય ભક્તનાં લક્ષણો. | ૧૯૬૮ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૬૪ | ભગવાન્ શ્રીરામચંદ્ર અને ભક્તિનિષ્ઠ શબરીનો સંવાદ | ૧૯૬૮ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૬૫ | શ્રીવૈરાગ્યોપદેશ | ૧૯૬૮ | ૧ | ૧૦૦૦ | ,, |
| ૬૬ | ભક્તિપોષક સંવાદો | ૧૯૬૮ | ૧ | ૧૨૦૦ | ,, |
| ૬૭ | સદુપદેશદિવાકર તૃતીય કિરણ | ૧૯૬૯ | ૨ | ૨૧૦૦ | ૧-૫-૦ |
| ૬૮ | રાસપંચાધ્યાયી જ્ઞાનપક્ષની તથા ભક્તિપક્ષની શ્રીરહસ્યાર્થપ્રકાશિકા ટીકા સહિત | ૧૯૬૯ | ૨ | ૨૧૦૦ | ૧-૦-૦ |
| ૬૯ | શ્રીમદ્ભગવદ્ગીતાદિ પંચરત્નો તાત્પર્યબોધનીટીકા સહિત | ૧૯૬૯ | ૩ | ૪૧૦૦ | ૨-૨-૦ |
| ૭૦ | શ્રીપત્રકલ્પમંજરી | ૧૯૭૦ | ૨ | ૨૧૦૦ | ૦-૪-૦ |
| ૭૧ | શ્રીદુરાચાર ગિરિવજ્ર | ૧૯૭૧ | ૩ | ૨૦૦૦ | ૦-૬-૩ |
| ૭૨ | શ્રીવિનોદમાળા | ૧૯૭૧ | ૨ | ૧૬૦૦ | ૦-૬-૦ |
| ૭૩ | શ્રીસુવિચાર ચંદ્રિકા | ૧૯૭૧ | ૨ | ૨૦૦૦ | ૦-૫-૦ |
| ૭૪ | મહામંત્રમાલિકા | ૧૯૭૧ | ૩ | ૩૨૦૦ | ૦-૪-૦ |
| ૭૫ | શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશરત્નો ભાવાર્થદીપિકાટીકા સાથે. | ૧૯૭૧ | ૩ | ૪૨૦૦ | ૩-૦-૦ |

| ક્રમ | પુસ્તકનું નામ | પ્રથમાવૃત્તિ નો સંવત | કેટલી આવૃત્તિ થઈ? | સર્વ આવૃત્તિ નાં કુલ પુસ્તકો | મૂલ્ય અને વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૭૬ | સનાતન ધર્મનિરૂપણ | ૧૯૭૧ | ૩ | ૨૫૦૦ | ૦-૩-૦ |
| ૭૭ | અ ભા. વર્ષિય ઔ. બ્રહ્મ-સમાજમાં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ-ભાવનગર | ૧૯૭૧ | ૧ | ૮૦૦ | વિના મૂલ્યે |
| ૭૮ | શ્રીરુદ્રસૂક્ત પુરુષસૂક્ત તથા ઈશાવાસ્યાદિ તાત્પર્ય-બોધિની ટીકા સાથે. | ૧૯૭૨ | ૩ | ૨૬૮૦ | ૦-૭-૦ |
| ૭૯ | શ્રીસાંખ્યપ્રવચન, સાંખ્ય તાત્પર્યબોધિની ટીકા સહિત | ૧૯૭૩ | ૨ | ૧૬૦૦ | ૧-૨-૦ |
| ૮૦ | શ્રી સૂક્ત, વ્યાવહારિક તથા પારમાર્થિક પક્ષની ટીકા સહિત. | ૧૯૭૩ | ૪ | ૪૨૦૦ | ૦-૧-૬ |
| ૮૧ | શ્રી ભક્તિસુધા. | ૧૯૭૩ | ૫ | ૫૮૫૦ | ૦-૧-૬ |
| ૮૨ | વૈરાગ્ય સુધાકર | ૧૯૭૪ | ૩ | ૨૭૦૦ | ૦-૪-૦ |
| ૮૩ | અ. ભા. સૌ. બ્રહ્મસમાજમાં પ્રમુખસ્થાનેથી આપેલ ભાષણ (કરાચી). | ૧૯૭૪ | ૨ | ૨૦૦૦ | વિના મૂલ્યે |
| ૮૪ | શ્રીસદુપદેશદિવાકરકિરણ ચોથું | ૧૯૭૮ | ૧ | ૧૦૦૦ | ૧-૨-૦ |
| ૮૫ | શ્રી ઉપદેશ ગ્રંથાવલિ અં. ૬૬ થી ૫૮ એકઠું પુસ્તક | ૧૯૮૦ | ૧ | ૧૧૦૦ | ૧-૨-૦ |
| ૮૬ | વેદાંતનાં મૂલતત્ત્વો (એકઠું પુસ્તક) | ૧૯૮૧ | ૧ | ૨૦૦૦ | વિના મૂલ્યે |
| ૮૭ | શ્રીનાથકાવ્ય (દ્વિતીયભાગ) | ૧૯૮૧ | ૧ | ૬૧૦૦ | ૦-૧૪ ૦ |
| ૮૮ | શ્રીજયશંકર સ્તોત્ર તથા મહિમ્ન સ્તોત્રાદિ સટીક | ૧૯૮૧ | ૫ | ૬૫૦૦ | વિના મૂલ્યે |
| ૮૯ | પરમસુખી થવાના ઉપાય | ૧૯૮૪ | ૪ | ૬૧૦૦ | ૧-૧૫ ૬ |
| ૯૦ | મહાશિવરાત્રિનાં બોધવચનો | ૧૯૮૪ | ૧ | ૫૦૦ | વિનામૂલ્યે |
| ૯૧ | મુમુક્ષુઓને હિતકર સંદેશો | ૧૯૮૪ | ૧ | ૫૦૦ | ,, |
| ૯૨ | શ્રીવિવેકભાસ્કર પ્રથમરશ્મિ | ૧૯૮૫ | ૧ | ૧૧૦૦ | ૦-૯-૦ |
| ૯૩ | શ્રીબ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશસાધનો | ૧૯૮૫ | ૩ | ૩૩૦૦ | ૦-૧૫ ૦ |
| ૯૪ | શ્રીવર્ણવિચાર | ૧૯૮૫ | ૩ | ૩૧૦૦ | ૦-૩-૦ |
| ૯૫ | પ્રાવેશિક દીક્ષા | ૧૯૮૫ | ૨ | ૩૫૦૦ | વિનામૂલ્યે |
| ૯૬ | શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના મુખ્યોપદેશ સંબંધી વિચાર | ૧૯૮૬ | ૨ | ૨૨૦૦ | ૦-૪-૦ |

| ક્રમ પુસ્તકનું નામ | પ્રથમાવૃત્તિ નો સંવત્ | કેટલી આવૃત્તિ થઇ? | સર્વ આવૃત્તિ નાં કુલ પુસ્તકો | મૂલ્ય અને વિશેષ હકીકત |
|---|---|---|---|---|
| ૯૭ શ્રીવેદાંતનાં મૂળતત્ત્વો તથા શ્રેયો-ભાવના એકઠું પુસ્તક | ૧૯૮૬ | ૧ | ૧૦૦૦ | વિનામૂલ્યે |
| ૯૮ પ્રભુભક્ત થવા ઇચ્છનારે ત્યજવા-યોગ્યદોષો | ૧૯૮૬ | ૧ | ૧૦૦૦ | ૦-૨-૦ |
| ૯૯ મંત્રપુષ્પાંજલિ સટીક | ૧૯૮૬ | ૫ | ૫૦૦૦ | " |
| ૧૦૦ શ્રીવિવેકભાસ્કર દ્વિતીય રશ્મિ | ૧૯૮૭ | ૧ | ૧૦૦૦ | ૦ ૮-૦ |
| ૧૦૧ શ્રીમદ્ ભગવદ્ગીતા અન્વયાર્થ-દીપિકા ટીકા | ૧૯૮૭ | ૧ | ૧૧૦૦ | ૦-૧૧ ૦ |
| ૧૦૨ શ્રીસામવેદીય રુદ્રપૂજાદિ | ૧૯૮૭ | ૧ | ૧૫૦૦ | ૦ ૪-૦ |
| ૧૦૩ શ્રીપંચદશી(શ્રીવિદ્યારણ્યસ્વામીકૃત) ભાવાર્થદીપિકાટીકા સાથે | ૧૯૮૭ | ૧ | ૧૧૦૦ | ૩-૪-૦ |
| ૧૦૪ શ્રીસદુપદેશદિવાકર પંચમકિરણ | ૧૯૮૭ | ૧ | ૧૧૦૦ | ૦ ૧૩-૬ |
| ૧૦૫ આનંદાશ્રમ ટ્રસ્ટડીડ | ૧૯૮૮ | ૨ | ૭૫૦ | ૦-૮-૦ |
| ૧૦૬ શ્રીવિચારસાગરના પદ્યભાગનું ગુજરાતી ભાષાંતર | ૧૯૮૯ | ૨ | ૨૧૫૦ | ૦-૧૩-૬ |
| ૧૦૭ શ્રીપંચદશીસાર | ૧૯૯૦ | ૨ | ૧૬૦૦ | ૦-૧૨-૦ |
| ૧૦૮ શ્રીઉપદેશગ્રંથાવલિ અં' ૫૯ થી ૭૩ (વેદાંતનાં મૂળતત્ત્વો ને શ્રેયોભાવના) | ૧૯૯૧ | ૧ | ૧૧૦૦ | ૦-૮-૦ |
| ૧૦૯ શ્રીસદુપદેશ દિવાકર કિ. છઠું | ૧૯૯૫ | ૨ | ૨૨૦૦ | ૦-૧-૬ |
| ૧૧૦ શ્રીસદુપદેશમાળા ભા. ૨ જો | ૧૯૯૮ | ૨ | ૨૨૦૦ | ૦-૭-૦ |
| ૧૧૧ શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ સંક્ષિપ્ત આધ્યાત્મિક રહસ્ય | ૧૯૯૯ | ૧ | ૧૧૦૦ | ૦-૨-૬ |
| ૧૧૨ શ્રીનાથસુબોધમાળા ભા ૧ લો | ૧૯૯૯ | ૧ | ૬૦૦ | ૦-૮-૦ |
| ૧૧૩ સ્વદેશસેવા | ૨૦૦૦ | ૧ | ૫૦૦ | ૦-૧-૩ |
| ૧૧૪ ધર્માચાર્યનાં કર્તવ્ય | ૨૦૦૭ | ૧ | ૧૧૦૦ | વિના મૂલ્યે |
| ૧૧૫ શ્રી ઉપ. ગ્રંથાવલિ અં. ૭૪ થી ૮૧ (વ્યાસ ભગવાનનો સિદ્ધાંત) | ૨૦૦૮ | ૧ | ૧૧૦૦ | ૦-૯-૬ |
| ૧૧૬ શ્રીનાથસુબોધમાળા ભા. ૨ જો | ૨૦૦૮ | ૧ | ૧૧૦૦ | ૦-૧૨-૦ |
| ૧૧૭ શ્રીનાથસાધના | ૨૦૦૮ | ૧ | ૧૧૦૦ | ૦-૪ ૬ |

सर्वेऽत्र सुखिनः संतु, सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यंतु, मा कश्चिद्दुःखमाप्नुयात् ॥
ॐ शांति ! ॐ शांतिः !! ॐ शांतिः !!!

## ॥ समाप्तोऽयं ग्रंथः ॥